# સ્ત્રીબોધ.

કહે નપોલ્યન દેશને, કરવા આબાદાન; સરસ રીતછે એજકે, દો માતાને ગ્યાન.

## પુસતક ૧૪ મું.

જાનેવારીથી ડીસેમબર ૧૮૭૦ સુધી.



મુંબઈના
દફતર આશકારા છાપાખાનાં મધે છાપીઉછે.
સને ૧૮૭૦.

# સાંકલીઉં સ્ત્રીબોધનાં પુસતક ૧૪ માનું.

## કીસા, કાંહાંની અને વારતાઓ.


સફે.
સવપને સગાઇ અથવા વહડતાં જોડાંનાં લડતાં લગન. ૧, ૨૩,૪૫,૬૭,૮૯
તલેસમાતી તોફાંન, અથવા જાદુઇની જુદાઇ, મોખતનો મેલાપ.. .. .. ૧૧૧,૧૩૩,૧૫૫,૧૭૮,૧૯૯,૨૨૨
સુલી વચે સોપારી અથવા ઓરતના હાથમા છુપી વાત .. ૨૪૩
તરણ ચોરોની વાત .. .. .. .. .. .. ૧૬
દાહી મરઘીનું દાહાપણ.. .. .. .. .. .. ૫૬
આનીના અને મરાવા નામની બે બેહેનોની વાત.. .. ૭૪
ગોમેજી સુટારો .. .. .. .. .. .. .. ૯૯
લેવા ગઈ પુત, ખોહી આવી ખસમ .. .. .. .. ૧૨૧
ક્રીસસ અને તેનો દીકરો-(ચીતર સાથે) .. .. . ૧૨૩
ઠંડીનો દેશ અને આઇસનો ઘોડો .. .. .. .. ૧૪૦
ફરેચોનો એક વડીએલ અથવા હેંકારનો બદલો-(ચીતર સાથે) ૧૭૦
કુવામાંની પરી.... .. .. .. .. .. .. ૧૯૩
કાંસીની.... .. .. .. .. .. .. .. ૨૦૬
ધરમ બોલે નહી પણ તોલે.. .. .. .. .. .. ૨૩૦


## સંસાર વેહેવારને લગતી બાબતો.


સંસાર સુખ—(ચીતર સાથે) .. .. .. .. ૫
બાયડીનું સુખ—(ચીતર સાથે).. .. .. .. .. ૨૮
ભરતારનું સુખ—(ચીતર સાથે). .. .. .. .. ૪૯
બચાંનું સુખ—(ચીતર સાથે).. .. .. .. .. ૭૧
લખશમી—(ચીતર સાથે).. .. .. .. .. .. ૯૮
સરસવતી—(ચીતર સાથે).. .. .. .. .. .. ૧૧૫
હોનર—(ચીતર સાથે)... .. .. .. .. .. ૧૩૭
હીંદુ સ્ત્રીઓ—(ચીતર સાથે).. .. .. .. .. ૧૪૬
ગાએણુ—(ચીતર સાથે).. .. .. .. .. .. ૧૫૯
બંદગી—(ચીતર સાથે).. .. .. .. .. .. ૧૮૧
બચાંનો પોશાક—(ચીતરો સાથે). .. .. .. .. ૧૯૨
વરતમાન—(ચીતર સાથે).. .. .. .. .. .. ૨૦૩
વખત—(ચીતર સાથે) .. .. .. .. .. .. ૨૨૪
રંધાપો—(ચીતર સાથે).. .. .. .. .. .. ૨૫૩
ઘરધણીઆંણીનું કામ સેહેલું કરવાની રીત.
૧—ઘર ચલાવા માટે જરૂરના ગુણો .. .. .. ૧૧
૨—ખરચની કરકસર.. .. .. .. .. .. ૮૬
૩—વખતની કરકસર.. .. .. .. .. .. ૧૦૬
૪—નજીવી હાજતો.. .. .. .. .. .. ૧૫૨
૫—સાથે ભેલાવાની ટેવ.. .. .. .. .. ૧૭૩
૬—ચાકરો .. .. .. .. .. .. .. ૨૧૭


## તબીબ વીદીઆને લગતી બાબતો.


ખાંસીના મરજો .. .. .. .. .. .. .. ૬
કુથીપા દાંતનું દુખ .. .. .. .. .. .. ૨૯
અરાઈ, કીડ, ખુજલી .. .. .. .. .. .. ૭૨
હરસનો મરજ.. .. .. .. .. .. .. ૯૫
સંધીવાનું દરદ .. .. .. .. .. .. ૧૧૬
પેટના મરજો .. .. .. .. .. .. ૧૩૮
કોલારો .. .. .. .. .. .. .. ૧૮૨
નજલો.. .. .. .. .. .. .. .. ૨૦૪
માથાંના દરદો.... .. .. .. .. .. ૨૨૫
ખીલ.. .. .. .. .. .. .. .. ૨૫૬


## શરીર વીદીયાને લગતી બાબતો.


દાંત.. .. .. .. .. .. .. .. .. ૫૦
જોવાની ઈંદરી—આંખ (ચીતરો સાથે) .. .. .. ૮૩
સાંભળવાની ઈંદરી—કાંન (ચીતરો સાથે) .. .. .. ૧૨૬
લાગવાની ઈંદરી—ચામડી (ચીતર સાથે) .. .. .. ૧૪૯
બાલ—(ચીતર સાથે) ... .. .. .. .. .. ૧૬૧
બદનમા તારનો સંધેસો (ચીતર સાથે). .. .. .. ૧૯૫
ભેજુ—(ચીતર સાથે) .. .. .. .. .. .. ૨૧૫
હાડકું—બદનનું ઘેર—(ચીતર સાથે).. .. .. .. ૨૩૯


## ભુગોલ વીદીયાને લગતી બાબતો.


મીસર દેશ—(ચીતરો સાથે) .. .. .. .. ૩૨
મકા શેહેર—(ચીતર સાથે) .. .. .. .. .. ૫૨
વાંજીયું ટાપુ—(ચીતર સાથે) .. .. .. .. .. ૭૩
મદીના શેહેર—(ચીતર સાથે) .. .. .. .. .. ૭૬
આમસટરડામ શેહેર (ચીતર સાથે) .. .. .. ૯૬
વીએના શેહેર—(ચીતર સાથે) .. .. .. .. ૧૧૭
નીઉયારક શેહેર—(ચીતર સાથે). .. .. .. .. ૧૩૯
પારીસ શેહેર—(ચીતર સાથે) .. .. .. .. .. ૧૬૨
લંડન શેહેર—(ચીતર સાથે) .. .. .. .. ૧૮૪
કંતાંન શેહેર—(ચીતર સાથે).. .. .. .. .. ૨૦૫
પાંમપીઆઇ શેહેર—(ચીતરો સાથે) .. .. .. .. ૨૨૭
નાનકીન શેહેર—(ચીતર સાથે).. .. .. .. .. ૨૫૭


## ખગોલ વીદીઆને લગતી બાબતો.


પરૂથવીની બેહેનો.
સુરીય મંડળ—(ચીતરો સાથે) .. .. .. .. ૧૧
બુધ, સુકર, પરૂથવી—(ચીતરો સાથે) .. .. .. ૩૯
મંગલ અને બ્રેસપતી—(ચીતરો સાથે). .. .. ૫૬
સનીશચર—(ચીતરો સાથે) . .. .. .. .. ૭૭
યુરેનસ—(ચીતરો સાથે). .. .. .. .. .. ૯૭
સુરજ વીશે સમજ.
તેના જુદા જુદા દેખાવ—(ચીતર સાથે). .. .. ૧૨૭
વીદીયાની શોધ—(ચીતર સાથે) .. .. .. .. ૧૪૨
તેની સપાટી ઉપરના ધાબાં. .. .. .. .. ૧૬૧
ચંદર વીશે ચરચા.
તેનો સાદી નજરનો દેખાવ—(ચીતર સાથે). .. .. ૨૦૮
ચંદરનું વધઘટ થવું—(ચીતરો સાથે)... .. .. ૨૩૨
ચંદરની સપાટી—(ચીતર સાથે) .. .. .. .. ૨૫૮


## વનસપતી વીદીઆને લગતી બાબતો.


ફુલફુલાલીનું ફુલવું—(ચીતર સાથે).. .. .. .. ૫૮
રૂહુબારબ—(ચીતર સાથે).. .. .. .. .. .. ૧૦૦
લોબાન—(ચીતર સાથે).. .. .. .. .. ૧૨૨
લવંગ—(ચીતર સાથે) .. .. .. .. .. .. ૧૪૩
કપુર—(ચીતર સાથે). .. .. .. .. .. ૧૬૯
રાઈ—(ચીતર સાથે). .. .. .. .. .. ૧૯૧
અફીણ—(ચીતર સાથે).. .. .. .. .. .. ૨૦૯
રૂ—(ચીતર સાથે).. .. .. .. .. .. .. ૨૩૭


## જાનવરી વીદીઆને લગતી બાબતો.


તીડ—(ચીતર સાથે). .. .. .. .. .. .. ૧૫
સોસવાટ—(ચીતરો સાથે).. .. .. .. .. .. ૪૧
દરીઆઈ ગેનડો—(ચીતર સાથે). .. .. .. .. ૬૨

## આંકલીઉં.


ગેંડો—(ચીતર સાથે) .. ૮૫
મગરમછ—(ચીતર સાથે) .. ૧૨૯
સીંહ અને વાઘ—(ચીતર સાથે) .. ૧૫૧
માછલી—(ચીતર સાથે) .. ૧૭૧
ઉડતી માછલી—(ચીતર સાથે) .. ૧૯૬
કરવતીઆ માછલી—(ચીતર સાથે) .. ૨૧૭
વીજલીવાલો લેવેટો—(ચીતર સાથે) .. ૨૩૭
દરીઆઈ ઘોડો—(ચીતર સાથે) .. ૨૬૧


### જનમ ચરીતરો.


આપણી માહારાણીનું કુટુંબ—(ચીતર સાથે) .. ૮
મોશીઉ ફરડીનાંડ લેસેપસ—(ચીતર સાથે) .. ૧૫
સર ઉલીઅમ જોનસ—(ચીતર સાથે) .. ૩૭
નેપલસનીજોન—(ચીતર સાથે) .. ૪૦
પરાસ્કોવી લોપોલોફ—(ચીતર સાથે) .. ૫૪
વીલીઅમ હટન—(ચીતર સાથે) .. ૮૦
જારજ પીબડી—(ચીતર સાથે) .. ૧૦૫
ક્રીસટોફર કોલંબસ—(ચીતર સાથે) .. ૧૧૯
માહરાજા રનજીતસીંહ—(ચીતર સાથે) .. ૧૪૪
નેપોલીઅન બોનાપારટ—(ચીતર સાથે) .. ૧૬૫,૧૮૭
નેપોલીઅન ૩ જો—(ચીતરો સાથે) .. ૨૧૩,૨૨૯
રાણી પુણીની—(ચીતર સાથે) .. ૨૫૪


### સંસાર ચીતરો.


ભણાવીએ કે પરણાવીએ .. ૯
કુકી કડકણી .. ૩૪
કોલાપુઈનો કાગળ .. ૫૨
વનવેહેવાઈના વરઘોડા—(એક રીતે) .. ૭૮
વનવેહેવાઈના વરઘોડા—(બીજી રીતે) .. ૧૦૧
આદરજીની આદરણી .. ૧૨૪
શું ચાં નાં બચ્ચાં .. ૧૪૭
નવસારીના બઈરાં .. ૧૬૬
જરીને જોવા જનારાં જાઈજી .. ૧૮૯
ઉંભું વરસ—સાદીનો ખરચ .. ૨૧૧
ઉંભું વરસ—ગમીનો ખરચ .. ૨૫૯
મતલબના વેહેમ અને છીટ .. ૨૩૩


### નીતી સંબંધી બાબતો.


ઈરાનના અસલી પાદશાહઓની નશીએત.
- ફરેદુન—જમશેદ—કેખુશરો .. ૧૩
- સાઈરસ .. ૩૮
- દારાએસ હીસતાસપીસ .. ૬૦
- આરટાજરકસીસ—દારાબ—બીજો આરટાજરકસીસ .. ૮૨
- અરદેસર બાબેગાન .. ૧૦૭
- શાહાપુર—હોરમજદ—બેહેરામ .. ૧૨૮
- બીજો બેહેરામ—શાહાપુર જુલકતાફ .. ૧૫૦
- નોશેરવાન અદલ .. ૧૭૨

શેકસપીરીઅન જવાહેરો.
- નેકી—બની—લોભ—પરોપકારપણું—શખાવત—અંતકરણ ૨૧૬
- સંપ—વાતચીત—બુરાઈ—સીકસ—સાંમાંસાંમા અસરો—દેવ ઉપર પેઆર—હીમત—દરબારીઓ .. ૨૪૦
- હીચકારો—ચાનતો રેલો—સરાપ—બામદાદ .. ૨૬૨


### પરચુટણ હેવાલો.


કરીદટની રસત—(ચીતર સાથે) .. ૧૭
બાઆબની તાસીર .. ૧૯
ઈસટીમર ગરેટ ઈસટરણ—(ચીતર સાથે) .. ૩૦
ફીંગાલનો ગોફો—(ચીતર સાથે) .. ૫૧
ભુત વીશે ઈંગરેજ લોકોના વેહેમ .. ૬૩
લંડનની આમનીબસો—(ચીતર સાથે) .. ૧૬૪


### ઘરઘતુ ગુરાકાઓ.


પકવાંનો—
- કવાબ ચોખાનાં .. ૧૯૭
- કવાબ મસાલેદાર .. ૨૧૯
- કોબીજ મલાઈમાં .. ૨૧
- જરબુરીઆન રૂમી .. ૧૫૪
- પલાવ કેરીનો .. ૧૦૮
- પલાવ બાએશરી .. ૪૩

મીઠાઈ—
- કરકરીયાં પોચાં .. ૨૧૯
- કસટર નારંગીનું .. ૨૨૦
- કસટર બદામનું .. ૧૯૭
- કસટર લીંબુનું .. ૬૫
- કેક કડવી બદામનું .. ૧૭૫
- કેક બદામનું .. ૨૧
- કેક—બનકેક .. ૨૪૧
- જેલી પેટરાની .. ૬૫
- પુડીંગ ગાજરનું .. ૪૩
- પુડીંગ નાલીએરનું .. ૧૦૮
- પુડીંગ રેહુબારબનું .. ૧૩૧
- પુડીંગ સેવનું .. ૧૫૭
- પોપટજી ચોખાના .. ૬૫

પરચુરણ—
- ચતની કેળાંની .. ૧૦૮
- ચતની દરાખની .. ૧૭૫
- જીનજર બીઅર .. ૨૪૨
- જીનજર વાઈન .. ૮૭
- બરાંડી સરબતીયા .. ૨૧
- મધ હુનરથી બનાવેલુ .. ૮૭
- મુરબો દુધનો .. ૧૯૭
- મુરબો રાસબેરીનો .. ૨૪૧
- સાસ વાઈનનો .. ૧૩૮
- ઉંદરનો ઉપાય .. ૮૪
- માંખનો ઉપાય .. ૧૦૮
- દાઝવાનો ઉપાવ .. ૧૫૨
- ગંધકીનો ઉપાય .. ૧૭૫


### ગરબી, પદ, વગેરે.


ઈશ્વરની કળા વીશે પદ .. ૨૨
બાલપણના લગન વીશે પદ .. ૪૪
અંત વેળાની પ્રભુ પ્રારથના—પદ .. ૬૬
ધીરજ વીશે પદ .. ૬૬
જમાઈના મરણ ઉપર સાસુનુ રૂદન—પદ .. ૧૧૦
સ્ત્રીઓને શીખામણ—પદ .. ૧૩૨
પ્રભુનુ સમરણ કરો—રાગ પ્રભાત .. ૧૭૬
ઈશ્વર સંબંધી—ગજલ .. ૧૯૮
સુકન મુહુરત સારાં નથી—પદ .. ૨૨૦
મીનરોના મેનાપ—પદ .. ૨૪૨
ધણીવાળી ધણીયાણી—પદ .. ૨૬૪

સ્ત્રીબોધ.

પુસ્તક ૧૪ મું. | જાનેવારી ૧૮૭૦ | આંક ૧ લો.

# સ્વપને સગાઈ

અથવા

## વહડતાં જોડાંના લડતાં લગન.

એક વારતા.†

### પરકરણ પેહેલું.

### એક ગોલાબનાં ફુલમાં ભેલાતી ધુલ.

ઈરાંન દેશનાં પુરાતન પાએતખત શેહેર બલખની દખશીણું દસાએ નીમરોજ નામનું ફળવંત અને આબાદ પરાંત આવેલુંછે. તેને માટે એવી કથા ચાલેછે કે એક વખતે એ પરાંત માહેલા પાણીનાં એક બોહોલા સરોવરને દેવ લોકોએ અરધા દાહાડામાં ખાલી કરી નાખયો, તે ઉપરથી તેનું નામ "નીમરોજ" કરીને રાખવામાં આવયુંછે. એ પરાંત નામીચી હેરમંદ નદીથી ધોવાતા અસલી વખતનાં સીસતાંન નામના આબાદ અને જાહોજલાલી ભરેલા પરગણાંનો એક ભાગ છે, કે જે સાંમ અને નરીમાંનની ઉંચી ઓલાદથી ઉતરેલા બુઢા જાલ અને તેહેમતન રૂસતમ સરીખા પેહેલવાંનોનો મુલક હતો. એ વખનાંયલા મુલકમાં હાલ જેઓ વસેછે, તેઓને નામાંકીત મુસાફર માલકમ "બીથરેહાલ લુટારૂ ટોળાઓ" કરી કેહેછે, પણ હેરમંદનાં કીનારા ઉપરનાં "શોહોરાબ" અને "કેકોબાદ" વીગેરે નામીચા શેહેરોની તારાજ નીશાંણો હજી તેની આગલી જાહોજલાલીની યાદ આપેછે, અને આજેબી તાંહાંના પાદશાહો મગરૂરીથી પોતાને આગલા કેઆંનીઓની ઓલાદથી ઉતરેલા વીચારેછે, એવું કપટાંન કરીસટી નામના મુસાફરનાં લખાંણ ઉપરથી આપણ કહી શકીએ છઈએ.

એ વખનાયલા મુલુકમાં આપણી આ વારતાનો પાયો રચેલોછે. એક વખત ઉપર જારે એ મુલુક હલીઆરીથી હસતો, લીલોતરીથી લીલાં લેહેર ભરેલો અને જાહોજલાલીમાં ઝકઝકતો હતો; જારે તેને માંથે ફરેસતાઓની મેહેર અને પરીયાંઓની પરીત હતી; જારે શેહેરોમાં મેહેનતુ અને કામદાર લોકો તથા જંગલોમાં મોજીલાં, હસતાં બોલતાં પરીયાંઓની વસતી હતી; જારે સરવે રઈએત સુખી, સંપીલી અને સમાધાંન હતી તથા મોત અને માંદ શું તે ગોયા કોઈ જાણતુંબી નહી હતું, તે સવપનાં સરખા વખતમાં અને તેહેમાસપ નામના પાદશાહાનાં રાજમાં શીઆમક નામનો એક જઈફ અને બુજોરગ અમીર રેહેતો હતો. જઈફીએ તે કમરમાંથી વળી ગયો હતો અને અજમાએશે તેના બાલ પાકીને બરફ જેવા થયા હતા. પાદશાહા તેહેમાસપની દરબારમાં તેને ભારે ઈજત અને મરતબો હતો, તે દરજે અને દોલતે ભરપુર હતો અને તમામ ચેન તથા ચમનમાં તેણે પોતાની માંન ભરેલી જીંદગી ગુજારી હતી.

બુઢા શીઆમકને પરીચેહેર નામની એકપુરી બેટી સીવાએ બીજું કોઈ ફરજંદ નહી હતું. પરીચેહેર પોતાનાં નામ પરમાંણે ખરેખર પરીચેહેરાની હતી. ખુબસુરતીનો ગોયા તે નમુનો હતો અને તેની શુંદર સીકલ ચીતારવામાં ખુદરતે પોતાની કલમ ઘણીજ નાજુકી અને બારીકીથી વાપરી હતી. તેના રોશન દીદાર ઉપર ચલકતાં કપાલ આગળ બે કાલા ભમર સરખી આંખો પોતાના આતસથી અને કમાંનદાર ભવાં પોતાના બાંનથી જોનારનું દીલ જખમી કરનારાં હતાં; અનીઆરાં નાંકની આસપાસના સુગંધી રોખશારા ઉપરનો ગોલાબ તાજો હતો; હોટોના પરવાલાં વચે બરફ સરખા ઉજલા દાંતો અકીકની મીશાલે બીરાજતા હતા, અને પતલી મરોરદાર ગરદન ઉપર કસતુરીયા, કરચલીઆ કેસના જુલફાં કાલા નાગની મીશાલે લટકતા હતા. ટુંકમાં "કેદહીદી" રાજાએ શીકંદરને બખશેશ આપેલી શાહાજાદીની જે સીફત એક ફારસી ગરંથકારે કીધીછે, તે શીઆમકની બેટી પરીચેહેર ઉપર આપણ લાગુ પાડીશું કે—"એ એક એવું મધુર ખુશબોદાર ગોલાબનું ફુલ હતું, કે જેણે કદી ખાક તરફ નેગાહા કરેલી નહી હતી, અને એ એક એવી વસં

† આ વારતાનો અસલ પાયો અને "પલાટ" નામાકીત ઈંગરેજી સાએર શેકસપીઅરનાં એક રસીલા અને સુંદર નાટક ઉપરથી લીધોછે. એ વારતામાં પરીઓં અને જાદુગરોનું બેખાન વાંચવામાં આવશે, પણ વાંચનારી બાંનુઓ કબુલ કરશે કે એ સઘળી બનાવટછે.

ત રૂવુ હતો કે જેને કાંઈ પણ સરદ પવનથી જરા રંજે પોંહોંચ્યો નહી હતી."

પરીચેહેરને તેના બાપે તે વખત પરમાંણે ઉતમ કેળવણી આપી હતી, તેથી જેવી તે બાહારથી ખુબસુરત તેવીજ અંદરખાંનેથી પણ શુંદર હતી, તે જેમ તને તેમજ મને સોભીતી હતી, અને કીમતી ઘરેણા તથા પોશાકોના અલુશણ ઉપરાંત રૂડી ખસલત તથા નેક ગુણોનો અલુશણ તેને વધારે જેબ દેતા હતા. શીઆમકનો સઘળો પેઆર પરીચેહેરમાં ભરેલો હતો. પોતાની ઉંચી ઓલાદને જાલવી રાખવાની તેની સઘળી આશા આ એકપુરી દીકરીમાં હતી અને તેથી જારે તે જોબનના બાહારમાં ખીલતી કલીની મીશાલે ઉગી નીકલી તારે તેની ઉમેદમાં ઉમેદ એજ હતી કે આ મારી આંખો ઢંકાવા આગમચ કોઈ લાએક ઠેકાંણે તેણીને ઠાર પાડું. એ વીશે શીઆમકે પોતાની બેટીને પણ એસારો કરી મુકયો હતો અને એ રીતે લગન સરીખા જીંદગીના સઉથી મોટા બનાવ આગળથી પરીચેહેરની વારતાનું આપણ મંડાંણ કરીએ છઈએ.

શીઆંમક ગમે એવો શીઆંનો હતો, તોપણ પોતાના ખાંનદાંન ઉપર ઘણો મગરૂર હોવાથી તેવાજ એક ખાંનદાંની શખસને પોતાનો જમાઈ કરવાને ઘણોજ ખંતી હતો અને તેથી હરએક શખસના બીજા ગુણોની પેહેલાં તેના ખાંનદાંનની ખોળ કાહાડતો હતો. પણ પરીચેહેર લગાર જુદાજ વીચાર અને જુદાજ હેતુથી શોધ કરતી હતી. જેની સાથ પોતાના મોત સુધી જોડાવાની સરજત હોય, તે ખાંનદાંને ગમે એવો મોટો પણ ખસલતે કમ હોય તો પછે તેની સાથ જીંદગી ગુજારવાના દુખ અને પીડાથી પરીચેહેર વાકેફ હતી અને તેથી એ બાંનુ હરએક શખસના ખાંનદાંનની પેહેલાં તેના જાતી ગુણ અને ખવાશની ખબર રાખતી હતી.

શીઆમક પોતાની નોજવાંન બેટીની ખુશરો નામનાં એક ખુબસુરત જવાં મરદ સાથ કદખુદાઈ કરવા માંગતો હતો. પણ પરીચેહેર તેનો હાથ લેવાને ના પાડતી હતી, કેમકે તેણીનું દીલ અને પેઆર બીજંન નામના એક બીજા ગરહસથ ઉપર લગાડેલું હતું, અને તે મરદ પરીચેહેરની મરજી પરમાંણેનોજ બાહાદુર, હીમતવાન, સાચો, નેક અને કાબેલ હતો. બીજંન શીઆમકની પસંદગીનાં ખોશરૂ કરતાં ખાનદાંને જરા ઉતરતો હતો, તથા દોલત અને ખજાંને પણ જરા કમ હતો; તોપણ ચાલચલણ અને લાએકીની હાંસેલીઅતમાં તે પરીચેહેરની નજરમાં ચહડતો હતો અને તેથી એ નાજનીને પોતાનો સઘળો પેઆર તે જવાંનને સપુરદ કરયો હતો.

પણ વળી ખોશરૂમાં એક ખાંમી હતી. પેહેલાં ગોલચેહેર નામની એક ખુબસુરત નાર ઉપર તે મોહીત થયલો હતો. મગર આ પરીચેહેરને વધારે ખુબસુરત જોઈ તે પેહેલી બાંનુનાં પેઆરને તોડીને આ બીજી ઉપર ફીદા થયો હતો. ગરીબ બીચારી ગોલચેહેર ખોશરૂની મોહોબતને ઓછી લાએક નહી હતી, અને વળી ખોશરૂનાં પેઆરમાં તે ગોયા દેવાંની બની હતી, પણ દેવ દેવીઓની દંત કથામાં મોબતનાં દેવને આંધલો અને પાંખવાળો બનાવયોછે, જેથી તે જોવા વગર ઉડેછે અને તે મુજબ ખોસરૂનું દીલ ગોલચેહેર ઉપરથી નાહક ઉઠી ગયું હતું. પણ એ બાંનુ પચેહેરની બમપણની સાથી તથા મોબતન હતી અને તેણી તરફ ખોશરૂએ કરેલી બેવફાઈથી પરીચેહેર સારીપઠે વાકે હતી. તેની આ ચાલથી ખોશરૂ પરીચેહેરની નજરમાં વારે હલકો પડયો, ખોશરૂની આ ખાંપણ આગળ બીજંનની ખુબીઓ પરીચેહેરની નજરમાં વધારે દીપી નીકલી અને થી તે પોતાનાં માનીતા બીજંનને બમનાં પેઆરથી ચાહવા લાગી.

એટલા માટે ઘણીવાર જારે હુનાલાનાં વાવીઅ દીસાન પવનને લીધે તથા સીસતાનનાં જંગલ માહેલા રેતીનાં વંટોલ યાને લીધે શીઆમક પોતાનો સાંજનો વખત ઘરમાં ગુજારતો હતો, તારે તેની આ દીલરૂબા દીકરી તેનાં ખોળા ઉપર માંથું નાંખી પોતાનાં બીજંનની સીફત સહરાવીને કેહેતી હતી અવા ઘણીવાર "જીરાહનાં દરીઆ" કાંઠા ઉપર અથવા સીસતાનનાં નીમકના મેદાન આગળ સેલગાહા કરતાં એ નાંજનીન પોતાનાં બુજરગ બાપનાં ગળાંની આસપાસ મીઠાસથી હાથ નાંખીને ખોશરૂની વીરૂધ તેનાં ધીકારને ઉસકેરતી હતી, અને જારે કસાંથી અસર નહી થતી તારે ખરા દીલનાં જુસાથી ગુઢણમરીએ પડીને તથા બીલીઆંન સરખી આંખમાં નવધાર પાણી લાવીને તે પોતાનાં બાપ સોડે માંગી લેતી કે પોતાનો બાકીનો આખો ભવ ગુજારવા માંટે પોતાનાં વીચાર પરમાંણેનાં જે ધણી સાથ મજબુત ગાંઠ ગંઠાયે તે ધણીથી તેનાં નાંજુક બદનને ઉખેડી નાખવું નહી.

પણ નહી. પરીચેહેરનાં મીઠા શુખનો, તેનાં દીલ રીજવનારા અવાજ, તેનાં મનમોવન નખરાં, તેનાં દયા ભરેલા કાલાવાલા, ઈઆ તેની આંખમાંથી ટપકતાં છાતી પીગલાવનારા મોતીથી શીઆમકનાં ઉપર કસી અસર થઈ નહી. તે મજબુત થતો ગયો, પછે કડણ થયો, પછે ગુસે થયો અને છેલે કરૂર તથા ઘાટકી થયો. ખાનદાંની અને ખુબસુરતે ખોશરૂ સાથે પોતાંની દીકરીનું કારજ કરવું અને નહીતો કોઈ સાથ નહી એવા તેણે કસમ લીધા. તેણે ખોશરૂને મુરકબુલાત અને ભરૂસો આપયો, અને બીજંનનાં માગાંનો ઈનકાર કરયો: તેણે ખોશરૂને પોતાનાં ઘરમાં બોલાવા માંડયો અને બીજંનને પોતાને ઘર આવતો બંધ કરયો. તે પરીચેહેરને સરાપ અને ફટુવા દેવા લાગો. તે બોલતો કે "ખોદા, દુશમનને ઘરબી એક બદ દુકતી રખે પેદા કરતો; કેમકે તે દુકતી બાપની ફજીએતી અને પોતાનાં દોજખનો પાયો ખણેછે."

ગરીબ બીચારી પરીચેહેર! તેની હાલત આ વખતે કેવી કંગાલ થઈ પડી હશે! તેને આ વખતે કેવું નહી સોસાય એટલું દુખ લાગયું હશે! જે બાપે તેને જનમ આપયો, તેનાંપર પેઆર રાખયો અને પાલી પોશીને મોટ કીધી, તેજ બાપ હવે માંતર એક મગરૂરી અને બેઆલે ખાતર એક બેવફા શખસ સાથ જીંદગીનાં શેવટ સુધી તને જોડવા સારૂં બાપ તરીકેની સતા જાસતીથી ચલાવા નકલયો, તારે તેવા એક ધણી સાથ જોડાવાનું કંગાલીએતપણ તેણીને કેવું ભય ભરેલું દીસીયું હશે અને એવાં કંગાલીએતપણા કરતાં પરીચેહેરે શું મોત પસંદ કરયું નહી હશે?

તે આપણ હવે પછે જોઈશું.

---

### પરકરણ ૨ જું.

## નામેહેરબાંન બાપની નાફ્રરમાંન બેટી.

પાદશાહી તેહેમાસપેના મેહેલમાં મોટી ધુમ મચી રહીછે. મેહેલની પડોસનાં એક પુરાંના તાકમાં નગારાં અને સરનાઇ નોબતના સાદ પુકારેછે. કીમતી સાજથી સંણગારીને હાથી પર ચહડાવેલો દંકો બરીબાંમદાદમાં મેહેલને બારણે આવી, પરોઢીયાંના પેહેલા પોહોરને આખા દીવસની સફળતાની મુબારકબાદી આપવાં માટે વાગી રહયોછે. તથા મેહેલની દેવરીએ સઘળું લસકર સફ સમારી, આફતાબનું જે પેહેલું સોનેરી કીરણ ઉગમણુ તરફના વાદલાંને ફાડીને મેહેલ ઉપર આવેછે તેને વધાવી લેવાને તઇઆર થઇ ઉભુંછે.

આ સઘળી ધુમધામ પાદશાહા તેહેમાસપેનાં લગનને માટે ચાલી રહીછે. તેણે પડોસના એક ટારટારી દુશમનના રાજમાં હલ્લો કરી, તેના રાજમાંથી મેળવેલી કીમતી લુટમાંની કીમતીમાં કીમતી લુંટ શેહેરો નામની એક આકાશની પરી સરખો મેહેબુબ હતી. તેને તેના વતનમાંથી જીહીતી લાવી આ પાદશાહે તેનું દીલ દુખવયું હતું, અને તાર બાદ તેને સરવ પરકારના સુખ, મોજ તથા એશ અસરતથી તેનું દીલ રીજવયું પણ હતું, જેથી તેહેમાસ્પ સાથ આવવાને શેહેરો જેટલી નાખુશ હતી, તેટલી તેની સાથ પરણવાને હવે ખુશ હતી.

પણ એ લગનતો આજથી ચાર દીવસ પછે થનાર હતાં અને તેટલાંજ આ ધુમધાંમ ચાલુ કરવામાં આવી હતી. પાદશાહા મજલશ સમારી બીરાજેલો હતો, સાકીઓ રંગબેરંગી શરાબ અને સરબતોનો દોર ચલાવતી હતીઓ અને એક કરતાં એક સરસ રાગશગરો દીલપસંદ ગાએણોના શરોદ પોતાના મધુર આવાજે લલકારતી હતી. પણ વખતની વાટ જોનારને વખત ઘણો લાંબો લાગેછે, તેમ હજીતો લગનને ચાર દીવસ હતા તે આ પાદશાહાને ઘણા ભારી દીસતા હતા. "એ વખત જલદી વહી જશે, ચાર સહાડાંની જલદીથી ચાર રાત થશે અને ચાર રાત વખતની દોડમાં બીજના ચંદરને આકાશ તરફ વાળેલી એક નવી રૂપેરી કમાંનની મીશાળે રજુ કરશે." એવી પાદશાહાને ધીરજ આપનાર તેના મસલતીયા હાજર હતા, તોપણ કાંઇ ધેઆંન રોકે એવાં કાંમ વગર વખત તેને કંટાળા ભરેલો થઇ પડયો હતો.

પણ એવું ધેઆંન રોકનારૂં કામ તરત મળી આવયું.

આ ખુશી ખુરમીની વચે નકીબે એક સાદ પોકારયો અને તુરત બુઢો શીયાંમક મજલશમાં દાખલ થયો અને સોનાંની થાલીની અંદર એક કીમતી નજરાણું રજુ કરી તથા જમીનને બોસો દઇ ઘણાંજ અંદેશાથી પાદશાહાની સાંમે ખરે મોંઉએ ઉભો રહયો.

પાદશાહે સવાલ કીધો કે "મારા બુજરગ અમીર, આજની ખુશવખતીમાં તારા ઉપર એકાએક શું આફત આવી પડીછે કે તારો ચેહેરો જરદ મારી ગયોછે, તારી આંખોનાં નેણ ગુસાનાં આતસથી તપેછે અને કોઇએક મોટાં તોફાંનની તારૂં કપાલ ગવાહી પુરેછે."

શીઆમકે કુરનસ બજાવી ઘણી ગંભીરાઇથી અરજ કીધી કે પેહેલાં તેની બેટી પરીચેહેરને તથા તેનાં દીલદાર બે હેમનનાં બેટા બીજંનને તથા જાલેજરનાં નબીરા ખુંશરોને દરબારમાં બોલાવી મંગાવવા.

પાદશાહાનાં હુકમથી આ તરણે આશકોને તુરત લાંવી ઉભા રાખયા. તેઓમાં ખુબસુરત પરીચેહેરનો દેખાવ સઉથી દયા ભરેલો હતો. તેનાં બાપે તેણીને એક અપરાધીનાં સરખી હાલતમાં પાદશાહાની સાંમે ઉભી કીધી, એ બેઆલથી તેને બરડે પાણી ઉતરયું હતું, તેનાં મનમોવન મુખરાનું નુર ઉડી ગયું હતું અને તે પરેસાંન તથા રરમસ થઇ હતી.

શીઆમકની આ કઠનાઇ ઉપર આખી મજલસ હેરત રહી અને તેથી જાંહાં થોડાજ વખત ઉપર મોટી ગડબડ હતી તાંહાં સઘલું એવુંતો ચુપાચુપ થઇ પડયું કે પરીચેહેરની કુમલી છાતી, માહેલા ગમનાં જોસથી ઉંચકાતી અને દબાતી હતી, તેનો આવાજ પણ સાંભળી શકાય.

સઉથી પેહેલાં શીઆમકે આ ચુપકીદીને તોડી. તે બોલયો કે "ઓ હક્રત એકલીમને પનાહ આપનાર પાદશાહા, તારૂં તાજ અને તખત બરકરાર રેહેજો અને તારા દુશમનો ઉંધા પડજો. આ મારી પોતાની બેટી, મારાં લોહી અને માંસમાંથી પેદા કરેલાં મારાં પોતાનાં ફળ પરીચેહેરની સાંમે હું બાપોકારથી ફરીઆદ કરતો આવયો છઉં, અને મારી બીજી ફરીઆદ આ ઠગારા જાદુગરી ખશલતનાં બીજંનની સાંમે છે; કેમકે તેણે જાદુઇનાં જોરથી મારી દીકરીનું દીલ મારી પાસથી તથા મારા પસંદ કરેલા આ નોજવાંન ખોશરૂ પાસેથી છીનાવી લીધુંછે, મારા તરફની તેણીની તાબેદારીને નાંફરમાનીનું રૂપ આપી દીધુંછે તથા ખોશરૂ તરફ પેઆરને બદલે ધીકાર બતાવતાં શીખાડયુંછે. પાદશાહા મારી પુર ખાએશ છે કે આ ખુબસુરત અને ખાંનદાંની ખોશરૂને મારો જમાઇ બનાઉં, પણ પરીચેહેરની નાફરમાંનીથી હું આજોરદે અને હેરાંન થાઉં છઉં, અને અરજ કરૂં છઉં કે એક મુરબી અને દોસત તરીકે સમજાવીને ઇઆ નહી તો પાદશાહા તરીકે સતા ચલાવીને એ છોકરીને હું જે માંટી અપાઉં તે બાહાલ રાખવાની ફરજ પાડવી, પણ જો તે નહી સમજે તો નીમરોજનાં નામીચા રેવાજમાં નાંફરમાન ફરજંદોને ફરમાવેલી સજા એનાં ઉપર અમલમાં લાવવી. હું એનો બાપ છઉં, એ મારી દીકરી છે, અને મારે ગમે તાંહાં આપવાનો ધારાથી મને હક છે."

આ હેવાલ સાંભળી પાદશાહાને ઘણું દુખ ઉપજયું. તેણે પરીચેહેરને સવાલ કીધો કે ખુશરોનું માંગણું બાહાલ રાખવામાં તેણીને અડચણ શું છે!

પરીચેહેરમાં આવી ભર મીજલશ મધે જવાબ આપવાની તાકાત નહી હતી. તેનાંથી વધારે બોલી શકાયું નહી માંટે એટલુંજ પુછયું કે "જો હું ખુશરોને બાહાલ નહી રાખુંતો મને શું સજા થશે!"

આ સજા પાદશાહે સમજાવી. તે બોલયો કે "જો તું ખુશરો સાથ પરણુંવાને ના પાડેતો યાતો તારે મોત પસંદ કરવું અથવા દુનીઆંનો સંસાર તજીને જોગણ બનવું પડશે. વાસતે શુંદર પરીચેહેર, તારા અંતકરણને તું સવાલ કર, તારી જુવાંનીને પુછ, તારાં લોહીને પુછ, કે અ

ગર જો ખુશરોનો હાથ રદ કરશેતો તારાથી જોગણનો વેશ સહન કરાશે? તથા એક વાંજણીનાં અવતારે ઈશવરી ભજનમાંજ આખો ભવ કાહાડી શકાશે? જેઓ પોતાની જવાંનીમાં પોતાપર આ જાસતી ગુજારવા સારૂં પોતાનાં લોહીને એટલું કઠણ કરેછે, તેઓ ઉપર ફરતા આસમાનનાં આસીરવાદ હશે, પણ આ દુનીઆમાંતો જે ગોલાબનું ફુલ પોતાનાં કાંટા ઉપરજ ઉગી, ખીલીને કરમાઈ જાયછે તેનાં કરતાં અતરમાં ગાલેલો ગોલાબ વધારે ભાગ્યેગસાલી હોયછે. નેકબાનુ તારો બાપ તારે મનસે ખોદા હોવો જોઈએ. જેણે તારી સીકલ ઘડી, અને જેનાં વગર તું માતર એક મીણનું ખાલી ખોખુ ગણી શકાય, કેમકે તે ખોખામાં તારા બાપનું લોહી દોડે ઈઆ નહી તે ઉપર તારી ખુબસુરતી ઈઆ બદસુરતીનો આધાર છે."

આ અસરકારક સુખનોથી, ખોશરૂને ના પાડવાનું ભયંકાર ભવીશ પરીચેહેરની આંખ આગળ આવી ઉભું અને તેથી હવે તેને બોલવાની ફરજ પડી કે, "આવી મોટી મીજલશમાં કેઈ શકતીથી મારી બોલવાની છાતી ચાલે છે, તે હું કહી શકતી નથી અથવા બોલવાથી મારી લાજ અને મરીઆદા કેમ રેહેશે તે હું સમજતી નથી, તોપણ, જારે તું નામવર પાદશાહાએ મારાં મુરબી અને બાપનાં બેહદ ઉપકારોની મને યાદ આપીછે, તારે તે ઉપકારોને માટે હું કેટલી હેશાંનમંદ છઉં તે જણાવવાની મારી ફરજ છે. પણ તે હેસાંનમંદીને ખાતર જારે મારા ઉપર આફત સરીખું ગુજારવામાં આવેછે, તારે જાંણી બુજીને તેની શરણે સર નમાવાનું મને કેમ બને તે સુજ પડતું નથી. એક અણગમતા માંટી સાથે અણગમતા વીવાહ કરવા એ બાકીનાં ભવમાં છતી જીંદગીએ મોત સરીખું છે. તો હું ખોસરૂ સાથ પરણું અને વળી મોત ભોગવું, તેનાં કરતાં ખોશરૂ સાથ નહી પરણવાથી જે મોત તું નામવર ફરમાવશે તેને તાબે થાઉં એ બેહેતર છે. તું નામવરનું કહેલું રાસત છે કે જે ગોલાબનું ફુલ કાંટા ઉપર કરમાય તેનાં કરતાં અતરમાં વપરાતું ફુલ વધારે સુખી છે, પણ જે ગોલાબનું ફુલ અતરને બદલે ગટરમાં પડે તેનાં કરતાંતો કાંટા ઉપરજ કરમાઈ જતું ફુલ વધારે સુખી જાણવું, અને તેમ કરમાઈ જવા તથા તેમજ ખરી પડવાને હું વધારે ખુશી છઉં."

પરીચેહેરનો આ પકો ઠરાવ જોઈ પાદશાહા અચરત થયો. તેણે તેણીને સમજાવાની કોશેશ કીધી. તે બોલયો કે "જો, નેકબાનું, ખુશરો ઘણો લાએક ગરહસથ છે."

પરીચેહેર—પણ બીજંન વધારે લાએક છે.

પાદશાહા—તે તારી નજરમાં છે, પણ ખુશરો તો તારા બાપની નજરમાંબી લાએક છે અને તેથી વધારે લાએક તે ગણાવો જોઈએ.

પરીચેહેર—મારો મેહેરબાંન પદર જો મારી નજરે જોયતો બીજંનબી તેને વધારે લાએક દેખાય.

આ ઠેકાંણે શીઆમકના પસંદ કરેલા ખોશરૂએ વચે બોલવાનું દરૂસત ધારયું. તેણે બીજંનને કહયું કે "દોસત બીજંન હવે વધુ જીકર છોડીદે અને મારા ખાશ હક આગળ તારા ખોટા દાવાને પડતો મેળ."

બીજંનને જવાબ આપતાં કાંહાં નહી આવડતું હતું! તેણે કહયું કે "ખોશરૂ પરીચેહેરના બાપનો પેઆર તું પર છેતો તું જોઈએતાં તેની સાથ પરણ, અને પરીચેહેરનો પોતાનો પેઆર મારી પર છે, વાસતે હું એ બાંનુ સાથ પરણુશ."

આ શબદો સાંભલીને બુઢા શીઆંમકનો પીતો ઉછલી આવવાથી તે બોલયો કે "એ નીચ બીજંન, મારો પેઆર ખોશરૂ પર ખરો છે, અને તેથી જે કાંઈ મારૂં હોય તે પેઆર તેને અપાવેછે. મારી દીકરી પર મારો હક છે અને તે હક હું ખોશરૂને આપશ અને ફર આપશ."

પણ ખોશરૂની સાંમે સઉથી મોટી તકરાર શુંદર ગોલશેહેર સાથ તેણે કરેલી બેવફાઈ હતી. બીજંને તેની એ ચાલ પાદશાહાની હજુર ભર મજલશમાં ઉંઘાડો પાડી, અને તે કુમલી નારને તેણે કેવી નાહેક સતાવી તથા છોડી મુકી તે સઘળું જાહેર કીધું. એ બીનાથી પાદશાહાના મંન ઉપર અસર થઈ ખરી; પણ નીમરોજના નેઆએ આગળ તે નાચાર હતો. તેનેતો પુરાવત રેવાજ પરમાંણે ઈનસાફ કરવો હતો, તેથી તેણે પરીચેહેરને થોડો વખત વીચાર કરવાને મુદત આપી અને સાફ ફરમાવયું કે એટલા વખતમાં જો તે ખોશરૂ સાથ કદખુદાઈ કરવાને રાજી નહી થાયતો ઈઆતો પોતાનો જીવ ખોહોવાને અથવા દુનીયા તજીને વેરાગ લેવાને તેણીએ તઈઆર રેહેવું.

---

## પરકરણ ૩ જું.

## મોઘરૂં અને ચંમેલી.

હવે શું કરવું!

એક શખસ જેને તે અંતકરણનાં પેઆરથી ચાહાતી હતી, તેને કબુલ રાખી પરીચેહેરે પોતાને ખુશી કરવી કે બીજો એક શખસ જેને તે ખરાં દીલથી ધીકારતી હતી તેનો પેઆર બાહાલ રાખી પોતાનાં બાપને ખુશી કરવો? બાપનાં માનને ખાતર પોતાને હમેશ સુધી દુખી કરવી કે પોતાનાં પેઆર ખાતર બાપની બોહોસને બાલી મુકવી?

શું કરવું!

પરીચેહેર પોતાનાં ઓરડામાં આ સવાલ ઉપર મોટો અંદેસો કરતી, માથે હાથ દઈ, એકલી બેઠી હતી.

બાપનાં હુકમને તોડવો એ ખોટું હતું. પણ તેમજ જાંણી બુજીને પોતાને નહી બને એવો માંટી લેવો તેબી ખોટું હતું. એ બેહુ વાત બનવી મુશકેલ હતી.

આ ગુમવાડામાં પરીચેહેર પડેલી હતી તેવામાં તેની માનીતી સહી ગોલશેહેર આવી લાગી.

ગોલશેહેર પણ મોબતમાં ગીરફતાર હતી, અને તે પણ પોતાની ઉમેદમાં નીશફળ હતી. ગોલશેહેરને નીશફળ કરનાર તેનો દીલદાર ખોશરૂ હતો, પરીચેહેરને નીશફળ કરનાર તેનો બાપ શીયામક હતો.

પરીચેહેર અને ગોલશેહેર વચે જાજો તફાવત નહી હતો. એકને જો મોઘરૂં ગણીએ તો બીજી ચંમેલી હતી અને મળતાં વારજ તેઓ પોતાની મઘમઘતી મોહોબતની મધુર લપટ કાહાડી બેઠાં.

"ખુબસુરત ગોલશેહેર", એવા શબદોમાં પરીચેહેરે તેની સાથ વાત કરવા માંડી, પણ ગોલશેહેરે તે વાતને અટકાવી.

તે બોલી કે "મને તું ખુબસુરત કેહેછે અને તુંજ મને ખોશરૂનાં ખેઆલમાં બદશુરત બનાવેછે. ખોશરૂતો તારામાં ખુબસુરતી વીચારેછે અને તું મને ખુબસુરત કાંએ કેહેછે! રોગ એક એકને ઉઠેછે, તેમ ખુબસુરતી કાંએ નથી ઉડતી? જો તેમ હોયતો તારા શખુનોને હું મારાં મોહોમાં ખેંચી લઉં, તારા અવાજને મારા કાંનમાં લઉં, તારી આંખોને મારી આંખમાં લઉં, મારી જીભમાં તારી જીભલીનો મીઠાસ ઉમેરૂં, અગરજે આખી દુનીઆં મારી હોયતો હું તેજ તું થવા સારૂં, ખોશરૂ સીવાએ હું આખી દુનીઆં આપી દેઉં."

આ સબદોમાં ગોલશેહેરનું ઉસકેરાયલું મન માલમ પડી આવયું અને પરીચેહેરે તેને સાંત કરવાની કોશેશ કીધી. પરીચેહેરે ખોલાસો કીધો કે "ખોશરૂ તને ચાહાતો નથી, તેમાં મારો વાંક નથી. હું તેને ધીકારૂં છઉં તારે તે મને ચાહેછે, હું તેને સરાપ આપું છઉં તારે તે મને પેઆર આપેછે."

પણ ગોલશેહેરતો હજી ઉસકેરાઈ. તે બોલી કે "પીઆરી તારા વાંકતો નથીજ, પણ તારી ખુબસુરતીનો વાંક છે, અરે તે વાંક મારો થાય! તારા ગુસાથી તે વધારે ખેંચાયછે, તો, અરે! તે ગુસો મારી નરમાંસને તેવી હીકમત શીખાડે!"

ગરીબ બીચારી ગોલશેહેરની આ ઘેલાંને અવતારની હાલતથી પરીચેહેરનું મન ખોશરૂ સાંમે વધારે મજબુત થયું. તેણે વીચારયું કે "એ પોરેયા સાથ હું પરણું તેથી મારા ઉપર જુલમ થાય એટલુંજ નહીં, પણ મારી આ સખી સનેહનાં ઉપરબી જુલમ થાય. ખોશરૂનો ખેઆલ હવે મારે તદન છોડવો જોઈએ, કેમકે તેને બાહાલ રાખવામાં નથી મને ફાયદો, નથી મારા વાહાલા બીજંનને ફાયદો કે નથી આ કુમલી ચંમેલીને ફાયદો. ખોશરૂને પરણુંતો એક હાથ ઉપર બીજંન તરફ અને બીજા હાથ ઉપર ગોલશેહેર તરફ હું બેવફા થાઉં, અને વળી તેનાં બદલામાં એક એવો માંટી મળે કે જે એક તરફ બેવફા થયોછે અને તેથી બીજી તરફ બેવફા થવાને વીલંભ લગાડે નહી."

એ ઉપરથી હવે પરીચેહેરે ગોલશેહેરને કોલ આપયો કે "આજરબીજાનનાં ખુદરતી આતસનાં અને હેરમંદ નદીનાં પવીતર પાંણીનાં કસમ ખાઈ તથા આફતાબ અને માહાતાબને દરમેઆંન લાવી હું વચન આપું છઉં કે ખોશરૂનો હાથ હું મરશ તોપણ બાહાલ રાખશ નહી."

પણ આ કોલથી કાંઈ વળીયું? નહી—તેની સાંમેતો રાજનો ખુની રેવાજ અને પાદશાહા તેહેમાસપનું ઘાતકી ફરમાન હતું અને જે ઘડી જાય તેમાં ખોશરૂનું માગવું રદ કરવાની જબુન શીખસા નજદીક આવંતી હતી.

---

# સંસાર સુખ.



સુખ! ઓ સુખ! તું કાંહાં છે? ઘણા જણ એ સવાલ પુછેછે, ઘણા જણ તુંને મેળવવા તલપેછે, ઘણાં જણ તારી શોધમાં અટવાઈ જાયછે, ઘણાં જણ તુંને મેળવેલું સમજેછે અને ઘણાં જણને તું મળેછે, પણ વળી ઘણાંજણ તુંથી નાસીપાસ થાયછે, તારે કેહે, ઓ સુખ! તું કાંહાંછે? વા શું પાદશાહાનાં મેહેલમાં છે? અથવા શું તાલેવંતનાં બાગમાં છે? અથવા શું ફકીરની ઝુપડીમાં છે?

એક પાદશાહાને પોતાના રાજપાટની, પોતામાં દુશમનોની અથવા પોતાની રઈએતની ફીકર હોય; એક વેપારીને પોતાના માલ મીલકતની, અથવા દરીઓ ખેડનારા મોટાં મોટાં વાંહાંણોની ફીકર રેહે; એક અમીર સુનાં રૂપાં અથવા શારીન અને મખમલ સાથજ કાંમ પાડવા છતાં દેહથી દુખી હોય; એક તવંગર આંદમી પઈસે ટકે ભરપુર હોવા છતાં કુટુંબ કબીલા ઈઆ બચાં છોકરાંથી બેનસીબ હોય, ઈઆ હોયતો તેની મુરજી માફકનાં નહી હોય; તો એમાંનો એકબી જણ

સુખ શું પઈસા ટકામાં છે? અથવા શું ધન માલ ખજાંનામાં છે? અથવા શું રાજપાટ ઈઆ હકુમતમાં છે? સુખ શું સરસ પેહેરવાસમાં છે? અથવા શું ઘરેણાં ગાંઠામાં છે? સુખ શું વેપાર ધંધામાં છે? અથવા શું કાબેલીઅતમાંછે? અથવા શું અગનાંનપણામાં છે? અથવા શું આબરૂમાં છે? સુખ શું નાંણાંવટીની પેહેડીમાં છે? અથ

છાતી ઠોકીને એમ કેહેશે કે હું સુખી છઊં ? ગરીબ માણસ સમજેછે કે પઈસા વાળો સુખી છે, પઈસા વાળો સમજેછે કે મારાં કરતાં ગરીબ માણસ સુખી છે.

તારે હવે ખરૂ સુખ કાંહાં છે ? અમસથી દોલત, ઈઆ રાજપાટ ઈઆ બાગ બગીચાથીજ માણસ સુખી થતું નથી. એક જણ પાસ બાગ બગીચા નહી હોય, વાડી ગાડી નહી હોય, તોપણ તે ઘણોજ સુખી રહી શકેછે. પેટ ભરીને ખાવું અને નચીંતાઈથી ઉંગાવું એજ. જો સુખની સાબેતીઓ હોયતો જેમ દોલત વધતી તેમ એ નીશાંણીઓ ઓછી માલમ પડેછે અને એ સાબેતીઓ પઈસા વગર મળી શકેછે.

પીઆરાં વાંચનારાંઓ, ઊપલાં ચીતર તરફ ધેઆંન પોંહોંચાડો. ઘર જોશો તો ગરીબ માણસનું છે. ઓરડો જોશો તો નાંહાંનો છે. તેમાંનો સામાન જોશો તો સાદો છે. માણસો જોશો તો ગરીબ છે. પણ તેઓ તનદરોસત છે, તેઓ ખુશી છે, હસેછે, ગાયછે, વગાડેછે, રમેછે અને એકેકને રમાડેછે. મોટા બાવા માંદા ટાટ બની રેહેવા છતાં કાંનીયાની ટોપી પેહેરીને કેવા ટટાર બેઠાછે અને સારંગી વગાડેછે. પાસે બેઠેલાં મોટાં માય મરણ કાંઠે આવેલાં છતાં, તાહાડનાં લખલખાં નહી ખમાવાથી હોઠી પોઢીને બેઠાંછે, તોપણ પોતાથી બીજી પેહેડીનાં બચાંને આંખ આગળથી ખસેડતાં નથી. આ ઘરડે ઘરડાં જોડાંની વહુ જે આજ કાળ કરતી કાવરતી ઘર ધણીઆંની થઇછે, તે ઊમરે અઢેર થવા છતાં ઘરનું એટલું કાંમ કરેછે કે આ કુટુંબ મંડળમાં આવી બેસીને બચાંને ખોળા ઊપર રમાડવાની હમણાજ જરા ફુરસત મળીછે, એવું કમરે બાંધી રાખેલા કાંમ કરતી વખતનાં કપડાંના કકડા ઊપરથી માલમ પડેછે. જે છોકરો બપાવાની સાંમે ઊભો રહી સારંગી વગાડેછે અને તેનાં જે બે ભાઈઓ ગાયછે તેઓ રાગમાં કેવા ચકચુર થઈ ગયાછે. પડોસમાં ઊભેલો તેઓનો માનીતો કુતરો જે પાંચ મીનીટ અગાઊ નાચતો અને કુદતો હતો તેબી ગરીબ થઈને ગાએણ સાંભળેછે અને જાણે આસાએસ લેતો હોય એમ જણાવેછે.

એ તે ખરૂં સુખ છે. નામાકીત ફરાંકલીન કેહેછે કે થોડી હાજત હોય અને તે હાજત પુરી પાડવાની શકતી હોય, એટલે માણસ સુખી ગણાય. એજ પરમાંણેની હાલત ઊપલાં ચીતરમાં ચીતારીછે. એ લોકોમાં કજીઆ, કંકાસનું મોહો કાળું છે. એ લોકોમાં સંપ અને સંતોશ છે. એ લોકોમાં સરીરની સુખાકારી છે. એ લોકોની હાજતો થોડીજ છે અને તે હાજતો પુરી પડેછે એટલે તેઓ સુખી છે. તેઓ મેહેનત કરેછે અને પેટ ભરેછે, એટલે બીજી ફીકર ચીંતા કાંઈજ નથી. અલબતાં એક રહજંસતા ટવલતા બીમારીની જે હાલત તે કાંઈ સુખની હાલત નથી અને આ લોકોની હાલત તેવી નથી. આ ચીતર જોઈને સઊ કોઇ કેહેશે કે, ઘરનું સુખ તે સઊથી સરસ સુખ છે. ઘરનું સુખ તે ગોયા ગામનું સુખ છે. ઘરનું સુખ હોય અને દુનીઆનું બીજું ગમે એ દુખ હોયતો ચાલી શકે. પણ દુનીઆનું ગમે એવું સુખ હોય અને ઘરનું સુખ નહી હોયતો કદી ચાલે નહી.

સુખ તનદરોસતીમાં છે, આસાએસમાં છે, સંપ અને સંતોશમાં છે, પેઆર અને મોબતમાં છે. સુખ બઈરીમાં છે, બચાંમાંછે, ભાઈ બેહેનોમાં છે. પણ એ સઘળું ઘરમાં હોયછે, ઘરની બાહેર એ સાધનો મળતાં નથી. વીદવાંન આડીસન કેહેતો હતો કે "સુખનો સવભાવ એકાંતપણામાં છે અને તે ઘોંગાટ તથા ભપકાનો દુશમન છે." એ એકાંતપણું ઘરમાંજ હોય અને તારે સુખ પણ ઘરમાંજ હોવું જોઇએ.



## જુદી જુદી જાતના ખાંસીના મરજો.

માણસ જાતના અને ખગત કરીને બચાંના દરદોમાં ખાંસી, જેને આપણા લોકો ઠાંસો કેહેછે, તે મરજ ઘણે સાધારણ રીતે ફેલાયલો જોવામાં આવેછે. એ મરજ તરેહવાર જાતનો હોયછે અને તરેહવાર નામે ઓળખાયછે. ઠાંસો, હાંફન, સસની, એ સઘળાં એ દરદના નામ છે. પણ બરાબર બોલીએતો એ પોતે દરદ નથી, મગર દરદની નીશાંણી છે. ઈંગરેજીમાં જેને "બરાંનકાઈટીસ," "નીમોનીયા" તથા "હુપીંગ કફ" કેહેછે, એ ખરાં દરદો છે અને તેમાંથી હાંફન ઇઆ સસની થઈ આવેછે.

ખાંસી એ છાતીનો મરજ છે. છાતીની અંદર હવા દમમાં લેવાનો જે સાંચો ખુદરતે મેળવોછે, તે સાંચો બગડવાનો મરજ તે ખાંસી છે. માણસે દર મીનીટે મીનીટે હવાનો ચોકસ જથો દમમાં લેવો જોઇએ. પણ જે ફેફસાંમાં તે હવા જાયછે તથા જે મારગો અથવા નળીઓ વાટે હવા જાયછે તેમાં કાંઈ પણ એવો બગાડ થાય કે જેથી હવાની આવજાવને ખલલ પોંહોંચે અને જોઇએ તે કરતાં ઓછી હવા દાખલ થાય તે ખાંસીના મરજની ઉતપતીનું કારણ છે. ઓછી હવા આવવાને લીધે સવાસ લેવાનો સાંચો વધારે મેહેનતમાં પડેછે, તે પુરતી હવા મેલવવા માટે

ખુદરતી તજવીજ કરેછે એથી છાતી વધારે ચાલેછે અને તેથી હાફણ થાયછે.

એ કંટાલા ભરેલો મરજ પેહેલાં સરકમ તથા સાદી ખાંસીથી શરૂ થાયછે અને કોઈવાર એટલી હદ સુધી વધેછે કે પરાંણઘાત થાયછે. સાદી ખાંસીમાં કોઈવાર છાતી ખાલી વાસણની મીસાલે સુકી ખખરેછે પણ ઘણુંકરીને બળગમ ભરાયછે. એ ખાંસી કોઈ રીતે ધાસતી ભરેલી નથી. બીજો મરજ ગુંચની ખાંસીનો છે, જેને ઈંગરેજીમાં "હુપીંગ કફ" કેહેછે. એ ખાંસીમાં ગુંચ ઘણી આવેછે અને તે અરસામાં હવા દમમાં લેતી અને કાહાડતી વખતે "હુપ" નામનો એક જાતનો અજાએબ જેવો સાદ નીકળેછે તેથી તેને ઉપલું નામ આપવામાં આવયુંછે. કેહેછે કે સહીએડ ઈઆ ગોવરાંની મીશાલે એ મરજ પણ બચાંને એકવાર થયે કે ફરીથી થતો નથી; એકજ વખતમાં પુશકળ બચાંઓને એ દરદ લાગુ પડેછે અને જાંહાંસુધી હવામાં ફરક પડતો નથી તાંહાંસુધી એ થાંસો નીકલી શકતો નથી.

"બરાંનકાઈટીસ" તે હવા જવાની નલીઓનું દરદ છે. એ દરદ વાળું દરદી ખાંસીના જુલમથી ઘણું હેરાંણ રેહેછે. દમ બરાબર નહી ચાલવાથી તે અતીશય ઘભરાય છે અને સારીપઠે ઓકેછે અથવા બળગમ પાડેછે તારેજ તેને વધારે કરાર વલેછે. રાતના એ દરદ ઘણું ઉભરી નીકલેછે અને સહવારના ઉઠતાં દમ લેવાની નલીની અંદર બળગમ એકઠો થઈ રેહેવાથી અકલામણ વધારે થાયછે, જે બાહાર કાહાડવા સીવાએ તેને ચેન પડતું નથી. આ મરજ સાથ વધતી ઓછી તાવ પણ આવેછે તથા કોઈવાર સેહેજ પસીનો છુટે છે. જેમ એ "બરાંકાઈટીસ" હવાની નલીઓનું દરદ છે, તેમ "નીયુમોનીયા" ખુદ ફેફસાંનું દરદ છે. તેની હેરાંનગતી વધારે હોયછે અને પેહેલાં કરતાં એ વધારે જોખમ ભરેલું હોયછે.

આ દરદો જારે વધી પડેછે તારે તે સસની તથા જોરાવર હાંફણનું રૂપ પકડેછે. ફેફસાંને લગતી નલીયો એક નહી પણ ઘણી હોયછે, પણ ખાંસીનું દરદ જે થાયછે તે સઘળી નલીઓમાં પેહેળાં થતું નથી. મગર જારે તે ઘણી નળીઓને લાગું પડેછે અથવા એવી નળીઓને થાયછે કે જે થોડી પણ જીણી હોય, તારે ફેફસાંના તેટલા ભાગમાં હવા જઈ શકતી નથી અને તેથી કરીને તે ભાગ ચપટાઈ જાયછે અને તેથી તેટલા ભાગપરની પાંસલી અંદર દબાતી જાયછે. એ પરમાણે તલીએની પાંસલી એટલી દબાય કે જેથી દમ લેતાં ખાડો માલમ પડે, તારે દરદ ઘણું જોરાવર અને ધાસતી ભરેલું થઈ પહોંછે.

ગુંચનો ઠાંસો થોડીક જતનથી દવા વગર સાજો થાય છે. તે પોતાની અવધે લાગેછે અને ઓછાંમાં ઓછાં ચાર અઠવાડીયાંથી તે વધતાંમાં વધતા તરણ મહીના સુધી જારી રેહેવા પછે પોતાની મેલે નરમ પડેછે. પણ જતન નહી લીધાથી ખાંસી વધેછે, તેમાંથી ઉપલા મરજો થાએછે, તથા તે ઉપરાંત ઉપલીઙ, ખેંચ તાંણ તથા પેટના મરજો થઈ આવે છે. તેમજ વળી "બરાંકાઈટીસ" પણ શરુઆતમાં ધાસતી ભરેલો ગણાતો હતો. તેમાં તથા "નીયુમોનીયા" માં બળગમ પાડવાની તથા બીજી દવાઓની તથા ડાકટરની સલાહની જરૂર પડેછે. તેમ કીધાથી તથા જતનથી એ દરદો સાજાં થઈ શકે એવાં છે.

એ ઉપરથી સઘલી વાત જતન ઉપર આવીને અટકે છે અને તે જતન કેવી પરકારની જોઈએ? જે જતન ખાંસી થવાની આગમચ, તે નહી થાય એટલા માંટે લેવી જોઈએ, તેજ જતન તેને થવા પછેની જરૂરની વીચારવામાં આવેછે. ખાંસીનાં ઉપલા સઘલા મરજો સલેખ્મમાં અથવા સરકમથી શરૂ થાયછે, એ ઉપરથી દીસેછે કે ખાંસીનું કારણ સરદી છે, અને સરદીથી જેમ બને તેમ સંભાલ રાખવો એ તેની સઉથી પેહેલી જતન છે. ગરમીની રૂતમાં ઘણુંખરા પેટનાં મરજો ફેલાયછે, સરદીની રૂતમાં છાતીના મરજો ફેલાયછે. હવામાં અચબુચ ફેરફાર થવાથી, પગમાં સરદી પોહોંચવાથી, ગળાં ઉપર સરદ હવા લાગવાથી, ભીણું દીલ રાખી મેળવાથી, બદન ગરમ થવા પછે એકદમ ઠંડા પવનમાં જવાથી અથવા એવાજ બીજા સબબોથી ખાંસીના મરજો થાયછે. માંટે એ પરકારની જતન લેવાથી ખાંસી થવા પછે સાજી થાયછે, એટલુંજ નહી પણ વધારે અગતનું એ છે કે તે જતનથી છાતીનાં મરજો થતાજ અટકેછે.

આ જતનને માંટે દરદીનું બદન ઘાંકેલું રાખવું, ગરમ કપડાં પેહેરાવી રાખવાં, તે છેક પગ અને ગળાં સુધી રાખવું, અને રાતનાં સુતી વખતે બીછાંણું પણ ગરમ રાખવું. ગુંચથી ગુચવાય નહી એટલા માંટે બાલકનું માંથું જરા ઉંચે રાખવું જોઈએ તથા ઘણી ગુંચ આવે તારે સુતેલા દરદીને જરા ઉંચકી તથા એક હાથે માથાંને અને બાજા હાથે બરડાને ટેકો દઈ, મોહોમાં આવેલી લબને સાફ કરવી. જો દરદી જરા ઉમરે પુગેલું હોયતો તેનાં પગ ગરમ પાંણીએ ઝાડવા તથા જો બાલક હોય અને મગજ ઉપર ખોખાર રેહેતી હોયતો તેને છાતી સુધી ગરમ પાણીમાં બેસાડવું, પણ સરદી નહી લાગે તે સંભાળવું.

નજીવાં મુળથી કેવું મોટું ફળ થાયછે, ગરમી ઈઆ સરદી બાબે સેહેજ બેદરકારપણાથી કેટલું સોસવું પહેછે, તે આ ખાંસીનાં મરજો ઉપરથી માલમ પડેછે. જે માતાઓ પોતાનાં બચાંઓને ઉંઘાડાં ફેરવેછે અથવા જેમ ગમે તેમ સરદી લાગવા દેયછે તેઓએ આ બાબત ઉપરથી ધડો પકડવો એવી અમારી અરજ છે. બચાંઓના કપડા વીશે વધારે ચોકસી રાખવાની જરૂરછે. હાથ, ગરદન અને પગ કદીપણ ઉઘાડા રાખવા નહી. આપણા લોકો બચાંને હાલ જે જબલા પેહેરાવેછે તે ઘણી રીતે ખામી ભરેલાંછે. અને તેમાં ફેરફાર કરવો ઘટેછે. બચાંઓની દેહ નબલી અને નાજુક હોયછે, તેઓ ઉપર રુતુ તથા હવાની ફેરબદલીની અસર સેજ વારમાં લાગુ પડી જાયછે, અને તેની સઉથી પેહેલી તરાપ ઉંઘાડી છાતી ઉંઘાડાં ગલાં સરખા નાજુક ભાગો ઉપર આવી પહોંછે. એટલા માંટે તેઓનાં બદનને ઘટતી આવજતથી નહી ઢાંપવાનું પરીણામ પછવાડેથી ઘણું ભારી માલમ પડેછે.



# આપણી માહા રાંણીનું કુટુંબ.



હમણાં જારે આપણી લાએકી વાળી અને માયાલુ માહા રાંણીએ પોતાનાં વચલા શાહાજાદા નાંમે ડાયુક આફ એડીનબરોને આપણા દેશમાં મુસાફરી કરવા મોકલયોછે, તારે એ 'નવાંન શાહાજાદાનાં માતપીતાનાં કુટુંબ તથા તેનાં ભાઈ બેહેનો તરફ આપણ સરવેનું ધેઆંન ખેંચાવા વગર રેહેશે નહી. તે કુટુંબનું એક નાહાનું ચીતર અમે ઉપર આપીએ છઈએ, અને તે જોકે લગાર આગળા વખતનું છે, જારે કે આપણી તરફ આવેલો શાહાજાદો અને તેનાં ભાઈ બેહેનો ઓછી ઉમરનાં હતાં, તોપણ એક પાદશાહી કુટુંબનાં ચીતર દાખલ વાંચનારી બાંનુઓ તેને પેઆરથી જોશે એવી આશા રાખીએ છઈએ.

આપણી માહા રાંણી વીકટોરીયાનાં સઘલા હેવાલથી અમારાં વાંચનારાંઓને અમે વાકેફ કરી ચુકયા છઈએ. એક રાંણી તરીકે તે નામદારે પોતાની રઈએત તરફ જે હોશીઆરી, ડાહાપણ, અને દયા બતાવીછે તથા પોતાની તમામ રઈએતનોજ નહી પણ દુનીઆંના લોકોનો પેઆર, માન અને ઉંચું મત મેળવયુંછે, તે ઉપરાંત ખાંનગી સંસારમાં એક ઘર ધણીઆંણી તરીકે, માતા તરીકે અને ઓરત તરીકે તે નામવરે જે જે લાએકી બતાવીછે તે સઘળી વાંચનારાંઓને ખબર છે. આપણી માહારાંણીનું સુખી અને સંપીલું કુટુંબ, તે ગોયા બીજાં સઘળાં કુટુંબીઓને માટે એક નમુનો છે અને બચાંને કેટલી અને શું કેળવણી આપવી, તેઓમાં કીયા કીયા ગુણ ખીલવવા તથા તેમને કેમ ઉધારવાં તે આ પાદશાહી માતાના દાખલા ઉપરથી બીજી માતાઓએ સમજવું ઘટેછે.

પોતાના વડા દીકરાને ઉતમ કેળવણી આપવા પછે લશકર ખાતાંની પદવી અપાવીછે, અને હાલ તે નામવરનો જે શાહાજાદો અતરે આવયોછે તેને દરીઆઈ ખાતાંની નોકરી અપાવીછે, જેમાં એક ખલાસીની પદવીએથી વધતાં વધતાં તે હાલ કપટાંનની પદવીએ ચહડયોછે. આપણી લોલી સ્ત્રીઓ જેમ પોતાના બચાંઓને પોતાની આંખ આગળથી ખસેડવાં નહી અથવા કાંઈ પણ મુશકેલ કામમાં તેમનો હાથ નાખવો નહી અથવા દુરની મંજલો તેઓ પાસ કરાવવી નહી, એવા ખોટા લાડ અને વેહેમ રાખી, તે બચાંઓને બાપલા અને બેખબર રેહેવા દેયછે, તેવો કાંઈ વેહેમ કઈઆ ખોટી બીહીક સુધરેલી માતાઓ ધરાવતાં નથી, એવું આપણી માહારાંણી પોતાનાં દીકરાઓને દુરદરાજ મોકલીને દેખાડી આપેછે. વડો શાહાજાદો હજી તો ૨૭ વરસનો છે, તેટલાંજ તે દુનીયાનાં ઘણાક ભાગોમાં ફરી આવયોછે. તે માંતર વીસ વરસનો હતો તારે તેને અમેરીકાખંડમાં મુસાફરીએ મોકલયો હતો અને એશીયાખંડમાં પાલેસટાઈન સુધીની સફર તેણે થોડુકજ ઉપર પુરી કીધી હતી. હમણાં જારે શાહાજાદો આલફરેડ બીજીવાર દુનાઆંની આસપાસ ફરવા નીકલયોછે, અને આસટરેલીઆમા જાંહાં એકવાર તેનો જીવ લેવાનો દગો માલમ પડયો હતો, તાંહાં વટીક જારે તે બીજીવાર જઈ આવયોછે, તારે તેનો નાહાંનો ભાઈ શાહાજાદો આરઠર વીલાતનાં ઘણાંકભાગો ખાતે હમણાંજ ફરી આવયોછે.

માહારાંણી વીકટોરીયા સન ૧૮૩૭ નાં જુન મહીનામાં તખત નશીન થવા પછે ૧૮૪૦ ની તા૦ ૧૦ મી ફેબરવારીએ મરનાર માહાપુરૂશ આલબરટ સાથ લગન કરયાં હતાં. તે લગનથી એ નામવર બાંનુને હેઠળ ટાંકેલાં ફરજંદ થયાંછે.

સાહાજાદી વીકટોરીયા આડીલેડ મેરી લુઇસા પરીનસેસ રાએલ, જનમી તા૦ ૨૧ મી નવેમબર ૧૮૪૦, પરણી તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૫૮, પરૂશીયા દેશનાં શાહાજાદા ફરેડરીક વીલીઅમ સાથે.

શાહાજાદો આલબરટ એડવરડ, પરીનસ આફ વેલસ, જનમયો તા૦ ૯ મા નવેમબર ૧૮૪૧, પરણયો તારીખ ૧૦ મી મારચ ૧૮૬૩, ડેનમારકની શાહાજાદી અલેકજાંડરા સાથે.

શાહાજાદી આલીસ માંડ મેરી, જનમી તા૦ ૧૫ મી એપરેલ ૧૮૪૩, પરણી તા૦ ૧ લી જુલાઈ ૧૮૬૨, હેસી ડારમસટડનાં શાહાજાદા લુઈસ સાથે.

શાહાજાદો આલફરેડ અરનેસટ આલબરટ જનમયો, તા૦ ૬ ઠી આગસટ ૧૮૪૪.

શાહાજાદી હેલીનાં આગસટા, જનમી, તા૦ ૨૬ મી મે ૧૮૪૬.

શાહાજાદી લુઈસા કેરોલાઇન આલબરટા, જનમી, તા૦ ૧૮ મી મારચ ૧૮૪૮.

શાહાજાદો આરઠર વીલીઅમ પાટરીક આલબરટ, જનમયો તા૦ ૧ લી મે ૧૮૫૦.

શાહાજાદો લીઓપોલડ જારજ ડંકન આલબરટ, જનમયો, તા૦ ૭ મી અપરેલ ૧૮૫૩.

શાહાજાદી બીઆટરીસ મેરી વીકટોરીયા ફીઓડોર, જનમી તા૦ ૧૪ મી એપરેલ ૧૮૫૭.

એ રાતે નામદાર માહા રાંણીને પોતાને ૯ ફરજંદછે, જેમાં ૪ પુતર અને ૫ પુતરીઓછે. એઓમાંની બે શાહાજાદી અને એક વડો શાહાજાદો પરણયાંછે, જેઓમાં પેહેલાને ૪, તથા બીજીને ૧ ફરજંદ થયુંછે અને વડા શાહાજા

દાને તાંહાં ૩ ફરજંદની નવાજેશ થઇછે. શાહાજાદી હેલીનાં જે હાલ ૧૫ વરસની જવાંન વએ આવીછે તેણીને લાએક શાહાજાદા સાથ પરણાવાની વાત ચાલેછે, પણ પોતાના ફરજંદો સઘલાં મોટી ઉમરે પુગા પછે પરણાવાનો સુભરાબેતો આ પાદશાહી કુટુંબમાં ચાલેછે, માટે આ લગન બાબે હેજી કાંઈ જાજી ઉતાવલ નથી.

ઈંગલંડની પરજા અને પારલામેંટ તરફથી આપણી નામદાર માહારાંણીને વરસ દાહાડે રૂ૩૮૫૦૦૦૦, વડા શાહાજાદાને રૂ૪૦૦૦૦૦, તેની બાંનુને રૂ૧૦૦૦૦૦, વડી શાહાજાદી તે પરૂશીયાની વહુને રૂ૮૦૦૦૦ તથા બાંકીનાં કુટંબીઓને રૂ૩૦૦૦૦૦ નું લવાજમ મળેછે. આ પાદશાહી કુટુંબને તમામ રઈએત જીગરનાં પેઆરથી ચાહેછે અને જારેબી આપણા શાહાજાદાઓ ગાડીમાં બેસી ફરવા નીકલેછે, તારે રસતાઓ ઉપર લોકો તરફથી હમેશ તેઓને જે મુબારકબાદીઓ મળેછે, તે એટલી જોસ ભરી હોયછે કે વારેઘડીએ ટોપી ઉતારી જવાબ આપવાની તેઓને ફરજ પડેછે.



## ભણાવીએ કે પરણાવીએ ?

આઈજીમાએ—ઓ વાએ ! આલી, એ તું શું રોચન ગાલેછ ? ધન હજી શીખી નથી કે તેને તું નવી ઈસકોલમાં શીખવા મોકલેછ ?

કોલીફુઈ—(ટીચકું ચહડાવીને) ઠકેલા ને પછારા ! મુંગાં મુગાં બેસી રેહો. ખબરદારજો આલી કાંઈ ઈસકોલને નીશાર કીધીછતો. બસ હવે ભરયા ભારમાં બેસી રેહેશે તો સોભા છે. દાહાડેનું બસું ધપું, ખોદાએ કાંઈ નેઠ તો ફીએક આપી હોયતો તેને હવે અદરાવા પરણાવાનું કાંઈ કરો.

આઈજી—મરૂંરે બોલતાં પરથી, તમારે મોહોડે સાકરરે મરૂં. શું કેહેશો કોલીફુઈ, આલીને સમજાવતાં સમજાવતાં નખાં ઘસાઈ ગેઈ, કે જો પેલી પચાસ હજારની પીરોજને તાંહાંથી ટપકો મોકલપોછ, તે જોવાડ. પણ આલીકે ! હું ! આંણીગેમ આલીછે ! તમે માંકાંના માંગતાંની જીભ કાહાડીને આંગળ મુકોની, જો એ નાથી હા કેહેતો !

કોલીફુઈ—સાબાસરે આલી ! એવી તું કેદારે હુતી ! જો વડાં લોકની કેહેવતછે કે મા બાપને નમે તે પેટ ભરીને જમે.

આલી—કોલીફુઈ, તમે શીખામણ આપોછ તેતો સારી છે, પણ જી ભરાયા. સાવખશાહાને તમે ઓળખતાં નથી ! બસ તેવણે પકો વાચારજ કીધોછ કે ધનનું શીખવાનું બંધ કરવું નહી, પણ હાલ જે નીશાળમાં જાયછ, તાંહાંથી ઉઠાડીને નવી સરકારી ઈસકોલ નીકલીછ તેમાં બેસાડવી.

કોલીફુઈ—ઈસકોલનાં કાહાડતા વાજ વરેરે ! મુઈ ઈસકોલે તો બધું ડુબાંડુબ કીધું ને હજી ઈસકોલ બાકી રહી છ કે નવી કાહાડી ?

આઈજી—રાંડ સરકારબી ઘેલાં કાહાડેછ માએ ઘેલાં. બીચારી રઈએત મોઘવારીથી મરેછ તેનો કાંઈ ઉપાય નહી મળે, ને પેલા શેરનાં કાહાડતા મરે તે મુવાઓએ કાંઈ કાંઈ ગરીબ ગુરબાંને ખીસાં ખાલીને તલીઆં જાતક કરી નાખયા, ને બીચારા ગરીબ લોકને લુટીને હવે રાંડ સરકાર ઈસકોલ કાહાડી બેડી.

આલી—આઈજીમાએ તમે જુદી જુદી વાતોને કાંહાંથી કાંહાં ભેળી નાખી. ગામમાં વરસાદ નહી આવે ઈઆ ખોરાકી કે પોસાકીની તંગી હોય, ઈઆ ખપ ઘણો હોય, ઈઆ વેચનારાઓ ખંધા હોય, ને તેથી મોઘવારી થાયતો તેમાં સરકારનો શું વાંક ! અથવા લુચા લોકો શેરનો જુગાર રમે તેમાં સરકાર શું કરે ? છોકરાઓને વાસતે સરકારે ઈસકુલો કાહાડીછ, તેમાં સરકારનો તમે વાંક કાહાડતા નથી, તારે છોકરીઓને વાસતે ઈસકોલ કાહાડી તેમાં વાંક સાંનો ?

કોલીફુઈ—(ઘણીજ અચરતીથી) ઓ વહીરે માંએ ! અસતો પુછેછ કે વાંક સાંનો ? આએ આજકાલનાં છોકરાંઓનેતો હોકો કે ધોકો કાંઈ નહી જો માએ ! તમે બે માટી બઈએરને શું છે ? કાંઈ ફકર ચીંતાછે ? તમારે મનસેતો "નાં મારી માએ ને બધી બલા જાય."

આઈજી—કોલીફુઈ તમે કોણની સામે ભેજું ડુખવેછ. એતો જેનાં સબદીઆરાં માથાં હોય તેનાંથી લાંમટાંમ જવાબ અપાય. હું ઈતો માએ ખાખરનાં ખંખરીયાં ને કરમનાં કકરીયાં, જેમ તેમ દાહાડો કાહાડીને બમાંની આગળ થઈએ એટલે બસ.

કોલી ફુઇ—હા ! માએ હા !

આઇજી—તમારા પેટ તાહારાં ને આંખે ઉજરડાં ! તે વાસતે માએ આપરે શું ! જે પાંચ વાત કેહેવાનીછે તે કહી ને મુંગાં મુંગાં ખાટલેઅરી રહીએ. વર કેહેજે મારી બઇરી જાણે ને બઇરી કેહેજે વર જાણે. એમ એકેકની ઉપર પો લવીને આપણે વાહી કાહાડે. ને છાંન પુતલીઆંનો નાંચ લે ઈ બેઠાંછ; તાંહાં આપણી કાંઇ શોભા કે આબરૂ નહી.

આલી—સાસુજી તમે મારી આંગળ જેટલુ બોલોછ, તેનું અરધુંબી અખઇ રહયા સાવખશાહા આગળ બોલતાં નથી. તેવણને સમજાવોની.

આઇજી—(માંથું પખોડીને) જાણેરે મારી બલા હુંઇ કોણને એટલી ગરજ પડીછ ! તું સમજાવતી કાંએ નહી !

કોલી ફુઇ—અરે રાખો, રાખો, આઇજીમાંએ તમેબી કોણને કાંમ સોંપોછ ? કાંએ ? એટલું બધું શું ? તમે વડાં કે એ ? એ કોણ ? આજકાલની લોનડી ? એ સાંની વરને સમજાવે ? તમે સમજાવનાર કાંહાં ગીયાં ? એમજ તમે બ ધાંને બેહેકાવી મેલોછતો ! આજે એછે, કાલ ઉઠીને કાંઇ બીજું. વાત જો લાયાંછ તે. પછે છેક માંથે ચહડી જશે તો ભારી પડશે.

આઇજી—કોલીફુઇ તમે મારાં ઘરનો રાહાધાટ નહી સમજો. ઘેર તે કાંઇ ઘેરની રીતનુંછે. આજે જે કરે તે બ ઇરી, ને માએ સાસુતો ખાસડાંના તલીયાંની હેઠે. કાંઇ ન હી, બોલતી ઓવારૂ અખઇ થઇને જીવતાં રેહે ને સુખી થાય એટલે બસ.

આલી—વળી સાસુજી તમે ગુસે થયાં ? હું શું કાંઇ ખોટું કે નરસ બોલી ? તમે ધનને વાસતે કાંઇ સારી શીખા મણ દેઓછ, તે અમે માંનીએછ કેની ?

કોલીફુઇ—લેઓ ! આઇજીમાંએતો આલીનેજ વરને સમજાવા મોકલતાંતાં !

આઇજી—હોરી આવ, હોરી આવ, માએ તે શું કાં ઇ ખોટી શીખામણ દીધી ? જરા ગાંમમાં જઇને જો, લોકો ની આટલી આટલીઓ અખઇ રહી બબે છોકરાંની માએ ઓ થાયછ ને એમ એમ જાણે ઘરનું કાંમ કરે તે આપણે જોયાજ કરીએ.

આલી—તેમ ધનનેબી આપણે કાંમ શીખવશું. પણ પેહેલાં તેનેઆંન શીખવાનો વખત છે તે કેમ ચુકાએ ?

કોલીફુઇ—(ખીમ પાડીને) કેમ ચુકાએ ? ધન વરને ખુરસીએ બેસાડીને આફીસમાં લખવા જવાનીછે તેથી (પા છી ખીમ પાહેછે) કેમ ચુકાએ ?

આલી—કોલીફુઇ, તમે ખીમ પાડશો તેથી હું ખીજ વાવાની નથી, મનેતો ઓર ગમત પડે. પણ તમે વી ચાર કરો કે શીખવાનું ધંધાનેજ વાસતેછે ? શીખવાનું આપણાં સુખને વાસતેછે, ઘર ચલાવાને વાસતે શીખવું જો ઇએ, બચાં પાળવાને વાસતે શીખવું જોઇએ, વર સાથ વ રસવાને વાસતે શીખવું જોઇએ. મરદને બાહારના કામને વાસતે ને બઇરીને ઘરના કામને વાસતે કેળવણી એકસરખી જ જરૂરની છે.

કોલીફુઇ—માંએ બાપ શીખીને ટરી પડયાં તે હવે દી કરીજી શીખવાની વાતો કરેછ. માએ બાપે કાંઇ ઘેર ચલા વયાંતાં ? માએ બાપે કાંઇ બચાં ઉછારયાંતાં ? બીચારી મા લીતો અમથા પવણે કરીને પોતાની મેલેજ ઉછરી. ચંગરીઓ ઓ ઘેલી ! "ઘેર ચલાવે તે ઘેરનો રોહી, ને ગાંમ ચલાવે તે ગાંમનો રોહી." એતો ચાલતું આવેલુંછે. હું તો કાંઇ શીખેલી નહી હુતી, ને મારા ધણી દીકરાને જી, લાવોની, હું વાડીગાડીએ ફરૂંછ. એ કાંઇ શીખવાપર છેજ નહી. એ તો ભાગ્યેગ, મારી દીકરી, સુખ ને દુખ સઉ ભાગ્યેગની વાતછે.

આલી—તેમજ શીખવાનું એબી ભાગ્યેગની વાત સ મજો. તમારી વાત બધી ખરીછે. પણ મારા પેઆરાં ફુ ઇ, હવે વખત બદલાતો આવેછે તેનો વીચાર કરશો કે ન હી ? આગલા વખતમાં શીખવાનું હતુંજ નહી ને કોઇને લાગતુંતુંબી નહી. હમણાં છોકરાઓ કેળવઇને ઘણાં હો શીયાર થવા લાગા, તારે છોકરીઓ જો નહી કેળવાય તો કે મ ચાલે ?

આઇજી—સઉ ચાલે, સઉ ચાલે.

આલી—તે આગલા વખતમાં, આજે તે નહી ચાલે. શીખેલા છોકરાઓ પોતાને લાએકની શીખેલી બઇરીઓ માં ગે, પણ ધોબીનાં કૂતર જેવી બઇરીની તોક ગલે વલગેલી હોયતો બેમાંનું એકબી સુખી નહી થાય.

આઇજી—અરે પણ બધી વાત રહી. હું એમ પુછું કે ધન શું શીખેલી નથી ? કાંહાંછે, આટલાં વરસવેર તે ગ મે એટલું શીખવયું તો કોઇએ આહો હરફબી કાહાડયો તો ? છોકરી હુશીયારતો ખરી જો કોલીફુઇ ! એવી હુશીઆ ર, એવી હુશીઆર કે ધોબીનો વાગો લખે, ને કલઇગરનાં વાસણ લખે, ને પરપર વાંચી જાયતો જાણે આપણે જોયા જ કરીએ, ને બતાસાવાળો સરવાળા ગણે તેની અગાઉતો પોતેજ બધો મેહિનાંપર હસાબ કરે.

કોલાઇ—જીવતી રેહે, જીવતી રેહે !

આલી—હવે કેવું સારૂં લાગેછ ! ધન એટલું થોડું શીખી ને તમે આટલાં ખુશી થાઓછ, તો જારે વધારે શી ખશે તારેતો તમારી ખુશાલીનો પાર નહી રેહે. એક વખ ત એવોબી હતો, કે જારે ધનને એટલુંબી શીખાડવાને ત મે ખુશી નહી હતાં, હવે તેને વધારે શીખાડવાની તમારી મરજી નથી, તેબી આસતે આસતે થશે.

આઇજી—નહી. ખબરદારજો, મારૂં લોહી પીએ. બસ, આટલું સીખી, હવે બસ. થોડું શીખે તેબી એકજ ને ઘણું શીખે તેબી એકજ.

કોલીફુઇ—ઓ વાએ ! આ શા ઢોંગ ! માએ કોતક તે કોણને કેહેવા જાઉં ! આઇજી માએ તમેબી ચરી ગીયાં છ. સોલે આવે સાંન, વીસે આવે ગેઆંન, પણ ઘડપણ તે બચાં સમાન, તેમ તમે ઘરડાં થતાં જાઓછ, તેમ તમારી અકલ જતી જાયછ. થોડુંબી શીખવાનું કેવું ! જાણેરે મા રી બલા શીખવામાં ને ભણવાનાંને ! મીશાળ ને ઇસકોલ ને આગ લગાડી મુકો ! ગાંમની કાંઇ ખબર છે ! કોણ કો ણને વાસતે ને શું શું બોલાયછ તે કાંઇ જાણોછ કે નહી ! ભરયા ભારમાં રેહેશું તો સોભાછે. આજેતો દાદાર હોરમ જ જેની શરમ આબરૂ રાખે તેની રેહેજે માએ.

આઇજી—અરે બોવાનાં માએ, હમણાં તો નહી દી ઠું જેવું પડેછ ને નહી સાંભળેલું સાંભળીએછ. ફ્જેતી

ની વાતો કાંને કાંન ઉડી રહીછ, ને તેમાં વળી પેલી કોરટ નીકલીછતી, ગ્રાંટી સુઆંની કોરટ, કે શું. અરેરે તાઅખી જબાંપર નહી આવતું, ને તે કોરટ થવા પછીતો ઘણો બગાડો થયોછ.

આલી—એ વાત મેહેરબાંની કરીને તમે બંધ પાડો તો સારૂં. કોઇનાં કુટુંબની ખાંનગી વાતો સાથ આપુણે શું કાંમ છે ? જગને મોહોડે કાંઇ ટાંકુંછે ? લોકછે, આહે, બોલે, પણ તે બધું આપણે માનવું નહી જોઇએ ને તેની વાતજ નહી કરવી જોઇએ.

કોલીફુઇ—હેં ! હવે વાતજ નહી કરીએ ! છોકરીઓને વધારે શીખવો ને વધારે બગાડો થાય તારે (ખીંચ પાડીને) વાતજ નહી કરીએ !

આલી—હીઆંજ તમારી ભુલ છે. તમે એમ સમજોછ કે હમણાં જે વાતો ચાલેછ તે છોકરીઓને શીખવવાનું પરીનામ છે, પણ તેમ નથી, એતો બધું છોકરીઓને નહી શીખવવાનું પરીનામ છે. જે વાતો ચાલેછ તે શીખેલીઓને વાસતે નથી, પણ નહી શીખેલીઓને વાસતેછે. જો ઓરત જાત બરાબર ને પુરતું શીખેલી હોયતો બગાડ થાય નહી, પણ અધુરી કેળવણી અથવા નહી શીખેલી હાલતમાં તેમ બની શકે.

આઇજી—એતો પાટીયાં ગોઠવવાની વાત. કોલીફુઇ કાંએ બોલતાં નહી. આપરા વખતમાંબી શીખવાનું નહી હતું ને તારે તો કોઇ એવી વાત નહી જાણતુંતું.

આલી—એ વળી બીજી ભુલ છે. કોઇ નહી જાણતુંતું એ વાત ખરીછે, પણ તેથી એમ નહી ઠરતું કે તે હતુંજ નહી. આગલ જે હતું તે છુપું હતું, હમણાં તે જાહેરમાં આવેછે અને સઘળું જાહેરમાં આવેછે, તેથી વધારે સારૂં થાયછે.

કોલી ફુઇ—બસ બા બસ આલી. હવેતો ભેજાંની કહરી થઇ. તારી બરાબરતો અમારીથી નહી ઉતરાય "કોલીની જાત ફુલે ને ગણે ગણે પણ ભુલે" તેમ અમે ગાંઠું જીખીને મરીએ તોબી તું શીખેલી પડી. પણ જો હવે ધનને સુંગી સુંગી પરણાવ ને કાંઇ ભલાઇ નસીબમાં હોયતો જો. પોતાની નહીતો ગાંમ લોક થુકે તેનીતો દરકાર કરીએ.

આલી—કોલીફુઇ અને આઇજીમાએ, તમેતો મારા કરતાં વડાંછો ને તમુને હું તમારી સાદાઇને વાસતે ને તમારાં ભોલાપણાંને વાસતે હું ચાહુંછ. વાસતે હવે હું છેલે એકજ ખોલાસો કરવા માંગુંછ, કેમકે તમારી મીશાળે સારૂં ખી માથું દુખેછે, ને હજીતો મને ઘણું કાંમ પડેલુંછે.

કોલી ફુઇ—જોવોરે આએ કાંમનું કાઢણીયું નીકલી આયું તે ! પરવારતા શું કરે, તો પાટલો ભાંજીને વાંહાણ ઘડે, તેવાં એનાં કાંમ.

આલી—મને કાંમ ઘણુંછે. અને તમે માંનતા નથી તારે કેહેવાંની ફરજ પડેછે કે આજે સાવખશાએ એક નવી જાતનું પુડીંગ ખાવા માંગયુંછ, તે રાંધવાનાં કાંમની અંગરેજી ચોપડીઓછે, તેમાંથી જોઇ કાહાડીને હજીતો રંધાવુંછે; તારપછે વળી છોકરાંઓની છુટીનો વખત થયોછ, તે આવે એટલે ફરવા મોકલવાનાં કપડાં કાહાડવાનાં છે; વળી આપણો તાંહાંનો પીરોજશાહા પોતાનાં કુતરા "બેસ" વગર ફરવા જતો નથી, તેને આજે ચાકરે નહવાડયો નથી, તેથી પીલુસ નાંહેક દલગીર થશે, વાસતે તેને ખુસ રાખવા એ કામ કરાવાનુંછે; તારબાદ વળી છોકરાંઓ ઇસકુલમાં શીખેછે તે તથા બીજાં "લેશન" લેવાંના છે; વળી સાવખશાહા આવતાંનેવાર આજનું "ટાઇમસ" માંગશે ને થાકેલા હોશેતો મારી પાસે વંચાવશે, તે મેં વાંચીને કોણ જાણે કાંહાં મુકીયુંછ, તાંહાંથી શોધી કાહાડવાનુંછે; વળી રાતનાં સાવખંશા "પીઆંનો" વજાડવા કેહેશે, પણ એ વાજું જરા બગડેલુંછે, ને સમારનારને બોલાવયોછે તે હજી આવયો નથી, તેની મને ધાસતીછે. એ રીતે મને કાંમછે, વાસતે હું જાઉછ, અને એટલીજ અરજ કરૂંછ કે આપણી ધનને જે નવી ઇસકુલમાં મેળીએછ, તેમાં બીજી છોકરીઓને તમે મોકલાવો. એ ઇસકુલમાં છોકરીઓને સાંભળો મોટો પગાર આપીને શીખવેછ, તે એટલા વાસતે કે જેઓ મુદત કરશે તેઓને પગાર વધારીને શીખસકનાં કાંમ ઉપર રાખશે, તેથી આપણી છોકરીઓની નીશાળોમાં મરદ શીખસકોને બદલે સ્રી શીખસકો મળી આવશે.

—

# પરૂથવીની બેહેનો.



વાંચનારી બાંનુઓ ઉપલું મથાલું વાંચીને અજાએબીથી પુછશે કે વળી દુનીઆનાં ભાઇ ને બેહેન તે કેવાં હશે ! પણ આ નામ અમે અલંકારે રૂપે મેળયુંછે અને ઘણી ચીજ તેનાં ખરા અરથે ખરી નહીતો અલંકાર અરથે ખરી દીસેછે. મુવા પછે એક બીજી દુનીયામાં આપણ સરવેને જાવુંછે એવો સાધારણ વીચાર છે અને તે બીજી દુનીયાંબી જાણે એકજ હોય એમ માનવામાં આવેછે. પણ આપણ તે સરવરગની દુનીયાં વીશે વીચાર કરવા બેઠા નથી. આ સુધરેલી સદીની નવી શોધો પરમાંણે જે નવી મોટી દુનીઆંઓ અનવાલામાં આવીછે, જે દુનીયાંઓને આપણ નજરે જોઇએ છઇએ, તે દુનીઆંઓ અથવા બરાબર બોલીએતો આપણી દુનીઆંની બેહેનોની આપણ દુનીઆનાં રે

હેવાસી થઇને ઓળખ અને પીછાંણ નહી કરીએતો ઘણું અનઘટતું કેહેવાય.

એ દુનીઆંતી બેહેનોનું એક ચીતર ઉપર આપયું છે. પેહેલી નજરે તે ગોલ ચકરડાં અને કુંદાલાં સરીખું લાગેછે, પણ એ ચકરડાંઓમાં આપણી દુનીઆં ચીતારીછે અને બીજી તેનાંજ સરખા ગોળાઓ પોતપોતાનાં ચકરાવામાં ફરેછે. એ એકેક ગોળો એકેકી દુનીયાંછે અને તે બધી દુનીઆંઓ કેમ ગણાય તેની ખાતરી કરવા સારૂં પરથમ આપણી દુનીયાં ઉપર વીચાર કરવો ઘટેછે. આપણી પરૂથવી પોહોલી અને સપાટ નથી પણ ગોળ છે એતો સઉ કોઇ જાણેછે. તેમજ વળી ગરમી અને અંજવાળું જે વનાં દુનીઆં નાસ પાંમે તે પુરૂં પાડનાર રોશન સુરીય આપણને દેખાયછે તેમ આપણી દુનીઆંની આસપાસ ફરેછે એવો આગલા લોકોનો ખેઆલ ખોટો પડયોછે અને ખરેખરીતો દુનીઆં સુરજની આસપાસ ફરેછે એ મોટી અને અગતની સોધથી પણ વાંચનારી બાંનુઓ વાકેફ હશે.

એ બે વાત જો આપણાં ધેઆનમાં ઉતરીતો પછે ઉપલાં મંડળમાંનાં બીજા ગોળાઓની વાત પણ ધેઆનમાં સેહેલાઇથી ઉતરેછે. આકાશમાં ઝલકતા હીરાઓના જોતીશોએ બે ભાગ કરયાછે. એક ગરેહ અને બીજા સેતારા. ગરેહઓ થંબ રોશનીથી પરકાશેછે, તથા દુરબીનથી જોતાં મંદરની મીશાળે નાહાંનાંમોટા થાયછે તથા તે ઉપર ધાબાં દેખાયછે. સેતારાઓ આખા રોશણ, તોપણ તે રોશણી રંગબેરંગી દેખાયછે. મંગલ, બુધ, ભરેસપતી, સુકર, સનીશચર, એવાં ગરેહઓનાં નાંમો વાંચનારી બાંનુઓ જાંણેછે. એ ગરેહઓમાં આપણી પરૂથવી પણ એક ગરેહ છે એ એક મોટી અગતની શોધ થઇછે.અને જારે એ આપણો ગરેહ એક મોટી દુનીયાં છે, તારેબીજા ગરેહઓ પણ દુનીયાં હશે એવો ખેઆલ તરતજ પેદા થાયછે. બધા ગરેહઓમાં એકલી આપણી પુરૂથવીનેજ ખોદાતાલાએ મોટી કરી હોય અને વસાવી હોય એમતો કાંઇબને નહી.

પણ વાંચનારી બાંનુઓ કેહેશે કે બીજા ગરેહઓ તો તારા જેટલા જીણા છે, તારે તે દુનીયાં કેમ હોય ? પણ એમ નથી. એ ગરેહઓ આપણાંથી કરોડો માઇલ દુર છે. "વીનસ" અથવા "સુકર", નો શુંદર ગરેહ ધરતીની સઉથી નજદીક છે, તોપણ તે આપણથી ૬૫૦૦૦૦૦૦ માઇલને તફાવતે છે; તથા "યુરાંનસ" નામનો ગરેહ સઉથી દુરનો ગણાતો નથી તોપણ આપણી પરૂથવીથી ૧૭૨૭૦૦૦૦૦૦ (પોણાંબે અબજ) માઇલ દુર છે. એવા અજાંએબ જેવા તફાવતને લીધે એ ગરેહઓ જીણાં તારા જેવાં દેખાય તેની નવાઇ નથી, પણ વીદીઆની શોધે બતાવી આપયું છે કે તે ખરેખરા ઝીણાં નથી. "મરકીયુરી" અથવા બુધનો ગરેહ સઉથી નાહાનો ગણાયછે, તોપણ તેનાં ગોળાની પોહોલાઇ ૩૦૦૦ માઇલનીછે, અને આપણી દુનીયાનાં માતર ૧૨ માં ભાગ જેટલું તેનું કદ છે. બીજા હાથ ઉપર ભરેસપતીનો ગરેહ એટલો મોટો છે કે તેની પોહોલાઇજ ૮૮૬૪૦ માઇલની અથવા દુનીઆંની પોહોલાઇ કરતાં સુમારે ૧૨ ઘણી વધારે છે. એ રીતે ગરેહઓનાં મોટાં કદનો વીચાર કરીએ છઇએ, તારે વળી બીજો વીચાર આવેછે કે એટલા મોટા ગરેહઓને ખોદાએ કાંઇ નકામાં બનાવયા નહી હોય, પણ આપણા ગરેહની મીશાળે તાંહાં પણ દુનીયાં હશે.

વળી તપાસ કરતાં માલમ પડયુંછે કે આપણી દુનીયાંની મીશાળે એ ગરેહઓ પણ પોતાની ધરીની ઉપર ફરેછે, અને તેથી દુનીઆંનો જે અરધો ભાગ સુરજની તરફ આવે તાંહાં દીસ અને જે અરધ ગોળો બીજી બોરદુંએ જાય તાંહાં રાત બનેછે, તેજ મીશાળે આ બીજા ગરેહઓમાં પણ રાત અને દીસ થાયછે. વળી એ ગરેહઓ પણ આપણી દુનીઆંની મીશાળે સુરજની આસપાસ અજાએબ જેવી ઝપથી ફરેછે. આપણી મોટી દુનીયાં દર કલાકે ૬૮૦૦૦ માઇલની ઝડપથી ૩૬૫ દાહાડામાં સુરજની આસપાસ ફરી વળેછે અને તેને આપણ એક વરસ કહીએ છઇએ. પણ ભરેસપતીનો ગરેહ દુનીયાં કરતાં ૧૪૦૦ ઘણો મોટો છે, તે પણ દરરોજનાં ૭૦૦૦૦૦ (૭ લાખ) માઇલ દોડેછે, ઇઅને દર કલાકે ૩૦૦૦૦, દર મીનીટે ૫૦૦, દર સેકંડે ૮ માઇલની ઝડપથી એ ગોળો ફરેછે અને ૪૩૩૩ દાહાડે ફરી રેહેછે. સુરજની આસપાસની એ મુસાફરીથી હીઅની મીશાળે, તે ગોળાઓમાં પણ સુરજની નજદીકી ઇઅ તફાવત મુજબ રૂતુ અને મોસમો થાયછે. તારબાદ વળી એવી શોધ થઇછે કે જેમ આપણી દુનીયાંની આસપાસ હવાછે, તેમજ બીજા ગરેહઓની આસપાસ છે, એટલુંજ નહી પણ જેમ પરૂથવીનાં ઉતર અને દખણ દરૂઓ તરફ બરફ બંધાયલું રેહેછે, તેજ મીશાળે મોટા ગરેહઓનાં દરૂઓ તરફ પણ કાંઇ જલકાટ ભરેલી વસતુ દુરબીને દેખાયછે.

વળી બીજો મોટો મુકાબલો એ છે કે જેમ આપણી દુનીયાંની આસપાસ રોશણીને કીજે ખોદાતાલાએ ચંદર બખશયોછે, તેમજ બીજા ગરેહઓની આસપાસ ચંદર મેળયાછે અને વળી તફાવત તથા કદ પરમાંણે તેમાંબી પરમાંન રાખયુંછે. સુરજની નજદીકનાં બે ગરેહઓ સાથ ચંદર મુતલક નથી, પણ દુનીયાં જરા દુર આવીછે તેને એક ચંદર આપયોછે. ભરેસપતીનાં વધારે દુરનાં ગરેહ સાથ ૪ ચંદરો ફરતા કીધાછે, સનીશચરનો ગરેહ વધારે દુર અને મોટો હોવાથી તેની આસપાસ ૭ ચંદર અને વળી ૬૦૦૦૦૦ માઇલ લાંબુ રોશનીનું એક વણું ફરેછે. એ ઉપરથી સીધ થાયછે કે ખોદાતાલાએ આપણી દુનીયાં કરતાં મોટા ગોળા બનાવયાછે અને તેમાં હવા, રોશણી ઇતીઆદીની આટલી સગવડો કીધીછે તારે તે નકાંમાંતો હોયજ નહી. તે સરવ શકતીમાંન કીરતાર આ દુનીયામાં એક તનખુબી નકામું શું બનાવયું નથી, તારે આવા મોટા ગોળા અમસથા નાંખી મેળવા સારૂં બનાવયા નહીજ હોય. ખચીત એ ગોળાઓ આપણી દુનીઆંની બીજી બેહેનો હશે.

એ ગરેહઓનો તમાંમ હેવાલ અજાએબ જેવો અને જાણવા જોગ છે, પણ હાલ તરત સુરજની આસપાસનાં મંડળમાં તેઓ કેવાં અનુકરમે ફરેછે, તેજ માતર જાણાવી આ બાબત બંધ કરવી ઘટેછે. એ સુરીય મંડળનું એક બીજું ચીતર નીચે આપયુંછે. તેની વચોવચમાં રોશન આફતાબ પરકાસેછે, પેહેલું કુદાલું "મરકીયુરી" (બુધ) નોં

ગરેહનો ગોલ આરમ બતાવેછે, તેની પછે "વીનસ" (સુકર) નો ગરેહ ફરેછે, તારપછે આપણી ધરતી આવેછે, પછે "મા




રસ" (મંગળ) નું કુંડાલું છોડવા બાદ ઘણાક નાહાનાં ના હાનાં ૧૦૦ થી વધારે ગરેહઓની શોધ થઇછે. તેમની પા છળ મોટો અને નાંમીઓ "જુપીટર" (બરેસપતી) નો ગ રેહ પોતાનાં ચાર ચંદરો સાથ મોટા ભપકાથી ફરેછે, એ પ છે "સાટરણ" (સનીશચર) રોશણીની વીટીમાં વીટલાઇને તથા સાત ચંદરોને લઇને ફરેછે, છેલે "યુરાંનસ" અથવા "હરશચલ" નામના ગરેહનો મારગછે, જેની સાથ છ ચં દરો છે, અને છેક છેલે "નેપચુન" નામનાં નવા ગરેહની શોધ થઇછે. એ આપણાં આખાં સુરીય મંડળે પોતાનાં ગોલ ચેરાવામાં રોકેલી જગાની આખી પોહોલાઈ અથવા વી આસ ૫૭૦૬૦૦૦૦૦૦ (નજદીક પાા અબજ) માઇલનીછે, એ બોહોલી જગાનો મનમાં કાંઇપણ ખેઆલ ઉતારવો મુશ કેલછે, પણ વળી એતો માતર દસ બાર ગરેહ થયાછે. બી જા લખો સીતારાઓ અને કરોડો ગરેહઓ આસમાનમાં પ ડેલાંછે, તે લખો સુરજો અને કરોડો દુનીયાંછે અને તેઓએ કેટલી જગા રોકી હશે તેનો ખેઆલ કરીએતો તે કીરતાર ની અપરમપાર શકતી ઉપર હેંકારથી ભરેલો માણસ ઘેલો થઇને ખાકમાં ઉંધો પડવા વનાં રેહશે નહી.

---

## ઈરાનના મોટા પાદશાહાઓની નશીએતો.

### ફરેદુન, કેખુશરો, સાઇરસ.

ઈરાનનાં અસલી અને જાહોજલાલી ભરેલાં રા જમાં જે નામીચા અને મોટા પારસી પાદશાહઓ થ ઈ ગયાછે, તેઓમાં કેટલાકો પોતાનાં પાછલા જમાનાનાં પાદશાહઓ તથા લોકોની ચાણાકનો માટે ઘણી કીમ તી નશીએતો મળી ગયાછે. પાદશાહ જમશેદ અને ફ રેદુનનાં વખતથી એવી મોતેબર નશીએતોની નોધ થ એલીછે અને તે ઉપર વીચાર કરતાં તે પાદશાહાઓ ની દાનાઇ અને નેકી વીશે આપણને ઘણા મોટા વી ચારો પેદા થાયછે.

ફરેદુન પાદશાહ જે પોતાનાં તુર અને સલંમ નામનાં નીમખહરાંમ બેટાઓથી મળેલાં દુખે કરીને ઘણો કંટાલીને આ જીહાંનથી ફરેગ થયો હતો, તેણે મરતી વખતે પોતાનાં તરીજા દીકરા એરચનાં બેટા મીનોચેહરને શીખામણ દીધી હતી કે, "તારી તવારી ખનાં દરએક પાનાં દાખલ તું તારી જીંદગીનાં દરએ ક દાહાડાને ગણજે અને તેથી સંભાલ રાખજે કે તે ઉ પર જેબી ચીજ લખાય તે એવી નહી હોય કે હવે પં છેની ઓલાદને તે ઉપર શરમાવું પડે."

સાઈરસ પાદશાહ જેણે ઈરાંનમાં એકીમીનીસ ની નાંમીચી ઓલાદનાં રાજનો પાયો નાંખયો અને જેને આજસુધી આપણાં લોકો ભુલથી કેખુશરો કેહેતા હતા, તે પાદશાહ પોતાની આગળ થઈ ગયલા કેખુશરો નાં સરખોજ નેક અને દાહાપણવાળો હતો. એ મોટો પાદશાહ પોતાના તખત ઊપરથી વારેઘડીએ કેહેતો હતો કે "પાદશાહે પોતાની રઈએતનાં સુખ દુખમાં સાહે થવું તથા તેને હરકોઈ વાતે ખુશી અને સુખી રાખવી." એ પાદશાહના બેહદ દાહાપણનો એક દાખલો યુનાંની ઓનો અમરબ તવારીખ કરતા "હારોડોટસ" નીચે મુ જબ આપી ગયોછે.

જારે સાઈરસ પાદશાહએ મીડીયાનાં રાજને જીતી લીધું, તારે એની ઇરાંની રઈએતનાં લોકો અર જ કરવા તેની સાંમે આવી પોકાર મારતાં કેહેવા લા ગાં કે "અમારી જગા ઘણી ઊજડ અને પાહાડી છે, તેથી અમારી આબાદાંની અને સુખમાં ખલલ થાયછે, માંટે એ જગા છોડીને મીડીયાની પડોસમાં અમોને ત થા તમોને બેહુને માંન મળે એવી કોઈ જગામાં વસ વાની રજા આપો." આ અરજનો સાઈરસે એવો જવા બ આપયો કે જેથી ઊપલી રઈએત તદન ચુપ થઈ ગ ઈ અને પોતાની માગણી તેઓએ કાહાડી નાંખી. એ પાદશાહ બોલયો કે,

"અગર જો તમે તમારાં વતન ઊપર નારાજ થઈ તેને છોડી જવા ચાહતા હોવોતો તમે સુખેથી તે મ કરવું. પણ તમારા એ અંશતોશીપણાથી એક અવગુણ થશે તેનો તમે પેહેલાં વીચાર કરો. પોતાનાં વતનમાં રાજ તમારંછે, અને તમે બીજી પરજાઓ

ઊપર રાજ કરોછે, પણ વતન છોડી જવા પછે કોઈ બીજી પરજા તમારો ઊપર રાજ ચલાવશે. જે લોકો પાહાડી જગામાં વસેછે, તેઓ લડાએક હોયછે, પણ ફળવંત જગાની મોજ મજાહમાં પડવાથી તેઓ નબળાં અને સુસત થાયછે."

## મોંશીઊર ફરડીનાંડ લેસેપસ.

એશીયા અને યુરોપખંડની વચ્ચે ૮૦ માઈલની પોહોલાઈની જે રેતાલ જમીન આવજાવ કરતાં બારકસોને અટકાવેછે અથવા બરાબર બોલીએતો અટકાવતી હતી, તે જમીનને કાપીને તાંહાં જે સલગ દરીઓ કરવામાં આવયોછે તેને લગતી થોડીક હકીકતો તથા તે નેહેરને ઉંઘાડવાની કીરીયાનો હેલાલ અમારા આગલા અંકોમાં વાંચનારાઓ સાંમે મેળયાછે. ૧૯ મો સદીની આ ચમતકારીક ફતેહને પાર ઉતારવાનું માંન મોંશીઊર ફરડીનાંડ લેસેપસ નાંમનાં એક નાંમાંકીત ફરેંચે મેળવયુંછે. તેની એક તસવીર પાસેનાં સફા ઉપર અમે આપીછે અને તેની જીંદગીનો જાંણવાજોગ હેવાલ ઈંગરેજી ઉપરથી નીચે ઉતારીએ છઈએ.

મોંશીઊર ફરડીનાંડ લેસપસ સન ૧૮૦૬ માં ફરાંનસમાં વરસેલસ ખાતે જનમાયો હતો. તે ગરેટ બરીટનનાં સકાટલંડ દેશનો એક અસલ તોખમની ઓલાદ ગણાયછે અને એ વાત ઈંગરેજો લગાર મગરૂરીથી જણાવેછે. તેને બચપણથી ઉમદા કેળવણી મળી હતી, જેમાં ઇનજનેરનો હોનર તેણે ઘણાં અભેઆસથી હાંસલ કીધાબાદ, તે ફરેંચ સરકારની રાજદુવારી ચાકરીમાં દાખલ થયો હતો. મીસર દેશમાં પોતે બંધાવેલી ઉપલી નેહેરથી તે પરખેઆત થયોછે, પણ તેની આગમચ ફરાંનસની તરફથી જુદાં જુદાં દેશોનાં એલચી ખાતાંમાં તે ઘણાંક વરસો સુધી રહયો હતો. ૧૮૪૨ માં તે બારસીલોનાંનો કાંનસલ થયો, જાંહાં લડાઇને વખતે ફરેંચ મનવારો ઉપર તે શેહેરનાં ફરેંચ તથા સપાંનીઅ ૨૬ રેહેવાશીઓનાં જાંન માલને તેણે ઘણો આસરો આપયો હતો. તારપછે તેને મીસર ખાતેની ફરેંચ કાંનસલ જેનરલ તરીકે મોકલવામાં આવયો, જાંહાંથી તેનાં મગજમાં આ નેહેર બનાવવાનો ખેઆલ પેવસ થયો.

મીસર દેશમાં લેસપસને તેનાં બાપનાં વખતથી ઘણો વગ હતો. આ વખતે હાલના પાસાનો બાપ મહમદઅલી મીસરની ગાદી ઉપર હતો, તે દરબારમાં લેસેપસની પાસે આવયો અને ઘણા જોસથી કહયું કે "આજે હું મોટો માણસ થયો છઉં, પણ મને તે આગલો વખત યાદ છે કે જારે મોંશીઊર ડી લેસેપસનાં બાપને તાંહાં જવાને તથા જમવાને મને ઘણી ખુશાલી ઉપનતી હતી." જારે મીસરની ગાદી ઉપર ટરકીને તાબે રેહે એવા એક ટરકીને બેસાડવાની ફરેંચ સરકારે સુચનાં કરી હતી તારે લેસેપસનાં બાપે મહમદઅલીનું નાંમ આપયું હતું અને તે વખતથી એ પાસા લેસપસનાં ખાંનદાંનનો દોસત થયો હતો. ફરડીનાંડ લેસેપસને જારે મહમદઅલીએ ભર દરબારમાં ઉપલું માંન આપયું તારે હાલનો સઈએદ પાસા ઘણો નાંહાંનો હતો. પણ તે એટલોતો દોંગો હતો કે મહમદઅલી તેને ઘણા કસરત આપતો હતો અને દરરોજ તે કસરતની થાક ઉતારવા સારૂં તેને ફરડીનાંડ લેસેપસના ઘરમાં જઈ. આસાએસ લેવાનો તેનાં બાપ મહમદઅલીએ હુકમ કરેલો હતો. તેથી ૭ વરસની વએથી તે ૧૪ વરસનો થયો તાંહાંસુધી સઈએદ પાસા હંમેસ લેસેપસનાં ઘરમાં આવતો જતો હતો. તારબાદ અબાસ પાશાનાં દોરમાં સઈએદ પાસા નાહાસોને ફરાંનસ ગયો, તાંહાં પણ તેણે લેસેપસનાંજ ઘરમાં આસરો લીધો હતો.

સને ૧૮૪૯ માં રોમ શેહેરનાં લોકોએ પોપનાં રાજની સાંમે બલવો કીધો હતો. પોપ તે વડા ધરમગુરૂનું નામ છે, પણ એ ધરમગુરૂઓ રાજની ગાદી ઉપર જબરીથી ચહડી બેઠાછે. તાંહાંનાં સમજુ લોકો પાદરીઓની પાદશાહીની સાંમે થાયછે અને તેથી ઇટાલીઅનો તથા પોપ વચ્ચે હંમેસનો જઘડો ચાલુ છે. ઉપલાં વરસમાં પોપની મદદે ફરાંનસે લશકર મોકલયું હતું, અને તેની સાથે જવાનો લેસેપસને હુકમ થયો. પણ લેશેપસ પોપની સતાની સાંમે હતો, તેથી તે એવા કરાર ઉપર ગયો કે રોમનાં બલવાખોરો ઉપર ફરેંચોએ હોમલો કરવો નહી. તાંહાં જવા પછે ફરેંચ સરકારે ઉપલો કરાર તોડીને રોમ ઉપર ધસારો કરવાને હુકમ મોકલયો, પણ લેસેપસે લશકરને એ હુકમ આપવાને નાં પાડયું અને ફરેંચ સરકારને સાફ લખી જણાવયું કે "જો તમારે એમજ કરવું હોયતો મારી જગાએ તે હુકમ આપવાને કોઈ બીજા એલચીને મોકલો." તે બીજા એલચીને મોકલતાં એક મહીનો લાગો અને તેટલો વખત સુધી આ હીમતવાંન ફરેંચે રૂમીઓ સાથ લડાઈ ચલાવાની સરકારની ધારણાંને અટકાવી રાખી.

ફરાંનસ ખાતે પાછો ફરતાં સરકારે તેને ઘણું અપમાન આપયું અને નાંકરમાંનીનાં વાંકને માટે તેને ઈનસાફની અદાલતમાં ઉભો કરવા માંગયો. આ ધમકીથી લેસેપસ બીધો નહી. તેણે પોતાનો એક લંબાંણ બચાવ ઘડી કાહાડયો અને તેમાં બતાવી આપયું કે ફરેંચ સરકારે જે હુકમ મોકલવાને નાં પાડયું હતું તે હુકમ પછવાડેથી મોકલયો અને તે બજાવવાને તેણે નાં પાડયું તેમાં તેનો વાંક નહી હતો. આ બચાવ એટલોતો મજબુત હતો કે સરકારે તેની તપાસ માંડી વાળવા ચાહાયું, પણ લેસેપસે બજીદ થઈને તપાસ કરાવી. તે તપાસમાંતો એવું ઠરયું કે લેસેપસને પેહેલેથીજ લડાઈ ચલાવાનો હુકમ મલેલો હતો. આ એક તદન બનાવટ હતી તે દેખાડવા સારૂં, ફરાંનસનાં રાજદુવારી ખાતાંમાં જઈ તેણે સરકારના અસલ ડીસપાચનો ખરડો હાજર કીધો, જેમાંથી રોમ જવા અગાઉ ઉપલો હુકમ તેણે બજીદ થઈને છેકી નખાવેલો હતો. તેણે ગુસે થઈ એ શઘલો બચાવ છપાંવી ફરેંચ સરકારની નોકરી છોડી દીધી.

એ પછે સુએજ ખાતે નેહેર બાંધવાના પોતાનાં જુના ખેઆલનો તેણે પાછો કસદ કીધો. મીસરની ગાદી ઉપર જાંહાંસુધી ઘાતકી અબાસ પાસા હતો, તાંહાંસુધી લેસેપસથી કાંઈ બનયું નહી, પણ ૧૮૫૩ માં તે મરણ પામયો અને લેસેપસનો દોસત સઈએદ પાસા ગાદીએ આવયો, જેણે લેસેપસની ઘણાં હેતથી મુલાકાત લીધી અને તેનાં આગળ છેલાએ નેહેરની વાત છેડી. સઈએદ પાસાનાં મુરખ સુ



મોશીઅ ફરડીનાડ લેસેપસ

સલમાંન દરબારીઓ એ વાતની સાંમે થયા અને તેથી સઈએદ પાસાએ ઘણી ઢીલ નાંખી. પણ જે બીનાં તેઓ દાખલા દલીલ અને તકરારથી નહી સમજયા તે લેસેપસની એક નજીવી હીકમતથી તેઓ સમજયા. સઈએદ પાશાએ લેસેપસને એક ઘોહો આપયો હતો, જેને એ ટુકી દાહાડી વાળાએ ઉંચે કુદતાં શીખાડયો હતો. એક દાહાડે પાસા પોતાનાં બાગ-મધે લાહાટમાં ઉતરેલો હતો, તેવામાં લેસેપસે તેની આગળ નેહેરની વાત છેડી. પાશાએ જવાબ દીધો કે "લાવો, તમારે શું કેહેવુંછે તે લખી લાવો." લેસેપસ લાગલો ઘોડે ચટી બેહો, ઘોડા ઉપર દેવાલ કુદાવી ગયો, તેની પછવાડે સાંકડી ચર હતી તેબી કુદાવી ગયો અને પલકારામાં સઘલા દસતાવેજો તથા નકસા લઈને તાંહાંને તાંહાંજ પાછો આવયો. સઈએદ પાશાએ એટલું બધું નહી ધારયું હતું; પણ લેસેપસેતો તાંહાંજ સઘલું તઈઆર રાખેલું હતું, તે જોઈને પાશા તથા તેનાં દરબારીઓ અચરત અને ખુશી થયા તથા તાંહાંજ તે સઘલાઓ નેહેરને માટે કબુલ થયાં.

એ પછે દરબાર ભરાતાંજ પાશાએ પારકાં રાજવાળા એલચીઓને જાહેર કીધું કે "મોંનશીઉર ડી લેસેપસ સુએજમાં નેહેર બાંધેછે અને હું તેમાં કબુલ થયોછું એટલે એ વાત હવે નકી થઈછે." આ અચબુચી વાત સાંભળીને સઘલા એલચીઓ આચંબો પાંમયા. ઈંગરેજ એલચીએ વાંધો લીધો કે કામ એટલું છુપું અને ઉતાંવલે થવું નહી હતું, પણ લેસેપસે તેને ખોલાસો કરી નરમ પાડયો. એ વાતની ખબર એલચીઓએ તાર કરીને દેશેદેશ મોકલાવી અને તેથી ઘોંગાટ ઉઠી રહયો. ફરાંનસ ખાતેનો ઈંગરેજ એલચી ફરેંચ વડા પરધાંન પાસે જઈને ફરીઆદ કરવા લાગો કે "તમે મીસરમાં તમારો વગ એટલો વધારોછો, તે ઈંગલંડ ખમશે નહી." પણ ફરેંચ પરધાંને જવાબ આપયો કે "લેસેપસ સાથ અમને કાંઈ સંબંધ નથી, અમનેતો ઉલટું વેર છે." એક હાથ ઉપર નેહેર બાંધવા માટે લેસેપસે મોટી કંપની ઉભી કીધી અને બીજા હાથ ઉપર ઈંગલંડનાં પરધાંન મરંનાર લારડ પામરસટને પારલામેંટમાં લેસેપસનો વીચાર હસી કાહાડી, એ નેહેરને એક પરપોટો ગણયો તથા ઈંગલંડનાં નાંમીચા ઈજનેર સટીફનસને કહયું કે એ નેહેર કદી બનશે નહી. પણ ૩૦ વરસની ઈનતેજારી અને ૧૫ વરસની મેહેનતે તથા ૧૭ કરોર રૂપીઆનાં ખરચે લેસેપસે આજે એ નેહેર બાંધી આપીછે અને આખી દુનીઆંનું માંન તથા શાબાસી પાંમયોછે.

---

# તીડ નાંમનું જાંનવર.



તીડ એવો શબદ જો આજ બે તરણ મહીનાની વાતપર લખીઓ હતેતો, ઘણીક વાંચનારી બાઈઓ તે મુદલ સમજતે નહી. પણ હાલમાં એવો સમય આવેલોછે, કે જાંહાં જોઈએ તાંહાં તીડ અને તીડ એ શબદ મગીરહયોછે. આખાં ગુજરાતમાં તાળીઆરાર પડી રહીછે, અને કેટલેક ઠેકાંણે દુકાળની આફત આંખ સામે આવીને ધુરકેછે. જે ખેડુતો આખું વરસ મેહેનત કરી ખેતરોમાં ભરપુર અનાજ ઉગાડી કાપણી કરવાને તઈઆર થઈ રહેલા હતા, તે બીચારાઓ એક રાતમાં માથાં ફોડતા થયાછે, અને જે તેમનાં લીલોતરી ભરેલાં ગુલજાર ખેતરો આંખને ઠંડક આપતાં હતાં, તે ખેતરો એકાએક બોડાં અને બીહામણાં થઈ ગયાંછે. જે ઘરોમાં આજે ખોબા ભરી ચોખા કોઠીમાંથી કાહાડી રાંધીપા હતા, તેજ ઘરોમાં કાલે મુઠી મુઠીએ ચોખા કાહાડીયા, અને દરેકજન તેની તરફ દુખ ભરી નજરથી જોવા લાગા, કે આ કોઠી પાછી કીઆરે અને કેમ ભરીશું.

આ સઘલી આફત અને અફશોશનું મુલ એક ઝીણું અને નજીવું જાનવર છે, જેને તીડ કરી કેહેછે. એ એક જાતનું પાંખવાળું, માખ, ભમરા, વગેરે જાતનું ઉડતું જાનવર છે. એ લંબાઈમાં આસરે તરણ ઈંચનું થાયછે. તેને એક એક ઈંચના બે વાલ હોયછે. તેનું માથું રતાશપરના રંગનું અને મોડું આસમાની ઉપરના રંગનું હોયછે. બરડાની ઉપરનું કોટલું લીલાસપરના રંગનું અને ઉપર કાળાં અને જાંબુડા રંગનાં ધાબાં હોયછે. આખાં શરીરપરનો ભાગ ચલકતો લાગેછે, અને પાંખો ચલકતી અને પારદરસક હોયછે. રેસમનો કીડો અથવા કામલીયો જે પરમાંણે અવતાર બદલીને પતંગીઉં થાયછે, તેજ પરમાંણે તીડ પણ પેહેલાં જુદા અવતારે જનમીને પછે વેસ બદલેછે. એકેક ઈંડાંમાંથી ૧૦૦ થી ૧૨૫ બચ્ચાં જનમેછે અને પેહેલાં જમીન ઉપર પેટે ફસડાઈને ચાલેછે, જે પછે તેને પાંખ આવેછે. એ ઉપરથી તીડની વસતી કેટલી ખોહોલી હોવી જોઈએ તે તરત માલમ પડેછે. એ તીડો રેતીની જમીનમાં ઈંડાં મેલેછે અને ઈંડાં મેળવા પછે તેમનો નાશ કરવાની સઘલી મેહેનત ફોકટ જાયછે. આખી જમીનને ખણી ખોધી નાખી હોય, તોપણ તે ઈંડાં સલાંમત રેહેછે.

આવી પરકારનાં એક નાનાં જનાવરે દુનાઆંની ઉપર મોટી ખરાબી કીધીછે એ કેવું અજાએબ જેવુંછે! આ

જાનવરો દુનીઆંના બધા ભાગ ઉપર જોવામાં આવેછે, પણ આફરીકા અને એશીઆખંડ જેવા તેઓ બીજે કેથે નથી. એ તીડો જથાબંધ એકઠા એક એક ટોલું થઈને મુસાફરી કરવા નીકળેછે. એક એક ટોલાંમાં તેમની એવડી મોટી તો સંખીઆ હોયછે, અને તે ટોલું એવડુતો મોટું થાયછે કે દુરથી તે એક મોટાં વાદલાં સરીખું લાગેછે અને જીઆરે તે એકુ શેહેર ઉપર આવી લાગેછે તીઆરે તીઆં સુરજની રોશણી વટીક ઢંકાઈ જઈ કલોકનાં કલાકવેર અંધારૂં થઈ રેહેછે. વળી સહુવારથી જો તે વાદલ પસાર થવા માંડીયું હોય તો છેક સાંજ થાય તીઆંવેર તે જરાબી ખાંચો પડીઆ વગર ચાળીયું જાયછે. આ પરમાણેનાં રાખશી ટોલામાં કેટલા તીડ હશે તેની ગણતરીની જરા અટકલબી કરવી ધેલાઈ છે. આવું જબરૂં ટોલું જેવો સાંજનો વખત નજીક આવીયો, અથવા જેવી નીચે લીલોતરી ભરેલી જગા તેમને નજર આવી કે લાગલા તીઆં ઉતરવા માહેછે. થોડા વારમાં જમીનપર જુઓ તો એકબી ઝાંડનું પાતરૂં કે ઘાસનું તનખું તીડ વગરનું નહી દેખાય.

દરએક લીલાં પાતરાંને હેધીની મીશાળે ખાઇ જવા પછે બધા તીડો અસબાબ ઉઠાવી ચાલવા માહેછે. જેવા તેઓ ચાલવા માંડીયા કે જમીન તરફ નજર કીધી હોયતો સઘલો દેખાવ બીહામણો અને કડવા આવતો દેખાયછે. જેવાં એક ગામમાંથી ઉડયાં કે બીજાં ગામમાં જઈને પડે છે અને મારગની વચે જે જે લીલોતરી ભરેલી જગાઓ અને ખેતરો આવેછે તે ખાઇને તેમનાં સુકાં સોટા રેહેવા દેયછે. તેઓનો એક સરદાર હોયછે, એ વડો તીડ બીજા બધાના કરતાં કદે ઘણો મોટો હોયછે, અને તેનો દેખાવ ભારે દબદબા ભરેલો અને પાદશાહી હોયછે. કહેછે કે ઉડતી વખતે સરવેથી પેહેલો એ રાજા ઉડેછે. તેની પાછલ બે તેના મદદનીશો ઉડેછે. તેમની પાછલ તરણ, તેમની પાછલ ચાર એ પરમાણે સરખી હારમાં ભારે દબદબાથી ઉડેછે. એ રાજા જોકે એક વેંહેત કરતાંબી નાનું જાનવરછે, તોપણ તેની ફોજ એટલી બેશુમારછે કે, આખી દુનીઆંના સઘલા રાજાઓની સઘલી ફોજ એકઠી કરીએ તોબી તે તેના સોમા હીસા બરોબર પણ નહી થાય. અને તેનું બલ એટલું બધુંછે કે આખી દુનીઆના રાજાઓ પોતાની સઘલી ફોજ છતાં તેની સામે લાઇ લાજછે! જારે તેઓ ખેતરમાં આવીને પડેછે તારે ઢોલ, તાસા, બંદુક તથા મોટી ચીચીઆરીનાં અવાજ કરવાથી તેઓ ઘભરાયછે, પણ આંખ વીચીને પાક ખાવા પડેછે તો છોડતાં નથી અને કેહેછે કે તેઓં એટલું ખાયછે કે પેટ પુશકલ ફુલી આવેછે, જેથી ઉડતી વેલા તેઓ ઘણોક છેર નાંખતાં જાયછે અને તેથી વળી શેહેરમાં નવી ગલીચી થાયછે. એ રીતે ઉડતાં ઉડતાં દરીયા તરફ આવેછે તારે તેઓ મરણ પામેછે.

તીડો એટલા અસલના વખતથી જણાયલાછે કે તેમની ખરાબીની મોટી મોટી વાતો ખરીસતીઓની જુની બાયબલમાં અને એવાંજ પુરાણાં લખાણોમાં જોવામાં આવેછે. શન ૧૭૪૮ માં યુરોપખંડમાં પુશકલ ઉતરી પડીયાં હતાં, અને ચોમેર મોટી ખરાબી કીધી હતી. તેઓ પોલાંડ, હુંગરી, જરમની, ફરાનસ અને ઈંગલંડ દેશોમાં બધે ફરી વલીયાં હતાં. એ જાનવરોનું નહી માની શકાય એવું મોટું એક ટોલું ૧૭૯૭ નાં વરસમાં દકશીણ આફરીકામાં આવી પડીઉં હતું, જેથી, કેહેછે કે, બે હજાર ચોરસ માઇલ જગા તેમનાથી ભરાઈ ગેઈ હતી! જેમ તીડો માણસની ખોરાકીનો નાશ કરેછે, તેમજ વળી તેઓ માણસનો ખોરાક થઈ પડવાનાં દાખલા પણ અસલી વખતથી જણાયલાછે. જુદા જુદા દેશોમાં એ જાનવરને જુદી જુદી રીતે ખાવામાં આવેછે. મીસર દેશનાં લોકો તેમને જીવતાં ને જીવતાં "રોસટ" કરીને ખાયછે તથા આરબો તેમને "રોસટ" કીધા બાદ માખણ લગાડીને ખાયછે. મોરોકોનાં રેહેવાસીઓ તેમને છાપરાંઓ તથા અગાસીઓ ઉપર સુકવેછે અને પછે તેમને લુંજીને ખાવાની એટલી નવાઇ સમજેછે કે જારે તીડો આવે તારે બીજી ખોરાકીનાં ભાવ ઓસરી જાયછે. હોટેનટાટ લોકો તેમને સુકવીને ઘંટીમાં દલેછે અને તેનાં લોટની રોટી બનાવીને ખાયછે. તેટલા માટે એ જાનવરનો વેપાર ચાલેછે અને એવે ઠેકાણે બજારોમાં વેચાતાં મળેછે. હોટેનટાટ લોકો મરઘાં બટકાંને પણ તીડ ખવાડેછે, જેઓ ઘણા હાંસથી ખાયછે. કેટલાક દેશોમાં મેંઢાં, બકરાંનો પણ એ ખોરાક થઈ પડેછે અને રૂશીયામાં જારે વાલગા નદી મધે મરણ પાંમીને તીડો કીનારે ઘસડાઈ આવેછે, તારે તે ડુકરોનો ખોરાક થઈ પડેછે અને તે ખાઇને ડુકરો ઘણા ફરબે બનેછે.

—ooooo—

## તરણ ચોરોની વાત.

એક રાજાને તાંહાં તરણ ચોરો આવીને કેહેવા લાગા કે અમે ઘણી ઉંચી કીનખાબના વણકર છઇએ અને વળી અમારી વણતમાં એવી ખુબીછે કે જે કોઇ નીચી બુનીઆદનો અથવા હલકો હોય તેને તે વણેલું કપડું મુદલ દીસે નહી. આ વાત સાંભલીને રાજો ઘણો હેરત રહયો અને આવી એક નવાઇ જેવી કીનખાબ પોતાની પાસે રાખવાની તેને ખાએશ થઇ. તેથી તે ચોરોને એક અલફાનુ મેહેલમાં ઉતારો આપયો અને તે કીનખાબ વણવા માટે જોઇતા કસબ, રેસમ, અસબાબ અને ઘણાક પઇસા આપયા. ચોરોએ પોતાની ચાકીઓ ઉભી કીધી અને પાદશાહાને ખબર આપી કે અમે આખો દાહાડો કામે લાગીએ છઇએ. થોડાક મહીના બેઠું ખાવા પછે તથા મોજમજાહા કીધા પછે એક ચોરે રાજા પાસે આવી જાહેર કીધું કે તેઓનું કાંમ અરધુઅરધ થયુંછે અને એવી કીનખાબ બનેછે, કે આખી દુનીયાંમાં તેનો જોડો મળી શકશે નહી અને જો તે બાબે ખાતરી કરવી હોયતો નામદાર રાજાએ પોતે જોવા પધારવું. આ હેવાલથી રાજા ઘણો ખુશ થઇ ગયો અને અતારમાંથી પોતે જવાને બદલે પોતાના વજીરને મોકલયો. ચોરો તેને ખાલી ચાકી આગળ લઇ ગયા, અલબતાં તેઓએ કસું કપડું વણેલું નહી હતું અને વજીરને ચાકીમાં કાંઇ દીસયું નહી, પણ ચોરોએ તેને કહી મુકેલું હતું કે એ કીનખાબમાં એવો ગુણ છે કે તે નીચ બુનીઆદ વાળાને દેખાશે નહી; તે ઉપરથી જોકે વજીરે જોયું કે ચાકી સાફ ખાલી છે; તોપણ તેણે વીચારયું કે જો હું એમ કેહેવશ કે

મને કપડું દેખાતું નથી, તો બીજાઓ મને નીચ બુનીઆદ નો ધારશે. તેથી તેણે એમજ કહયું કે જાણે કીનખાબ તેને દેખાઈ, એટલુંજ નહી પણ વળી રાજાની આગળ જઇને તે કપડાંની ખુબ તારીફ કરવા લાગો. રાજાએ ખુશી થઇને બીજા ઉમરાવને મોકલયો, તેણે પણ શરમનો મારયો કીનખાબ જોઈ એવું ઢોળ ઘાલી રાજાની આગળ તે એજ પરમાણે ડફાંસ હાંકવા લાગો. એ પછે રાજાએ ઘણાક અમીર ઉમરાવોને કપડું જોવા મોકલયા તે સઘળાઓ નીચ બુનીઆદમાં નહી ખપવા સારૂં ગળે ગાંઠ ને મોહોડે ડુચો દાબી કીનખાબ નથી દેખાતી એમ કેહેવાને શરમાયા. છેલે ચોરોએ આવીને કપડું પુરૂં થવાની ખબર કીધી, તારે રાજા પોતે પોતાના ઉપલા સઘળા દરબારીઓ સાથ તે જોવા ગયો. આ વખતે ચોરો કાપડ વણવાની ખાલી સાલ લઇને બેઠા હતા, પણ જાણે કપડું તેમાં હોય તેમ એક પછે એક કપડાંની તારીફ કરવા લાગા. દરબારીઓ પણ તે તારીફમાં સાંમેલ થયા. એકે કહયું કે "વાહા ! શું આ કપડાંની વનત છે," બીજો કેહે "શું એના ચીકણુ સોભેછે !" કોઈનેબી કપડું દેખાતું નહી હતું; પણ દરએક જણ સમજતો કે આટલા બધા જણ તારીફ કરેછે તારે તે લોકોને દેખાતું હશે, પણ મને એકલાનેજ દેખાતું નથી એમ સમજીને દરએક જણ પોતાનો ભરમ રાખવા લાગા. છેલે રાજાએ વીચારયું કે "સાલમાં કીનખાબતો કાંઈ નથી, પણ આટલા બધા જણને દેખાયછે તારે કાંઇબી હશે" અને પોતાને નહી દેખાયું માટે રાજાને પોતાની બુનીઆદ વીશે શક આવવા લાગો. તે શક જાહેર કરવાની શરમને લીધે રાજાએબી દેખાયછે એમ કબુલ કીધું તથા ચોરોને ઘણી નવાજેશ આપી અને કીનખાબનો એક પાદશાહી જાભો સીવીને પોતાનાં મેહેલમાં લાવવાનો હુકમ કીધો. મેહેલમાં ચોરો ખાલી હાથે આવયા અને જાણે રાજાને જાભો પેહેરાવતા હોય તેમ તેનાં દીલ ઉપરનો દગલો કાહાડીને બીજું પેહેરાવાની હીલચાલ કરવા લાગા. આ કપડાંની હસતી બાબે તથા પોતાની બુનીઆદ બાબે રાજાને ઘણો ઘભરાટ ઉપજયો હતો પણ કપડું પેહેરાવતી વેલાબી આસપાસનાં કોઈ માણસે શક બતાવયો નહી. એટલે રાજાબી ચોરોની સઘલી હીલચાલને તાબે રહયો. જારે ચોરોએ કહયું કે જાભો પેહેરી રહયા, તારે રાજાએ એક સવારી કાહાડવાનો હુકમ કીધો અને અરધાં નાંગા સરીરે તે ઘોડે ચઢીને શેહેર બાહેર નીકલયો. લોકોને ખબર થઈ કે જે ધણીને જાભો દેખાય નહી તે નીચ બુનીઆદનો અને રાંડને પેટનો હશે, માટે જાભો દેખાતો નથી, એમ કેહેવાની લોકોમાંથીબી કોઈએ હીમત કીધી નહી. છેલે એક હલકો શખસ જે જાતેજ ચોર હતો અને જેને નીચ બુનીઆદનો ખપવાને શરમ નહી હતી તે બોલી ઉઠયો કે, "અરે ! પાદશાહા સલામત તો નાંગા ઘોડે બેઠાછે." તે ને જોઈને રાજાનાં બીજા ખીદમતગારો તેમજ કેહેવા લાગા, પછે જેમ સવારી આગળ ચાલી તેમ એ ખરી વાત નવા લોકોમાં પણ ફેલાઈ અને સારાં સારાં માણસોબી તેમજ કેહેવા લાગાં. એ ઉપરથી રાજાને શક જવાથી તેણે પોતાની આસપાસનાંઓને પુછયું, અને તેઓએ પણ જાભો નથી એમ કહયું, જેથી અંતે રાજાએબી કબુલ કીધું કે જાભો ખરેખર નથી. હવે રાજાએ તરત મેહેલમાં પાછો ફરી ચોરોને બોલાવી મંગાવયા, પણ ખુસામતીઆ લોકો કોઈવાર શરમાંશરમીમાં કેટલું ખોટું બોલેછે, તેનો લાભ લઈ તે ચોરો તો નાહાસી ગયા હતા અને કહી ગયા હતા કે જો મુરખો હોય નહીતો અમે ઠગારાઓ ભુખે મરીએ.

---

# કરીકેટની શરત.



ગયા ખરીસટમાસના તેહેવાર ઉપર, તા૦ ૨૭ મી ડીસેમબરને દીને મુંબઇના મેદાનમાં એક મોટો અને રલીઆમણો મેળાવરો થયો હતો. "કરીકેટ" નામની જે વીલાતી દડાદાવની કસરત ઈંગરેજો ઉપરથી આપણામાં દાખલ થઇછે, તેને ઉતેજન આપવા માટે એક સખી ગરહસથ દરવરસે એ કસરતની એક શરત રમાંડેછે અને જે જીતે તેને રૂ૧૦૦ નું ઈનામ અપાવેછે. એ કામની સઘળી મેનીજ તે ગરહસથ અતરેની કસરતશાળાના કારોબારીઓને સોંપેછે, પણ આ વરસની એ શરત પેહેલીજવાર મોટા ભપકાથી રમાઇછે તથા પેહેલીજવાર આપણી બાંનુઓ તાંહાં હાજર થઇછે, તેથી એ સુભ બનાવની થોડીક નોધ હીઆં લેવાનું દરૂસત દીસેછે.

એ શરતને માટે કેટલાક મોટા તંબુઓ મારવામાં આવયા હતા, જેમાંના એક તંબુમાં ઈંગરેજી વાજું હતું તથા બીજો એક તંબુ બાંનુઓ તથા તેમનાં દોસતોને માટે હેલાએદો આરાસતે રાખેલો હતો. એ તંબુઓ ઉપર વાવટાઓ તથા ફુલોનો પુશકલ સણગાર કરેલો હતો અને તેમાં બેઠકો ગોઠવી હતી. શરત રમનારા સઘલા પારસી જવાંનોની બે ટોળીઓ થઇ હતી, જેમાંની એક ટોળીએ બલુ તથા બીજી ટોળીએ લીલા રંગનાં પોશાકો નીશાનને માટે પેહેરયાં હતાં. આખો દાહાડો શરત જારી રહી હતી અને સાંજ સુધી તમાશગીર લોકોની ભારી મોટી ઠઠ મળી હતી. બાંનુઓ વાળો તંબુ આસરે ૭૫ બાંનુઓથી ભરાઇ ગયો હતો તથા બાહાર ગાડીઓમાં બીજી ઘણીક બાંનુઓ હાજર હતી. આ બાંનુઓની મીજલશમાં પરમુખ તરીકેની જગા સુધારાને ચાહાનારાં અને હીમતવાંન તથા ભલાં દીલનાં બાઈ ભીખાઈજી તે શેઠ ડોસાભાઈ ફરાંમજી કામાજીનાં ધણીઆંની બીરાજયાં હતાં, જે વણુનાં હાથે શરત જીતનારાઓને ઈનાંમ અપાવાની ગોઠવણ કરવામાં આવી હતી.

શરત પુરી થવા પછે જીતનારો અને બાજી ખોહો

નારી બંધે ટોળીઓને બાંનુઓ વાળા તંબુ મધે હાજર કરવામાં આવયા, જે પછે જીહીતનારી ટોળીનાં વડાને ઉપલાં નેક બાંનુએ ઇનામની ઠેલા ભેટ આપી. એ પરમાંણે કોઇબી જાહેર સભામાં કોઇ પણ પારસી સ્ત્રીને હાથે આગળ કોઇબી ઇનામ અપાયું નહી હતું, અને બાઇ ભીખાઇજીનો આ દાખલો પેહેલ વેહેલો હતો. તેવણે જાહેર હીમતથી એ પેહેલ કાહાડી તે તેવણુને માંન ભરેલું અને આપણ સરવેને ખુશાલી ભરેલું છે, અને હવે પછે બીજી મીજલશોમાં કેળવણી તથા સારાં કામોને ઉત્તેજન આપવા માટે આપણી બાંનુઓ એ રીતે સામેલ થાય તથા ભાગ લેય એવી અમારી દુવા છે. ઇનામ આપી રેહેવા પછે ઉપલાં બાઇની તરફથી તેવણનાં જવાંન બેટી બાઇ રતનબાઇએ રમનારાઓ આગળ ગુજરાતીમાં થોડાક વીચારો કહી સંભળાવયા, અને એક પારસી બાંનુ તરફનું એ ભાશાંણ પણ પેહેલ વેહેલુંજ હતું, માટે તે હેઠલ ઉતારી લઇએ છઇએ—

હું મારાં માતાજી તરફથી નીચલા શબ્દ બોલવાની રજા લેઉંચ

બાઇ, તમે તથા તમારા સોબતીઓએ આજની સરતમાં જે ફતેહ મેલવીચ તેટલા વાસ્તે હું મોટી ખુશી થાય તમને મુબારકબાદી આપુછું ને ઊમેદ રાખુછું કે એજ પરમાણે તમે આ ઊમદા કસરતનો માહાવરો જારી રાખશો. તમારી સાંમી બેરહુએ જેઓએ દાવ ખોહોયોછે તેઓએ નાસીપાસ થવાની જરૂર નથી, તેઓ પણ ઘણી સારી ઊલટથી રમીયાછે અને તેઓને પણ સાબાસી ઘટેછે. એક શખી ગરહસથની તરફથી આ ઇનામ તમને આપતાં હમને ઘણી ખુશી ઊપજેછે. બીજું કસરતશાળા સથાપક મંડલી તરફથી કસરત તથા કરીકેટનો રમત વીગેરે તમારા એલમમાં વધારો કરોચ તેમજ ઘોડા ઊપર બેસવા, દરીઆઇ હુનર તથા લડાઇનાં (લશકરી) એલમની પણ તાલીમમાં વધારો કરશો હેવી હું ઊમેદ રાખુછું; તે સાથે ઊપલી શાળાને વારંમવાર નાંણાંની તથા તેવી બીજી ઘટતી મદદ શેઠ કાવસજી જીહાંગીરજી રેડીમની તથા તેવા બીજા શખી ગહરસથોથી ઇનામો આંપી ઊતેજનં આપીયામાં આવેછે, તેમજ ઊપલાં તરણેડ હુંનરની બાબદને મદદ થાયલી જોઇ ખુશી થવાને આજની મલેલી સરવે બાનુંઓ તથા ગરહસથો મારી સાથે સાંમેલ થશે.

આ ઇનામ હું કસરતશાળા સથાપક મંડલીનાં ગરહસથોની દરખાસતથી આપુછું અને એ કામમાં હું અશકત છેઊં તોપણ ઊપલી મંડલીનો ઊપકાર માની કબુલ રાખુછું.

ઉપલાં ભાશાંણનો ઘટતી રીતે જવાબ આપવા પછે તથા ઇનામ આપનારા શખી ગરહસથને માટે અને હાજર રહેલી બાંનુઓને માટે તમાંશગીરોએ તરણ તરણવાર ખુશાલીના અવાજ કીધા પછે આ શુંદર અને શંતોશકારક સભા બરખાસત થઇ. આ મેલાવરો મનમાનતો ઉતરવાથી હવે પછે તે વધે એવું દીસેછે, પણ તેની આગમચ "કરીકેટ" ની કશરતની થોડીક કેફીએતથી વાંચનારી બાંનુઓને વાકેફ કરવાની જરૂર છે, કેમકે એ રમત સમજવા પછે તેને જોવાથી ઘણી ગમત અને ખુશાલી ઉપજેછે.

"કરીકેટ" ની શરત ૨૨ જણમાં રમાયછે. તેમાંથી દર ૧૧ માણસની બે ટોળી થાયછે, અને વારાફરતાં તે ટોળીઓ દાવ લેયછે અને આપેછે. દાવ લેવા માટે બે જણ ઉભા રેહેછે, અને જે હારે તેની જગા બીજો જણ આંવીને લેયછે; દાવ આપવા માટે અગીઆર જણની આખી ટોળી ઉભી રેહેછે, જેમાંનો એક જણ દડો ફેંકેછે અને બાકીના ઓ દડો ઝીલવા તથા પકડવા સારૂં આસપાસ ઉભા રેહેછે. આસરે ૨૦ વાંરને અંતરે જમીનમાં દાટેલા ખુંટાઓની વચે સઘળો દાવ રમાયછે. એ ખુંટાઓને "સ્ટમપસ" કેહેછે, અને દરએક ખુંટામાં તરણ લાકડીઓ હોયછે. એક ખુંટા આગળ દડો ફેંકનાર હોયછે, અને બેહુ ખુંટા આગળ "બાટ" નામના હાથા સુધાંના પોહોલાં લાકડાં વટે તે દડાને મારી કાહાડનારા ઉભા રેહુછે. દડો ફેંકનાર સાંમેના ખુંટા ઉપર દડો લગાડવાની કોશેશ કરેછે અને તાંહાંનો રમનાર જો પોતાના "બાટ" વટે દડાને મારી કાહાડવામાં ભુલે ને તેથી જો ખુંટાને દડો વાગેતો તે હારી જાયછે. અથવા તેણે મારેલા ફટકાનો દડો જો ઝીલાઇ જાય તારેબી તે હારેછે.

પણ જો સારો ફટકો લગાવયો હોયતો દડો દુર જાય તેટલાં તે બે ખુંટાની વચે ફટકાવનારા બેહુ જણ દોડેછે. એ દોડવાના દરએક આંટાને ઇંગરેજીમાં "રણ" કેહેછે, અને તે દરએક આંટાને ગણવામાં આવેછે તથા છેલે સરવાલે જે ટોળીના આંટા વધતા ગણાય તે ટોળી ઝીતેછે. એ રીતે વધારે "રણ" કરવા માટે "બાટ" ના ફટકા મારનાર ઘણા સરસ જોઇએ અને જેમ તે દડાને દુર હાંકી કાહાડે તેમ વધતા "રણ" થઇ શકેછે. કેટલાક રમનારાઓ એટલા સરસ હોયછે કે કલાકના કલાક સુધી દડાને ફટકાવયા કરેછે અને ૧૦૦ થી વધારે "રણ" કરી શકેછે. એવા ફટકાવનારાઓને ભુલવવા સારૂં દડો ફેંકનાર સરસ જોઇએ અને જેમ તે જોસથી હવામાં આવાજે ઘુંમતો દડો મારે, તેમ સાંમો ઘણી વધારે ભુલેછે. દરએક આંટો ખાતી વેળા ખુંટાની આગળ આવવું જોઇએ, નહીતો કે દોડનાર ખુંટાથી દુર હોય, તેવામાં આસપાસ ઉભેલો કોઇબી રમનારના હાથમાં દડો આવી જાય અને તે જો ખુંટા ઉપર ફેંકેતો પછે દોડનાર હારી જાયછે. એ આસપાસ ઉભા રેહેનારાઓ પણ જાંહાં જાંહાં દડો આપવાની વધારે વકી હોય તેવીજ જગાઓ પકડીને ઉભા રેહેછે અને જો તેઓ સારા રમનાર હોયતો દડાને દુર જતો અટકાવી શકેછે, જેથી ફટકાવનારાઓથી પુરતા "રણ" થતા નથી.

આ ટુક કેફીઅત ઉપરથી જણાશે કે "કરીકેટ" ની કસરત આપણા ગીલી દાંડા કરતાં વધારે સરસ છે. જારે એક ટોળીના ઓછા "રણ" થયા હોય અને તેથી જારે તે વધારે આંટા ખાવાની બનતી કોશેશ કરેછે તારે બેહુ પખશવાળાઓને અતીશય ગમત તથા ઇનતેજારી લાગેછે. એ રમતથી બદનને ઘણી કશરત મળેછે. સારીપઠે દોડતાં આવડેછે અને દોડવાથી પગ અને બીજા ભાગો મજબુત થાયેછે. ફટકા મારતાં તથા દડા ઝીલતાં હાથ ખરતલ થાયછે. વળી દુર આબાદ નેમ તાકવાની એ રમતથી તબેહ પડેછે, તથા દુરથી માંથા ઉપર કાંઇ ચીજ આવી પડેતો ઘભરાઇ જવાને બદલે કેમ બંચાવ કરવો તે એ કશરત શીખાડેછે. એ કસરતથી ઝડપ અને ચાલાકી વધેછે. એવી એક કાયદેમંદ કસરતને સરવે માતાઓએ ઉતેજન આપવું ઘટેછે.

---

## ખોઆબની તાસીર.

ખોઆબની તાસીર કેહેવાનો વેહેમ લોકોને એટલો બધો હોયછે કે તે બાબે ઘણા દેશોમાં ચોપડીએ નીકલેલીછે અને તેવી એક હસવા સરખી ચોપડી ગુજરાતીમાં હમણાજ બાહાર પડીછે. પણ ખોઆબની એક જાતની તાસીર આવેછે, તે વઈદક શાસતર સાથ સંબંધ રાખેછે અને ખોઆબની હાલત ઉપરથી માંણસની શુખાકારીની હાલતની તાસીર કેહેવાઈ શકાયછે. એવી થોડીક તાસીર વઈદાને લગતાં એક ચોપાનીયાંમાં જણાવીછે તે હેઠલ ઉતારી લઈએ છઈએ.

"જોશ ભરેલા સવપનાંએ ઘણીખરી વખત ગનાંન તંતુની નેસમાં કાંઈ બગાડ થવાની નીશાંણુ બતાવેછે. નરમ સવપનાં ભેજાંની સેંજ ઉસકેરાયલી હાલતની નીશાંણુ છે. ભય ભરેલા સવપનાં માથાં ઉપર લોહીનો જમાવ થવાની નીશાંણુ છે. લોહી અને લાલ વસતુઓનાં સવપનાં બદનનાં ભાગોમાં "ઈનફલેમેશન" થવાની નીશાંણુ છે. સવપનાંમાં વરસાદ અને પાંણી જોવું, એ જલંદરનાં તથા એવાજ બીજા મરજની નીશાંણુ છે. ભાંગા ટુટા આકારો ખોઆબમાં ઘણું કરીને કલેજાનાં દરદની વખતે દેખાયછે. જો બદનનાં ચોકસ ભાગમાં દુખ થાયછે, તોતે ભાગ સવપનાંમાં દેખાયછે. રાતના ચીચારી પાડીને બીહી ઉઠવાની આદત છાતી ઉપર લોહી જમાવ થવાનાં દરદોમાં હોયછે."

એક દરદીને તેના દરદ વીશે સવપના આવે એ ખુદરતી છે. જે દુખથી તે વધારે કંટાલતો હોય, અથવા જે દરદ તેના મગજને ઉસકેરી રાખતું હોય, તેજ બાબતનો રાતના સવપનો આવે એ સાધારણ વાત છે. પણ શવપના ઉપરથીજ દરદની પીછાંણ કરવી એ ઘણું ધાસતી ભરેલું અને નુકસાંનકારક છે. બેરનવોન ફોખટરસલીબ કેહેછે તેમ હડખાયલાં કુતરાંનો દંખ થવા પછે, તેમાંથી રોગ પેદા થવા અગાઉ સવપનામાં કુતરા દેખાય એ ઉપલાજ સબબથી બનવાજોગ છે. તેમાં તે દરદી દરદથી જાંણીતો હોયતો તેમ બની સકે. પણ જે દરદી દરદ શું થયુંછે, તે વીશે અનજાનો હોય, તેને પણ ખરાં દરદના ખોઆબ પોતાની મેળે આવે એ વાત માનવી નહી જોઈએ. દરદોની પરીખશા કરવાના બીજા વધારે ચોકસ ઉપાયો છે, તે ઉપાયોથી જો દરદ માલમ નહી પડેતો ખોઆબની આવી આવી તાસીરો ઉપરથી કોઈએ ભુલાવો ખાવો નહી.

---

## પરચુટણ બાબતો.

**દારૂ વીશે ઈંગરેજી કેહેવતો**—દારૂ એક સખી દુશમન છે. દારૂ ભેજાંનાં ઘોડાને ચારે પગે દોડાવા માટે જોઈતા કાંટા છે. દારૂ એ બાટલીમાં ભરી રાખેલો તાવનો મરજ છે.

---

**છુપી વાત**—પોતાની છુપી વાત જાહેર કરવામાં સુરખાઈ હોયછે, પણ પારકાની છુપી વાત જાહેર કરવામાં સુરખાઈ અને દગો બેહુ હોયછે.

---

**બચાંનો વાંક**—એક લખનાર કેહેછે કે થોડાજ મા બાપ એવા હશે કે જેઓની આગલ તેમનાં બચાંનાં વાંક અથવા ખાંમી બતાવયાં હોયતો ખુશી થશે. મા બાપો બચાંનાં વાંક સાંભળવા ખુશી નથી તેનું કારણ દેખીતુંછે. તમે બચાંના વાંક કાહાડશો તે તેમની કેળવણીનાં અથવા મા બાપથી હોધે ઉતરેલા વાંક છે અને બચાં તરફ આંગ્લી કરવી તે તેનાં મા બાપને ઠપકો આપવા બરાબર છે.

---

**બારીક હોનર**—નાહાંનાં ઘડીયાલોનાં ફસી નામનાં પડા રોકા ચકરની આસપાસ તીખાં લોટાંની જે બારીક સાંકલ વીટાલવામાં આવેછે, તે આઠ ઈંચ લાંબી હોયછે, અને તેટલી જગામાં સાંકલના ૫૦૦ વળાં હોયછે. તે ઘોડાનાં બાલ કરતાં વધારે જાડી આવતી નથી અને તોપણ તે એવી સફાઈદાર, ટકાઉ અને મજબુત હોયછે કે હોનરે એથી બારીક બનાવટ હજી શોધી કાહાડી નથી એવું કેહેવાયછે.

---

**લવંગ**—લવંગ ફલ નહી પણ ફુલ છે. એ ફુલ કદમાં ઘણાં જીણાં હોયછે અને લવંગનાં ઝાડની દાખલીઓને છેડે તેનાં જુમખાને જુમખા ઉગેછે. એ ફુલની કળી ઉંઘડે તેની આગમચ તેને ઝાડ ઉપરથી તોડી લઈ, લાકડાંની ધુઈ આપવામાં આવેછે તથા પછે સુકવવામાં આવેછે. લવંગનું જે ગોળ માંથું હોયછે તેમાં બારીક દાહાલીઓની આસપાસ ચાર પાતરાંનું પડ બંધાયલું હોયછે અને તે માંથાંની આસપાસ બીજા ચાર અણીદાર છેડા ગોયા "ફલાવર કપ" છે. લવંગનાં વાસ અને સવાદનો આધાર તે માંહેલાં તેલનાં જથા ઉપર હોયછે અને તે તેલ એટલું હોયછે કે લવંગને આંગલીએ દાબવાથી બાહેર નીકલી આવેછે.

---

**જાહેર ખબરને બદલે કુતરો**—સુધરેલાં દેશોમાં જાહેર ખબરો ફેલાવા માટે તરેહવાર ઉપાયો કામે લગાડવામાં આવેછે. દેવાલો ઉપર ભપકાદાર જાહેર ખબરો ચોંહોંટાડવાનું સાધારણ છે. માણસોનાં હાથમાં જાહેર ખબરોનાં પાટીયાં આપી મોહોલે મોહોલે ફેરવવામાં આવેછે. વળી માણસોને રસતે રસતે બુમ પાડવા સારૂં મોકલવામાં આવેછે. હમણાં કુતરાઓની મારફતે જાહેર ખબરો ફેલાવાનો પારીસમાં ચાલ નીકલયોછે. એક ચોપડી વેચનાર, મુસાફરોનાં ભોમીયાની ચોપડી છપાવી કુતરાઓને સોભીતા છાપેલા કારડ પેહેરાવીને રસતાઓ ઉપર છોડી દેયછે. તે કારડો ઉપર લખેલું હોયછે કે "મારા ભોમીયા વગર મુસાફરી કરશોના." એની હેઠલ તે ચોપડી વાળાનું સરનામું આપેલું હોયછે.

---

**આપણી માહા રાણીનાં કુટુંબ વીશે** આગલા ભાગ ઉપર જે બાબત લખવામાં આવી છે, તેમાં તે નામવરનાં ફરજંદો વીશે એકાદ બે ભુલો હોવાથી થોહોક સુધારેલો હેવાલ હેઠલ આપીએ છઈએ. નામદાર માહા રાણીનાં ૯ ફરજંદોમાનાં ૪ પરણેલાં છે. તેમાં રાજ ગાદીનાં વારસ વડા શાહાજાદાને બે દીકરા અને બે દીકરીઓ મલી ૪ બચાં થયાંછે, વડી શાહાજાદીને પણ બે પુતરો અને બે પુતરીઓ મલી ૪ ફરજંદ થયાંછે, શાહાજાદી આલીસને ૩ બચાં થયાંછે તે તરણડે પુતરીઓ છે, અને શાહાજાદી હેલીનાં પરણે

લીછે તેને બે ફરજંદ થયલાંછે તે બેહુ પુતરો છે; એ રીતે માહા રાંણીથી ઉતરેલો વેલો આજે સઘલાં મલીને ૨૩ ફરજંદનો થયોછે.

**વાઈન દારૂપર વીજલીની અસર**—ફરાંનસતાં વીદવાંનોની એક મંડળીમાં ડાકટર સકાઉનટેટનને એવું દેખાડયુ છે કે વાઈન દારૂ ગમે એવો બગડેલો હોય, તોપણ જો તેને વીજલીની અસર લગાડવામાં આવેતો તે ઘણો સુધરી જાયછે. કેહેછે કે એક દારૂ વાલાનાં ઘરમાં વીજલી પડવાથી તેનાં દારૂનાં કેટલાક પીપ ફાટીને તેમાંનો દારૂ ગલી પડયો. દારૂ વાલાએ તેને બગડેલો વીચારી પેહેલાંતો સસતો વેચયો, પણ ચાખી જોતાં તે એટલો સરસ માલમ પડયો કે પછે તેને ૭ ઘણો વધારે ભાવ ઉપજવા લાગો. તે દારૂ વાલાએ ડાકટર સકાઉનટેટનનો ખોલાસો પુછયો, જેણે એ અસર વીજલીની વીચારી ખરાબમાં ખરાબ દારૂ ઉપર વીજલીનો અખતરો કરી જોવાથી ઉપલી બીનાની ખાતરી થઈ.

**જનાકારીનાં બચ્ચાં**—યુરોપખંડનાં બવેરીયા નામનાં જરમની દેશનાં રાજમાં દર વરસમાં થતા જનમમાં રાંડને પેટનાં જનમનું પરમાણ સેંકડે ૨૧ નુંછે; સાકશનીમાં સેંકડે ૧૫, અને વરટમબરગમાં સેંકડે ૧૧ નું પરમાંણ છે. સુવીડન અને નારવે દેશોમાં સેંકડે ૯ તથા આસટરીયા દેશમાં સેંકડે ૮ બચ્ચાં જનાકારીનાં હોયછે: બીજાં મોટાં દેશોમાં એ હલતનું પરમાંણ ઓછું, તોપણ સેંકડે ૭ અને ૮ ની વચે છે, જે મધે અનીતીમાં બેલજીઅમ સઉથી ખરાબ નીકલેછે, અને રૂશીયા, ઇટલી, ફરાંનસ અને પરૂશીઆ જરા જરા મહડેછે અને અનીતીમાં સઉથી ઓછું ઇંગલંડ છે. સપેન દેશમાં હરામ હલતનાં સેંકડે ૫॥ બચ્ચાં જનમેછે અને હાલંડમાં માતર સેંકડે ૪ નું પરમાણ છે.

**ચેમપનમાં નવી ઠગાઈ**—નારંગી ઇંગલંડમાં ઘણી મોંઘી વેચાએછે પણ ફરાંસમાં ખસુસ કરી પારીસમાં જથાબંધ મલી આવેછે, જેમાંનો મોટો ભાગ ખરાબ ઇચ્ચા ખાટી થવાથી નાખી દેવામાં આવેછે અને રસતા ઉપર ફરીને ચીઠરાં એકડાં કરનારાઓ તે ઉંચકી જાયછે, અને ઘેર લઈ જઈ ધોઈ નાખી પાણીનાં તબમાં નાખેછે, તારબાદ તેને ખમીર ચહડેછે અને તેને બાટલીમાં ભરી બુચ મારવામાં આવેછે, અને જારે તે ખમીર એટલું ચહડે કે જેથી બાટલીમાંથી બુચ ઉડી જાએ તારે તેને બીજી સોજી બાટલીમાં ભરી તાર બાંધીને ટીકીટ મારેછે એટલે ચેમપીન થયો ! તેનું "ચેમપીન રુફીઠારડ" નું મોટું નામ આપવામાં આવે છે, અને તાંહાંના ગરીબ લોકોમાં તેનો મોટો ઉઠાવ થાયછે.

**યાદ રાખવું અને ભુલી જવું**—કેટલાંક લોકો સરવે વાત યાદ રાખેછે બીજાઓ સરવે વાત ભુલી જાયછે. એ બેહુ ખાંમીઓ ડપકા ભરેલી છે; જે લોકોની યાદદાસત શકતી સારી નથી તેઓ ફરીઆદ કરેછે; પણ વળી જેઓની યાદદાસત શકતી ઘણીજ સરસ હોયછે તેઓએ પણ ફરીઆદ કરવી ઘટેછે. જેમ સઘલું જ ભુલી જતાં પરવડે નહીં તેમજ સઘલું યાદ રાખતાંબી શીખવું જોઇએ નહીં. કેટલીક ચીજ ખચીત કરીને યાદ રાખવાની જરૂર છે, પણ તેમ વળી કેટલીક ચીજ ખચીત કરીને ભુલી જવાનીબી જરૂર છે. જે ઘણી ઘણું ભુલી જાયછે, તેનાં કરતાં યાદ રાખનાર વધારે ચહડેછે, પણ કેટલીફવાર યાદ રાખનારનાં કરતાં ભુલી જનાર વધારે ફાયદો કરેછે. સાર એકે માંણસની યાદદાસત શકતી અંમલ અને તેજી જોઇએ ખરી, પણ શું યાદ રાખવું અને શું ભુલી જવું તે બાબે કાયદો રાખવો જોઇએ, અને આ એક ઘણો અગતનો કાયદો છે કે પોતાનાં વાંક હુંમેસાં યાદ રાખવા અને પારકાનાં વાંક ભુલી જવા.

**કરાલીયાની કુદરત**—જેમ માંણસ માછલી પકડવા જાલ નાંખેછે, તેમ કરાલીયો પોતાનો શેકાર પકડવા સારૂં જાલ બનાવેછે અને તે શેકાર તેમાં ફસે તાંહાંસુધી બોટી રેહેછે એજ બીનાં પેહેલાંતો અજાએબ જેવી છે. પણ વળી એ કરાલીયાની જાલ કેવી કારીગરીથી બનાવામાં આવેછે, એ જીણું જાનવર પોતાનું પડ કેવી સફાઇથી અને બારીકીથી વણેછે; તે સઉથી અજાએબ જેવું છે. એ જાલું પોતાનાં બદનમાંથી બે જુદીજ જાતનાં રેસમ કાહાડીને તે વણેછે. તે મધે જે ગોલ ચકરડાંઓ વણાયછે તેમાંનું રેસમ ઉભા દોરાઓનાં રેસમ કરતાં વધારે મજબુત અને કમાનીએત ખાશીએત વાલું હોયછે. એ તમામ રેસમ એક જાતનાં ગુંદર સરીખા ચીકટ રસનાં બારીક ટીપાંઓથી ભરી નાખવામાં આવેછે અને માંખ ઇચ્ચા બીજું પરાંણી તેના ચીકાસથી જાલીને વલગી રેહેછે. એક સાધારણ જાલાં ઉપર ડાકટર બલાકવેલે એવાં ૮૭૩૬૦ ટીપાં ગણયાંછે અને ૧૪ થી ૧૬ ઇંચ પોહોલાં એક કરાલીયાનાં જાલામાં આવાં ૧૨૦૦૦૦ ટીપાં હોયછે. એટલી બધી કારીગરી છતાં કરાળીયો અરધા કલાકમાં પોતાનું જાલું વણી રેહેછે.

**પરૂશીયા દેશનાં મોટા ફરેડરીક પાદશાહા** વીશે જે જે બેસુમાર વાતો ચાલેછે, તેમાંની એક નીચે આપીછે. કેહેછે કે તેની એક પલટણનાં ઇતર પણ જબાંદરાજ સીપાઈ પાસે ઘડીયાલ નહીં હોવાથી તથા ઘડીઆલ વેચાતું લેવાનાં પઇસા નહી હોવાથી અને તે છતાં એસકાઇ દેખાડવાનો ઘણો શોખ હોવાથી, તેણે પોતાની પાસેની એક સાંકલી ગલામાં લટકાવીને તેની સાથે બંદુકની એક ગોળી ગજવામાં ખોઘી રાખી: આ વાતની ખબર પાદશાહા ફરેડરીકને થવાથી તેણે એક દાહાડે ઉપલા સીપાઇને પુછયું કે "સરજંટ, મારા ઘડીઆલમાં પાંચ વાગાછે, જરા તારૂં ઘડીઆલ જોતા તે શું વખત આપેછે ?" સીપાઇ પાદશાહાની ધારણાં પાંમી ગયો, મારે બોલયો કે "જાંહાં પનાહા, મારૂં ઘડીઆલ પાંચ કલાક કે છ કલાક નથી કેહેતું, પણ એ ઘડીયાલ હું જારે જોઉં છઉં તારે એટલું કેહેછેકે કોઇબી વખતે તમો નામદારને ખાતર મારો જીવ આપવાને તઇઆર રેહેવું." આ જવાબથી પાદશાહા ખુશહાલ થયો અને પોતાનું હીરાથી જડેલું ઘડીયાલ સીપાઇને કાહાડી આપીને બોલયો કે—"તું મરવાને તઇઆર છે, તારેતો કીએ વખતે મરવું પડશે, તે જાણવા સારૂં આ ઘડીઆલ તારી પાસે રેહેવા દે."

**આતસ**—જરતોશતીઓમાં એવો વીચાર ચાલે છે કે આતશ કાંઈ ઈરાંનમાં અસલથીન જણાયલો નહી હતો, પણ પાદશાહા હોશંગે પેહેલ વેહેલો શોધી કાહાડયો હતો. એજ પરમાંણે ઘણાં દેશોમાં લોકો લાંબો વંખત સુધી આતશથી અનજાંનાં હતાં એવું માલમ પડેછે. પલીનીનાં લખવા મુજબ પુરાતન મીશર દેશનાં લોકોએ પેહેલાં આતશ જોયલો નહી હતો, પણ જારે એકસોદશ નામનાં જોતીશે તેમને દેખાડયો તારે તેમને બેહદ હરખ ઉપનયો હતો. ફીનીશીઅનો, યુનાંનીઓ તથા ચીનાંઓ વટીક કબુલ કરેછે કે તેમનાં પેહેલા વડવાઓ આતશથી બેખબર હતા. પલુટાર્ક અને બીજા લખનારાઓ પોતાનાં વખતની કેટલીક પરજાઓનાં હેવાલો આપી ગયાંછે કે જેઓ આતશનો ઉપયોગ જાંણુતા નહી હતા અથવા તરતનોજ શીખયા હતા અને હાલં જમાંનાંનાં લખનારાઓ પણ એવા દાખલા નોધેછે. મારીઅન નામનાં જે ટાપુની સને ૧૫૫૧ માં શોધ થઈ હતી, તાંહાંનાં લોકોને એ વખત ઉપર આતશનો કાંઇ ખેઆલ નહી હતો અને જારે એક જંગલમાં તેઓએ પેહેલ વેહેલો આતશ સલગેલો જોયો તારે તેઓ બેઆંન નહી થાય એવી અચરતીમાં ગરક ગયા હતા. તેઓ પેહેલાં તેને કાંઈ જાંનવર સમજયા હતા. કેહેછે કે આતસથી અનજાંનાં લોકો આફરીકા ખંડમાં આજેબી મળી આવેછે.

---

**માલ જોઈને લેવો**—એક ખેડુત પડોસનાં એક ગામમાં એક જાણીતા ભરવાડ પાસે ગાયની એક જોડ વેચાતી લેવા ગયો. તે ગામમાં જઈ પુગા પછે તેને વાટમાં એક ગામડીયો મળયો જે બલદનું એક ગાડું હાંકી જતો હતો. પેલા ખેડુતને ભરવાડનું ઘર ખબર નહી હતું, માટે તેણે આ ગાંમડીયાને પુછયું. ગાંમડીયાએ જવાબ દીધો કે "ભાઈ એ નામનાતો હીઆં ઘણાબી વશેછે, તારેં હું શું જાંણું કે તું કીઆને વાસતે પુછેછે?" ખેડુત—"તેનું આખું નામ મને ખબર નથી, પણ તેની પાસે સારી ગાય છે એમ કેહેવાયછે." ગાંમડીયો—"પણ ગાએબી બધા જણાઓ પાસે સારી છે." ખેડુત—"પણ હું જેનું ઠેકાંણું પુછું છું તે પોતાની ગાએ વેચે છે." ગાંમડીઓ—"એ વાત ખરી, પણ એ નામના કોઇબી ભરવાડ પાસ તમે ગાએ લેવા જશોતો વેચવાને ના પાડશે નહી." ખેડુત—"હું જેને વીશે પુછું છું તે ઘણો તવંગર છે." ગાર્મડીઓ—"પણ ભાઇ એવો એકજ જણ તવંગર નથી, હીઆંતો એ નામના બધા ભરવાડો પાસે આરો જીવ છે." ખેડુત—"તોબી હું જેની શોધમાં છેઉં તે ધણી વીશે એમ કેહેવાયછે કે તે દેઆંનતે ઘણો પાક નથી." ગામડીયો—"હોં, હો, મારા ભાઈ પાક દેઆંનતનો શું દાખલો આપોછો? હીઆંતો બધાજ તેવાતો. તમે તેની કાંઇ બીજી ખાશ નીશાંણી આપોની." હીઆં ખેડુત વીચાર કરવા લાગો કે હવે બીજી શું નીશાંણી આપું, તેવામાં તેને એકજ નીશાંણ યાદ આવી, તે કહી દીધી કે "મેં એવું સાંભલયુંછે કે તે ધણીએ હમણાંજ પોતાના પડોસીની ગાએ ચોરી હતી." આ વાત સાંભળતાંજ ગાંમડીઓ ખુબ હસી પડયો અને ખુબ જોરથી તે ખેડુતના બેહુ હાંથ હલાંવીને કેહયું કે "અરે ભાઇ તેતો હુંજ અને તમે મનેજ પુછો છો. હા, મારી પાસે ઘણી ગાએ વેચવાનીછે અને કદાચ કોઈ જણ ઠગાઈને જાયછે, પણ તમને જો તમારાં કાંમની ખબર માહીતગારી હશેતો તમે ઠગાંવાના નથી."

રૂનું કાવતરૂં અટકાવા સારૂં હમણા સરકારે એક ધારો બાંધયોછે. તે ધારા બાંધનારાઓને ઉપલી વાત ધેઆંન આંપવા જોગ છે.

---

## ઘરઘતુ નુસકાઓ.

**બદામનું કેક**—સોજી; મોટી બદામ, ૦ાા રતલ; કડવી બદાંમ, ૧ આંઉસ; તાજાં ઈંદાં, ૧૨; સોજી ખાંડ, ૧ રતલ; ઘહુંનો મેદો, ૦ાાા રતલ; માંખણ, ૧ રતલ; છાલ, લીબુ બેનાં.

મીઠી તથા કડવી બદાંમને સારીપઠે છોલી, સુકવી અને વાટીને તેની બારીક ભુકી કરંવી; ઠંડાં પાંણીના અથવા ઇદાંની સપેતીના થોડાંક ટીપાંથી તે ભુકીને ભીનવવો; ઈંદાંને સારી પઠે કાળવીને તેમાં ઉમેરવાં; ખાંડને થોડી થોડી કરીને નાખવી; એ પછે તેમાં મેદાને પણ થોડો થોડો કરીને ઉમેરવો, અને બદાંમમાં ઇદાં નાખવા માંડે તારથી છેક આરો નાખે તાંહાંવેર લાકડાંના એક મોટા ચમચાથી આખી મેળવણીને સારીપઠે કાળવીને એકરસ કરયા કરવી. એ પછે માંખણને પીગલાવી આસતે આસતે ઉપલી મેળવણીમાં રેડીને (એ વખતે માંખણું ગરમ નહી જોઈએ) ધીરે ધીરે પણ પુરતી રીતે કેકમાં તેને કાલવવું, અને છેલે લીબુની છાલને ખમણીને નાખવી. એ પછે કેક ભુંજવાના "મોલડ" ની અંદર પેહેલાં સારીપખે માંખણ લગાડવા પછે, ઉપલી મેળવણીથી અરધોઅરધ "મોલડ" ભરવો અને ૧ાા થી ૨ કલાક સુધી તેને ભઠીમાં ભુંજવા મેળવું. કેક રતાસ ઉપર આવે એટલે તે ઉપર કાગળ ઢાંકવું, પણ કેકને બળી જવા નહી દેવું.

**કોબીજમાં મલાહી**—કોબીજને હાથે કરીને ભચડવી, પછે તેની કાતરી કરવી અને છોલવી, તારબાદ થોડુંક નીમખ નાખીને તેને પાંણીમાં ઉકાલંવી, નરમ થવાં આવી એટલે તેને બાહાર કાહાડીને ઠંડા પાંણીમાં બોરવી, જે પછે થોડુંક માખણ લગાડી એક "સાસપેન" નામના વાસણમાં તેને મેળવી તથા તે ઢંકાઈ જાય એટલી તેના ઉપર મલાહી રેડવા બાદ તેને આંસરે ૦ા કલાક સુધી ધીમી આંચે પકાંવા મેળવી.

**શરબતી બરાંડી**—લીંબુ, ૨૪; બરાંડી, ૧ ગેઆલન; ખાંડ, (લોફ સુગર) ૨ રતલ; પાંણી ૬ સેરભર; દુધ ૩ પેંટ.

પેહેલાં લીંબુને છોલીને તેની છાલને બરાંડીમાં હોમાવવી. એક બીજાં વાસણમાં ખાંડની ભુકી કરીને તેના ઉપર છોલેલાં લીંબુ નીચવવાં તથા પાંણી તેમાં ઉમેરવું; બીજે દાહાડે એ બેહુ મેળવણીઓને ભેલી નાખીને તેમાં દુધ ઉકલતું નાખવું; એ પરમાંણે બે દાહાડા સુધી રેહેવા દીધા પછે બાટલીઓ ભરવી.

---

## રમુજે ફુરસત.

### ભરતારનાં સુખ વીશે કવીતા!

(વાંચનાર હસતાંનાં!)

૧ જ ૯૨ નાં P. R.
૧૦૦ભેછે ઘર ૧૨
ખુરશી,
સર ખો ૭ ભરી
પણ ધણી ડો સુખ, નહીતો કં
પાંમો નું છે
ની ક થી ધણીનું હેત,
તો પેટમાંનાં દુખની વાય ;
"અ " એવા હુકમ હ,
ર)ઠાં ર)ઠાં કરશું ર)હદ, ર)સુમાર.
ઊ આ કહુંછું, નથી એ કાંઈ
કે નથી , ૦) નહી કાંઈ શક.
વાંચનાર, તું ઊલટ આ ખીશ હું,
વાત વાહાલા સરી ૨૦ હું.

** (જવાબ આવતાંમાં).

---

૨. હું માતર બેજ અખશરનો બોલ છઉં. મને માથાં ગમથી લેઓતો પેટ ભરૂ છઉં, મને પુછડાં ગમથી લેઓતો પેટ ખાલી કરૂં છઉં.

૩. હું તરણ અખશરનો બોલ છઉં અને બેહુ બાજુએથી સરખાંજ છેઉં. મારૂં માથું કાપી નાંખો અને પુછડાં ગમથી લેઓનો માથું તાંહાંથી મલી આવેછે, મારૂં પુછડું કાપી નાખો અને માથાં આગલથી લેઓતો મારૂં પુછડું તાંહાં મલી આવેછે. માથાં અને પુછડાં સાથે હું દર રોજનાં ખપની એક પદારથ થાઉં છઉં અને ઉંચામાં ઉંચી પદવી ધરાઉં છઉં. પુછડું કાપી નાખો તોબી હું એક પદવીમાંથી જતો નથી અને માથું કાપી નાખો તો હું ઉપયોગમાંથી જતો નથી.

૪. હું કદે નાહાનો છું, પણ મોટામાં મોટાં વચે વસું છઉં. હું જનમમાં છઉં અને મરણમાં છઉં. હું મીઠાઈમાં છઉં પણ બીજા પકવાંનમાં નથી. હું મેવામાં છઉં, પણ ઝાડમાં નથી. હું માણસમાં છઉં, પણ હેવાનમાં નથી. હું મરદમાં છઉં પણ ઓરતમાં નથી. હું જો નહી હોઉં તો જનમ થાયજ નહી અને હું નહી હોઉં તો મરણ પણ થાય નહી.

૫. એક ગરહસથ એક બંદીખાનામાં એક કેદીને જોવા જતો હતો. તેને પુછયું કે એ કેદી તારો શું સગો થાય, તારે તેણે જવાબ દીધો કે "મારા ભાઈ નથી કે બેહેન નથી, પણ એ કેદીનો બાપ મારા બાપનો દીકરો થાયછે." તારે તે કેદીનો કોણ હતો?

---

### ઈશ્વરની કળા સમજી નહી શકાએ, તે વીશેનું પદ.

"શું કહિએ શ્રીજી, શરણ પડયાને સંતાપો."

એ રાગનુ છે.

ગમ ન પડે નરને, ગોવિંદની ગતિ ન્યારી;
અકળ કળા ઈશ્વરની એમાં, શું સમજે સંસારીરે. ગમ૦ ટેક.

ઉજળાં દિન દેખી જન જાણે, ન્યાલ થયો આ ટાણે;
કાલ દિવસ કેવો દેખાશે, એતો ઇશ્વર જાણેરે. ગમ૦

પુત્ર જનમ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઈ;
પલકવાર પછિ શું નીપજશે, કળી શકે નહિ કોઈરે. ગમ૦

રૂડી રસોઈ તૈયાર કરીને, ભોજન પિરશાં ભાણે;
ભાગ્યવિના ભોજન કરવાની, આશા ફોકટ આણેરે. ગમ૦

ચૂનાબંધ હવેલિ ચણાવે, જોવા લાયક જેવી;
વાસ્તુદિન વૈકુંઠ સિધાવે, ઈશ્વરકૃત ગતિ એવીરે. ગમ૦

મોટા મોટા મનસૂબા કરિ, મોટાં પગરણ માંડે;
જાણે નહિજે જમના કિંકર, કાલ પકડશે કાંડેરે. ગમ૦

ખારાંરણનાં ખૂબ ઝાંઝવાં, ભાળી નહિ ભરમાવું;
દુનિયાનાં સુખ એવાં દેખી, ફોકટ શું ફૂલાવુંરે. ગમ૦

સંસારિક સુખ સ્વપ્ના જેવાં, નહીં ભરંસો ઝાઝો;
સુખ પામી મગરૂર થવું નહિ, દુખ દેખી નવ દાઝોરે. ગમ૦

મુંઠીમાં જે હવા ભરી તે, વહી જતાં શી વાર;
અવશ્ય જાણો એજ તરેહનો, સઘળોછે સંસારરે. ગમ૦

પળમાં છાંયો પળમાં તડકો, જગમાં જેમ જણાય;
રાજા પળમાં રાંક બનેછે, રાંક બનેછે રાયરે. ગમ૦

એક ઘડી આનંદ વધે અને, એક ઘડીમાં શોક;
એકેની સ્થિરતા નથિ અંતે, ફળ તેનાં છે ફોકરે. ગમ૦

કરિ શકિયે તે ઉપાય કરવા, અંતે સઘળું સહેવું;
ઇશ્વરની ઇચ્છા પરમાણે, જેમ રાખે તેમ રહેવુંરે. ગમ૦

સુખને છેડે દુખ દેખાશે, સુખછે દુખને છેડે;
દિવસ પછી રજની દેખાશે, દિનછે રજની કેડેરે. ગમ૦

(વિનયચરિત્રમાંથી.)

# સ્ત્રીબોધ

પુસ્તક ૧૪ મું. | ફેબરવારી ૧૮૭૦ | આંક ૨ જો.

## સ્વપને સગાઈ

અથવા

## લડતાં જોડાંનાં વહડતાં લગન.

એક વારતા.

### પ્રકરણ ૪.થું.

### સ્નેહનો સાથી.

પોતા ઉપર આવી પડેલાં ભારી દુખ અને વેદનાંમાં એ કજ રસતો પરીચેહેરને પકડવો પડ્યો. તેણીએ આ અકારૂં ઘેર અને શેહેર છોડી જવાનો ઠરાવ કીધો.

પોતાનું વાહાલું વતન અને તે કરતાં વાહાલું મકાન, પોતાનો વાહાલો પીતા જેનાં ઉપકાર તલે તે દબાયલી હતી અને તે કરતાં વાહાલો ધણી જેની સાથ પરણવાને તે બંધાયલી હતી તે સરવેને છોડીને જવું તે તેને મનસે મરંવા જવા અને જીહાંનમમાં જવા સરીખું હતું.

પણ વળી એ પરમાંણે તેને જવું પડ્યું તે કાંઇ પોતાની ખુશીથી નહી, કાંઇ નફાનાં કાંમ સારૂ નહી, કાંઈ સુખની આશાથી નહી, પણ જુલમ અને જાસતીને લીધે જવું પડયુ હતું અંને તેથી જુદાઈનો જખ્મ વધારે કારી લાગો હતો.

જુલમ અને જાસતીથી એક મનપસંદ માટીસે પરણતાં તેને અટકાવામાં આવી હતી તથા જુલમ અને જાસતીથી એક અનગમતા આદમીનો હાથ તેનાં હાથ સાથ જોડાવાનો હતો; તે મોટું દુખ, તે ભયંકાર આફતમાંથી છુટવા સારૂં તેને નાહાસવાની ફરજ હતી.

અંતેબી જાસતીથી તેનું મોત આવનાર હતું, તો તેનાં કરતાં શેહેર બાહેરનાં જંગલમાં મોત આવેતો શી ચીંતા હતી! અંતે જાસતીથી તેને વેરાગ લેવો પડત, તો ખુશીથી વેરાગ લેવામાં શી અડચણ હતી! પોતાનું ઘર અને ગામ તેને મનશે દોજખ શરીખું હતું, તો બાહાર દુખ પડે તેનો શો ડર હતો?

આ! હા! આ વખતે પરીચેહેરનાં મનમાં શું શું વીચારો પસાર થયા હશે! માત પીતાનો લાડ, પઈસા ટકાની મોજ, અમીરી જાહોજલાલી, અને છેલે પોતાનાં જીગર કરતાં વાહાલા બીજંનનો પેઆર એ સઘલું તેની આંખ આગળથી પસાર થયું. પણ એમાંની એકબી ચીજ ભોગવવાનું મારા નસીબમાં નથી એવું વીચારી અંતે પરીચેહેર પકા ઠરાવ ઉપર આવી.

તેણીએ પોતાની બચપણની વાહાલી સોબતન ગોલ શેહેરની છેલી મુલાકાત લીધી. હા! જેની સાથ જીંદગા સુધી જોડાયલી અને પેઆરમાં પરોટાયલી, તેનાંથી છુટી પડતી વેલા પરીચેહેરની આંખમાંથી આંજુની રેલ ચાલી, પણ ચંદરોજમાં સાથે મલવાની આશા આપી તે છુપા લેબાસે, ધુજતાં કદમે વગર સોબતીએ વગર હથીઆરે નીકલી ચાલી.

સીસતાંન, યુનાંની લખનારાઓનાં દરેગીયાનો મુલક વસતીવાલા ભાગોમાં ગમે એવો આબાદ અને ભરપુર હતો, તોપણ તેનાં બીજા ભાગો તેટલાજ ઉજડ અને વેરાંન પણ હતા. તેની રેતાલ અને પાંણી વગરની જમીન, તેની સરહદ ઉપરનું, ૪૦૦ માઈલ લાંબું અને જીરાહનાં દરીઆ તથા સીસતાંનનાં સરોવરને ઘેરી લેનારૂં નીમકનું મેદાંન, તેનાં જંગલના સુકા ભાગોમાંહેલા ભાગી જતી માટીનાં પોપડા ઈઆ મોજાનાં મીશાનની ચહડ ઉતર રેતીની ટેકડીઓ, એ સરવેનો જારે વીચાર કરીએ છઈએ તારે અજબ થવું પહેછે કે નીમરોજનાં નામચીન ઉમરાવ શીઆમકની બેટી પરીચેહેર આવાં ભયંકાર અને દરાંમનાં જંગલમાં એકુલી અને અટુલી કેમ નીકલી પડી હશે!

સીસતાંન સાંમનરીમાંનની ઉંચી ઓલાદનાં પેહેલવાંનોનું રેહેઠાંણ હતું અને શાહાનાંમાંમાં જમશેદ પછે તરીજો લખેલો કેરસાસપ, જેને અવસતામાં "ખરેશઅસપ" અને પુરાતન વેદમાં "કરીસસવ" લખેલોછે તે આ અસલ વતનનો વતની હતો; પણ તેનાં નામનો અરથ "મુરદાલ ઘોડાઓનો સાહેબ" કરીને થાયછે, તે ઉપરથીજ એવી મતલબ કાહાડવામાં આવેછે કે એ મુલકના જંગલોમાં સારા ચરાઘાહા નહી હતા, અને તેથી પુરતો ચારો નહી મલવાથી જાંહાં જાંનવરો મુરદાલ રેહેતાં હોય, તાંહાં પંરીચેહેર સરખી એક નાર તમામ વસતીથી દુર એકાંત જંગલમાં શી રાતે જીવી શકે.

તે જવાંન, નાંજુક, કુમલી નાર હતી. તેણે દુનીઆં

નાં દુખો દેખેલાં નહી હતાં. કાંઈબી તંગી, કાંઈબી શખતી, કાંઈબી શંકટ તેણે સેહેવેલાં નહી હતાં. તેની આખી જીંદગી દરએક પાંતીનાં ચેન અને ચમનમાં ગુજરી હતી. તે આખા ભવમાં આરાંમ અને આસાએસથી ઉછરી હતી. માટે આ હાલતમાં તે કેમ જીવી શકે.

પણ ઘડીની વચમાં શું બનશે તેની કોણને આગાહી હોયછે !

પરીચેહેર જાજો વાર એકલી પડી નહી. કેરસાસપ નામાં મથેની પીસીનો નામની જગા, જેને હાલ રીટરની ભુગોલમાં પીસાંનની ખીણ કેહેછે, તે ખીણમાં એક ગંજાવર દરખતનાં છાંયા તલે પરીચેહેર તેનાં મોટાં ઠડ ઉપર માથું નાખીને બેઠી હતી. મુસાફરીની મંજલથી તેને થાક ચહડેલી હુતી, થોડોક જંગલી મેવો ખાઈને જેમ તેમ પેટ ભરેલું હતું, તોપણ આ ભયંકાર બીઆબાંનમાં ભુખમરાથી અથવા જંગલી જાનવરોથી અથવા લુટારૂ વનંજારથી નાશ પાંમવા સીવાએ બીજુ તેનું સઘલું ભવીશ ધુમસમાં ધંકાયલું હતું, અને તેથી અંદેશો તથા અફસોસ કરતી હતી. તેવામાં પછવાડે થોડાંક પાતરાં ખડખડયાં અને ઝટવારમાં એક મજબુત હાથની છાપટ તેની શુંદર અને સફેદ બોચીને અડકી.

એ શું અચબુચ બનાવ ! પરીચેહેર પાતરાં કરતાં વધારે કાંપવા લાગી, તેનાં ખુશ ચેહેરા ઉપરનું લોહી ઉડી ગયું, અને દેહેસતે ગોયા તેની છાતી દબાઈ ગઈ.

એ અચબુચ કોણ આવીને ઉભું ! શું કોઈ લુટારા તેને લુટવા આવયા ! શું પાદશાહા તેહેમાસપે તેની દુમબાલે સોધને માટે સવારોને મોકલયા ! શું તેનાં જાલેમ બાપે હીઆંબી તેનો પીછો નહી મેલયો અને તે આ નાફરમાંન બેટીને કેદ પકડવા આવયો ?

રલીઆમણો પુનેમનો માહાતાબ એક આખી થાલીની મીશાલે દરશટી મરીઆદાની ઉપર ખુબ બાહારથી ખીલી અને દીપી નીકલયો તથા આસપાસનાં દરામનાં દેખાવને એ નુરાંની ગોળાએ નુરમંદ બનાવી દીધો.

તેનાં રૂપેરી કીરણમાં પરીચેહેરે પોતાની પાછળ ફરીને જોવાની હીમત કીધી અને પછેનો હરખ કાંહાં સમાયો જાય !

જે મજબુત હાથ તેની ગરદન ઉપર પડયો હતો, તે નરમાસથી તેનાં ગલાની આસપાસ વીટલાયો, પરીચેહેર તેને જોતાંન બેહોશ થઈ, પણ જરાવારમાં સુધીમાં આવીને જોપછે તો તેના જીગરને વાહાલા, તેના માંનીતા બીજંનનાં પીઆર ભરેલા હાથનાં સંભાલમાં તે પડેલી હતી.

બેહુ જણનું દેગાંમ અને દીબો એટલો ભરાઈ આવયો હતો કે થોડોવાર તેઓ એક બોલ બોલવાને અશકત હતાં. પણ વળી પરીચેહેરનાં પરીચેહેરા ઉપર આ અચબુચી મીલાખાતથી ઘણી વધારે અસર થયલી હતી, થાક અને ભુખથી ફીકા પડેલા ગાલે ઉપર વાહાલાને વીહીલો મેળી તાહાસી આવવાની ખેજાલત તથા શરમીંદગીની લાલી ચહડી આવી હતી, અને તેની એ જુદાઈ ભરેલી ચાલ છતાં તેનો વાંહાલો બીજંન તેને માટે કેટલો દીલસોજ અને હોશમંદ હતો તેની આ સાબેતી જોવાથી તેની છાતી ઉપકાર અને હેશાંનમંદીથી ભરાઈ હતી.

આવું જોઈને બીજંને પરીચેહેરનો ઘભરાટ નરમ પાડવાને તરત ખોલાસો કીધો. "મારી પનોતી પરીચેહેર, દીલનો ગુવાહ દીલ છે, અને તારા દીલનાં ભીતરમાં જુસાઓએ એ જે લડાઈ જારી કરીછે, તેની ઈધાંની તારા ચેહેરાની પારાની સીસીમાં હું વાંચું છઉં. પરીચેહેર, તુએ એકાએક મને છોડી આવી તારા વગર વાંકે તુંપર સજા ખેંચી લીધીછે અને મારા વગર વાંકે મને દુખી કરયોછે. પણ હવે તે સઘલું હું ભુલી જાઉં છઉં, મારો પેઆર પાછો હાથ લાગો એટલે હવે ખુશી થાઉં છઉં, અને તું પાસ માંગી લઉં છઉં કે એ વધારે અંદેશો તારા મનમાંથી કાહાડી નાખી ગમ અને ગીરફતારીથી ખલાસી પાંમ."

આ સુખનોથી પરીચેહેરનું હેશાંન વધયું. તેણે કહયું કે "મારા જીગરજાંન બીજંન, તને છોડી આવવા સારૂં હું પરેશાંન થઈ માંફ માંગું છઉં, પણ બાપનાં ગુસા તથા રાજાની સજાને ખાંતર તેમ કરવાની મને કેટલી ફરજ હતી તે તું દીલદાર સારીપઠે સમજેછે. હવે ખોદાની બખશેશથી તું આવી મળયો, એટલે મને ખોદા પોતે આવી મળયોછે, મારો જાંન મને પાછો મળયોછે. બીઆબાંનની બીચ મારી દેશનીકાલ હાલતમાં બીજંનની હાજરીથી મને જે આસરો મળશે તેને માટે ખોદાવંદતાલાનો હું ઉપકાર માનું છંઉં. હવે જેમ આપણને મોહોબતે મેળવયાંછે, તેમ મોહબત પરણાવે અને મુરાદનાં ઝાડ ઉપર ફળ લાવે એટલીજ મારી ઉમેદ છે."

પણ એ ઉમેદ તરત પાર પડે એવી નહી હતી. બીજંને ધીરજ આપી કે "હીઆંથી ચાર મંજલ ઉપર કેકોબાદ નામનું શેહેર આવેછે, તાંહાં મારા ખેસાવંદો વસેછે, તાંહાં આપણે કુચ કરી જઈએ અને નીમરોજનાં જુનાં તથા ઘાતકી ધારાની હદની બાહાર જઈ કાયદાસર કદખુદાઈનાં પવીતર ગાંઠથી જોડાઈને ધણી ધણીઆંની તરીકે પેઆરથી રેહેવું કરીએ."

આનાં કરતાં વધારે મુરાદ પરીચેહેર શું માંગે ? તેણે આં સુચનાં કબુલ રાખી, પણ ઘણો વાર અગાઉની રાત પડી ગઈ હતી, આખા દીવસની તે થાકેલી હતી અને હવે એક દગલું આગળ ચાલવાની તેનામાં તાકાત નહી હતી. માટે સેજવારમાં વાત કરતાં કરતાં ઉંઘે તેનાં ઉપર ગલબો કીધો તથા પોતાનાં વાહાલાથી જરા દુર, મરીઆદા અને મુલાહેજા ભરેલા તફાવતે એ શુંદર બાંનું ભર ઉંઘમાં પડી અને તેનો વાહાલો બીજંન આખી રાત તેની ચોકી તથા સંભાલને માંટે જાગરૂત રેહેવાનો ઠરાવ કરી બેસી રહયો.

પરીચેહેર મીઠાસથી અને નચીંતાઈથી ઉંઘાતી હતી. તેના હઈડાંનો હાર તેની પાસબાંનીને માંટે પાસે હતો, એટલે તેની સઘલી દેહેસત મરી ગઈ. બીજંનની બાજુતેનાં બચાવને માટે આગળ હતી, એટલે પોતાનું સઘલું દુખ તે ભુલી ગઈ.

બીજંનને બેઠાં બેઠાં પોતાની મનમોવન માંશુકનાં માહાતાબી મુખરાને સાંમેનાં આકાશમાં પરકાશતા પુનેમી ચંદર સાથ સરખાવી જોવાને વખત મળયો હતો અને પરીચેહેરનાં ધીમાં શુગંધી દમમાંથી નીકલતી હવાની ખુશબોનો આસપાસનાં ઝાડ પાંનની ખુશબો સાથ મુકાબલો કરવાની તેને સારી ગમત પડી હતી. પણ તેનાંથીબી

એ રવેસેં જાળેવાર ટકાયું નહી. મરઘાએ બામદાદનાં ઉગવાની વધાઈ બાંગે બુલંદ પોકારવા અગાઉ બીજંનની આંખો ઉંઘે ઢંકાવા લાગી અને પરીએહેરથી જરા દુર જઈને તે પણ ઉંઘાઈ ગયો.

અગરજો ખાબગાહાનાં ખુદરતી ભેદ સમજવાની આપણમાં શકતી હોયતો આ જવાંન જોડાંનાં ખાબમાં શું શું દીસીયું હશે તે આપણ કહી શકીએ. થોડો વખત અગાઉ જુદાઈનાં જખમથી તેઓ દુખી હતાં, પણ હવે જો કે તેઓનાં રેહેવાનાં મેહેલ નહી હતા, આરાંમને માટે છતર પલંગ નહી હતા, તોપણ આ રેતીનાં રણમાં એ જોડું ઘણુંજ ખુશી અને શુખી હતું.

બીજે દીને લગનથી સગાઈ કરવાનો તેઓનો જે વીચાર હતો, તે શું તેઓએ સવપનાંમાં નહી જોયો હશે ?

પણ તે એક સવપનોજ હતો.

---

## પરકરણ ૫ મું.

## પરીયાંનો માળો.

જમીયાદ ઇઅસતમાં સીસતાંનવાલા કેરસાસપ સાથ પરીખનેથાઈતી નાંમની પરીનો પેઆર બાજવા વીશેનું બેઆંન કરયુંછે. એ પરમાંણે સીસતાંનમાં પરીયાંનો રેહેવાસ છેક આગલા વખતથી ગણાતો આવયો હતો, પણ અગત કરીને સીસતાંનનાં જંગલમાં જાંહાં પરીચેહેર નાહાસી આવી હતી તાંહાં તેઓનો વાસો વધારે હતો. એ પરીયાંઓ રૂસતમ પેહેલવાંને મારી હટાડેલાં માજીનદરાંનનાં દેવોની ખસલતનાં નહી હતાં, અથવા પરીખનેથાઈતીને વંદીદાદમાં હેરેમનની પેદાસ ગણીછે, તેવી કોઇ સેતાંનીઅત આ જાઅુલી પરીયામાં નહી હતી. તેઓ બેમાલુમ રીતે જંગલમાં વસીને જાહાડ અને ફુલો વચે ગેલ અને ગમત કરતાં અને નાંહાંનાં બચાંની મીશાલે મસતી ધીગાનું કરતાં હતાં.

એ પરીયાંઓના પાદશાહાનું નાંમ અકવાન અને તેની રાંણીનું નામ આવાંન કરીને હતાં. તેઓ બંને મનમોવના સોભીતાં અને શુંદર હતાં. અલબતાં તેઓ પરીયાંજ હતાં, એટલે તેઓ નાંહાનાં છોકરાં જેટલાં હતાં, તેઓ કદે નાહાનાં, વજણમાં હવા જેવા હલકાં, બનાવટમાં ગોલાબ જેવા નરમ, તોપણ કુવતે જબરાં હતાં અને માણસો ઉપર બેમાલુમ રીતે ચાહે તેવો અમલ ચલાવતાં હતાં.

આ પરીયાંઓનાં હાથ હેઠલ બાલકોની ઢીંગલી જેટલાં નાહાનાં, પણ આસુદાં અને માંતેલાં પરીયાંઓની મોટી ફોજ હતી. નર જાતીનાં સઘલાં પરીયાંઓ ઉપર અકવાંનની સરદારી ચાલતી હતી, પણ નાર જાતીની પરીઓ વચે સઘલું રાજ રાંણી આવાંનનું હતું અને એ બંને ફોજો પોતપોતાનાં વડાંનાં સુખને માટે તરેહવાર ચાલા કરતી હતીઓ.

જારે હરમંદ નદીનાં કાંઠા ઉપર અકવાંન અને આવાંન અંગોલ કરવાને આવતાં હતાં તારે તેમનાં આ પરીયાંઓ ચાંપાનાં ફુલની અંદર પાણી ભરીને પોતાનાં રાજા રાંણીને નહવાડતાં હતાં; અથવા જારે ગોલાબની ડાલીઓ વચે એ પરીયાંનું જોડું હલકા ભારે હીચ ખાતું હતું, તારે તેમનાં આ પરીયાંઓ ફુલનાં એકેક પાતરાં ઉપર દવનું એકેક ટીપું મેલીને ગોયા મોતીનો સણગાર કરેતાં હતાં; અથવા જારે પરીઆંની પાંખ ઉપર ઉડીને તેઓ ટેકડીની કઠણે બેઠાં બેઠાં આસાએસ લેતાં તારે પરીયાંઓ ભાતનાં કનસાં તોડી લાવી રાજા રાણીનાં સોનીરી બાલમાં ખોસવા પછે, તેમની આસપાસ ગોલ કુદાલામાં નાંચતાં હતાં.

એ રીતે સીસતાંનનું જંગલ પરીયાંઓનો માળો હતો, પણ પરીચેહેર અને બીજંનને ખબર નહી હતી કે તેઓ તે માળામાં આવી પડયાં હતાં.

પણ વળી જે વખતે આ જાઅુલી જોડું જંગલમાં આવી સુતેલું હતું તે વખતે પરીઆંઓનાં રાજા અકવાંનને પરીઓની રાંણી આવાંન સાથ એક ભારી કજીયો ચાલતો હતો.

આવાંન જારે ઘણી જવાંન હતી તારે હીંદનાં મલબાર કોસતા ઉપર રેહેતી હતી અને એલચી તથા લવંગનાં મસાલેદાર કીનારા ઉપર એક હીંદવાંની સખી સાથ બેસીને સમુદરમાં દોલા ખાતાં વાંહાંણોની સફર જોતી હતી. તે પોતાનાં ભરતાર આગળ બેઆન કરતી તેમ "બેઅદબ પવણથી તે વાંહાંણોનાં સડને હમેલ રેહેતા અને તેમનું પેટ ફુલી આવતું હતું." તેની હીંદવાંની સખીને પણ હમેલ હતા, અને તેથી તે વાંહાંણનાં ફુલેલા સડની મશખરી કરતી હતી, તથા વાંહાંણની નકલ કરવા પોતાનાં પેટનાં સડ તથા દીલનું વાંહાંણ બનાવી આવાંન આગળથી જઈને વેપારનાં માલ તરીકે બદામ અને પસતાંનો સુકો મેવો સંઘરી લાવી આવાંનને ભેટ કરતી હતી. પણ તે હીંદવાંની ઇનસાન હતું અને હંમેલથી છુટતાં મરણ પાંમી હતી. તેનાં ઘહુને વરણનાં બાલક છોકરાને આવાંને પોતાનાં સંભાલ તલે રાખયું હતું, તથા તેને ફુલોથી સણગારીને પેઆર કરતી હતી, પણ અકવાંન તે છોકરાને પોતાની પાસે રાખવા માંગતો હતો અને આવાંન આપવાને ના પાડતી હતી તેથી પરીઓનાં આ રાજા રાણી વચે કજીઓ ઉડયો હતો.

જંગલની જે બાજુએ પરીચેહેર અને બીજંન સુતેલાં હતાં, તેની સાંમી બાજુએ અકવાંન અને આવાંન સાથે મળતાં વારજ લડી પડયાં હતાં. જો એક વખત રૂસાયાં એટલે આ નાદાન પરીયાંઓ એકમેકની સાકી બાકી તથા છાલ છોલતાં કાઢવાને પછાત પડતાં નહી હતાં અને તેઓ મોહોડેથી એટલાં વહડતાં હતાં કે તેઓની ફોજનાં પરીયાંઓ બીહી ધુજીને ફુલની કલીઓની અંદર સંતાઈ જતાં હતાં.

અકવાંન પોતાની રાંણી ઉપર તોહોમત મેળતો કે "તું કોણ ? તું આજ કાલની લોનડી, પરીનાં જીનત મુકામમાંથી નાહાસી આવેલી, હીંદુસતાંનમાંથી તુંને હું ચોરી લાવેલો, કાળાં કાળાં મા બાપને પેટે જનમેલી, ને વળી તેહેમાસપ રાજાનાં નાખ સાથ લાગેલી તથા નાંખ સુંધી આવેલી, આંલુનાં પાતરાંની અંદર સુતી સુતી રડતીતી તે ભુલી ગેઈકે ?"

આવાંન પોતાનાં રાજાને ધમકાવતી કે "તું એટલી પતરાજી નાં કર, ને અદેખી આંખમાંનાં જેહેરથી મોટી બનાંવટો નાં કર. તું પાદશાહા તેહેમાસપની રાંણીનાં ગોલાબી ગાલ ઉપર આશક પડયો હતો અને તેનાં ગાલ પર હરૂસે ચુમી લઈ આવયો તે ભુલી જાયછે કે ? તારી સાથ હું જો પરણી નહી હોતતો, બીજું કોઈ તુને કબુલ

# બાયડીનું સુખ.



વાંચનારી બાંનુઓ, આપણે ગયા અંકમાં તપાસયું કે ઘરના સુખ જેવું બીજું સુખ નથી. એક જઈફ ગરહસથ પોતાના બચાંને હંમેશ શીખવતો હતો કે દુનીઆમાં સુખને માટે ઘર જેવી બીજી જગા નથી અને તેનો દાખલો આપી વાશીંગટન અરવીંગ કેહેછે કે બચાંને ઘર ઉપર પીઆર શીખાડવો એ તેમને કીમતી વારસો આપવા બરાબરછે. એક સાએરના આ શબદો ખરા છે, કે "તનદરોસત મંનની પેહેલી ચોકસ નીશાંની ઘરમાં દીલને લાગતી મોજ અને ખુશાલી છે."

હવે તારે ઘરનું સુખ કેમ મલી શકે તે જરા વાચારવું ઘટેછે. ઘર તેનાધણીના આરાંમ અને આસાએશને માટે છે. ઘર તેના તંન તથા મંનની સમાધાંની તથા સંપજને માટે છે. ઘર તેની થાક ઉતારવા માટે છે, તેનો કંટાળો કાહાડવા માટે છે, તેની માંદગી મટાડવા માટે છે. ઘર તેના જાન માલની જાલવણીને માટે છે, અને તેના બચાંની કેળવણીને માટેછે. પણ આપણા લોકો કેહેછે તેમ "માંટી હો બાહારનો છે." ઘર તેને વાસતે છે, પણ ઘર સાચવવાનું કાંમ તેનું નથી. તેને બાહાર ધંધો કરવા જાવું છે, માટે ઘર સાચવવા તેને બીજાંની મદદ લેવી પડેછે.

બીજા બોલોમાં બોલીએતો કારભારી વગર ઘર ચાલે નહી. વળી કારભારી જોઈએ એટલુંજ નહી, પણ વીસવાસુ, આબરૂદાર અને ઘરને પોતાનું ગણે એવો કારભારી જોઈએ. ચોકીબાંનની મીશાળે ઘરની ચોકી કરનારા, ચાકરની મીશાળે ઘરનું વહીતરૂં કરનારા, ઈઆ આયાની મીશાળે માતર બચાં રમાડનારા કારભારીથી સઘળી ગરજ સરે નહી. એવા કારભારી એકને બદલે એકસો હોય તોબી ઘરમાં એક ખુટ રેહેવાનીજ. ધણીની માવજત લેનાર, તેના સુખમાં ખુશી થનાર, તેના દુખમાં દીલાસો દેનાર, તેના માલ મીલકતને સંભાલથી વાપરનાર, તેના પઈસાને કરકસરથી ખરચનાર, તેની સગવડોને સારીપઠે સાચવનાર, તેના બચાંને જીવની કાંની જાલવનાર, તેના ફરજંદોને ઉંચી કેળવણી આપનાર એક જણ ઘરમાં જોઈએ.

એ સઘળાં કાંમ થવા વગર એક ઘરનો ધણી છાતી ચોકીને એમ નહી કેહેશે કે "હું સુખી છંઉ." એ સઘળાં કાંમ થવાં જોઈએ, એટલુંજ નહી પણ વળી હોંશથી, ઉલટથી, ખુશીથી થવાં જોઈએ. એ સઘળું કામ એવી રીતે થવું જોઈએ કે ઘરધણી પોતાનું ઘર ગમે એવું ગરીબ હોય તોબી તેને બેહેસત જેવું વીચારે. એ સંઘળું કાંમ એવી રીતે થવું જોઈએ કે ઘરધણીને માટે કસી મેહેનત, કસો કંટાળો કે કસું દુખ બાકી નહી રેહે. એ સઘળું કામ એવી રીતે થવું જોઈએ કે ઘરનો ધણી ઘર જવાને તલપી રેહે, તે રાત અને દાહાડો "મારૂં ઘર, મારૂં ઘર" કરતો ફરે, ઘરનાં પેઆરાં બચાંનો સાદ ઈઆ માંનીતા કુતરાંનો આવાજ તેનાં પગને ઘર તરફ ઉતાવલે ચલાવે. લારડ બાઈરન કેહેછે કે "જાંહાં દીલ નહી તાંહાં ઘર નહી" તે મુજબ એ સઘલું કાંમ ખરાં દીલથી થાય તોજ ધણીનું દીલ ઠોડી શકે.

ગમે એટલો ખરચ કરતાં એ સઘલું કામ કોણથી બનવાનુંછે ? ગમે એટલા પગાર આપો તોબી કીઓ કારભારી એ સઘલી મેહેનત લઈ શકે ? પઈસા કે બીજી લાલચથી કાંઈ વલે નહી. એતો એકજં જણથી બની શકે અને તે ઘર ધણીઆંણી સીવાએ બીજું કોઈ નહી. બાયડી જે મોત સુધી ઘર સાથ ગંઠાયલી અને વર સાથ બંધાયલી, બાયડી જેણે લગનનાં પવીતર કોલથી સંસાર સુખ નીપજાવાનાં કસમ લીધેલા, બાયડી જેણે પોતાની જાતે કશટ ખેંચીને બચાં જણેલાં, બાયડી જેનો સઘલો આધારજ ઘર અને ઘરનાં સુખ ઉપર લટકેલો, તે અને તેજ બાયડીથી ઘરને લગતો ઉપલો સઘલો સુખકારક કારભાર થઈ શકે. ઘરનાં સુખનો આધાર બાયડી ઉપર છે. બાયડીનું સુખ તેજ ઘરનું સુખ છે.

પણ ઘરમાં બાયડી આવી એટલે સુખ લેતી આવી એમ હમેશ બનતું નથી. મીજાજી, પાજી, કપાતર, ચીરડાઉ બાયડી હોય; કમ અકલ, મુરખ ઈઆ બેવકુફ બાયડી હોય, અગનાંન, અનસમજુ, અપટ ઈઆ વેહેમી બાયડી હોય, તેનાં પરમાંણ પરમાંણે ધણીને સુખ કે દુખ હોયછે. માટી સાથ મરાતી, બચાં સાથ બચકાં બાંધતી, પાર પડોસીઓ સાથ વહડતી, કામનાં માણસો સાથ લડતી, અથવા તેમ નહીતો ઉડાઉ, ખરચાલુ, ઈઆ બધી વાતનો જધજરો અને બધી ચીજનો હાવરો રાખતી એક ઓરતનો માંટી ઘર આવવાને બદલે બાહાર ફરેછે, જીંદગીનાં કરતાં મોતમાં વધારે સુખ વીચારેછે. ઘરનાં ઉંબરપર પગ મેળતાં તેને ફરડી ખાવામાં આવે; તવાયલાં, તવલતાં, ખરડાયલાં, મેલાં બચાં ટેં ટેં કરીને આખો દાહાડો રડયા કરે; સામાંન સુમન સઘલો ખોરાયલો, ખંખેરાયલો, વીખરાઈને પડેલો હોય; લેવા જાય તે હાથમાં નહી આવે ને નહી જોઈએ તે

લેવા જાય; ઘરમાં આસાએસ થોડી મળે ને વળી ધણી તેથી બી થોડું કામ કરી શકે એવી જે હાલત તે બાયડીનું સુખ કેહેવાય નહી.

બાયડીનાં સુખનું ચીતર તો ઉપર આપયુંછે. ધણી પોતાને મન ભાવતું વાંચેછે, તેને કસી ઠાલી પીડા, કંટાલો કે અગવડ નથી. તે પોતાને કામે બેઠોછે અને વળી બાયડી સાથ સેીરે પોહોરની વાતો ચલાવી શકેછે. બાયડી ઘરને માટે કપડું શુંછે, તેજ વખતે બચાંને તેનો પાઠ શીખાડેછે અને તેજ વખતે વળી ધણી સાથ ઉપયોગી વાત કરી શકેછે. ઘર સોજુંછે, સામાંન સુઘીઆંનો છે. સઉ ચીજ પોતપોતાને વગે સગે છે. એક નીરદોશ બચું મુગું સુગું પોતાનાં રમકડાં સાથ રમેછે, ચોપડીઓ વટીક પોતાની અભડાઈ ઉપર ગોઠવીને મુકેલી છે. બજાર હાટ, ખરચ ખુંટણ, રાંધવું સીંધવું, બચાંને ખવાડવું કરવું, અને દવા દારૂ વટીકની કસી વાત જાણે જાણતો નહી હોય તેમ મરદ કેવો સથીર, ઠંડે પેટે ઘરમાં બેઠોછે! એનું નામ તે "બાયડીનું સુખ."

## દુધીયા દાંતનું દુખ.

બચાંને દાંત આવવાનાં દુખથી કેઈ માતા અનજાંની હશે ? અને તોપણ થોડીજ માતાઓ જાણતી હશે કે બાલકનાં દાંતનાં ફુટવા સાથ દુખ દરદોને ખુદરતથી કાંઈ જાજો સંબંધ નથી, પણ એ વખતની ઘણીખરી મુશકેલી માવજતની ખાંમીથી નહેછે. બચાંનાં દાંત ફુટવા સાથ આપણા લોકો એટલો જોખમ સમજેછે કે દાંતનું ફુટવું તે ગોયા માંથે કોઇ મોટો ઘાત હોય તેમ એ વખતને માટે ધાસતી રાખવામાં આવેછે અને એક સુખી અથવા આસુદાં બચાંની વાત ચાલતી હોયતો "દાંત ફુટા પછે બચું એવું ને એવું રેહે નહી" એમ ચોકસ માંનવામાં આવેછે. ખરૂંછે કે દાંત ફુટતી વખતે ઘણાક બચાં હેરાંન થાયછે અને તેમાંથી મરણ પણ થાયછે. કેહેછે કે બચાંનો છઠો ભાગ એ કારણથી મરણ પાંમેછે. પણ એ પરાંણઘાતનો મોટો ભાગ જો આપણા પોતાનાં અનજાનપણાને લીધે માવજતની ખાંમીથી થતો હોય, તો એ બાબે પુરતું ગંનેઆંન મેલવવું એ દરએક માતાની ફરજ છે.

માણસની જીંદગીમાં બે વાર દાંત ફુટેછે. છ મહીનાથી બે વરસની ઉમર સુધીમાં જે દાંત આવેછે, તે થોડા, વધારે નાહાનાં અને નાજુક હોયછે. છથી સાત વરસની ઉમરથી તે ખરવા માંડેછે અને વધારે તથા મજબુત દાંતો આવવા લાગેછે. પેહેલાં દુધીયા દાંત કેહેવાયછે; અને એકેક હારમાં ૧૦ મળીને દુધીયા દાંત ૨૦ હોયછે, તે દરએક હારમાં વચમાનાં ચાર દાંતો ધારદાર હોયછે, જેથી મંઉસ અથવા એવો બીજો ખોરાક કપાયછે. તેમની બે બાજુએ એકેક અણીદાર દાંત તોડવા અથવા ભાંજવા માટે હોયછે, અને તેમની પાછલ બેહુગમ ખોરાક ચાવવા અથવા દલવાનાં દાંત હોયછે. એ દાંતો ફુટવાનો ઉપર જે વખત આપયોછે, તે ઉપરાંત બાલકનાં મોહોમાં જનમથીજ દાંત ફુટવાનાં દાખલાની નોધ થયલીછે, તેમજ વળી આખી જીંદગી સુધી મુદ્દલ દાંત ફુટેલા નહી એવા દાખલાનું બીઆંમાં નબી વાંચવામાં આવેછે, પણ તે ઘણી નવાઇની વાત છે.

એ દાંતો ખુદરતે ઠરાવેલી ઉમરની અંદર, એક પછે એક, થોડા થોડા વખતનો ગાલો નાખીને ફુટેછે. છેક નાહાનાં, દુધમલ "હાથમાંનાં બચાં" ને માતાનાં દુધ સીવાએ બીજા ખોરાકની જરૂર નથી, તેથી કરીને ખુદરતજ તેને દાંત આપતી નથી. પણ જેમ જેમ તે બચાંનું કુવત વધતું જાયછે, તથા તેને વધારે સંગીન ખોરાકની અગત પડેછે, તેમ તેને દાંત આવવા લાગેછે. બાળ વએ તેની કાએનાત માફકનાજ દાંત ફુટેછે; મોટા થવા બાદ તેની શકતી બદલા પછે તેમ દાંતબી બદલાયછે. તનદરોસત અને મજબુત બાલકોનાં દાંત વેહલા આવેછે, નબલાં બાલકોને ઘણા મોડેથી ફુટેછે. એ સઘળી બીનાઓ ઉપર ખુદરત બાલકની હાલત પરમાંણે કેટલું ચોકાસીથી કાંમ કરેછે તેનો તારીફ લાએક નમુનો તથા ધડો આ દાંત ફુટવા ઉપરથી મળી આવેછે.

હવે આ દાંત ફુટવાના વખતમાં માણસનું જેબી કામ છે, તે એટલુંજ છે કે ખુદરત જે રસતે કાંમ કરેછે તેજ રસતે ખુદરતને મદદ આપતા ચાલવું. દાંતના ફુટવાનું ખુદ કામ દરદ ઇઆ દુખ ભરેલું નથી. તે વેળા બાલકનાં બદનમાં માતર એટલુંજ બનેછે કે બચાંના પારા જરા મોટા થાયછે, સુજેછે અને કઠણ થાયછે, તેમાં વવ છુટેછે તથા કાંઈક ચકરસાટ થાયછે, જે પછે મોહોડાંના નીચલાં જડબાંમાં પરથમ પારાને મથાલે સફેદ દાઘ દેખાયછે અને તેમાંથી દાંત ફુટીને ઉપર આવેછે. એ ઉપરાંત દાંત ફુટતી વેળા માંદો તથા આંતરડાં ઉસકેરાયલાં રેહેછે, ભેજામાં લોહી વધારે તથા જોસથી ફરવા માંડેછે, અને ફેફસાંમાં પણ લોહી તથા હવા લગાર વધારે જોર કરેછે. એ રીતે દાંત ફુટવાના ફેરફારો બનતા જોઈએ છઇએ. તે એવા નથી કે જેથી તે બાલક કાંઈ ખરેખર દરદી હાલતનું કેહેવાય.

પણ વળી એ હાલત એવી છે કે તેમાં જો જરા આડું થાયતો દરદ થઈ આવવા વગર રેહે નહી. એક ડાકટર કેહેછે તેમ દાંત ફુટતી વેળા બાલક "દરદના કીનારા આગળ આવેછે અને એક ચાયકો લાગેતો તે દરદની ઉંડીગારમાં ફસી પડેછે." માટે જેમ ખુદરત ચલાવે તેમજ ચાલવા દેવું એ સઉથી સલામતી ભરેલું છે. બાલકના મોહોમાં કરાર વાલવા સારૂં તેના પારા ભીંગેલા અને નરમ રાખવા જોઈએ. એટલા માટે ખુદરત તેના મોહોમાં એ વખતે ઘણી લબ વેહેતી કરેછે અને માતાઓએ તેજ પોરણમાં ચાલીને બાલકને લગાર વધારે વખત ધવાડવું ઘટેછે. તે બાલક પોતેજ વધારે ધાવવા માંગેછે, પણ તેની એ ખુદરતી ખાએશ પુરી પાડી તેને વખતે વખત ધવાડવા છતાં વધારે જથો તેના માંદામાં નહી જાય તેની સંભાલ રાખવી, કેમકે બાલકનો માંદો તથા આંતરડાંની ઉસકેરાયલી હાલતમાં તે મધે ઘણો ખોરાક લાધવો એ ખુદરતથી ઉલટું છે. તેને બદલે બાલકનો ખોરાક થોડો ઘટાડવો જોઈએ. જેમકે ધાવવાનું અને ખાવાનું સાથે આપવામાં આવતું હોય, તો દાંત ફુટે તેટલાં ઉપરનું ખાવાનું ઓછું કરી તેને ધાવનાં ઉપર રાખવું.

દાંત ફુટતી વેલા લોહીનો જે વધારે જોસ થાયછે, તે

નરમ રાખવા સારૂં ખુદરત પોતેજ બાલકને દરરોજ સરેસ તા કરતાં એકાદ બે વધારે પેટ લાવેછે. તે પેટ ઘણું કરીને લીલાસપર હોયછે. એવા વખતમાં તેને સંભાલીને ખોરાક આપવો એટલુંજ નહી, પણ તે બાલકને ધવાડનારે પણ સારો અને જલદી પચી શકે એવો ખોરાક ખાવાની સંભાલ રાખવી જોઇએ. દાંતની વખતે બચાંને રોજનાં તરણ કે ચાર પેટ આવે તાંહાંસુધી ફીકર જેવું નથી પણ તેને ખામખા ઘણા વધતાં પેટ આવવાં જોઇએ એવું કાંઇ નથી અને વધારે પેટ આવવા છતાં જે માતાઓ બાલકને દવા વગર નાખી મેલેછે, તેઓ ભુલ કરેછે. અગરજો બાલકનું પેટ કબજ હોયતો વીલાતી મીઠું અને સોનામખી અથવા એરંડીયાંનો નાહાનો જુલાબ આપવામાં અડચણ નથી; તેમજ વલી સેજસાજ પેટ આવતાંજ તેમને બંધ કરવાનાં છાલાપાલા પણ કરવા ઘટતા નથી.

લોહીનો જોસ નરમ પાડવા માટે બચાંનું માથું ઉંચાડું રાખવું, તેનાં બદનને પવન અથવા સરદી નહી લાગે તેમ ઘટતી સંભાલથી ઢાંકીને ખોલલી હવામાં તેને ફેરવવું, તેને લગાર ઢીલાં કપડાં પેહેરાવવાં, એવા એવા ઉપાયો ઘણો ફાયદો કરેછે. તેમજ વલી માંથા ઉપર લોહીનું જોસ થઇ આવે અથવા ઉપલીઉં ઇચ્મા ખેંચતાંણ થઇ આવે તો બચાંઓને માટે એક અકસીર ઉપાય જે ગરમ પાણીમાં બેસાડવાનો છે, તે ઉપાય કરવાને ભુલવું નહી જોઇએ. એ ઉપાય એક લખનારનાં કેહેવા મુજબ "માતાઓની આશા" છે. જાંહાં લોહીનો જમાવ થયો હોય તાંહાંથી તેને ચામડી તરફ ખેંચી લેવાને એ ઉપાય કીમતી છે, પણ તે કારગત લાગવા માટે પાણી ગરમ જોઇએ, તેમાં બાલકને નહવાડવું નહી પણ છાતી સુધી બે તરણ મીનીટ બેસાડવું જોઇએ અને તેને પવન નહી લાગે તેનો સંભાલ રાખવો જોઇએ. હરએક બચાંને દરરોજ એ પરમાંણે પાંણીમાં બેસાડવામાં મોટો ગુણ છે અને એ ચાલ આપણા લોકોમાં સારી રીતે ફેલાવો ઘટેછે.

પેઢા ઉપરનો અકરસાટ નરમ પાડવા માટે જેમ ખુદરત બાલકના મોહોમાં લબ વધારેછે, તેમજ તે બાલક મોહોમાં આંગળું દાબી રાખેછે. ખુદરતના આ ધડાની માતાઓ ફાયદા ભરેલી રીતે નકલ કરી શકે. તે બાલકના પેઢાની ઉપર આંગલીએ કરીને હલકે હાથે સેજ પસવારવાથી તે બાલકને કરાર વળેછે અને દાંત ફુટવાનું વધારે સવલ પડેછે. આંગળીયાં અને મોહોમા રાખવાની વીટીઓની એજ વખતે બચાંને ઘણી અગત પડેછે. પણ આંગલીયાં લાંબાં હોવાથી કોઇવાર બાલકના ગળામાં ખુંચેછે, તથા વીટીઓ સુમારી હોવાથી પેઢા બરાબર ઘસાતા નથી, એટલા માટે કાંનસની મીશાલની જરા ખરબચડી વીટીઓ વાપરવાની કેટલાકો ભલામણ કરેછે. પણ જો પેઢાથી બાલકને વધારે હલાકી પોહોંચતી હોયતો સઉથી સરસ ઉપાય તે પેઢાં ચીરાવાનો છે. પેઢા ચીરાવાને માંતાઓ ઘણો ખોટો વેહેમ રાખેછે, પણ તેથી બચાંના હકમાં નુકસાન થાયછે. ખુદરત દાંતને બાહાર કાહાડવા માંગેછે, પણ જારે શખત પેઢા દાંતને ફુટતાં અટકાવેછે તારે તે પેઢાને ચીરીને દાંતને રસતો કરી આપવાથી સઘળી હલાકી દુર થાયછે. પણ પેઢા ચીરવા તે છેક દાંત સુધી ચીરવા જોઇએ અને ચીરવા અગાઉ પેઢામાં આવીને અટકી રહેલો દાંત હાથ લગાડીને તપાસવો જોઇએ.

આ સઘળી સાધારણ અને સેહેલ માવજત ઘણીવાર દાંતને દુખ વનાના કરી નાખેછે. નબલાં બચાં અલખતાં વધારે હેરાંન રેહેવાં જોઇએ, પણ જો હેરાંનગતી વધતી હોયતો અમારી સલાહા એટલીજ છે કે પેહેલી જોગવાઇએ ડાકટરને બોલાવે.

---

## ઈસટીમર "ગરેટ ઈસટરણ."



આખી દુનીઆની આ મોટામાં મોટી આગબોટ જેનાં ઓચંબા ભરેલા હેવાલો આપણા કબીલાઓમાં ઉલટથી વંચાતા હતા અને સરવે જણ અજાએબીથી હેરત રેહેતાં હતાં, તે આગબોટ મુંબઇ ખાતે આવવાથી ઘણીક વાંચનારી બાંનુઓને તે નજરે જોવાનું બની આવયું હશે અને તે આગલાં બેઆંનોની સચાઇ બાબે તેમની ખાતેરી થઇ હશે. પણ વીદીઆ હોનરનાં આ મોજેજાની મુલાકાત લેવા વનાં બેનસીબ રહી ગયલાં અમારાં ઘણાંક વાંચનારાંઓ મંજી આ

વશે, તેઓની જાણને માટે એ ગંજાવર દરીઆઈ ડુંગરનું એક ચીતર અમે ઉપર આપ્યુંછે તથા થોડોક હેવાલ હેઠલ પરગટ કરીએ છઈએ.

મોટી દરીઆઇ સફરમાં થોડાં થોડાં માંણસોને લઈ જવા, ઘડીએ ઘડી કોલસાને માટે બંદરો કરવા અથવા એવીજ બીજી અડચણો પહેછે, તે મટી જાય અને એકજ હુમલે લાંબા પલટાપર ઘણાં માંણસો સફર કરી શકે એવું કોઈ બારકસ બનાવાનો વીચાર કેટલાક ઈંગરેજોનાં મનમાં ઘણું સુધી ઘોલાયા કરતો હતો. પણ એવું એક મોટું બારકસ બાંધવાની આગમચ મી૦ સકાટ રસલ નામના ઈજનેરે તથા બીજાઓએ ભરદરીઆનાં મોજાઓ ઉપર ૨૦૦૦૦ જુદા જુદા અખતરાઓ કરીને એવું શોધી કાહાડયું કે દરીયાની સપાટીપર દોડતું બારકસ એક જાતનો મોજો પેદા કરેછે જે દરીઆની ઉંડાઈનાં પરમાંણ પરમાંણે દોડેછે, અને તે મોજાની દોડ કરતાં જો બારકસની દોડ વધારે હોયતો વે બારકસ તે મોજાની ઉપર ને ઉપર સેહેલાઈથી ચાલયા કરેછે.

આ અખતરાઓનું છેવટ એમ આવયું કે સમુદરની હાલત પરમાંણે મોજાની લંબાઈ ૧૦૦ થી ૬૦૦ ફીટ સુધી ગણવામાં આવી, અને તેથી ૭૦૦ ફીટનું વાંહાણ કોઈબી વખતે સલામત ચાલી શકે એવો ઠરાવ થયો. એ ઉપરથી સને ૧૮૫૪ માં આ ઈસટીમર લીવરપુલ ખાતે બાંધવાની શરૂ થઈ અને ૧૮૫૮ નાં જાનેવારી મહીનામાં તે બંધાઈને પુરી થવાથી તેને સમુદર મધે ઉતારવામાં આવી. તેને પેહેલાં ઈંગલંડથી આસટરેલીઆં સુધી ઉતારૂ અને માલ લાવવા લઈજવાનાં વીચારથી બાંધી હતી, પણ પછવાડેથી તે ઈંગલંડ અને અમેરીકા વચે સફર કરવા લાગી, મગર તેમાં ભાગીદારોને એટલીતો ખોટ ગઈ કે તેને તેઓએ વેચી નાંખી, જે પછે સમુદરમાં વીજલીનાં તારનું દોરડું નાંખવાનાં કામ પાછળ રોકવાથી આજે તે ભાગીદારોને મોટું વીઆજ આપેછે અને તેનાં એ કામથી જેમ આગબોટને તેમજ દુનીયાંને લાભ થયોછે.

એ ઈસટીમર ૬૯૨ ફીટ લાંબી, પઈડાંથી પઈડાં સુધી ૧૧૮ ફીટ પોહોલી અને ૬૦ ફીટ ઉંચીછે. તેનું તલીઉં ૪૦ ફીટ પોહોલુંછે ને જારે ભરેલી હોયછે તારે એ આગબોટ ૩૦ ફીટ પાંણીમાં ડુબેછે અને ૩૦ ફીટ ઉપર રેહેછે. એ બારકસનાં ખોખાંમાં જડેલું લોહોડું ૭૦૦૦ ટન ઈઆને ૧૫૬૮૦૦૦૦ રતલ છે, અને સફર કરતી વેલાએ આખી આગબોટ સઘલો મલીને ૧૦૦૦૦ ટન અથવા ૨૨૪૦૦૦૦૦ રતલ બોજો લઈને ચાલેછે. તેને પાંણીમાં ઉતારતી વેલાજ એ આગબોટનો વજન ૨૦૦૦૦૦૦૦ રતલનો હતો. તેનાં તલીયાંમાં લોઢાંની ૩૦૦૦૦ પલેટ લાગીછે, અને તે પલેટો જડવા માટે ૨૦૦૦૦૦૦ થી વધારે ખીલા વાપરવામાં આવયાછે. તેને બાંધતાં ૧૦૦૦૦૦૦૦૦ રૂપીઆનો ખરચ થયોછે અને હવે તેની કીમત ૩૦૦૦૦૦૦૦ રૂપીઆની ગણવામાં આવેછે.

એ આગબોટને ચલાવા ઈસકોરૂ અને પઈડાં બેહુ રાખેલાંછે; તેમને ચલાવા માટે ૮ એનજીનો કામ કરેછે, અને એ એનજીનોને માટે ૧૦ બાઈલરો છે. એ બાઈલરોથી ધુમાડીયાં સુધી પીતલનાં ૪૦૦૦ નલાં છે અને તે દરએક નલ ૩ ઈંચ પોહોલો છે. એ દરએક બાઈલર પાંણીથી ભરેલું હોયછે તારે તેનો વજન ૧૦૦ ટન થાયછે. બાઈલરમાંથી એનજીનમાં બાફ લઈ જવાનો રાખેથી નલ ૪૫ ઈંચ જાડો છે. એનજીન માહેલો દરએક સીલીનડર ૩૪ ટન પીગલેલાં લોહોડાંમાંથી બનાવયોછે, અને ૭૪થી ૮૪ ઈંચ જાડોછે. એ આઠે એનજીન ૧૧૫૦૦ ઘોડાનું બલ ધરાવેછે. તેમાં ૫ ધુમાડીયાં છે.

આ આગબોટમાં કોલસાની વખાર મધે ૧૨૦૦૦ થી ૧૫૦૦૦ ટન કોલસો સમાયછે. તેનાં પઈડાં ૫૬ ફીટ પોહોલાં છે, અને તેમનો વજન ૧૮૫ ટનનો છે. તેનાં ૬ ડોલ છે, તે દરએક ૩૦ થી ૪૦ ટનનાં બોજાનાં છે, અને તેમાંનાં ૩ ડોલ લોહોડાંનાં છે. એ ડોલો ઉપર ૭૦૦૦ ચોરસવાર કંતાનના સઢ ચહડેછે. એ આગબોટનાં ૧૦ લંગડ ૨૫૦ ટનનાં બોજાનાં છે. તે લંગડ સાથ ૮૦૦ વાર સાંકલ છે અને તે સાંકલનું એકેક વલું જાડાઈમાં ૩ ઈંચ, અને વજણમાં ૭ રતલ છે. આગબોટમાં જુદા જુદા બુમબા અને બીજા સાંચા ચલાવા ૨૦ નાહાનાં એનજીનો રાખેલાંછે. આગબોટની સાથે ૨૦ બોટો છે, જેમાંની કેટલીક આગબોટ છે. તેનું મોટું દીવાનખાંનું પેહેલાં ૧૩૨ ફીટ લાંબુ હતું, હમણાં તે આસરે ૫૦ ફીટનુંછે, અને તેની ઉભરણી ૧૩ ફીટની છે. તેમાં કપતાન તથા બીજા માણસો મલીને ૪૦૦ આદમીઓ રેહેછે, તેમાં ૪૦૦૦ ઉતારૂઓને અથવા લશકર જાયતો ૧૦૦૦૦ માંણસોને લઈ જવાની જગા કીધેલી હતી અને ૫૦૦૦ ટન માલ ભરવાની જગા હતી.

આ સઘલા આંકડાઓ ગમે એવા મોટા અને અજાએબ જેવા છે, તોપણ વાંચનારી બાંનુઓનાં મગજમાં તેનાં પુરતો ખેઆલ આવી શકશે નહી. તોપણ વધારે ખેઆલ ઉતારવા સારૂં બીજી થોડીક વીગતો હીઆં આપવી ઘરેછે. એ આગબોટ લંબાઈમાં એક માઈલનાં ૮ માં ભાગ જેટલી છે, જો ધોબીતલાવ આગલ તેનો એક છેડો રાખવો હોયતો મરીન પલટણની લાઈન છોડીનેબી આગલ છેક કરાસવેર બીજો છેડો આવે એટલી લાંબીછે. તેનાં બીજા છેડાવેર ફરીને પાછા મેહેલે છેડે આવતાં ૦। માઈલ થાયછે. એટલી લાંબી આગબોટ હોવાથી તેમાં સંદેસા ચલાવા માટે તાર રાખ્યોછે. એક છેડેથી બીજો છેડો મુદલ દેખાતો નથી. નીચેથી જોતાં આગબોટ ડુંગર જેવી લાગેછે, ઉપરથી જોતાં નીચે સઘલું નાહાનું દેખાએછે, દુરથી જોતાં પાસેનાં વાંહાણો કરતાં તે મોટી કીલા જેવી લાગેછે. તેની પડોસમાં મોટાં મોટાં તરણ સેલનાં વેલાતી વાંહાણો બતેલા જેવાં લાગેછે.

આ આગબોટનું એકેક બાઈલર એક સાધારણ બંગલાનાં દીવાનખાંનાં જેવડુંછે. એકેક ધુમાડીયું ખાવાની નાહાની ટેબલ મંડાય એટલું પોહોલુંછે. આગબોટનું બબરચીખાંનું કોટમાંની માંણેકજી શેઠની વાડીનાં બબરચીખાંનાં જેટલું મોટુંછે, આગબોટની ઈસપીટાલ એક સાધારણ દવાખાના જેવડી છે. ફકત બીજા વરગનું જમવાનું દીવાનખાનું ૫૦૦ માંણસની ટેબલ મંડાય એટલું મોટું હતું, અને એ આગબોટનું શલુન પેહેલાં ટાઉનહાલનાં મોટાં દીવાનખાંના કરતાં વધારે લાંબું હતું, તેમાં "બાલ"

(નાચ) થતા હતા. હમણાં એ સલુન નાહાનું થયુંછે, તો પણ એક મેધીઅમ કદનાં દીવાનખાના જેવડું લાગેછે, અને તેને મખમલનાં કોચો, ટેબલો, પીઆનાંફોરટ, મોટા તખતા, રંગીન ચીતરો તથા જુમરોથી સણગારવામાં આવ્યું છે અને વાંચનારાઓને વીચારવાનું એટલુંજછે કે, જે પરજાએ આવડી મોટી આગબોટ બનાવીછે, તે ઇંગરેજ લોકો કેટલા મોટા, બલવાંન અને શુધરેલા હોવા જોઈએ!

## મીસર દેશનો થોડોક હેવાલ.

મીસર દેશ આફરીકાનાં ઉતરે કોસટા ઉપર પુરવ બાજુએ ઇઆંને યુરોપ અને એશીયાખંડો જાંહાં જોડાઈ જાયછે તે દસાએ આવેલું છે. તે ૫૨૦ માઇલ લાંબુ છે અને તેની પોહોલાંઇ જુદી જુદી જગાએ વધતી ઓછી છે. તેની વસતી આસરે ૩૦ લાખ માણસની છે, જેમાં ૨૭ લાખ મુસલમાંનો છે, અને બાકીનાં યાહુદી, સરકાસીઅન તથા યુરોપીઅનો છે. અસલી વખતથી જારે યુરોપીઅનો જંગલી હતા તારે મીસર દેશ ઘણું સુધરેલું, નામીચું અને વખણાયલું હતું. હાલ એ દેશ પડતી હાલતમાં આવયું છે તોપણ યુરોપની નજદીકમાં હોવાથી તેને આફરીકાનાં બીજાં બધાં દેશો કરતાં શુધારાનો સારો ચેપ લાગોછે.

મીસર દેશનો આકાર એક લાંબી, સાંકડી ખીણ જેવો છે, જેને બેવડા પાહાડોએ ઘેરી લીધીછે અને જેની વચેથી નાંમીચી નાઇલ નદી પસાર થાયછે. દુનીઆંની મોટી અને નાંમીચી નદીઓમાં એ નાઇલ નદી ઘણી અજાએબ જેવી છે. તેમાં દર વરસનાં જુન મહીનાથી મોટી રેલ આવવા માંડેછે, અને સપટેમબરમાં પાંચ છ દાહાડા સુધી પાંણી પુરતાં મહદેલાં રેહેવા પછે તે પાછાં ઓસરેછે. એ પરમાણે આજ ૩૦૦૦ વરસ થયાં નાઇલની રેલ દર વરસે જારી રહીછે અને એટલીતો બરાબર વખતસર આવેછે કે મીસરનાં સઘલા પાક અને મેહેસુલની ગણતરી તે ઉપર કરવામાં આવેછે.

એ નદીની બીજી ખુબી એ છે કે તેની રેલ જવા પછે આખાં દેશ ઉપર ઘણીજ ફળવંત મટોડીનું પડ બંધાયછે. તે મટોડી એટલી ફળવંત હોયછે ને પાક એટલો બધો ઉભાઈ જાયછે કે તેનું ફળવંતપણું ઓછું કરવા સારૂં તે મટોડી સાથ રેતી ભેળવી પડેછે. ડાકટર શાઆ કેહેછે કે એ મટોડીનાં પડથી મીસરની જમીન દર ૧૦૦ વરસે એક ફુટ ઉંચી થયિછે, અને છેલાં ૩૦૦૦ વરસમાં એ જમીન ૪૨ ફીટ ઉંચી થયલી ગણતરી કરવામાં આવીછે. પણ જમીન એટલી ઉંચી થવાની સાથે નદીનું તલીઉં બી ઉંચું થતું જાયછે અને તેથી રેલનાં પાણી દેશ પર ચઢી શકેછે, જેમ જો નહી હોતતો મીસર નાઇલ નદીથી ઉજડ આફરીકામાં ફળવંત બનયું છે તેને બદલે ઘણું ઉજડ થઈ પડત.

કેરો શેહેરની ઉતર દસા આગળથી નાઇલ નદી બે ભાગમાં વેહેંચાઇ જાયછે, તેની વચેનાં તરીકોનાકાર મુલકને "ડેલટા" કેહેછે. મીસરનાં મુલકને ફરતા પાહાડોએ બચાવી લીધોછે, જેમાંનાં ઉંચામાં ઉચા ૨૦૦૦ ફીટનાં છે. એ પાહાડોની વચેની મુખીઅ ખીણ તે છે કે જાંહાંથી સુએજ અને કેરો વચે આવજાવ કરતી ઉંટની વનજારનો રસતો કાહાડેલોછે. એ સઘલી જમીન રેતીની છે અને વસંત રૂતુમાં સીમુમ નાંમનો એક જાતનો ખરાબ પવણ ૫૦ દાહાડા સુધી ફુંકેછે તારે રેતી એટલીતો ઉડેછે કે મુસાફરી ઘણી ડીકટ થઇ પડેછે અને વનજારાઓને મોહોડું માથું સુધાં ટાંકીને મુસાફરી કરેછે. એજ વખતે તાવ અને પેટના મરજો ઘણો ફેલાવો પામેછે. મીસરનાં આ રેતીનાં જંગલોમાં એટલો પવણ ફુંકેછે કે કેટલીકવાર રેતીનાં ડુંગરો એક ઠેકાંણેથી ઉખડીને બીજે ઠેકાંણે બંધાયછે.

મીસરનું પાએતખત શેહેર કેરો છે. કેરોનો અરથ અરબી ભાશામાં ફતેહમંદ કરીને થાયછે. તે મુસલમાંન રાજયોમાં માતર ઇસટમબોલથીજ ઉતરતું છે. તે પાસાનું પાએતખત છે, અને તેમાં તરણ લાખ માણસની વસતી છે. તેમાં ૩૦૦ મસજીદો તથા બીજી પુરાતન ઇમારતો છે, જે મધેની કેટલીક ઘણી નાદર છે, અને એ શેહેર મધે નાઇલ નદીમાંથી મોટી નેહેર કાહાડીછે. એ શેહેરથી ૧૦ માઇલ ઉપર મીસર દેશનાં આખી દુનીયામાં વખનાયલા "પીરામીડ" ઇઆને ફતરનાં બાંધેલાં પડારોકા ડુંગરો છે. એ પીરાંમીડો ૬૦૦ ફુટ ઉંચા છે, અને નજદીક ૩૦૦૦ વરસ ઉપર બાંધેલા છે. એવા બધા મળીને ૪ પીરાંમીડ છે જે એકેકથી ૪ કલાકની મંજલે છે. યુનાંની લખનારાઓ કેહેછે કે

એ પીરોમીડો બાંધતાં ૨૦ વરસ સુધી ૧ લાખ આદમી લાગાં હતાં. એ પીરાંમીડો કબર તથા યાદગારી તરીકે બાંધયાછે, પણ તે કોણે બાંધયા હતા તે હજી અંધારામાં રહયુંછે. એ પીરાંમીડોની પાસે એક અડધાં સીંહને અડધાં માંણસનું માથું બાંધેલુંછે. એ પીરાંમીડોનું એક ચીતર ઉપર આપયુંછે.

કેરોથી ૧૧૨ માંઈલ દુર અલેકજાનડરીયાનું બંદર મીસરમાં તુમેંધીઅ સમુદરને કીનારે આવેલુંછે. એ શેહેર ઈસવીસન પુરવ ૩૩૨ માં સીકંદરે બંધાવયું હતું, જેથી તેનું નાંમ સીકંદરીયા રાખયુંછે. એ શેહેરમાં ૭૫૦૦૦ માંણુસની વસતી છે. પેહેલાં એ શેહેર આફરીકાનાં કીનારા ઉપર હતું, પણ હાલ તે કોસટાથી બાહાર "ફારોઆનાં ટાપુ" ઉપર વસયુંછે, જે ટાપુને એક નાંહાંની સંઈઓગી જુમી આફરીકાખંડ સાથ જોડેછે. જુનાં શેહેરમાં તેની આગલી જાહોજલાલીની ઘણી ઈધાંણીઓ છે, નવા શેહેરનો સઘલો દેખાવ એક યુરોપીઅન શેહેરને મળતો છે અને વેપારનું તે એક મુખીઅ બંદર થઈ પડયુંછે. એ શેહેરની પુરાંતન ઈમારતોમાં એક "કલીઓપેટરાની સોએ" નામની છે.

એ કલીઓપેટરા રંણીની યાદગારી માંટે બાધેલો સતંભ અથવા મીનારો છે. તે સોએનાં આકારનો છે, ૩૫ ફીટ લાંબો છે અને તેમાં ઉપર મીસર દેશનાં અસલી લેખો કોરેલાછે. એ મીનારા મહંમદઅલી પાસાએ ઈંગરેજ સરકારને ભેટ કીધા હતા, અને ૧૮૫૧ માં તેમને ઈંગલંડ લઈ જવાની ભાંજગડ ચાલી હતી, પણ એ મીનારા એ ટલાતો નાશ પાંમયા છે કે તેમને તાંહાં લઈ જવાનો વીચાર માંડી વાલયો હતો.

મીસર દેશમાં મુખીઅ વસતી મુસલમાંનોનીછે અને ઈસલાંમી રાજની સઘલી માંડી નીશાંનો તાંહાં જોવામાં આવેછે. ઓરત જાતને તાંહાં પદડામાં ગોલાંમગીરીની હાલતમાં રાખીછે. કેરો ખાતે પાશાનો જનાંનખાનો એક મોટી બરાખ જેવો છે અને જેમ બંદીવાંનો ઉપર ચોકી બેસે તેમ એ જનાંનખાનાંની મેહેલુબો ઉપર પેહેરો રાખેલોછે. જો કે હાલમાં નીશાળો, નાટકશાળાઓ, વેપાર, અને બીજી પરકારનો ઘણો સુધારો મીસર દેશમાં ચાલયોછે, તોપણ તાંહાંના લોકોની જંગલી રસમો હજી જારી રહીછે. મીસર દેશની એક ઓરતનું ચીતર હેઠલ આપયુંછે જે ઉપરથી જણાશે કે તે બીચારીઓને પોતાનું બદન સણગારવામાં વટીક કેટલી બંદી રાખીછે.



મીસર દેશ અસલી જમાનામાં ઘણી જાહોજલાલી ભોગવતું હતું. જે વખતે ઈરાંનનું રાજ મોટું હતું, તે વખતે મીસર ઘણું જાણીતું અને આબાદ હતું. ઈસવી સનની ૬૦૦ વરસ અગાઉ ઈરાંન્સ પાદશાહના અગાઉનાં કમબાઈસીસ પાદશાહાએ એ દેશ ઉપર ચડાઈ કરી તેને જીતી લીધું હતું અને વખતે વખત છુટું થવા છતાં એ દેશે ઈરાંનનાં ઘણા પારસી પાદશાહાઓની તાબેદારી કીધી હતી. ૨૪ સદીઓ સુધી એ દેશ પારકાં રાજયોને આધીન થતું આવયુંછે. ઈ૦ સ૦ પુ૦ ૩૩૨ માં સીકંદરે તેને જીતી લીધું હતું, જે પછે ઈ૦ સ૦ પુ૦ ૩૦ સુધી ટાલેમીનાં તાબામાં તેનું જુદું રાજ થયું હતું. ૭ મી સદીમાં તે ઉપર આરબો ચડી આવયા અને બે સદી સુધી ખલીફાએ તેને પોતાને સવાધીન રાખયું. ૧૬ મી સદીમાં તાંહાં ટરકીનું રાજ થયું, જે પછે ૧૭૯૮ માં તેને ફરેંચોએ જીતી લીધું. ૧૮૦૨ માં ઈંગરેજોએ લડાઈ કરી ફરેંચોને હાંકી કાહાડયા અને ટરકીનો અમલ પાછો ચાલુ થયો. હાલ જેઓ ઈજીપટમાં હાકમી ભોગવેછે તેમને પાશા કેહેછે. તેઓ પાદશાહનાં જેટલી સતા ચલાવેછે, પણ ટરકીને પોતાનાં વડા જેટલું માંન આપેછે. ૧૮૧૧ થી ૧૮૪૯ સુધી મહંમદઅલી ઘણો મોટો પાસા થઈ ગયોછે. હાલનો ઈસમાઅેલ પાસા પણ રાજને સુધારવા પાછલ ઘણી મેહેનત કરેછે. મીસર દેશનાં પાશાનું એક ચીતર હેઠલ આપી આ ટુક હેવાલ સમાપત કરીએછઈએ.



# કુકી કડકણી.

"અરે ખોદાના માઍ, લગારી મુકો ઘેરને બારને. ખમતાં ખમતાં ગળે ગાંઠ બંધાયા ને ઘેરતો માએ ખાખાવરખાંના હાલ ને કુતરીનો અવતાર આપીઓ. એ કંતું દુખ હોયતો તેનું રડીને રહીએ, પણ એકગમથી સુવાં બચાં કેહેજે કાચીને કાચી કરડી ખાંઉ, બીજીગમથી અબા ગીઓ વર એકકી વસતુને વાસતે બેજાર કરેચ, તરીજીગમ થી રાંડ સાસુ સાહેબી ચલાવા જાયમ, ચોથી ગમથી સતા આનાસ ગીઓ ચાકર ઘેરનો શેઠ થઇને ફરવા માંગેચ. 'ભુ ડાંને બસ પડેતો બધા ભવ રડે,' તે વાસતે ખોદાએ મોત આપેતો મરૂં ને આએ દુખની જંજાલમાંથી છુટું."

એ પરમાંણેનો બલાપો કેકોબાદ કેકવાળાની બાયડી કુકી કડકણી કરેતી હતી. કેકોબાદ કેકવાળો નેક અને અ સરાફ આંદમી હતો, પણ તે ગરીબી હાલતમાં હતો અ ને તેમાં વળી બચાં કચાંનો મોટો કચખાર તેને પાળવો પ ડતો હતો એટલે પોતાનો ગુજારો સોભાથી કરવાનું તેને ભા રી પડતું હતું, અને ઓછાં ભાડાંને સારૂ બકરાંસેરીના એ ક ખુણામાં રેહેતો હતો.

તેની બાયડી કુકીઆઇનો સવભાવ એટલો આકલો હ તો કે તે જરા જરામાં કંટાળી જતી હતી, ઘરમાંના દરએક જણ સાથ છીટાં છબતરાં સોધતી હતી અને તેથી તેનું ના મ પાર પહોશમાં કુકી કડકણી કરી રાખ્યું હતું. વળી બકરાંસેરીમાં લગાર ઉતરતી પદવીના લોકો સાથ રેહેવાથી તે વધારે કજીઆખોર થઇ હતી. તેને વર તરફનું કાંઇ દુ ખ નહી હતું, તે તેને સારી રીતે રાહાટતો, બજાર હાથ પુ રૂં પાડતો, ચાકરને ઘરમાં આગળને આગળ રાખતો, પોતાની માએને વટીક ધાકમાં રાખતો અને તોબી કુકી કડકણી દરએક આવતાં જતાંની આગલ ઉપલો બલાપો ક રતી હતી.

તે ઘરબારથી કંટાલી ગઇ હતી. સાસુ સાથ તેને પ રવડતું નહી હતું, એટલે તે પોતાનાં બીજા દીકરાને તાં હાં જઇ રહી હતી. તેના બચ્ચાં હમેશનાં રડતાં બ રતાં હતાં, તેઓ પોતપોતામાં મરાયા કરતાં, દાદર ઉ પરથી ટટી પડતાં, રાંધણીમાંને રાંધણામા ભરાઇ રેહેતાં, ખાવાનું ને ખાવાનુંજ માંગતાં, ભાણે ભાણે ઉભાં રહીને ભુક માંગતાં અને બચાંને સુવાં સીવાએ કુકી ગાલ નહી દેતી હતી. કુકીનાં ઘરમાં ચાકરબી ટકતા નહી હતા. દ ર મહીને બે ચાકર થતા, અધરીઆત કાંમ છોડીને ચાક રો નીકલી જતા અને ઘરનો શાખો પડવાથી બીજા ચાકરો જલદી મળી નહી આવેવાથી કુકીને માથે બધું કાંમ આવી પડતું હતું.

કુકીનાં જાતી ગુણ કાંઇ ખરાબ નહી હતા. તે દયા લુ હતી, તે જરા લગાર ભણેલીબી હતી અને તેની ગટો સુધરે એવી હતી. પણ તેને સુધારવાનો ઉપાય શું, એ વીચારમાં ને વીચારમાં કેકોબાદ કેકવાળો કરતો હતો તે દાદરપર પગ મેલતો કે કુકીનો કજીઆખોર કલકલાટ કાંને પડતો અને બીચારો ભારી પગલે બલેલો જલેલો ઘરમાં રેહે તો. તેને પસતાવો લાગતો કે કુકીનો સવભાવ સુધારવાપર પેહેલેથીજ ધેઆંન આપયું નહી, પેહેલેથી તે પોતાની બાય ડીને પડતી મેલી બીજા દોસતો સાથ બાહારજ રેહેતો હ તો, પણ જો પેહેલેથીજ ઘર પેઆરૂં કીધું હોત, બાયડીની સંગત વધારે સાચવી હોતતો તેની સાથે ને સાથે રેહેવાથી તેનાં ખવાશ જે જંગલી બની ગયા હતા તે ઘણાં સુધરત.

એક દાહાડે કુકીઆઇએ કારમાં ચહડીને બચાંને શ ખત માર મારયો, તેવામાં નેતર ચીરાઇ ગઇ અને તેના ફ ટકાથી બચાંની આંખ ઉપર મોટો ચીરો પડયો અને લોહી જવા લાગું. એ ઉપરથી કુકીઆઇની તરત સુધ આવી. તેણે ઘબરાઇને પોતાનાં વરને તેડાવી મંગાવયો. કેકોબાદે આવીને જોયું તો જખમમાં જોખમ કાંઇ નહી હતો, તોપ ણ તેણે વીચારયું કે તેને જે તક જોઇતી હતી તે હવે મ ળી આવી, વાસતે તેણે અમસથી ધાંધલ કરી મુકી. તેણે ખાખખા ઇંગરેજ ડાકટરને બોલાવી મંગાવયો અને બીચા રી કુકી કાંઇ ઇંગરેજી સમજતી નહી હતી, એટલે ડાકટરે કાંઇ કહયું નહી હતું, તોપણ કેકોબાદે ઉલટું સમજાવયું કે "હવેતો આંખ રદ થવાની ડાકટર ધાસતી આપેછ, એ ટલુંજ નહી પણ એ જખમમાંથી જો તેને તાવ ચહડશે તો બચાંનો જીવ જશે અને તેમ જો થયું તો ડાકટર પો લીસમાં રીપોરટ લખશે કે એક માએનાં શખત મારથી બ ચાંનો પરાંણ ગીઓ."

કેકોબાદની આ ડગાઇથી કુકીની ઉપર ધારેલી અસર થઇ. તેણીએ પેહેલાં તો સરેસતા મુજબ રડીને ગોધી આરૂં કરી મેળયું, પણ કેકોબાદે ધમકાવી કે જો તે ગડબ ડ કરશે તો બચાંના ઉપાય સુજ નહી પડશે અને ઓર ખ રાબી અટકવાને બદલે વધશે. એ ઉપરથી કુકીઆઇ મુગી રહી, પણ તેનો દીલો ભરેલો ને ભરેલો હતો. તે ગોસા માં આવીને ગમે એટલી ગરમ થઇને બચાંપર જુલમ ગુજા રતી, તોબી આખર કરે પણ તે માએ હતી, અને માતાનો પેઆર તથા બીજા સઘળા જુસા તેના મગજમાં હવે ઉપર વારૂ થઇ નીકલયા.

કેકોબાદ ઢોંગને સારૂં પોતાની આંખમાંથી પાંણી લાવીને કુકીના દુખમાં ગોયા સરીગત થયો ને તેણીને પસ વારવા લાગો. એ વખતે કુકીને ગોયા એક બીજો ઝટકો લાગો. કુકીએતો ધારયુંતું કે વર આવીને તેના ઉપર મો ટું તેહેલખું પાડશે, પણ તેને બદલે કુકીના વાંક છતાં કે કોબાદને પસવારવા અને પટાવતાં જોઇને તેના પર વધુ અ સેર થઇ અને ઘણીજ નરમ પડી ગઇ. તે બોલી કે "હું મુઇરે માએની થતી, મારી આંખ કાંએ નહી ફુટી ગઇ!"

કેકોબાદને હવે વચે પડવાની સારી તક મળી. તે બોલયો કે "કુકી તું હવે પસતાવો સાંનો કરેછ? બચું મર વાનું હશેતો મરશે તેમાં તું સાંનો એટલો બધો ઘબરાટ કરે, છ? બચું મરશે તેમાં તારૂં શું જવાનુંછે?

કુકી—ઓ વાએ, કેકોબાદ, એમ કાંએ બોલોચ. હું શું માએ નથી? તમારૂં બચું, મારૂં બચું નહી?

કેકોબાદ—પણ તારૂં બચું તુંને પીઆરૂં હતું તારે તેને હંમેસ મુવા ને મરી ગીઆં કરીને તું ગાળ કેમ દેય વારૂં? તું તો ચાહાતીતીજ કે બચું મરી જાય, ને હવે તા રી મરજી પરમાણે મરી જશે.

કુકી—ઓવારૂં રે કેકોબાદ, જાબા, તમે એમ શું બોલોચ ? "મા બાપની ગાલ ને ઘીની નાલ" વાસતે તે ગાળ કાંઈ લાગે નહી.

કેકોબાદ—ગાલ એ કાંઈજ નહી પણ કડુવાછે અને બીચારા આ બચાંનાં જનમથી તેવી કડુવા તેં કરોર વખત દીધી હશે. વળી તે બચાંને મરી જવાની કડુવા દીધી, એટલુંજ નહી પણ તે મરી જાય એવો તેને માર વટીક મારયો, તારે હવે તારી મરજીજ તેવીછે એમ શું કોઇ નહી સમજે !

હવે કુકીઆઈની ખાતરી થઈ કે બચાંને મારવામાંજ નહી, પણ ગાળ દેવામાં વટીક વાંક થયો તો ખરો. હવે તે અતીશ પસતાવો કરવા લાગી. તે કાલાવાલા કરવા લાગી કે "કાંઇબી કરીને હવે બચું જીવે તેમ કરો." તેણે કબુલાત આપી કે "ફરીથી હું બચાંને મારશ ઈચ્યા ગાલ દેવશ નહી."

પણ કેકોબાદને તો પકું કરીને કુકીને સુધારવીજ હતી, એટલે તે બોલયો કે "કુકી, એ તારી બધી બોલવાનીજ વાત છે. બચાંથી નહી તું સુખી થતી, કે નહી તારાથી બચું સુખી થતું, તારે હવે બેમાંથી તે કે તું છુટું પડવું જોઈએ. તું મરશે તે નહી પરવડશે, પણ બચું મરશે તે પરવડશે."

આ વાત સાંભળીને કુકીનો પીતો ઉછળી આવવા વગર રેહેજ નહી. તે માંનતું જેવાને વાસતે તો કેકોબાદે આ તાંણો મારયો હતો. હવે કુકીથી ખમાયું નહી, તેણે વળી પાછું મોટું ગોધીઆરૂં કરી મેલયું અને ગુસામાંને ગુસામાં પચીસ પચાસ ગાલ તેનાં મોહોમાંથી નીકલી આવી.

હીઆં કેકોબાદે ઠંડે પેટે ટાઉકો મેલયો કે—"જોયું ! ગાલ નહી દેવાની કબુલાત આપવાને હજુતો એક મીનીટબી નથી થઈ, તેટલાં એક મીનીટમાં તેં પચીસ ગાળ દીધી તો તે હીસાબે એક વરસમાં તો તું ૨૫ લાખ ગાળ દેશે ને તેમ ગણતાં બચું મરે એટલુંજ નહી, પણ હું, તું, ને આખું ગામ મરી જાય તોબી તેનો છેહો નહી આવશે."

કુકીની સુધ પાછી ઠેકાંણે આવી. તેણે ગાળ માંડી વાળી પણ હવે કંટાલીને બોલી કે "પણ હું શું કરૂં ? ગુસો લાગેછ તારે ગાલ નહી દેઉં ?"

કેકોબાદે જોયું કે હવે કંટાલાપરબી શીખામણ દેવાનો વખત આવયો. "ગોસો લાગેછ ! (હસીને) હા—હા—હા—બાઇનિ ગોસો લાગેછ. પણ કાંએ ? ગોસો કેવો લાગવાનો વારૂં ! જારેબી ગુસો આવે તો પાસે કુવોછે ? હું એમ નહી કેહેતો કે જઈને તમે તેમાં પડો. પણ જેવો કાર લાગે તેવાં જઈને એક હાંહો ભરી ઠંડું પાંણી કાહાડીને દીલપર રેડી ઠંડાં થાઓ."

કુકીનાં મીજાજ આગલ આ તાંણોબી તીખો હતો. પણ તેવામાં બુચો જે નેતરનાં જખમથી સુતેલો હતો, તેને આ ટીકાથી હસવું આવી ગયું અને તે ઉઠીને બેઠો, એટલે કુકીઆઈ ખુશીથી હસી પડયાં.

છોકરો ઘણો નાહાનો, પણ હોશીઆર હતો. તેને બાપે હસવાનું કારણ પુછયું તારે તે બોલયો કે "બાવા તમેં મામેને કેહેજે ગુસો આવે તારે કુવામાંથી પાણી કાહાડીને નાંહો, પણ આખો દાહાડો એવણને તો ગુસો લાગયા કરેછ તારે આખો દાહાડો નાહાયાબી કરે કે ?"

છોકરાને સાજો જોઇને કુકીને એટલી ખુશાલી ઉપજી કે તેણે જઈને કોટી કીધી અને પોતાની જીંદગીમાં પેહેલવેહેલી ખુશ મીજાજમાં આવી બોલી કે "મારી તરફથી મારો દીકરો પુછેછ, તેને, હવે જોઈએ જવાબ દેઓનીજી."

કેકોબાદને તો તેવુંજ જોઇતું હતું. જાણે કે દીકરા એજ ભુલ ભાંજી હોય તેમ તે બોલયો કે "હા, મારાબી ધેઆંનમાં એમ આવેછ કે નાહાવાનું તો નહી બનશે પણ એક બીજો સેહેલ ઉપાય બતાઉં, તે પરમાંણે કુકી જો તું ચાલે તો ખચીત તારા ગોસાનો ઉપાય થાય."

કુકીઆઇએ તે ઉપાય પરમાંણે ચાલવા કબુલ કીધું, તારે કેકોબાદે વાત આગલ ચલાવી. "હરએક દુખ કે દરદનું આપણે કારણ જાણીએ તો પછે તેનો ઉપાય કરવાનું સેહેલ છે. તેમ કુકી તું જાણેછ કે તારૂં કામ ખરાબ થાય છ, તે તારા ગુસાથી થાયછ, તો પછે ખરાબ કામ નહી થાય તેનો ઉપાય એકે ગુસે થવુંજ નહી."

કુકી—જો વાત નરમ ઘી જેવી ને સેહેલી ને સેહેલીજ બોલીયા. ગુસે થવુંજ નહી ! પણ ગુસો આવે તારે શું કરવું ? બચાં કનટાલો હાલ આપે તારે વળી ગુસો નહી આવે !

કેકોબાદ—પણ કંટાલી જવું એબી આપણા હાથમાં છે. ચીરડાઉ ને મીજાજી સવભાવ કોઇબી ચીજથી જલદી ને જરા જરામાં કંટાલી જાયછ અને તેને જલદી ગુસો લાગી આવેછ, પણ નરમ, ધીરો, ઠંડો સવભાવ રાખો અને પછે તેમ થશે નહી.

કુકી—બોલતી ઓવારૂં, કેકોબાદ, નરમ ને ધીરો સવભાવ તમે રાખી દેખાડો તો માલમ પડે. તમોને મારી કાંની છોકરાની ચાકરી કરવી પડે, ચાકર નફર તમારૂં પાકવીને પલીતન કરે, ઘેરનો જંજાલ જરા નજરે જોવો તારે ખાતરી થાય કે નરમ સવભાવ તે કેમ રખાય.

કેકોબાદ—પણ કુકી, આખી દુનીઆમાં એકલી તુંજ ઘર ધણીઆંની નથી. બીજીબી ઘર ધણીઆંનીઓ છે. આ બકરાંસેરીમાં ઘણીખરી તારા જેવી વહડકણી હોશેતો શું થયું ? પણ તું મારી સાથે આવેતો હું તુંને બીજી બાઈઓ દેખાડું કે જે ગુસો શું તે કોઈ દાહાડે જાણે જાણતીજ નથી. તેઓનાંબી બચાં છે, ને વળી તારા કરતાં વધારે છે; તેઓબી ઘરબાર ચલાવેછ, ને વળી તારા કરતાં મોટાં ઘરબાર ચલાવેછ. અંગરેજ સ્ત્રીઓને તેં કોઇ દાહાડે લડતાં, વહડતાં જોઇછ ? નહી—તારે શું તેણીઓને ખોદાતાલાએ આપણાથી કાંઈ જુદી માટીનાં બનાવયાંછ ? કાંઇજ નહી—ખરૂં માન, મારી કુકી, કે ગુસે થવું નહી થવું એ બધું આપણા હાથમાં છે, ને બીચારાં બચાંને કે ચાકર નફરને કે ઘરખારને બદનામ કરવું એ લાએક નથી.

આ સરવે તકરારનો બીચારી કુકીથી જવાબ શું અપાય ? તેની પાસે એકનો એકજ જવાબ હતો—"કે તમે પોતે તપાસી જોવો કે ગુસે થવાયછ કે નહી."

પછેતો આ વીદવાંન ઓલમાંને દેશી ભાશાઓના ભા
શનોનો શોખ સમપુરન જીગનાશા પરમાંણે પુરો પાડવાને
બની.આવયું. તેણે આવતાંનેવાર કલકતામાં "રાએલ એ
શાઆટીક સોસાઈટી" ઉભી કીધી અને પછે દેશી ભાશા
ઓને લગતી તરેહવાર બાબતો ઉપર વરસો વરસ રસાલાઓ
લખવાનું જારી કીધું. એ સઘલી મેહેનતથી તેની આંખો
જાંખી થઈ અને તે આજારી પડયો, તેથી જારે તેને ડાકટ
રોએ હવા ફેરબદલ કરી આશાએશ લેવાની ભલાંમણ કીધી
તારે વળી હીંદુસતાંનનાં દેવે દેવીઓની કથાઓનો બીજાં
દેશોની કથાઓ સાથ મુકાબલો કરી તેણે એક નાંદર પુસતક
માંદગીની આસાએસ લેતાં લેતાં લખ્યું. તારપછે વળી મ
હમદીઆંન અને હીંદુ ધારાનું એક પુસતક બનાવામાં તે
પોતાની જીંદગી સુધી રોકાયલો રહયો, તે તેનાં મૌત પછે પુ
રૂં કરવામાં આવયું. એ તેની મેહેનત જારી હતી તેટલાં
તેણે હીંદુસતાંનનાં માહાકવી કાલીદાસનાં "શકુંતલ" નામ
નાં સંસકરીત નાંટકનો તરજુમો યુરોપમાં છપાવી એ નાં
મીચા કવીને તાંહાં આશકારા કીધો. તેમજ વળી આપણાં
દેશનાં નાંમીચા નેઆએ શાસ્ત્રી મનુનાં માહાભારત પુસતક
નો પણ તરજુમો સર વીલીઅમ જોનસે છપાવયો. શાહા
નામાં ઉપરથી રૂસતમ અને સોહોરાબનાં દાસતાંનને પણ તે
ણે નાટકનાં આકારમાં લખવા માંડયું હતું, મગર મોહોતે તેને
યારી આપી નહી અને તેનું એ કાંમબી અધુરૂં રહયું હતું.

તા૦ ૧૭ મી એપરેલ ૧૭૯૪ ને દીને ૪૮ વરસની
ઉમરમાં સર વીલીઅમ જોનસ પોતાનાં વતનથી દુર આ
પરદેશમાં કલકતા ખાતે મરણ પામયો. તેણે હીંદુસતાંનમાં
નેઆએધીસનો હોદો ઘણી વાખ્વાખીથી બજાવયો અને
વળી હીંદુસતાંનનાં એલમ હોનરોનો આવડો મોટો અભી
આસ રાખયો, તે ઉપરાંત રાજદુવારી સુધારાઓમાં પણ તેણે
ઘણો ભાગ લીધો હતો. આ દેશમાં આવનારા નેઆએ
ધીસોએ દેશીઓની ભાસા જાણવી જોઈએ એવું તેનું મત
હતું અને પોતાને તે ભાશાઓ આવડવાથી ઈનસાફનુ કામ
તેણે વધારે સેહેલ થયલું જણાવયું હતું. વળી દેશીઓને
જુરીના ઈનસાફનો લાભ આપવાની તેણે ઈંગરેજોની સાંમે
નાદર હીમાએત કીધી હતી. પણ તેણે દેશીઓની બજાવે
લી સઉથી સરસ સેવા આપણાં દેશનાં એલમ હોનરોનાં
ભાગમાં હતી. તેણે આપણાં દેશનાં એલમની તથા હોન
રોની ઘણી તારીફો છપાવી અને તે આજસુધી આપણાં બ
ચાવમાં ટાંકવામાં આવેછે, અને તેનો ઉપલો ટુક હેવાલ વાં
ચવા પછે વાંચનારી બાંનુઓ કહી શકશે કે સર વીલીઅમ
જોનસની ઉપલી તસવીર ઉપર એક બંગાલી બાબુને ગંભી
રાઈથી પેઆર કરતો ચીતારયોછે, તે ઘણું ઘટારત છે.

## ઈરાંનના અસલી પાદશાહાઓની નશીએતો.

સાઈરસ પાદશાહા, જેણે ઈરાંનના મોટાં હખાંમનીશ
રાજનો પાયો નાખયો હતો અને જેની થોડીક નશીએતો
ગયા અંકમાં આપણે વાંચીછે, તેને વીશે કેહેછે કે આદમ
જાત ઉપર દયા અને માફી બખશવાની તે હમેશ શીખામ
ણ દેતો હતો અને જારે તેને તક મળતી તારે તે પોતે તે
વીશેનો દાખલો આંપતો હતો. એક ગુનેહગાર પોતાના
વાંકનો પુર પસતાવો કરેતો તે ઘણો રાજી થતો હતો અને
પછે તેથી એ પાદશાહા ઉપર એટલી અસર થતી કે ખુશીથી
તે ગુનેહગારને માફી બખશતો હતો.

લીડીઆનો નામીઓ પાદશાહા કરીસસ સાઈરસના
એવાજ બોધને લીધે આતસની ચેહની સજામાંથી છુટકારો
પાંમયો હતો. તેણે પોતાના બંનેવી એસતાએજીસ તે સા
ઈરસના મમાવાનું વેર લેવા સારૂં ઈરાંનપર ચઢાઈ કીધી.
એસતાએજીસે સાઈરસ વીશે શપનો જોયો કે તે તેને ગાદી
એથી ઉઠાડશે, અને એટલા વાસતે જેમ કેખુશરો પાદશાહા
ને બચપણમાં મારી નાખવા સારૂં તેના મમાવા અફરાશી
આબે તેને પીરાંનવેશેને હવાલે કીધો હતો, તેમ સાઈરસને
મારી નાખવા સારૂં એસતાએજીસે પોતાના વજીર હારપેગસ
ને હોકમ કીધો હતો. પણ પીરાંનની મીશાલે હારપેગસ
ની દયાથી સાઈરસ બચયો હતો અને પછે પોતાના મમાવા
ને ગાદીએથી ઉઠાડી પોતે ઈરાંનનો પાદશાહા થયો હતો.

કરીસસ એસતાએજીસનો બંનેવી હતો, તેથી ઉપર
મુજબ તેનું વેર લેવાને ઈરાંનપર ચઢી આવયો. તેણે સાઈ
રસની સાથે કેપેદોશીઆ નામના ઈરાંનને તાબેના પરાંતમાં
લડાઈ ચલાવી, અને તે તાંહાંથી સારદીસ નીકલી જઈ ન
વાં લશકરની વેતરણ કરતો હતો તેવામાં સાઈરસે તેની દુમ
બાલે જઈ તેને કેદ પકડીયો, અને પછે તેને આતસમાં બા
લી નાખવાનો હુકમ કીધો. એટલા વાસતે આતસની ચેહે
સલગાવી તેને તેમાં ઉભો કીધો, અને છેક છેલી ઘડીએ
"સૌલન, સોલન, સોલન" એવા બોલો કરીસસના મોહો
માંથી નીકલયા. સોલન તે આઠનસ દેશનો એક નામીઓ
ફીલસુફ હતો. તેને યાદ કરવાનો સબબ શું તે સાઈરસે પુ
છયું, તારે કરીસસે તેને હેઠલ ટાંકેલો હેવાલ કહી સંભળાવયો.

લીડીયામાં કરીસસનું રાજ મોટું અને દબદબા ભરે
લું હતું અને તેનો દબદબો જોવા સારૂં બાહારના લોકો
સારદીસમાં આવતા હતા. એ મુજબ સોલન પણ એકવાર
તેના મેહેલમાં આવયો હતો અને કરીસસને ફીલસુફો સાથ
વાત કરવાનો ઘણો શોખ હોવાથી તેણે સોલન સાથ વાત
ચલાવી. વાત ચલાવતાં કરીસસે તેને પુછયું કે "તારા અ
નુભવમાં દુનીઆંમાં સઉથી સુખી માંણસ તેં કોણને જોયો
છે" ? કરીસસ ધારતો હતો કે સોલન મારી વખાંણ કરવા
સારૂં મને સઉથી સુખી કેહેશે. પણ સોલનેતો આથનસ
ના તેલસ નામના એક ગરીબ શખસનું નામ કહયું અને
જારે પાદશાહાએ તેનું કારણ પુછયું તારે કહયું કે તેણે પો
તાની તરણ પેહેડીની ઓલાદ નજરે જોઈ હતી અને તો
પણ બાહાદુરીથી દેસનો બચાવ કરતાં તે મરણ પાંમયો.
સોલનને મોહોડે પોતાને સુખી કેહેવાડવાને કરીસસ ખંતી
હતો, માટે તેણે ફરીથી પુછયું કે "તેલસ પછે બીજો સુખી
તું કોણને ધારેછે ?" આ વખતેબી સોલને પાદશાહાનું
નામ દીધું નહી, પણ આરગોસ શેહેરના બે ભાઈઓના ના
મ દીધાં, જેઓ એક વખત બલદ નહી મળવાથી પોતે બ
લદની જગોએ ગાડીમાં જોતરાયા અને પછે પોતાની માંને

પાંચ માઈલ દુર એક નેઆતના જમનમાં જમાડી લાવયા હતા. હવે કરીસસની ધીરજ રહી નહી, માટે તેણે સોલનને મોહોડે ચહડીને પુછ્યું કે "શું હું સુખી નથી"? પણ સોલને સાફ ના પાડયું ને કહયું કે "તું સુખથી મરણ પાંમે તાંહાંસુધી હું તને ખરો સુખી ગણું નહી." સોલનની આ શીખામણથી કરીસસનો મીજાજ ગયો અને તે ફીલસુફને તેણે ઘણું અપમાન આપયું, પણ જારે હવે એજ પાદશાહા એક આતસની ચેહેમાં ગુનેહગાર તરીકે બલી મરવા ઉભો તારે તેને સોલનની શીખામણ યાદ આવી અને તેથી તેનું નામ બોલી ઉઠયો.

કરીસસે એ પરમાંણે પોતાની ચાલનો પુર પસતાવો કીધો, અને સાઈરસ પાદશાહા પસચાતાપને એટલો વજન આપતો હતો કે કરીસસ જેવા પોતાના કટતા દુશમન ઉપર પણ તે ખુશી થયો, તેને તેની તકસીર માફ કીધી, તેને આતસની ચીતા ઉપરથી ઉતરવા ફરમાવયું અને પછે તેને પોતાના દોસત તરીકે પોતાની સાથે રાખયો. તેણે કરીસસને સાફ કહયું કે "તું માફ માંગેછે, તારી ભુલ જોયછે એટલે મને હવે ધીરજછે."

---

## પરૂથવીની નાહાની બેહેનો.



જેને જોતીશી ગરેહ કેહેછે, તે સઘલા આપણી દુનીઆની મીસાલે સુરજની આસપાસ ફરતી બીજી દુનીઆંઓ છે, એમ જે માંનવામાં આવેછે તેનાં કારણો ગયા અંકમાં આપણે તપાસયાંછે અને તેથી એ ગરેહઓને આપણે પરૂથવીની બેહેનો કરી અલંકાર રૂપે નાંમ આપયુંછે. એ ગરેહયો અંદરની મીશાલે કદમાં વધતા ઓછા દેખાયછે, તેથી તેઓની બીજા સેતારાઓથી કેવી પીછાંણ થાયછે તેપણ આપણે તપાસયુંછે અને એ વીશેની થોડીક સમજ ઉપર મુકેલાં ચીતરથી પડેછે, જેમાં દુરબીનના એક દેખાવ જવે સનીશચરને પોતાની રોશન વીટી સુધાં પરકાશતો પાડયોછે અને દુનીઆંની એક બીજી બેહેન બરેસપતી અરધા અંદરની મીશાળે દેખાયછે. એ સરવે ગરેહઓ સુરજની આ [illegible] થવા બાદ હવે એ દરએક ગરેહને એક પછે એક લઈને તેમની ટુંક તપાસ કરી જઈએ.

સુરીઅમંડળમાં સઉથી પેહેલો ગરેહ ઘણુંસુધી બુધ (મરકીયુરી) નો ગણાતો હતો, પણ સને ૧૮૫૯ માં એક ફરેંચ જોતીશે સુરજ આગળથી એક કાળો ગોળો પસાર થયલો જોયો, જે તેણે એક નવો ગરેહ વીચારયો. એ બાબે જોતીશીએ વધારે તપાસ કરવા પછે તેનું નાંમ "વલકન" કરી રાખવામાં આવયુંછે અને જો કે હજી પકી ખાતરી થઈ નથી, તોપણ એવું ધારવામાં આવેછે કે એ ગરેહ સુરજથી ૧૪૦૦૦૦૦૦ માઈલ દુર છે અને તે ૨૦ દાહાડે સુરજની આસપાસ ફરી રેહેછે. ૧૮૬૦ માં ધરતી અને સુરજ વચે એક કાળા ધાબાંની મીશાળે તેને ફરી જવાની વકી હતી અને દુનીઆનાં જુદા જુદા ભાગો ઉપર જોતીશો તેને જોવા મંડયા હતા, પણ તેઓની વકી પાર પડી નહી હતી અને બુધનીબી પેહેલાં સુરજ તરફ એકુ ગરેહ ફરેછે કે નહી તે ચોકસ સાબેત થયુ નહી હતું.

એટલા માંટે "વલકન" ને પડતો મેળી પેહેલાં બુધને પકડીએતો એ ગરેહ સુરજથી ૩૭૦૦૦૦૦૦ માઈલ દુર છે. અને ૮૮ દાહાડે સુરજની આસપાસ ફરી રેહેછે. મંગલ (મારસ) થી બરેસપતી (જુપીટર) ની વચે જે નાહાનાં નાહાનાં ૧૦૦ ગરેહઓની શોધ થઈછે, તે શોધની આગમન આ બુધનો ગરેહ સઉથી નાહાનો ગણાતો હતો અને આ જેબી સરવે જાંણીતા ગરેહઓમાં તે સરવેથી નાહાંનો છે. તેનો વીઆસ અથવા તેની વધતાંમાં વધતી પોહોલાઈ ૩૦૮૪ માઈલની છે, અને દીવસ તથા રાત થવા માંટે પોતાની ધરી ઉપર ફરતો રેહેછે, તે ફેરાવો ૨૪ કલાક અને ૫ મીનીટમાં પુરો કરેછે એવી ગણતરી કરવામાં આવીછે. સુરજની નજદીક હોવાથી એ ગરેહ સાદી આંખે કદાચજ દેખાયછે અને તેબી સુરજ ઉગવા અગાઉ અથવા અસત પાંમવા પછે થોડોજવાર તે દેખાઈને અસત પામેછે. ધરતીપરથી સુરીઅ આપણને જેટલો દેખાયછે, તેથી તરણ ઘણો મોટો તે બુધનાં ગરેહ ઉપરથી દેખાવો જોઈએ અને હીઆંનાં કરતાં તાંહાં સાતઘણી વધારે રોશની અને ગરમી પોંહોંચવી જોઈએ એવી ગણતરી કરવામાં આવીછે. એ ગરેહ ઉપર પાહાડો માલમ પડેછે, જેમાંનાં કોઈ ૧૧ માઈલ ઉંચા ધારવામાં આવયાછે. એ ગરેહનું કદ આપણી પરૂથવીનાં ૧૯ માં ભાગ જેટલું ગણવામાં આવયુંછે.

એ પછે અનુકરમમાં બીજો સુકર (વીનસ) નો ગરેહ આવેછે, જે સઉથી ચલકતો અને શુંદર છે. તે સુરજથી ૬૯૦૦૦૦૦૦ માઈલ દુર છે, ૨૨૫ દીવસમાં સુરજની આસપાસ ફરી રેહેછે, અને તેની પોહોલાઈ ૭૮૯૪ માઈલની છે, ઇઆને તેનું કદ નજદીક પરૂથવીનાં કદ જેટલું છે. પોતાના ધરી ઉપર તે ૨૩ કલાક અને ૨૧ મીનીટમાં ફરી રેહેછે. સુરજ અને ધરતીની વચે કોઈવાર બરાબર સરખી રીતે આવી જવાથી એ ગરેહ સુરજની ઉપરથી એક કાળાં ધાબાની મીશાલે પસાર થઈ જાયછે. બીજા ગરેહઓની મીશાળે તે સુરજની રોશણીથી પરકાશેછે અને ધરતી તથા સુરજની વચે હોય તે વેળા તેનો રોશનીવાળો અરધો ભાગ સુ [illegible]

હોવાથી આપણુ ધરતી ઉપરનાં વસનારાંઓને તે એક ધાબાં ની મીશાલે ચાલી જતો દેખાય તેમાં નવાઈ નથી. બુધનો ગરેહ પણ કેટલીકવાર એવોજ દેખાવ આપેછે અને સને ૧૭૬૯ માં નામીચા મુસાફર કુકે દખણુ ભાગનાં દરીઆવ માં જે મોટી મુસાફરી માથે લીધી હતી, તેની મુલ મતલબ એ હતી કે સુકરનો ગરેહ એ પરમાણે સુરજ આગળથી પસાર થઈ જતો તાંહાંથી દેખાવાનો હતો.



અગર જો ઉપલાં ચીતરમાં બતાવા મુજબ વચોવચમાં એક બતી રાખીને તેની આસપાસ એક ચકરાવામાં એક ગોલ દડાને ફેરવીએતો તરત આપણુને માલમ પડશે કે જારે તે દડો રોશની અને આપણી પોતાની વચે આવશે તારે તે કાળો દેખાશે, કેમકે તે દડાનો રોશન ભાગ આપણી તરફ નહી પણ રોશણીની તરફ છે, પણ જો તે દડાને રોશણીની પેલી બાજુએ લઈ ગયા હોયતો આપણી અને દડાની વચે રોશની આવશે અને તેનો રોશણ ભાગ આખો આપણી સાંમે હોવાથી આપણુને દેખાશે. આપણી દુનીઆની બેહેનો બુધ અને સુકર ચોકસ વખતે કાળાં ધાબાં સરીખો દેખાય છે તેની મુખીઅ સમજ પણ આવીજ રીતે મળી આવેછે.

ઉપલા બે ગરેહઓની પછે જે તરીજો ગરેહ સુરજની આસપાસ ફરેછે તે આપણી દુનીઆ છે, માંટે હીઆં આવીને આપણે અટકવું ધારેછે. એ ગોળા પરુથવીની નાહાની બેહેનોનો હેવાલ થયો. દુનીઆ પછેનાં બીજા ગરેહઓ વધારે મોટા અને અજાએબ જેવા છે, તેમની તપાસ બીજા અંકોમાં કરીશું.

---

## નેપલસની જોન.

જોન આફ આરક નામની એક જવાંન ઓરતની બહાદુરી અને હીમતથી વાંચનારાંઓ વાકેફ છે. પણ અજે જે એક જોન નામની બીજી સ્ત્રીનો હેવાલ આપીએ છઈએ, તે એ પેહેલી જોન કરતાં જુદાંજ કામો સારૂં વખનાયલીછે. એક સાએરે કહેલુંછે, કે જેને માંથે તાજ હોય તે હંમેશાં દુખી અને બેચેન રેહેછે. એ નશીએતનો બનેલો દાખલો તે નેપલસવાલી જોનનો છે.

જોન, નેપલસનાં પાદશાહા રાબરટની દીકરી હતી અને સન ૧૩૪૩ માં પોતાની ગાદીએ આવી હતી. તે વખતે તેની ઉમર માતર ૧૬ વરસની હતી અને તે જેમ જવાંન તેમજ ખુબસુરત અને ઘણી ચંચલ તથા પુરવીણ હતી. તે ગાદીએ બેઠા અગાઉ હંગરીના પોતાના પીતરાઈ એનડરીસ સાથે પરણી હતી, પણ એકેકથી ઉલટા સવભાવ અને ઉલટા ખવાશથી તેઓ વચે ઘણો અનબનાવ ચાલતો હતો અને આ પાદશાહી જોડું સુખથી પોતાનો વખત ગુજારવાને અશકત હતુ. જોનનો બાપ વશીએત કરીને સઘલું રાજ એકલી જોનને આપી ગયો હતો, પણ આંનડરીસ તે રાજમાં ભાગ માંગતો હતો. એનડરીસનો આ દાવો જેટલો કડણ હતો, તેટલીજ કડણાઈથી તેણે એ દાવો અમલમાં લાવવા માગયો હતો. તે જોનનાં મેહેલમાં સરવેપર વડાપણું ચલાવા લાગો, મોટા મોટા અમીર ઉમરાવોને તે તુછકારવા લાગો અને તેમને પોતાની ધાક તથા તાબામાં રાખવા લાગો. પોતાની આસપાસ ખીદમત કરવા સારૂં તેણે નેપલસનાં સવારોને રદ કરી હંગરીનાં "ગારડસ" ને બોલાવયા અને તેથી નેપલસનાં લશકરને પણ ઘણી રીસ ચટી.

એનડરીસનાં ઉધાં ભાએગે તેને જે આ દાવો કરવાનું સુજ પડયું તેથી જોનનાં સુખમાં ખતરો પડયો અને તેનાં મોહોબતનાં મધમાં દુશમનીનું જેહેર ભેલાયું. જોન એનડરીસનાં એ દાવાની સાંમે થઈ, પણ તેનો આ કમબખત માંટી સમજયો નહી અને તેથી જોન પોતાનો નેપલસનો મેહેલ છોડીને પોતાની દરબાર સાથે એવરસા નામના શેહેરમાં જઈ રહી. એ બનાવ બનયા પછે તરતજ નેપલસમાં એનડરીસનું ભય ભરેલી રીતે ખુન થયું. રાતને વખતે કેટલાક ઉમરાવો ઉચાઉચ તેનાં ઓરડામાં દાખલ થયા અને તેને બીછાનાં ઉપરથી સુતેલો ઉંચકીને ગુંગલાવી મારી નાખયો તથા મેહેલની બારીએથી તેને નીચે ઉંડી ખાહીમાં ફેંકી દીધો.

આ બનાવથી આખાં શેહેરમાં મોટો ઘોંગાટ ઉઠી રહયો અને તુરત એવી વાત ફેલાઈ કે જોને જાણીબુજીને પોતાનાં ભરતારનું ખુન કરાવયું. જોન તરત પોતાના મેહેલ તરફ પાછી ફરી, તેણે પોતાનાં ધણીનાં મોત ઉપર ઘણીક માહેતમ કીધી, એટલુંજ નહી પણ તેની લાસને પાછી મેલવી અને તેનું ખુન કરવાનો જેઓએ સંપ કરયો હતો તેઓને જોને પકડી કાહાડયા અને એ ખુનીઓને પકડતાં ઘણું ઘાતકીપણું વાપરયું. ઘણા તાલેવંત અને ગરીબ લોકોને જાંન અનજાન મારી નખાવયા તથા પોતાનાં વરનું વેર લેવાને તેણીએ ભારી કોશેશ કીધી. એટલું છતાં પણ લોકોનાં મનમાં શક રહી ગયો કે એનડરીસની સાંમેનાં સંપની તેને ખબર હતી અને તેણીએ જાંણીબુજીને છુપાવી રાખી હતી.

આંવું જોઈને જોન પોપનાં મુખીઅ રેહેઠાંણ આવીગનન ખાતે ગઈ અને તે મોટા ધરમગુરૂનાં પગ આગલ રડી પડીને પોતાનું નીરદોશપણું જાહેર કીધું તથા તેની સોડે ઈનસાફ માંગયો. તે વખતે પોપ ઈઆને વડા પાદરીની સતા ઘણી ચાલતી હતી. તેઓ પોતાનાં દેશમાં પાદશાહી ચલાવતાં, એટલુંજ નહી, પણ પારકા દેશનાં રાજાઓ તેઓને ખોદા તરીકે ગણતા અને તેઓની તાબેદારી તથા ગોલામગીરી કરતા, તે હીઆં સુધી કે પાદશાહાની ખાંધ ઉપર પગ મેળીને તેઓ ઘોડાપર ચહતા હતા. તે પોપની આગલ જોનને એક બંદીવાન ગુનેહગાર તરીકે ઉભી કરવામાં આવી અને તેની તપાસ થઈ. તપાસ કીધા પછે, પોપે તેને નીરદોસ ઠરાવીને છોડી મેલી, પણ પરજા મતને એ ઈનસાફ ઉપરખી વીસવાસ આવયો નહી.



નેપલ્સની જોન.

એનડરીસનાં મુવા પછે જોને તેજ વરસમાં શાહાજાદા લુઈ નામનાં એક બીજા એશી સાથ લગન કીધાં. પણ જોન આ બીજા ભરતાર સાથ સુખમાં રહી શકી નહી. હુંગરીનો રાજો એનડરીસનાં ખુનનું વેર લેવા સારૂં જોનની સાંમે ચટી આવયો, તેનું લશકર નેપલસ શેહેરમાં દાખલ થયું, જોનનું લશકર હારી ગયું અને જોનને પોતાને નાહાસવાની ફરજ પડી. એક શેહેરમાં થોડાક માસ ગુજરયા નહી એટલામાં એક મોટી મરકી ચાલવાને લીધે હુંગરીનો રાજો નેપલસનું રાજ છોડી ગયો, અને તે વાત સાંભલતાંજ જોન પાછી પોતાનાં પાએતખત ખાતે આવી, જંહાં સન ૧૩૫૧ માં તેણીને તેનાં ભરતાર સાથે નેપલસનું તાજ પાણું પેહેરાવાની કીરીયા થઈ. થોડાક વરસ સુલેહ સંપજથી રાજ ચલાવયા પછે, સન ૧૩૬૨ માં જોનનો બીજો ભરતાર મરણ પાંમયો.

તેનાં મરણ પછે જોને ભુમધીઅ સમુદરમાં મેજારકાનાં ટાપુ ખાતેનાં શાહાજાદા સાથ લગન કીધાં. થોડા વરસમાં એ તરીજો ભરતાર મરણ પાંમયો તારે જોને બરનસવીકનાં ડીયુક ઓહોને ચોથા ભરતાર તરીકે લીધો. પણ આટલા બધા ભરતારો થવા છતાં જોનને એક પણ ફરજંદની બખશેશ થઈ નહી, તે ઉપરથી જોને પોતાની એક ભતરીજીને પરણાવી તેનાં ખાવંદ ચારલસ (લે ડુરાજોનાં ડયુક) ને પોતાની ગાદીનો વારસ ઠરાવયો. આ ગોઠવણથીબી જોનને કાંઈ સુખ થયું નહી, કેમકે ૭ માં પોપ કલેમેનટ અને ૬ ઠા અરબનનાં વચે લડાઈ ઉઠી અને જોને પેહેલાની પખશ એંચી. પણ તેથી અરબાણે તેને ધરમમાંથી નાત બાહાર મેલી અને તેની ગાદી ઉપર તેણીએ ઠરાવેલા વારસ ચારલસને મોકલાવયો. એ ધણી આ પાદશાહી મલવા માટે જોનને આભારી હતો, તે છતાં તેણે નગુણાપણાંથી જોનનીજ સાંમે લડાઈ ચલાવી અને તેણીને કેદ પકડી તથા સને ૧૩૮૨ માં તેને કીલાની અંદર ગુંગલાવીને મારી નખાવી. જોનનાં ભરતાર એનડરીસનાં ખુન પછે ૩૭ મે વરસે આ કમબખત રાણીનું પણ ખુનથી શેવટ આવયું.

પાસેનાં સફામાં જે ચીતર આપયુંછે, તેમાં જોન પોતાનાં પેહેલા ભરતાર એનડરીસની લાસ ઉપરનું કફન ઉઘાડીને તેનાં દુખ ભરયાં મોત ઉપર વીલાપ કરેછે. જોન આ ખુન વીશે જાણતી હતી કે નહી તે બાબે હજી શક રહી ગયોછે અને જો તે આ ખુનની બેગુનાહાજ હોયતો આ ચીતારેલા દેખાવમાં જોનની હાલત દયા ઉપજાવનારી દીસેછે. ભરતારનાં કવખતનું મોત તેની ઓરતને હમેશ જીઆદા માહેતમ કરાવેછે. પણ ઘણાકો ધારેછે, તેમ કદાચ જોન આ ખુનની ગુનેહગાર હોય તોપણ દયાને ખાતરબી આપણે એટલું તો માનવું જોઈએ કે આ ભરતારની લાસ આગલ તેણીને બેહદ પસતાવો ઉપજયો હશે.

~~~~

# શોસવાર.



શુનાંબાઈ સટાકનાં સાસુ જરા મોટે સાદે બુમ મારે છે તો શુનાબાઈ તેને સોસવારનુ નાંમ આપેછે, પણ સોસવાર કોણછે અને કેવુંછે, તેની સુનાંબાઈને થોડીજ ખબર છે. જીવજતી પેદાસમાં બે મોટા ભાગ કરેલાછે, તેમાં એક જમીનપર રેહેનારાં અને બીજાં પાંણીમાં વસનારાં જાંનવરો છે. અલબતાં એ જાંનવરો કાંઈ લખો તરેહનાં છે, પણ તે ઉપરાંત વળી જમીન ઉપર અને પાંણીમાં બંને ઠેકાંણે વસી શકે એવાં જાંનવરોનો એક જુદો ભાગ કીધેલોછે અને ફકત એ તરીજા ભાગમાં વીદવાંનોએ ૧૫૦૦ જાતની ગણતરી કીધીછે. ઘસોડીની જાતનાં જાંનવરોનાં વળી ૮૧ વરગ કરેલાછે અને તેમાંનાં એક વરગમાં મોસવાર આવે છે. એ સોસવારબી ૧૨ જુદી જુદી જાતના ગણવામાં આવયાંછે. તે પોતાની જાતનો સરદાર છે, એટલુંજ નહી પણ પાંણીમાં અને જમીન ઉપરની ઘણી ખરી વસતીમાં ગોયા તે વડું છે. જેમ જમીન ઉપર હાથી ઇઆ સીંહ, જેમ દરીઆવમાં મગર તેમ નદીઓમાં અને સરોવરોમાં સોસવાર છે. તે પરાંણી માતરને ગોયા માથેનું છે અને સરવ કોઈ તેનાંથી ડરેછે.

પેહેલાંતો આ અજાએબ જેવાં જાંનવરનું કદ અજાએબ જેવુંછે. કોઈવાર માથાંથી પુછડાં સુધી તે તીસ ફીટ લાંબુ હોયછે, અને પેટ આગલથી તેનો ઘેરાવો આઠ નવ ફીટનો હોયછે. તેની સાધારણ લંબાઈ ૧૮ થી ૨૫ ફીટની હોયછે, તેમાં ૧॥ થી બે ફીટનું તો માથુંજ હોયછે અને જારે મોહોડું વકાસેછે તારે ૧॥ ફીટનો ઇઆને માણસને આખું ગલીં જાય એટલો વલલો મસ મોટો ગાળો પડેછે અને તેનાં કરવતી જેવા ૪૨ દાંત ઉઘાડા પડેછે. તેની ગરદનથી પુછડાં સુધી બદન ઉપર મજબુત ભીંગરાં અથવા કોટલાં હોયછે અને તે એટલાં કઠણ હોયછે કે બંદુકની ગોળી માતર લાગીને ગગડી પડેછે. તેનાં પગ ટુંકા અને દરએકને પાંચ આંગલાં હોયછે. તેનો રંગ ઘણુંકરીને કાળાસપર હોયછે અથવા અરધો સફેદ, અરધો કાળો એવો હોયછે. તે એશીયા, આફરીકા અને અમેરીકાની મોટી નદીઓમાં જળી આવેછે. હીંદુસતાંનમાં સીંધું નદીમાં, બરમાંમાં અને સીઆમમાં ઇરાવડી નદીમાં, મીસરમાં નાઇલ નદીમાં તેમની વસતી છે.

આવું મોટું ભયંકાર જાનવર કુવતમાંબી જબરૂં હોવું જોઈએ. તેનાં બદનનો એકેએક ભાગ મજબુત રાખ
~~~~

શી જોર ધરાવેછે, પણ તેનું સઉથી વધારે જોર તેની પુછડીમાં છે, જેને તે મન ભાવતી રીતે અફાડેછે, મરડેછે ઈઆ મારેછે. પુછડીનાં એક ઝપાટાથી તે મછવાને મછવા ઉંધા વાલેછે. તે ગોધાનાં સરખો મોટો અવાજ કાહાડેછે. જાંહાં જોસથી પાણી વેહેતું હોય તાંહાં આ દઈતો જથામાં એકઠા મલેછે અને ધોવાઈ જતી માછલીઓ અથવા બીજાં જાનવરોનો ભખશ કરેછે. પછે તેઓ પાણીની સપાટી ઉપર થંભ અને સથીર પડી રેહેછે, તારે એક ઝાડનાં થડ અથવા એક ખડક હોય એમ તે લાગેછે અને કેટલીક વાર તો પાટીયાંનો પુલ ઈઆ રસતો બાંધેલો હોય એમ દીસેછે. ઘણી વાર માણસો તથા જાનવરો ભુલમાં તેની આગલ જાયછે, પણ એકવાર નજદીક જવા પછે તેનાં પંજામાંથી બચવું કેવળ અશકીય છે. તે પોતાનાં સેકારને ઉપરને ઉપર જ ગલી જાયછે, પણ જો સેકાર જોરાવર હોયતો સોસવાટ તેને પાણીની અંદર ઘસડીને ડુબાડેછે, જે પછે તેને આસાંનીથી જમી આપેછે.

પણ જારે પાંણીમાં ખોરાક નહી મળવાથી તે કીનારે આવેછે તારે તેનાંથી મોટો ધાંન વલેછે. કીનારે છુપાઈને તે પડી રેહેછે અને શેકાર આવતાં વાર તેનાંપર તરાપ મારેછે. ઘણી વાર લોકોનાં બચાંઓની બુમ પડેછે, ગાએ ઢોર પાણી પીવા ગયાં કે પાછાં ફરતાં નથી અને તે હીઆં સુધી કે આ જબરદસત જાનવર કોઈવાર વાઘને વટીક પકડી લઈ જઈને ડુબાડી દેયછે. તેની ઘણી લંબાઈને લીધે તે સેજમાં ફરી શકતું નથી, માટે જો સેકાર ચપલ હોયછે તો આડો અટાડો નાહાસીને બચેછે. પણ એમ કોઈજ વાર બનેછે, કેમકે પેહેલીજ તરાપમાં તે શેકાર એવો જખમી થાયછે કે તેનાં હાથમાંથી એકવાર છુટા પછે નાહાસવાની તેનામાં જાગ્રી શકતી રેહેતી નથી અને સોસવાટ પોતાના ઉતાવલા પગે ઘણી જહડફથી દોડી શકેછે, માટે શેકારને પકડી કાહાડતાં તેને વાર લાગતો નથી. કેઈવાર પોતાનાં પાણીનાં રેહેઠાંણથી અડધો માઈલ દુર સોસવાટ પોતાનાં સેકારની પુઠે આવેછે.

સારાં ભાગ્યેગે. આ સેતાંનીઅત સરીખાં જાંનવરની વસતી ઘણી થોડી છે, અને જાંહાં માણસની વસતી વધતી જાયછે તાંહાં તેમનો ઘટાડો થાયછે. તેમની વસતીનાં ઘટાડાનો ખુદરતે પોતેજ ઉપાય કરી રાખયોછે, તે એ કે સોસવાટની માંદા એક મોસમમાં ૨૦૦ થી ૩૦૦ ઈડાં મેળેછે, અને કીનારે આવીને રેતોની અંદર દાબી જાયછે. તેમાંથી પોતાની મેલે બચાં ફુટેછે અને માં બાપ કે ભાઈ બેહેનો સઉ એકેકને ખાવા પડેછે. પણ વળી આ જબરદસત જાંનવરને વટીક માણસ તાબે કરી શકેછે. આફ્રીકામાં એકજ હબસી માતર એક નાંહાંની બરછીથી સોસવાટને વસ કરી શકેછે. કેહેછે કે તે પોતાના એક હાથે મસ મોટું ચાંમડું વીટાલેછે અને બીજા હાથમાં બરછી રાખેછે અને પછે પાણીમાં સોસવાટની સાંમે જાયછે. તે જાંનવર આવતાંનેવાર હબસીનાં હાથ ઉપરનું ચામડું ખાવા માંડેછે અને તેવામાં તે હબસી તેના ગલાંનાં નાંજુક ભાગોને હેઠેથી વલગીને એવાતો ઘા કરેછે કે તેમાંથી સઘલું પાંણી ગલાંમાં ભરાયછે અને તે મરણ પાંમેછે.

સીઆમ ખાતે સોસવાટને પકડવાની રીત એ છે કે નદી ઉપર થાડે થોડે તફાવતે તરણ ચાર મોટી મજબુત જાલ નાંખવામાં આવેછે, જેથી સોસવાટ એકમાં નહીતો બીજીમાં સપડાવા વનાં રેહેતું નથી. તે જાલમાં આવવા પછે પોતાનું પુછડું અફાડેછે, પણ તેમ કરતાં કરતાં, અંતે થાકીને શુસત પડેછે, તારે લોકોની મોટી શંખયા ભાલા લઈને ઉતરી પડેછે અને તેનાં નાંજુક ભાગોમાં ભાલાઓ ભોકી દેયછે. જારે ઘણું લોહી જવાથી તે મુરદ્દાલ થઈ પડેછે, તારે તેનાં મોહોમાંથી એક દોરડુ પસાર કરી તેજ દોરડાં વટે તેનાં પુછડાંને મરડીને બાંધેછે તથા તે ઉપરાંત તેનાં હાથ અને પગને તેની પીથ સાથ બાંધેછે, કે જેથી તે પાછું જોર એકઠું કરીને લડી શકે નહી. સીંધમાં સોસવાટને મારવાની એવીજ એક યુકતી કરવામાં આવેછે, તેનુ ચીતર હેઠલ આપીએ છઈએ.



એ રીતે તાબે કરવા પછે અથવા અગત કરીને બચપણથી પાલવા પછે, સોસવાટ એટલું શુધરેછે કે માણસને માન આપવા શીખેછે તથા તેનાં હુકમ પરમાંણે ચાલેછે. ફીલીપ નામનો મુસાફર કેહેછે કે આફ્રીકાનાં કોસટા ઉપર સાબીનાં રાજાએ ખપકાને વાસતે મોટા તલાવોમાં સોસવારોને રાખેલાંછે. તે ઉપરાંત વળી તે એટલું પલી શકે છે કે તેનાં મોહોમાં રેકાબ નાખી લગાંમે કરીને તેમને ગમે તાંહાં દોડાવામાં આવેછે અને લાબટ નામનો મુસાફર કેહેછે કે કેટલાંક ગામડાંઓમાં તેઓ બચાંઓ સાથે રમેછે અને રમાડેછે. તેઓને ખોદાએ ગમે એવું કુવત આપેલુંછે, પણ ઘણી ભુખમાંજ તે કુવત વાપરેછે અને જાંહાંશુધી તેની ભુખ મટાવી હોય તાંહાંશુધી તે નમાનું રેહેછે. જુલમગાર લોભી માણસને આ ઉપરથી કેવો સારો દાખલો મળેછે !

## પરચુટંણ બાબતો.

**ખરાં દીલથી સાચું બોલવું** એને એક લખનાર એક જાંણીતા, સેહેલ અને સીધા રસતા ઉપરથી ચાલી જવા બરાબર સમજેછે, કે જે રસતો આરકતરી ગલીઓ અને મોહોલાઓ કરતાં ઓછા વખતમાં તેની મુસાફરીનો છેડો લાવેછે, પણ તે આડા ટીડા મોહોલા ઘણીવાર ભુલવેછે.

**વેહેમ વીશે ઈંગરેજી કેહેવતો**—વેહેમ, અગનાંત પ ણાનાં મંદીરનો વડો ધરમગુરૂ છે.

વેહેમ, મંડળીને પાલનાંની અંદર પેહેરવાનાં કપડાંછે.

વેહેમ, અકલના તખતને માંટે પદલશટ થયલો દોલ ઘાલુ પાદશાહા છે.

વેહેમ, ખોટાં એફીનની ગોલીઓ ગળવાથી ઉપજતો બીહામનો ખોઆબ છે.

---

**લંડન શેહેરનાં "કલબો"**—આપણા લોકો વાડીએ જાયછે અને તેને "કલબ" કેહેછે. પણ ઈંગરેજોનાં જે "કલબો" છે, તેથી એ જુદીજ કીસમનાં છે. તેઓનાં "કલબો" માં ખાવા પીવા, રમવા કરવા, વાતચીત, તકરાર, ભાશણ ઈતીઆદી કામકાજની મોટા પાયા ઉપર ગોઠવણ કરેલી હોયછે. આપણાં એકુ "કલબ" માં પચીસ મેમબરો હોય તો તે મોટું ગણાયછે, પણ લંડનનાં "કલબો" કેટલાં મોટાં છે, તેની આ એક શાહાદત છે, કે તાંહાંનાં આઠીનીઅમ નામનાં કલબનાં મેમબરોની શંખ્યા ૧૨૦૦ ની છે, અને બીજા ૧૩૫૦ માણસો તેમાં મેમબર થવાનાં ઉમેદવાર છે. તેમનાં નાંમની દરખાસત થવા પછે જગા ખાલી પડવાથી તેમને ઠરાવતાં કેટલાંકોને બાર વરસ લાગાંછે, અને બીજાઓ હજી પંદર વરસનાં ઉમેદવાર છે. દરખાસત થવા પછે, દખાસત કરનાર અને ઉમેદવાર બેહુ મરણ પાંમેછે, તોપણ એમેમબર ઠરી શકતા નથી. હમણાં એક જણને મેમબર તરીકે ચુટી કાહાડવા પછે માલમ પડયુછે કે તે નહી પણ તેનો આજ છ વરસ થયા મરણ પાંમેલો ભાઈ ઉમેદવાર હતો.

---

**"બીલબાંઉ"**—એસકી લોકો એક જાતની કાલી લાકડી લઈ ફરેછે, જે "બીલબાંઉની લાકડી" કેહેવાયછે. ઈંગરેજી ભણેલા તેને "વ્હેલબોન" કેહેછે, પણ વીદીઆ ભણેલાઓ તેનું એ નામ પણ ઈનકાર જાયછે. "વ્હેલબોન" નો અરથ મગરનું હાડકુ કરી થાયછે, પણ એ કાંઈ ખરેખરૂં હાડકુ નથી. એતો મગરનાં જડબાંની અંદરનાં એક જાતનાં દાંતા છે, કે જે તેનાં ગંજાવર મોહોમાં દાખલ થતાં પાણીમાંની માંછલીઓને રાખી, બાકીનાં પાણીને નીચવી કાહાડવાને કામ લાગેછે. એક મગરનાં મોહોમાં કોઈવાર એવા ૮૦૦ કટકા હોયછે. એ પદારથનું ખરૂં નામ "બાલીન" કરીને છે.

---

**જુનામાં જુનું શેહેર**—પુરાતન વખતનાં મોટાં શેહેરો ઘણાંખરાં નાશ પામયાંછે, પણ એક દેમાંસકસનું શેહેર છેક અસલી વખતથી આજસુધી તેની આગલી હાલતમાં કાએમ રહયુંછે. એ શેહેર ૩૦ સદીઓ થઈ ટકયુંછે, અને હજી તે વેપાર તથા મુસાફરીનું મધીઅ બીંદુ ગણાયછે. આબરાહામની આગમચનું એ શેહેરછે, સાલે તેમાં રોશણીનાં તુરતું અવલોકન તથા બંદગી કરેલી તે મોહોલો હજી હઈઆત છે, મહમદ પેગામબરે એ શેહેરને બેહેસત સાથ સરખાવનું છે, રૂમીઓનાં દોરનાં વખતમાં સાનશાહા જુલી અને તેને "પુરવની આંખ" એવું નામ આપયુંછે અને ઈસાયાનાં વખતથી તે "સીરીયાનું સીર" કેહેવાતું આવયુંછે.

**મધમાંખનાં મરણની કીરીયા**—મધમાંખનાં ઉદીઓગ અને સાંનપણનાં ઘણાં દાખલા આપણ જાંણીએ છઈએ, પણ નીમલા અજાએબજેવા હેવાલ ઉપરથી જણાશે કે એ જીવું પરાંણી પોતાનાં મરણ પાંમેલા સોબતીઓને કેટલું માન આપેછે. સકાટલંડમાં ગલાસગો ખાતેથી એક ગરહસથે એ હેવાલ લખયોછે, તેમાં જણાવેછે કે એક બાગ મધે મેલેલા મધપુડામાંથી બે મધમાંખો બાહેર નીકલેલી તેને જણાઈ, જેઓની ખાંધ ઉપર એક મુવેલી મધમાંખની લાસ લીધેલી હતી. આ અજાએબ જેવો દેખાવ જોઈને ઉપલો લખનાર મધમાંખોની પુઠે ગયો અને જોયુંતો મરનારનાં આ ખાંધીઆઓ આસરે દસેકવાર સુધી ઉડવા પછે રસતાની બાજુએ એક ખુણામાં આવયા, જાંહાં એક આંધરાંની અંદર તેઓએ આસતેથી પોતાનાં બોજાને ઉતારયો અને પછે તેટલાજ આસતેથી અને ગંભીરાઈથી બે નાહાના નાહાના કતરોને ખસેડીને ગોયા યાદગારીનો સતંભ ઉભો કરવો હોય તેમ તે આંધરાં ઉપર ગોઠવયા, તથા છેલે ગોયા ગમનાં આંજી પાડતા હોય તેમ આસરે એક મીનીટ સુધી પોતાનાં સોબતીની એ થોડ આગળ થોભવા પછે તે માંખો તાંહાંથી ઉડી ગઈ!

---

**નીમખ**—હીંદુસતાંનની સરકારે નીમખ ઉપર કર વધારયોછે, અને કેટલાક એવું કેહેનારા નીકલેછે કે નીમખ કાંઈ જરૂરની ચીજ નથી. પણ એ ચીજ જીંદગીની હઈઆતીને માંટે કેટલી જરૂરની છે, તે ડાકટરો એકમતથી કેહેછે. હાડકાંને પુશટીને માંટે જે ખાર જરૂરનો છે, તે નીમખ ખોરાક સાથ બદનમાં જવાથી પોંહોચતો થાયછે. લોહીમાંથી જે ખારાસ, આજુ, પીસાબ અને બીજા આકારોમાં બાહેર પડેછે, તેની ખુટ પુરવા માંટે પણ નીમખ જરૂરતુંછે. ખોરાકને પચાવનારો જે રસ હોજરીમાં પેદા થાયછે, તે રસની બનાવટમાં પણ નીમખ જરૂરતુંછે અને હમણાં હર સકલટજ નામનાં એક વીદવાંન રસાએણીએ ઘણાંક અખતરાઓ અને અલીઆસ પછે એવું શોધી કાહાડયુંછે કે માણસનાં બદનમાં જે વીજલી છે, તે પણ નીમખથી પેદા થાયછે અને તેથી વીજલી ઓછી થવાને લીધે થતા મરજોની વેળા જેમ બને તેમ નીમખ ખોરાક સાથ ખાવાનો ઉપાય તેણે બતાવયોછે.

---

## ઘરઘતુ નુસકાઓ.

**ગાજરનુ પુદીંગ**—૨ મોહોટા બાફેલા ગાજરના માતર રાતા ભાગનેજ કાપીને ખલમાં મશલવું અને તેમો ૧ કાતરી ભુખો કીધેલુ પાંઉ, ૨ ચમચા માખન, ૨ ચમચા ખાન, ૪ શારીકાની એકરશ કીધેલાં ઈંદાં, થોડું જાએફલ, અને થોડી જીની કાપેલી લીંબુ અથવા નારંગીની છાલ ઉમેરવી; પછી એ બધું શારીપખે એકરશ કરીને જે ડીશમાં લુજવું હોએ તે પર ખાજાનુ માન પાંથરીને બધુ લુજવું.

**"ખાએશધી પલાવ"**—૧ શેર ચોખાએ—ઘી ol શેર, શાકર ૧ શેર, ગોલાબ લઉટાંક, તજ ૨ માશા, લવંગ ૧ માશો, એલચી ૧ માશો, છોલેલી બદામ ૧ ચીતાક, પશતાં ૧ ચીતાક, દરાખશ ૧ ચીતાક, કશતુરી ol માશો અને કેશર ૧ માશો.

શાકરનો શીરો બનાવવો અને ચોખાને પાનીમો ૧ કલાકવેર ભીનવી રાખીને એલચી, લવંગ, અને તજ સુધાં થોડોવાર એક પેનામાં ઘી મધે તરવા; પછી કશતુરી ને ગોલાબમો મશલીને શાકરના શીરા શાથે, તરેલા ચાવલ ઉપર રેડવા અને તેને ચોખા તઇઆર થાએ તાંહાંવેર બાફવા; બદાંમ તથા પશતાંને કેશરમો રંગ આપીને દરાખની શાથે બીજાં ઘીમાં તરવા ને ખાતી વખતે હંમેશની કાની પલાવ પર પાંથરવા.

**ઉંદરો મારવાની રીત**—બાટલીના બુચની પાતલી કાતરી કરીને ચરબી ઇઆ તેલમો તરવી અને જાંહાં ઘણાં ઉંદરો ફરતા હોએ તાહાં લાવીને મુકવું કે જે તેવો ઘણા ખાધાથી મરી જશે. ઇઆતો શુકો ચુનો ઉદરોનાં દર આગલ પાંથરવો કે જે તેઓના પગને ચોંટીઆથી ચાંટીને મરી જશે.

## રમુજે ફુરસત.

૧. એક બરાહમણ બજારમાંથી કેટલાંક ફુલ લઇ માહાદેવનાં દરશણે ગયો. પેહેલાં માહાદેવ આગળ જઈને તાંહાં જે પાંણીની કુંદ હતી તેમા તે ફુલ ધોયાં અને તે જેટલાં હતાં તે કરતાં બમનાં થયાં. તેમાંનાં થોડાંક ફુલ ગણીને માહાદેવને ચહડાવયાં અને બાકીનાં લઇને બીજા માહાદેવ આગળ આવયો. તાંહાં ફુલ ફરીથી ધોયાં તારે જેટલાં ફુલ બાકી લાવયો હતો તે કરતાં તરણ ઘણાં થયાં, તેમાંથી પેહેલાનાં જેટલાંજ ફુલ બીજા માહાદેવને ચહડાવી બાકી વધેલાં લઇ ચાલયો. તરીજા માહાદેવ આગળ આવીને તે બાકીનાં ફુલ તેણે પાછાં ધોયાં તારે ચારઘણાં થયાં અને તેમાંથી ઉપલાંનાં જેટલાંજ ફુલ તેણે ચહડાવયાં, પણ બાકી કાંઇ વધયાં નહી. તારે પેહેલાં એ બરાહમણ બજારમાંથી કેટલાં ફુલ લઇ આવયો હતો તે કહો.

૨. હું તરણ અખશરનો બનેલોછું. બંગાલમાં મારૂં રેહેઠાંણુછે, પણ આખી દુનીઆમાં હું મળી આઉં છઉં. તમે મારી ઉપર સવારી કરોતો મારૂં સવરૂપ જોઇ દંગ થઇ જાઓ. મારો પેહેલો અને બીજો અખશર લઓ તો તમારા ઘર બાંધવામાં હું મોટી મદદ આપું છઉં. મારો પેહેલો અને તરીજો અખશર લેઓતો આખી દુનીઆ મને પીછાંનવા વગર ચાલે નહી. મારો બીજો અને તરીજો અખશર લેઓતો વાતોનાં અને વસતુઓનાં ભેદ ભરયા બીતર મારાથી બંધાયછે. વાસતે હવે કહો હું કોણ છઉં?

૩. શાહાનામાનાં નીચલાં ઉલટાવેલાં નામો ઉકલાવી આપો.

આબ બ સીરાફ.
દાર ગોફ દરી.
રાનજ ફરો.
નનો વાસ છર.
જદ એજ રદે.
સર ગરોઅ.
સબ જાંહાંખ.

## ખોલાશો ગઈ વેલાનો.

### ૧. ભરતારનાં સુખ વીશે કવીતા.

(વાંચનાર હસતાનાં!)

એક જવાંન, યાનુનાં પીઆનો પીઆર,
સોલછે ઘર બાર બગીચા વીગર.
ખુરસી, ખુરસી, ટેબ, ઘોડો, ગાડી,
સરપાવ રાખીં સાથ ભરી ગાંસડી.
પણ ઘણી ચે હુંડો સુખ, નહીતો કંટાલું,
પાંમો મચપુડાનું પી પછે પેઆલું.
સવારની કસરતથી ગાય ઘણીનું હેત,
તો પેટમાંનાં દુખની હોલવાય આગબેટ.
"અતરપડી આલ", એવા હુકમ હજાર,
બેદાં બેદાં કરસું બેહદ, બેસુમાર.
ઊંગાડું આ કહ્યું, નથી એ કાંઇ ટેપ,
કે નથી બંદુક!, આંનો નહી કાંઇ ચક.
વાંચનાર તું ઊલટ આપીશ તો લખીશ હું,
વાત વાહાલાં સરીખાની બતાવીશ હું.

૨. ખાવા—વાખા.
૩. સરસ—સ-ર-સ—સર—રસ.
૪. મ. અખશર.
૫. કેદીનો બાપ.

## બાલપણમાં લગન ન કરવા વીશે.

પદ.

બાળપણામાં બાળનાં, નવ કરવાં લગન;
જો કરીએ જાણી જોઇને, વધું ઉપજે વિઘન. બાળ ૧
જેમ આંબે મોર જેટલી, ધારે કેરીઓ કોઈ;
વિશ્વાસથી વકરો કરે, રહે અંતે તે રોઈ. બાળ ૨
જો કદી જોઉં તે ઉછરે, નાવે મજાનો સ્વભાવ;
આખી ઉમરમાં એહને, દીસે દુખનો દેખાવ. બાળ ૩
અણ બનતી તણો એહને, જ્યારે ઉપજે અંકોર;
એ માનનીના મુખની, જાળો ખાયછે ગોર. બાળ ૪
સમજણ કાચી શીશુ પણે, નહિ મન સ્થિર ઠાર;
કહો તેને કેમ કરાવીએ, આખી વયનો કરાર. બાળ ૫
અગ્નિ રૂપે મંદિર ગણી, જે ઠરાવ્યો જમાન;
શું સમજે શિશુ બાપડાં, જેને જરીએ ન જ્ઞાન. બાળ ૬
મા બાપની મુરખાઇનો, એતો છે આડો આંક;
વાંકું થએ પછી ધેવલાં, કાઢે કર્મનો વાંક. બાળ ૭
લહાવો લેવાની લાલચે, કરકિ લાજને કાજ;
આઓ મિચીને ઉંડે કુવે, પડે કરિ પતરાજ. બાળ ૮
પાછળ શું પસતાઇએ, એવો કરીને અનર્થ;
પાણી પીને ઘર પૂછીએ, એથી શું સરે અર્થ. બાળ ૯
મંકડ દેખી મુતાતણું, કરે બાપ વિલાપ;
માતા મુખે મહા દુખના, શબ્દ ઉચ્ચારે આપ. બાળ ૧૦

(પેન ચરીત્રમાંથી.)

# સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. માર્ચ ૧૮૭૦ આંક ૩ જો.

## સ્વપને સગાઈ

અથવા

### લડતાં જોડાંનાં વહડતાં લગન.

એક વારતા.

### પરકરણ ૭ મું.

### તુરની ભુલ.

મોહોબતનું ફુલ લઈને પરીઆંઓનો તુરીઆં સરખો સરદાર તુર નીમરોજનાં એક જોડાંની શોધમાં નીકલયો.

એ ફુલ તેજ હતું કે જે તેણે પોતાનાં પાદશાહા અકવાંનને જીરાહુના દરીઆવનાં પેટાં માહેલાં ટાપુ ઉપરથી લાવી આપયું હતું, તે એટલા કીજે કે પરીઆંઓનો એ પાદશાહા પોતાની રાંણી આવાંનની નાંફરમાંનીનાં વેરમાં તેની આંખમાં તે ફુલનો રસ નીચવે અને તેથી તેની આંખ ઉંઘાડતાં જેતાંબી ઉપર પેહેલી નજર પડે તેનાં ઉપર તે એકદમ ફીદા થઈ જવાની સજા પાંમે. પણ વળી બે આદમજાતો ખોશરૂ તથા ગોલશેહેરને સીસતાંનનાં જંગલ વચ્ચે જે દુખ ભરેલી હાલતમાં પાદશાહા અકવાંને જોયાં હતાં, ગોલશેહેર ખોશરૂને ચાહાતી હતી પણ ખોશરૂ તેનાં પેઆરનો ઈનકાર કરી તે નાજુક નારને સતાવતો હતો, તેઓ ઉપર અકવાંનને દયા ઉપજવાથી તેણે તુરને ઉપલાં ફુલનો એક ભાગ આપયો હતો અને નીમરોજનાં તે રેહેવાસીઓને શોધી કાહાડી તેઓ ઉંઘાયલાં હોય તેટલાં ખોશરૂની આંખમાં તે ફુલનો રસ નીચવવાનો તુરને હુકમ કીધો હતો કે જેથી ખોશરૂ જાગતાંનેવાર ગોલશેહેર પર જેવી નજર પડે તેવોજ તેનાં ઉપર મોહોબત રાખે અને તેઓ વચેનો કજીઓ મટી જાય.

આ જોડાંની શોધમાં તુર પોતાની વીજલીનાં સરખી તેજ ચાલથી ઘણોબી ઉડતો ફરયો, તે પવીતર હરમંદ નદીને કીનારે કીનારેથી છેક હીજરાનાં પરવતમાં જાંહાંથી એ નદી પરથમ વેહેછે તાંહાંસુધી જઈ આવયો, તાર બાદ વળી કેરસાસપ નામામાં નોંધેલી આખી પીસાંનની ખીનમાં તે પેવસ થઈ આવયો, ટુકમાં તેણે સીસતાંનનાં જંગલનાં જાહાદે જાહાડ શોધ કીધી, પણ ખોશરૂ અને ગોલશેહેરનો પટો તેને હાથ લાગો નહી.

પણ થાક ઇઆ રંજ, ભુખ ઇઆ ઉંઘની આ તુરીઆં તુરને તુંભા કાંહાં હતી! માણસ થાકે પણ પરીઉ નહી થાકે, માંટે આ સીસતાંની આશકોની શોધ ઉદીઓગી તુરે જારી રાખી અને અંતે તેઓને વસતી ભણી ગએલાં પીમારી સોહોરાબ નામનાં શેહેર તરફ જારે તેણે રસતો લીધો, તારે થોડુંજ ચાલતાં શેહેરથી એક રાતની મંજલ ઉપર જાહાડની હેઠલ એક મરદ અને એક ઓરતને એકેકથી ચોકસ અંતરે ભર ઉંઘમાં સુતેલાં જોયાં.

હવે તારે તુરની મેહેનત પાર પડી કે! આ મરદ અને ઓરત જંગલે જંગલ ભટકવાથી થાકેલાં દીસતાં હતાં; કનટાળા અને રંજથી તેઓનાં ચેહેરા દુખી હતા; જે નીમરોજનાં જભાની એ નીશાણ આપી હતી, તે નીશાંણ આ લોકોનાં દીલપર હતી; વળી ગોયા તે મરદ તેને ધીકારતો હોય અને તેણીને પોતાની પાસે આવવા દેતો નહી હોય તેમ આ સ્રી તેનાંથી દુર જઈને સુતી હતી. માંટે જેઓની શોધમાં તુર નીકલયો હતો તે એજ નહીતો બીજાં કોણ હોય?

તુરે તરત ખુશી થઈને પેલા મરદની આંખમાં મોહોબતનાં ફુલનો રસ નીચવયો. તે બોલયો કે "એઅદબ આદમી આ મંતરમાં જેટલી જાદુઈ છે, તે સઘલી તારી આંખમાં પેવસ થશે અને જારે તું જાગશે તારે એ આંખો જે બીચારી આ દુખી નારનાં ઉપર ઠરવી ઘટેછે તેનાંજ ઉપર ઠેરશે."

એ રીતે પોતાને સોપેલું કામ બજાવીને પરીઆઓનાં પાદશાહા અકવાંનનો આ ફરમાવેલો બંદો તાંહાંથી ઉડી ગયો.

પણ નહી—ધારેલું કામ ઘણીવાર ઉંધું વળેછે!

આ ફુલ નીચવવામાં તુરની ભુલ થઈછે.

આ મરદ અને ઓરત કાંઈ ખોશરૂ અને ગોલશેહેર નહી પણ બીજંન અને પરીચેહેર હતાં.

આ નીમરોજી જોડાં વચેતો કાંઈ ધીકાર નહી પણ પીઆર વસેલો હતો.

જે પુરૂશ પોતાની માશુકને ચાહાતો નહી હતો, તેને બદલે જે પોતાની દીલદારને ચાહાતો હતો, તેની આંખમાં તુર ફુલ નીચવી ગયો.

આ જવાંન દીલદારોને આપણે છેલાં જોયાં તારે તેઓ બાપની બોહોસ અને રાજનાં રેવાજથી કંટાલીને શેહેર અને ઘેર છોડી આવવા પછે હેરાંન અને પરેશાંન હતાં અને જોકે શેહેર શોહોરાબ નજદીક હતું તોપણ વધારે આ

ગળ ચાલી નહી શકાવાથી જંગલ વચે આ જોડું એકેકથી
દુર મલાહાજાથી સુતું હતું.'

ખોશરૂને બદલે બીજનની આંખમાં તુર ફુલ નીચવી
જવા પછે થોડા વારમાં ખોશરૂ અને ગોલશેહેર પણ તાં
હાંજ આવી લાગાં. તેઓ જેમ તુરનાં પાદશાહાની હજુર
લડીને ગયાં હતાં, તેવીજ રીતે લડતાં લડતાં આ ઠેકાણે પા
છા આવયાં. તેવીજ રીતે ગોલશેહેરે પોતાની કાકલુદી અ
ને કાળાવાલા જારી રાખયા હતા, તેવીજ રીતે ખોશરૂ તેણી
ને ધીકારતો હતો અને જો તુર જરા મોહો આવયો હતેતો
તેને જણાતે કે જે પુરૂશની આંખમાં ફુલ નીચવવાનો
ફવાંને હુકમ આપયો હતો તે પેલો સુતેલો બીજન નહી પણ
આ મરદ હતો.

પણ તેઓ વચેનો કજીઓ જારીજ રેહે અને બીજંન
તથા પરીચેહેર વચે નવો કજીઓ સલગે એવી કેથી સરજત
જ હશે, માંટે તુર આગમચ આવીને ઉપલી ભુલ કરી ગયો.

એ ભુલનું પરીનામ ઘણું માઠું નીપજયું.

આટલો વખત સુધી ધીકારવા છતાં ગોલશેહેરની સાથે
ખોશરૂ ફરયો હતો. પણ હવે તે બેધરક તેણીને છોડીને જ
તો રહયો તથા ગોલશેહેર એકલી પડી ગઈ. તેને ખબર ન
હી હતી કે તેજ ઠેકાણે બેજન અને પરીચેહેર સુતાં હતાં, માંટે
તે પોતાની હાલત ઉપર અફસોસ કરવા લાગી અને
પોતાનાં મનસે પરીચેહેરને યાદ કરવા લાગી. તે બોલી
કે—"ઓ પરીચેહેર ! આ રાતનો વખત હું ભટકીને ગુજારૂં
છઉં, તારે તું બોલા માલમ કાંહાં આરામથી આંખ વીચ
તી હશે, પણ તારી તે આંખ એટલી તેજી કેમ થઈ વારૂં ?
મારાં આંજુથી તો હોયજ નહી, કેમકે તારા કરતાં મારી
આંખ તેથી વધારે ધોવાયછે."

આવી રીતે ગમ કરતી ગોલશેહેર ચાલવા જતી હતી
તેવામાં તેની નજર બીજંન ઉપર પડી અને તેને ઉઠાડયો.

ગાફેલ ઓરત ! આ શું કીધું ! તે હીઆં આવીજ ન
હી હતેતો પરવડતે, બીજંનને નહી ઉઠાડયો હતેતો વધારે
સારૂં થતે.

બીજંનની આંખમાં નીચવેલો રસ તેની નજરને બાં
ધી ચુકયો હતો, માટે જાગવા પછે તેની પેહેલી નજર ગોલ
શેહેર ઉપર પડતાંવારજ તે તેણીનાં ઉપર મોહીત થયો અ
ને પરીચેહેરનો પેઆર ભુલી જઈ ગોલશેહેર તરફ ચાહા બ
તાવા લાગો. તે ગોલશેહેરની ખુબસુરતીની તારીફ કરવા
લાગો, અને કસમ ખાવા લાગો કે "જો ખોશરૂ આ વખતે
હાજર થાયતો મારી સમશેહેર વરે તેનો જાંન પતકી નાંખું."

ગોલશેહેર ખોશરૂનાં સઘલા જુલમાત છતાં તેને ચા
હાતી હતી, માટે બીજંને તેને માટે ઓચરેલા બદ બોલો
તે ખમી શકી નહી. તે બોલી કે "નેક બીજંન, મારો
ખોશરૂ તારી પરીચેહેરને ચાહેછે, પણ પરીચેહેર તને ચા
હેછે, એટલે તારે વધારે લંબાણ કરવું નહી જોઈએ."

પણ બીજંનતો બુમ પાડી ઉઠયો કે "પરીચેહેર ? પ
રીચેહેર કોણ થાયછે ? ફરી તેનું નામ નો લેતી. તેને ચા
હવામાં હવે સવાદ નથી. હવે હું પરીચેહેરને નહી, પ
ણ ગોલશેહેરને ચાહું છંઉ. કોણ ઘુવડ આપીને બુલબુલ
નહી લેશે ! માણસની મરજી અકલનાં હુકમને તાબે છે,
અને અકલ મને કેહેછે કે તું મારા હાથને વધારે લાએકછે.
જેમ ફળ પોતાની મોસમપર પાકેછે અને તેમ મારી મુરાદ
તું ફળ-પણ હમણાં તુંને દેખીને પાકુછે."

ગરીબ-બીચારી ગોલશેહેર હવે શું વીચાર કરે ! તેણે
ધારયું કે બીજંન મારી મશખરી કરેછે, માંટે તેને ઘણું દુ
ખ ઉપજયું અને ઘણો અફસોસ કરીને તે બોલી કે, "આ
તારી ધારદાર અને અનીદાર મશખરીઓને મોકુફ કર અ
ને મને કેહે કે આવી રીતનો તારો ધીકાર અને તાણો સાં
ભળવા લાએક મેં શું વાંક ઈઆ ગુનાહ કીધોછે ! ખોશરૂ
મને ધીકારેછે અને તેનો ચેહેરો વટીક એકવાર મેં મારી ગમ
હસતો જોયો નથી, તે શું હજી ઓછું છે કે ઓ જવાં મર
દ તું આ પરમાણે તારી જબાંનની કાતરથી મારાં જીગરને
કાપેછે ? અફસોસ, બીજંન, મેં તુંને વધારે ભલાઈ અને ન
રમાસનો સાહેબ ધારયો હતો અને મશખરી તથા તાનાજ
નીનાં શુખનોથી એક મુવેલીને તું મારશે એમ મેં ધારયુ
નહી હતું."

આ વીચારો આપતાં ગોલશેહેરનો પીતો એટલો ઉં
છલી આવયો કે તાંહાંથી ગુસામા ને ગુસામાં જતી રહી હ
તી. પણ બીજનની આંખતો તુરને હાથે અંજાઈ ગએલી
હતી. તેથી તેતો ગોલશેહેરને ચાહાવાજ મંડયો હતો, માંટે
પોતાની એક વારની જીગરનાં હાર કરતાં પીઆરી દીલદાર
ને બીઆબાંનની બીચ સુતેલી નાંખીને તે ગોલશેહેરની પ
છવાડે ગયો.

તે જતી વખત પરીચેહેરના ચેહેરા ઉપર એક છેલી
નજર કરતો ગયો. તે નીરદોસ ચેહેરો પોતાની કોમળ સા
દાઈથી ઉંઘમાં પણ હસતો અને સુખી હતો. તેને જોઈને
બીજન બોલયો કે—"ઉંઘો, ઓ જવાંન ઓરત, મીઠી ઉંઘ
કાહાડ, પણ તુંને થોડીજ ખબર છે કે જેને તારો પેઆર
જીતી લીધોછે, તેના પેઆરને એક બીજા માહાતાબે ખેંચયો
છે. પરીચેહેર, ફરી આપણ મળશું નહી. ફરી તું મા
રી આગળ આવતી નાં, કેમકે જેમ અકરાંતીઆની પેઠે ઘ
ણો મીઠાસ ખાવાથી મોંઢો ફુલી આવેછે અથવા જેમ પા
ખંડી લોકોનાં પાખંડોથી જે માણસોને ઠગવા ધારયાં હોય
તેઓજ તેમને ધીકારેછે, તેમ તું મારો અકરાંતીઓ મીઠા
સ અને તું મારાં પાખંડ તરફ સઉથી વધુ ધીકાર હવે
મારોજ થશે."

આમ કહીને બીજનનાં જવા પછે પરીચેહેર થોડાવા
રમાં જાગી ઉઠી. તેણીએ એવો સવપનો જોયો કે એક જે
હેરી સરપ તેનાં પેટમાં ભરાયો અને જીગરને છુંદું પાડવા
લાગો. આ ભયંકાર સવપનાંથી પરીચેહેર ભડકી ઉઠી અ
ને બીજનની મદદ માંગવા લાગી.

પેહેલાં પરીચેહેર ભડકી, પણ પછે એતો એક સવપ
નો હતો એવું યાદ આવવાથી તે ખુશી થઈ. તે ઉઠતાં ઉ
ઠતાં બોલી કે "વાહાલા બીજન, જોયું કે મારા હાથ બી
હીકથી કેટલા ધુજેછે. સારૂં થયું જીગર કે તારી મને હી
મત છે, બાકી જો આ એકાંત જગામાં હું એકલી હોઉંતો
આ દરામની દેહેસતથી મારા શું હાલ થાય ?

પરીચેહેરનાં આ સવાલનો જવાબ મળયો નહી. તે
ણીએ વીચારયું કે બીજન ઉંઘાયલો હશે, પણ પાછું ફરીને

જોયછે તો બીજન ઉંઘાયલો નહી હતો અને જાગતોબી બુદલ નહી હતો. તેણીએ જોયું કે તે વાત કરતી હતી તેમ ખરેખંર એકલીજ પડેલી હતી. તેણીએ જોયું કે એક લેખે તેનો સવપનો ખરોજ પડયો, કારણ કે તેનું જીગર બીજંન તો તેનાથી છુટું પડેલું હતું.

આં અચણુચ નવાં દુખથી પરીચેહેરને જે ઘભરાટ ઉપજયો તેનું બેઆન કોણ કરી શકશે ?

બીજંન કાંહાં ગયો તે કોઇબી રીતે તે સમજી શકી નહી. શું તેને કોઇ ચોરો ચોરી ગયા ? ઈઆ શું કોઇ જંગલી જનાવરે તેનો ભખશ કીધો ? શું તેણે રાજના સરકારી સવારો પકડી ગયા ? ઈઆ શું તેને જંગલના પરીઆંઓ ઉડાવી ગયાં ?

પરીચેહેર બીહીક અને ઘભરાટથી રડવા લાગી, તે ફીકી પડી ગઇ, તે બેસુધ થવા જતી હતી, પણ તેવામાં તેણીએ વીચારયું કે હીઆં બેઠાથી કાંઈ બીજંન હાથ લાગવાનો નથી. કાંઇબી શોધ કરવી જોઇએ માટે પોતાની નાજુક હીમતને એકઠી કરી એકદમ ઉઠીને આસપાસ ખોળ કરતી ચાલવા લાગી.

---

## પરકરણ ૮ મું.

## આવાંનું દેવાંનું.

પરાચહર પાતાના માંનીતા અને વાહાલા રખેવાલ વગર એકલી ભટકેછે, તેને તાંહાં મેલીને પરીઓની રાંણી આવાંન તરફ જરા નજર કરવી જોઇએ.

હીંદુસતાંનથી લાવેલાં નાંહાનાં બાલકને સારૂં પોતાના ખાવંદ અકવાંન સાથ કજીઓ થવાબાદ આ બટકલી રાંણી પોતાની પરીઓને લઇને રૂસઇ ગઇ, તેને સજા કરવા સારૂં અકવાંન તેની આંખમાં ફુલ નીચવવા ગયો હતો અને જારે તેજ ફુલનો એક ભાગ તુરે બીજંનની આંખમાં નીચવયો તારે અકવાંને પોતે રાખેલો બીજો ભાગ આવાંનની આંખમાં નીચવયો હતો.

એ વખતે આવાંન પીસાંનની ખીનમાં હેરમંદ નદીનાં કીનારા ઉપર ભરઉંઘમાં સુતેલી હતી. વંદીદાદમાં જેને "વેરેકત" નું નામ આપયુંછે, તેજ મુલુક પાછલી શોધો પરમાંણે સીસતાંનનુ છે, અને તે બોલનો અરથ ઉજડ વેરાંણ કરીને કરવામાં આવેછે, એટલુંજ નહી પણ એ મુલકનાં પાએતખતનું નાંમ "દુજકો" છે, જેનો અરથ દોજખ થાયછે. મગર એ નાંમો ઉપરથી ભુલાવો ખાવાની સામે આ એક દલીલ છે, કે એ મુલકનાં ચોકસ ભાગ ઉજડ હોવા છતાં, ઘણો ભાગ હરમંદ નદીનાં નીરમલ પાંણીથી ઘણો ફલવંત થયોછે અને ખુદ "દુજકો" શેહેરને મુસાફરો આગલા વખતનું ઘણું નાંમીચું અને આબાદ શેહેર ગણેછે.

એ ઉપરથી, આવાંન ઉપલી રાતે જારે નદી કીનારે સુતી હતી, તારે આસપાસનો દેખાવ બાગેબેહેસત સરીખો રલીઆમનો અને સોહાંમનો નહી હતો એમ વીચારી શકાશે નહી. અગત કરીને જાંહાં પરીઓનો વાસો તાંહાં રચંનાં અને શોભાની શી મનાઃ! શુંદર આવાંન સુગંધી ફુલોનાં બીછાંનાં ઉપર સુતેલી હતી, તેનાં સોનેરી બાલેબાલ ગોલાબ અને ગુલછરીનાં ફુલ ગુહેલાં હતાં, અને તેનાં બટુકલાં સરખાં નાહાનાં પણ સોજાં, ચોખાં; સુમારાં બદનની ખુશબો સાથ આં ફુલોની મધુર લપટ મલી જઇ, ઠંડી લેહેકીની લેહેરમાં આખો નદી કીનારો બેહેક બેહેક થઈ રહયો હતો.

અકવાંને કારમાંને કારમાં પોતાની આ નીરદોશ રાંણીની આંખમાં ફુલ નીચવયું, તે વેલા તેની સઘલી જીણી જીણી સાએલીઓની ફોજ ફુલોની કલીની અંદર સંતાઈને ભર ઉંઘમાં પડેલી હતીઓ. માણસ જાતનાં કદ આગલ જેમ આ પરીઓ નાહાની હતી, તેમજ અકવાંન અને તેનાં હવાઈ પરીઆંઓ પણ કદે નાહાનાં હતાં. એ કીડી મકોડીનાં લશકર સુધાં અકવાંન ફુલ નીચવવા આવયો હતો, તે છતાં જરા ફુલ ખખડયાં હોય, જરા કોઈનો દમબી માલમ પડયો હોય, એમ નહી હતું, અને એટલાં બધાં આસતે, હલકે કદમે તેઓ આવયાં હતાં.

એ રીતે ફુલ નીચવીને અકવાંન આણીગમથી ચાલી ગયો, કે પેલી ગમથી થોડાક ગાંમડીઆઓ ગડબડ કરતા આવી લાગા અને જાંહાં આવાંન સુતેલી હતી તાંહાં ગોળ કુંડાળું કરીને બેઠા. તેઓ બીચારા ગામડીયા બોચ હતા, તેઓમાં કાંઇ આવર નહી હતી, તોપણ એક જણનાં હાથમાં કાગળ હતું, બીજો જણ શીખસક હોય તેમ હુકમ ચલાવતો હતો અને સઘલા જણ કોઇ માહાભારત મસલતમાં મશગુલ હોય તેમ કામે લાગી ગયા હતા.

વાંચનાર જાંણેછે કે બે તરણ દીવસમાં નીમરોજનાં પાદશાહા તેહેમાસપનાં લગન, તારતારથી શેહેરો નાંમની જે ઓરતને તે લાવીઓ હતો, તેની સાથ થનાર હતાં. તે લગનની ખુશાલીમાં પાદશાહાનાં મેહેલ મધે એક નાટકનો ખેલ થનાર હતો. તે ખેલ કરવાને આ ગામડીયાઓએ માંથે લીધું હતું અને તેની તઈઆરી કરવા તથા તેને માંટે માહાવેરો અને તાલીમ લેવા, તેઓ આ રાતને વખતે ભેગા મળયા હતા.

પણ પેલો ખંધો તુર કદીબી મુગો બેસતો નહી હતો. લોકોને ભુલાવા અને બીહીવાડવાનું એ તુરીઆંને મનસે અતીશય હસવાનું અને રમત હતી. માટે આ ગામડીઆઓએ પોતાનું કાંમ હજીતો તરતનું ચાલુ કીધું હતું તેવામાં એ બેમાલુમ પરીઆંએ દાખલ થઇને પોતાનાં ચાળાથી સઘલો રંગમાં ભંગ કરી નાંખયો.

ગામડીયાઓ માહેલો હોશંગ નામનો એક જણ કાંઈ કારણસર દુર ગયો, એટલે તુરે બેમાલુમે રીતે એક ગધેડાંનું દોકું લાવીને તે ગામડીઆનાં દોકાં ઉપર ઓલવયું. હોશંગને આ વાતની ખબર નહી હતી, તેને ગધેડાંનુ દોકું લાગતુંબી નહી હતું, પણ બીજા સરવેને તે દેખાતું હતું અને તેથી બીજા ગામડીઆંઓ તેને ગધેડો બની ગયલો જોઇને એક હાથ ઉપર હસવા લાગા, તેમજ બીજા હાથ ઉપર ઘણાજ ધાબરા પડી ગયા. તેઓ આ ભેદ કાંઈ સમજી શકયા નહી, માટે ભુતે ઘેરેલા ધારીને સઘલાઓ જેમ બને તેમ નાહાસી ગયા અને બીચારો હોશંગ પોતાનાં ગધેડાંનાં દોકા સાથે એકલો રહી ગયો.

હોશંગે પોતાનાં માથાં ઉપર ફરી ફરીથી હાથ ફેરવયો, પણ તેનેતો પોતાનું સાફ માંથું લાગવા કીધું. એ ઉપરથી તે પોતાનાં ગામડીયા સોબતીઓ ઉપર ઘણો કફા થયો. તે ણે વીચારયું કે “એઓતો મારી મશકેરી ને ચેહેરો લઇ બે ઠેલા દેખુ.” એટલા વાસતે પોતાની બાહાદુરી બતાવા સારૂં તેઓની બેહોસપર તે આ જંગલમાં રહયો અને વખત ગુ જારવા સારૂં બેઠો બેઠો હેડલ ટાંકેલું ગાએણુ ગામડીયા સ હી ગાવા લાગો.

### લાવણી.

“હુંતો ગામડની ગોરીરે”—એ રાહાપર.

હુંતો ગામડનો રાજોરે—કે હુંતો મારે ગામડનો રાજો,
તાજ તખતનો તાપ તજને ઠકે ઠકે તાજો.—હુંતો.

(જુલ)

કોડી કોડી કરતાં થાયછે કોઠી,
ગાદી તકીઆથી આ છાંયછે મોટી,
ગાડી ઘોડાથી ગાય ભેંસ શું ઓટી?
દાંડી રાજની આ ઢોર ચલાવતી શોટી,
દુર દુખોથી સાજોરે—કે ધું હું દુર દુખોથી સાજો.
તાજ તખત૦ હુંતો૦

(જુલ)

લુગડાં આખાં પેહેરી કાહાડે શાડી,
દગલે દગલે ચાલે લેહેકા કાહાડી,
ચગરે હીચે ખચખચ ટેબલ માંડી,
ઘડીએ ઘડીએ વઇદને હાથે નાંડી,
એવાં શેહેરનાં લોક લાજોરે—કે તમે એવાં શેહેરનાં લોક લાજો.
તાજ તખત૦ હુંતો૦

(જુલ)

લુગડાં લતાંમાં લીઓ જાડી ખાદી,
ખેતરનાં ખોળામાં રાખી વાડી,
સુકું પાકું ખાતાં શું થાય બાદી?
છોડી ગાડી પીધી તાડી સારી,
ઘણું થાયતો છે ગાંજોરે—કે વળી ઘણું થાયતો છે ગાંજો.
તાજ તખત૦ હુંતો૦

એ પરમાણે હોશંગ ખુશ લેહેરમાં આવીને શેહેરનાં લોકોની સામે અને ગામડાંની પોતાની જીંદગીની વડાઇ ગાવા લાગો, પણ તેનાં સાદથી પહોશમાં સુતેલી આવાંન અ ચબુચ જાગી ઉઠી અને તેની અચરતીનો પાર રહયો નહી. પણ તેની જે નજરને તેનો ખાવંદ અકવાંન ફુલના રસથી બાં ધી ગયો હતો તે પેહેલી નજર આ ગામડીયા ઉપર પડવાથી આવાંન તેને જોતાંવારજ ચાહાવા લાગી અને જાંહાં સુતે લી હતી તાંહાંથી ઉઠીને હોશંગની પાસે આવી બેઠી.

આવાંને જોયું કે આ શખસનું બદન સઘળું માણ સ રૂપી અને ફોકું બેસીકલ ગધેડાંરૂપી હતું, તોપણ એ ના હાનકડી રાંણી તેનાં ઉપર ગોયા આશક થઈ. અલબત્તાં એક ઈનસાંન અને એક પરી વચે કોઇ બીજી તરેહનો દુનીઆ ઈ સંબંધ હોયજ નહી, તોપણ ભાઇ બેહેન ઇઆ મા દીકરાં જે પેઆરથી એકેકને ચાહેછે તેવો નીરમલ પવીતર પેઆર આવાંન આ ગાંમડીયા તરફ બતાવા લાગી અને જેમ હીં દુસતાંનથી લાવેલા જવાંનને પોતાની સાથે રાખયો હતો, તેમ આ ગધેડાંરૂપી માંણસને પણ સંભાલી રાખવાની તેને ખાહેશ થઈ.

તે આ ગધેડાને પરી કરતાંબી રૂપાલો અને ખુબસુર ત કેહેવા લાગી, અને તેનો કઠોર બેતાલ સાદ તેને બુલબુલ નાં સરખો મધુર લાગો. તે હોસંગને અરજ કરવા લાગી કે તે ગીત ફરીથી ગાવું અને હોશંગ ગીત ગાતો તારે આ નાહાની પરી તેનાં ગધેડાંના લાંબા કાંન તરફ અચરતીથી જોવા અને તે કાંન સાથ રમવા લાગી.

ગાએણુ પુરૂં થવા પછે હોશંગે તાંહાંથી જવા માગયું, પણ આવાંને તેની આગળ પોતાના પેઆરનો જુસો કબુલ કીધો તથા તેને સાથે રેહેવાની અરજ કીધી. આ નવાઇ જે વાં માનથી હોશંગ પોતાનાં મનમાં ઘણોજ ફુલી ગયો. તે ઘણાંક દાહાપણનું ડોળ દેખાડવા લાગો અને દાહી દાહી વાતો કરવા લાગો અને તેનાં એ દાહાપણને માંટે આવાંન તેને ફરેસતા કરતાં વધારે માન આપવા લાગી.

અંતે રાત વધારે જવાથી હોશંગને હુંગ આવવા લા ગી, તે ઉપરથી આવાંને પોતાની પરીઓને બોલાવી હુકમ કીધો કે આ નવાં પરાંણીને દરીઆવમાંથી ઝવેરાતો લાવીને શણગારવું તથા તેને માંટે ફુલોનું બીછાણું બીછાવવું, ત થા જારે તે ચાલે તારે પરીઆંઓએ તેની આગળ નાચ કર તાં ચાલવું, તથા જારે તે સુવે તારે તેની આગળ ઠંડા ગીતો ગાવાં. વળી આવાંને પોતાની કીડી મકોડીની આ ફોજને એવોબી હુકમ કીધો કે તેઓએ તેને ખવાડવા માંટે તાજી દરાખ અને લીલાં અંજીર અને મોટાં સેતુર અને બીજો મેવો રજુ કરવો, તથા તેને ઉજારડું આપવા માંટે મધમાં ખોના મધપુડામાંથી મીન ચોરી લાવીને તે મીન ઉપર મધ માંખોનાં પગની બતી કરવી તથા પછે તે બતીને આગીઆ આ કીડાની આગે કરીને સલગાવવી, તથા પતંગીઆંઓ ની સુંદર પાંખોને કુપી કાહાડીને તેનો પંખો બનાવી આ આદમજાત ઉપર પવન નાંખવો.

એ પરમાંણે આવાંન હોશંગની પુર માવજત કરવા લાગી. ટુકમાં કહીએતો તેનાં ખાવંદ અકવાંને તેની આં ખમાં ફુલ નીચવીને તેને જે સજા કરવા ધારી હતી તે પુરે પુરી થઈ, કેમકે તેણીએ એક માણસ શાથે અને તેબી વ ળી તેનાં ગધેડાંનાં ડોકાં સાથે પેઆર બાંધયો.

અકવાંનને એ વાતની ખબર નહી હતી. તેણે કરેલી નજરબંદીથી તેની રાંણી કોઇના પેઆરના ફાંદામા ફસી જશે એવું તેના મંનમાં ચોકસ હતું, પણ તે કોણના પેઆરમાં ફસી—માંણસના કે જનાવરના, જાહાડના કે પાહાડના— તે જાંણવાને પરીઆંઓનો એ પાદશાહા ઘણો ખંતી હતો.

તેની એ ઇનતેજારી તેના માંનીતા કાસદ તુરે આવી ને નરમ પાડી.

તુર કુરનસ બજાવીને પાદશાહા અકવાંનની સાંમે એક ગોકલ ગાયના કોટલાંને અઢેલી ઉભો અને તેની રાંણી આવાંન સુતેલી હતી તેવામાં નાટકની તાલીમ લેવાને આ વેલા નીમરોજી ગામડીયાઓમાંના એક ઉપર એ રમુજી પરી આંએ ગધેડાનું ડોકું મુકવા પછે રાંણી આવાંન તેના ઉપર કેવો પેઆર કરવા લાગી, તે સઘળી હસવા સરખી હકીકત તેણે કહી સંભળાવી.

આ વાતથી અકુવાંનેને કાંઇ થોડી ગમત ઉપજી નહી. પણ પોતાની એ ગમતની વચે તે પારકાંઓનું ભલું ભુલી ગયો નહી. તેણે તુરને પુછયું કે નીમરોંજથી આવેલો પેલો મરદ ઓરતને ચાહાતો નહી હતો, માટે તે મરદની આંખમાં ફુલ નીચવવા આપયું હતું તેનું શું થયું !

તુરે જવાબ દીધો કે "જાંહાંપનાહા, હું તે મરદની આંખમાં નીચવી આવયો છઉં."

પણ તુરને હજી ખબર નહી હતી કે તે ફુલતો તેણે એક જુદાજ ધણીની આંખમાં નીચવયું હતું. તેમાં તેણે કેવી મોટી ભુલ કીધી તે થોડાજ વખતમાં માલમ પડી આવે એવો એક બનાવ હીઆં બનયો.

## ભરતારનું સુખ.



બાયડીનાં સુખની એક ટુક તપાસ આપણે ગયા અંકમાં લીધીછે. હવે ભરતારનાં સુખ વીશે બે બોલ ધેઆનમાં લઇએ. બાયડી અને ભરતાર એ બનેનું સુખ અરસપરસ છે. બાયડી ઉપર જેમ ભરતારનાં સુખનો આધાર છે, તેમજ ભરતાર ઉપર બાયડીનાં સુખનો આધાર છે, અને હમણા જોકે "બઇરીનું રાજ" કેહેવાયછે તોપણ બઇરીને જેટલો બોધ મળેછે, તેની ફરજો અને તેનાં કામ બાબે બાયડીને જેટલું કેહેવામાં આવેછે, તેટલું મરદની ફરજો અને ભરતારનાં સુખની અગત વીશે કેહેવાનુ ભુલી જવામાં આવેછે.

ઘરનુ સુખ બાયડીથીજ છે, અને ભરતારથી નથી, એમતો કોઇ કેહેશે નહી. બાયડીનાં ગમે એટલાં સુખ છતાં, જો ભરતારનું સુખ નહી તો સંધુ ફોકટ છે અને સંધું અંધકાર છે. ગયાજ અંકમાં આપેલી મીશાળ મુજબ બાયડી જો ઘરનો એક મોટો કારભારી અથવા પરધાન છે, તો ભરતાર તે ઘરના વડા ધણી અને સરદાર તરીકે કાંઇ ઓછી ફરજો ધરાવતો નથી, પણ બાયડીને માતર એક મીશાળને ખાતર આપણે કારભારી ગણીછે. જે ઘર ઉપર ભરતાર પોતાનાં બાપદાદાથી ધણીપણું ધરાવેછે, તેજ ઘર ઉપર બાયડી લગનનાં પવીતર ગાંઠથી ધણીઆંણી થાયછે અને ધણીનાં જેટલા સઘલા હક ધણીઆંનીને પણ ઘટેછે.

"મરદ બાહારનો અને ઓરત ઘરની" કેહેવાયછે, પણ જો બરોબર જોઇએતો મરદ ઘરનો કાંઇ ઓછો નથી. તે ઘરની બાહાર જે જીંદગી ગુજારેછે તે ઘરને ખાતરજ ગુજારેછે; તેની એ તમામ જીંદગીની નેમ અને મકસદજ ઘરને એટલે કે બાયડીને અને બચાંને સુખી કરવાની છે. તેમજ વળી ઘરની અંદરબી ભરતારને ઘણી ફરજો બજાવવાની છે. ઓરત તે સુખનો માતર "અરધો ભાગ" છે, બીજો અરધો ભાગ મરદ છે અને એ બેહુ ભાગ સમાંધાંનીથી સાથે મળે તોજ એક હમસાજ અને સઘલી ગમથી એકસરખો અને સોભીતો દેખાવ બને.

ભરતાર ગોયા પોતાની ઓરતની જીંદગાનીનો ટેકો છે, તેણીનાં બચાવની ઢાળ છે, તેણીનાં સુખનો ઠામ છે. લગનનો પવીતર કોળ આપવા પછે ઘણીવાર ભરતાર બાયડીને ચાહેછે તે કરતાં વધારે બાયડી ભરતારને ચાહેછે; ભરતાર તેણીને જે માન આપેછે તે કરતાં બાયડી વધારે માંન આપેછે. બાયડીનું આખુ જીવતરજ, તેનો તમામ ભવ, તેનું સરવે ભવીશ ગોયા ભરતારમાં ભરી મેળેલું છે. તેણીની સરવે આશા અને ઉમેદ ભરતારથી છે. પોતાના વધતાં કુવતથી એક ભરતાર કદી જાસતી વાપરે, જે જાસતી કોઇ નહી ખમે, જે ભરતાર પોતેબી કદાચજ ખમી શકે, તે બાયડી ખમેછે અને સઘલું ખમતાંબી તેને અને તેનેજ પોતાનો સઘલો પેઆર અને માન સુપુરદ કરેછે.

એ ઉપરથી એક ખરા અને નેક ભરતારની ફરજ કેટલી મોટી, કેટલી પવીતર અને કેટલી કીમતી તથા અગતની છે તેનો આપણને ખેઆલ આવેછે. ટામસન કવીના આ શબ્દો ઘણાં અસરકારક છે, કે "પોતાની દીકરીને રાહા બતાવાને ખુદરતે તેનાં બાપને ભોમીયો બનાવયોછે, પણ તે બાપ પોતાની બેટીને ભરતારના હાથમાં મેળેછે કે જે વધારે મહુડતા મોભાથી, દાહાપણથી અને નરમાસથી સદાકાળ તેને ચાહાશે." લગનનો ગાંઠ બાંધતાં તેને સુખી કરવાનો કોળ આપેલો છે, એટલુંજ નહી પણ તેની નબલાઇ અને નાજુકીને ખાતર તેની સંભાળ લેવાને ઇનસાનીઅતનાં દરએક કાંનુનથી મરદ બંધાયલોછે. ઓરતનો બાંધો મરદ કરતાં નાજુક છે. જેઓ પોતાનો સંભાલ લઇ શકે, તેઓનાં સંભાળમાં આપણે ખાંમી રાખીએતો કદાચ ચાલે. પણ જેઓ પોતાનો સંભાલ લઇ નહી શકે, તેઓનો સંભાલ લેવાની આપણી બમની ફરજ છે, અને જો તે સંભાલ નહી લઇએતો તેનો સઘલો જોખમ આપણે સર છે.

નબલાને સતાવવું એ હીચકારાપણું છે. અને તોપણ નાજુક અબલાજાતી ઉપર જોરેમંદ મરદ ફકત પોતાનાં વધતાં બલને લીધે કેટલીવાર શેતમ ગુજારેછે! એક દુખી કબીલાનો બધો તોપલો બીચારી ઘરની ઓરતને માથે નાખવામાં આવેછે, પણ ભરતારનો તેમાં કેટલોબધો વાંક હોયછે? એક બુરી બાયડીથી સંસાર સુખ તુટેછે, પણ એક બુરા ભરતારથી સુખ કેટલું વધારે તુટેછે! જેના ઉપર જીંદગીનો આધાર, અને જેનાં આધાર ઉપર માબાપનો પેઆર—બાપીકુ ઘર અને ઘણીવાર સવદેશી વતન તજીને આવેલી, તેનેજ જો ભરતાર છોડી જાય, ઓછી ચાહે અથવા તેની જતનને પડતી મેળેતો તેનાં સું હાલ થાય અને તે ઘરને સુખી કેમ કરી શકે! ઉપગેજ કવી કેહેછે તે ઘણીવાર ખરૂં પડેછે કે મરદ પોતાની ગરજે ઓરતનો "ગડણપર પડતો ગોલામ થાય છે અને પછે એક જુલમગાર રાજો થાયછે."

એક કંગાલ ઇઆ કુસંપી કુટુંબમાં બાયડીનો વાંક હો

ય, તોબી ઘણીવાર ભરતારનો તેમાં વધીક વાંક નીકલી શકે છે. બાયડી અગનાન હોય, ઈઆ ઘર ચલાવાની તેનામાં આવડ નહી હોય ઈઆ ચાલની પાંસરી નહી હોય, ઈઆ કામકાજમાં બેફામ હોયતો પેઆરથી, ધાકથી, ટેકાવથી, તેની તે ખાંમીઓ સુધારવાને ભરતાર શકતીવાંન છે. મોટા પાદશાહો લખો આદમજાત ઉપર રાજ ચલાવી શકેછે, તો ઘરનો રાજો ભરતાર પોતાનાં ઘરની રાંણી અને રઈએત ઉપર રાજ ચલાવી નહી શકે તો તેમાં તેનોજ વાંક છે. બાયડીને પોતાનાં સરખા હક આપવા, તેને ઘટતા પેઆરથી ચાહાવી, તેનાં સુખને માંટે રાત અને દીન કાલજી રાખવી, ફુરસતનો વખત સઘલો તેની સંગાથે ગુજારવો, તેની નજીવી માગણીઓ બાહાલ રાખી, તેને રાજી કરવી તેની નાજુકીને છાજતાં માન અને મીઠાસથી વરતવું, તેની ભુલોને ખોલાસા અને ''ાતરતશલીથી ભાંજવી એ સઘલી ભરતારની ફરજો છે, મને ભરતારનાં સુખની એ કુંચીઓ છે.

આ બાબતને મથાલે એક ભરતારથી સુખી સોહોવાસ તું ચીતર આપયુંછે, તે જુવો. કેવા એ ધણી ધણીઆંની ંપ અને એખલાસથી બગલગીરી કરતાં ચાલેછે! તેઓ કે ા ખુશ મીજાજથી રસતા ઉપર એકલાં નહી પણ સાથે ફર ા નીકલયાંછે! ભરતારે ઓરતને પોતાની બગળ આપીને વા પેઆર અને સલાહા સંપજની નીશાંણ બતાવીછે! તે ાં હાથમાં હાથ ભેરવવાથી ભરતાર તેને ચાલવામાં કેટલો ટ ાઉ ટેકો અને મનપસંદ મદદ આપેછે! તેનો આ સાથી વી નરમાસથી વાંકો વળીને આસતે રહીને, વાત કરેછે! વાં તેઓ કાંઇ છુપી ગુસગુસમાં એકઠાં મસગુલ થયાંછે! ભ તારનાં ચેહેરા ઉપર બાયડીને માંટે કેટલી ઇનતેજારી દેખા આવેછે! એવી એક સુખી સોહોવાસન કેહેશે કે એ તે ખ ં ભરતારનું સુખ છે.

—∞∞—

## દાંત.

આપણામાં ઘણા ઓખાં બાઈઓ હોયછે, જેઓના દાં ત જલદીથી પડી ગયલા હોયછે અને તેઓને પુછવાથી મા લમ પડશે કે દાંત માણસ જાતને કેટલું જરૂરનું હથીઆર છે. અલબતાં ઘણાં જવાંન વાંચનારાઓ કેહેશે કે દાંત ખોરાક ચાવવાને કામ આવેછે અને શેકસપીઅરના એક નાંટક માહેલો મશખેરો કેહેછે તેમ "વળી દાંત પડી જશેતો પોચા પોચા, મીઠા મીઠા, મલોડા ને દુધપાખ ખાવાનું બનશે." પણ દાંતનો ઉપયોગ વધારે સમજવાનોછે. ખોરાક આખો કે ચાવીને ગલવાનીજ એ વાત નથી, પણ ખોરાક પેટમાં પ ચાવાની વાત છે, અને દાંત ખોરાકને મોહોમાં જે દળેછે તે અમસયો સગવડને વાસતે નહી પણ ખોરાક હજમ કરવા માટે દલેછે.

એ રીતે દાંત, ખોરાક પચાવાના સાંચાનો એક અગતનો ભાગ છે. આખોને આખો ખાવેલો ખોરાક જરપત થતો નથી, અને ઉલટી ઈજા કરેછે તથા માણસ જાતને થતાં દરદોમાંના અરધાંઅરધ બલકે તેથીબી વધારે ખોરાક બરોબર હજમ નહી થવાથી પેદા થાયછે. એ ઉપરાંત વળી દાંત-ચેહેરાને જેબ આપેછે. સોજા, સફેદ, એકસરખા દાંતની હાર ખુબસુરતીની એક નીશાંણ છે, અને કવીની કલમ ખુબસુરતીનું વરણન કરતાં દાંતને ભુલી જતી નથી. દાંત ચેહેરાને જવાંનીનું રૂપ આપેછે, પણ દાંત પડી જવા પછે ગમે એવું જવાંન માણસ ઘડપણમાં આવી જાયછે.

આપણા બદનનું આવું અગતનું જે અવીઅવ તેને માટે આપણા લોકોમાં ઘણું અનજાંનપણું દીઠામાં આવેછે. બચાંના દુધીઆ દાંતમાં કેટલી જતન જોઈએછે તે આપણે ગયા અંકમાં જોયુંછે. પણ મોટપણમાં આવતા દાંતની જતન કાંઇ ઓછી જરૂરની નથી, માટે હાલ એ વીશે થોડુંક બોલીએ છઇએ. પણ પરથમ દાંતની બનાવટ જાંણવી જોઈએછે. મોટાં માણસના મોહોમાં ૩૨ દાંત હોયછે. એ દરએક દાંત હાડકાંના બનેલાછે. હાડકાંના નાહાના નાહાના કકડાને, ચીરવા, કાપવા, ભાંજવા અથવા દલવાના કામ પરમાંણે અણીઓ તથા ધારો બનાવીને ગોઠવયાછે. એ હાડકાંના કકડા સુમારા છે, અને ચલકેછે, તેનું કારણ એ છે કે એ દરએક દાંત ઉપરનાં "ઈનામલ" ઈઆને કોડીનાં જેવી સફેદ અને સુમારી પોપડીનું ઘાંકણ છે.

એ "ઈનામલ" દાંતને સોભા આપેછે એટલુંજ નહી પણ દાંતને જાલવી રાખેછે. અને જારે દાંત ઉપરથી એ પોપડી ઉખડી જાય અથવા ઘસાઇ જાય તારે દાંતનાં આવરદા આવી રેહેછે. દાંતના દરદો તરેહવાર હોયછે અને માણસ જાતને તે અતીશય કંટાલો તથા દુખ આપેછે. પણ ઘટતી જતન નહી લેવાથી એમાંનાં ઘણાં દરદો ઘણીવાર થાયછે. કેટલીકવાર ઘણીજ ખભરાયલી દાંતની ભુકીથી ઉપલું 'ઈનામલ' ઘસાઈ જાયછે, કેટલીકવાર ઘણાં જાડાં બરશે દાતન કરવાથી તેમ થાયછે, અને ઘડીએ ઘડી દાતન કરવાથીબી એજ પરીનામ નીપજેછે. કેટલીકવાર પારાની અંદર એક જાતનો રસ નીકલેછે તેથી એ "ઈનામલ" ખવાઈ જાયછે. વળી કેટલીકવાર પારાની પાસે પાસે એક જાતનું ખોટું "ઈનામલ" ઉગેછે, અને તેને જો તાંહાં રેહેવાં દીધું હોયતો તે વધતું જાયછે અને પછે મજબુત દાંતને હાંની પોંહોંચાડેછે.

ખોરાકની કગરસો દાંતોની વકતારોની વચે રેહેવા પછે કોહેછે અને તેથી પણ દાંતને અતીશય નુકસાંન પોંહોંચેછે. ઘણી ગરમ અથવા ઘણી ઠંડી ચીજો ખાવાની હંમેશાની આદત દાંતને સદતી નથી, તેમજ વળી ઘણો ખટાસ અથવા ઘણો મીઠાસ પણ દાંતને બગાડેછે. દાંતોની વચેની ખોરાકની કગરસો કોહોવાથી દાંત કોહી જાયછે, તેથી દાંતમાં સડો પડી આવેછે; પણ જારે એ સાથે દાંતની ઉપરની કઠણ ખોપરી જે દાંતના અંદરના ભાગોનો બંચાવ કરેછે તે જો નબલી અથવા દરદી હાલતમાં હોયતો તે ઉપર કેટલાં એક કારણો જલદીથી ખરાબ અસર કરેછે; અને વગી તે સાથે જારે દાંત ઘણા ખીચોખીચ બેહેલા હોયછે અને આસપાસના દાંતો તે ઉપર ચાલુ દબાન કરેછે તારે, તે દાંતના મથાલામાં સડો પડીયા વગર રેહેતો નથી. જે દાંત પારાની બરોબર કોહેવા માંડેછે અને જારે મોટી દાટના મથાલાની વચોવચ સડો પડેછે તારે તેનું કારણ ઘણું ખરૂં કોહોતા ખોરાકને લીધે હોયછે, પણ કોઈ વેલા દાંતની

ઉપરની કઠીણ પોપરીમાં કાંઈ પણ ચીરો દેખાઈતો આલમ પંડતો નથી અથવા જો ચીરો પહેલો હોયતો એટલો મોટો નહીં કે જેથી ખોરાક દાંતની અંદર પેવસ થઈ શકે, તે છતાં પણ દાંતની અંદરથી સડા પડવા માંડેછે. એ કારણો સીવાએ દાંતના મુલીયાં ઉઘાડાં પડીયાથી અથવા તે ઉપર જે પારો આવેલોછે તેને બદલે ચતોડીની પોપરી બંધાઇ હોયેતો સડો જલદીથી પડી આવેછે અને તેથી તે પારા ઉઘાડાં પડે નહી અથવા પોપરી બંધાયે નહી તેની સંભાલ લેવાની જરૂરછે.

સડેલા દાંતનો ઉપાય દાંતના ડાકટરના હાથમાં છે. તેવા દાંતની અંદર ખાડો પડેછે અને તે ખાડો પડતાં વાર જેમ બને તેમ જલદી તેને પુરવાની ભલામણ કરવામાં આવેછે. એ દાંત પુરવામાં સોનાનો વરખ ઘણો અકસીર ઉપાય ગણાયછે. પણ દાંતને પુરવા ઇઆ તોડી પાડવા ઇઆ બીજા ડાકટરના ઉપાયો દાંતનું દરદ થવા પછેના છે, તેને બદલે આગમચથી જતન લઈ તે દરદ અટકાવાના ઉપાયો જાહેર કરવાની આ ઠેકાંણે વધારે અગત છે. દરરોજ રાતના ખાધા પછે સુવા અગાઉ દાંત સાફ કરવા, એ અગતનો ઉપાય કરવાને ભુલવું નહી જોઈએ. તેમ કાધાથી ખોરાકની કગરમો દાંતની વચેથી નીકલી જાયછે. ઘડીએ ઘડી તપકીર અને બીજી વસતુઓ દાંત ઉપર ઘસડવાના કરતાં દરરોજ સહવારના એકજ વખત દાંતની સારી લુકીવતે બરસથી દાતણ કરવાની આદત વધારે સારી છે. બરશ હંમેસાં નરમ વાપરવાની સંભાલ લેવી જોઈએ. આવર અને બાવરના દાતનથી પણ દાંત સાફ થાયછે. કેટલાકોનું એવું પણ મત છે કે સેલડી ખાવાની આદત પણ દાંતને સાફ કરેછે. સારાંઉસ એકે કોઇબી રીતે મોહોડાંની આ સોજા અને જરૂરના અવીઅયને દરરોજ ચોલીન સાફ રાખવું એ તનદરોસતીને જાલવવાનો એક જરૂરનો ઉપાય છે.

## ફીંગાલનો ગોફો.



આપણી તરફ ધારાપોરી, કનેરી ઇઆ કારલીના મોટા અને અજાએબ જેવા ગોફા માંણસના હોનર અને હીકમતથી બનેલાછે, તે ઘણોક વાંચનારી બાઈઓએ જોયા હશે. પણ ઉપર અમે એક ગોફાનું ચીતર આપયુંછે, કે જે ગોફો ખુદરતે પોતે બનાવેલોછે. ખુદરતના છુપા અને તલેસમાંતી હાથની કારીગરીના આવાં બાંધકામો દુનીઆંના ચોખુંદ ભાગોમાં મળી આવેછે અને ફીંગાલનો ગોફો એવુંજ એક અજાએબ જેવું ખુદરતી બાંધકામ છે.

એ ગોફો ઈંગલંડની ઉતરે જોડાયલા સકાટલંડ દેશના પરાચીન કોસટા ઉપર સટાફા નામના ટાપુમાં આવેલોછે. તે તરફ સમુદરમાં નાહાના ટાપુઓનો એક જુમખો આવેલોછે, કે જેને "હીબરાઈડસ" કેહેછે. એ જુમખામાં આસરે ૨૦૦ ટાપુઓ છે, કે જેમાંના ૭૦ ટાપુઓ ખાતે લોકો વસેછે અને ૧૮૫૨ થી સકાટલંડના લોકો તાંહાં જઈ રેહેવા લાગાં તેની આગમચ એ ટાપુઓની કુલે વસતી ૧૨૦૦૦૦ માણસની હતી, જેમાં હાલ ઘણો વધારો થયલો ધારવામાં આવેછે. તે લોકો ઘણું કરીને માછલી અને પટેટા ઉપર ગુજરાંન ચલાવે છે. એમાંના કેટલાંક ટાપુઓ મોટાં અને સારી રીતે બાંધેલાં છે.

સટાફા એ ટાપુઓમાંનું એક નાહાનું અને વસતી વગરનું ટાપુ છે. તેનો ઘેરાવો માતર દોહોડ માઈલનો છે અ અને તે ખડકથી ભરેલું છે. પણ તે વખનાયલું એમ છે કે તેમાં ફતરના મોટા મોટા ખુદરતી થાંભાઓ બનેલાછે, અને ટાપુની આસપાસની ટેકડીઓના વચમાંથી પોકલ ગોફાઓ બનયાછે. એ ગોફાઓમાં મુખીઅ ફીંગાલનો ગોફો છે. એ ગોફાથીજ ગોયા સટાફાનું આખું ટાપુ બનેલુંછે, કેમકે એ ગોફો નજદીક એક માઈલ લાંબો અને અડધો માઈલ પોહોલો છે અને છેક દરીઆવની અંદરથી ટાપુની જમીનના મોટા ભાગ સુધી તે પોંહોચેછે.

આ અજાએબ જેવું ટાપુ લાંબી મુદત સુધી લોકોમાં જણાયલું નહી હતું. પણ ગઈ સદીની આખરીએ મુસાફરોમાંથી સર જોસેફ બેંકસે આઈસલાંડનાં ટાપુની સફર કરતાં એ ગોફાની પેહેલી ભેટ લીધી હતી. તારપછે એ અજાએબ જેવો ગુમબજ ઘણો જાણમાં આવયોછે અને બોટોની મારફતે તેનાં છેક અંદરનાં છેડા સુધી લોકો ફરી આવેછે. તેની અંદર ભરતી અને ઓટનાં પાંણી આવેછે તથા જાયછે, તથા બીજા ગોફાઓની મીશાળે અંધારૂં નહીપણ ઉજરડાં ભમરથી એ ગોફો રોશન રેહેછે, માંટે તેમાં ફરવાનું ઘણું સવલ પડેછે. દરીઆવનાં મોજાનો તેની અંદર જે ઉંડો આવાજ થાયછે, તેને મુસાફરો ઘણો નવાઈ જેવો ગણેછે.

એ ગોફો ખડકનાં એક મજબુત પાયાની ઉપર બાંધેલો દીસેછે. એ ગોફાની દેવાલ તેજ ખડકનાં ફતરનાં મોટા મોટા અહોઅડ સાથે જોડેલાં થામલાઓની બનેલીછે અને તેનાં છાપરાંની બાંધણી ઉપરથી દીસેછે કે તેનાં પણ અસલ એવા થામલા હશે, જે ભાગી જઈ તેમનાં મથાલાં ઉપર ટીંગાઈ રહેયાંછે. એ થામલા સઘલા સીધા, ઉંચા અને તરણ તરણ ઈઆ ચચાર બાજુનાં છે. સર જોસેફ બેંકસે ભરેલો એક થાંભલો પોહોલાઈમાં ૪ ફીટ, પાંચ ઈંચ હતો. એ થામલાઓ ઘણાખરા પચાસ ફીટથી વધારે ઉંચાઈનાં છે, અને ગોયા કોઈ કારીગરે ગોઠવી ગોઠવીને બાંધયા હોય તેમ તે હારેકટાર સરખા ને સરખા આવેછે.

પોતાનાં મોહોડાં આગળથી એ ગોફો ૫૩ ફીટ પોહોલો અને ૧૧૭ ફીટ ઉંચો છે, પણ અંદર દાખલ થતાં આગળ ચાલતાં તે સાંકડો થતો જાયછે, તેમજ વળી તેની ઉબર

ની નીચે આવતી જાયછે અને છેક બીજે છેડે જઇ પોહોચતાં તે માતર ૭૦ ફીટ ઉંચો અને ૨૦ ફીટ પોહોલો માલમ પડે છે. બાહારનાં ખડકથી તેની લંબાઇ ૩૭૧ ફુટની ભરવામાં આવીછે. તેના મોહોડાં આગળ પાંણીની ઉંડાઇ ૧૮ ફીટ છે, પણ તેને બીજે છેડે ૯ ફીટ ઉંડુ પાંણી છે.

## મકા શેહેર.

મહમદીઆંન લોકો મકે હજ કરવા જાયછે, તે અગતનાં, વખનાયલાં અને જાંણીતાં શેહેરનું એક ચીતર પાસેનાં સફા ઉપર આપયુંછે. મકા શેહેર આરબસતાંનનાં પાહાડી અને જંગલી મુલુકનું પાએતખત છે, એટલુંજ નહી પણ આખી ઇસલાંમી દુનીઆનું પાએતખત છે. મહમદીઆંનનો મોટો અને બોહોલો ફેલાવો પાંમેલો ધરમ, જે ધરમવાલાઓની વસતી દુનીઆમાં માંતર ખરીસટીઓ કરતાંજ ઉતરતી ગણાયછે, તેઓનાં મજહબનું મુખીઅ મથક આ મકા શેહેર છે. આરબલોકોનાં દોરનો વખત જારે કે તેઓ યુરોપનાં મોટા ભાગ ઉપર ફતેહમંદીથી ફરી વલયા, તારથી આજસુધી એ શેહેર તેઓનાં હાથમાં જલવાઇ રહયુંછે અને દરએક મુસત મહમદીઆંન પોતાનાં એ પવીતર શેહેરને માંટે મોટું માંન ધરાવેછે.

મુસલમાંનોનાં પેગાંમબર મહમદનો જનમ આ પુરાતન શેહેરમાં થયો હતો. જારે નોસેરવાંન અદલ ઇરાંનમાં રાજ ચલાવતો હતો તારે એ પેગામબર જનમયો હતો અને નોસેરવાંનની ચાર પાંચ ઓલાદ થઈ નહી એટલામાં તો મહમદનાં ખલીફાએ ઇરાંનનાં બલવંત રાજનો અંત આંણયો. એ ધરમનો વાહાબી નામનો ટોલો જે ખરીસટીઓમાં "પરોટેસટંટો" ને મલતો આવેછે, અને જે ટોલો ધરમ સંબંધી મતફેર ઉપરથી ઉભો થયો છે, તેઓએ સને ૧૮૦૪ માં એ શેહેર ઉપર હલલો કરી તેને પોતાને સવાધીન લીધું હતું, પણ ૧૮૧૮ નાં સાલમાં ઇબરાહીમ પાશાએ તેને પાછું ફતેહ કીધા પછે એ શેહેર તરકીનાં રાજને તાબે રહયુંછે અને તેમાં હજને માંટે જનારાં લોકો ઉપર એ રાજનાં મહમદીઆંન સુલતાંનનો આસરો ગણવામાં આવેછે. વાહાબીઓએ એ શેહેરને જેટલો વખત પોતાને સવાધીન રાખયું, તેટલો વખત તેઓએ પોતે તાંહાંની પવીતર કબરને પુરતું માંન આપવા છતાં, બીજા ઇસલાંમી ટોલાંઓને તાંહાં આવતાં અટકાવયાં હતાં, પણ તેઓનાં જવા પછે એ શેહેર પાછું સઘલા મુસલમાંનોને માટે ખોલું મેલવામાં આવયુંછે.

મકા શેહેર આરબસતાંનનાં પશચીમ કીનારા ઉપર ફરતા પાહાડોની વચે એક સાંકડી ખીણમાં આવેલુંછે. તેનો દેખાવ બાહારથી સારો લાગેછે, અને તેને મુસાફરો પુરવ તરફનાં ઘણાં ખુબસુરત શેહેરોમાંનું એક ગણેછે. એ શેહેરનાં ઘરોના આગલા ભાગ સઘલા ફતરનાં બાંધેલાછે, જે તરણ ચાર મજલા સુધી ઉંચે લઈ જવામાં આવેછે અને થાંમલાઓનો તથા બીજે સણગાર આપવામાં આવેછે. એ શેહેર ખોલું છે, અને તેનાં બચાવને માટે તરણ કીલા બાંધેલાછે. એ શેહેરનાં મોહોલાઓ લગાર પોહોલા, એક સરખા અને સગવડ ભરેલાછે, તથા તેમનો દેખાવ સફાઇદાર કેહેવાયછે. એ શેહેર ખાતે હજને માંટે જે મોટી ભીડ થાયછે, તેમાંથી મરકી અને લુંડા મરજો ઉતપંન થવાનો દોશ એ શેહેરને માંથે મેલવામાં આવેછે, તોપણ મુસાંફરો એ શેહેરની સફાઇનાં વખાંણ કરેછે.

એ શેહેરમાં ઘણીક નાંહાંની મોટી મસજીદો છે, જેઓમાં "કાબા" ના પરખેઆત મકાંનવાલી મસજીદ મુખીઅ ગણાયછે. એ મસજીદ મોટી, ફતરની, ચોરસ બાંધેલીછે. તે દરએક બાજુએથી આસરે ૦ા માઇલ લાંબી છે અને તેને ફરતા થામલાઓની હાર લાગેલી છે. કેટલીક સીહીડીઓ ઉપરથી નીચે ઉતરતાં મસજીદના બાહેલા ભાગમાં દાખલ થવાયછે, જે મધે "કાબા" અથવા મહમદ પેગમબરનું ઘર આવેલું છે. એ ઘરની અંદર એક કાલો ફતર છે, કે જે આ મકાંનનો પાયો બાંધવા સારૂં જીબરાઇલ ફરેસતો લાવયો હતો, એવો મુસલમાંન લોકોનો એતેકાદ છે. એ ફતરની આસપાસ જીંદગીમાં એકબી વખત સાત ફેરા ખાવા અને એ ફતર આગલ મરસીઆ ગાવાં તથા તેની નીમાજ કરી એ ફતરને ચુંમી લેવી એ દરએક ધરમપર મુસત મુસલમાંનની મોટામાં મોટી ઉમેદ હોયછે અને એટલા માટે તેઓ હજારો માઇલની હજ કરેછે.

મકા શેહેરની હંમેશાની વસતી ૩૦ હજાર માંણસની ગણાયછે, પણ હજની મોસમમાં તાંહાં ૧ લાખ માંણસ ભેગું મલેછે. મકા એક કાએમ અને આબાદ શેહેર ગણાયછે, તે આ હાજીઓની આવજાવને લીધે ગણાયછે, એ વખત ઉપર શેહેરનો સઘલો દેખાવજ બદલાઇ જાયછે અને એક મોટો ભરચર મેલો લાંબા દાહાડા સુધી રેહેછે. છેક ટરકીથી ટારટરી અને ચીનવેરથી જથાબંધ હાજીઓ વાંહાંણે ભરાઇને આવેછે અને કાબાનાં કાલા ફતરની નીમાજ કરી સવરગનું વરદાંન પાંમવાની આશા રાખેછે. નીમાજ કરવા પછે "જમ જમ" નામનાં એક તલાવમાં નાહવાની કીરીયા થાયછે, કે જે તલાવનું પાંણી સોજું નથી, તો પણ નાહાવા ઉતરનારાઓનું સઘલું પાપ તેથી ધોવાઈ જતું સમજવામાં આવેછે. કેટલાક હાજીઓ આરારટનાં પાહાડ સુધી પોતાની હજ આગલ વધારેછે.

"કાબા" ની અને બીજી મસજીદો સીવાએ મકા શેહેરમાં જોવા દખા જાંણવા જોગ વધારે કાંઇ નથી. પાસેનાં ચીતરમાં એ મસજીદ આખી ચીતારીછે, તેથી વાંચનારાઓને તેનો થોડોક ખેઆલ આવશે. મકા શેહેરમાં ધરમ ધેઆંન અને ભીખશા સીવાએ બીજો ઉદીઓગ કે વેપાર કાંઇજ નથી, માટે આ હેવાલ વધારે લંબાવાની અગત નથી.

## કોલી કુઈનો કાગલ.

સવસતી શ્રી મુંબઇ બંદરે, માહાસુભસથાંને, પુંજ રાઘે સરવે ઉપર માહાજોગ સદા મેહેરબાંન કદરદાંન નેકનાંમ નેકીના કરનાર ખુબીનાં ખાવંદ શ્રી પાંચરે પાંચ અસતરી બોધકને છાપનારા અધીપતીજી સાહેબ, જત (અને લખ



મક્કા શેહેર.

તાં આવડતું નથી વાસતે મારી અખ્ખઈ રેહી ભતરીજી જીવનાઈ પાસ લખાવવું છ) મુંબઈથી લખતંગ તમારા હકમાં દુવાની માંગનારી ને તમુને મરૂં તથા તમારી પેટ તાહારી બધી વાંચનારી બાઈઓને ઓલખીતી કોલાઈફુઈની દુવા બંદગી બબે હાથે પગે પડીને લખુંછ તે કબુલ કરજો મરૂ. લખવા કારણ એ જે તમારૂં અસતરી બોધકનું નુસપેપર મારાં ઘેરમો બોલતી ઓવારૂં છોકરીઓ વાંચેછજી તારે સાભલીને ખુશી થઈએછજી, પણ મરે હું તો ગુચવાયા કરૂંછ કે તમોને એ બધું છાપતાં કેમ આવડતું હોશે. તારે જી ભરાયા મારા સાવખશાએ સમજાવયું કે "માએ જોવોની છાપનાર તો ઘાતી હોય, અધીપતીજી કાંઈ છાપતા નથી, પણ ધાતી લોકો સંચાની અંદર છાપો દાબીને કાગલ કાહાડે." તારે હવે મારી લખવા અરજ એ જે આએ મારૂં કાગલબી એટલું છાપવાનાં સંચામાં દાબી કાહાડશો મરૂં તો તમારો મોટો ઉપકાર થશે, ને મોરો આભારબી થશે ને વલી મોટી મેહેરબાંનીી થશે ને તમારી બધી વાંચનારી આંઈ બાઈઓપરથી હું બધી ઓવરઈ જવશ મરૂં, વાસતે મારૂં એટલુ કાગલ જરૂર દાબી કાહાડજોજી, પણ કાંઈ ઘણ છેક છાક ઈઆ ચેહેર ચુક કરીને નાં દાબતા મરૂ: એજઅરજ.

હવે લખવા કારણ એ છે જે તમે કેહેશો કે હું બાઈ મનખ થઇને એક નુસપેપરમાં કેમ લખું, તેનું જાંણવું એ જે આએ અસતરી બોધકનું નુસ બઈરાંને વાસતે તમે લખોછ મરૂં ને ઘાતીઓ છાપેછ, તેની અંદર કાકી મરે મારી જીવનાઈ પાસે કાગલ લખાવાને વાસતે હું સરમાતી નથી. ને બીજું એજે તમારાં એ કાગલમાં બીજાં બઈરાં લખી મોકલેછ તે તમે છાપોછ. તે બધી આજ કાલની પોરીઓનું લખેલું હોયછે, ને તેમાં વળી કોઈ ગોતી નીકલી રતઈમદમ "રાસતી ગોપતર" નાં ચોપાનીઆમાં ઘણું હશાવેચ, તેથી પોતાની તરફેણનું બધું ખોટું ખોટું ઘરડાંઓને વાસતે તમો છાપોછ, ને ગાંમનાં ઘરડાં ખોખાંની તરફથી કોઈ એક અખેરબી લખતાં નથી, એ કોતક તે વાએ કેમ જોવાએ, તે વાસતે આએ કાગલ લખ્યુંછ, તે તમોને જે તસદીર થાય તે મુંફ કરજોજી, ને ખબરદાર જો છાપયા વગર રહયાછતો મારા સમ, મારા ચાહારમનું ખોટું ખાવો જો તમો નહી છાપોતો, એજઅરજ.

બીજું—લખવા કારણ એછે જે સાસુ વહુનાં કજીઆને વરે હું એક અને એક નહીતો બે લીસોટી લખવા માગુછ મરૂં. સાવાસતે જે એ કજીઆનું કાલુ મોહોડું હજી આપરા લોકમાંથી નાપેદ પડતું નથી, તેથી મુવો નાપાક સેતાંન ઉંઘો નહી પણ ચતોને ચતો રેહેછ ને ઘણાં ઘેરોમાં કજીઓ ચાલેછ ને એ કજીઆને લીધે ઘણાં કાજગરા જાંન જાયછ, ને દીન ઉગત કોઈને કોઈ માઠાનાં માગતાં ને વાસતે તાહાડી સીરી ખુમ સંભલાયછ. દાદાર હોરમજ સઉની સરમ આબરૂ રાખે, પણ મારી આઈ બાઈઓ, એને વાસતે કાંઈબી ઉપાય કરો ને એ કજીઆનું મોહોડું કાળું કરો. ગમેતો બધી સાસુ વહુઓની મીટીન બોલાવો ને પછી સરકારને અરજ કરો કે એવો ધારો બાંધે કે કોઈ એ કજીઆ કરવા નહી. ઈઆ જી ભરાંયાં તમોને ગમે તો પંચાત બનાવીને જે સાસુ વહુઓ કજીઆ કરે તેને ને આતબાહાર મેલો. ગમે તે કરીને અધીપતીજી સાહેબજી એ કજીઆ અટકાવાનો ઉપાય બતાવજોજી, એજઅરજ.

બીજું—અધીપતીજી સાહેબ વખતે તમે એમ કેહેશો કે "હોય, એતો ઘેર છે, તાંહાં કજીઆબી હોય ને તે બધે ઘેર હોય," એમ ઘણાંને મોહોને આપણ સાંભળીએછ, પણ તમે વીચાર નહી કરતા કે જો ઘણાં લોકને ઘેર કજીઓજ હોયતો તે લોકોની સંસારી હાલતનો શું સાર કાહાડશુંજી! એટલોજ કે એ કજીઆ તે લોકોમાં એટલા બધા સાધારન ને રોજનાં થઈ ગીઆછ કે તે લોકોનાં વીચાર સુહુન મારી ગીઆછ ને એ નાપાક સેતાંનનાં કામની તે લોકને નવાઈ લાગતી નથી. પણ જો અંજાનું મનખ એ હાલત જોયતો તે અચરત થવા વગર રેહે નહીં કે પારસી ટોલો—અખઈ થઈને રેહે ને બધા ભવ જીવે—સુધરેલો ને શીખેલો કેહેવાયછ, પણ અંદરખાનેથીતો આવું આંધરૂં છે. હવે મરૂ મારા અધીપતીજી હઈ સવાલ નીકલેછ કે શું ટોપીવાલાઓનાં ઘરોમાં કજીઆ નથી થતા ? એતો માણસ હોય તાંહાં એકની વાત બીજાને નહી ગમે ને બીજાનું કીધેલુ કામ તરીજાને નહી ગમે ને વીચારમાં ફેર થાય. હલકાં માણસો ગોસે થઈને મારામારી કરે, એ બધું કબુલ કરો, તોબી પણ છેતકરીને ટોપીવાલાઓમાં આપણી કાંએની ઘેરે ઘેર કજીઆ હોશે ? એ ઉંધાડે માંથેનાઓમાં હું કાંઇ ફરેલી નથી, પણ લોકો કેહેછ કે એ લોકમાં એટલો કજીઓ નથી. બાકી જો તેમ હોયતો એ લોકને સુધરેલા કોણ કેહે ! ઓવારી નાખીએરે કજીઆને આપણા ઘેરોપરથી. ખોદા દુશમનનેબી નહી દેખાડે, પણ આપણા પોતાના લોકોની હાલત તેવી છે. તારે શું કરવું તેનો એ ! મારી આઈ બાઈઓ કાંઈ વીચાર કરો, એજઅરજ.

બીજું—અધીપતીજી સાહેબ લખવા અરજ એ છે જે એ સાસુ વહુના કજીઆઓમાં કારમખી વહુઓનો વાંક ઘણો હોયછ. જેની વહુઓ હોય તેની ખોદા સલામત રાખે, પણ ઘણી વહુઓ ઘરડી સાસુનું માન અથવા પત નથી રાખતી. પણ એમ વળી હોય ! સાસુ ને માએ એક સરખી, પણ સાસુ તે પોતાની માએને તોલની છે ને વળી પોતાના ખાવંદનીબી માએ છે તારેતો માએ કરતાં તે બેવડી છે, ને જે અખઈ રહીઓ વરને ચાહે તે લોકોએ વરની માએને તો તેથીબી વધારે ચાહાવી જોઈએ. ઘણી વહુઓ એમ વીચારેછ કે હમે ખુરસીએ બેસીએ, ને સાસુ ઘેરનું લદારૂં કરે, પણ તેના ઘરડાં હારનો વીચાર કરવો જોઈએ. વળી કેટલીએક વહુઓને સાસુઓ દાબમાં ને ધાકમાં રાખવા માંગેછ, તે તેનાઓને ગમતું નથી, ને લોહોડાંના ચના ચાવવા જેવું લાગેછ, પણ એ લોહોડાંના ચના પાછલા વખતમાં ઘણા મીઠા લાગેછે, ને સાસુની ધાક પછવાડેથી યાદ આવેછ ને જારે વહુઓ પોતે સાસુ થાયછ તારે તેનાઓની ખાતરી થાયછ કે વહુઓને વાજબી ધાકમાં રાખવી એ દાહી સાસુઓનું કામ છે. સાસરાંના આસરામાં રહીએતો સાસુના હોકમ માનવા જોઈએ, એજઅરજ.

હવે અધીપતીજી સાહેબ ઘણી વખત ગોતી નીકલી સાસુઓનોબી વાંક હોયછ. ઘણી સાસુઓ કાહારૂન જેવી જુલમગાર, અદેખી આંખની, એકલપેટી ને આપમતલબી હોયછ. જો સાસુ માએ જેવી ગણાવા માહાતી હોયતો વહુ

ને દીકરી બરોબર ગણવી જોઈએ, પણ કેટલી સાસુઓ પોતાની દીકરીમાં ને વહુમાં તફાવત રાખેછ ? પોતાની દીકરીને એક ગાળ નહી, પણ વહુ તે જાંણે પરાઈ દીકરી હોય તેમ તેને જુહુરા ગાળ દેછ, તે તેનેજ નહી પણ તેના માએ બાપ ને મહીરોના સઉ કોઈનિ સાત પેહેડી ને ગાળ દેછ. પોતેતો કામ નહી કરે, પોતાની દીકરીને કામ નહી કરવા દેય, પણ વહુને માંથે બધું કામ નાખે, પછે તે છોકરાંનું કરે, વરનું કરે, કે સાસુનું કરે ? એકગમથી તેને છોકરાં જીવતીને જીવતી ખાઈ જવા માંગે, બીજીગમથી વર તેનાપર ધુજારો કરે, વળી તરીજી ગમથી સાસુને જરાક ઓછું પહેતો મોહોનાપર ધુમટો ચહડાવીને રૂસઈ બેસે. પણ વળી સારૂં કાંમ હોય, સવાબનું કામ હોય, ઘરમાં લછમી આવવાનું કાંમ હોય, જેમાં પુન લેવાનું હોય તે સાસુ પોતે કરવા નીકલે. સહવારના પોહોરમાં ઉઠીને લોબાંન ધુપાવે ને પછે પાછાં પોહોરી જાય કે રખેને વાસન કુસન કરવાં પડે. ચોક માંદન સાસુ કરે, કુવાને વધાવી લેવાનું સાસુ કરે. દરાંન વણવાના હોય કે ઘારીપોરી ને બીજાં પકવાંન ચુહુલા આગળ બેસીને વહુ કરે, પણ લોબાંન મેળવાનું પુન સાસુ લીએ. સાસુનું જરા માંથું દુખેતો જઈને કોચપર લાંબાં થઈ જાય, ને ખાવાને વખતે થાલી ભરીને ધાંન સાફ કરવા છતાં બાકીનો વખત કાંસી કરાજીને ઢોંગ કરયા કરે. હપતી ખપતી જેવી વાત કરતી હોય ને તેવામાં કોઈ બાહારનું મનીસ આવી લાગેતો દાદરપર તેનો સાદ સાંભળતાંજ સાસુ હોઠી પોઠીને સુઈ જાય, પણ વહુને ગમે એટલું દુખે વીચે તોબી તેને ઘેરનું વહીતરૂં જેમ તેમ ઉઠીનેબી કરવું પડે ને રાંડ સાસુ જાંખીને જોયબી નહી.

ઘણી સાસુઓ એવી હોયછ કે પોતાની વહુને સુખી દેખી શકતીજ નથી. પોતાના દીકરાની આગળ રાવ લઈને આવેછ ને દીકરો કાચા કાંનનો હોય, ઈઆ માએના પાસાંમાં ભરાયલો હોયતો પોતાની બઈરીપર ઘનો જુલમ પાડેછ. જો બઈએરને નવાં કપડાં કીધાંતો માએબી માંગવા નીકલેછ, પણ જો દીકરામાં તેટલી શકતી નહી હોયતો પછે કજીઓ જોઈજ લેવો. તેણે ઈઆતો કજીઓ સાંભળવો જોઈએ નહીતો એકના દુખે બેહુને સુખી કરવાનું માંડી વાલવું જોઈએ. ભસુંરે એવા દીકરાઓને પણ જો દીકરો બઈએરની સાથે હરૂસેથી કાંઈ વાત કરે, ઈઆ તેના પર પેઆર કરેતો માએની આંખમાં આતસ સલગી ઉઠેછ, સંતાઈને હરૂસેથી સાંભલેછ કે મારીજ વાત કરતાં હોશે. જો દીકરો બઈરીને બાહાર ફરવા લઈ જાયતો માએથી પોતાથી જવાએ નહી તારે બઈરીને બગરી જવાના ને બેહેકી જવાનાં ને માંથે ચહડી બેસવાના બાંહાંના કાહાડીને તેને સાથે ફરવા હરવાનું અટકાવા માંગેછ. સાસુઓ અસેમસે મીહીના ને તોણાં મારેછ. બલા જાંણેરે મારી, "જે અસે મસે બોલે તેને અસકીઓ વા થાએ." ઓવારી નાખીરે એવી સાસુઓને, આગ લાગેરે એવાં ઘેરને ને બારને.

અધીપતી સાહેબ તમારાં અસતરી બોધકના નુસખાંડં સાસુઓની તરફદારીનું લખવા બેઠી, પણ તરફદારી કરતાંતો વધારે વાંક સાસુઓનો નીકલી આયોછ. પણ બા તેમાં મારો શું વાંક ? હુંતો વાજબી અનસાફ કરવા બેઠીછ, ને મારા એ અનસાફ પરથી જણાશે કે જી ભરાયા તમે ને અખબાર રહયાં તમારાં વાંચનારાંઓ જેટલી ધારેછ તેટલી હું જંગલી ને અપટ નથી. લખવાનું તો ઘણુંબી છે, પણ નરસઈ મેહેતાનો ગરબો મંડાવાનોછે, વાસતે થોડું લખવે ઘણુંકરી જાંણજો. એજ અરજછેજી.

**લા૦ તમારી કોલીફુઈ.**

---

# પરાસકોવી લોપોલોફ.



પોતાનાં બાપ ઈઆ ભરતારને બંદીખાનેથી છોડવનારી વીકટરાનાં અથવા હીયુગો ગરોસીઅશની માંનું સરખી સ્ત્રીઓ જાંણીતી થઈછે, પણ તેઓમાં પરાસકોવી લોપોલોફનું નામ સઉથી નામીચું અને નોંધી લેવા જોગ છે. બીજી બાનુંઓએ પોતાનાં વાહાલાને કેદખાંનેથી છોડવવાને હીકમત ઈઆ ઠગાઈ વાપરી હશે, પણ પરાસકોવીએ પોતાનાં બાપને કાંઈજ નહી પણ નેકી અને રાસતીની દામન એખતીઆર કરી છોડવયો હતો. બીજી સ્ત્રીઓએ પોતાનાં બાપ ઈઆ ભરતારને છોડવવા ઘણી શખતી બેંચી હશે, પણ પરાસકોવીએ પોતાનાં તન ઉપર બેંચેલી શખતી ખરી વાતને બદલે કાંહાંની કીશા જેવી લાગેછે અને તો પણ તે ખરીજ છે. આ નાજુક પણ હીમતવાંન અબલા પોતાનાં બાપના છુટકારાને માંટે રૂશીઆની રાંણીનાં પગ આગળ પડીને તેને જે મીનંતજારીથી અરજી આપી, તે અસરકારક દેખાવ ઉપલાં ચીતરમાં બરાબર ચીતારયોછે, પણ એ કારણસર પરાસકોવીએ જે રંજ અને જેહેમત વેઠી તેનો કાંઈ પણ બેઆલ મંનમાં ઉતારવો કઠણ છે.

પરોસકોવીનો બાપ એક અમીર હતો, પણ તેને સાઈબીરીયા ખાતે રૂશીઆંન સરકારના હુકમથી દેશનીકાલ અને કેદ કરવામાં આવયો હતો. તેને વગર તપાસે કેદ કીધો હતો અને તેનો વાંક શું તેની તેને પોતાનેબી ખબર નહી હતી. ઈંગરેજી રાજમાં આપણે જે છુટાપણું ભોગવીએ છઈએ, જેથી પકી અને પુરતી તપાસ વગર કોઈનિબી કેદ કરવાની સતા નથી, તેવું છુટાપણું કાંઈ બધા રાજમાં હોતું નથી. તે કેદખાનામાં પરાસકોવી રીબાતી હતો અને તેનાં છુટકારાની કસી આશા નહી હતી. તેને ખાવાનાં રોજનાં પાંચ દોહોડીયાં મળતાં હતાં, જે લુખે મરવા

બરાબર હતું, પણ તેની બાયડી જે એક ઉમરાવજાદી હતી અને તેની આ જગ પરસીધ બેટી પરોસકોવી મજુરી કરીને થોડી વધારે રોજી અને રોટીથી ગુજરાન ચલાવતાં હતાં. આવા કેદખાનાંમાંથી પોતાના બાપને છોડવવો એ પરાસકોવીએ પોતાની પવીતર ફરજ વીચારી અને તે બાએ એવો પકો ઠરાવ કરયો, કે જેમાં અંતે તે ફતેહ પાંમી અને લોપોલોફને છોડવી તથા તેની આગલી જાહોજલાલી પાછી બખશી પોતાનું નામ અમર કરયું.

જારે પરાસકોવીએ આ વીચાર પેહેલ વેહેલો કીધો, તારે તે કાંઈજ નહી પણ દેવાના સરીખો અને હસી કાહાડવા જોગ લાગતો હતો. પરાસકોવીની ઉમર માતર ૧૫ વરસની હતી, તેની કાએનાત ઘણી નબલી અને નાજુક હતી. તેની પાસે આઠ આણાં જેટલીબી પુંજી નહી હતી. રૂશીઆંન સરકારનું સેંટ પીટરસબરગનું પાએતખત શેહેર સેહેંકડો માઈલ દુર હતું. તાંહાં જવા માંટે દરામનાં જગયો, મોટી નદીઓ, ઉંચા ડુંગરો અને બરફનાં દેશો પસાર કરવાનાં હતાં. વાટમાં રસતાની દીકટાઈ ઇઆ રૂતુની કડણાઈથી પોતાને સલામત લઈ જવા જેટલોબી તેની પાસે પોશાક નહી હતો. વળી ઘડીભર પાએતખત શેહેર પોંહોંચે, પણ સાનશાહાનાં મેહેલમાં કોઈનો થાગ લાગતો નહી હતો. એટલા માંટે પોતાનાં બાપનાં છુટકાશાની જે અરજીની વરસનાં વરસો સુધી દાદ લાગી નહી, તે અરજી પોતાને હાથે પોંહોંચાડવાની જારે પરાસકોવીએ ધારણાં દેખાડી તારે તેનાં મા બાપે વટીક તેને હસી કાહાડી, ધમકાવી અને શેવટે બીહીવડાવીને એ કામથી વારી તેમાં કસી નવાઈ નથી.

પણ પરાસકોવી એકથી બીજી નહી થાઈ. માબાપ તેનાં વીચારને આડે આવવાથી તે ઘણી દુખી અને ગમગીન થઈ. બંલાપા જલાપાથી તે ગલાઈ જવા લાગી. બાપનાં છુટકારાની ઉમેદમાં તેની ભુખ મરી ગઈ અને એક વખત એવોબી આવયો કે જારે આ ઇનતેજારીમાં આજારી પડી તે પોતે મરણ પામવાની ધાસતીમાં રહી. એ ઉપરથી અંતે તેને જવા દેવાની લોપોલોફને અને તેની બાયડીને ફરજ પડી. તેણેતો એમજ વીચારયું કે તેની છોકરી મરવા જાયછે અને પાછી ફરવાની નથી, માંટે પરાસકોવીની તેઓએ ઘણાં દુખથી છેલી ભેટ લીધી. તે પોતાની સાથે માંતર અડધો રૂપીઓ લઈને મુસાફરીએ નીકલી. બે દેશની કાલ પરોસીઓએ તેને કાંઈ પઈસા આપવા માંગયા તેવી તેણીએ લીધા નહી. તે એકદમ નીકલી ચાલી અને જતાં જતાં એટલુંજ બોલીને ગઈ કે "ખોદાતાલાએ મને આ વીચાર આપયોછે, અને મને રજા આપવાની તમોને નેક હેદાએત બખશીછે, તેજ સાહેબ સેહેનશાહાનાં દીલમાં રેહેમ ઉતારવા વગર રેહેશે નહી."

મારગમાં પરાસકોવીનાં ઉપર જે દુખ આવી પડયું તેનું શી રીતે વરણન થઇ શકશે? પેહેલી રાત એક ગામડાંમાં ગુજારવા પછે સહવારનાં પોહોરમાં જારે તેણીએ સેંટ પીટરસબરગનો રસતો પુછયો તારે "સીધીને સીધી ચાલી જા" એવી મશખરી કરી, કોઈએ તેને રસતો વટીક નહી દેખાડયો. પણ તેને રસતો દેખાડનાર તે રેહેમવંત કીરતાર હતો અને તેનું નામ જુબાંન ઉપર લઈને આ આસરા વગરની ઓરત આગળ ચાલી. કેમોઈચેફ નામનાં ગામ આગળ તેને તોફાંન નડયું. તે આખી રાત આ એકલી અને અટુલી છોકરીએ જંગલમાં એક જાહાડની હેઠલ ગુજારી. આખી રાત તે પવને વીજનાઈ ગઈ, પાંણીએ તરબોર થઈ અને હેરાંન તથા દુખી થઈ જાગયા કીધી. સહવારનાં તોફાંન નરમ પડયું અને રસતેથી જતો એક ગાડાંવાલો દયા કરી તેને ગામમાં લઈ ગયો. તેને ગામની પાદરે ઉતારી પાડી, પણ રાતનાં તોફાંનથી તેણીનો દેખાવ એવોતો કંગાલ હતો કે તે એક ઉમરાવજાદી હતી, એમ કોણ માંને !

એક ઓટલાની સીહીડીપર તાહાડે ધ્રુજતી અને થથરતી પરાસકોવી પડેલી હતી અને રસતામાં છોકરાઓ તેને ચીડવતા હતા, તેવામાં એક દયાલુ સ્ત્રીને મેહેર આવવાથી તેણીને પોતાને ઘર લઈ જવા માંગી. પણ પરાસકોવીનાં પગ સુહુજી આવેલા હતા અને તેનાંમાં ચાલવાની મુદલ તાકાત નહી હતી. એ ઉપરથી તેને ગાડામાં નાંખીને તે દયાલુ સ્ત્રીને ઘર લઈ જવામાં આવી. તાંહાં તે બાઈની માવજત અને મેહેમાંનદારી હેઠલ સાજી થઈ. પરાસકોવીનો સઘલો હેવાલ સાંભલીને તે ઘણી અચરત થઈ અને થોડા દાહાડા રહીને તેણીને તેના મારગમાં આગલ વદાએ કીધી. આગલ જતાં વળી તે એક ગામડાંમાં એવે ઠેકાંણે ઉતરી કે જાંહાં ચોરો વસતા હતા. તેઓ પેહેલાં તેણીને લુટવા આવયા, પણ તેના દાહાપણ, તેની નેકી અને છેલે તેણીએ માંથે ઉઠાવેલાં માહાભારત કામની વાતથી તે ચોરો ઉપર પણ એટલી અસર થઇ કે તેને સાંમા પઈસા આપીને પાછી મોકલાવી.

એવામાં શીઆલો શરૂ થયો અને તાહાડ તથા બરફની વચેથી પરાસકોવીને રસતો કાપવો પડયો. એક ભલી સ્ત્રીની ઉદારતાથી તેને થોડુંક વધારે નાંણું અને એક વેપારીની સંગત મળી પણ મારગમાં તે વેપારી આજારી પડયો. તેને મેળીને આગલ એક નદી પસાર કરતાં, બોટ ઉંધી વલવાથી પરાસકોવી પાણીમાં પડી, જાંહાંથી ખલાસીઓએ તેને બચાવી લીધી અને પછે નીજની શેહેરમાં જઈ પુગી, તેટલાંમાંતો એક વેરાગણનાં ઘરમાં તાવથી માંદી પડી. સાજી થવાબાદ તે માંસકોનાં મોટાં શેહેરમાં ગઈ, જાંહાંનાં સારાં માંણસોપર તેની પાસે ભલાંમણ પતરો હતાં. તે લોકોએ તેણીને સેંટ પીટરશબરગ ભલાંમણે આપીને રવાંને કીધી અને એ રીતે ઘણી જેહેમતે સાત મહીનાંનો લાંબી મુદતે પરાસકવી જે શેહેરને માંટે સાઈબીરીયાથી નીકલી હતી તે શેહેરમાં આવી પુગી.

હીઆં આવતાંનેવાર તેણીએ પોતાના બાપને માંટે એક અરજી લખાવી. પણ તે અરજી પોંહોંચાડવી કેમ ? શેહેનશાહા પાલને દરવાજે ઘણા દીવસ સુધી ધકા ખાધા પણ તેનો થાગ લાગો નહી. અંતે તેને સાહાનશાહાની એક બેટી ઉપર ભલામણનો કાગલ મલયો અને તે લઈને પરાસકોવી એકદમ શાહાજાદી પાસે ગઈ. તેણીએ તેનો અજાએબ જેવો હેવાલ સાંભલીને પોતાની માં રાંણીને તે જાહેર કીધો. એ ઉપરથી રાંણીએ પરાસકોવીને પાછી

ને દીકરી બરોબર ગણવી જોઇએ, પણ કેટલી સાસુઓ પોતાની દીકરીમાં ને વહુમાં તફાવત રાખેછ ? પોતાની દીકરીને એક ગાળ નહી, પણ વહુ તે જાણે પરાઈ દીકરી હોય તેમ તેને જુહુરા ગાળ દેછ, તે તેનેજ નહી પણ તેના માબાપ ને મહોરાંના સઉ કોઇનિ સાત પેહેડી ને ગાળ દેછ. પોતેતો કામ નહી કરે, પોતાની દીકરીને કામ નહી કરવા દેય, પણ વહુને માંથે બધું કામ નાખે, પછે તે છોકરાંનું કરે, વરનું કરે, કે સાસુનું કરે ? એકગમથી તેને છોકરાં જીવતીને જીવતી ખાઈ જવા માંગે, બીજીગમથી વર તેનાપર ધુજારો કરે, વળી તરીજી ગમથી સાસુને જરાક ઓછું પહેતો મોહોનાપર ધુમરો ચહડાવીને રૂસઇ બેસે. પણ વળી સારૂં કાંમ હોય, સવાબનું કામ હોય, ઘરમાં લછમી આવવાનું કાંમ હોય, જેમાં પુન લેવાનું હોય તે સાસુ પોતે કરવા નીકલે. સહવારના પોહોરમાં ઉઠીને લોબાંન ધુપાવે ને પછે પાછાં પોહોરી જાય કે રખેને વાસન કુસન કરવાં પડે. એક ચાંદન સાસુ કરે, કુવાને વધાવી લેવાનું સાસુ કરે. દરાંન વણવાના હોય કે ધારીપોરી ને બીજાં પકવાંન ચુહુલા આગળ બેસીને વહુ કરે, પણ લોબાંન મેળવાનું પુન સાસુ લીએ. સાસુનું જરા માંથું દુખેતો જઈને કોચપર લાંબાં થઈ જાય, ને ખાવાને વખતે થાલી ભરીને ધાંન સાફ કરવા છતાં બાકીનો વખત કાંસી કરાજીને ઢોંગ કરયા કરે. હપતી ખપતી જેવી વાત કરતી હોય ને તેવામાં કોઇ બાહારનું મનીસ આવી લાગેતો દાદરપર તેનો સાદ સાંભળતાંજ સાસુ હોઠી પોઠીને સુઈ જાય, પણ વહુને ગમે એટલું દુખે વીચે તોબી તેને ઘેરનું વહીતરૂં જેમ તેમ ઉઠીનેબી કરવું પડે ને રાંડ સાસુ જાંખીને જોયબી નહી.

ઘણી સાસુઓ એવી હોયછ કે પોતાની વહુને સુખી દેખી શકતીજ નથી. પોતાના દીકરાની આગળ રાવ લઈને આવેછ ને દીકરો કાચા કાંનનો હોય, ઇઆ માએના પાસાંમાં ભરાયલો હોયતો પોતાની બઈરીપર ઘનો જુલમ પાડેછ. જો બઈઅેરને નવાં કપડાં કીધાંતો માએબી માંગવા નીકલેછ, પણ જો દીકરામાં તેટલી શકતી નહી હોયતો પછે કજીઓ જોઇને લેવો. તેણે ઇઆતો કજીઓ સાંભળવો જે ઇએ નહીતો એકના દુખે બેહુને સુખી કરવાનું માંડી વાલવું જોઇએ. ભુસરે એવા દીકરાઓને પણ જો દીકરો બઈઅેરની સાથે હરૂસેથી કાંઇ વાત કરે, ઇઆ તેના પર પેઆર કરેતો માએની આંખમાં આતસ સલગી ઉઠેછ, સંતાઈને હરૂસેથી સાંભલેછ કે મારીજ વાત કરતાં હોશે. જો દીકરો બઈરીને બાહાર ફરવા લઈ જાયતો માએથી પોતાથી જવાએ નહી તારે બઈરીને બગરી જવાના ને બેહકી જવાનાં ને માંથે ચહડી બેસવાના બાંહાંના કાહાડીને તેને સાથે ફરવા હરવાનું અટકાવા માંગેછ. સાસુઓ અસેમસે મીહીના ને તોણાં મારેછ. બલા જાંણેરે મારી, "જે અસે મસે બોલે તેને અસકીઓ વા થાએ." ઓવારી નાખીરે એવી સાસુઓને, આગ લાગેરે એવાં ઘેરને ને બારને.

અધીપતી સાહેબ તમારાં અસતરી બોધકના નુસમાં મેં સાસુઓની તરફદારીનું લખવા બેઠી, પણ તરફદારી કરતાંતો વધારે વાંક સાસુઓનો નીકલી આયોછ. પણ બાતેમાં મારો શું વાંક ? હુંતો વાજબી અનસાફ કરવા બેઠીછ, ને મારા એ અનસાફ પરથી જણાશે કે જી ભરાયા તમે ને અખઈ રહયાં તમારાં વાંચનારાંઓ જેટલી ધારેછ તેટલી હું જંગલી ને અપટ નથી. લખવાનુંતો ઘણુંબી છે, પણ ને રસઈ મેહેતાનો ગરબો મંડાવાનોછે, વાસતે થોડું લખવે ઘણુંકરી જાંણજોજી. એજ અરજછેજી.

**લા૦ તમારી કોલીકુઇ.**

---

## પરાસકોવી લોપોલોફ.



પોતાનાં બાપ ઇઆ ભરતારને બંદીખાનેથી છોડવનારી વીકટરાનાં અથવા હીપુગો ગરોસીઅશની આંનું સરખી સ્ત્રીઓ જાંણીતી થઈછે, પણ તેઓમાં પરાસકોવી લોપોલોફનું નામ સઉથી નામીચું અને નોધી લેવા જોગ છે. બીજી બાનુંઓએ પોતાનાં વાહાલાને કેદખાંનેથી છોડવવા ને હીકમત ઇઆ ઠગાઈ વાપરી હશે, પણ પરાસકોવીએ પોતાનાં બાપને કાંઇજ નહી પણ નેકી અને રાસતીની દામન એખતીઆર કરી છોડવયો હતો. બીજી સ્ત્રીઓએ પોતાનાં બાપ ઇઆ ભરતારને છોડવવા ઘણી શખતી એંચી હશે, પણ પરાસકોવીએ પોતાનાં તન ઉપર ખેંચેલી શખતી ખરી વાતને બદલે કાંહાંની કીશા જેવી લાગેછે અને તો પણ તે ખરીજ છે. આ નાજુક પણ હીમતવાંન અબલા પોતાનાં બાપના છુટકારાને માંટે રૂશીઆની રાંણીનાં પગ આગળ પડીને તેને જે મીનંતજારીથી અરજી આપી, તે અસરકારક દેખાવ ઉપલાં ચીતરમાં બરાબર ચીતારયોછે, પણ એ કારણસર પરાસકોવીએ જે રંજ અને જેહેમત વેઠી તેનો કાંઈ પણ એખ્યાલ મંનમાં ઉતારવો કઠણ છે.

પરાસકોવીનો બાપ એક અમીર હતો, પણ તેને સાઈબીરીયા ખાતે રૂશીઆંન સરકારના હુકમથી દેશનીકાલ અને કેદ કરવામાં આવયો હતો. તેને વગર તપાસે કેદ કીધો હતો અને તેનો વાંક શું તેની તેને પોતાનેબી ખબર નહી હતી. ઇંગરેજી રાજમાં આપણે જે છુટાપણું ભોગવીએ છઇએ, જેથી પકી અને પુરતી તપાસ વગર કોઇનેબી કેદ કરવાની સતા નથી, તેવું છુટાપણું કાંઇ બધા રાજમાં હોતું નથી. તે કેદખાનામાં પરાસકોવી રીબાતો હતો અને તેનાં છુટકારાની કસી આશા નહી હતી. તેને ખાવાનાં રોજનાં પાંચ દોહોડીયાં મળતાં હતાં, જે ભુખે મરવા

બરાબર હતું, પણ તેની બાયડી જે એક ઉમરાવજાદી હતી અને તેની આ જગ પરસીધ બેટી પરાસકોવી મજુરી કરીને થોડી વધારે રોજી અને રોટીથી ગુજરાંન ચલાવતાં હતાં. આવા કેદખાનાંમાંથી પોતાના બાપને છોડવવો એ પરાસકોવીએ પોતાની પવીતર ફરજ વીચારી અને તે બાબે એવો પકો ઠરાવ કરયો, કે જેમાં અંતે તે ફતેહ પાંમી અને લોપોલોફને છોડવી તથા તેની આગલી જાહોજલાલી પાછી બખશી પોતાનું નામ અમર કરયું.

જારે પરાસકોવીએ આ વીચાર પેહેલ વેહેલો કીધો, તારે તે કાંઈજ નહી પણ દેવાના સરીખો અને હસી કાહાડવા જોગ લાગતો હતો. પરાસકોવીની ઉમર માતર ૧૫ વરસની હતી, તેની કાએનાત ઘણી નબલી અને નાજુક હતી. તેની પાસે આઠ આણાં જેટલીબી પુંજી નહી હતી. રૂશીઆંન સરકારનું સેંટ પીટરસબરગનું પાએતખત શેહેર સેહેંકડો માઈલ દુર હતું. તાંહાં જવા માંટે દરાજનાં જ ગલો, મોટી નદીઓ, ઉંચા ડુંગરો અને બરફનાં દેશો પસાર કરવાનાં હતાં. વાટમાં રસતાની દીકટાઈ ઇઆ રૂતુની કઢણાઈથી પોતાને સલામત લઈ જવા જેટલોબી તેની પાસે પોશાક નહી હતો. વળી ઘડીભર પાએતખત શેહેર પોંહોંચે, પણ સાનશાહાનાં મેહેલમાં કોઈનો થાગ લાગતો નહી હતો. એટલા માંટે પોતાનાં બાપનાં છુટકારાની જે અરજીની વરસનાં વરસો સુધી દાદ લાગી નહી, તે અરજી પોતાને હાથે પોંહોંચાડવાની જારે પરાસકોવીએ ધારણાં દેખાડી તારે તેનાં મા બાપે વટીક તેને હસી કાહાડી, ધમકાવી અને શેવટે બીહીવડાવીને એ કામથી વારી તેમાં કસો નવાઈ નથી.

પણ પરાસકોવી એકથી બીજી નહી થાઈ. માબાપ તેનાં વીચારને આડે આવવાથી તે ઘણી દુખી અને ગમગીન થઈ. બલાપા જલાપાથી તે ગલાઈ જવા લાગી. બાપનાં છુટકારાની ઉમેદમાં તેની ભુખ મરી ગઈ અને એક વખત એવોબી આવયો કે જારે આ ઇનતેજારીમાં આજારી પડી તે પોતે મરણ પામવાની ધાસતીમાં રહી. એ ઉપરથી અંતે તેને જવા દેવાની લોપોલોફને અને તેની બાયડીને ફરજ પડી. તેણેતો એમજ વીચારયું કે તેની છોકરી મરવા જાયછે અને પાછી ફરવાની નથી, માંટે પરાસકોવીની તેઓએ ઘણાં દુખથી છેલી ભેટ લીધી. તે પોતાની સાથે માંતર અડધો રૂપીઓ લઈને મુસાફરીએ નીકલી. બે દેશની કાલ પરોસીઓએ તેને કાંઈ પઈસા આપવા માગયા તેબી તેણીએ લીધા નહી. તે એકદમ નીકલી ચાલી અને જતાં જતાં એટલુંજ બોલીને ગઈ કે "ખોદાતાલાએ મને આ વીચાર આપયોછે, અને મને રજા આપવાની તમોને નેક હેદાએત બખશીછે, તેજ સાહેબ સેહેનશાહાનાં દીલમાં રેહેમ ઉતારવા વગર રેહેશે નહી."

મારગમાં પરાસકોવીનાં ઉપર જે દુખ આવી પડયું તેનું શી રીતે વરણન થઈ શકશે? પેહેલી રાત એક ગામડાંમાં ગુજારવા પછે સહવારનાં પોહોરમાં જારે તેણીએ સેંટ પીટરસબરગનો રસતો પુછયો તારે "સીધીને સીધી ચાલી જા" એવી મશખરી કરી, કોઈએ તેને રસતો વટીક નહી દેખાડયો. પણ તેને રસતો દેખાડનાર તે રેહેમવંત કીરતાર હતો અને તેનું નામ જીબાંન ઉપર લઈને આ આસરા વગરની ઓરત આગળ ચાલી. કેમોઈચેફ નામનાં ગામ આગળ તેને તોફાંન નડયું. તે આખી રાત આ એકલી અને અટુલી છોકરીએ જંગલમાં એક જાહાડની હેઠલ ગુજારી. આખી રાત તે પવને વીજનાઈ ગઈ, પાંણીએ તરબોર થઈ અને હેરાંન તથા દુખી થઈ જાગયા કીધી. સહવારનાં તોફાંન નરમ પડયું અને રસતેથી જતો એક ગાડાંવાલો દયા કરી તેને ગામમાં લઈ ગયો. તેને ગામની પાદરે ઉતારી પાડી, પણ રાતનાં તોફાંનથી તેણીનો દેખાવ એવોતો કંગાલ હતો કે તે એક ઉમરાવજાદી હતી, એમ કોણ માંને?

એક ઓટલાની સીહીડીપર તાહાડે ધ્રુજતી અને થથરતી પરાસકોવી પડેલી હતી અને રસતામાં છોકરાઓ તેને ચીડવતા હતા, તેવામાં એક દયાલુ સ્ત્રીને મેહેર આવવાથી તેણીને પોતાને ઘર લઈ જવા માંગી. પણ પરાસકોવીનાં પગ સુહુજી આવેલા હતા અને તેનાંમાં ચાલવાની મુદલ તાકાત નહી હતી. એ ઉપરથી તેને ગાડામાં નાંખીને તે દયાલુ સ્ત્રીને ઘર લઈ જવામાં આવી. તાંહાં તે બાઈની માવજત અને મેહેમાંનદારી હેઠલ સાજી થઈ. પરાસકોવીનો સઘલો હેવાલ સાંભલીને તે ઘણી અચરત થઈ અને થોડા દાહાડા રહીને તેણીને તેના મારગમાં આગલ વદાએ કીધી. આગલ જતાં વળી તે એક ગામડાંમાં એવે ઠેકાંણે ઉતરી કે જાંહાં ચોરો વસતા હતા. તેઓ પેહેલાં તેણીને લુટવા આવયા, પણ તેના દાહાપણ, તેની નેકી અને છેલે તેણીએ માંથે ઉઠાવેલાં માહાભારત કામની વાતથી તે ચોરો ઉપર પણ એટલી અસર થઈ કે તેને સામા પઈસા આપીને પાછી મોકલાવી.

એવામાં શીઆલો શરૂ થયો અને તાહાડ તથા બરફની વચેથી પરાસકોવીને રસતો કાપવો પડયો. એક ભલી સ્ત્રીની ઉદારતાથી તેને થોડુંક વધારે નાંણું અને એક વેપારીની સંગત મળી પણ મારગમાં તે વેપારી આજારી પડયો. તેને મેળીને આગલ એક નદી પસાર કરતાં, બોટ ઉંધી વલવાથી પરાસકોવી પાણીમાં પડી, જાંહાંથી ખલાસીઓએ તેને બચાવી લીધી અને પછે નીજેની શેહેરમાં જઈ પુગી, તેટલાંમાંતો એક વેરાગણનાં ઘરમાં તાવથી માંદી પડી. સાજી થવાબાદ તે માંસકોનાં મોટાં શેહેરમાં ગઈ, જાંહાંનાં સારાં માંણસોપર તેની પાસે ભલાંમણ પતરો હતાં. તે લોકોએ તેણીને સેંટ પીટરસબરગ ભલાંમણો આપીને રવાંને કીધી અને એ રીતે ઘણી જેહેમતે સાત મહીનાંની લાંબી મુદતે પરાસકવી જે શેહેરને માંટે સાઇબીરીયાથી નીકલી હતી તે શેહેરમાં આવી પુગી.

હીઆં આવતાંનેવાર તેણીએ પોતાના બાપને માંટે એક અરજી લખાવી. પણ તે અરજી પોંહોંચાડવી કેમ? શેહેનશાહા પાલને દરવાજે ઘણા દીવસ સુધી ધકા ખાધા પણ તેનો થાગ લાગો નહી. અંતે તેને સાહાનશાહાની એક બેટી ઉપર ભલામણનો કાગલ મલયો અને તે લઈને પરાસકોવી એકદમ શાહાજાદી પાસે ગઈ. તેણીએ તેનો અજાએબ જેવો હેવાલ સાંભલીને પોતાની માં રાંણીને તે જાહેર કીધો. એ ઉપરથી રાંણીએ પરાસકોવીને પાછી

બોલાવી મંગાવી અને તેનાં પગ આગળ પડી પોતાની અરજી રાંણી આગલ રજુ કીધી. પરાસકોવીએ આટલી જેહેમત ખેંચીને એકદમ પોતાના બાપનો છુટકારોબી ન હી માંગયો. તે જાંણતી હતી કે મારો બાપ નીરદોશ છે, વાસતે તેણીએ એટલુંજ માંગયું કે "મારા બાપની તમે તપાસ કરાવો અને જો તે નીરદોશ હોયતો છોડી મેલો." રાંણીએ પરાસકોવીને સાંનશાહા સોહે રજુ કીધી. સાંનશાહાએ લોપોલોફની તપાસ કરવા ફરમાવયું. તપાસ કરતાં તે નીરદોશ માલમ પડયો અને તે ઉપરથી તેને છોડી મેલવાનો હુકમ થયો.

જારે પરાસકોવીનાં મા બાપ તેને મુએલી જાંણીને રડતાં હતાં, તેવામાંજ લોપોલોફનાં છુટકારાનું હુકમનાંમુ તથા પરોસકોવીને હાથનું કાગલ તેઓને મલયું. છુટાં થઈને તેઓ નેજનીની શેહેરમાં પોતાની બેટીને આવી મલયાં. પરાસકોવીની કીરતી આખી દુનીઆમાં પરસીધ થાઈ. સાંનશાહે તથા રાંણીએ તેને મોટી ઈજત આપી અને બે હો મુસારો બાંધી આપયો. પરાસકોવીની વારતા કીસા રૂપે જોડાઈ અને લોકો વાંચવા લાગાં. પણ બાકીનો ભવ સુધી એ હીમતવાંન છોકરીએ જોગનનો વેરાગ લીધો અને પછે તા૦ ૮ મી ડીસેમબર ૧૮૦૯ ને દીને મરણ પામી.

---

# પરૂથવીની વડી બેહેનો.

## મંગલ અને ભરેસપતી.

પરૂથવીનાં ગોલા કરતાં જે નાંહાંનાં ગોલાઓ સુરજની આસપાસ ફરેછે અને જેઓ પરૂથવીનાં ચકરાવાની અંદરનાં કુંદાલાંઓમાં ફરેછે, તેમને પરૂથવીની નાંહાંની બેહેનો તરીકે પીછાંની આપણે તપાસયાછે. હવે સુરીયમંડલમાં પરૂથવી પછે જે ગરેહઓ ફરતા દેખાયછે, જે સુરજથી વધારે દુર છે, અને દુનીઆંથી વધારે મોટા છે, તેઓનાં જે હેવાલો વધારે અજાએબ જેવા છે, તેમની તપાસ લેવી ઘટેછે.

એવા ગોલાઓમાં પેહેલો મારસ અથવા મંગલનો ગોલો છે. પરૂથવીની બાહેરનાં ગરેહઓમાં એકલો એજ ગરેહ પરૂથવી કરતાં અરધોઅરધ નાંહાંનો છે. આપણી પરૂથવીનો વીઆસ ૭૯૧૨ માઈલનો છે, પણ મંગલની પોહોલાઈ ૪૧૦૦ માઈલની છે. એ ગરેહ સુરજથી ૧૪ કરોર અને ૪૦ લાખ માઈલ દુર છે અને જેમ આપણી પરૂથવી ૩૬૫ દાહાડામાં સુરજની આસપાસ ફરી રેહેછે, જેને આપણ એક વરસ કહીએ છઈએ, તેમ આ ગરેહ ૬૮૬ દાહાડામાં સુરજની આસપાસ ફરી રેહેછે. એ ગોળો પોતાની ધરી ઉપર ૨૪ કલાક અને ૪૦ મીનીટમાં ફરી રેહેછે, જેથી તાંહાંનો એક દાહાડો નજદીક પોણાંપચીસ કલાકનો થાયછે. એ ગરેહ રંગમાં જરા રતાસપર છે, અને જારે પરૂથવીની નજદીક હોયેછે તારે જોકે ભરેસપતી ઈઆ સુકરનાં કરતાં નાહાનો તોપણ સારાં કદનો દેખાય છે.

એ ગરેહ પણ બીજા ગરેહઓની મીશાલે કોઈવાર આખો, કોઈવાર અરધો એમ દેખાયછે. જોતીશો પોતાની વીદીઆની અંદર એટલાતો ફતેહ પાંમયાછે કે આ ગરેહનો તેઓએ નકસો વટીક બનાવયોછે. એ ગોળાનાં ઉતર તથા દખણ દરૂઓ તરફ વધારે પરકાશ દીસેછે, જે પરૂથવીનાં દરૂઓની મીશાલે ઠંડી પડવાને લીધે બંધાઈ ગયલું પાંણી વીચારવામાં આવેછે. દુનીઆ કરતાં સુરજની અરધી રોસની અને ગરમી એ ગોળાને મલેછે, પણ તેમ વળી મારસનાં ગરેહ ઉપર હવા વધારે જાડી અને ભારી વીચારવામાં આવેછે. આપણી પરૂથવીની આસપાસ હવાનું પડ કેવી રીતનું છે,



તેનું એક આ ચીતર આપયું છે એમાં પરૂથવીનાં ગોળાની સપાટી આગળની હવા વધારે ગીચ ચીતારીછે અને પરૂથવીથી દુર જતાં વધારે ખોલી અને હલકી હવા આવેછે. પણ મંગલના ગરેહ ઉપર હવા એથીબી વધારે ગીચ ધારવામાં આવેછે અને આ મોટા ગરેહઓમાં વસતીને વાસતે માફક આવતી રીતે હવાના વજન તથા જથામાં ફેરફાર રાખયો હોય એ માંનવા જોગ છે.

મંગલ પછે સુરજની આસપાસ ફરતા ૧૦૦ થી વધારે આંખને બેમાલુમ નાહાના ગરેહઓ પડતા મેળીએતો આપણ જુપીટર અથવા ભરેસપતીના મોટા અને દબદબા ભરેલા ગોળા ઉપર આવીએ છઈએ. એ ગોળો સુરીઅમંડળના તમામ ગોળાઓનો ગોયા સરદાર છે, કેમકે તેનું કદ, તેની રોશની અને તેની દોડ સરવે અજાએબ જેવું છે. સુરજથી તે ૪૯ કરોર, ૩૦ લાખ માઈલ દુર છે, તે તફાવતજ પેહેલાંતો અચરતી ઉપજાવનારો છે. એ તફાવત એટલો મોટો છે કે સુરજ પરૂથવીને જેટલી રોશની અને ગરમી આપેછે, તેથી પાંચ ઘણી ઓછી રોશની અને ગરમી એ ભરેસપતીના ગરેહને મળેછે અને પરૂથવી ઉપરથી સુરજ આપણને એક થાલીના જેટલા કદનો દેખાયછે, પણ એ ગોળા ઉપરથી સુરજ માતરં એક મોટાં ફળ જેટલો દેખાવો જોઈએ. પરૂથવી અને ભરેસપતી ઉપરથી સુરજના કદમાં કેટલો તફાવત દેખાયછે તેનું એક ચીતર હેઠલ આપીએછે.



સુરજના એ તફાવતને લીધે તેની આસપાસનું ભરેસપતીનું ગોળ કુંદાળું એટલું મોટું થાયછે, કે આપણી પરૂથવી જારે સુરીઅની આસપાસ બાર આંટા ખાયછે, તારે ભરેસપતીના ગરેહનો એક આંટો પુરો થઈ રેહેછે, ઈઆને બીજા બોલોમાં બોલીએતો તાંહાંનું એક વરસ આપણા બાર વરસ જેટલું મોટું છે. એ ગોળાના સુરજની આસ

નાં કુંદાલાંનો વીઆસ ૧૦૦૦૦૦૦૦૦૦ (એક અબજ) માંઈલનો ગણવામાં આવેછે, તેમ જોતાં એ કુંદાલાંનો આખો ઘેરાવો ૩ અબજ માઈલનો થાયછે અને એ ઘેરાવો પુરો કરવાને બાર વરસ લાગેછે, તો તે હીસાબે બરેસપતીનો ગોલો દરરોજનાં ૭૦૦૦૦૦ (૭ લાખ) માઈલ દોડેછે, ઈઆને તેની ગતી દર કલાકના ૩૦૦૦૦, દર મીનીટનાં ૫૦૦, દર સેકંડનાં ૮$\frac{2}{3}$ માઈલ જેટલી છે. વાંચનોરના મનમાં આ સઘલી જડપનો કાંઈ પણ ખેઆલ ઉતારવાને બનશે નંહી. તોબી આ એક મીશોલ ધેઆંનમાં લેવા જોગ છે, કે એક ટોપનો ગોલો કલાકનાં ૫૦૦ માઈલ દોડે તોબી બરેસંપતીથી આપણી પરૂથવી તરફ આવતાં તેને એક સદી લાગે, તથા દર કલાકનાં ૫૦ માઈલ દોડતી એક આગ ગાડીને તાંહાંથી હીઆં આવતાં નવ સદી લાગે.

પણ વધારે અચરતી એ ગંજાવર ગોલાનાં કદથી ઉપજેછે. તે કદ આપણી પરૂથંવી કરતાં ૧૪૦૦ ઘણું મોટું છે, ઈઆને આપણી આ બોહોલા વીસતારની ૧૪૦૦ દુનીઆં એકઠી કીધી હોયતો બરેસપતીનાં ગરેહ જેટલું કદ થાય. એટલુંજ કેહેવું બસ છે કે પરૂથવીનાં ગોલાનો વીઆસ જારે માતર ૮૦૦૦ માઈલનો છે, તારે બરેસપતીનો વીઆસ ૮૬૦૦૦ માઈલ લાંબો છે અને તેનાં પરમાંણે આખા ગોલાનું કદ સમજવું. આવો મોટો ગોલો દર કલાકનાં ૩૦૦૦૦ માઈલ દોડે એ તલે સમાંત આપણી અકલને ગુમ કરેછે અને કાંઈજ નહી પણ તે અપરમપાર કીરતારનાં બલનાં વીચારમાં આપણુને ખાક મધે સર નમાવવું પડેછે.

બરેસપતીનાં ગોલાનું જે ચીતર આગલ આપયુંછે, તેમાં જે આડા પાટા પાડયાછે, તે મોટાં દુરબીનથી દેખાયછે. એ પાટાઓ હજારો માઈલ લાંબા છે, અને તેમાં વળી કોઈ ભાગ વધારે જાહો, કોઈ પાતલો દીસેછે. એ સઘલા કાપા અથવા પટા એ ગોલા ઉપરનાં વાદલાં છે એવું ધારવામાં આવેછે. વળી બરેસપતીનો ગરહ સુરજથી ગોયા દુર હોવાને લીધે, તેને રોશની આપવા માટે તેની આસપાસ ચાર ચંદરો ફરતા રાખયાછે. એ ચંદરોને ગાલીલીઓ નામનાં નામીચા જોતીશે દુરબીનની શોધ કીધા પછે પેહેલ વેહેલા જોયા હતા. એ ચંદરો આપણા ચંદર કરતાં મોટા કદનાં છે, અને જારે બરેસપંતી સુરજની આસપાસ ગોલ દોડેછે તારે આ ચારે ચંદરો એ મોટા ગોલાની આસપાસ વીટલાતા ફરેછે.

—∞∞—

## દાહી મરઘીનું દાહાપણ.

બટક પોતાનાં બચાંની બરાબર જતન લેતું નથી, પણ વાંકી આમલી આગલની એક વાડીમાં એક બટક હતું, તેતો પોતાનાં બચાંઓ વીશે એટલું બેદરકાર હતું કે બીજાં બટકો વટીક તેને ધીકારતાં હતાં. તે પોતાનાં બચાંઓને પડતાં નાંખીને જાંહાં ગમે તાંહાં ફરતું અને સારા સારા દાણાં સોધી કાહાડીને બચાંઓને આપવાને બદલે પોતે એ કલપેટાપણાથી ખાતું હતું. ખીચારાં નાંહાંનાં બટકો પોતાની માની પુઠે જાવાને ઘણાંબી રડતાં પણ તેઓથી માનાં જેટલું ચલાતું નંહી હતું અને જો ચાલવા જતાંતો કોઈ ફસડાઈ જતું, કોઈ ઝાડીમાં અટકી બેસતું, એવા હાલ તેમનાં થતા હતાં.

બીજાં બટકો આ બચરવાલ બટક વીશે ઘણું બદ બોલતાં હતાં અને એ બટક પોતાની જાતને એબ લગાડેછે એવું સમજતાં હતાં. પણ આ બટક તેમની દરકાર કરતું નહી હતું, તે તેઓ તરફ ગુપચુપ ધીકાર બતાવીને રેહેતું અને પોતાની ચાલમાં સુધારો કરતું નહી હતું. એ ચાલ જારે તેની જાતવાલાં બટકાંઓને નાપસંદ હતી તારે મરઘા મરઘીઓની પરજાતનેતો તે કેટલી વધારે નાપસંદ હશે તેની મુનસફી વાંચનારેજ કરવી. ટુકમાં એટલુંજ કેહેવું બસ છે કે આ બટકની ચાલ ઉપર ફીટકાર નાખવાને તે મરઘીઓ પણ પોતાનો હક સમજતી હતી, કેમકે તેઓ પણ એકજ ધણીની ચાકરીમાં હતીઓ અને એકજ ટોપલા હેઠલ ઈડું મુકતી હતીઓ.

એ રીતે પેલાં ખંધા બટકને આખાં પીજરાંના રેહેવાસીઓએ નાપસંદ કીધા છતાં, તેને મોહોપર ને મોહોપર ડપકો આપવાની કોઈ હીમત કરતું નહી હતું. પણ એ બટકેતો છેક અતેરૂં કીધું, તે હીઆંસુધી કે બેદરકારપણેથી માતર બેસવા જતાંજ બે શુંદર બેદાંને ફોડી નાખયાં, તારે તેની એ ખુનખાર ચાલ ઉપરથી તેને નશીએત આપવાની એક મોટી માજર કલન મરઘીએ હીમત ચલાવી. તમામ પીજરાંનશીન પરાંણીઓમાં તે દાહી મરઘી ગણાતી હતી. અલબતાં તે સુપ સફેદ હતી અને પોતાને સઉથી ખુબસુરત સમજતી હતી અને લેહેકો કાહાડીને એવા દમામથી ચાલતી કે મરઘા મરઘીનુંજ નહી પણ માણસોનુબી ધેઆન ખેંચતી હતી. તે પોતાનાં મત આપવાને ઘણી તઈઆર હતી અને બધાંમાં હુંજ ખરી એમ સમજતી હતી.

માંટે આ દાહી મરઘીબાઈ સોરવાલીને પેલાં બટકના ટોપલા આગળ તેવણને મળવા સીધારયાં. બટકબાઈ મરઘીબાઈને કાંઈજાજું માન આપતાં નહી હતાં, તોપણ ઘરવેર ચાલી ચલાવીને આવયાં તારે બાહારથી જરા માન આપવુંજ જોઈએ. વાસતે બટકજી દાહી મરઘીને એસતેકબાલ લેવા આવયું. થોડાક ગામ ગપાટાની ખબર અંતર પુછવા પછે મરઘીબાઈએ બટકજીનાં બે ઈડાં ફુટી જવા વીશે દલગીરી બતાવી તથા તે ઉપરથી બટકનાં બચાંની વાત નીકલી, એટલે મરઘીબાઈએ બટકને નશીએત આપવાનું ભાશણ ચલાવયું. બટકે તે સઘલી શીખામણ સાંભલી લીધાપછે, તરેહવાર બાહાનાં કાહાડીયાં અને પોતાને બદલે બચાંનોજ વાંક કાહાડયો કે "મારૂએ બચાં ભુંડાં નીકલે તારે શું કરીએ?"

આગલ કહયું તેમ દાહી મરઘી પોતાની હોશીઆરી બતાવા મોટાં મોટાં મત આપી દેતી હતી, માટે આ વખતે બટકની ખરી ભુલ બતાવાને બદલે તેણે મત આપયું કે "તમે બટકો પાંણીમાં તરોછો અને પાંણીમાં રમતાં ફરોછો, ને તમારાં બચાંઓને તેવી છુટ આપોછો, તેથી તેઓ બેખડ થઈ જાયછે." બટકે ખોલાસો કીધો કે "અમારી જાતને પાંણી ઘણું માંફક આવેછે અને અમે પાંણીમાં રેહીએં સે ખુદરતી છે." પણ દાહી મરઘીતો કેહેજે "હુંજ ખરી," વાસતે તેણે તકરાર લીધી કે "પાંણી માંફક આવે તોબી પાંણીની અંદર ફરવું એ ઘણું ગ

લીચી ભરેલું છે." વળી આ મરઘીબાઈ સમજતી હતી કે "હુંબી ડાકટર છેઉં," એટલે તે મત આપવાને ભુલી નહી કે "તમે પાંણીમાં ફરાછો, તેથી સરદી થાયછે ને અમે મરઘીઓ પાંણીની અસનાઈ કરતાં નથી વાસતે ઘણાં સુખી રહીએ છઈએ." એટલુંજ નહી પણ મરઘીબાઈ માણસ જાતને પણ પીછાંણનારી હોય તેમ બોલી કે "આપણા મોટાંબાઈનો દાખલો જુવો, તેવણ પોતાનાં દીકરાને જરા પાંણીની આગળ જવા દેતાં નથી."

બટકજીએ વીચારયું કે આ ટાહેલાંની પીડા કાંહાં વળગી. વાસતે ટુકમાંજ કાસર પતાવા સારૂં તેણે જવાબ દીધો કે "પેઆરાં મરઘીબાઈ તમે કેહોછો તે ખરૂં હશે, પણ મારાં બચાં મારે હાથે કદી પાંણીમાં જતાં અટકવાનાં નથી." એ ઉપરથી તે બચાંઓને સુધારવાનું દાહી મરઘીએ માંથે લીધું અને બટકજીનાં ચાર પાંચ ઈંડાં લઈને પોતાના ટોપલા આગળ આવીયાં. તે ઈંડાં ઉપર પોતે સેવન બેઠી અને જે બચાં નીકલીયાં તેમને ઘણી જતનથી ઉછારયાં. તે બચાંઓપર ઘણો પેઆર કરવા લાગી અને તેમને ફુલની કાંની જાલવવા લાગી, તથા પાંણીને ઓલે જવું નહી, એવી શીખામણ આપી રાખી. આ બચાંને માટે મરઘીબાઈની મગરૂરીનો અંત નહી હતો, અને હવેતો તેવણ ઘણાંજ ફુલી ગયાં.

એમ કરતાં થોડીક મુદત ગુજરવા પછે મરઘીબાઈને પકો ભરૂસો આવયો કે તેનાં આ નાહાનાં બટકાંઓ હવે પાંણીમાં જશે નહી. તેણે વીચારયું કે જેવી સોબત તેવી અસર, જેવી આદત પાડીએ તેવી પડે, ને આ બટકાંને મેં પાણીની આદતજ નથી પાડી, એટલે તેઓ પાંણીમાં તરશે કેમ! એવા ભરૂસા ઉપર તેવણ પોતાનાં બટકાંઓને લઈને વાડીમાનાં તલાવ આગળ ફરવા આવયાં. પણ જેવાં તેવણ થોડીક મરઘી સહીઓ સાથ ચાંચવરે કાંકડા વીણીને પોતાનાં ટોટા મધે ભરવામાં મશગુલ હતાં, તેવામાં સઘલાં બટકો બટબટ કરતાં પાંણીમાં જઈ પડયાં અને ખુશ મજેહથી તરવા લાગાં. તેઓએ જાંહાંસુધી પાંણી જોયડું નહી હતું, તાંહાંસુધી તેમનું મન થયું નહી હતું, પણ પાંણી જોતાંજ ખુદરતી ખાએશ મુજબ તેઓ તેમાં પડયાં. માંટે દાહી મરઘી સજર ઠગાઈ, તે બુમ મારવા લાગી પણ બટકોએ તેને ગાંઠી નહી. તેથી બીજી મરઘીઓ તેનાં ઉપર હસવાં લાગી અને દાહી મરઘીનુ દાહાપણ કેટલું હતું તે માલમ પડી આવયું.

# ફલફલાલીનું ફલવું.



આ કેવો મોટો અને મધુર ફલ સંગરહ! આ દલદાર ફલ અને માવાદાર મેવો, આ અમરૂત સરખાં જમરૂખ અને જુમખાદાર દરાખ જોઈ મોહોમાં પાંણી છુટેછે અને જો ખરાં હોયતો તાજાંને તાજાં તરત તોડીને ખાઈ જવા ગમેછે. પણ વાંચનારી બાઈઓ, આપણ જરા હાથ ખાંચીએ. ખાવાનુંતો છેજ, પણ તેની પેહેલાં ફલ શું ચીજ છે, તે કેમ ઉગેછે, એવા એવા સવાલો ઉપર આપણ થોડોક વીચાર અને તલાસ કરીએ. ફલફલાલીનું ફલવું સાથી અને સી રીતે થાયછે, તેમાં શું શું ચીજ હોયછે; એ સરવે ગનેઆન ઘણું અજાએબ જેવું અને જાંણવા જોગ છે.

એક આફુસની કેરી હાથમાં લઈએ, તે કેવી સફાઈદાર, કેવી સુમારી, કેવી ગોલાકાર છે! કેટલો બુધો નરમ મેવો તેમાં બનાવેલો છે; કેટલો મધીઅમ મીઠાસ તેમાં ભરેલોછે અને તેની વચોવચમાં તેનાં બીઆંને કેવું તપાસીને બંધ કોટલાંમાં ગોઠવયુંછે! એક લીંબુ અથવા દાડમ લ

ઇએ તો કેવી તેની અંદર નાંજુક બનાવટ કરેલીછે; રસને કેવાં નાંહાંનાં નાંહાંનાં વાસણમાં ભરેલોછે અને દરએક વાસણને તપાસીને રાખવા સારૂ કેવાં એકની ઉપર એક એમ રેસાનાં બારીક પડ કરેલાં છે. એક દરાખનો જુમખો લેઓ; કેવો તે સવાદદાર રસથી ભરાઇને જુહુલાઇ પડેછે; મોતી ઇઆ હીરાનો જુમખો તેની આગલ શું બીસાદમાં છે! એ સરવે વીચાર કરતાં ખુદરતની કારીગરી અને ખોદાનું દાહાપણ માલમ પડેછે.

પણ આટલી બધી કારીગરી છતાં એ ફુલ તેને ઉગાડનારાં જાહાડને કાંઇ જાજું કામનુ નથી. એક જાહાડ ફુલ આપેછે તે ફક્ત પરાંણીઓનાંજ ઉપયોગને માંટે છે, તે ફુલ માંતર જાહાડનો એક નકાંમો અથવા રદી ભાગ છે. પેહેલાં બીઉં, પછે ફુલ અને તે પછે ફળ થાય છે. બીઉં જાહાડને ઉગાડેછે, ફુલ બીઆંને જાલવેછે, પણ ફુલ જાહાડને ઉપયોગથી ખાલી છે. દરએક ફુલની અંદર "સટેમન" નામની દાંખલીઓ આવેછે, તેમની વચોવચમાંથી "પીસટીલ" નાંમનો પીલો ફુટેછે અને તેની ઉપર ગરભસતાંન હોયછે. ફુલનાં બાકીનાં ભાગો ખરી જવા છતાં, એ ગરભવાલી જગા ઉગતી જાયછે, જેમાંથી આસપાસ ફુલ બનેછે અને બીઆં તેની વચે ગરભમાં રેહેછે. એક પેરને મથાલે જીણી આંખ જેવું દેખાયછે, તેમાં પાતરાંનાં આકાર હોયછે અને તેને તપાસતાં માલમ પડેછે કે ફુલનાં પાતરાં જેને "કેલીકસ" કેહેછે તે તથા તે માહેલી બીઆંને જાલવનારી "કારપેલ" નામની કોડલી સાથે મળીને તેનું ફુલ બનેછે.

ફુલ બીઆંનીજ ચીજ છે અને જાંનવરોનાં ગરભમાંથી પાછલથી જેમ ઓર નીકલેછે, તેને મળતી ફુલની ઉતપતી છે. એક નાંહાંનાં બોરથી તે મોટાં પપેનાસ અથવા ખરબુચાં સુધી ફુલનાં કદ અને આકાર જેમ તરેહ કીસમનાં છે, તેમજ તેમની માહેલો બાંધો અને ગોડવણ પણ દરએકમાં જુદી જુદી હોયછે. જેમ છાલ વગરનું આલુ એક ફુલ છે, તેમજ વળી ખાસરીઆં છાલનું કેલુંબી એક ફુલ છે, કડણ બદામબી ફુલ છે અને જાડું નાલીએર પણ ફુલજ છે. સઘલાં ફુલની અંદર પાંણી, ખાંડ, ખાર અને ખટાસની આસીડો તથા તે સાથે ઉધારનારાં તથા પોશનકારક તતવઓ જુદાં જુદાં પરમાંનમાં હોયછે. એ સઘલી પદારથો ફુલમાં કાંહાંથી આવેછે તે ખોદા જાંણેછે, માંણસની એટલીજ શકતી છે કે ફુલમાં એ ચીજોને તે શોધી કાહાડી શકેછે.

જેમ ફુલ પાકેછે તેમ તે માંહેલી ઉપલી ચીજોના જથા, વજણ ઇતીઆદીમાં વધઘટ થાય છે. કેટલાંક ફલો કાચાં હોયછે તારે તેમાં ખાંડ પાકતી નથી, પણ પછવાડેથી ખાટી આસીડમાંથી ખાંડ બનેછે અને બીજી વસતુઓનાં પરમાંણુ ઓછાં થાયછે. "આકસીજન" નામની ગેઆસ હવામાં હમેશ હોયછે, પણ જે હવામાંથી એ ગેઆસ કાહાડી લીધી હોય, તેમાં ફુલ પાકતું નથી. પાકતી વેલા ફુલ વજનમાં જાજું ઘટી જતું નથી. તે માહેલાં મીઠાં તતવો ગરમીથી પેદા થાયછે અને ફુલ પાકેછે તે ગરમી વગર રોશનીથી પાકેછે એવુ માલમ પડયુંછે. ફલોની બીજી ખુબી એ છે કે તોડતાંવારજ તેમને તરત ખાઇ જવાં જોઇએ એવું કાંઇ નથી. દરએક ફલ તોડયા પછે ચોકસ થોડો કે ઘણો વખત સુધી કોહોવા વગર રહી શકેછે અને વળી કેટલાંક ફલોતો લાંબી મુદત સુધી તોડીને રાખી મેળવાની ફરજ પડેછે, કેમંકે તેની આગમચ તે ખાવા જોગ હાલતમાં આવતાં નથી.

બીઆંને ગમે તાંહાં રાખી મેળીએ પણ તેમાંનો જીવ મરતો નથી. તેમજ "આપલ" અથવા સેફફલને વખારમાં ભરી રાખતાં તે કોહોતું નથી. તેમાં "ગાલીક આસીડ" આવેછે, તેની ધીમે ધીમે ખાંડ બનેછે. એક દેશનું ફલ પોતાના દેશમાં ઇઆ પોતાની હવામાં કોહેછે, પણ બીજાં દેશની બીજી હવા તેને માંફક આવેછે. કાચી નારંગી અને લીંબુ પોતાનાંજ નહી પણ પારકાં દેશોમાં પાકી શકેછે, કેમકે તે માહેલી "સાઇટરીક આસીડ" ની ખાંડ બનતાં વખત જોઇએછે. નાંલીએરનો અંદરનો રસ માતર કોટલાંમાંજ ભરેલોછે, અને લીંબુનો રસબી જો તેમજ રાખયો હોતતો તે જાજો વખત ટકી શકત નહી, પણ પોતાનાં બંદાઓને તેનો ઉપલો લાભ આપવા સારૂં એ ફલની અંદરનાં રસને જીની જીની કોઠલીઓમાં ભરી રાખયોછે કે તે જોસથી ઉભાઇ આવીને કોહી જાય નહી. કેટલાંક ફળ શુકવયાથી, તે માંહેલી ખાંડને લીધે તે જલવાઇ રેહેછે; જેમકે અંજીર, દરાખ, ખજુર ઇતીઆદી. આમળીબી એક ફળ છે, અને તેને જાલવી રાખવા માંટે ખુદરતે જુદોજ બંદોબસત કરેલોછે. જેવો સુરજ અસત પાંમેછે કે તેનાં ફળને દવથી સંભાલવા માંટે તેનાં પાતરાં ફળની આસપાસ વીટલાઇને તેને બંધ કરી લેયછે, અને સુરજ ઉગતાંજ તે પાછાં ખોલા થાયછે. આફરીકામાં કેટલાંક ફળો પોતાનીમેળે જમીનની અંદર દટાઇને પાકેછે.

જાહાડપાંણની વીદીઆમાં ફળ ફળાલીનાં બે ભાગ કરેલાછે. "કારપેલ" નામનાં પાતરાંની સમજ ઉપર આપી છે. જે ફળ ફળાલી એવાં એક "કારપેલ" માંથી ફલેછે તેને "સાદુ ફળ" કેહેછે, તે પેર, સેફ, આંબો, ઇતીઆદી છે. જે ફળ એકથી વધારે "કારપેલ" નાં ભેગાં મળવાથી ઉગે છે, તેને "મીસર ફળ" કેહેછે, જેવાંકે પપેનાશ, સેહેતુર, કેળાં, ચાપાં ઇતીઆદી. પેહેલી કીસમનાં ફળમાં જેમ પેર અને સેફ તેમજ અંજીર, દાડમ અને દરાખ છે, અને વળી બદામ તેમજ નાલીએર પણ એજ વરગમાં છે. જુદાં જુદાં ફળોમાં બીઆં રાખવાની રીત પણ તરેહવાર છે. કોઇ ફળમાં જેમ કે પેર, ચીભરાં ઇઆ ખરબુચમાં માવાની વચે બીઆં છુટાં છુટાં પણ જથાબંધ રેહેછે. કોઇ ફળમાં, જેમકે આંબો, બોર ઇઆ સેફમાં માવાની વચે એકજ કડણ બીઉં હોયછે. કોઇ ફળમાં, જેમકે દરાખમાં રસની અંદર બીઉં હોયછે અને કોઇ ફળમાં જેમકે લીંબુ ઇઆ પપેનાસમાં પડોની વચે બીઆં ગોઠવેલાં હોયછે. આ સઘલી બનાવટનો થોડોબી વીચાર કરતાં માણસ તે દાદગરની શકતી ઉપર આફરીન કરેછે.

---

# ઈરાનના અસલી પાદશાહાઓની નશીએતો.

## દારાએસ હીસતાસપીસ.

સાઈરસ પછે ઈરાનનો મોટો પાદશાહા દારાએસ હીસતાસપીસ થઈ ગયોછે. જેમ ભુલથી સાઈરસને કેખુશરા સાથ તેમજ દારાએસ હીસતાસપીસને ગુસતાસપ સાથ ભેલી નાખવામાં આવેછે. પણ આજનાં વખતમાં સાબેત થયુંછે કે એ બે જુદા જુદા પાદશાહા હતા, જેમાં ગુસતાસપ પેહેલાં અને દારાએસ પછવાડેથી રાજ કરી ગયા હતા. એ નામીચા પાદશાહાનાં વખતમાં ઈરાનનું અશલી રાજ એ બળવાંન અને જાહોજલાલી ભરેલું ગણાતું હતું, તે એના બેહદ દાહાપણ અને શાનપણથી હતું. તેના એ નેકી તેની શીખામણો ઉપરથી માલમ પડેછે, કે જે શીખામણોને એ નામવર પારસી પાદશાહા બહીસટનનાં તથા બીજા પાહાડો ઉપર કોરાવી ગયોછે અને તેથી દારાએસની નશીએતો આજ હજારા વરસ થયાં ટકી રહીછે. એ પાહાડી લેખો વાંચતાં માલમ પડેછે કે દારાએસ હરઘડી પોતાનાં દરએક કામમાં ખોદાતાલાને યાદ કરતો હતો, તે જેબી કામ કરતો તેની મોટાઈ પોતે નહી લેતો પણ તે ખોદાનું કામ સમજતો હતો અને પોતાને ખોદાની મરજી અમલમાં આણવાનાં એક હથીઆર તરીકે ગણતો હતો. વળી તે પોતાનાં ધરમને માંન આપવાની સરવેને નશીએત દેતો. પણ એ પાદશાહા સાચું બોલવાને જે શીખામણ દઈ ગયોછે, તે સઉથી અગતની છે. તેને જુઠાંની કેટલી છીટ હતી અને સચાઈને તે કેટલી પસંદ કરતો હતો, તેમજ વળી પોતે જે લેખો આપયાછે તે ખોટા નથી એવું દેખાડવાને તે કેટલો ખંતી હતો, તે તેનાં આ લેખોમાં સચાઈ વીશે ફરી ફરીથી કરેલી આજરખાહી ભરેલી ફરમાસ ઉપરથી માલમ પડેછે. તેનાં તે લેખોની નકલ હેઠલ ઉતારીએ છઈએ. એ લેખોમાં તેણે પોતાનાં રાજની જે તવારીખ આપીછે, તે અલબતાં અમે કાહાડી નાખીછે.

"પાદશાહ દરાયસ કેહેછે જે, હવે પછી જેબી કોઈ શખસો પાદશાહ થાએ તેઓએ જુઠાઈને નાબુદ કરવાની કોશેસ કરવી. જે માણસ કુફર હોએ તેનો તદન નાશ કરી નાખજો. જો એ પરમાણે કરીઆ જશો તો મારા દેશને હાની પુગશે નહી."

"પાદશાહ દરાયસ કેહેછે જે, આ પરમાણે મેં કામો કરેલાંછે. હોરમજદની કરમબખશીશથી મેં એ સઘલાં કામો ને સરણજામ પોહોચાડેલાંછે. હવે પછી જેબી શખસ આ લેખ વાંચે તેને ખાતરીથી જાણવું જે મેં જેબી કામ કીધુંછે તેનો આ હેવાલ ખોટી રીતે આપેલો નથી."

"પાદશાહ દારાયસ કેહેછે જે, હોરમજદ મારો શાખસી છે, મારાં કરેલાં સઘળાં કામો વીશે આ લેખ મેં રાસત વ દરૂસત લખાવેલોછે."

"પાદશાહ દારાયસ કેહેછે જે, હોરમજદની બખશીસથી બીજા ઘણાંએક કામો મેં જે કીધાંછે તે આ તખતી ઉપર કોતરાવેલાં નથી કે મબાદા જે જે ઘણાંએક કામો મેં બીજી જગાઓ ઉપર કરેલાંછે તે વાંચીઆથી હવે પછીના આ તખતી વાંચનારને એમ શક નહી જાએ જે મેં એ સઘળાં કામો વખતે ખોટી રીતે જણાવેલાં હશે."

"પાદશાહ દરાયસ, કેહેછે જે, મારી આગમજ પેહેડી દર પેહેડી જે પાદશાહો ઈરાન સરજમીન ઉપર થઈ ગએલાછે તેઓનો દાખલો પકડી મેં આ કામ કીધુંછે. હોરમજદની બખશોસથી મેં તે સઘળાં કામોનો તેઓની મોફક આ લેખ બનાવી રાખેલોછે."

"પાદશાહ દરાયસ કેહેછે જે, મારી પછીના તખત ઉપર આવનારે આ જાણવું જોઈએ જે, મેં આ પરમાણે જે જાહેર કાધુંછે તે તમારે તેથી કરી તેને છુપાવવું નહી જોઈએ. અંગર આ તખતી તમો દુનીઆમાં જાહેર કરશો તો હોરમજદ તમારો નેધેહબાન થજો. તમોને ઘણા ફરજંદોની વુરૂધી હોજો. તથા 'તમો ઘણી લાંબી ઉમર સુધી જીવજો."

"પાદશાહ દારાયસ કેહેછે જે; અગર જો તમો આ લેખને છુપાવી રાખશોતો તમારાં આચરણોનેબી કોઈ લખી ના રાખશો. હોરમજદ તમારો દુશમન થજો તથા તમો ફરજંદ વીનાના રેહેજો."

"પાદશાહ દારાયસ કેહેછે જે, આ પરમાંણે મેં કામો કરેલાંછે. એ સઘળાં કામો હોરમજદની કરમબખશીશથી મેં શરનજામ પોંહોંચાડેલાંછે. હોરમજદે તથા બીજાં ફરેસતાઓએ મને આ કામ કરવામાં સાહેતા આપેલીછે."

"પાદશાહ દરાયસ કેહેછે જે, હોરમજદ તથા બીજા યજદોએ મને મદદ કીધી હતી તે એટલા કીજે કે હું કુફર નહી હતો; હું જુઠો નહી હતો, હું જાલેમ નહી હતો. જે શખસો ખરાબ કામના કરનારા હતા તેઓનો મેં નાશ કરીઓ હતો."

"પાદશાહ દરાયસ કેહેછે જે, જેબી શખસ હવેપછી પાદશાહ થાએ તેને જુઠાઓ તથા ખરાબ કામ કરનારાઓને પાળવા નહી. તેઓને બુનબેખથી તદનજ ઉખેડી નાખવા."

"પાદશાહ દરાયસ કેહેછે જે, હવે પછી જે કોઈબી આ મારી લખેલી તખતી તથા આ ચીતારો જોશે તેઓએ ખબરદારી રાખી એઓને ખરાબ કરવા નહી. જાંહાંસુધી તમો એઓને ઈજત આપશો તાંહાંસુધી તમોને ઈશવર જાળવી રાખજો."

"પાદશાહ દરાયસ કેહેછે જે, જાંહાંશુધી તમો આ તખતી તથા આ ચીતારોને જોઓ તથા તેઓને માન આપો તથા ખરાબ થવાથી તેઓને બચાવો તાંહાંસુધી હોરમજદ તમારો રફીક થજો. તમોને ઘણા ફરજંદોની વુરૂધી હોજો. તમો ઘણુંસુધી જીવજો, અને જેબી તમો કરી જાઓ તેનો હોરમજદ તમારા પછીના જમાનામાં સારો બદલો આપજો."

"યજદોનો યજદ હોરમજદ કે, જેને આ ધરતી તથા પેલું આસમાન બનાવેલાંછે અને જેને મનુસજાતને પેદા કરેલાંછે તથા મનુશ જાતોને જાન બખશેલોછે તેણે "દરાયસને લોકોનો પાદશાહ તથા લોકોનો તેને ધારા બાંધી આપનારોબી કરેલોછે."

"અરે, ઓ લોકો, હોરમજદનો ધરમ જે તમારી સોડે ફરીને આવેલોછે તેને નાબુદ થવા દેશો નહી. એ ખરો ધરમ ખબરદાર.છોડશો નહી. ખબરદાર; નહીતો તમો તેમાં ઠોકર ખાશો."

## ઘર ધનીઆંણીનું કામ સેહેલું કરવાની રીત.

### ઘર ચલાવા માંટે જરૂરનાં ગુણો.

જે ઘરધનીઆંણીઓ પોતાનું ઘર ચલાવતાં કંટાળેછે તેઓને અમે નીચલી થોડીક સુચનાઓ ઉપર ધ્યાંન પોહોંચાડવાની ભલામણ કરીએ છઈએ. એક રાણી જો ફતેહમંદીથી પોતાની હકુમત ઉપર રાજ ચલાવી શકે, તો એક ઘરધનીઆંણી પોતાનાં ઘર ઉપર રાજ નહી કાંએ ચલાવી શકે તેની સમજ પડતી નથી. ઘર ચલાવવું એ મોટું કામ છે, પણ મુશકેલ નથી અને મુશકેલ નથી તેટલું તે પીઆરૂં કામ છે. તે છતાં ઘણી ઘરધનીઆંણીઓને ઘરબાર અકારૂં લાગેછે, તેમાં તે ઘરનો વાંક નહી પણ ઘરધનીઆંણીનો પોતાનો વાંક સમજવો.

સાધારણ અથવા સાદી ચીજોનું અગનાંનપણું ઘર ચલાવામાં ઘણી મુશકેલોને આડે લાવેછે. આપણાં જુવાંનો ભુગોલ અને ખગોલ વીદીઆઓની વાતો કરેછે, પણ તરકારી ઈઆ ઘી ઈઆ બતાસા લેવા હોયતો તેઓ પકા વેચનારને હાથ ઠગાઈ જાયછે. ઘણાં લોકો આગલા વખતોને યાદ કરેછે કે જારે મોટાંમાઓ બજાર હાથ પોતે કરતાં અથવા સોબાની બાબતોમાં અગનાન હતાં પણ ઉપયોગી ગનેઆંન ઘણું જાંણતાં હતાં.

સાધારણ બાબતોનાં અગનેઆંનપણાં સાથે બીજા અવગુણો પણ ઘર ચલાવાને કામને મુશકેલ બનાંવી દીએછે. આલસ, ઈતરાજી, મોજ મજાહા, અને કામકાજમાં બેઢંગાપણું ઈતીઆદીથી ઘર ચલાવામાં ઘણી અડચણો પડેછે. આલસથી ઘરધનીઆંણી મોડી ઉઠેછે, અથવા ઘણી ઉંઘ કાહાડેછે, બેસેછે તો તેને બેસીજ રેહેવા ગમેછે, ચાલ હાલ કરવા તેને ગમતી નથી, કામમાં જહદક બતાવતી નથી, એવી એવી ખાંમી આલસનું પરીનામ છે. તેથી ઘરનાં કામમાં ઘણી ઢીલ થાયછે, ઘણું કામ અધુરૂં રહી જાયછે.

ઈતરાજી ગામનાં લોકોમાં મોટાઈ મારતાં શીખાડેછે. પાંચ લોકનું પોતા તરફ ધેઆન રોકી રાખવું, અને લોકો પોતા વીશે વાત કરે એવો દેખાવ દેવો એ ઈતરાજી શીખાડેછે. તેથી સારાં સારાં લુગડાં અને સારાં સારાં ઘરેણાં પેહેરવાનો શોખ વધેછે અને પરીનામ એ નીપજેછે કે ઘરનું ઉપયોગી કામ તથા ઉપયોગી ચીજ રહી જાયછે. સોભનસાબનમાં ઘણો વખત જાયછે અને તેથી અગતની હાજતો ઉપર ધેઆંન આપવાને વખત રેહેતો નથી. દેખાવનાં ખરચોમાં નાંણાં ખરચાયછે, જેથી ઉપયોગી ખરચને માંટે નાંણું ફાજલ પડતું નથી.

મોજ મજાહાનો શોખ ખાવા પીવાનું ઉડાઉપણું કરાવેછે. તેથી નાંણાં સંબંધી હાલત બતંગ આવી જાયછે એટલુંજ નહી પણ તનદરોસતીનો બીગાડ થાયછે. સારાં કપડાં પેહેરવાં અથવા સારાં પકવાંન ખાવાની સાંમે અમને વાંધો નથી, પણ એ સરવે શોખ પુરા પાડવામાં મધીઅમપણું જરૂરનું છે, કે જે મધીઅમપણાં વગર મોટાં ખાંનદાંનોનો ખુવાર થયલાં છે, અને ઘણી બાયડીઓએ પોતાનાં માંટીને નાદારીની કોરટમાં મોકલયાછે. માંટે ઘર ચલાવા આગમચ ઘરધનીઆંણીમાં સારા ગુણો જોઈએછે અને જેઓ આવતા વખતમાં ઘરધનીઆંણી થવાની હોય તેઓનાં દીલમાં તે સારા ગુણ ઉતારવાની તેઓમાં બચપણથી મેહેનત થવી જોઈએ.

"ગનાંન તે કુવત છે." ઓરડાઓને કેમ ગોઠવવા અથવા સાફ રખાવવા તે જો આવડતું હોયતો ઘરધનીઆંણીનાં ઓરડાઓ બેહેસતખાનાંની મીશાલે બીરાજી રેહેશે. તેમજ જો રોટી કેમ થાપવી તે જો આવડતું હશેતો તેણીની રોટી વધારે સવાદદાર થશે. એ સઘલું વહીતરૂં ઘરધનીઆંણીને પોતાને કરવાની જેટલી જરૂર નથી, તેટલી તે કાંમ જાણવાની તેણે જરૂર છે, કેમકે ચાકર નકરો એ કામોથી ઘણીવાર અનજાણાં હોયછે અને શેઠાંણી જો અનજાંની હોયછે તો તેમની ખાંમીઓ શોધી કાહાડવા તથા સુધારવાને અશક્ત હોયછે અને ઘરની હાલત અધુરી રહી જાયછે. દરએક ચીજ પોતાની જગોએ રેહે અને સઘલો દેખાવ હસતો તથા ખોલલો રેહ, તે જોવાનું કામ ચાકર નકરોનું નહી પણ શેઠાણીનું છે.

પણ વળી ઘરનાં ધણી તથા બચાંને માંટે ખાવાનું તઈઆર હોય, તેબલ બીછાવેલી હોય ઈઆ બીછાંનું પાંથરેલું હોય, બચાંઓને ફરવા મોકલયાં હોય અને ઘરમાં ગડબડ નહી હોય, એટલુંજ બસ નથી. ઘર જો સુખી કરવું હોયતો શેઠાંણીનો હસતો ચેહેરો, મીઠા શબ્દો, ધીરો અવાજ, મનપસંદ ગમત તથા બીજાંનાં સુખે સુખી અને દુખે દુખી થવાનો માયાલુ અને નરમ સવભાવ વગર ઘર ચલાવાનું કામ શેહેલ થઈ શકતું નથી.

ભરતારની આગળ નવરાંતે બેસીને અગતની વાત ચીતમાં રોકાવું એ ભરતારના પેઆરને વધારવાનો ઉપાય છે અને એક ભરતારથી સુખી બાયડીને ઘર ચલાવાનું કામ ખરેજ પીઆરૂં અને માનીતું લાગેછે. એટલા માંટે ફુરસતે બેઠાં હોયતો ચાકરની રાવ, સાસુની ગીનીસ, ઈઆ દેરાંણી જેઠાંણીનો કુથલો કરવો એ ભરતારને ખુશીને બદલે ગમગીન કરવાનો ઉપાય છે. વળી દીસની થાક બાબે ફરીઆદ, ખબરચીખાનાંમાં બનેલા બનાવની રાવ અથવા ઘરેણા, લુગડાં ઈઆ બીજી વસતુઓનાં નવા દાવાથી ભરતારનાં કાંન ભરવાથી થોડાજ ભરતારો ખુશી થાયછે.

પણ ભરતારનાં કામકાજ બાબે ઈનતેજારી રાખવી, તેનાં તે કામમાં સલાહા તથા મદદ આપવી એ ભરતારને ખુશી કરવાનો સઉથી સરસ ઉપાય છે. એક ડાકટરની ઈઆ બારીસટરની બાયડી પોતાનાં વરને મળેલા કોઈ નવાઈ જેવા "કેસો" ની વાત પુછે, એક માસટર પોતાની બાયડી આગળ પોતાનાં કોઈ હટીલા નીશાળીઆનો હેવાલ કેહે, એક વેપારીની સ્ત્રી પોતાનાં ધણીએ ખેડેલા જોખમમાં તેને દીલાસો આપે અથવા એક દુકાંનદારની ઓરત ભરતારનાં બીલ કરી આપે ઈઆ ચીઠી પતરીઓ લખવાની મદદ આપે

તો તે ભરતાર જેટલો ખુશી થાયછે, તેટલો બીજાં કસાંથી ખુશી થતો નથી.

---

## દરીઆઈ ગેનડો.



આ જાંનવરને ઈંગરેજી જાંનવરી વીદીઆમાં "હીપોપોટામસ" કેહેછે. તે કદમાં અને આકારમાં ગેનડાને મળતું આવેછે, પણ ગેનડો ખુસકી ઉપરનું જાંનવર છે, અને "હીપોપોટામસ" પાંણીમાં રેહેછે, તે ઉપરથી તેને આ પણ દરીઆઈ ગેનડાનું નામ આપીએ છઈએ. પાંણીમાં વસનારા એક મોટા દઈત સોસવાટ વીશે ગયા અંકમાં લખ્યુંછે. આ દરીઆઈ ગેનડો પણ તેવીજ કીસમનું એક રાખશી બલનું જાનવર છે. પણ સોસવાટ જેવાં ધલોડીની જાતનાં જાંનવર પાંણીમાં રેહેવું કરે એ આપણા માંનવામાં આવેછે, મગર હાથી ઈઆ સીહનાં સરખું આ મોટું ચોપગું પરાંણી પાંણીની અંદર રેહેવા સારૂં ખોદાતાલાએ બનાવયુંછે, એ થોડું અજાએબ જેવું નથી.

આ દરીઆઈ ગેનડાનું માંથું ખુસકીનાં ગેનડા કરતાં લગાર વધારે મોટું પણ તેનાં પગ વધારે નાંહાંનાં હોયછે. એ જાંનવર યુરોપખંડમાં મળતું નથી. પણ આફરીકાની નીલ નદીમાં અને બીજાં એવાંજ જંગલી ગરમ મુલુકોમાં તેની વસતી માલમ પડેછે અને વીદવાંનોએ તેમનો વીગતથી હેવાલ આપયોછે. તે ઉપરથી માલમ પડેછે કે એ જાંનવર માથાંથી પુછડી સુધી સતર ફીટ લાંબુ હોયછે, તેનાં પેટનો ઘેરાવો સોલ ફીટનો છે, તેનું માંથુ ચાર ફીટ લાંબુ તથા સાત ફીટનાં ઘેરાવાનું હોયછે. ને દાચું વકાસેછે તારે બે ફીટનો પોહોલો ખાંચો પડેછે, અને તેનાં દરએક જડબાંમાં ચાર મોટા દાંત હોયછે, તે દરએક દાંત એકેક ફુટ લાંબો છે.

આ જાંનવરનાં પગ હાથીનાં પગને મળતા આવેછે, અને દરએક પગનાં ચાર મોટાં, જાડાં આંગલાં હોયછે. તેનું પુછડું ટુંકું, પોહોલું અને અનીદાર હોયછે. તેનું ચામડું અતીશય જાડુંછે, અને જોકે સોસવાટની મીશાલે બંદુકની ગોલીને વગર ઈજાએ ગગડાવી દેવાને તેનું ચામડું અશક્ત છે, તોપણ સમશેહેર ઈઆ કટારીથી તેને કાંઈ પણ અસર થતી નથી, એટલું એ ચામડું કડણ છે. દરીઆઈ ગેનડાનું આખું બદન થોડાક છુટા છુટા બાલથી ઢંકાયલું છે, જે બાલનો રંગ લગાર સફેદી ઉપર છે. એ જાંનવરનો આકાર આખો જોતાં અડધો બલદ અને અડધો ડુકર જેવો દીસેછે. તેનો અવાજ પણ એ બે જાંનવરોની વચેનાં આવાજને મળતો આવેછે.

આ ભયંકાર દરીઆઈ ગેનડો જોકે આટલો કદાવર અને જોરાવર છે, તોપણ તે પોતાનું ભયભરેલું બલ વાપરવાને એટલો તઈઆર રેહતો નથી. તે મુખીઅ કરીને આફરીકાની મોટી નદીઓ તથા મોટા સરોવરોનાં તલીઆંમાં પડી રેહેછે, અને તાંહાં આલસાઈમાં વખત ગુજારેછે તથા ભુખ મટાડવાનાં સાંધન નહી હોય તોજ તે થોડી ઘણીબી મેહેનત લેતો માલમ પડેછે. કેટલીકવાર નદીનાં તલીઆં તરફથી કોઈ મોટા ધોતની આગલ તરણ ચાર ગેનડા એક હારમાં ઉભા રેહેછે અને ધોતનાં જોસથી ધોવાઈ જતી માછલીઓનો ભખશ કરેછે. તેઓ પોતાનાં એ શેકારની પુઠે ઘણી ઉતાવલથી દોડેછે, તથા ઘણાં જોસથી તેઓ પાંણીમાં તરેછે અને દમ લેવા સારૂ ઉપર આવવા વગર તેઓ આસરે ૪૦ મીનીટ સુધી તલીઆમાં રહી શકેછે.

જાંણે જમીન ઉપર ચાલતો હોય તેમ આ દરીઆઈ ગેનડો પાંણીની અંદર આસાંનીથી ચાલેછે, અને એકજ હુમલે બેસુમાર માછલીઓનો ભખ્શ કરેછે. પણ જારે તેને બરનો પુરતો ખોરાક પાંણીમાંથી નથી મળતો, તારે તેને ખોરાકની શોધમાં કીનારાની જમીન ઉપર જાવું પડેછે, જાંહાંનાં રેહેવાસીઓમાં તે અણગમતો પહરોણો ઉતરેછે. જમીન ઉપર તે ઘણો ધીમે ધીમે ચાલેછે અને નદીની કીનારીને એટલો વલગી રેહેછે કે દગલે દગલે તે પાંણીમાં પડી જાયછે. પણ કોઈવાર વળી તે કીનારાથીબી આગળ વધેછે અને તેની સાંમે થવાનું થોડુંજ બલ હોવાથી લોકો તેનાં અવર પગલાંથી પોતાનાં કીમતી પાકનો નાંશ થતો મુગે મોહોડે જોયા કરેછે. તીડોને નહસાડવાને જે ઉપાયો કરવામાં આવેછે, તેજ ઉપાયોથી આ દરીઆઈ ગેનડાને પણ નહંસાડવામાં આવેછે, ઈઆને ઢોલ વગાડવાથી, બુમો પાડવાથી તથા આતસ સલગાવાથી આ પરાંણી જે પોતાનાં સઘલાં બલ છતાં હીચકારૂ છે, તે તરત પાછલાં પગલાં ભરેછે.

પણ જારે આ જાંનવર ગુસે થાયછે અથવા જખમી થાયછે તારે ખોદાએ આપેલું પોતાનું ભારી કુવત વાપરવાને તે ચુકતું નથી અને તે વખતે તેનો દેખાવ ઘણો ભયભરેલો થઈ પડેછે. તે ગમે એવા શતરૂની સાંમે થાયછે, જે કાંઈ હોય તેને જમીનદોસત કરેછે. નદીમાં તે ફરતું હોયછે, તોપણ બોટોની આવજાવને તેનાંથી હરકત નથી. પણ જો તે બોટ ભુલથી આ દઈતને અકડી અથવા તેની સુલેહમાં કોઈબી રીતે ખલલ કરવામાં આવી, તો પછે તે બોટમાં જનારાંઓની કમબખતી જોઈ લેવી. તે બોટની હેઠલ ભરાયછે અને પછે પોતાની પીઠ ઉપર ઉભો થઈ બોટને ઉંધી વાલેછે અથવા તે પોતાનું દાચું વકાશેછે અને પોતાનાં મજબુત દાંતોની વચે બોટને ધરીને ફાડી નાખેછે ઈઆ ડુબાડી દેયછે.

જમીન ઉપર આ જાંનવર જાજી લડાઈ ચલાવતું નથી. જો જમીનપર ફસયું હોયતો તે ઝડપથી નાહાસવાનુ

પસંદ કરેછે અને ઉંધે મસતકે નદીમાં પડી, થોહોવાર અંદર રેહેવા પછે એ ગેનડો પાછો ઉપર આવેછે તથા ગોયા પોતાનાં દુશમનને પોતાની જગાપર બોલાવતો હોય તેમ મોટે સાદે બુમ મારેછે. પણ જેઓ જમીન ઉપર તેને ખોજવી શકેછે, તેઓ પાંણીમાં તેની સાંમે જઈ શકતાં નથી. આપણે જોયુછે કે સાસવાટને માણસો પકડી શકે છે, પણ દરીઆઈ ગેનડા સાથ એટલી અચકચારી કોઈ કરી શકતું નથી, જેથી તે પાંણીમાં શાહા અને સરદારની મીશાલે રેહેછે. કોઈવાર તે જમીન ઉપરથી આદમીનાં નાંહાનાં બચાંને ચોરી જાયછે.

આ જાંનવરની માંદા કીનારે ઈંડાં મેળેછે. *એકથી વધારે ઈંડું મેળતી તે કવચીતંજ માલમ પડેછે. એ વખતે તે માંદા સરેસતા કરતાં વધારે બીહીકની થાયછે. તેમનાં નાંહાનાં બચાંઓને હબસીઓ પકડેછે તથા તેને ખાવાનાં કામમાં લાવેછે. કેહેછે કે આ જાંનવરનું માસ ખાવામાં ઘણું સવાદદાર છે. તેનાં ગોસતના કકડાને કકડા બજારમાં વેચાવા આવેછે.

---

## ભુત વીશે ઈંગરેજ લોકોનાં વેહેમ.

ભુત ભમાડાની વાતોને શીખેલાઓ અને સુધરેલાઓ વાજબીની રાહે ધીકારી કાહાડેછે; પણ કોઈવાર લોકોમાં એટલો મજબુત એતેકાદ બેસી જાયછે કે સુધરેલાઓબી એ વેહેમ રાખેછે. ઈંગરેજી પરજા આપણાં કરતાં વધારે સુધરેલા છે, પણ તેટલા માંટે તેઓમાં ભુત ભમાડાનો વેહેમ નહી હોય એમ વીચારવું નહી. તેઓમાંબી વેહેમી માણસો હોયછે અને વળી ભુત વીશે આપણ જેટલું જાંણતા નથી તેટલુંબધું તે વેહેમીઓ માનેછે. આ વાત અજાએબ જેવીછે કે એક પણ દેશ એવું નહી હશે કે જાંહાં માણસ મુવા પછે ભુત થવાનો વેહેમ જાએજ નહી હશે, પણ ઈંગરેજોમાં ભુત આવવા વીશે શું શું વીચાર રાખવામાં આવેછે તેનો એક ટુંક ઈનતેખાબ વાંચનારાંઓની રમુજને માંટે હેઠલ ઉતારીએ છઈએ, જે ઉપરથી જણાશે કે ભુત વીશે ઈંગરેજોનાં અને આપણાં લોકોનાં કેટલાક વીચારો કેવા એકમલતા આવેછે.

કેહેછે કે ભુત આવવાનો સાધારણ અને ઘણોખરો વખત મધરાતનો છે. ખરીશટમાંસને દીવશે ભુત કદી આવતા નથી અને સાધારણ લોકો ભુતને જોઈ શકેછે, પણ ખરીસટમાસની રાતે જનમેલાં લોકોને ભુત કદી દેખાતો નથી. જીવતી વખતે તેઓ જે પોશાક પેહેરતા હતા, તેજ પોશાક ભુતાલી હાલતમાંબી તેઓ પેહેરેછે. સફેદ જમો પેહેરીને જે ભુત આવેછે તે દેવલની ઘોરમાંથી નીકલેછે, અને તેઓને જાજુ માન આપવામાં આવતું નથી. જારે એક ઓરડામાં ભુત આવેછે, તારે જો તાંહાં મીનબતીનો દીવો મેળેલો હોયતો, તે દીવાનો રંગ બલુ થઈ જાયછે, અને તે ભુત પોતાની હઈઆતીમાં જો ખરાબ ચાલનો માણસ હોયનો તેજ અગત કરીને બનેછે!

મરદનાં ભુત કરતાં ઓરતનો ભુત વધારે ગરબડીઓ અને "કાલુ કચાટીપો" હોયછે. તે કોકટની મીશાલે ઘણી વાત કરેછે. 'કુતરાંઓ ભુતને દુરથી સુધીને પારખેછે.' જો ભુત ઘણો કંટાલો આપેતો તેની સાથ લાટીન ભાશામાં વાત કરવી, કેમકે તેથી તેને ઘણી બીહીક પેસેછે. વળી રાતા સમુદરમાં કેદ પડવાની ભુતોને ઘણી દેહેસત હોયછે, માંટે જો તેઓ ઘણું દુખ આપેતો તે સમુદરમાં મોકલવાની ધમકી દેવાથી તેઓ દબી જાયછે. ભુતો કદી પોતાની સાથે રોશની રાખતા નથી અને જેઓ પોતાની હઈઆતીમાં ગોલામગીરીમાં રહયા હોય, તેઓ સીવાએ બીજા ભુતો પોતાની સાથે સાંકલ રાખતા નથી. ભુતો કાળો પોશાક પેહેરતા નથી. વળી વેહેમી ઈંગરેજો એવું પણ માનેછે કે જો તમારે ભુતને જોવો હોયતો પેહેલાંતો દુનીઆમાં ભુત છે એવું તમારે મજબુતીથી માંનવું જોઈએ અને પછે થોડું અફીણ ખાવું જોઈએ!

જારે ભુત આવવાનો હોયછે તારે છ ઘોડા જોડેલી એક ગાડીથી તે રોપ ઘસડવાનાં જેટલા ખખડાતના મોટા અને ભયંકાર આવાજો પેહેલાં થયા કરેછે અને પછે ભુત દેખાયછે. જેઓનું ખુન થયું હોય અને છુપી રીતે દાટેલા હોય તેઓનાં હાડકાંને ખોદી કાહાડી બરાબર કીરીઆથી જાંહાંસુધી દાટયાં નહી હોય, તાંહાંસુધી તેનાં ભુતને આરામ થતો નથી. ભુત લોકો જારે મારવા બેસેછે, તારે તેઓની મુકીઓ ઘણી જોરથી વાગેછે. પણ કોઈ સવાલ કરે કે ભુતતો હવાઈ હોય તારે તેમનાં ફટકા વાગે કેમ? એ ઉપરથી આપણને જણાવવામાં આવેછે કે તેઓ હવાઈ છતાં તેઓનું એવું સત છે કે તેઓ જોરાવર માણસને જમીન ઉપર પાડેછે; તેઓનાં મારથી લોકો લંગડા થાયછે તો પાછા સાજા થતા નથી!

---

## પરચુટણ.

ઉદયોગ—એક લખનાર કેહેછે કે માંણસને ઉદયોગ આપવો તે સાંચાને તેલ આપવા બરાબર છે. તે તેની હઈઆતીનાં ચકરને સફાઈથી ફેરવેછે.

---

દવ એક બેમાલુમ બાફ છે, કે જે પાતરાંની ઠંડી સપાટીની ઠાંકરથી ધુજીને ગોયા રડી પડેછે અને તેનાં આંજુ બંધાયછે.

---

**અમસથાં દાહાયાં થવાની આદત** ઘણાં જણમાં હોયછે. એક નદીની અંદર એક બારકસવાલો બુમબાએ કરીને પાંણી લઈ પોતાનુ ટુતક ધોતો હતો, તારે એક દાહી સ્ત્રી બોલી ઉઠી કે—"મને નદીનું પાંણી ગમતું નથી. જોયું કે? આએ વોહાંણની ઉપરબી કુવો ખણેલો છે, તે કેવું સારૂં"

---

**શખાવત વીશે ઈંગરેજી કેહેવતો**—શખાવત એકલ પેટાપણાંનો પશ્ચાતાપ છે.

શખાવત તે છે કે જેને ઘણાઓ પુઠે ચાલવા ચાહેછે, પણ તેને મોહોડાં ઉપર સાંમી મળવાને ધીકારેછે.

શખાવત આઈસલાંડનાં બરફનાં ટાપુમાં તડકું છે.

**નીરદોશપણું**—એક બાલક પોતાનાં બાપની હરૂસે બરફી ચોરીને ખાતું હતું. તેણે બાપને આવવાનો સાદ સાંભળીને કહયું કે " બાપા, બાપા, હમણાં નાં આવતા, હું બરફી ખાઈ રેહેવા પછે આવજો કે મેં ખાધી એવું તમે જાણો નહી."

**પાંચ અકસીર નીઅમો**—" મજબુત એકીન સઉથી સરસ ખોરાક રાહા છે, રૂડી જીંદગી સઉથી સરસ ફીલસુફી છે, નીરમલ હઈડું સઉથી સરસ ધારો છે. ઈમાંનદારી સઉથી સરસ રાજનીતી છે. મધીઅમપણું સઉથી સરસ દવા છે."

**ગધેડાનો પગ** ખુદરતની કારીગરીનો એક નમુનો છે. એ ગરીબ, ઉપયોગી, ભારબરદારી જાંનવરનો બોજો તેનાં પગ ઉપર આવી પડેછે, માટે એ પગની બાંધણી અજાએબ જેવી છે. તેની ખડી, સીંગડાનાં બારીક પડ એક ઉપર એક જોડવીને બનાવીછે, અને તે દરએક પડની વચે હાડકાંનું એકેક પડ આપેલું છે. એ પરમાંણે દરએક પગની એંડીમાં સીંગડાંનાં ૫૦૦ અને હાડકાંનાં ૫૦૦ મળી ૧૦૦૦ પડ કીવેલાંછે, જે વળી કમાંનીએત ખાશીએત ધરાવેછે અને એકેક સાથ અછી રીતે દબાયલાં રેહે છે. એ પરમાંણે એક ગધેડાનાં પગમાં ખુદરતે આવી ૪૦૦૦ કમાંન જડેલીછે !

**બાફને સાંચામાં વાપરવાનો** વીચાર પેહેલ વેહેલો કોણને ગયો હશે એ સવાલ આજ સુધી વાંધામાં રહયોછે. પણ જે કાંઈ માલમ પડયું છે તે ઉપરથી જણાયછે કે માણસનાં કામકાજની અંદર બાફની મદદ લેવાનો ખેઆલ કાંઈ નવો નથી. કેહેછે કે મીસરનાં અસલી પાદશાહાતના વખતમાં હીરો નામનાં એક શખસને એ વીચાર પેહેલવેહેલો સુજયો હતો. ૧૬ મી સદીમાં પાંણીને ઉંચે ચહડાવા માંટે સોલોમન નામનાં એક ફરેંચ ઈજનેરે બાફની મદદ લેવાની સુચનાં કીધી હતી. એ બાબેતુ માંન ઈંગલંડ અને ફરાંસ બેહુ દેશો માંગેછે, પણ દરીઆઈ સફર અંદર બાફનો ઉપયોગ કરવાનું માંન સકાટલંડ દેશે મેલવયું છે.

**સબુરી**—માણસે પોતાની હાલત ઉપર સબુરી પકડવાની આ એક સઉથી સરસ તકરાર છે, કે દરએક માંણસમાં જેમ કાંઈબી ખાંમી હોયછે, તેમજ કાંઈ ખુબી પણ હોયછે અને તેથી દરએકે બીજાનાં જેવો થવાનું નહી બને તો જેવો પોતાને બનાવયો હોય તેવોજ પોતે રેહેવાનું કાંઈ ઓછું નથી. "ફલાંનો માણસ હું કેમ નહી થયો" એમ વીચાર કરતાં એટલો પણ વીચાર કરવો કે "હું પોતેબી કાંઈ જાતી ઉપયોગ ધરાઉંછું, તારે હું બીજો થવાને બદલે પોતે પોતાનોજ થઈને રેહું તેમાં ખોટું શું છે ?"

**લાએક ભરતાર મેળવવાની એક રમુજી યુકતી**—ફરાંનસની એક દોલતમંદ સ્ત્રીએ એક ખરેખ ખુબીવંતો ભરતાર મેળવવાને એક યુકતી કીધી. તેની દોલત લોકોને જણાયલી હતી, પણ તે લોકોને ચેહેરો દેખાડતો નહી હતી અને તેનું કારણ એવું જણાવતી હતી કે સઘલી દોલત છતાં તેની સીકલ બદસુરત અને એબીએલ છે. તેના પછ સાપર તેનીસ પરણવાને ઉમેદવારો ઘણાં થતાં, પણ તેઓ આ વાત સાંભળી પાછા હટતા હતા. અંતે એક ઉમરાવે તેનું માગવું મોકલયું અને તેણીને મળવા માંગયું. તે સ્ત્રીએ પોતાને મોહોડે બુરખો નાખી તેની મુલાકાત લીધી. તેણીએ તેને ચેતવણી આપી કે "તું મારો ચેહેરો જોવા વગર પરણીને પછે પસતાએ તેનો દોશ મારે માંથે નથી." તેણીની રૂડી ખસલત તથા હોશીઆરીથી પેલાં ઉમેદવાર ઉપર એટલી અસર થઈ કે તેણે કહયું કે "હું તારા ચેહેરાને ખાતર પરણવા નથી આવયો પણ તારાં અંદરખાનેનાં દીલને ખાતર હું તુંને માંગું છઉં." આ જવાબથી તે સ્ત્રી પણ આ મરદ ઉપર ખુશી થઈ. તે છુપે ચેહેરે તેની સાથ પરણી અને પછે પોતાનાં ભરતાર આગલ પોતાનો શુંદર ચેહેરો ખોલીને તેને કહયું કે "ખરી ખુબસુરત ઓરત સાથ પરણવાને તુંજ લાએક છે."

**વાઈન દારૂ**—ફરાંનસમાં ૨૨૦૦૦૦૦ દરાખસના માંડવાના ધણીઓછે. તયાં હજાર જીદી જીદી જાતના વાઈન દારૂ બનેછે અને ૫૪૩૫૦૦૦ એકર જમીન દરાખસના માંડવાઓથી રોકાએલીછે. ૧૮૬૪ ના શાલમાં ૧૩૨૦૦૦૦૦૦ ગયાલન વાઈન બનાવયો હતો અને તેની ૨૫૦૦૦૦૦૦ રૂપીયાનીઆવક થઈ હતી. જે જગાએ દરાખશના માંડવાછે તે ઘણું કરીને પાહાડો ઉપરછે કે જાંહાં બીજા પાકો થતા નથી.

**એક ટોલી**માં સો વરસના એક જીવતા આદમીની વાત ચાલતી હતી, તેવામાં એક જણ બોલી ઉઠયો કે, "કોઈ વાતમાં જીવ નહી મલે ને અમથી શા માટે તકરાર કરોછો. એમાં શું એમતો માહારો બાપાવો જો આજે જીવતો હતેતો તેબી દોહોડશો વરસનો થતે." !!

**માતર બેજ વાંક**—એક જણે એક ઘોડા ખરીદવાનું સાટું કીધું અને ઘોડા દલાલને એક દારૂની બાટલીની લાલચ આપી પુછવા લાગો કે 'સાચુ કેહ ઘોડાને સું સું ખોડછે, દલાલ દારૂ ખલાસ કરીને બોલયો. એહ ! ખોડમાં કાંઈ દમ નથી માતરે એટલુંજ કે નાહાસી જાયછે તારે પકડતાં મુસકેલ પડેછે, અને પકડાયા પછે કાંઈ કામનો નથી.

**પોલીસમાં દેખાવ**—બંધવા ઉપર છાકટપણાનો વાંક મેલેલોછે.

નયાયધીસ—કેમરે એ બંધવા તુંને હીઆં કેમ આવવું પડયું.

બંધવો—સાહેબ મને આ બે સીપાઈઓ લઈ આવીયા.

નયાયધીશ—તારે હેમાં દારૂનીતો કાંઈ વાતજ નહી કે !

બંધવો—હા મુરબી તેઓ બેહુ જણ પીધેલા હતા.

**એક ઓછો**—એક ઈંગરેજી પરખીઆત લખનાર સીખામણ આપેછે કે:—તમે એક સારાં માંણસ થજો, અને પછી ખાતરી રાખવી કે દુનીઆંમાંથી એક લુચો ઓછો થયો.

**મીજાજી ભીખારી**—(ભીખારી) મુરબી ગરીબને કાંઈ બખશીશ.. (ગરહસથ) તુને આવડું મોહટું આંગ ઘાલી ભીખ માંગતાં સરમ નથી આવતી. હું ધારૂંચ કે તું કાંમ કરવાને પુરતો સકતીવાનછે! (ભીખારી, તુનદાઈથી) સાહેબ તમારી પાસે ભીખ માંગુછું, સીખામણ માંગતો નથી.

---

**એક અજાએબ જેવો બનાવ**—એક ગરહેસથે ટુલુઝ શેહેરમાંથી પોતાના મીતરપર આએરલંડમાં ગાલાઉવે શેહેરમાં તા૦ ૨૦ મી એપરેલ ૧૭૬૮ ને દીને એક પતર લખ્યો હતો તેમાં તે નીચે મુજબ કેહેછે. "અતરે એક ગુનેહગારને ફાંસીની તેપ મારી હતી અને બીજે દીને ફાંશી દેવાની હતી તેનો એક અજાએબ જેવો બનાવ બની આછે. જે દીને તેને ફાંસી દેવાનો હતો તેની એક દાહાડો અગાઉ મોટી ભર ઉંઘમાં પડયો હતો અને તયાર પછીનો કાંઈ પણ ખોરાક લીધા વગર તે જીવેછે. વઈદો તેને જાગરૂત કરવાને ઘણા પણ ઉપાય લીએછે, તથા વલી બીલીસટરો પણ મારી જોયાં પણ તેની ઉપર કાંઇ અશર થતી નથી, તે શેહેલાઈથી દમ લઈ શકેછે અને તેના શરીરના શાંધા વલી શકેછે. આશરે ચાર દીવશની વાત પર તે જાગરૂત થયો હતો અને એક કલાક જાગતો રેહયો હતો તથા તે ઉઠીને થોરાક દગલાં ચાલયો, અને વઈદોએ તેને કાંઈ ખોરાક આપવાને ફરમાવયું અને કાંઈ તઈયાર કરીને તેને વાસતે લાવે તેની અગાઉ તે પાછો બેશુધ થઈ ગયો. એને વઈદો "કેટેલેપટીક એલમેંટ" કરીને કેહેછે કે જે દરદ ફાંસીની ધાસતીથી પેદા થયુંછે તથા તે જાંહાંશુધી શુધીમાં આવે તયાંહાં શુધી તેને ફાંશી દેવાનું મુલતવી રાખયુંછે."

---

**થામસ અબેકેટના મા બાપ**—થામસ અબેકેટ નામના ઈંગલંડના રાજા બીજા હેનરીના વખતમાં થઈ ગયલા એક નામાકીત પાદરીના મા બાપોની લગનની એક અજાએબ જેવી વાત કીધામાં આવેછે. એવું કેહેવામાં આવેલુંછે કે તેનો બાપ ગીલબરટ પોતાની જુવાનીમાં ધરમની લડાઈમાં પાલેસટાઈન ગયો હતો તયાં એક મુશલમાનના હાથમાં બંદીવાન થયો હતો. તે મુશલમાંને તેને પોતાના કીલામાં કેદ કીધો હતો, તયાં તેના પોતાના ખુબશુરતી ભરેલા ચેહેરાથી તથા તેની દુખી હાલતથી તે મુશામાનની પોતાની એક ખુબશુરત છોકરીનું દીલ પીગલયું હતું; કે જેણે તેને બંધીખાનામાંથી નશારી મુકવાને તથા તેને પાછો પોતાના દેશમાં મોકલવાને ઘણી મેહેનત લીધી હતી. આએ કામની અંદર જે તેણીએ ભાગ લીધો હતો તેથી ઘણીજ ખુશી ઉતપન થયાથી તેણીએ ગીલબરટની પાશેથી એવી કબુલાત લીધી કે જેવો તે પોતાને વતન જઈ પુગે તેવોજ તે તેણીને તયાં બોલાવે તથા તેણીની સાથે તે પોતે લગન કરે.

ઘણાએક વરસ ગુજરી ગયાં પણ તે બાઈના દીલને ખુસી કરવાને કાંઇ શંદેશો આવયો નહી જેથી તેણીએ પોતે ઈંગલંડ જઈને તે ગરહસથને પોતાનો વચન ઈયાદ દેવારવાનો ઠેરાવ કીધો. આએ માહાભારત કામ તેણીએ પાર પાડયું હતું અને જોકે તે અંગરેજી ભાશાથી તદન અનજાંણી હતી તથા પોતાના આશકનું નામ તથા ચીપશાઈડ કે જયાં તે લંડનમાં રેહેતો હતો તે સીવાએ તે બીજું કાંઈ જાણતી ન હતી, તે છતાં તેણીએ તેને શોધી કાહાડયો હતો અને તે પોતાની કબુલાત પરમાંણે તે બાઈની સાથે પરણીઓ હતો. પરણવાની અગાઉ તેણીએ ખરીશટી ધરમ કબુલ કીધો હતો. એ જોરાંને પેટે થોમસ અબેકેટ નામનો એક પુતર અવતરીઓ હતો.

---

## ઘરઘતુ નુસકાઓ.

**પટેટાની જેલી**—બે તરણ મોટા પટેટા લઇ તેમને ધોવા, છોલવા તથા ખમણવા, તે પછે એ સઘલા માવાને પાંણાનાં એક ચંબુમાં કાલવવો અને તે એકરસને એક બારીક ચારણીમાં નાખીને તલીએથી એક વાસણમાં પાંણી ઝીલવું અને થોડીક મીનીટ સુધી તેને ઠરવા દેવું. તારબાદ ઉપરથી નીતરાં પાણીને કાહાડી નાંખી તલીએ જે સઘલો માવો ઠરી જાય, તેનાં ઉપર ઉકલતું પાણી રેડતા જવું અને તેજ વખતે તેને કાલવતા જવું. તેમ કરતાં જલદીથી તેની જેલી થઈ જશે અને પછે ખાંડ, મસાલો તથા થોડો વાઈન દારૂ તેમાં ભેલીને ખાવાથી ઘણી લેહેજત આપશે.

**ચોખાનાં પોપટજી**—૦। રતલ ચોખામાં ૧॥ પેંટ દુધ નામવું અને પછે થોડીક તજ, ખાંડ, તથા લીબુની છાલ સાથ ઉકાલવા. તે ચોખા ઘણાં નરમ થાય તાંહાંસુધી ઉકાલવા પછે તેને થંડા પાડીને તેના નાહાનાં નાહાનાં ગોળા બનાવવા અને એક ઈંડું કાળવીને તેમાં તે ગોલાઓને જરા ગબડવા તથા તારપછે પાંઉનાં બારીક પોપરાઓમાં તેમને એજ પરમાંણે ફેરવવા. તારબાદ તેમને "લારડ" નામની ચરબીમાં તરીને એક કાગળ ઉપર તેમાંની ચરબીને ટીપાવા દેવી અને પછે થોડીક ખાંડ ભભરાવીને તેને ખાધામાં લેવા.

**લીબુનુ કસટર**—ઈંડાં ૮; પાંણી પેંટ ૧; છાલ લીબુ ૨ ની; રસ લીબુ ૧ નો; વાહીટ વાઈન, ૧ વાઈન ગલાસ ભરી; બરાંડી ૧ ચમચો ભરી; અને મીઠુ થાય એટલી ખાંડ.

ઈંડાંઓની દાર સફેદ દુધ જેવી થાય તાંહાંસુધી કાલવવી. તેમાં ઉકલતું પાંણી, લીબુની ખમનેલી છાલ, રસ અને ખાંડ નાખીને ચુહુલાપર મેળવું તથા ધારૂ થાય તાંહાંસુધી કાળવયા કરવું. તારપછે તેમાં વાઈન તથા બરાંડી ઉમેરવો અને પોપડો બંધાવા દેવો, જે પછે તરત ઉતારી પાડીને તથા ગલાસોમાં નામીને ઠંડું પાડવા પછે ખાવામાં વાપરવું

---

## રમુજે ફુરસત.

૧—હું કલેજામાં છઉં, પણ પેટમાં નથી. હાડકામાં છઉં, પણ માસમાં નથી. કપાલમાં છઉં, પણ માથામાં નથી. મારાથી કરાર વલેછે અને મારાથીજ કમબખતી બી થાયછે. અકલમાં હું છઉં અને કમ અકલમાંબી હુંજ છઉં. તકરાર મારાથી થાયછે, પણ વાત મારાથી બનતી નથી. કલબલાટ હું કરી શકુછું, પણ મારાથી ગરબડ થતી નથી. હવે મને મારૂં નામ કેહેશો?

૨—૧ એક નાંમીચો ઈરાંની પાદશાહ, ૨ બેસવાની એક ચીજ, ૩ સ્ત્રીઓને સોભા આપનારો ગુણ, ૪ મહીનાનો એક ભાગ. એવા ચાર શબદો મેળવી આપો કે જેનાં પેહેલા અશકરો ઉપરથી નીચે લેતાં અને છેલા અખશરો નીચેથી ઉપર લેતાં બે નાંમીચા ઈરાંની પાદશાહઓનાં નામ આવે.

૩—એવો કીઓ બોલછે કે જેને આખો લઈએ તો તે પોતાના બીજા તથા તરીજા અક્ષરનો ચોથો ભાગ થાય?

૪—નવલા મારે સારૂં ૮,૯ લાવ, નથી લાયોતો શેઠને હાથે ૬,૮, પડશે. હું જાણુંછું જે તું દોલત પછવાડે મંડયોછે પણ જાણ કે તું તે પરથી ૯,૭, લાગેછે. ૯,૭ લાગેછે એટલુંજ નહી પણ વખતે એથી તને ૭,૪, કરવા નીબી લાલચ થશે, તું તારી બાયડીનો ૬,૯, ઘણો સારોછે એમ જાણીને ફુલાયા કરેછે પણ તે બચારી નથી જાણતી કે તું ૧,૪ થઈને તેં બચારી ૧,૨,૩,૪ ને નાહક દુખી કરશે.

---

## ખોલાશો ગઈ વેલાનો.

૧—૧૭ ફુલ.

૨—સાગર—સાગર પરગણું—સાગર દરીઆવ—સાજ, સાર, ગર.

૩—૧ અફરાસીઆબ—૨ ગોરદાફરીદ—૩ ફરામરોજ—૪ નોસેરવાંનજી—૫ એજદેજરદ—૬ અગરીરસ—૭ જાંહાંબખશ.

—ooo—

## અંત વેળાની પ્રભુ પ્રાર્થના.

(પદ—રાગ કાફી.)

હરિ હવે પાંમર તારરે, કરથકી કાળે ગ્રહ્યો મને—ટેક.

તેહની આગે શું મુજ ચાલે,
અરર પડે અતી મારરે; કર૦ હરિ૦
જુવાનીમાં નહી કંઈ વ્હાલું,
એક હતી, મુજ નારરે; કર૦ હરિ૦
પણ આ વેળા કામ ન આવે,
છે તુંજ સંગે સારરે; કર૦ હરિ૦
જેવી રીત્યે હું એકલો આવ્યો,
તેમજ વળી આ વારરે; કર૦ હરિ૦
આવીશ ત્હારી પાસ છડો હું,
જનમી કરયો મુને ભારરે; કર૦ હરિ૦
મા બાપો ને સંતતી નારી,
એજ સગાં પળ વારરે; કર૦ હરિ૦
મોહિની લીલા મ્હા બળવંતી,
હરયું મન વારંવારરે; કર૦ હરિ૦
તે કાજે પ્રભુ નથી જેમ સુકયા,
આપી મતી મુજ સારરે; કર૦ હરિ૦
એ થકી નાઠો મોહનીમાંથી,
જાણી ન સાર લગારરે; કર૦ હરિ૦
હવે પ્રભુ તું પાસેજ આવ્યો,
જાણું છું મુજ સારરે; કર૦ હરિ૦
પાપી અતી હું પામર પ્રાણી,
પણ કર શુધ આ વારરે; કર૦ હરિ૦
ચોપાસે અંધારૂં આ કાળે,
દેખું ન હું રતી ભારરે; કર૦ હરિ૦
માટે પ્રભુ તું પુર્ણ પ્રકાશી,
દર્શન દે ઓ મોરારરે; કર૦ હરિ૦
બ્રહ્માનંદ સુધા રસ પાને,
રાખી સમીપ કરતારરે; કર૦ હરિ૦
શા ગુણ ગાઉં હું પાંમર પ્રાણી,
અખુટ કરયા ઉપકારરે; કર૦ હરિ૦
સર્વે તજયો પણ તેં નહી તજીયો,
શું કહું વારંવારરે; કર૦ હરિ૦
મ્હામંકર હું અંતે માગું,
સનાતન પ્રેમ તુંજ સારરે;
કર થકી કાળે ગ્રહ્યો મને, હરિ હવે પામર તાર.

—ooo—

## શંકટ વેલાએ ધીરજ ધરવા વીશે.

પદ.

વિપતી વેળાએ, ધીરજ અંતર ધરિએ;
કોટ પ્રકારે કષ્ટ પડે પણ મુંઝાઈ નવ મરિએરે. વિપતી, ટેક.

ઇશ્વિરની ઇછાથી આવે, સુખ દુખ તેતો સહિએ,
મરવાથી મટનાર નથી, રૂદયામાં સમજી રાહએરે. વિપતી. ૧
કદી કોઇ કારાગ્રહમાંથી, છળ કરિ છાનો છૂટે;
બહુ વિધ બળિયો રાજા, બમણો ક્રોધ કરીને કૂટેરે. વિપતી.
ઇશ્વિરની ઇછા આગળથી, છળથી કેમ છૂટાશે;
ઘર લૂટયાનું શુણિ ઘર બાળે, ખૂબ આંસડાં બાશેરે. વિપતી.
ધણિએ જે કરવાનું ધાર્યું, મિથ્યા શાથી થાશે;
અખિલ સ્થળે એનોજ અમલછે, જીવ નાશી કયાં જાશેરે. વિપતી
સીતા સરખી શુદ્ધ સતીને, પકડી ચાલ્યો પાપી;
દ્વાદશ વર્ષ વશાં દુખમાં, નિજ તન નહિ તજયું તથાપિરે. વિપતી.
પંચ વચે પંચાળીનાં પટ, દુષ્ટમતીએ તાણયાં;
રૂડી સતીએ ધીરજ રાખી, અકાળ મોત ન આણયાંરે. વિપતી.
લાજ ઘટે સુખ સાજ ઘટે, કે રાજ ઘટે કદિ રૂડું;
દેહ વિષે મહા દુઃખ પડે કે, કલંક આવે કુડુંરે. વિપતી. ૭
મોટા મોટાને માથે પણ, આપદ પડિયાં એવાં;
પાપ તણાં ફળ આપ તણાં તે, લખે ગણિને લેવાંરે. વિપતી. ૮
જોઈ બાળક રડતું જનનીની, આંખે આંસૂ આવે;
પણ તેના તનનો મળ તેતો, ધોઈ પછી ધવરાવેરે. વિપતી. ૯
એમજ ઇશ્વર શીક્ષા આપી, સઉને શુદ્ધ કરેછે;
સમજુ જન સમજીને માંખે, મૂરખ રોઈ મરેછેરે. વિપતી. ૧
કોઈ રોગીની કાયા કાપે, વૈદ ભલુંજ વિચારી;
એમજ આપણને ઇશ્વર, જે કરશે તે સુખકારીરે. વિપતી. ૧૧
માતાના સ્તનમાં પય મેલ્યું, સઘળું કીધું સવળું;
દલપતરામ કહે દુનિયાનું, એ કેમ કરશે અવળુંરે. વિપતી. ૧૨
(નીન ચરીત્રમાંથ

—ooo—

# સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. એપરેલ ૧૮૭૦ આંક ૪ થો.

## સ્વપને સગાઈ

અથવા

## લડતાં જોડાંનાં વહડતાં લગન.

એક વારતા.

પરકરણ ૯ મું.

### ફુલની ભુલનો ભુલાવો.

ભુલતો સઉ કરેછે અને આપણે જોયુંછે કે પરીઆં ઓથી ભુલનું ગોતું ખાઇ શકેછે, પણ પરીઆંઓના પાદશાહ અકવાંનના માંનીતાં પરીઆં તુરેતો એવું ગોતું ખાધું છે કે જેથી નહી ધારેલો ગુમવારો અને ઘભરાટ પેદા થયોછે.

પોતાના પાદશાહે આપેલાં મોહોબતના ફુલનો રસ તેણે ખોશરૂની આંખમાં નીચવવાને બદલે બીજંનની આંખમાં નીચવયો હતો, જેથી બીજંન જે પરીચેહેરને અપર મપાર પરીતથી ચાહાતો હતો. તેને બદલે ગોલચેહેરને ચોહાવા લાગો અને પોતાની પેઆરી પરીચેહેરને જંગલની વચમાં સુતેલી મેળીને એ અંજાઇ ગયલી આંખે તે ગોલચેહેરની પુઠે ગયો હતો.

બીજા હાથ ઉપર ખોશરૂ ગોલચેહેરને ચાહાતો નહી હતો, તે માહે એવી જે અકવાંનની મતલબ હતી. તેતો ઉથી વળી. ખોશરૂની આંખમાં ફુલ નીચવવું જોઇતું હતું તે નીચવવા વગર રહી ગયું અને ગોલચેહેર તરફનો તેનો ધીકાર જેમનો તેમજ રહયો હતો.

તુરની આ ભેદ ભરી ભુલથી ખરેખરૂં ખમનારી ગોલચેહેર હતી. તે બીચારી ઉપર ખોશરૂનો ધીકારતો હતોજ, પોતાનાં ખરાં જીગરનાં પેઆરનાં બદલામાં ખોશરૂ તરફથી તેણે ઠપકાના, ગાળોની અને તાંનાજનીનાં શુખનોતો મળેલા હતાજ, પણ વળી તેવામાં બીજન પોતાની પરીચેહેરની પહોસમાંથી સુતેલો ઉઠતાંવાર ગોલચેહેર ઉપર પેહેલી નજર પડવાથી તેનાં ઉપર જે પીઆર બતાવા લાગો અને પરીચેહેરને છોડીને તેની પુઠે ગયો. તેથી તે બીચારી વધારે દુખી થવા લાગી. તેણીએ બીજનનો પેઆર માંનયો નહી. તેણીએ વીચારયું કે મારી દુખી હાલતમાં આ બીજન મારી મશખરી કરેછે.

પણ વળી આ ભુલથી સઉથી વધારે દુખ ગરીબ બીચારી પરીચેહેર ઉપર આવી પડયું. તે જારે જાગી ઉઠી તારે પોતાની સોડમાંથી પોતાનાં માનવંતા ખાવંદને ગુમ થયલો જોઇ કેવી ઘભરાવા લાગી, તે વાંચનાર જાણેછે. એ નાંજનીનને આપણે છેલી જોઇ તારે તે પોતાના દીલદારની દીલસોજીથી સોધ કરવા પડી હતી. તે આણીમેરથી પેલીમેર બાવરી અને દેવાની થઇ ભટકતી હતી અને જારે તેણે પોતાનાં ખાવંદનો પટો હાથ નહી લાગો તારે તેણે એવોજ ખેઆલ ગયો કે પેલો ખોશરૂ જે તેનાં પેઆરને માંટે બીજંનને પોતાનો હરીફ ગણતો હતો. તેણે મબાદા બીજંનનો જાન લીધો હશે.

એ રીતે આ કેટલો બધો ભુલાવો વધી ગયો તેની પેલાં તોફાની તુરીયાં તુરને ખબર નહી હતી.

પણ સેહેજ વારમાં હવે તેને ખોલાસો થયો.

તુર પોતાનાં પાદશાહ અકવાંન સાથે બેસીને ખુશમીજાજથી મસલત કરતો હતો અને મોબતનું ફુલ આંખમાં નીચવવાથી તેની રાંણી આવાંન ઉપર કેવી અસર થઇ કે ગધેડાનું દાકુ પેહેરનારા પેલા ગામડીયા ઉપર તે મોહી પડી તે બાબે તેઓ હસતાં હતાં. તેવામાં તેજ ઠેકાંણે એક જગોએથી ભટકતી પરીચેહેર અને બીજી જગોએથી તેનાં પેઆરમાં દેવાનો બનેલો તેનો દુશમન ખોશરૂ આવી મલયાં.

અકવાંન આગળ આ સ્ત્રી કોઇ નવી હતી. તુરની આગળ આ પુરૂશ કોઇ નવો હતો.

ખોશરૂને અકવાંન પાદશાહે ઓળખયો અને તુરને પુછયું કે "એની આંખમાં મેં તુંને ફુલ નીચવવા કહયું હતું."

પરીચેહેરને તુરે ઓળખી કાહાડી પણ કહયું કે "એની પહોસમાંતો કોઇ બીજો મરદ સુતેલો હતો, પણ આ મરદની આંખમાં મેં કાંઇ ફુલ નીચવયું નથી."

તુરની આ ભુલ કેવી ઠપકાને લાએક હતી તે બાબે અકવાને તેને ઠપકા રૂપે કહી સંભળાવી અને તે ઠપકો કેટલો વાજબી હતો તે આ મરદ ઓરતની ગોફતેગો ઉપરથી તુરને તરત માલમ પડયું.

ખોશરૂ પરીચેહેરને ખરેજ ચાહતો હતો માંટે તેણીનાં આ પરમાંણે કાલાવાલા કરવા લાગો. "પરીચેહેર જે પ

ણી તારી મોહોબતની આગથી રાતો દીન બળેછે, તેને જેહેરી દુશમન ગણી તારા ઠપકા અને શરાપોનાં જેહેરથી વધારે જેહેરી ના બનાવ."

પરીચેહેરે ગુસાથી જવાબ દીધો કે "તું થપકાની વાત શું કરેછે ! ઓ મરગરજાની ગુનેહગાર તુંને ઠપકા કરતાં બીજી મોટી સજા ઘટારત છે. બીંજન મારા તરફ જેટલો રાસત હતો, તેટલો આફતાબ દીવસ સાથબી સાચો નથી, અને તે છતાં તે શુતેલી પરીચેહેરને મેળીને નાહાસી જાય, એમ હું કદી માનશ નહી. બીજંનની બેવફાઈ જો હું માનુતો પછે આ ફુલ દુનીઆમાં ઉપરથી હેઠલ સુધી સુરાખ પાડી શકાય, ઇઆ માહાતાબ છેક મરોમદ પોતામાં ખાડો પાડી પોતાની સોબતન પરૂથવી ઉપર ભરતી ઓટનો ઉપકાર કરતો બંધ પડે, આફતાબ પશચીમે ઉગે અને રાત પરોઢીએ આવે એવુંબીં હું માંનું. ઓ દઈત ! ઓ હેરેમન ! અગરજો તેં બીજંનને તેની ઉંઘમાં કતલ કીધો હોય, અગરજો તેં તેને જાહનાં દરીઆઈ ગારમાં ગાડી દીધો હોયતો ખોદાને ખાતર મનેબી મારી નાખ. અરે ખુની તેંજ તેનું ખુન કીધેલુંછે, તું ખુની જેવોજ ફીકો, લેવાયલો, મરતતોલ દેખાયછે."

પણ એ છેલા શુખનો ખોશરૂને ટેકો આપનારા હતા. તે બોલયો કે "હું ખુની નથી પણ તું શુંદર ખુની છે. મેં ખુન કીધું નથી, પણ તુંએ મારૂં ખુન કીધુંછે. હું ખુની જેવો દીસતો નથી, પણ ખુન થયલું જેવો દીશું છઉં. તારા સંગ દીલથી તારાં નેણોની કટાર તુંએ મારી છાતીમાં ભોકી દઈ મને સદાનો ઘાએલ કીધોછે અને તેથી હું ફીકો, મરતતોલ થઈ પડયોછઉં, પણ તું તારાં ખુનની ફતેહમાં નુરમંદ નુરાંનીથી પરકાસેછે."

જેટલો ખોશરૂનો પેઆર તેટલોજ પરીચેહેરનો ગમ મજબુત હતો. તે હાએ મારીને બોલી કે "મારો બીજંન કાંહાંછે ?" તેણે કાલાવાલા કરીને માંગયું કે "ઓ ભલાં માંણુસ, બીજંનને મારે હવાલે કર."

ખોશરૂએ કડણ દીલથી જવાબ દીધો કે "બીજંન, મારો દુશમન, તેને તારે હવાલે કરૂં, તેની આગમચ તેનાં હાડકાંનો ચુરો કરી કુતરાંઓને ખાવા સારૂં હવાલે કરશ."

આ શબદો સાંભલી પરીચેહેરનો પીતો ઉછલી આવયો. જોકે ખોશરૂએ કાંઈ બીજંનનું ખુન કીધેલું નહી હતું, અને જોકે તેનાં તરફનાં માંતર ધીકારનેજ લીધે ખોશરૂએ આ તાંણો મારયો હતો, તોપણ પરીચેહેરેતો એ શબદો ઉપરથી એવુંજ માંનયું કે તેણે ખરેખર ખુન કીધુંછે અને તેથી તે ઘણાં જોસથી બોલી ઉઠી કે "ઓ ! ચંડાલ ! તું મરદ નથી, પણ હીચકારો છે. વાઘબી પોતાના શેકારને સુતેલો મારતો નથી. એક કીડો, એક સરપબી એવી ચાલ ચલાવતો નથી. પણ તું હીચકારો જેના તરફ જાગરૂત હાલતમાં નજર ફેરવવાનીબી હીમત નહી કરે, તેને ઉંઘમાં તુંએ કતલ કીધો. હેફ છે, લેઆંનત છે, તારાં નાપાક રીમની તંન ઉપર."

ખોશરૂએ ઘણીબી આજીજીથી આ તોહોમતનો ઈનકાર કીધો, પણ પરીચેહેરે માંનયુ નહી અને તે મોટા ઘબરાટમાં ખોશરૂને પડતો નાંખીને તાંહાંથી જતી રહી.

હવે ખોશરૂ ઘણો થાકી ગયો હતો અને પરીચેહેર એટલી રસે ચટી હતી કે તેણીને એવા વખતમાં વધારે સમજાવવી એ તેલ અને પાંણીને એકરસ કરવાનાં ફાંફાં મારવા બરાબર હતું. માટે ખોશરૂએ થોહોવાર પરીચેહેરનો ખેઆલ તજી આ ઠેકાંણે લગાર ઉંઘાવાની તક લીધી.

---

### પરકરણ ૧૦ મું.

### લડતાં જોડાં.

થાકથી બીમાર અને ઉંઘથી બેજાર થયલો ખોશરૂ ભરઉંઘમાં પડયો કે તરતજ પરીઓનો પાદશાહા અકવાંન જે પોતાના બાલક કારભારી તુર સાથ સંતાઈને આ તમાસો જોતો હતો, તે તુરત બાહેર આવયો અને આ દલગીરી ભરેલી ભુલનો શી રીતે અંત લાવવો તેનો વીચાર કરવા લાગો. એક જણની ભુલ સો જણને નડે એવા આ બનાવથી માયાલુ અકવાંનનાં દીલમાં દયા પેદા થઈ અને કાંઈ પણ ઉપાયની શોધનાં વીચારમાં મશગુલ થઈ ગયો.

એવામાં તેને એકજ ઉપાય સુજયો. તેણે વળી પાછો પેલાં મોહોબતનાં ફુલનો આધાર પકડયો.

તેણે તુરને હુકમ કીધો કે "તારી કરામત અને હીકમતનાં જોરે ગોલશેહેરને મારગમાં ભુલાવો આપી હીઆ ચલાવી લાવ. તે ખોશરૂને ચાહેછે, પણ ખોશરૂ તેને ચાહાતો નથી, મગર હમણાં ખોશરૂ સુતેલોછે, તેટલાં તેની આંખમાં આ ફુલ નીચવી રાખું છઉં, અને તું ગોલશેહેરને હીઆં હાજર કરશેતો પછે તેનાં ઉપર નજર પડવાથી આ મરદનું દીલ તે નાંજનીન ઉપર લાગી રેહેશે, જેથી તે બીચારીનું દુખ ઓછું થશે અને પેલી બીજી સ્ત્રી પરીચેહેરને સતાવતો એ બંધ પડશે."

આ હુકમ મુજબ તુર પોતાની પાંખો ફફડાવી તુરત રવાંને થયો.

અકવાંને ખોશરૂની આંખમાં ફુલ નીચવી રાખયું અને તુરે પેહેલેથીજ આ મરદની આંખમાં ફુલ નહી નીચવવાથી જે ભુલ કીધી હતી તે હવે સુધારવાની તક મળી માંટે ખુશી થવા લાગો.

પણ અકવાંન જાણતો હતો કે હજી આ ઉપાય અધુરો હતો. ખોશરૂ ને ગોલશેહેરનો પેઆર સંઘાવાની હવે આશા પેદા થાઈ ખરી, પણ ફુલ સંબંધી ભુલથી બીજનનો પેઆરબી એજ સ્ત્રી ઉપર લાગી રહયો હતો તે કાહાડીને પાછો તેની આગલી પરીચેહેર ઉપર લગાડવાનું બાકી રહયું હતું. જેમ ખોશરૂ છુટો ઉઘાયલો છે, અને ગોલશેહેરને તાંહાં હાજર કરવાની ગોઠવણ કીધીછે, તેમ જો એવું બને કે બીજનબી છુટો ઉંઘાય અને પરીચેહેરને એજ પરમાંણે તાંહાં હાજર કરવામાં આવેતો આ બંને જોડાં સમાંધાંન થાય.

પણ માણસ ધારેછે અને ખોદા બંજાવેછે.

એજ મીશાલે પરીઆંઓનું ધારેલુંબી હંમેશ પાર પડતું નથી.

ખોશરૂની આંખમાં અકવાંને પોતાને હાથે ફુલ નીચવયું પણ ગુચવાડો મટયો નહી. બનયું એમ કે ગોલશેહેરને જાંહાં એકબી જણ નહી ચાહાતો હતો તાંહાં બેહુ

જણ હવે તેને ચાહાવા લાગા અને બીચારી પરીચેહેરને બેહુ
જણ ચાહાતા હતા, તાંહાં હવે તેને બેહુ જણાઓએ પડતી
મેળી ! ખોશરૂ અને બીજંન વચેની મારામારીતો કાએમ
રહી, પણ તે મારામારીનું કારણ પેહેલાં જે એક સી હતી,
તેને બદલે હવે બીજી થઈ.

ખોશરૂ મોહોબતની માંથાકુટથી કંટાળીને ઉંઘમાં પ
ડેલોછે અને તુર તે ઠેકાંને ગોલશેહેરને લાવવા ગયો, તેની
રાહા જોતો ઉદાર દીલનો અકવાંન બેહેછે, તેવાંમાં આ તુ
રીઉં તુર તરત પાછો ફરયો અને ખબર આપી કે ગોલશે
હેરને તે ચલાવી લાવે તેની આગમચ તે બાંનુ અને તે
નો નવો ભમાયલો દીલદાર બીજંન બેહુ જણ તાંહાંજ આવ
તાં હતાં.

અગરજો કમતાલેની પરીચેહેર સેહેજ વધારેવાર હીઆં
ઉભી હોતતો તેને માલમ પડત કે તે ધારતી હતી તેમ બી
જંનનું કાંઇ ખુન થયું નહીં હતું, પણ તે નહીં ધારતી હું
તી તેમ તેનો પેઆર તદન ફરી ગયો હતો. કોઈ ભેદ ભરે
લા સબબ ઉપરથી, કોઈ જાદુઈ તલેસમથી બીજંને તેના ઉ
પરથી મન કાહાડી તેની સખી ગોલશેહેર ઉપર મન લગા
ડયું હતું.

બીજંન ગોલશેહેરને પોતાની મોબત જાહેર કરી તેને
સમજાવામાં તથા તેનું દીલ પોતાના નવા ઉસકેરાએલા પે
આર તરફ ખેંમવામાં રોકાયલો હતો. તે ગોલશેહેરને સ
મજાવતો હતો કે "જો શુંદર બાંનુ, તું એમ ના સમજ કે
હું તારી મશખરી કરૂં છઉં. ઠઠા મશખરી કાંઈ રડતી અ
ને આંજુ ભરી આંખોથી થતી નથી. ખરાં દીલની નીશાં
ણ આ ચસમો માંહેલો પાંણીનો ચસમો છે અને તે નાશાં
ણ છતાં તું મારા ખરાપણા ઉપર શા માટે શક રાખેછે ?"

પણ ગોલશેહેરની ખાતરી કેમ થાય ! બીજંનમાં થય
લો આ ફેરફાર એવોતો અચણુચ અને ઓચંબા ભરેલો
હતો કે હજી ગોલશેહેર તેના પર ગુસેમંદજ હતી. તે બો
લી કે "જેમ તું પોતાને સતો ગણવા જાયછે તેમ તારૂં
એક સત બીજા સતને ખોટું પાડેછે. તું જે સોગંદો ખા
યછે, તેતો એકવાર પરીચેહેરને આપેલા હતા, અને હવે
તેજ કબુલાતો તું મને આપવા નીકલયોછે, પણ તારા એવા
એક સપતને બીજા સાથ તરાજુમાં તોલી જોશેતો તે બેહુ
સરખાંજ થશે અને તેથી બેહુ હલકાં રેહેશે."

બીજંને ખાતરી કરવા માંગી કે "જારે મેં પરીચેહેર
ને કોલ આપયો, તારે મારૂં દાહાપણ ગુમ થયું હતું"

ગોલશેહેર—"હવે મને કોલ આપતી વખતેબી તારૂં
દાહાપણ ગુમ થયુંછે."

બીજંને યાદ આપી કે "પરીચેહેરને તો ખોશરૂ ચા
હેછે, પણ તને તે કાંઈ માહાતો નથી."

આ દલીલનો જવાબ ગોલશેહેર આપે તેની આગમ
ચ ખોશરૂ જે તાંહાંજ ઉંઘાયલો હતો તેની આંખ ઉંઘડી
ગઈ અને તે આંખોમાં જે રસ અકવાંને રેડયો હતો તેની
અસર પુરેપુરી થઈ રહી. ખોશરૂ આંખ ઉંઘાડતાં પરીચે
હેર તરફનાં આગલા પેઆરને તદનજ ભુલી ગયો અને તે
ની પેહેલી નંજર ગોલશેહેર ઉપર પડતાંજ તેનાં ઉપર ફીદા
ફીદા થઈ ગયો !

તેણે ઉડતાંને વાર આવીને ગોલશેહેરનાં પગપર મા
થું નાખી તેણીની ખુબ સહરાગાતથી તારીફ કરવા લાગો.
તે બોલયો કે "ગોલશેહેર તું ફરેસતો, તું પરી, તું દેવી,
તું મારી મુરતીછે. તારા ગોલામ તરીકે મને તારી સાથ
રેહેવા દે. તારા ખાસડાનાં તલીઆં બરાબર મને તું ગણ.
પણ તારા આ રોશન મુખરાની સનમ રેહેવાની મને તું
પરવાંનગી આપ."

હવે ગોલશેહેર શું વીચાર કરે ? તેણીએ જોયું કે જે
ધણી ભાએગસાલી પરીચેહેર ઉપર શખત પેઆર રાખતો
હતો, તે આજે તેના તરફ ફરયોછે, એટલુંજ નહી, પણ જે
ધણી તેને ધીકારતો હતો, જે ધણીએ તેને કુતરીની મીશાંળ
ની ગણવાનેબી ના પાડયું હતું તે ધણી આજે તેનો ગોલા
મ થવા માંગતો હતો.

એ ખરૂં કાંહાંથી હોય !

એ શું ઢોંગ અને મસખરી નહો ?

ગોલશેહેરને તેમજ લાગયું અને તેથી તે મોટી હાએ
મારીને બોલી કે "અરે ! શરમ છે, તમો નાદાંનોને કે પોતા
ની ગમતને ખાતર મજ સરખી એ કુમલી નારને ખીજવ
વા અને હસવાને તમે એકસંપ કરી આવયાછો. અ
ફસોસ છે કે જીગરનાં પેઆરની વાતને વખતે તમો લડા
ઈ કરતા હતા, પણ પોતાની ઠાલી ગમતને વખતે તમે તે દુ
શમની અને વેર ભુલી જઈ મને ખીજવીને પોતાનું મન
રીજવોછો. અગરજો તમારામાં સઘુડાઈ અને સાંનપણ હો
યતો મને આ પરમાંણેનું તમે અપમાંન આપો નહી.
અગરજો તમો ખરા મરદ હોવો તો એક નાતવાંન ઓરતને
આ પરમાંણે સતાવો નહી. તમો બેહુ જણ અંદરખાંનેથી
મને ધીકારોછો અને તોપણ બાહેરથી ઠાલી ઠગાઈથી મને
ઠગવા આવયાછો. તમે પરીચેહેરને ચાહાવાની હરીફાઈ ક
રતા કરતા, હવે મને સતાવાની અંદર સરસા સરસી ઉ
પર આવયાછો. એવી તમારી દુખદાએક મશખરી કરતાં
તો તમારો ધીકાર વધારે મુબારક છે."

પણ આ બેહુ જણ મશખરીતો કરતાજ નહી હતા.
તેઓનો પેઆરતો ખરેખર ફરેલોજ હતો. માટે હવે બેહુ
જણ પોતપોતાના દાવાનું ખરાપણું રજુ કરવા પડયા.

બીજંન સોગંદ પર સોગંદ ખાતો અને ખુશરો પણ
જાુહુરા સપત લઈ પોતાની સચાઇ દેખાડતો.

બીજંન કેહેતો કે ખોશરૂ મશખરી કરેછે અને ખો
શરૂ કેહેતો કે બીજંન મશખરી કરેછે.

બીજંન ખોશરૂને કેહેતો કે "તુંતો પરીચેહેરને ચા
હાતો હતો, વાસતે તેની આગળ જઈ તેનો હાથ માંગ,
જા મેં મારો દાવો છોડી દીધોછે."

ખોશરૂ બીજંનને કેહેતો કે "મારી આગમચતો પરી
ચેહેરનો ધણી તું થયો હતો, માટે તું તાંહાં જા. મેં તેણી
નો કસદ કરવાનું છોડી દીધુંછે અને મારી ગોલશેહેર મુબા
રક છે."

આ કેવી ગુચવન, કેવો કંકાસ, કેવી લડાલડી !

પણ વળી, જાંણે આગમાં તેલ બાકી રહયું હોય તેમ
આ બે આશકો લડી મરતા હતા, તેવામાં પરીચેહેર પોતેજ
તાંહાં આવી લાગી.

તે આવતાંવાર પોતાનાં આગલાં ઓલખીતાંઓની વ ચે પોતાના વાહાલા બીજંનને જોઈને ઘણીજ મઘન થઈ. તે બોલી કે "પેઆરા બીજંન, જો કે રાત અંધારી છે, તોપણ તારા મધુર આવાજે મેં તને પીછાંણ્યોછે. હીઆં મને મારી આંખ નહી પણ કાંન લાવયાછે."

આમ કહીને પછે પરીચેહેરે તેની જોડે નરમાસથી અને મીઠાસથી તેનાં વેગલા પડવા બાબે ખોલાસો પુછ્યો.

તેનો બીજંને કેવો ઉતર વાલયો હશે, તે વાંચનાર અટકલી ચુકા હશે. તે બોલયો કે "અમ્મે ઓરત તારી પહોસ છોડવાને જારે મોબતે ફરમાવયું તારે તારીથી વેગલો રેહેવા વનાં કેમ ચાલે."

કુમલા ગોલાબ, પરીચેહેર ! તેની કોમલ છાતીમાં આ શબદો કેવા તીરની મીશાળે લાગા હશે ! પોતાનાં જીગર કરતાં વાહાલો બીજંન, જેને ખાતર પોતાનું ઘર અને ગામ તજી આ ભયંકાર બીઆબાંનમાં આવી પહેલી, તેને મોહોહેથી આવા કડવા ધીકારનાં સુખનો તેણીએ પેહેલ વેહેલાજ સાંભળયા.

તેણીએ ઘબરાટથી પુછયું કે "એવી કેઈ મોહોબત છે કે જેથી તું નામવર મારાથી વેગલો પડયો ?"

બીજને તુરત જવાબ દીધો કે "તે મોહોબતતો મારી આ મીઠાસભરી મનમોવન ગોલશેહેર તરફની છે. તેને ખાતર મેં તારી સંગત છોડીછે અને હવે તું મારી પુઠે શા માંટે આવેછે ?"

પરીચેહેરની આ બનાવ બાબેની અચરતીનો પાર રહયો નહી. તે આ ઓચંબા ભરેલા શુખનો શાંભલી એ કદમ બેહોસ થઈ પડી.

એટલું છતાંબી ગોલશેહેરની ખાતરી થઈ નહી. તેણીએ વીચારયું કે "પરીચેહેરબી મારા આ ઠઠા કરવામાં સાંમેલ થઈછે અને તે બેસુધીનાં માતર ઢોંગ કરેછે."

માટે પરીચેહેર થોડા વખતમાં પોતાની મેળે સુધીમાં આવી તારે ગોલશેહેર, તેની માનીતી સખી અને સોબતન, જેનાંથી તે હમેસ દીલાસો મેળવવાની વકી રાખતી હતી, તે પણ તેનાં તરફ દુશમની દેખાડવા લાગી. તે પરીચેહેરને દીલાસાનેં બદલે ઠપકો આપવા લાગી.

તે બોલી કે "શાબાસ પરીચેહેર, મારા સરખી એક દુખીઆરી બેહેનપણીનાં દુખ ઉપર એવીજ મશખરી અને રમુજ કરતી રેહેજે. અરે ભાએગસાલી અબલા, આપણા બચપણનાં દાહાડા, સાથે ગુજારેલા વખત, પેઆર ભરી ગોફતેગો, મોહોબત ભરયા કોલ, એ સઉ તું ભુલી ગઈ ? નીશાળમાંની દોસતી, બચપણની સાદાઈ સઉ નાબુદ થઈ ? પરીચેહેર, આપણ બે દુનીઆઈ દેવતાની મીશાળે એક બેઠક ઉપર બેસી, એક ગીત ગાતાં, એક કપડાં ઉપર, એક નમુનાંથી એકજ ફુલ વણતાં હતાં, અને ગોયા આપણા હાથ, બાજુ, આંખ, આવાજ, તન અને મન સઉ એકજ ગણતાં હતાં. એક ફળનાં બે ભાગની મીશાળે આપણ સાથેજ ઉગયાં, તે સઉ હવે કાંહાં ગયું કે આ પરમાંણે મને સતાવાનાં એકસંપમાં તું સાંમેલ થઈ."

પરીચેહેરે ઘણી ધીરજથી, ઘણી સાદાઈથી અને ઘણીજ ગંભીરાઈથી આ ખોટાં તોહોમતનો ઈનકાર કીધો. તેણે ગોલશેહેરને સોગંદ ખાઈ કહયું કે એ વાત ખોટી છે.

પણ ગોલશેહેરે પોતાની ફરીઆદ જારી રાખી. તે બોલી કે "કાંઈ ફકર નહી, મારી ઉપર ગમે એટલાં હસો. મારી પુઠે ચેહેરા કરો અથવા એક બીજાંને આંખની અસારત કરો. પણ એ વાંક મારોજ છે, મેં તમોને પેહેલાં એટલું કોઠું આપયું અને શેવટે મોતજ એનો છેડો લાવશે."

ગોલશેહેરની આ હાલતથી પરીચેહેરના હૃદયમાં ખરેખરી મેહેર ઉતરી. તેણીએ પોતાના ખાવીંદ બીજંનને નરમાસથી ઠપકો આપયો કે એ રીતે એક અબલા જાતી સાથ છુટ લેવી નહી ઘટે.

પણ એ મમતાનો બદલોબી બીજંને ધીકારથી વાલયો. તે બોલયો કે "તું હબસંન છે, તું અમારા પેઆરની વચે ના પડ. તારી સાથ મારે શું કામ છે ?"

બીજંનની આ ચાલની પરીચેહેરને કાંઈજ સમજ પડી નહી. હજીબી તે સખી અને ઉદાર દીલથી એટલુંજ કેહેવા લાગી કે બીજંન મશખરી કરેછે.

એથી ગોલશેહેનો શક વધારે મજબુત થયો.

પણ પછે જેમ જેમ બીજંન પરીચેહેર તરફનો ધીકાર અને ગોલશેહેર તરફનો પેઆર વધારે બતાવા લાગો, તેમ તેમ પરીચેહેરનો ગભરાટ વધતો ગયો; અને અંતે ગોલશેહેર ઉપર કોઈ દાગાથી બીજંનને ફુસલાવા તથા તેનું મન ફેરવવાનું તોહોમત મેળયું.

આ તોહોમત ઉપરથી ગોલશેહેર અને પરીચેહેર વચે હવે સજર કજીઓ સલગયો. તે બંને જણીઓ પોતપોતાનાં દુખને માટે એકબીજાને બદનામ કરવા લાગી અને દરએક જણી પોતાને અપંમાંન મળેલું સમજીને રડવા લાગી.

આ લડાલડીમાં ખોશરૂ તથા બીજંન પણ સાંમેલ નહી થયા એમ નહી હતું.

પણ તેઓ જુદાજ લડવા પડયા હતા.

તેઓ એક એક ઉપર વાંક મેળવા લાગા, એક એકને બદ સુખનો ઓચરવા લાગા, અને તેઓનાં પોકાર તથા સોહોરથી આખું સીસતાનનું જંગલ મચી રહયું.

અંતે તેઓ લડતા લડતા ખુનપર ચઢયા અને મેઆંનમાંથી સમસેહેર ખેંમી કાઢી કાપાકાપી ભરેલી લડાઈમાં એકેક ઉપર ફાવવાને તઈઆર થયા.

---

## પરકરણ ૧૧ મું.

## આવાંનનો ઊતાર.

આ લડતાં જોડાંઓને તેમની આ દયા ભરેલી હાલતમાં પડતાં મેળી હવે એક લડી ચુકેલાં જોડાં તરફ નજર પોંહોંચાડીએ.

આ નીમરોજી આશકોની વાત આપણે ઘણીવાર તપાસીછે, પણ પરીઓની પેલા કજીઆખોર રાંણીની હકીકત ને ભુલી જવી નહી જોઈએ.

પોતાનાં હીંદી છોકરાને આપી દેવાને નાં પાડવાથી આવાંને પોતાનાં પાદશાહા અકવાંનને ગુસે કીધો અને તેની સજા તરીકે અકવાંને તેનીની આંખમાં ફુલ નીચવી તેણીને એક ગધેડાનાં મોહો ઉપર આશક પાડી ખરી, પણ તે છતાંબી અકવાંનનાં દીલમાં દયા હતી અને આ ખુદરતથી ઉલટા બનાવનું પરીનામ જાંણવાને તે ખંતી હતો.

માંટે ખોશરૂ જારે શુતેલો હતો તારે તેનો ગ્રોલશેહેર સાથ પેચ્યાર બાજવા સારૂ તેની આંખમાં ફુલ નાચવવા પછે; પરીઆંઓનો એ પાદશાહા તુરત, હરમંદ નદીને કાંઠે જાંહાં તેની આવાંન પડેલી હતી, તાંહાં રવાંને થયો.

એ ઠેકાંણે, તુરને મોહોડે જે કાંઈ પેહેલાં સાંભળયું હતું, તે કરતાંબી રમુજી દેખાવ તેની નજરે પડયો.

પેલા ગાંમડીયા હોશંગના માંથા ઉપર તુરે જે ગધેડાનું ડોકું મેળયું હતું, તે હજી આવાંનનેં પસંદ હતું, હજી તે ડોકાં સાથે આગળ જણાવયા પરમાંણે રમત અને ગળેલાં કરતી હતી, હજી એ ગધેડાનું બેસીકલ મોહોડું તેને આસમાંનની અપસરાના મોહો કરતાંબી શુંદર દીસતું હતું.

પણ વળી આ બે ઘડીના લાડથી હોશંગતો છેકજ ફુલીને ખરેખર ગધેડો બનયો હતો. તે નાહાની નાહાની પરીઓ પાસે પોતાના પગ ચંપાવતો હતો, કોઈ જુની પરીને ફુલમાંથી મધ લાવવાનો હુકમ કરતો, કોઈ પરી પાસે જાંહાડો ઉપરથી ભાંત ભાંતનો મસાલો પોતાના મોહોડાંના મખવાશને માટે મંગાવતો હતો, કોઈ પરીને કસતુરી અને બીજી ખોશબો લાવવાનો હુકમ કરતો. કોઈ પરી દાંતાદાર દાંખલીઓને નીખીઆ તરીકે વાપરીને તેના ગધેડાના બાળ હોરતી હતી, કોઈ પરી તેને આગુના પાદડાં વટે પંખો નાખતી અને આવાંન પોતે એક મા દીકરાંની મીરાળના પેચ્યારથી આગળ બેસી આ ગામડીયા ગધેડાની મરજી તથા હુકમો પુછતી.

અંતે આ બેણુ કઉતકમાં રાત ગુજરી જવા પછે હોશંગની આંખ ઉપર ઉંઘે ગલબો કીધો અને થોડાવારમાં આવાંન પણ થાકીને તેના ગધેડાના કાંનનેં તકીઆ તરીકે માંથા હેઠલ લઈને પહોશમાં ઉંઘાઈ ગઈ.

અલબતાં માંનવી જાત આગળ આ પરીઆંનું કદ એક રમકડાં જેટલું હતું અને તે દેખાવજ ઓર તરાંહનો બની રહયો હતો.

પણ એ સઘળો દેખાવ જોતાં હવે અકવાંનને દયાં ઉપજી. તેણે ધારયું કે તેની રાંણીની નાફરમાંનીને માટે તેણીને હવે પુરતી સજા થઈ, માટે એક માંનવી જાત સાથ આવા ચાલામાં તેને વધારેવાર નાંખી મેળવાનું તેનાં આ માયાળુ ભરતારને ગમયું નહી.

અકવાંનની પાસે એક પાનો હતો, જે પેલાં મોહોબતનાં ફુલનો ગોયા ઉતાર હતો. કોઈનીબી આંખમાં ફુલ નીચવયાથી, તે આંખમાં જે મોહોબતની અસર પેદા થતી હતી, તે અસર કાહાડી નાખવા સારૂં અકવાંન પાસનો આ પાલો કામ લાગતો હતો. એ પાલો આંખ ઉપર જરા લગાડવાથી પેલાં ફુલની અસર ધુલ મળી જતી હતી, તે પરાંણી પાછું સુધીમાં આવી જતું અને ફુલથી જેને માહોવાની ભુલ કીધી હોય તે ભુલ પાછી સુધરતી હતી.

માટે આવાંન સુતેલી હતી તેવામાં અકવાંને હલકે હાથે એ પાલાને તેની આંખ ઉપર ચોપડયો, કે જેથી આ ગધેડાનાં મોહોપર મોહીત થતી આવાંન બંધ પડે અને પછે શું બનેછે તે જોવા પોતે ચુપ ઉભો રહયો.

# બચાંનું સુખ.



સંસાર સુખનો વીશય તરણ બાગે આપણ તપાસી રહયા. ઘરનું સુખ તે સઉથી સરસ સુખ છે એવું આપણે જોઈ ચુકયા. ઘરના સુખમાં બાયડીનું સુખ અને ભરતારનું સુખ કવું હોય તે પણ આપણે જુદુ જુદુ તપાસયું. પણ ઘરના સુખમાં તરીજું અને છેલું સુખ તે બચાંનુંછે. તે છેલું છે, પણ ઓછું નથી. બચાંનું સુખ તે મોટું સુખ છે. બાયડીનું સુખ ભરતારને જોઈએ છે અને ભરતારના સુખની બાયડીને જરૂર છે, પણ બચાંનું સુખ બેહુને અગતનું છે અને એ રીતે બચાં તે ગોયા સંસાર સુખનું સરતાજ છે. માંટી બઈએર બેહુની મોટામાં મોટી ઉમેદ બચાં હોયછે. બચાં વગરનું ઘર સુહનું અને બચાં વગરના ધણી ધનીઆંણી પોતાને દુખી તથા કમનસીબ ગણેછે.

દરએક સ્ત્રીની છાતીમાં માતા થવાની ઉમેદ કુદરતી છે. પોતાના નામ અને ખાનદાંનનો આવતી ઓલાદમાં વેલો વધારવા, હવે પછેના જમાંનામાં પોતાનું નામ નનાસું અને નાબુદ નહી થવા દેવા, પોતાની હોરમત અને દોલત વંઉસ પરમપરા ઉતરતી રાખવા દરએક બાપ પોતાના જીગરથી ચાહેછે. પણ એ સરવે વાતતો મા બાપ બચાંની આગળ થઈને મરણ પામવા પછેની છે. વળી બચાં મા બાપને હાથ ટેકાવાની લાકડી છે, બચાં મા બાપના પાલણ પોશણ કરનાર ગોયા બીજાં મા બાપ છે, બચાં ઘરનો મોભ અને આસરાનો ઠામ છે. મગર એ સરવે વાત બચાંના મોટપણ અને મા બાપના ઘડપણના વખતની છે. પણ વળી બચાંનું સુખ તેમના બચપણમાં ઓછું નથી અને આ ઠેકાંણે જે ખરાં તથા ખાલેશ સુખ વીશે બોલવા બેઠા છઈએ તે બચાંનું બચગી હાલતનું સુખ છે.

તેવાં બચાં તે ગોયા ઘરમાં વાજતા ઘુંગરાની વસતી છે. બચાં તે ગોયા મઘમઘતો ગુલેગોલાબ છે. બચાં તે ગોયા મા બાપની પાછલી હાલતનો નમુનો છે, ગોયા તેમની આગળી સીકલનો આરસી છે. બચાં તે ગોયા મા બાપનો નવો જનમ છે. કવી મીલટન કેહેછે તેમ "જે મીશાલે સહવાર દાહાડો દેખાડેછે તેમ બચપણ માણસને દેખાડેછે." બચાં તે ગોયા માણસ અને ખોદા વચેના તફાવતમાંથી એક આખો જમાંનો ઓછો કરેછે. એક બીજો કવી બચાંને "ખોદાના હાથે બનેલીં તાજી તાજી તુરમંદ ચીજ" કેહેછે અને બોલેછે કે "જેમ હું બચાં તરફ જોઉં છઉં તેમ જાંણે હું ખોદાની વધારે નજદીક જાઉં છઉં." બીશપ અરલે કેહેતો હતો કે "બચું તે નાહાના અખશરે લખેલું માણસ છે, જે અખશર વખત જતાં વધારે ખીલીને મોટા થશે, કુદરતનો તાજો ચીતાર છે, જેને વખત અને માણસના હાથ હવે પછે જંપો કરશે. તે એક કોરો કાગળનો તાવ છે, જે ઉપર દુનીઆંની નોંધના દણા છેકાપડશે."

ને રોગ છે, અને તે વધારે કનટાળા ભરેલો તથા વધારે રમં લગાડનારોછે. અરાઈ ઇઆ ગરમીની ફુલીઓ ખુતી સખમોથી ચામડી ઉપર ફુટી નીકલેછે. પણ કી ઇઆ ખુજલીનો કોહોવાટ છે. તે ચામડીનો એક જાત. સડો છે અને માણસ જેતું અફલમંદ પરાંણી પોતાની ફલતથી બદનને કોહોવા દીએ તથા કોહેલું દીલ લઇ મંડેીઓમાં ફરતા ફરે એ તેને નરસ લગાડનારી બીના છે.

અરાઈના મરજમાં લાલ રંગની, ઝીણી, ટાંચનીના ાંથાં કરતાંબી બારીક કદની ફુલીઓ કપાલ, છાતી અને ટ ઉપર થાયછે, પણ કોઇવાર બદનના બીજા ભાગો ઉપર ેા તે પંથરાયછે. કોઇવાર તે છુટી છુટી હોયછે, પણ કોઇાર તે ઘણી ગીચ અને જથાબંધ હોયછે, જે વેળા દરદી તે ઘણો ફંટાળો આપેછે. તેમાં અતીશય ફીડ કવચાયછે અને ઘવડતાં ઘવડતાં લોહી પણ નીકલેછે. રમ ચીજ પીધા ખાધા પછે તેમાં વવ છુટી નીકલેછે. એ રજનો મુખીઅ સબબ ગરમી છે, પછે તે ગરમી તડકાં ઇઆ તાપથી બદનની બાહેર અથવા ગરમ ચીજ ખા પીધાથી બદનની અંદર પોંહોંચાડી હોય. લોહીઆરણુસો, જવાંનો અને બચાંઓ એ મરજને આધીન હોય. પણ ગરમ ચીજોથી દુર રહી, પતલાં કપડાં પેહેરી, વધા હુવાવાલી જગામાં રહી અથવા એવાજ બીજા ઉપાયો ક ગરમીને દુર કરવાથી એ મરજ અટકેછે.

કીડ અથવા ખુજલી એથી જુદોજ મરજ છે. તે ગરીના વખત ઉપર વધારે થતો હશે ખરો, પણ ગરમીથી ાથી તે થતો નથી. ગરમીના દાહાડા ઉપર બફારો, પરાવ, ઇંતીઆદી રીતે બદનમાંથી ગલીચી બાહેર નીકલેછે ને કીડ તથા ખુજલીનુ મુલ ગલીચીમાં હોય છે. આ ત અજાએબ જેવી છે કે એ મરજ એક જાતનાં ઝીનાં નવરોથી પેદા થાયછે. તે જાંનવરો ખોલી આંખે દેતાં નથી, પણ શુખસમદરશક પંતરની મારફતે તેઓ ારીપડે દેખાયછે. એ જીવડા ચામડીમાં પડીને ચામડી કોતરેછે તથા તેમાં સવડ સવડ કરેછે, તેથી વવ છુટે અને તેને આપણ કીડ કહીએ છઇએ. જેવારે ઝીની ાલ ફુલીઓ ફુટી નીકલેછે તારે તેને સુકી ખુજલી કેહેછે, તરે તેમાંથી પાંણી જેવો પરવાહી પદારથ નીકલેછે તારે ને રસની ફુલી કેહેછે અને જારે તે પાકેછે તથા અગન લેછે તારે તેને આગીઆ કેહેછે.

કોઇ ગંધકીમાં જીવડા પાકેછે તો દરએક માણસજા, ફંટાલેછે તથા ફમકમેછે. તારે દીસતું છે કે તેજ માંણ ત પોતાની ચામડીમાં એ પરમાંણે જીવ પાકવા દીએ તે ફાંઇ ચોડું કમકમાટ ભરેલું નથી. એ કીડ બદનમાં એવે ઠાંણે થાયછે કે તે ઉપરથાંમી એની ગલીચી સાથની નીસ ેન દેખાઇ આવેછે. હાથનાં તથા પગનાં આંગલાંનાં વી ા, બદનનાં કાતરાઓમાં અથવા એવીજ બીજી ઢંકાય જગાઓ, જાંહાંથી પરસેવ વેહેછે અને જે જગાઓ સા ાખવામાં ઘણીવાર ગફલત થાયછે તાંહાંજ ઘણું કરીને જીવડાઓ પેદા પડેછે. આપણાં હીંદુ ભાઇઓમાં અં ફરતી વેલા બરાબર બદનને સાફ કરવાની આદત નથી તેથી, બીજા કપડાં પેહેરવાથી, એકનાંએક મેલાં કપડાં દીલમાં રાખી મેલવાથી એ મરજનો ઉપદરવ વધી પડેછે.

પણ આ મરજવાળાં આદમીઓ બીજાઓને અનજાનપણે એ મરજ આપેછે અને એ રીતે તેના ફેલાવામાં મદદ કરેછે, તે ઉપરથી વળી પોતાની આદતો સુધારીને એ મરજને થતો અટકાવાથી સરવેની ખાસની ફરજ છે. ખુજલીવાળા દરદીને એકજવાર અડકવાથી બીજાને અને બીજાથી તરીજાને એમ એ ચેપી કોહોવાટ ઘણોજ વધેછે. એક ઘરમાં સઘળાં બચાંઓને તે સાથે થાયછે અથવા એક બચું આખી નીશાળને દરદી કરેછે. પણ વળી એવા લુંડા મરજનો ઉપાય કઠણ નથી. બદનને દરરોજ ગરમ પાંણી તથા સાબુએ ધોવાથી, કપડાંઓ બદલવાથી, દરદી, તેના કપડાં, તેના બીછાંના અને સામાનને અળગો રાખવાથી ઘણો સુધારો થાયછે. એ મરજ ઉપર ગંધક એક અકસીર ઉપાય છે તેનાં પડીકાં ખાધામાં લેવાયછે અને તેનો મલમ બનાવીને લગાડવામાં આવેછે. તે મલમ ચામડીના બારીક છીદરોમાં દાખલ થાયછે અને પેલા ઝીના જનાવરોને તદન અટકાવી દેયછે.

---

## વાંઝીઉં ટાપુ.



આ ટાપુ હીંદુસતાંનની પશ્ચીમ બાજુએ હીંદુ માહાશાગરમાં આનડામાંનના ટાપુઓ આગળ આવેલું છે. તે તદન ઉજડ છે અને તેમાં કાંઇ પણ જાહાડ પાંન ઉગી શકતાં નથી, તે ઉપરથી તેને "બારન આઇલંડસ" ઇઆને ઉજડ ટાપુ કરી કેહેછે. તે ઉજડ છે, પણ ખોદાતાળાની ભેદ ભરી ખુદરતી શકતીઓની તે એક નીશાંણ છે અને ખુસકી તેમજ દરીઆવમાં જે અજાએબ જેવા ફેરફારો બનયા જાયછે તેમની એ ટાપુ એક શાહાદત આપેછે. જેમ જમીન ઉપર ધરતીકંપ થાયછે અને તેથી દેશના દેશ બદલાઇ જાયછે, તે હીઆં સુધી કે જમીન ગરક જાયછે અને જાંહાં જમીન તાંહાં પાંણી ફરી વળેછે; તેમજ દરીઆવની સપીર સપાટીની હેઠલ પણ કાંઇ બનેછે, જેને આપણ "સમુદરકંપ" કહીશું તો ચાલશે, જેથી દરીઆવ ગુમ થઇ તાંહાં જમીન ફુટી નીકલેછે. તેવા માહાકોપથી આ વાંઝીઉં ટાપુ બંગાલના આખાતમાં હસતી ભોગવેછે.

એ ટાપુ કારે ફુટી નીકલયું, તેની કાંઇ નોંધ રહી નથી, પણ હજારો વરસ ઉપર આ ધરતીની સપાટી અને આબોહવા જુદીજ કીસમની હતી અને તે ઉપરની વસ્તી પણ જુદીજ તરેહની હતી, તે વખત પછે જમાંનાએ જે

આ વાત આંનીનાં શી રીતે કબુલ કરે ? મરવું ઈમ્મા જી
વવું જે બનવાનું હોય તે બને, પોતાનો જીવ બચાવા બે
હેનનાં જીવનો કેમ ભોગ લીએ ? પણ મરાયાને ભરૂસો હ
તો કે હું એક જોગણ છઉં, માટે ફરેંચો મારો જીવ લઈ
શકશે નહી. જોગણો ધરમી અને પવીતર માંણસો ગણાય
છે અને તેને હેરાંન કરવાને તેઓ ઘણો આચકો ખાયછે.
એ દલીલથી મરાયાએ આંનીનાંનું દીલ પગલાવયું. તેણી
એ જહડપથી જોગણનો લેબાસ લીધો અને મરાયા આંની
નાનાં કપડાં પેહેરી કેદખાંને બેઠી. પેઆરથી ભેટ લઈ
તેઓ છુટાં પડયાં અને જે જોગત આવી હતી તે પાછી
જાયછે એવા વીચારમાં પેહેરેગીરોએ તેને જવા દીધી.

ફીકર અને અંદેશો કરતી આંનીનાં આગળ ચાલી.
આગલે રસતે પાછી કેદ નહી પકડાઈ જાય, એટલા માટે
તે રસતો દુર કરી તે બીજાં ગામને રસતે ગઈ. પણ માર
ગમાં લુટારાઓનું એક ટોલું મલયું, જેઓએ આંનીનાં
ને એકદમ ઉંચકી લીધી અને તેની આંખે પાટા બાંધી પો
તાનાં હાથમાં તેણીને બેસુધ હાલતમાં લઈ ચાલયા. ફરેં
ચો ઉપર વેર લેવા સારૂં આ લુટારૂઓએ શેહેરનાં લોકો
ને પકડી લઈ જવાનો પેશો માંડયો હતો કે પછે તેમનો છુ
ટકારો મેળવવા સારૂં, ફરેંચો, એ લુટારાઓ જે માંગે તે આ
પશે એવી તેમને આશા હતી. પણ ફરેંચો એ લુટારા
ઓનાં લોહીનાં એટલા પેઆસા હતા કે તેમને જતા નહી
મેળવા સારૂં રઈએતને તેમને હાથ જવા દેતા હતા.

એક ભાગાં ટુટાં કંગાલ ઘરમાં આંનીનાને લઈ જઈ
લુટારાઓએ તેની આંખનાં પાટા છોડી દીધા. તે કંગા
લ ઘર અને તેમાં વસનારા લુટારાઓનું કંગાલીઅતપણું
આંનીનાંને કરડવા આવે એવું દીસતું હતું. આ વખ
તે આંનીનાએ પોતાનાં પેઆરા ડોમેનીકોને પાદ કીધો અ
ને બોલી ઉઠી કે "ડોમેનીકો! ડોમેનીકો ! તારે ખાતર આ
ટલી રંજ મને પડીછ." આ શબદો સાંભલતાં તાંહાં
ભાંએની ઉપર લુખમરાએ મરણ પાંમતો એક શખસ ચોંકી
ઉઠયો અને ગોયા તેને એકાએક કુવત આવી ગયું. તે
લથરતો લથરતો આંનીનાંની પાસે આવયો, તેને ઓલખી
કાહાડીને બોલયો કે "આનીનાં, આનીનાં, હુંજ ડોમેનીકો."

આ વળી એક બીજી અચરબ મુલાકાત હતી. બી
જા ચોરો અચરતીથી મોહોડું જોવા લાગા. આનીનાએ પો
તાની સઘલી હકીકત જાહેર કીધી અને તેઓને માંટે ખો
રાક પોહોચાડતાં તેણીએ આટલું દુખ વેઠયું તે સાંભળીને
તેઓ ખુશી થયા. પણ વળી મરાયાના કેદખાનાંની વીગત
સાંભળી તેઓનું લોહી ઉસકેરાયું. ડોમેનીકોએ આનીનાં
ને ઘણાંજ પેઆરથી બોસો દઈ પાછી રવાંને કીધી. કેવી
એક વારની મોખત અને કેવી આ જુદાઈ ! આનીનાએ
ઠરાવ કીધો કે "આ જોગણનાં લેબાશમાં હું બચી આવી
છું અને હવે એ લેબાશને કદી ઉતારશ નહી." એ પર
માંણે જોગણ થવાનો ઠરાવ કરી-આનીનાં એક મઠ તરફ ગ
ઈ અને મરાયાનું વેર લેવા તથા તેણીને છોડવવા આ ચો
રો ફરેંચો સાંમે લડાઈ કરવા નીકલયા.

આનીનાંને વાટમાં તેનો ઘરડો બાપ એનડરી મળયો.
પોતાની બેહુ છોકરીઓની રાહા જોવા પછે હવે તે તેમની શો
ધમાં નીકલયો હતો. તે જોગતનો લેબાસ જોઈ મરાયાને
આવતી સમજયો અને આનીનાં સાથે નથી એવું વીચારી
રડવા લાગો. પણ પછે જારે તેણે જોયું કે આનીનાં જોગણ
થઈ આવી અને મરાયાતો કેદ પડી હતી, તારે આનીનાંને
પોતાને ઘર વદાએ કરી મરાયાને છોડવવાની કોશેશ કરવા
એનડરી આગળ ચાલયો. તેને લુટારૂ સમજી ફરેંચ ચોકી
દારોએ તેના ઉપર ગોળીનો મારો ચલાવયો, પણ એ મારા
મારીમાંથી એનડરી બચી ગયો. વધારે આગળ જતાં દુર
થી તેને ધુલારાંનું એક વાદળ દેખાયું, અને તેમાંથી માણ
સોનું એક મોટું ટોળું માલમ પડયું. તેઓ કોણ હશે, તે
નો એનડરી વીચાર કરતો હતો, એટલામાં તે ટોળાં વચે દુર
થી તેને મુડદાંની એક લાસ આવતી જણાઈ. થોડા વખત
માં તે પાએદસત એક ઠેકાંણે લાવીને મુડદાંની પેટીને હેઠલ
ઉતારી અને મુડદાંનાં મોહોડાં ઉપરનો કકડો ઉંઘાડયો.
એનડરી તાંહાં હાજર હતો અને જોતાંજ તેની છાતી ફાટી
ગઈ કે એ મુડદું તો ગોળી વડે મારી નાખેલી તેની નેક અ
ને નીરદોશ બેટી મરાયાનું હતું. ને ધારતી હતી તેમ ફરેં
ચોને કસી દયા નહી હતી અને તેણીને છુટી મેળવાને ના
પાડી આ સજાએ પોંહોંચાડી.

એનડરી ઘણી માહેતમ કરવા પછે ભારી પગલે હા
એ મારતો પોતાને ઘર આવયો અને આનીનાં જોગનશાળા
માં પવીતર જીંદગી ગુજારી ઘણે વરસે મરણ પામી. ઈંગ
રેજીમાં કેહેવત છે કે સચાઈ બનાવટ કરતાં વધારે અજાએ
બ જેવીછે અને તેવીજ આ એક ખરી બનેલી વારતા છે.
રોમના રાજમાં કેટલો જુલમાંત ચાલેછે અને તાંહાંની રાજ
દુવારી હાલત કેવી માંડી છે. તેનો એક ચીતાર આ ખરી
કાંહાંની ઉપરથી માલમ પડેછે અને સુરો ગેઆરીબાલડી તાં
હાંના જાલમી રાજને તોડવાને જે ભારી કાલજી બતાવતો
આવયોછે તે એ વારતા ઉપરથી ઘણી બરહક ઠરેછે.

## મદીનાં શેહેર.

મહમદીઆંન ધરમનાં મશહુર થયલાં શેહેર મકાનું
એક ચીતર તથા થોડોક હેવાલ આ ચોપાંનીયાંનાં ગયા
અંકમાં પરગટ કરયો હતો. આ અંકમાં એજ લોકોનાં
માંન-પામેલાં અને પવીતર શેહેર મદીનાંનું એક ચીતર
પાસેનાં સફામાં આપયુંછે અને તેનો કાંઈક હેવાલ હેઠલ
ઉતારી લેવા માંગીએ છઈએ. મકા અને મદીનાં બેહુ એક
સરખાં શેહેર છે અને આ હેવાલમાં ગઈ વેળા આપેલું
ચીતર પાસે રાખવાથી એ બે શેહેરો વચેનું એકસરખાપણું
વાંચનારી બાઈઓને મુકાબલો કરવાથી વધારે માલમ પડશે.

મદીનાં શેહેર આરબસતાંનનાં આઠમણ કોસતા ઉ
પર મકાની ઉતરે આસરે ૪૦૦ માઈલ દુર આવેલુ છે.
મકાની મીશાલે એ શેહેર આસપાસ ઉંચા પાહાડોથી
ઘેરાયલું તથા ખીણની વચે આવેલું છે તથા કીલાથી
તેનો મજબુત બચાવ કરવાને કાંઈક કોશેશ થયલી લા
ગેછે. મકાનીજ મીશાલે એ શેહેર પણ મુખીઅ કરીને
મહમદીઆંનોની હજને માટે કાંમ લાગેછે, અને મકે

હુજ કરનારાઓ એ પુરાતન શેહેરની ભેટ લેવા પછે મદીનાં
ની હજ કરવામાં વધારે સવાબનો હમબેરો થયલો ગણેછે.
મકાની મીશાલે મદીનાં શેહેરમાં પણ મુખીઅ કરીને મસ
જીદો છે, જેમાંની એકજ મોટી અને જોવા લાએક છે. તે
ની બાંધણીની રૂપ અને આકાર મકાની મસજીદને મળતો
જ છે. તે સુધ ફતરની બાંધેલીછે, તે ચોખુંદ છે તેને ફર
તા મેહેરાબો તથા આરકાંઓછે અને એ મસજીદનાં મીના
રાઓ મકાનાં કરતાં વધારે તબકાનાં અને વધારે સારા આ
કારનાં છે. તફાવત એટલોજ કે મકાની મસજીદની વચમાં
નાં ચોકમાં કાબાનો ફતર તથા મહમદ પેગામબરનું ઘર છે
અને આ મસજીદનો ચોક તદન ખાલી છે. મકાની મસ
જીદની આસપાસ જેમ ઘણીક હોજો બાંધેલી છે, તેમજ હી
આં પણ છે. મદીનાની વસતી મકા કરતાં ઘણી થોડી છે
અને મકાનીજ મીશાલે તેઓમાં વેપાર, ધંધો, ઇઆ કોઇ
કસબ અથવા હોનર ચાલતો નથી. ધરમના મથકો
માતે વખતે વખત નીકલતાં કામ જોગોજ હોનર તેઓ જાં
ણેછે. ટુકમાં જે મકાને વીશે કહયું હતું, તેજ મદીનાને
વીશે કેહેવાનું છે કે મદીના શેહેર જો દુનીઆના આ જાં
ણીતા ધરમ સાથ જોડાયલું નહી હોત અને લોકોની તાંહાં
આવજાવ નહી હોતતો એ શેહેર એટલું જાંણીતું થાત નહી.

મુસલમાંનોનો પેગામબર મહમદ મકાથી મદીના ખા
તે નીકળી આવયો અને એ શેહેરમાં ઉતારો લીધો, તાર
થી અને તેની-યાદગારીમાં એ જુનું શેહેર વીખયાતી પામ
યુંછે. એ નામીચો થયલો પેગામબર તા૦ ૧૦ મી નવેમબર
સને ૫૭૦ ઇસવીને દીને મકા ખાતે જનમયો હતો.
કાબાનો મુખઅ મુજાવર અબદુલ મોતાલેબ તેનો બ
પાવો હતો અને તેનાં મા બાપ તેને બચગીમાં મે
લીને મરણ પાંમવાથી તે વડા ધરમાચારીનાં સંભાલ ની
ચે પોતે રહયો હતો, તેથી ગોયા ધરમનાં ખેઆલ હાંસલ
કરવાને બચગીથી તેને તક મળી હતી. પોતાની ઉમરના
વીસમાં વરસમાં મકાનાં હાજીઓને દુખ દેનારાઓ સા
થ તેણે લડાઈ ચલાવી; અને પચીસમાં વરસમાં એક મા
તબર વીધવા સાથ તેં પરણયો, તારથી તેનાં ચાલીસમાં વર
સ સુધી તે ધરમ ધેઆંનનાં ખેઆલમાં મશગુલ રહેલો
હતો. પણ એ મોટી ઉમરથી પોતાનાં ધરમ-સંબં
ધી વીચારોને જેવા જાહેર કરવા માંડયા અને પેહે
લાં પોતાંનાં અતલગીયાંઓને પોતાનાં હાથમાં લીધા પછે
તેણે હશેમની ઓલાદમાં વગ ચલાવા લાગો, તથા જા
રથી અલીતેનો ચેલો થઇ બુત પરસતીની વીરૂધ મ
હમદે જાહેર કરેલા નવા ધરમને તાબે થયો, તારથી મકા
ખાતે ફીતનો, તોફાન અને ફેસાદ જાગયો, તથા દ
સ વરસમાં મહમદે બેસુમાર લોકોને વટલાવી પોતા
ની બોરદુએ લેવા છતાં, તેનાં દુશમનોની હરીફાઇ
એટલી જારી રહી કે ખોરેશાઇત પંથનાં આગેવાંનો
થી કંટાલીને અંતે મહમદને મદીનાં ખાતે જવાના ફ
રજ પડી. એ શેહેરનુ નામ તે વખતે "યાટરેબ" કરીને હ
તું, પણ તારપછે તેને મદીનાંનું નામ મળયું. એ નામ
"મદીનાંતઅલ નબી" બોલ ઉપરથી ટુકું થયુંછે અને તેનો
અરથ "પેગામબરનું શેહેર" કરીને થાયછે. એ શેહેરમાં મ
હમદને નાહાસી જવાનો દીવસ તા૦ ૧૬ મી જુલાઇ સ
ને ૬૨૨ ઇસવીનો ગણાયછે, જે દીવસથી મહમદીઆંન
લોકોનો હીજરાનો સને ચાલુ થયોછે.

---

# પરૃથવીની બેહેના.



સનીશચર.

કદમાં સઉથી સરસ ગરેહ "જુપીટર" અથવા બરેસ
પતી છે, તેમ બાંધણીમાં સઉથી સરસ ગોળો "સાટરણ"
અથવા સનીશચરનો છે. ખરેખર સનીશચર તે ગોયા પરૃ
થવીની સરવે બેહેનોમાં સઉથી ખુબસુરત બાંધાની અને તે
થી અજાએબ જેવું નુર ધરાવનારી બેહેન છે. તેની બાંધ
ણીમાં ખોદાવંદતાલાએ કાંઇ ઓરજ કારીગરી વાપરીછે,
અને તેના જેવી બાંધણીનો એકુબી ગરેહ અથવા એકબી
સેતારો આ બોહોલાં આકાશ ઉપર જણાયલો નથી. એ શુ
દર ગરેહની તસવીર ઉપર આપીછે અને તેનો થોડોક હે
વાલ હેઠલ આપીએ છઇએ.

જારે આપણે બરેસપતીના ગંજાવર ગોળાની તપાસ
કીધી તારે સુરજથી ૫૦ કરોર માઇલ દુરના તેના તફાવતનો
વીચાર કરતાં આપણ અચરતીમાં ગરકાવ થઇ ગયા. પણ
સનીશચરનો ગરેહતો તેથીબી દુર આ દુનીઆં અને બીજી

પોતાની બેહેનોની મીશાલે સુરીયની ફરમાબરદારીમાં ફરતો ફરછે. સુરજ અને ભરેસપતા વચે જે ૫૦ કરોર માઈલ નો તફાવત છે, તેથી લગભગ બમના તફાવતે સનીશચરનું રેહેઠાંણ છે, ઇઆને સુરજથી જારે તે ઘણોજ નજદાક આવે છે તારે તે ૯૦ કરોર માઈલથી આગળ આવતો નથી. આ પણી દુનીઆંથી ૮૦ કરોર માઈલ કરતાંતો તે આપણી આ ગળ કદી આવતો નથી. આ માઈલોની ગણતરી સઘળી ખરી છે, પણ ૮૦ ઇઆ ૯૦ કરોર માઈલનો કાંઈ ખેઆલ મનમાં ઉતરતો નથી, તે માતર આપણા મગજની નબલાઈ છે.

સનીશચરના ગરેહને ભરેસપતી કરતાં આપણે નાહાનો કહયોછે. તોપણ આપણા પોતાના આ ગરેહ દુનીઆં કરતાં તે ઘણોજ મોટો છે. ભરેસપતીના ગોળાનો વીઆસ ૮૬ હ જાર માઈલનો છે, અને સનીશચરનો વીઆસ તે કરતાં માતર ૭-હજાર માઈલ ઓછો છે, ઇઆને તેની પોહોલાઈ ૭૯૧૬૦ માઈલની છે. પરથવી કરતાં ભરેસપતીનું કદ ૧૪૦૦ ઘણું મોટું અને સનીશચરનું ૮૬ ૯૦૦ ઘણું મો ટું છે. ટુંકમાં કહીએતો આ સરવે આકાશી દુનીઆંઓ માં ભરેસપતી સીવાએ સનીશચર સઉથી વડી છે અને સુ રીય મંડળમાં એની પદવી માતર તે રાખશી ગોળાથીજ ઉત રતી છે. સનીશચરના એ કદ પરમાંણે તેની સપાટીનો વી સતાર ૧૯ અબજ ૬૦ કરોર ચોરસ માઈલનો ગણવામાં આવેછે અને તેના દલમાં ૨૬૧૩૨૬૮૦૦૦૦૦૦૦૦ કીયુબીક માઈલનો માંવો ધારવામાં આવેછે.

સનીસચરનાં ગોળાને સુરીઅની આસપાસ પોતાનાં કુડાળામાં ફરતાં આપણાં ૧૦૭૫૯ દાહાડા લાગેછે. અગ રજો તે એક રાસીમાં દાખલ થાયતો, તેમાંથી ફરીને બીજી રાસીમાં તેને જતાંજ બે વરસ લાગેછે. પોતાનો આખો ચ કરાવો પુરો કરતાં તેને ૩૦ વરસ લાગેછે ઇઆને આપણી દુનીઆમાં જેને એક જમાંનો કહીએ છઈએ તે સનીશચર નું એક વરસ થાયછે. અગર જો સનીસચર ઉપરથી સુર જનું ખેચાંન નીકલી જાય, તો તેને સુરજ તરફ જઈને અઠ ડતાં ૫॥ વરસ લાગે, એવું વીચારવામાં આવેછે. જેમ ભ રેસપતીની આસપાસ વાદલાં હોય એવું ધારવામાં આવેછેઅને મોટા દુરબીનોથી જોતાં તે વાદલાં એ ગ રેહની સપાટી ઉપર સલગ પાટા જેવાં દીસેછે, તેમજ સનીશચરમાં પણ દેખાયછે, તે પાટા આ પહો શની તેમજ ઉપલી આકરતીમાં પાડી બતાવયાછે.




પણ સનીશચરના ગોલાનો સઉથી મોટો ચમતકાર તે ની આસપાસ વીટલાયલાં રોશનીનાં બે શુંદર વળાં છે. એ વળાંથી એ ગોળા મધે પુરતુ અજવાળું પાડવાની ઓદાતા લાએ ગોઠવણ કીધીછે. સુરજથી ૯૦ કરોર માઈલની વેગ લાઈને લીધે આપણાં કરતાં એ ગોળામાં સુરજની રોશની ઓછી પોંહોંચવી જોઈએ. પણ તે રોશની કેટલી ઓછી હો વા છતાં પરાંણીઓ જીવી શકે તે બાબે એવી ગણતરી કરવા માં આવીછે કે આપણુને મળતી રોશની કરતાં ૯૦ ઘણી ઓછી સુરજની રોશની હોય, તોબી તે ૩૦૦૦ ચંદરની રો શની બરાબર છે અને તેમાં પરાંણીઓ જીવી શકેછે. પણ સનીશચરને રોશની આપવા કીજે તે સાહેબે સાત ચંદર પુરા પાડવા ઉપરાંત આ વીટીઓ બનાવી આપીછે જેથી એ ગરેહ સઉથી ભાગ્યેગશાલી કેહેવાઈ શકાશે.

આ વીટીઓ બે છે. પણ એવું ધારવામાં આવેછે કે બાહેરની વીટીમાં બીજાં વળાંઓ વીટલાયલાં હશે અને વ ધારે સરસ દુરબીનો બનતી જશે તેમ કદાચ તે માલમ પડ શે. પેહેલાં જારે નામાંકીત જોતીશ ગાલીલીયોએ પેહેલ વેહેલી દુરબીન બનાવીને આ વીટી જોઇ તારે તે સમજ્યો નહી, પણ વધારે સરસ દુરબીનથી હીયુજેનસ નામનાં જયોતીષે દેખાડી આપયું કે તે રોશનીની વીટી છે. પેહેલાં તે એકજ લાગતી હતી, પણ પછે તે બે માલમ પડી. રોશનીનાં એ વલાં સ નીશચીર ઉપરથી જુદા જુદા આકારમાં દેખાતાં હશે. દર આગલથી તે દરશતી મરીઆદા ઉપર સેજ નુર પરકાશતું હો ય તેમ દેખાતાં હશે, પણ ગોલાનાં વચલા ભાગો ઉપરથી તે આસમાંનમાં શુંદર મેહેરાબની મીશાલે પરકાશતી હશે.

એ વીટીઓ તદન ગોલ નથી પણ ઇંડાં રોકી છે. દરએ ક વીટીની જાડાઈ ૧૦૦ માઈલની છે. અંદરની વીટી અને સનીશચરની સપાટી વચે ૧૯૦૯૦ માઈલનો તફાવત છે, અ ને એ બે વીટીઓની વચેની ખાલી જગા ૧૭૯૧ માઈલની છે. પોહોલાઈમાં બાહારની વીટી ૧૦૫૭૩ માઈલ તથા અંદરની વીટી ૧૭૧૭૫ માઈલ છે જેથી એ બેહુ વીટી મળી ને ૨૯૫૫૯ માઈલની પોહોલાઈ ધરાવેછે. એ વીટીઓનો ઓલો ગોલા ઉપર પડેછે તથા ગોળાનો ઓળો વીટીઓ ઉ પર પડેછે, તે ઉપરથી જણાયછે કે એ વસતુઓ પાર દરશક નથી, પણ પારકી રોશનીનાં ચલકાટથી પરકાશેછે. એ વી ટીઓની બરાબર વચે સનીશચરને ગોઠવયો નથી, પણ પ શમીમ તરફ તે જરા વધારે છે. એ વીટીઓ સનીશચરની આસપાસ ચકરની મીશાલે ફરયા કરેછે અને એવા એક ચકરાવાને ૧૦ કલાક ૨૯ મીનીટ અને ૧૭ સેકંડ લાગે છે. એ પરમાંણેનો તલેસમાત આ ચમતકારીક ગોળામાં છે અને તે બેહદ અજાએબી ઉપજાવનારો છે.

---

# વણવેહેવાઈના વરઘોડા.

ધણાકાકી—ઓવાએ આસીબાઈ તમે બેસીને જોયા શું કરોછ ? વહુ જેવી વહુ તે પાંચ દાહાડાબી પગ થોબાવી ને વરને ઘેર નહી રેહ ? ઓવાએ એ શા ફજેતા ? મારી જેવી વહુ હોયતો છીછડી ધરીને ઘેરની બાહાર કાહાડી મેલું ! ઓવારી નાખીએરે એવી વહુને ને દીકરીઓને ! તમારા વેહેવાઈને કેહેવાહોની કે દીકરીને ઘેર રાખવાનો હતો તારે પરણાવી શું કાંમ ? બીજી જેવી વહુઓ તો એ તીઆરે બે છોકરાંની માંએ થાએછ.

આસીબાઈ—શું કરૂં માએ ! કારમખાં પેટનાં દીકરા દીકરીજ આડાં થાયછે, ને સાસુ સસરાંનાં પેટમાં ભરાયછ તારે આપણે શું કરીએ ? પેટ તાહારાં ધણાકાકી મારાપર શું શું વીતેછ તે તમે જાંણતાં નથી માએ ખમતાં ખમતાં હવે તો ગલે ગાંઠ બંધાયાને પેટની અંદર દુખ ભરતાં ભ

રતાં હુલેદરનાં વાપર મને નાંખી, પણ માએ આજ કાલ
ના ફુકતાંઓપર આપણું કાંઈ ચાલે ? જે છે તે એ છે, મુગાં
મુગાં જુની આંખે નવાં કોટક જોવાનાંજ તો. ને નહી ખ
માશે તો એક દાહાડો ફાકી ગલીને મુગાં મુગાં સુઈ રેહીશું.

ધણાકાકી—બલા જાંણે રે વાએ. એમ વળી ઘરડાં
ખોખાંને છેક "હોનકેર" કરે તે કાંઈ ચાલે વારૂ ? વહુ
દીકરાં હોયછ શું કરવા ? અઘડી સઘડીએ વહુ નહી કા
મ લાગે તો વાએ બીજું કોણ કાંમ લાગવા આવે ? ખોરૂં
તો ખોરૂં પણ ઘેરનું ઘોરૂં જો માએ.

આસીબાઈ—જોવો પેટ તાહારાં, એ દુખ તે કેમ ખ
માએ ? ભોંજાઈ વેઆઈ તારની એ વહુથતી મહીરે કહ
ડાઈછ, તે ભોંજાઈ નાંહીંને પોતાને ઘેર ગઈ તોબી એની
માએથતી મોકલતી નથી.

ધણાકાકી—કેઈ ભોંજાઈ ? આલી કે ? કે દાહાડે વેઆ
ઈ ? મરેરે ! જોયું કે ? "અલલે બનાઈ જોરી એક અપંગ
ને દુસરી ખોરી" તેમાંની વાતતો છે જો. પણ હવે તે ભોં
જાઈથતી તો ગેઈ તારે તમે તેડું કાંએ નહી મોકલતાં ?

આસીબાઈ—તેડાંને ગાંઠેછ કોણ માએ ? પાંચ પાંચ
તેડાં પાછાં ફરયાં, ને માએથતી નાંની નાં કેહેવાડેછ. આજે
કેહેતીનાં પેટ છુટી ગીઆં ને કાલે કેહેતીનાં માથાંમાં ગોકો
નીકલી આવો. એવાં હીલાં બીલાં રોજ નીકલયા કરેછ.

ધણાકાકી—વાએરે વાએ. તમે હવે બસ એક છેલું
તેડું મોકલાવી જોવો ને પછે નહી આવેતો ઘેર બેસો. કાંઈ
કારણે ખારણે પડયાંછ કે શું વાએ ? લે, જો વળી. સુરજ
ટાલે પાતરાં. દીકરાને કેહો તેડું મોકલે ?

આસીબાઈ—દીકરો ? દીકરો પાધરો હોયતો પછે જો
એ શું ? પણ દીકરો આજે માએનો કાંહાં થાયછ. તેતો
બઈરીનો થાયછ. બસ તેડું મોકલવા નાંથી હા નથી કેહેતો.

ધણાકાકી—પણ કાંઈ કારણ ?

આસીબાઈ—કારણ શું હોય ? એને કાંઈ ફકર ચીંતા
છે ? એતો બસ "આખો દાહાડો રડીયા કરૂં ને ઘેર મુકીને
ફરીઆ કરૂં" તેમાંની વાત જાંણેછ.

ધણાકાકી—પણ બઈરી વગર એની ઘેરમાંની અગવ
ડ તમે શું કાંમ ભાંજોછ ?

આસીબાઈ—તો શું કરીએ માએ ? ઘેર માંથે પડયું
તો કામ વગર ચાલે ? પડતી ખડતીબી ઉઠીને ચુહુલા આ
ગલ બેસી મરૂં તારે.

ધણાકાકી—પણ માટી બઈએર બોલેછ કે ની ? તેડું
નથી મોકલતો તે રૂસાયલાં બુસાયલાં હોશે.

આસીબાઈ—અરે નહી રે માએ. એક ઘડી જોવા
વગર ચાલે નહી ને એ રૂસાસેકે ? ખાધું પેટ ભરીને. જરા
રૂસાય તારેતો સારૂંજતો. નરમ ગરમ હોય તારેજ પેલી
કારમખીએ સાડીનો છેહો છેક વારપર વખાતો નાખીઓછ, તે
ની સુધ ઠેકાંણે આવે. દીકરો દાહાડાનાં દોહોડસો ફેરા સાસરે
ખાયછ ને એક ફેરો ઓછો પડે તો ચીડીને ચીકા આવેલાંજ છે.

ધણાકાકી—તોજ, તોજ, કેથી ભઈને હઈએ નેહ છે.
એ પેલી દદા એની સાસુનાં કારસતાંન. જમાઈને પોતા
ને હાથ કરી લીધો દેખું તારે પછે હવે તે તમારો કાંહાંથી
થાયે માય ? મારૂં જો ચાલતું હોયતો દીકરાને તેની બઈ
રીને ઘેર જતોજ અટકાંઉ.'

આસીબાઈ—ઓવાએ જમાઈને હાથ કરવાનું પુછો
છ ? તેને કાંઈ કરી મુકીઉંછ માંએ, કાંઈ બાહારનું કરી મુ
કીઉંછ. નહીતો એ કે માએ, માએ કરી રહયો તો, મો
હોમાંથી બુક કાહાડીને અડધો માએને આપતોતો ને અ
ડધો પોતે ખાતોતો, તે કરી મુકવા વગર આજે એટલો ફ
રી જાય ? કાજનાં કરતાં મરેરે, મારાંજ ઘેરને વાસતે કેથાં
ભરાઈ બેઠેલાં હતાં.

એવાંમાં આસીબાઈનો દીકરો આદરજી આવેછે.

આદરજી—કેમ માએ વળી પરવારતાં બેસીને કોણને
ગાલ દેઓછ ! આખો દાહાડો તમારાં મોહોમાં ગાલજ ભ
રી મુકેલી છે.

આસીબાઈ—હોશે, કોઈ મુવાં ઘેલું લાગેલાંને ઘેલું લા
ગુછ કેની તે ગાલજ દેયા કરતાં હોશે.

ધણાકાકી—હોરાવ, આદરજી એતો હોયજતો વળી
ઘેર હોય તાંહાં ગાલબી હોય.

આદરજી—તારેતો તમે મને ટેકો આપોછ કે એવણ
ગાલ દેતાંતાં, પણ એવણતો નાં પાડેછ.

આસીબાઈ—હા—હા ગાલ દેતીતી, તું શું કેહેછ ?
ગામમાં તારો કોરડો ભેરડો ફરેછ ? હું તારી માએ છઉં
કે તું મારી માંએછે ? માંએને પાલખીએ બેસાડીને ફેરવતો
તો તે હવે નાં ફેરવતો. મુવાં એક ગમથી ખીજવતાં જાય
ને પછે કેહેજે ગાલ નાં દેઓ.

ધણાકાકી—(મશકરી કરેછે) ગાલ નહી દઈએ, ફુલ
ગુંઠીએ.

આદરજી—પણ વળી એ થયુંછ શું કાંઈ મને સમ
જ નથી પડતી. વળી તમોને કોણે ખીજવયાં ?

આસીબાઈ—તેતો જીવનેજ પુછીજો, કોણ ખીજવે
છ ? કોણતું કેહેનાર. એતો ધારોજ છે કે પાલેલો કુતરો પ
ગ કરડેછ.

ધણાકાકી—પણ હું એમ પુછું, આદર, કે તું તારી
બઈરીને કાંએ નથી તેડાવતો. જોરોબરો ચલાવવો હોયતો
બઈરીપર ચલાવ, માએને સા વાસતે લદોરાંમાં નાંખી ? તું
માટીડોછે કે બઈરી છે ? સારાં ગામ ફરે ને બીબીને જોઈને
દરે, તેમાંની શું વાત કરેછ ? આર ખાએ ને પડોસી દં
ડાએ તેમ તુંતો માલેછ. જા ચીતલ પેહેરીને ઘરમાં બેસ.

આદરજી—પણ ધણાકાકી તમે વગર જાંણવે આટ
લું બધું બોલોછ, તેમાં શરમાવું જોઈએ.

આસીબાઈ—(ખીચ પાડીને) વગર જાંણવે જો, માંએ
વગર જાંણવે. આપણે બોલીએ તે કાંઈ જાંણીએ નહી.
એ બધું જાંણે પારખનું પુછડું પડયો ખરો કે !

ધણાકાકી—પણ તું મને કેહેતો ખરો કે તું બઈરીને
કાંએ નથી તેડાવતો.

આદરજી—તે આજારી છે. ને તાંહાં જરા વધારે રેહે
વાને ખુશી છે.

આસીબાઈ—આજારી છે ? હં—આજારી છે ? સાં
ની આજારી છે ? આજારી છે તે વાસતેજ હરૂસે હરૂસે આ
ઈસકીરીન ને પુડીંગો ખવાડતો હોશે ? આજારી છે તે વાસ

તેજ બગલમાં હાથ લઈને ફેરવવા લઈ જતો હોશે ? એનુ નામ આજારી. લાવની તારી માંએ હુંમેસની ખાટલો સેહેવેછ, પન જોઈએ તો આવડા આવડા સુજયાછ (ઘણાજ પોહોલા હાથ કરીને બતાવેછે) મોહોડું જોઈએ તો એક તરાઝરીની માફક ફેલાઈ ગીઉંછ, ચાલવાની જરા શકતી નથી, તેનેતો નહી તું એટલી ગણકાવતો ? ઝાએ મરેછ કે જીવેછ તે જરા જાંખીને જોતોબી નથી.

આદરજી—તે એમ બોલોની માએ. એક વખત આ ઈસકીરીમ ખવાડયું અને એક વખત ફરવા લઈ ગયો તેની આ બધી ગડબડ છે. હવે હું સમજયો. પણ જુવો તે આજારી છે, તેને મરડાની કસર છે અને ડાકટરે ફરમાવયુ તેથીજ મેં એમ કીધુંછે. તારે તમે સાવાસતે બલોછ ? તમારી ઉપર મારૂં ધેઆંન કાંહાં ઓછું છે ! તમારે વાસતે બી ડાકટર આવેછ, પણ ડાકટર તો સાફ કેહેછ કે તમોને કાંઈ નથી, માતર આલસાઈથી, બેસી અને સુઈ રેહેવાથી તમોને નબલાઈ થઈછે.

ધણાકાકી—પણ તારી બઈરી આજારી હોય તે વાસતે પોતાને ઘેર ભરાઈ રેહે કે ?

આદરજી—હું એમ કાંહાં કહુંછ ? તે પોતાને ઘર ગઈ અને તેવામાં સીક પડી અને વળી તાંહાં બે દાહાડા રેહેવાનું મંન થયું તો તેમાં ખાટું મોડું શું થયું કે તે નજીવી વાતને વાસતે આટલી બધી માંથાકુટ કરવાની ? તે ઘરમાં હોય તારેબી તમે લોકો તેનો વાંક શોધવાના, તારે કાંહાં તમોને ધીરજ હોયછે ?

આસીબાઈ—જો જો હું હવે, એ તેરો કુતો ને મેરી કોરાડી કરતો નીકલીયોછ તે. ધણાકાકી શું કેહેશો ? કેહેતી છે કે સુલાકને સુતી ને ઉંબરીઆંની રમત જોતી ઉઠી, તેમ રોજ સહવારનાં મારા ઘરમાં રહીને મારીજ ઘોર ખોડવાની, રોજ કાંઈ નવો બુટો લેતી ને લેતીજ. તે કેમ જોવાય માય !

ધણાકાકી—કાંએ જોય ? જોવાનું કાંઈ કારણ ? ફરદઈને ખાસડું કાહાડીને મારીએ, એટલે ફરીથી તેમ નહી કરે.

આદરજી—(ઘણી ગમબીરાઈથી) મામેજી ખોદાને ખાતર તમારો એ કુથલો બંધ કરો. તમે મારી પાસે જેટલી રાવ લાવયાંછે, તે દરએક નજીવો રાવ હતી અને તે વીશે મેં તમારી ખાતરી કરી આપી હતી. હમણાંબી મારી આલાં પાંચ દાહાડા પોતાને ઘર વધારે રહી, તો તે વાતમાં કસો દમ કે સાસ નથી, તેનો તમે કાગનો વાઘ કરી મેળયો છે, તે હું કેમ કબુલ કરૂં ? મેં તમારી ખાતરી કરી આપી છ કે આલાં પોતાને ઘર રહીછ, તે કાંઈ બોહોસને ખાતર ઈઆ આપણને દુખ આપવાને ખાતર નથી, વાસતે એ ટાહેલું બંધ કરો, અને હવે ધણાકાકી તમે ઉઠો, તમારે ઘર જાવો. અગરજો તમોને એવા કુથલા કરવા હોય, તો હું માંગી લેઉંછ કે તમે મારે ઘર ફરીથી આવતાંજ નાં અને જો આવશો તો બેહોરમત કરી હું તમોને બાહાર કાહાડશ. મારી ખાતરી થાયછ કે આટલો બધોવાર બેસીને મારાં ભોલાં માંએને તમે ઉસકેરયાંછ. માટી બઈએર, સાસુ વહુ અથવા વેહેવાઈ વેહેવાંણ વચે જે કજીઆ ચાલેછે, તે ઘણો વખત તેઓનાં પોતાનાં કોઈ વાંકથી નહી પણ તમારાં જેવાં પારકાં, પરવારતાં અને અલફાતુ બઈરાંઓથી તે કજીઆ વધેછે. તમે તમારી એવી ચાલથી તમારી દીકરીનું ધાંન ભાંજયુંછે, પણ મારા ઘરમાં હું તેવું કસુ ચાલવા દેવશ નહી, વાસતે અતર ઘડી ઉઠો ને તમારે ઘર ચાલયાં જાઓ.

ધણાકાકી ચીરડાઈને કાંઈ બોલવા જતાં હતાં, પણ આદરજીએ દોલા ચહડાવીને એક બુમ જે પાડી કે ધણાકાકી ધુજવા પડયાં, અને આસીબાઈએ પણ પાછલથી અમસારત કીધી કે હમણાતો એ છેરાએલોછે તેથી તમે જાવો, વાસતે ધણાકાકી એક બોલ બોલવા વગર સોડ છેક નીચી કરીને મુંગાં મુગાં ચાલી ગીઆં. તેવણે ફરીથી તે ઘરમાં પગ મુકયો નહી અને ફરીથી આસીબાઈને પોતાની વહુ વીશે રાવ કરવાનું કારણ પણ મળયું નહી.

## વીલીઅમ હટન.






ઉદીઓગ અને પકા ઠરાવથી માણસ જીંદગીની મંજલની સઘલી મુશકેલોને કેવી આશાંનીથી કાપો શકેછે અને શેવટે કેવી ફતેહ પામેછે તેનો ઘણોજ અજાએબ જેવો અને જાંણવાજોગ દાખલો વીલીઅમ હટન છે. હટન ઈંગલંડનો એક નામીચો લખનાર થઈ ગયોછે, પણ તેણે જીંદગીમાં જે જે જંજાળ વેઠીછે, તેનો હેવાલ એક કાંહાંનીની સરખો છે અને જેઓ ટક મેહેનત કરતાં કંટાલો ખાયછે, તેઓને એ ઉપરથી ઘણો અછો ધડો મળેછે.

વીલીઅમ હટન ઈસવી સને ૧૭૨૩ માં ડરબી શેહેર ખાતે ઉન સાફ કરનારા એક બેગારીને ઘર જનમયો હતો. તેનો એ બાપ ગરીબી હાલતમાં હતો, પણ તે ઘણો છાક

ટો હતો અને જેમ જેમ વરસ વધતાં તેમ તેમ છોકરાં
અને છાકટપણા સીવાંય બીજું કશું તેનાં ઘરમાં વધતું ન
હી હતું. તે છાકરો પોતાનાં બચાંની કદી દરકાર કરતો
નહી હતો, પણ તેમનું સઘલું પોશણ તેની બાયડીથી થતું,
મગર તે બીચારી અશક્ત હોવાથી ઘણીવાર આખો દાહા
ડો સરવે ભુખાં રેહેતાં હતાં.

આવી કંગાલ હાલતમાં બચાંને પારકે ઠેકાંણે રાખ
વાં એ ગોયા એક છુટકારા જેવું હતું, તે મુજબ વીલીઅમને
છેક ચાર વરસની બાળ વએથી તેનાં બેશીઓને ઘર મોક
લાવામાં આવયો હતો. તાંહાં તેને ખોરાકી સારી મળતી,
પણ તેને ચાકરની મીશાળે તેઓ ગણતાં તથા મારફાર કર
તાં હતાં. માંટે પંદર મહીનાં સુધી તેને તાંહાં રાખવા પ
છે તેની મા આવીને તેને પાછી પોતાને ઘર તેડી ગઈ.
તે પાંચ વરસનો થયો તારે તેને નીશાળે બેસાડયો, પણ તે
નો શીખસકબી ઘાટકી મળયો અને હટન સાત વરસનો
થયો એટલામાંતો તેનું પોશણ ભારી પડવાથી તેને કાંઈ ધં
ધે લગાડવાનો તેના મા બાપે ઠરાવ કીધો. સાતમે વરસે તે
ને એક રેસમનાં કારખાનામાં કામ શીખવા ઉપર રાખયો
અને તેને થોડાજ મહીનાં થવા પછે તેની વાહાલી મા મર
ણ પામી.

આ માઠા બનાવથી વીલીઅમ અને તેનાં ભાઈ બેહે
નોની કમબખતી થઈ. વીલીઅમના બાપે પોતાનું ઘરબા
ર કાહાડી નાંખયું, સાંમાન વેચી નાખયો અને પોતાનાં
તરણ બચાંને રાખવા સારૂ એક વીધવાનાં ઘરમાં ગોઠવણ
કીધી. તેઓ ઉપર એ વખતે ભુખમરો પડતો. વીલીઅમ
આખો દાહાડો કારખાનાંમાં કામપર જતો અને સાંજે પા
છો આવતો તાંહાંસુધી તેનાં નાહાનાં ભાઈ બેહેન કંગાલી
એતમાં ટવલયા કરતાં પણ કોઈ તેમની દાદ લેતું નહી હ
તું. એવી દુખદાએક હાલતમાં નાંહાંનાં વીલીઅમે પોતા
ની આવજતથી તેમની માની ગરજ સારી હતી. રેસમના
કારખાનામાં તેણે સાત વરસ શીખાઉ તરીકે કાહાડયાં.
એ આખા વખતમાં તેને એક અડધીનો પગાર મળયો ન
હી, પણ ઓર તેનો ઘાટકી શેઠ ઘણીવાર તેને કોરડાનાં મો
ટા મોટા ભુમલા આપતો હતો.

અંતે ચઉદ વરસનો થવા પછે વીલીઅમ એ શેઠને
છોડી ગયો અને પોતાનાં એક ભાઈને સાથે લઈને પોતાનાં
એક કાકાને તાંહાં મોજાં વણવાનાં કામ ઉપર રહયો. તાં
હાંબી તેને ચાર વરસ સુધી શીખાઉ તરીકેજ રાખવામાં આ
વયો. તે માતર ખાધા બદલે મજુરી કરતો હતો, તેની પા
સે નવાં કપડાંની એક જોડબી નહી હતી, અને સવઈ કામ
કરતાં બે વરસ સુધીની મજુરી એકઠી કીધી તારે તે કપડાં
ની એક જોડ પોતાને વાસતે વેચાતી લઈ શકયો. આવે
ઠેકાણેબી વીલીઅમનુ કાંઈ વળે એવું નહી હતું. એક વ
ખતે એક ઠીકટ કામ ઠરાવેલા વખતમાં તેનાથી નહી બન
વાને લીધે તેનાં શેઠે તેને અતીશય માર મારયો.

વીલીઅમ એ વખતે હહાર વરસની જવાંન વએ આ
વેલો હતો, માટે આ ફજીએતીથી તેને ઘણું દુખ લાગું. તે
નો શેઠ ઘરની બાહેર ગયલો હતો તેવામાં વીલીઅમે પોતા
ના કપડાંની પોટલી વાલી તથા એક ઠેકાંણે પઈસા મુકેલા
હતા તેમાંથી એક રૂપીઆને આસરે ખુરદો લઈને તે નીક
ળી પડયો. તેનો શેઠ બાહેર ગયો તે વેળા દરવાજાને તાળું
મારી કુચી પોતાની સાથે લઈ ગયો હતો, માંટે વીલીઅમને
નાહાસી જતી વેળા બારી કુદાવવી પડી હતી, તથા આ
ઠ ફીટ ઉંચી દેવાલ ચહડીને બાહેર કુદી પડી નાહાસવું પ
ડયું હતું. આખો દાહાડો મુસાફરી કરવા પછે રાતનાં તે
પોતાનાં બાપનાં શેહેરની પાસેનાં ખેતરમાં આવી પુગો જાંહાં
ખોલા મેદાનમાં આખી રાત કાહાડવા પછે, બામદાદે ઉઠી
ને તેનો નાંહાંનો ભાઈ તે ખેતરમાંથી થઈ કારખાને જતો હતો
તેની મુલાકાતને માંટે ઉભો. વળી મુજબ આ બે ભાઈઓ
મળયા અને પેઆર ભરી ભેટ લઈ તેઓ જલદી છુટા પડયા.

હીઆંથી એકલો અને લાચાર હાલતમાં વીલીઅમ
૨૮ માઈલની પગ ઉપર મંજલ કરી બરટન નામનાં ગામમાં
જઈ પુગો. તેણે એક પોંહોંચખાનામાં એક ફદીઉં આપી
ને પોતાનાં કપડાંની પોટલી રાખવા મુકી અને ગામ જોવા
નીકલયો. તેને જોવા જાવાનો શોખ ઘણો હતો, માંટે પો
તાનાં એક રૂપીઆમાંથી ફદીઆનો આ ખરચ કીધો તાંહાંવે
ર એ રૂપીઓ તેણે જાળવી રાખયો હતો. એ પછે તે પો
તાની પોટલી ખાંધે મારી લીચફીલડ નામનાં શેહેર તરફ ગ
યો. તાંહાં એક જાહાડી હેડલ પોતાની પોટલી ઉતારી જરા
દુર ગયો, તેવામાં તે પોટલી ચોરાઈ ગઈ અને રૂપીઆનાં ખુ
રદા સીવાએ તેની પાશે બીજું જે કાંઈ હતું તે સઘલું ગુ
માવી બેઠો. રાત પડી ગઈ પણ તેને કસો આસરો નહી
મળયો, માંટે રોટીનાં પોપરાએ પેટ ભરવા પછે મોહોલાની
અંદર એક ખાટકીની દુકાનનાં પાટીયાં ઉપર તે રાત તેણે
જેમ તેમ ઉંઘમાં કાહાડી. સહવારૂ પડતાં તે ઉઠીને કેથે
રોજી શોધવા લાગો, પણ કોઈએ દાદ નહી આપવાથી તે
નજદીકમાં બરમીંગહામ શેહેર ખાતે ગયો.

એ શેહેરમાં મોજાં વણવાનાં તરણ કારખાનાં હતાં. તે
તરણકે ઠેકાંણે હટન ચાકરી પુછવા ગયો, પણ વીલીઅમને રખ
ડતો ભીખારી ગણી એકે કાહાડી મેલયો, બીજાએ તેને એક
પેનસની ભીખ આપીને કાસર પતાવી અને તરીજાએ તેની
વાત સાંભળી લઈ તેને રખશુદ આપી. ભુખો, પેઆસો અ
ને નાસીપાસ થયલો વીલીઅમ હવે એક રસતા ઉપર દેવા
લને અઢેલીને આસાએસને માંટે બેઠો. તેવામાં બે બેગા
રીઓ દયા ખાઈને તેને એક પીઠામાં લઈ ગયા, જાંહાં થો
ડી રોટી, પનીર અને બીરનું એક ટબ લેવાથી તેની આં
તરડીને જરા આસીસ મળી. એ પછે એક પોંહોંચખાનાં
માં બે દોહોડીયા બદલે વીલીઅમે એક બીછાનું બાડે લીધું
અને રાત તાંહાં ગુજારવા પછે સહવારનાં કોવેનટરી ખાતે
ગયો. હીઆં એક કારખાનાંવાળા સાથ તેને મુલાકાત થઈ
કે જે તેનાં બાપને ઓળખતો હતો તેણે વીલીઅમને લાએ
કીથી પોતાનાં ઘરમાં બોલાવયો અને જમાડીને પછે તેને સ
લાહા આપી કે કેથે તેને ચાકરી મળવાની નથી માંટે તેણે
પોતાને ગામ પોતાનાં બાપ તથા કાકાને તાંહાં પાછો જવું.

આ સલાહા વીલીઅમે કબુલ રાખી. માતર એક રૂ
પીઆથી તેણે આટલી મુસાફરી કીધી અને વળી હજી તે
ને પોતાનાં વતન જવાનાં ખરચ જોગાં નાંણાં બાકી હતાં,
એ વાત વીલીઅમનાં દોસતે માંની નહી અને તેણે શક બ

તાવયો કે "તેં કોઈ મોટી રકમની ચોરી કીધી હશે." આ શબદોથી તેને ઘણું અપમાંન લાગ્યું, તોપણ પોતાનાં દોસતનો ઉપકાર માની તે પાછો પોતાનાં અસલ ગામ તરફ નીકલયો. બીજે દાહાડે સાંજનાં તે ડરબી ખાતે જઈ પુગો, જાંહાં તેનાં બાપ કાકા તેને પાછા મળયા અને તેના કાકાએ તેને પેઆરથી પાછો પોતાની ચાકરીમાં રાખયો તથા તેને ટવલાવી ટવલાવીને ઘણે મહીને થોડોક પગાર આપતો કીધો. એથી વીલીઅમની હાલત જરા સુધરી, પણ આખાં ગામમાં તે નાહાસી ગયેલો અને રખડતો છોકરો ગણાવામે લીધે તેનું દીલ દુખી અને જખમી હતું. તેણે આટલી બધી મુદત સુધી અભેઆશનો શોખ રાખયો હતો, તે શોખ પુરો પાડવાનો તેને હવે ખેઆલ થયો.

થોડા વખત પછે વીલીઅમનો કાકો મરણ પામયો, અને તેથી તે એકલોજ નહી પણ તેનો ભાઈ અને બેહેન પણ વળી દુનીઆને આધારે પડયાં. એ ભાઈઓ પોતાની બેહેનની સાથે રહયા અને મોજાં વણવાનો ધંધો પોતાને હીસાબે ચલાવા લાગા. બેહેન વણવાનું કામ કરતી અને ભાઈઓ વેચવા જતા, પણ ઘરાકી એટલીતો નજીવી હતી, કે ચાર પાંચ મોજાંની જોડ વેચવા સારૂં ભારી રંજ અને મેહેનત પડતી તથા બીચારો વીલીઅમ કોઈવારતો આંજુ ભરી આંખે ઘરાકો આગળ રડતો હતો. વીલીઅમનો વાંચવા, લખવા તથા કવીતા બનાવાનો શોખ ઘણો વધી ગયો હતો. તે જુની પુરાંણી તથા ફાટી તુટી ચોપડીઓને સીવી સાંધી તથા બાંધીને વાંચતો હતો. એમ કરતાં તેને ચોપડીઓ સમારવાનો માહાવરો થયો, તે ઉપરથી હવે જારે મોજાંના ધંધામાં કાંઈ વલીઉ નહી તારે ચોપડીઓ બાંધવા તથા વેચવાનો ધંધો વીલીઅમે ચલાવા માંડયો. એ ધંધામાં જાંહાંશુધી જે નહી મળી, તાંહાં સુધી તેણે મોજાંનો ધંધોબી જારી રાખયો અને એ બેહુ ધંધામાં તેની માયાલુ બેહેને બહુ મદદ આપી.

વીલીઅમ કોઈ કોઈ પાસેથી ફાટી તુટી ચોપડીઓ માંગી લાવતો અને દરૂસત કરી આપતો, તેથી તેનાં નવા ધંધાનું મંડાંણ થયું. એમ કરતાં એક ચોપડી વેચનાર સાથ તેને ઓળખાંણ થઈ. તેણે એક રૂપીઆ બદલે વીલીઅમને એક જુનો ખખ થઈ ગયલો તથા રદી "પરેસ" વેચયો. એ "પરેસ" ને સમારીને વીલીઅમે એવો કાંમે લગાડયો કે તેનો અસલ ધણી પણ અચરત થઈ ગયો. એ પછે તે લંડનમાં પોતાના ધંધાનાં હથીઆર લેવા આવયો, તારે તેની પાસે ૩૭ રૂપીઆ હતા. એ રકમ જો ચોરાયતો વીલીઅમ વળી પાછો ભીખારી થઈ જાય, એટલા માંટે તેની બેહેને એ રકમમાંથી ૩૨ રૂપીઆ તેનાં કપડાંમાં સીવી આપીયા તથા બાકીનાં ૫) રૂપીઆ તેણે ગજવાંમાં મેળયા. ૧૨૦ માઈલની મુસાફરી પગે કરીને તે લંડન આવી પોંહોંચયો અને તાંહાં વળી જોવા જાવામાં તરણ દાહાડા સુધી ફરયો તોપણ થાકયો નહી. લંડનથી આવતાં ઘણું ચાલવાથી તેના પગમાં લચક આવી, તેનાં પગમાં છાગરા ઉઠયા અને તે આજારી પડયો. તોપણ તેણે એટલી કરકસર કીધી કે સાથે લીધેલા ૫) રૂપીઆમાંથી થોડું ફાજલ નાંણું પાછું લાવયો હતો.

એ રીતે ધંધાને માંટે તઈઆરી કીધા પછે પોતાનાં રેહેઠાંણથી ઘણાક માંઈલ દુર એક શેહેરમાં દર સનીવારે બજાર ભરાતું, તાંહાં એ ધણી ચોપડીઓ વેચવા જતો હતો. એ પછે બરમીંગહામમાં તેણે એક દુકાંન ઉઘાડી, તથા તાંહાંનાં એક પડોશીની સગી સાથે ઓળખાંન કીધી. એટલા વખતમાં તેનો ધંધો વધી ગયો અને તેથી ઉપલી સ્ત્રી સાથ પરણવાને શકતીવાંન થયો. તેની આવકમાં વધારો થવા લાગો તેમ તેમ ચોપડીઓ વેચવા ઉપરથી ચોપડીઓ બનાવા તથા છપાવાનાં કાંમ ઉપર મંડયો. થોડાં વરસમાં તે એક કાબેલ લખનાર તરીકે આશકારા થયો, નાંમીચી મંડળીઓમાં દાખલ થયો અને છેલે બરમીંગહામની એક અદાલતમાં તેને એક નેઆએધીસની પદવી મળી. જે શેહેરમાં થોડાં વરસ ઉપર તેને ભીખારી તરીકે લોકોએ હાંકી કાહાડેલો, તે શેહેરમાં વીલીઅમ હટન એક માંનવંતો અને નામાકીત નર ગણાવા લાગો, તે હીઆં સુધી કે ધરમ સંબંધી તંડ પડવાને લીધે તે શેહેરમાં જારે હુલડ થયું તારે આ નેઆએધીસનાં ઘરને આગ લગાડી તેને પાએમાલ કરી નાખવામાં આવયું.

પારલામેંટે આ ભલા ગરહસથને થયલાં નુકસાંનનો બદલો આપયો, પણ તે પુરતો નહી હતો માંટે નામુરાદ થઈને સરકારી નોકરી છોડી તે ખાંનગી જીંદગી ગુજારવા લાગો. તેણે પોતાનાં શેવટના દાહડા સુધી કસરત તથા કરકસરની આદત છોડી નહી હતી. તેણે પોતાનો ધંધો પોતાના છોરાને સોંપયો અને તેની દુરની દુકાંન ઉપર તેણે ચાલતો જવાનો રાબેતો રાખયો હતો. ઘડપણમાં આવયા પછે તેણે ઘણી મોટી મુસાફરીઓ પગે ચાલીને કીધી હતી, જેમાં એક ૬૦૦ માઈલની મંજલ હતી અને એ મંજલ તેણે ૭૮ વરસની ઉમરે કીધી હતી. પોતાની આગલી ખડતલ જીંદગીથી તેની કાઠી શેવટ સુધી મજબુત હતી. જે દાહાડે તેને ૯૦ મું વરસ બેઠું તે દાહાડે તે ૧૧ માઈલ ચાલયો હતો. તારપછે ઈસવી સને ૧૮૧૪ માં ૯૨ વરસની હઈઆતી ભોગવીને તથા એક સુખી કબીલો પોતાની પાછળ મેળીને તે મરણ પામયો.

—oooo—

## ઈરાંનનાં અસલી પાદશાહોની નશીએતો.

**આરટાજરકસીસ—દારાબ—બીજો આરટાજરકસીસ.**

દારાએસ હીસતાસપીસનું રાજ મેળી આગળ ચાલતાં ઈરાંનની ગાદી ઉપર જે નેક ખશલતનો અને ભલો પાદશાહા તવારીખમાંથી મળી આવેછે તે "આરટા જરકસીસ લોંગયુમીનસ" અથવા અરદેસર દરાજદસત છે. એ પાદશાહા કેવો ઉદાર દીલનો અને દાહાપણવાળો હતો, તેનો આ એક દાખલો છે, કે હેમેસટોકલીસ નામનો યુનાંની પેહેલવાંન જેણે એ પાદશાહાનાં બાપ જરકસીસને તેની યુનાંન સાથની મોટી લડાઈઓમાં ભારી દુખ આપયું હતું, તે સરદારને જારે તેનાં જાતભાઈ યુનાંનીઓએ લાંચ લેવાનાં તોહોમત ઉપરથી દેશનીકાલ કીધો, તારે આ ઈરાંની પાદશાહે પો

તાનાં એ દુશમનને પોતાનાં રાજમાં આસરો આપયો, એટલુ જ નહી પણ એશીયા માઈનર દેશમાં તેને મોટી જાગીર આપીને ખંડણી રાજો બનાવયો. એ પાદશાહા ઘણો દયાલુ હતો. તે સરવેને નરમ સવભાવ તથા દયા રાખવાની નશીએત દેતો હતો. તે કેહેતો હતો કે "પાદશાહાનાં દરવાજા હંમેશ ઉઘાડા રેહેવા જોઇએ."

એજ પાદશાહા કોઈનાં ઉપર અણઘટતો લાભ લેવાને પણ નાંખુશ હતો અને તેવી નઠારી ચાલની ઘણી મનાઇ ફરમાવી ગયોછે. એ નશીએતબી તેણે પોતે અમલમાં આંણી હતી. તેનાં રાજનાં વખતમાં આઠનસ અને સપારટાનાં સુરા યુનાંનીઓ માંહોમાહે લડી મરતા હતા. એ સોકોને હાથ ઈરાંણીઓએ આગલાં વરસોમાં ઘણું સોસયું હતું અને જો કોઈ બીજો વેરસી રાજો હતેતો પોતાની મેલેજ તેઓનાં આ બખેડાની તક લઈ તેઓ ઉપર ચઢી જતે. પણ અરદેસર દરાજદસત તેમ ગયો નહી, એટલુંજ નહી પણ વળી યુનાનીઓએ તેને મોહોડે મહડીને વચે પાડવા માંગયો, તોબી એ નેક પાદશાહે વચે પડવાને સાફ ના પાડયું. એકવાર આહેનસ અને બીજીવાર સપારટા એ બેહુ દેશવાલાઓએ વારા ફરતાં આરટાજરકસીસની મદદ માંગી પણ એ પાદશાહે જવાબ દીધો કે "આગલા દુશમનો ઉપર ખોટો દાવ લેવો તથા વેર લેવું નહી જોઇએ."

એ પાદશાહાની પછે ઈરાંનનું રાજ તેનાં બેટા ઝરકસીસે "દારાએસ નોથસ" ને નામે ચલાવયું. એ પાદશાહા દારાબ પણ નેક ખસલતનો હતો અને તેના રૂડા ગુણોની તારીફ થતી હતી. જારે તે મરવા સુતો તારે તેની વાહાલી રાંણી પેરીસાટીસે પોતાના બેટા સાઈરસને તખત અપાવાને ઘણું જોર મારયું. તે શાહાજાદા ઉપર આ રાંણીને ઘણું હેત હતું, અને પાદશાહાને રાંણી ઉપર હેત હતું. પણ શાહાજાદો સાઈરસ નાહાનો હતો અને તેનાથી ચઢતી ઉમરનો શાહાજાદો આરસેસીસ, જે એ રાંણીથી તેર છોકરામાંથી હઈઆત રહયો હતો, તેનો હક તખત ઉપર વધારે હોવાથી, મરવા સુતેલા પાદશાહા દારાએસે છેક મોતની ઘડીએબી પોતાની ફરજ આગળ અને રાસતીના હક આગળ રાંણીને ખફા કરવાને દરયો નહી. તેણે મરતી વેળાએ પોતાના એ વડા પણ માતાના પેઆરથી દુર પડેલા બેટાને પોતાની આગળ બોલાવયો અને નેકીથી તથા લાએકીથી રાજ ચલાવાને તેને ઘણી નશીહત આપી. માણસ અને ખોદા તરફ આપણને શું શું ફરજો છે, તે બાબે તેણે એ છોકરાને શાવધ કરી પરાંણ મેળયો.

આરસેસીસ પાદશાહા આરટાજરકસીસ નીમનનું નામ રાખી ઈરાંનની ગાદીએ બેઠો અને સારાં બાએગે તે પણ પોતાના બાપના સરખો દાહાપણ વાળો તથા સમજુ નીવડયો. તે પોતાની લાએકીથી પોતાની પાછળ ઘણાક ધડા મેળી ગયોછે. તે હંમેશે શખાવતની હીમાએત કરતો અને સરવેને શખી જીવ રાખવાની શીખામણ દેતો હતો. કોઈ પણ માણસને અણઘટતું દુખ દીધેલું તે જોવા ચાહાતો નહી હતો. પણ તેની સઉથી મોટી ખુબી એ હતી કે તેના મનમાં તકોબરી નહી હતી તથા ગરીબમાં ગરીબ માંણસોની નજીવી ભેટબી ઉપકાર સાથ બાહાલ રાખતો હતો. એક સમએ તે એક ગામ તરફ ગયો, તાંહાં માતબર લોકો જારે તેને કીમતી નજરાંણા આપતા હતા, તારે એક ગામડીયો ખેડુત પોતા પાસે કાંઈ નહી હોવાથી પડોસના એક જહરા તરફ દોડી ગયો અને ખોબલામાં નીરમલ પાંણી ભરી લાવીને પોતાના નજરાંણા તરીકે પાદશાહાને ભેટ કીધું. કોઈ તકોબરી વાળો પાદશાહા આ સાદા ખેડુતની ચાલથી પોતાને અપમાંન મળેલું સમજતે, પણ આરટાજરકસીસ નીમન બોલયો કે "ભાઈ તારી આ સાદાઈ જોઈ હું ખુશી છઉં અને તારો ઉપકાર માંનું છઉં." એમ કહીને તેને એક સોનાનું વાસણ તથા ૧૦૦૦ ડેરીકસ નામના સીકાની બખશેશ દીધી.

—ooo—

# જોવાની ઈંદરી—આંખ.



આંખ તે ગોયા જીંદગીનું એક બેમુલું રતન છે. આંખની રોશનીનું ગુમ થવું તે છતી હઈઆતીએ સદાનાં અંધકારમાં ગરક જવા બરાબર છે. એક અપંગ માણસ પોતાને મુવેલો બરાબર સમજેછે. એવી કીમતી ઈંદરીનું જે રતન, તેની બનાવટ તપાસવા તથા સમજવાની ઘણી અગત છે. પરાંણીઓનાં બદનમાં તે કીરતારે જે બારીક કારીગરી વાપરીછે, તેનો નાદર અને અજાએબ જેવો નમુનો આંખ છે, પણ હાલ માણસનીજ આંખ માહેલી કરામત ઉપર આપણ થોડીક નજર કરી જઈએ.

ચેહેરામાં નાંકની બેહુ બાજુએ સાત હાડકાંથી બનેલા ખાડાની અંદર ખોદાતાલાએ બેહુ આંખ જડીછે. તેનાં અંદર જે સફેદી દીસેછે, તે તંતુ અથવા શાખાઓને એકની અંદર એક વણીને બનાવીછે. એ સફેદી તે આંખની કોહલીનું સઉથી બાહારનું પડ (s) છે. એ પડ આંખનાં આખા ગોળાને ઘેરી લેયછે, જેથી અંદરનાં અગતનાં ભાગોનો બચાવ થાયછે, આંખનો ગોળાકાર જલવાઈ રેહેછે અને આંખને હીલવનારા જુદા જુદા માસનાં લોચા (ગોટલાંઓ) ને ટેકો મળેછે.



આંખનું એ પડ અપાર દરસક છે, ઈઆને તેમાંથી રોશની દાખલ થતી નથી. એ પડની નીચે આંખનાં આગુલા ભાગ ઉપર એક બીજું નીતરૂં પડ (C) આવેછે, તે પારદરસક ઈઆને રોશનીને દાખલ કરનારૂં છે તે આકારમાં એક ઘડીઆલનાં કાચને મળતું આવેછે, કપ રોકું દીસેછે, અને ગોળ છે. એ નીતરાં પડની નીચે આંખના આગલાજ ભાગમાં (X) એક પદડો છે, જે કાળો, માંજરો ઈઆ બલુ હોયછે અને એક મધીઅ મીંડાંને ફરતી બારીક પલેદોનો બનેલોછે. તેમાં

થોડીક નેસો છે. એ પડદો કઠણ દીસેછે, પણ છીદરથી ભરેલોછે અને મોત નીપજવા પછે એ પડની બાહેર આંખની અંદરની પરવાહી પદારથો નીકલી આવેછે. એ પડદો રોશનીનાં જથા પરમાંણે કદમાં નાહાનો મોટો થયા કરેછે અને એ રીતે આંખની અંદરનાં ભાગોમાં રોશનીને સમતોલ રાખેછે.

એ પડની અંદર (ક) એક ખાડો છે અને કીકીના પદડાની વચે જે કાળું મીંડું દેખાયછે, તે એ છે, જેને આં પણ કીકી અથવા પુતલી કહીએ છઈએ. એ પરમાંણે આંખનાં ફરતાં બે પડ અને તેનાં આગલા ભાગનાં પદડા જે આ પાસેની આકરૂતીમાં ચીતારયાછે, તેમની આપણે તપાસ લીધી છે, પણએ ઉપરાંત સઘલા પડ અને કીકીની પછવાડે આંખનાં પાછલા ભાગમાં "રેટીનાં" નામનું એક તરીજું પડ આવેછે, જે પણ આ આકરૂતી મધે પાડી દેખાડયુંછે.




દરએક ચીજની તસવીર આખી આંખમાંથી થઈને એ પદડા ઉપર પડે છે; અને જે તંતુ અથવા નેસોથી તે તસવીરનું ગનેઆંન ભેજાંમાં પોંહોંચેછે, તે તંતુઓ જુમખાની મીશાલે ફેલાયા પછે એ પદડામાં એકઠી મળેછે અને તાંહાંથી તે તસવીરનો સંધેસો ભેજાંમાં પોંહોંચાડેછે. માણસની આંખ માહેલા એ દરએક દરશટી તંતુની જડાઈ માતર એક ઈંચનાં ૮૦૦૦ માં ભાગ જેટલી છે. પણ વળી આંખની અંદર તરણ ઓરડાઓ બનાવેલાછે. ઉપલાં ચીતરમાં "રેટીનાં" અને આંખનાં આગલા ભાગ વચે જે ખાલી જગા છે તે ગોયા આંખનો પાછલો અને સઉથી મોટો ઓરડોછે અને એ ઓરડો જેલીનાં સરખી ઘાડી પણ બીલોરનાં જેવી એક નીતરી પદારથથી ભરેલોછે. એ ઓરડો મેળીને આંખનાં આગલા ભાગ તરફ આવતાં આપણ વચલો ઓરડો (છ) ની પાસે જોઈએ છઈએ જેમાં આંખની અંદર તસવીર પાડનારૂં રતન લટકેછે અને જે કાંઈજ નહી પણ તસવીર પાડનારા ગોળ કાચનાં જેવી મગર જેલી સરખી ઘારી પદારથ છે. એ "લેનસ" ને આસપાસના એક પાણી સરખી પદારથની અંદર રાખેલોછે. તેને ગરમ પાણીમાં નાખતાં તે અપારદરશક થઈ જાયછે, પણ આંખનાં પાણીમાં રેહેવાથી તે રોશનીને આરપાર લઈ જઈ શકેછે. એ વચલા ઓરડા પછે આંખનો આગલો ઓરડો આવેછે, જેમાં કીકીનાં પદડા તથા પેહેલાં પડની વચે એક બીજી જાતનું પાણી ફરી વળેછે. એ રીતે હરએક વસતુનાં કીરણો આંખપર પડવા પછે એટલાં બધાં પડ અને એટલા બધા ઓરડાઓમાં થઈને આંખની પાછલી દેવાલ ઉપર જઈને પડેછે તારે તેની તસવીર બરાબર પડી રેહેછે.

આ આંખ માહેલા ઓરડા તથા તે માહેલાં ઉપલાં "પાણી" ને વાંચનારે આંજુનાં પાણી સાથ ભેલી નાખવું નહી. કાંઈ પણ જોસાને વખતે આંખમાંથી જે પાણી બાહેર વેહેછે, તેતો જુદુંજ છે અને તેની સમજ આ પાસેની આકરૂતીમાં આપીછે. દરએ



આંખની ઉપર કપાલ તરફ ... ક છેડેથી બદાંમનાં બીજ જેટ કદની એક કોથલી મેળેલી હો છે, જેમાં આંજુનું પાણી ... હીમાંથી બનેછે અને બારી રેસા સરખી નલીઓ જે ... કોઠલીમાંથી આંખ ઉપર ઉતરેછે તેમની મારફતે ... પાણી આંખમાં ઉતરીને પછે નાંખ આગળનાં ... મા ઉપરની એક નેહેરને રસતે નાખમાં ચાલી ... યછે. આ પાણી આંખ ઉપરથી પસાર કરવાન મતલબ તેને ધોવા તથા સાફ કરવાનીછે, જેથી આખો ... હાડો અને રાત આંખ ધોવાયા કરેછે અને ભીજેલી તથ તાજી રહેછે અને તોપણ તે ઉપર કસું પાણી ઠરવાને બદ પાસેનાં નલમાંથી ચાલયું જાયછે. આંખની અંદર કાંઈ બી કચરો પડતાં ઈઆ કાંઈબી ઉસકેરણી થતાં એ પાણી સારીપઠે વેહેવા માંડેછે અને એ ઉપરથી સાફ માલમ પ... છે કે આંખની બાંધણી જેટલી બારીક છે તેટલીજ તેન સંભાળને માટે પણ તે કીરતારે સંપુરણ ગોઠવણ કીધીછે. પણ આંખની સંભાળને માટે માતર એટલીજ ગોઠવણ ... રેલી નથી. આંખને ખામખા ખાડાની અંદર ગોઠવીછે તથા તેને મથાલે કપાલને ઉપસાવયુંછે. વળી તેને મથાલે જે કમાંન રોકાં ભવાં ઉગાડયાંછે તેથી ચેહેરાને સોભા મળે છે એટલુંજ નહી પણ કપાલ ઉપર હમેશ પડતા પરસેવાનાં ટીપાં એ ભવાંથી આંખમાં જતાં અટકેછે અને તેમજ બીજા કચરાનો પણ તે અટકાવ કરેછે.

એજ પરમાંણે વળી આંખનાં રોપાં પણ એ ઈંદરીનો અછો સંભાલ કરેછે. એ ટોપાં આંખને લુછવાનાં ટુવાલનું કામ કરેછે, જેથી રાત દીસ આંખ લુછાયા કરેછે, તેમજ



વળી નુકસાનમાંથી આંખને બચાવનાર પણ એ ટોપાં છે, વધતી ઓછી રોશનીમાં આંખને જટ બંધ કરીને સંભાલી લેનાર એજ ટોપાં છે અને ઉંઘમાં આંખને તપાસીને ઢાંકી રાખનાર પણ એજ રોપાં છે. તેમની કીનારી ઉપર બાલ ઉગાડયાછે, કે જે વધતી ઓછી રોશનીમાં આંખની ઉપર છાંયો રાખેછે. પાસેની આકરૂતીમાં આંખનાં ગોળાને એ ટોપાં કેમ વલગેલાંછે તે બતાવયુંછે, અને વળી એ ટોપાં અંદરથી કેમ ખેંચાયછે, જેથી તે ઉંઘાડ ટાંક થઈ શકેછે, તે ખેંચનારાં ગોટલાંને પણ એ આકરૂતોમાં પાડેલું છે. આંખની અંદર આટલી બધી કારીગરી છતાં, વળી તેમાં ૬ માસનાં ગોટલાં બનાવયાંછે, જેથી ઉપલાં ટોપાંની મીશાલે આંખની સઘલી હીલચાલ થઇ શકેછે. જેમ દોરીઓથી એક ચીજને ખેંચીએ અથવા ઢીલી મુકીએ તેમ આંખનાં જુદા જુદા ભાગોને ખેંચવા તથા ફેરવવા માટે એજ પરમાંણે ગોટલાંઓ સાથે સાખાઓ અથવા દોરીઓ રાખીછે, એ પણ ઘણું અજાએબ જેવું છે. એમાંની એક

જ઼ઇઆને આંખનાં ગોળાને ફેરવવાની કળાનો એક ચીતાર હેઠલ આપીએ છઇએ. એ ગોળાને ઉપર, હેઠે ઇઆ આસપાસ ફેરવવા સારૂં ગોટલાંઓને કેમ ગોઠવયાંછે તે એ ચીતાર ઉપરથી જણાશે અને વળી વાંચનાર જોશે કે એ ગોળાને મથાલે તો તેને ખેંચવા સારૂં ખોદાતાલાએ એક નાહાની કપી વટ્રીક બનાવીછે, જે કપીમાંથી ખેંચનારો દોરો પસાર કરયોછે !



## ગેનડો.



દરીઆઇ ગેનડા ઉપર ગયા અંકમાં થોડું ધેઆન પોહોંચાડવા પછે હવે તેના કરતાં વધારે સાધારણ અને વધારે જાંણીતા ખુસકીના ગેનડાની થોડી તપાસ લઇએ. પરતીની સપાટી ઉપર કદ અને કુવતમાં હાથીથીજ ઉતરતું જાંનવર ગેનડો છે. જાંનવરી પેદાસમાં એબી એક જોરાવર અને અજાએબ જેવું પરાંણી છે.

ગેનડાનું માંથું ડુકરના માથાંને મળતું આવેછે. તેનો ઉપલો હોટ વધારે લંબો છે, તેને છેડેથી અની કાહાડેલી છે અને તેના મોહોમાં ખોરાક એકઠો કરવા તથા બરાબર વેંહેંચવાને કામ આવેછે. ગેનડાના દાંત મોટા, ઉભા અને અનીદાર હોયછે. આંખ જીણી પણ તીની હોયછે; અને ચાંમડી શખ્ત ખબરાપલી, ગંઠાપલી, તથા ભીંગરાંવાળી હોયછે.

ગેનડાની ચામડી તેના બદનના જુદા જુદા ભાગો ઉપર પડની મીશાલે ઘરી વળીને જાડુલાઇ પડેછે. એ ચામડી તેને લડતી વેળા ઢાલની મીશાળે કામ લાગેછે. તે એટલી જાડી છે કે તલવારનો જટકો ઇઆ બંદુકની ગોલીની તે ચામડી ઉપર કસી અસર થતી નથી. જેમ ખોદાતાલાએ તેને બચાવની એ ઢાલ આપીછે, તેમજ તેને લડવાનું એક હથીઆર આપયુંછે. તે તેના નાક આગળથી ઉગતું આસરે તરણ ફીટ લાંબું સીંગડું છે.

ગેનડો ઘણુંકરીને પોતાના નાકની અણી આગળથી પુછડાં સુધી બાર ફુટ લાંબો હોયછે તે છપી સાત ફીટ ઉંચો હોયછે અને તેના બદનનો ઘેરાવો તેની લંબાઇના જેટલોજ હોયછે. આ કદ એક સાધારણ હાથીના કદને નજદીક મળતું આવેછે, તોપણ તે હાથી કરતાં નાહાનું દીસેછે તે એટલાજ માટે કે ગેનડાના પગ હાથીના પગ કરતાં ટુકા હોયછે.

આ પરાણીનો આકાર બેડોળ અને દેખાવ એબીએલ હોયછે. હાથી દેખાવેજ ગોયા ટેકાવ વાળો અને જંગલનો સુધરેલો રેહેવાસી દીસેછે, વાઘ ગમે એવો જોરેમંદ તોપણ ખુબસુરત હોયછે, પણ ગેનડાનો દેખાવ જંગલી તથા બદસુરત છે. આલસુ માણસની મીશાળે જાંણે અમસયું આંગ વધારી જાંણુયું હોય એવી રીતે એનો દેખાવ રમુજ ઉપજાવનારો તથા નવાઇ જેવો છે.

પણ આવો વીચાર કરવામાં એ જાંનવરને ગોયા ગેરઇનસાફ થાયછે. તેનો દેખાવ ગમે એવો જંગલી છે, તે ગમે એવું બીહામનું જોર ધરાવેછે, તોપણ તે રાંક, એકમારગી અને અસીલ જનાવર છે. તે માણસને તાબે થઇ શકે છે અને સેહેલાઇથી તેનાં તાબામાં રહી શકેછે. તે પોતાના રખેવાલને માન આપેછે તથા તેની ધમકીથી બીહેછે. એ ગંજાવર જાંનવર જાજું ઉપયોગમાં આવતું નથી. રાજાઓ પોતાના ગરવને ખાતર તેમને પાલેછે તથા ઘણુંતો જંગલી દેશો મધે તેમને લડાઇ કરતી વેળા મોકલવામાં આવેછે.

ગેનડો જાહાડ પાંણના ખોરાક ઉપર ગુજારો ચલાવેછે. એટલા માટે પરાંણીઓની વસતીમાં તે જાજી ઇજા દેતો નથી. તેનો મુખીઅ ખોરાક અનાજ, ઘાસ, તથા મીઠી ચીજોનો છે. ખાંડ સાથ ભેલેલા ચોખા તેને ઘણા ભાવેછે. તે ઘણામાં ઘણા વીસ વરસ સુધી જીવેછે. તરણ વરસની ઉમરથી તે બચાં જણેછે. દુનીઆમાં એ જાંનવરની વસતી ઘણી થોડી છે.

ગેનડો એશીયા તથા આફરીકાનાં જંગલોનો રેહેવાસી છે. કેહેછે કે તે વાઘની સાથે એક ઓવારે આસાનીથી પાંણી પી શકેછે અને વાઘની સાથે વસી શકેછે, પણ વાઘ તેને છેડી શકતો નથી. તે ખારી અથવા કાદવની જગામાં ડુકરની મીશાળે લોટેછે. તેવે ઠેકાંણે તેને પકડવામાં આવેછે. ઘણુકરીને ઘરડા જાંનવરને મારી બચાંનેજ પકડવામાં આવેછે કેમકે બચપણથી તેને માણસના તાબામાં પાલવાનું સવલ પડેછે.

જેમ વાઘ તેને છેડતો નથી, તેમજ હાથી પણ એ જબરદસત જાંનવરથી માહાત થાયછે. કેહેછે કે કેટલીક વાર જંગલોની અંદર મુવેલા હાથીઓ મળી આવેછે, જેમના બદનની અંદર ગેનડાના સીંગડાં ભાગી ગયલાં હોયછે. જાંનવરોની વીદીઆનો નામીચો ફીલસુફ 'પલીની' એ વાતને ટેકો આપેછે. પોરટગાલના રાજા ઇમાંનીયુએલે પોતાને તાંહાં ગેનડા તથા હાથી વચે લડાઇ કરાવી એ બાબે પોતાની ખાતરી કીધી હતી.

ગેનડાને એ સઘળું કાવતું પાયછે, તે તેના શીંગડાં તથા ચામડીનો લાભ છે. બીજાં જાંનવરોને બે સીંગડાં, પણ ગેનડાને માતર એકજ સીંગડું હોયછે; પણ તેનો મોટો ફાયદો એ છે કે બીજાં જાંનવરોના સીંગડાં જારે બાજુએ છે, તારે ગેનડાનું સીંગડું મોહોડાંપર સાંમું હોયછે. તેથી ગેનડાનું બધું જોર એ સીંગડાં ઉપર આવી શકેછે અ

ને બીજાં જાંનવરોના ફટકા જારે કેટલીકવાર ખાલી જાયછે, તારે ગેનડો દરએક ફટકે પોતાના દુશમનને જખમી કરી શકેછે. એ સીંગડું ઘણુંજ ઘટ, કઠણ અને સંગીન હાડકાંનું બનેલુંછે. આફરીકામાં કોઇક ગેનડાને એક ઉપર એક એમ બે સીંગડાં હોયછે.

આટલાં બધાં કુવતને લીધે ગેનડો ગોયા ઘણો જબરવસ રેહેછે. તે પોતાના કુવતનો કદાચજ ઉપયોગ કરેછે. તે ભુતની મીશાલે છેરાઇને ખરાબી કરેછે, પણ તેમ કોઇજવાર હોયછે અને બાકીનો સઘળો વખત પોતાના કુવત ઉપર સુસતાક પડી રેહેછે. ગેનડાને વીશે તરેહવાર શક ભરેલી વારતાઓ ચાલેછે, જેમાંની એક એ છે કે તેની સવાસ લેવાની શકતી ઘણી તેજી હોયછે, બીજી વાત એમ ચાલેછે કે તેની જીભ એટલી ખબરાયલી છે કે તે જાંનવરોને ચાટીને મારી નાખેછે તથા તરીજી વાત એ છે કે તેનું સીંગડું દવામાં વપરાયછે.



# ઘરધનીઆંણીનું કામ સેહેલું કરવાની રીત.

## ખરચની કસર.

ઘરધણીઆંણીને ઘર ચલાવાનું કાંમ આસાંન તથા વગર અડચણનું કરવા માંટે જે ગુણો જરૂરનાં છે, તેમાં કરકસરને સઉથી પરથમ મેળવો જોઇએછે. ઇંગરેજીમાં એક કેહેવત છે કે "એક માંણસને તેની બઇરી જેમ ઉધરવા દીએ તેમ તે ઉધરે." એની મતલબ એટલીજ છે કે એક ઘરધણી પોતાના ધંધાની કમાઇને જાલવી શકે અને દોલતમાં સુધરતો ઇઆ ઉધરતો જાય કે તે જેમ વધતું કમાય તેમ વધતો ગરીબ થતો જાય, તે સઘળું તેની કમાઇને ખરચાવનાર બાયડીનાં હાથમાં છે.

જે માંણસ ઘણું ખરચાલુ અથવા ઉદાઉ જીવનું હોય તેને હંમેશાં પઇસા જોઇતા ને જોઇતાજ રેહેછે. જેને બરાબર ખરચ ચલાવતાં નહી આવડે તેને ગમે એવી મોટી આવકથી બસ થતી નથી. એટલા માંટે ઘરનો ખરચ કસરથી શી રીતે ચલાવવો તે દરએક ઘરધનીઆંણીએ જાંણવું જોઇએ. કસર એટલે કે અણઘટતી બખીલાઇ કરવાનું અમે કેહેતા નથી. જેમ ઉદાઉ ખરચથી તેમજ બખીલાઇથી નુકસાંન થાયછે. કરકસર તે ગજાં પરમાંણેનાં મધીઅમ ખરચને કેહેછે. હાથમાં નાંણું હોય તેટલાં ખરચી નાંખીને પછે બેસી રેહેવામાં દાહાપણ નથી, તેમજ પાસે નાંણું પુરતું હોવા છતાં તેને રાખીને આતર જોયાજ કરવામાં દાહાપણ નથી.

દરએક દાહી અને શીઆંની ઘરધનીઆંણીએ પરથમ સાધારણ હીસાબનું સારૂં ગનેઆંન ધરાવવું જોઇએ છે. આપણી બાંનુંઓ એ ગનેઆનમાં ઘણી પછાત હોય છે. ધોબીનો ઇઆ કલાઇગરનો હીસાબ વટીક ઘરનાં માંટીડાને સોંપેછે અથવા નહીતો કે બતાસા ઇઆ ઘી વાળે તેમને ધાબરી જાયછે. રૂપીઆ, આંનાં અને પઇનાં હીસાબ કરતાં પાંન (।) અને આનાં (–) નાં હીસાબ વધારે સેહેલા તથા સગવડ ભરેલા છે અને આપણી નીશાળોમાં ગણતરીની એ સવલ રીતીને ખામખા શા માંટે કાહાડી નાંખવામાં આવેછે, તેની અમને સમજ પડતી નથી.

ઘરનો વહીવટ બરાબર ચાલયા કરે એટલા માંટે દર મહીને ઇઆ બીજા હરએક હફતે નાંણાં એવી રીતે ખરચવાં જોઇએ કે બીજો હફતો આવે તાંહાં સુધી ખુટ પડે નહી અથવા ઘરધણીને નવાં નાંણાં લાવી આપવાનો ગુમવારો પડે નહી. પણ વળી તે સાથે એવી રીતે બી ખરચ કરવો જોઇએ કે દરએક હફતો પાકતાં આગલા હફતાનું થોડું નાંણું ફાજલ પડે અને એ રીતે જરૂરનાં વખતને માટે એક અનામત સીલક હાથમાંને હાથમાં બાકી રેહે.

એટલા માટે કસોખી ખરચ ચલાવા આગમજ ઘરધનીઆંણીએ પોતાને કેટલું નાંણું મળશે તે પેહેલાં મુકરર જાંણી લેવું જોઇએ. ભરતારના પગારમાંથી ઇઆ બીજી કોઈ પણ પેદાસમાંથી ઘર ચલાવાને માટે શું મળશે તે નકી કરવું જોઇએ, તે ભરતાર પાસથી ખામખા વધારે માંગવા સારૂં નહી અથવા તે રકમ આખી પુરી કરી દેવાનાં વીચારથી નહી, પણ તે રકમની અંદર ખરચ ચલાવવાનાં વીચારથી એ બાબત પેહેલાં નકી કરવી જોઇએ.

એં પછે જાંણીતા અને જરૂરનો ખરચ કેટલો જોઇશે તેનો ચોકસ અડસટો કરવો જોઇએ તથા બીજી કેટલી અગત પડશે તેનો અટકલો આગમચથી કાહાડવો જોઇએ. દરરોજનાં બજાર પાછલ રોજના આટલા ખરચેતો મહીને દાહાડે આટલું થશે; ઘી, તેલ, લાકડાં, બતાસા, ખાંડ, વીગેરેનો ખરચ આટલો થશે તે ગણી કાહાડવું જોઇએ. તારપછે વળી કોઇ નવી ચીજ લેવી પડે, ઇઆ કોઇ તીરથ પડે ઇઆ એવીજ બીજી અગત પડે તેનો અડસટો કાહાડી રાખવો જોઇએ. અને વળી એ હીસાબ ગજું જોઇને ગણતાં શેવટે થોડું નાંણું ફાજલ પડે એવો ચોકસ ધારો રાખવો જોઇએ.

આ સાહુચેતીની જરૂર એમ જણાયછે કે ઘણીવાર ઘરધનીઆંણીઓને આવક કરતાં વધારે ખરચ કરેલો છેક પછવાડેથી એવે વખતે માલમ પડેછે, કે જારે એ હાલત સુધારવાના ઉપાય હાથમાં રેહેતા નથી અને લાઇલાજ થઈ જવું પડેછે. એ માઠા બનાવનો અટકાવ કરવા માંટે દરએક ખરચનો આગમચથી અડસટો કાહાડી તેનીજ હદમાં ખરચવું એ ખરેખરો દાહાપણ ભરેલો અને નફા ભરેલો ઉપાય છે.

પણ વળી ઘરધનીઆંણીની ફરજ છે કે ગજાં કરતાં વધારે ખરચ કરવાની જો ભુલ થઈ હોયતો કરજ કરીને માંથે ચોરા ચહડાવાની નવી ભુલ કરવી નહી. એ પરીનાંમ અટકાવા માટે એક કાયદો સોનેરી હરફે છાતીમાં કોતરી રાખવો જોઇએછે તે એકે ! "જે ચીજની જરૂર હોય, તેજ ચીજ લેવી અને જેની જરૂર નહી હોય તે ગમે એટલી સસતી મળે તોબી તે લેવી નહી." એવી રીતે નવી નવી ખરીદીઓ આપણને ખુવારીનાં મારગપર લાવી મેળેછે. નહી જોઇતી ચીજ લેવાથી થોડા વખતમાં જોઇતી ચીજ નહી લેવાય એવી હાલત બનેછે.

દરએક ખરચ કરતાં વાર લખી રાખવો એબી એક અગતનો કાયદો છે. એમાં કદીબી ઢીલ નહી જોઇએ. આજનો હીસાબ કાલપર રાખતાં ઘણો ખરચ ભુલી જવા પછે અથવા હીસાબ ઘણો મહટો જવાથી લખતાં મેહેનત અને કંટાલો નીપજેછે. બીજા હાથ ઉપર નોંધેલો ખરચ ગોયા ઘરના વહીવટની આરસીની મીશાલે જરે જોઇએ તારે તીજોરીની હાલત બતાવી આપેછે.

## ઘરઘતુ નુસકાઓ.

**હુનરથી બનાવેલું મધ**—૪ રતલ ખાંડમાં ૧ પેંટ પાંણી ભેળીને તેને ઉકાલવું. તે ઉકલતી વેળા તે પર કચરાની થરી બંધાય તે કાહાડી નાખવી અને ચુહલા ઉપરથી ઉતારવા આગમચ તેમાં ૦॥ આંઉસ ભુકી કીધેલો ફટકી હુમેરવી. તે પછે આતુસપરથી ઉતારી તેમાં "કરીમ આફ ટારટાર" ૦॥ આંઉસ તથા ગોલાબ એક ચમચો ભરી નાખીને કાળવવું.

**જીનજર (આદુનો) વાઈન**—૭ સેર પાંણી, ૬ રતલ ખાંડ, ૨ આંઉસ ઉંચામાં ઉંચું આદુ (જાંજેલું), અને મોટાં કદનાં ૩ લીંબુની છાલને સાથે મેલવીને ૦॥ કલાક સુધી ચુહલા ઉપર ઉકાલવું. તે ફુકું થવા પછે તેમાં ઉપલાં લીંબુનો રસ તથા ૦॥ રતલ સુકવેલી કીસમીસ (રેસીન) ૬ રાખ નાંખીને એ આખી મેળવણીને એક નાંહાંના પીપમાં રેડવી તથા તાર બાદ તેમાં એક ચમચો ભરી ખમીર ચહડાવેલો આટો નાંખવો તથા ૧૦ દાંહાડા સુધી દરરોજ તે વાઇનને હીલવયા કરવો. તે ઉપર ખમીરનું જોસ ચહડવું બંધ પડવા પછે તેમાં ૦॥ આંઉસ "આઈસીંગ ગલાસ" તથા ૦॥ પેંટ બરાંડી નાંખવો. તેને મજબુત બંધ કરવું અને બે મહીનામાં વાઇન તઇઆર થાય એટલે બાટલીમાં ભરવો.

## પરચુટણ.

**સુરજનાં કીરનોની** બલતી પદારથો ઉપર કેટલી અસર છે, તે બાબે પરોફેસર ટામલીનસને કેટલાક અગતનાં અખતરા કરયાછે. સાધારન વીચાર એવોછે કે સુરજનાં કીરનો બલતી ચીજને વધારે બાલતી અટકાવેછે, પણ ઉપલા વીદવાંને મીનબતીઓનાં ચોકસ જહાને તડકામાં તથા અંધારાંમાં બાલીને બતાવયુંછે કે તડકાંની અંદર મીનબતી જેટલી બલીને તવાયછે તેનાં કરતાં અંધારાંમાં તે ઘણી ઓછી તવાયછે અને તે ઉપરથી તે સાબેત કરેછે કે સુરજના કીરનો બલતાંને અટકાવતાં નથી.

**રોશણી કરવાની ગેઆસ** બનાવવા સારૂ કોલસા ઉપરાંત બીજાં તરેહવાર સાંધનો શોધી કાહાડવામાં આવેછે અને તેમ જોતાં થોડાં વરસમાં દરએક ઘર મધે તેલની જગા ગેઆસ લીએ એટલી તે સસતી બનવાની આશા આવેછે. ઉકરડા ઉપરનાં કચરામાંથી ગેઆસ બનવા લાગીછે, ઘાંણીમાંથી પીલીને રદ કરેલાં બીઆંનાં રગરામાંથી ગેઆસ બનાવામાં આવેછે અને હવે પાંણીનાં બાફની મદદ લેવા ઉપર વીદવાંનો મશગુલ થયાછે. બાફની અંદરની આકસીજન અને હાઈડરોજન નામની બે હવાઓને સાથે મેલવીને કોલશાની ગેઆસમાં હુમેરવાથી હાલ થતી રોશનીનાં જહલકાટમાં ઘણો વધારો થાયછે.

**એક લાંબરી કદની વારતા**—જો એકજ વારતા બે કે તરણ પુસતકો સુધી જારી રેહેતો ઘણાં વાંચનારાં લોકો કંટાલી જાયછે. પણ જેપાંનનાં લોકોનાં વારતાઓ વાંચવાનાં શોખ બાબે આપણે શું વીચાર કરીશું ? તાંહાં કીઓગટી બાકીન નામનાં લખનારે એક વારતા લખીછે, તે એકસોને છ પુસતકો (વાલમ) માં પુરી થઇછે, અને એ વારતા પુરી કરતાં તેને ચાલીસ વરસ લાગાંછે.

**તરાંબુ**—જેમ આપણા શરીરમાં લોહોડું હોયછે, તેમજ તરાંબાંની ધાતુનો પણ કાંઇક લેશ આવયો હોય એવો શક વીદવાંનોને પેદા થવા લાગોછે. જરમની દેશનાં એક રસાએણીએ ઘોડાનાં માઉસમાં, ઢોરો તથા જંગલી જનાવરોનાં હોજરાંમાં, ઇડાંની દાલમાં, પેટે ચાલનારાં પરાંણીઓ તથા માછલીઓનાં બદનમાં અને માંખીઓ તથા કીડીઓનાં બદનમાં તરાંબાની શોધ કીધીછે અને પરોફેસર ચરચ નામના વીદવાંને એક પંખીની પાંખમાં તરાંબાનો ભાગ આવેલો બતાવયોછે.

**તનદરોસતી ઉપર ફળની અસર**—કેટલાંએક ફળને તોડયા પછે, તેઓમાં શું ફેરફાર થાયછે, તે બાબે રસાએણીઓ એવું સમજાવેછે કે સેફ, આલુ અને બીજાં થોડાંક ફળો પેહેલાં આસપાસની હવામાંથી "આકસીજન" નામનું તતવ ચુસી લીએછે અને પોતાના બદનમાંથી "કારબોનીક આસીદ" નામની જેહેરી હવા બાહેર કાહાડેછે. એટલા વાસતે કોઇવાર ફળો પડી રેહેવાથી કરીને માંણસની તબીએત બગડેછે એવું જે કેહેવાયછે, તે માંનવાજોગ દીસેછે અને તેટલા માટે આજારી માણસોનાં ઓરડામાં લાંબો વખત સુધી ફળોને રાખી મેલવાની બલામણ કરવામાં આવતી નથી.

**એક નવી શોધ**—લડાઇ અને કતલનાં હાલનાં ઉપાયો જાંણે બસ થતા નહી હોય, તેમ આસટરીયા દેશનાં એક રેહેવાસીએ એક નવો દારૂ બનાવયોછે કે જે બંદુકના દારૂ કરતાં છસો ઘણો વધારે જોરેમંદછે.

## રમુજે ફુરસત.

૧—હું એક મોટાં કદનું પરાંણીઉં. મારાં ચાર માંથાં, બે પુછડાં, આઠ પગ અને આઠ હાથ, અને આઠ કાંન છે. પણ પેઆરાં વાંચનારાંઓ ધબરાતાં ના, જારે હું એમ કહું છઉં કે હું તમોને દરરોજ પાલવાબંદર આગળ, રેવલ આગળ અને કેટલાક મોહોલાઓમાં માલતું, રોટ

તું ઇંડા બેહેલું નજર આઉછું. જોકે મારૂં કદ આવું ભયંકારછે, અંને જોકે મને દુરથી દોડતું જોઇને તમે બી સી જઇ મને વેહેલાં વેહેલાં રસતો આપોછો, તોપણ હું સ રખું એક જાંનવર ઉપયોગથી ખાલી નથી. મને લોકો સ વારીના કામમાં લેયછે, બે માણસો મારા ઉપર સવારી કરી શકેછે, એક માણસ મારા ઉપર સુઇ શકેછે અને સુતાં સુ તાં વળી વાંચી શકેછે. નોસેરવાંન.

૨—બેહેનો તમ જેવી છઉં હું પણ એક નાર,
તરણ અખશરનો ધરાઉછું હું સીણગાર.
આઇબાઇઓ રાખેછે મુજ પર પેઆર,
કારણં કે દેખાડુંછું તેમનો ચીતાર.
સસતી ને સુતરી, વળી ઉપયોગી બહુ,
વાપરેછે નર નારો, ઘરડાં, જુવાંન સહુ.
ફુલલા ને ઘુંમરાં આવશે તમને યાદ,
જો કરશો મારૂં ઘર તમો બરબાદ.
પુછડું મારૂં કાપોતો બનું હથીઆર,
જે વાપરવા ના પાડેછ માયાલુ સરકાર.
તો પણ વાપરેછે માણસ રૂપી હેવાંન,
ગરીબડાં ઢોરો રેહછે મુજથી હેરાંન.
બેહેનો નથી વધુ લખવાનું હવે કાંમ,
ચતુર હોયતો ચેતો, કહો મુજનું નામ.
ફ્રામરોજ.

૩—કોઇએક રાજા પોતાની પડોશના એક રાજાને મ ળવા ગયો તારે પોતાના ઘણાજ વીસવાસુ ખીદમતગારોમાં ના પાઆ ભાગને પોતાની સાથે લેતો ગયો. હવે જારે તે પાછો પોતાને વતન જવા નીકલયો તારે તે શેહેરના રાજાએ તે ખીદમતગારોને શીઆલોનો સરોપાવ આપયો. તે આ પતી વેળા તેણે સઘળા ખીદમતગારોને હારેદાર ઉભા રાખયા અને તેઓમાંના પેહેલાને ૧), બીજાને ૨), તરીજાને ૩) એ પરમાંણે ચાકરોના ચહડતા આંક જેટલી શેઆળોનો ચહડ તો આંક ભેટ આપયો. એ રેહેમ ભરેલું કામ પુરૂં કીધા પછે તેણે તે ખીદમતગારોને કહયું કે "જાવો ભલાં માંણસો, જારે તમે તમારે ગામ પોંહોંચો તારે તમારા જે બીજા ભાઇ બંધો તાંહાં રહી ગીએલાછે તેઓ દરએકને એકેકી શેઆલ આપજો અને તમો દરએક જણની પોતાની પાસે માતર એકેક શેઆલ રાખજો." તારે હવે તે સઘળા ખીદમતગા રોની શંખયા કેટલી હોવી જોઇએ ! અને તેમાંના પાઆ ભાગને પાદશાહાએ ઉપલી શેઆલો આપી તે ભાગની શં ખીઆ કેટલી જોઇએ ? નોશેરવાંન.

---

## ખોલાસો ગઈ વેલાનો.

૧ ક અખશર.

૨ કેકોબાદ
ખુરશી
શ ર મ
રો જ

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦
૩ અ સ ત રી બો ધ ચો પાં ની ઉં.

## વી દી આ.

૫૬.

નાથ કેસે ગજકો બંધ છોડાયો—એ રાગ.

સદ વિદ્યા સુખકારી, સુણો સખી સદ વિદ્યા સુખકારી;
શીખો સૌ સ્નેહથી સારી—સુણો સખી.
સરવે ભક્તીમાં સરસતી ભક્તી, લાગશે બહુ લાભકારી;
વ્યસન વિદ્યા તણું અતિ ઉત્તમ, નહી કરે તે છે નઠારી—સુણો સખી.
વિદ્યા રૂપી ત્રીજું લોચન લીધે, થાશો જેવા ત્રીપુરારી;
ગુણ ગ્રહી સારા સાર સમજશો, તજશો કુનીતી ઠગારી—સુણો સખી.
પ્રભુજી પ્રીછી સ્વામી સંતોખી, શત્કર્મ શેવશો ભારી;
સગાં કુટુંબીથી હળી મળીને, થાશો પરઉપકારી—સુણો સખી.
બાળ સંભાળશો, ભાંડુમાં પાળશો, સદા સુખ સંપ જારી;
લક્ષ્મી નખીજે, રામજી રીઝે, નિરંતર આશીષ મ્હારી—સુણો સખી.

---

## છોડીઓને શીખામણ, ગરબી.

ક્યાં રમીઆ રે બાલમ રાતડલી, મળી મળી જાએરે આંખડલી,
એ રાગ.

શુણજો સખીઓ મુજ લાડકડી, કહું વીવેકની એક વાતલડી, ટેક.
ઉઠો પ્રભાતમાં સૌથી પેહેલી, દંત ધાવન મરદન કરો વહેલી,
ગ્રહી ગ્રંથો સાથ ને સાહલડી, લો નિશાળ કેરી વાટલડી. શુણજો૦ ૧
શાળામાં સધીર થૈને રેહેજો, શિક્ષકને માન ઘણું દેજો,
રમતી રાખો નવ આંખલડી, વળી જેમ તેમ તમ જાતલડી. શુ૦ ૨
શૈ સાથ રજાએ ઘર ફરવું, ત્યાં માત પીતા કહે તે કરવું.
રાખો ચિત્તે ગ્રંથ ચાનકડી, નવરો રમતો કાળકડી. શુણજો૦ ૩
મ્હોટાં ભાંડુંનું માન કરો, ન્હાનાપર પૂરો પ્રેમ ધરો,
લક્ષ્મી વર તમને નાનકડી રામરક્ષા તમપર બાળકડી.
શુણજો સખીઓ મુજ લાડકડી, કહું વીવેકની એક વાતલડી.

---

## સાત વારની ગરબી.

અજબ સલુની પ્યારી મરગાનેણી, મોહન તેં વસ કીધો રે,
(એ રાગ.)

આદીતે ઇતીહાસ હાથમાં, બોધ ગ્રહણ કરે બાળારે;
કુનીતી કાપે સુનીતી આપે, રાજવંશની માળારે. આદીતે૦ (ટેક)
સોમે દીપક અરચી જ્ઞાનનો, જ્ઞાનનો દીપક કરતી રે;
દીપકથી જ્ઞાને પરકાશી, અજ્ઞાન તીમર હરતી રે. આદીતે૦ ૨
ભોમે ભુગોળ નકશા વાંચી, દેશ વિદેશ બહુ જાણેરે;
ખગોળ સુરજ સોમ સીતારા, રૂતુની રીત પ્રમાણે રે. આદીતે૦ ૩
બુધવારે લઇ બોધ વચન કર, બોધ કથા મન ઠાંસેરે;
બાળ મિત્રની વિચિત્ર વાતો, શ્રેષ્ઠ શબ્દ સમજાશેરે. આદીતે૦ ૪
ગુણદાયક ગણીત ગુરૂવારે, ગુણવંતી દીલ ગોઠેરે;
ગાયણ ગરબા ગરબી ગીતો, ગૌરી ગળું પલોટેરે. આદીતે૦ ૫
સંસાર સુખને સ્વીકારી શુક્રે, સુખ સંસારનું લેતી રે;
સુખ દુખને સમતોળ ગણીને, સંતોષ ધીરથી રેહેતી રે. આદીતે૦ ૬
શનીશ્વરે સ્ત્રી બોધના ગ્રંથો, વાંચે અતી ઉલાસેરે;
લક્ષમી નાથનું સમરણ કરતાં, રામા સુખી તે થાશે રે.

સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. મેએ ૧૮૭૦ આંક ૫ મો.

## સવપને સગાઈ

અથવા

### લડતાં જોડાંનાં વહડતાં લગન.

એક વારતા.

---

પરકરણ ૧૨ મું.

### આનચીતો મેલાપ.

નીમરોજનાં નામીચા અને પુરાતન શેહેર મધેતો ધુમ ધાંમંજ ચાલી રહીછે. શેહેરમાં નગારાં અને નોબતનો ડંકો ભાગળે ભાગળ વાજે છે, ટકોરખાનાં અને સરનાઇનાં આવાજો લોકોને બામદાદની મીઠી ઉંઘમાંથી ભડકાવીને હસતે ચેહેરે ઉઠાડેછે. સરવે પેહેલે વાધેનાં લોકો પેહેલે પરોઢીએ ઉંઘમાંથી બીદાર થઇ તથા બામદાદની એબાદતથી ફારેગ થઇ કોરા કકડતા વાગા પેહેરી અને દરબારમાં બીરાજવાનો મોટો જભો ગલે નાંખી પાદશાહાનાં મેહેલ તરફનો રસતો લીએછે. સરવે સુંદર પરીચેહેરાની નાજનીનો સોનાં રૂપાંની થાલીઓમાં સોનાં રૂપાનાં ફુલ લઇ તેહેમાસપની રાંણી શેહેરોને વધાવી લેવા સીધારેછે. ઉદીઓગી લોકો નજરાનાં અને ભેટોનાં ખાંનમા લઇ મેહેલની દેવરીએ ભેગા મળયાછે અને તે સરવે સોગાદો ઉંચકી લઇ જવા મારે ગામમાં મજુરોની ખુટ પડીછે.

એતો રઇએતની ધાંમધુમ થઇ, પણ મેહેલમાં થતી રચનાંની શું મનાં ? આજ ચચાર દીવસ થયા મેહેલનાં ખીદમતગારોને આસાએસ ઇઆ ઉંઘ નથી. તેઓને એક ઘડી પગ ફેરવીને બેસવાનું બનતું નથી, એટલી મેહેનત મસાગતમાં તેઓ પડયાછે. જેમ એક સાંચાને કુચી આપવા પછે તે રાત અને દીન ચાલુ રહેછે અને તેનાં જુદા જુદા સાંધાઓ પોતાને નેમી આપેલા ભાગ શતોશથી બજાવયા જાયછે, તેમ પાદશાહા તેહેમાસપનાં સઘલું સાચાંનું ચક્રર રાત અને-દીન કામમાં ને કામમાં જારી રહયુંછે. શું તે મેહેલની રોશની અને રાંમસંની ! શું તેનાં સોનેરી થાંભલાઓ તથા રૂપેરી ગુમબજોની વચેનો ચકચકીત દેખાવ ! જાંહાં જોઇએ તાંહાં કસતુરી અને અતરનો પમરાટ પસરી રહયોછે. જાંહાં જોઇએ તાંહાં કીમતી મખવાસથી સુખચંદંન ચાલુ થયુંછે. ખાનાં પીનાંની મીજલસોમાં સુંદર સાકીઓ રંગીન સરાબોનો દોર ચલાવેછે અને રોશન સુખરાની રામેશગરો રસીક રંગરાગથી સરવેનાં દીલ રીજવેછે. મેહેલનો ખજાંનો ગોયા સઘલો ખાલીજ કરવો હોય અથવા લુટવા મેળયો હોય તેમ જેને જે ભાવે તે ખાવા ઇઆ પીવાની છુટ મેળીછે અને તેહેમાસપનાં મેહેલમાં જે પાદશાહી પહરોણાઓ દેશેદેશથી આવયાછે તેઓ આ સરવે રલીઆંમણી રચનાં જોઇ તદન દંગ થઇ ગયાછે.

એ ધુમધાંમનો સબબ વાંચનાર જાણેછે. પાદશાહા તેહેમાસપ તારતારનાં મુલુકમાંથી શેહેરો નામની જે સુંદરીને જીતી લાવયો, તેનાં લગનને ચાર દીવસ હતા તેમ આપણે તેનાં મેહેલની ભેટ લીધી હતી. તેને પોતાની આ રાંણી સાથ ઘણોક પેઆર કરતો અને પોતાનાં લગનનાં દીવસની આરજુથી રાહા જોતો આપણે દીઠો હતો. એ ચાર દીવસ તેને ચાર મહીનાં જેટલા ભારી લાગતા હતા અને કાંઇ પણ મન રોકનારા કામમાં રોકાવાને તે ખુશી હતો. તેવામાં પરીચેહેર, બીજન, ગોલશેહેર અને ખોશરૂનો વરઘોડો દરબારે ચઢયો, શાહાનાં બુઢા ઉમરાવ શીઆમકે પોતાની બેટી પરીચેહેર વીશે કરેલી પેલી મોટી ફરીઆદથી તેને ઘણું કામ મળયું હતું, જે ફરીઆદનું પરીનામ કેવું માઠું નીપજયું, તેતો આપણે જાંણીએ છઇએ.

હવે શાહા તેહેમાસપની દરબારમાં બુઢા શીઆમકે ઉઠાવેલી આ ફરીઆદને અંત તરણ દીવસ ગુજરી ગયાછે. તેટલા વખતમાં પોતાની દીકરીને ખોહોવા બાબેનો એ બુજરગ અમીરનો, ગમ ઘટયો નથી, તોપણ પાદશાહા અને તેની આસપાસના બીજા દરએક જણ તે દલગીરીને ભુલી ગયા છે અને આવતી કાલે પાદશાહાના લગન થવાની ખુશાલી આગલ આ નીમરોજી જવાંનો ગુમ થવાની યાદ તેઓએ મનમાંથી કાહાડી નાખીછે. શીઆંમક સીવાએ બીજા સરવે કોઇ મોજમાં મસત થઇ પડયાછે અને જખમી થયલા શીઆંમકને પોતાને પણ મોજમાં ભાગ નહી તો નહી, તોબી તે વેલા હાજર રેહેવાની ફરજ પડી છે. એક પાદશાહાની કદખુદાઇ તે ખાંનગી નહી પણ જાહેર બનાવ છે. જે પોતાનાં દેશને ચાહેછે અને દેશની આગલ પોતાને માતર એક કમીની અને નજીવી ચીજ ગણેછે, તે ખુદ પોતાનાં લગન કરતાંબી

પોતાના રાજાનાં લગનને વધારે અગતનો બનાવ સમજેછે.

એટલા માટે લગનની એકજ દીવસ આગમચ દેશની રસમ મુજબ રાતનાં માહાતાબ ઉગતી વેલા તેની સનમુખ ઉભા રહી તેની યાદ અને સેતાએસ કરવા સારૂં જારે પાદશાહાની સવારી જીરાહનાં દરીઆવના કીનારા ભણી ચાલીછે, તારે તે સવારીમાં પાદશાહાની બોરકુએ ગમમાં ઘડપણ કરતાં વધારે ઘરડો થયલો શીઆમક પણ હાથી ઉપર સવાર થયલો નજરે પડેછે. તે સવારી ઘણી દબદબાથી વાજતી અને ગાજતી છે. તેમાં પરથમતો હાથીએ ચઢાવેલો કીરમજી સાજવાલો પાદશાહી દંકો નોબત વગાડતો ચાલેછે અને તેની પાછલ એકસો રામશગરો તંબુરા, દફ અને ચંગ મુરદંગ હાથમાં લઈ મધુર રાગ વગાડતાં અને તેની સાથ પોતાનો મધુર આવાજ મેલવતાં ચાલી ખુશનોમાં સરોદોથી આસપાસની હવાને તરકેછે. એ પછે રાજનું પેદલ અને ઘોડસવાર લશકર પોતાનાં લાંબા ભાલા, ભારી બરછી અને ચાંચી કમાંન સાથ વજંતરનાં શરોદ ઉપર કુચ કરતા જણાયછે. તેમની પાછલ તાજના અમલદારો, પોતપોતાની પદવી મુજબ જાયછે, અને તેમની પાછલ રાજનો સોનેરી આતશીયા જુનડો મોટાં માંન અને ઈજતથી લઈ જવામાં આવેછે. એ જુનડાની પાછલ દરબારનાં ખાશ અધીકારીઓ તથા મીજલશનાં મેહેમાંનો દબદબાથી ચાલી જવા પછે, એવામાં અગર અને લોબાંનની ધુઈની મોટી ખુશબો પંથરાઈ જાયછે અને તરતજ સોનેરી અંબારીમાં વરરાજો તેહેમાંસપ અને તેની વરદાંન પાંમવાની જવાંન રાંણી શેહેરો હીરામોતીમાં પગથી માંથાં સુધી મઢાઈને મોટા દમામથી કુચ કરેછે. જીરાહનાં સરોવરૂને કીનારે ઉગતા માહાતાબનો તથા બાંનું અરકુઈસુરનો સેજદો કરતાં, ખુદરત પોતે ગોયા આ ખુશાલીમાં ભાગ લેતી હોય, તેમ કીનારા તરફનાં લીલોતરી ભરયા દેખાવને એવોતો મનમોહન ચીતારયો કે, સોભીતા દેખાવોની શોકીન રાંણી શેહેરેએ આ ખુદરતની રચનાં ભોગવવા સારૂં સીસતાંનનાં જંગલમાં ફરવાનું મન કરયું અને શાહા તેહેમાસપ જે તેને હરતરેહથી રાજી રાખવા ચાહાતો હતો, તેણે સવારીને કીનારા ઉપર મેલી પોતાના મેહેમાંનો તથા બુઢા શીઆમકને લઈ પોતાની રાંણી સાથે પાંઉપીયાદો જંગલ મધે ફરવા નીકલયો.

આ જંગલની ઝેંફીરનામની, ઠંડી, ધીમી લેહેકી, ચરંદાં પરંદાંઓનો ખુશનોમાં શરોદ, જંગલી ફુલોની સુગંધી લપટ અને પુરણમી ચંદરની રૂપેરી ચાંદરનીને લીધે આ પાદશાહી જોડાંને જંગલ છોડવા ગમયું નહી. તેઓએ પોતાનાં ટકોરખાનાંવાલા અને ગવઈઆઓને તાંહાં તેડવા સારૂં માણસો મોકલયાં, કેમકે પરીયાંઓનાં આ જંગલમાં આદમીએત ધુમધામથી રાત ગજાવા તથા ગુજારવાનો તેઓએ ઠરાવ કરયો અને તે સાજીંદા આવી પુગે તેટલાં ખુશીની ગમતની વાતો કરતાં તેઓ ફરવા લાગાં.

પણ તેવામાં બુઢા શીયામકનાં પગ સાથ કોઈનો પગ અડકયો, તે જાઈફ અમીરને ઠોકર લાગી અને તે જમીન દોસત થયો.

એકાએક શું થયું ! સરવે કોઇ શીયામક તરફ દોડયાં.

બુઢો શીયામક પડતાંવાર જોઈને લગભગ બેસુધ થયો કે તેને જે ઠોકર લાગી હતી તેતો તેની જવાંન બેટી પરીચેહેરનો પગ હતો. પોતાનાં જે ફરજંદને ખોહોવાની તે રાત દીન માહેતમ અને જારી કરતો હતો, તે દીકરી તેને હીઆં હાથ લાગી અને તેની અચરતીમાં તેની સુધ બુધ ગુમ થઈ ગઈ.

પણ વળી તાંહાંજ પરીચેહેરની નજદીક તેનો વાહાલો પણ શીઆમકનો ધીકારેલો બીજંનબી સુતેલો હતો. મગર જરા આગલ ચાલયા તો ગોલશેહેર અને તેનો ખોશરૂ જે શીઆમકને પસંદ હતો, તેઓ પણ તાંહાં સુતેલાં હતાં.

શીઆમકે પાછો સુધીમાં આવતાં આ ચારે દીલદારોને ઓળખયાં. આ ખુશ વખત હીગાંમે એ ખોહોવાયલા જવાંનો પાછા મળવા ઉપરથી શાહા તેહેમાસપ ખુશી થયો, પણ તેને વધારે ખુશી એમ ઉપજી કે નીમરોજનાં અસલી ધારા મુજબ શીયામકની આ બેટીને નકી જવાબ દેવા માંટે જે મુદત આપી હતી, તે મુજબ આ સુભ રોજે પાકી હતી અને પોતાનાં બાપનાં હુકમ મુજબ ખોશરૂ સાથ પરણવું કે સદાનો રંદાપો અથવા મોત પસંદ કરવું, તે બાબેનો જવાબ દેવા સારૂં, પાદશાહાની પધરામણીની ખબર થતાં પોતાનાં સોબતીઓ સાથે પરીચેહેર આ ઠેકાંણે આવી હશે અને થાકથી તેઓ ઉંઘાયાં હશે એવું સઘલાઓ ધારવા લાગા.

પરીચેહેરનો જવાબ કોણની તરફેણમાં ઉતરશે તે બાબે જુદી જુદી તરકો બાંધતાં પાદશાહાને ઘણી ગમત પેદા થઈ. પાદશાહા ધારતો હતો કે પરીચેહેર પોતાનાં બાપના હુકમ મુજબ બીજનને બદલે ખોશરૂ ઉપર ખુશી થઈ હશે. શીયામક ધારતો હતો કે પરીચેહેરનું બીજન ઉપર એટલું દીલ હતું કે તેની દીકરી હજી તેનાં હુકમને તાબે થવાને નાં પાડશે. કોઈ દરબારી ધારતો હતો કે ખોશરૂએ કંટાલીને પરીચેહેરનો પેઆર છોડી દીધો હશે.

---

## પરકરણ ૧૩ મું.

## સવપને સગાઈ.

થોડા વખતમાં પાદશાહાનો ગાજસાજ આ ઠેકાંણે આવી પુગો અને પાંદશાહાં સરાબની મસતીમાં ચકચુર છે તેવામાં સરનાઈ અને નગારાંનાં સાદથી ઉપલા ચારે દીલદારો ઉંઘમાંથી ભડકી ઉઠયાં. તેઓ પોતાના આ જંગલી વાસમાં એક દબદબા ભરેલી આરાસતા મીજલશ જોઈને ભારી હેરત રહયાં, પણ વળી જારે તેઓએ જોયું કે તેઓનો પોતાનો પાદશાહા અને પરીચેહેરનો પોતાનો બાપ તાંહાંતો હાજર હતા તારે શેહેર છોડીને જંગલે નાહાસી આવવા સારૂં તેઓનાં મોહો ઉપર શરમીંદગીનું લોહી ફરી વલયું.

પણ હવે તાંહાંથી ખસાય નહી. પાદશાહા આગળ જવાની તેઓને ફરજ પડી અને જમીન તરફ સર નીચું ધરી તેઓ કુરનસ બજાવતા હજુરની નજદીક ઉભા.

પાદસાહે તેઓને ઉભા થવા ફરમાવયું અને પોતાની અચરતી બતાવી કે જે આશકો એકેકનાં શતરૂ હતા, ખોશરૂ સાથ બીજંન અને પરીચેહેરને અંટસ હતી, તથા

ગોલશેહેર સાથ ખોશરૂને અંટસ હતી, તેઓ હીઆં સાથે
કેમ મેળયાં અને જાણે કાંઈ જાણતાજ નહી હોય તેમ સ
ંપીધાંનીથી સાથે કેમ રહી સકયાં !

એ ઉપરથી પાદશાહાની ખાતરી થઈ કે તેઓ પરીચે
હેરનો વાંધો પતાવી આવયાંછે. પણ પેહેલ વેહેલોજ જે
સવાલ પાદસાહે પરીચેહેરને પુછયો, તે ઉપરથી પાદસાહાની
આ અટકલ ઉંધી વળી. પાદશાહે પુછયું "કેમ નોનવાંન
બાનું, હવે તું અમારા ફરમાંનનો શું જવાબ આપેછે ? તું
બીજનને તરક કરેછે અને ખોશરૂ સાથ કદખુદાઈ કરેછે
કે નહી ! જો નહી કરશેતો આ ખુશ વખત હીગામમાં ધા
રા પરમાંણે સજા કરવાની અમોને ફરજ પાડી અમારી ખુ
શાલીનાં પ્યાબમાં તું ગમગીનીની શીહાઈ રેડશે."

પરીચેહેરે નમનતાઈથી જવાબ દીધો કે "ઓ બરકરા
ર પાદશાહા, તું નામવરને આ નેક રોજે નાફરમાન થઈ
પોતાની ખરાબી કરવાને અને તેમ કરી આ ખુશીની મી
જલસને ગમીની બનાવાને હું નાખુશ છઉં. પણ પાક દી
લની ફરજ અને દીનનાં કસમ આગળ હું નાચાર છઉં.
પાદશાહા ખોશરૂનો હાથ ના પાડવાનો મારો પકો ઠરાવ
છે, પણ શું કહું, જાંહાંપનાહા, કે ખોશરૂને ના પાડવા
થી બીજંનસે પરણવાની મને ઉમેદ હતી તેબી ધુલ મળી
છે. પાદશાહા બીજંન મને આ જંગલની બીચ લાવી મ
ને ફસાવેછે, મને જાંહાં પેઆરથી પોતાની ગોદમાં બેસાડ
તો હતો, તાંહાં મને આ એકાંત જંગલમાં એકલી નાંખીને
ચાલી જાયછે. તોબી બીજન તરફ વફાદાર રહી હું ખોશ
રૂને હાથ જવા નાં પાડું છઉં અને બેજનનીબી આશા મે
લી જે જેહેરનો પેઆલો આ કંટાળેલાં જીગરને માંટે તમે
તઈઆર રખાવશો તે મધની મીશાળે પીવાને હું ખુશી છઉં."

આ હકીકત ઉપલાં સરવેને અચરતી ઉપજાવનારી હ
તી. કેમકે બીજનની આંખમાં પેલાં ફુલનો રસ નીચવ
વાથી બીજનની નજર પરીચેહેર ઉપરથી કેવી ફરી ગઈ હ
તી તેની કોઈને ખબર નહી હતી.

તેમજ વળી ગોલશેહેરે પણ પાદશાહાને અજાએબ જે
વી હકીકત કહી. તે બોલી કે "જાંહાંપનાંહ, પરીચેહેર
જે પોતાનાં દીલદારનાં દગા વીશે ફરીઆદ કરેછે તે ખરીછે
અને મારે પણ તેનીજ ફરીઆદ કરવીછે. કેમકે તેણે પરી
ચેહેર ઉપરથી દીલ ખસેડી મારા ઉપર દીલ લગાડયુંછે અ
ને મારો પેઆર જે ખોશરૂ તરફ વેહેછે, તેમાં એ વાહાલા
જવાંન સાથ બીજન હરીફાઈ કરેછે."

આ વાતબી ખરી હતી કેમકે ગોલશેહેર સાથ ખોશ
રૂની લડાઈ મટાડવા સારૂં તથા તેઓ વચેનો પેઆર વ
ધારવા સારૂં ખોશરૂની આંખમાંબી અંતે તુરે ફુલ નીચ
વેલું હતું. તેથી ખોશરૂ ગોલશેહેરને ચાહાવા લાગો હતો,
પણ બીજનની નજરબી તે તરફજ બંધાઈ જવાથી તેને બીજન
સાથ કજીઓ થઈ પડયો હતો. એ બેહુ જવાંનો પેહેલાં પરીચે
હેરને ચાહાતા હતા, પણ પાછળથી તેને બેહુએ પડતી મેળી
બેહુ જણ ગોલશેહેરને ચાહાવા પડયા હતા, જેથી તે બેહુ વચે
લડાલડી જારીજ રહી હતી અને વળી ઉપલી બેહુ નારો પ
ણ એકેક ઉપર બેવીસવાસ થઈ લડવા પડેલી હતી.

આ દીલદારોનાં દીલમાં એટલો ફેરફાર થવાની બીનાં
પાદશાહાને કે બીજા કોઈને સમજ પડી નહી. તોપણ
શઘલાઓનો ગુસો બીજન ઉપર ઉસકેરાયો. તે એક કુમ
લી નારને ફુસલાવી દેશનાં ધારાની હદની બાહેર લઈ ગ
યો અને જે બાંનુને તે ઘણી ચાહાતો હતો તેને રખડતી
મેળીને જેને તે ઘણી ધીકારતો હતો તેને કેમ ચાહાવા લા
ગો તેની કોઈને સમજ પડી નહી.

બીજંન આ ફરીઆદ સાંભળી અલબતાં ચુપ થઈ
ઉભો. તેની પાસે બચાવ જેવું કાંઈ હતું નહી. તેણે થો
ડો વાર આગજય જે ચાલ ચલાવી હતી તે પરીચેહેરને ફ
રીઆદ ઉઠાવા જોગજ હતી.

પણ પરીચેહેરની આ ફરીઆદથી શીઆમકનો પી
તો ઉછલી આવયો. તે બોલયો કે "બસ, બસ, હવે વધા
રે શું કેહેવું જોઈએ ? પાદશાહા આ ઠગારા ગુનેહગાર બી
જનને રાજનાં ધારા પરમાંણે હવે એકદમ સુલીએ ચહડાવ
વો જોઈએ. તે મારા તરફ દગાખોર થયો, મારી બેટી જે
મારા જાંન કરતાં મને વાહાલી હતી તેનું નાજુક દીલ મ
જથી છીનાવી લઈ તથા મારાં રોશન ઘરથી તેને ફુસલાવી
જઈ સઘલું અંધકાર બનાવયું, પણ તારપછે તે પોતાની
આ માશુક તરફ પણ દગાખોર થયો, તેણે એ કુમલી જવાં
ન સ્ત્રીને જંગલની વચે હેરાંન કીધી, વાસતે હવે તેને શી
ખસાએ પોંહોંચાડવો એવી હું અરજ કરૂં છઉં."

હવે પોતાને માંથે આ આફતનું વાદલ આવતું જો
ઈને બીજનને પોતાનો બચાવ કરવાની ફરજ પડી.

પણ તેણે શું બચાવ કીધો ? તેનો શું બચાવ થઈ શકે !

અલબતાં વાંચનાર જાણેછે કે ખરેખરો વાંક તેનો ન
હી હતો. તુરે ભુલથી તેની આંખમાં ફુલ નીચવવાને લી
ધે અને તે પેહેલી અંજાઈ ગયલી નજર ગોલશેહેર ઉપર પ
ડવાને લીધે તેનું દીલ પરીચેહેર ઉપરથી ઉતરી ગોલશેહેર ઉ
પર લાગું હતું. પણ તેની આ લોકોમાંથી ખબર કોણને
હતી ? બીજન પોતેબી તે ભેદ સમજતો નહી હતો.

આટલું છતાંબી હવે બીજને જુદીજ કીસમનો
જવાબ દીધો. તે બોલયો કે "ઓ પાદશાહાઓનાં પાદ
શાહો ! આ નેક રોજ તુંને આમીન હોજો અને સદાકા
ળ તું બરકરાર રેહેજો. હું આ ઠેકાંણે ખાકમાં પડી પસે
માંન થાઉં છઉં, અને તું નામદાર જોડે માફી ચાહું છઉં.
પરીચેહેરને હું મારી સાથ હીઆં લઈ આવયો, તેમાં નથી
મારો વાંક કે નહી એ નાજનીનનો. જારે મારો
હાથ કબુલ કરવા સારૂં રાજનાં ધારાનો જુલમાત તું નામ
વરે એ શુંદરી ઉપર ગુજારવા માંગયો તારે તેવા ધારાના પં
જાથી દુર રેહેવા સારૂં જેમ એ પાકજાદ અબલા રાજી હ
તી, તેમ તેને રાજી કરવાની મારી ફરજ હતી, તેથી અમે
બેહું જણ નીકલી આવયાં તેમાં અમે કસો વાંક સમજતાં ન
થી. પણ તાર પછે મેં પરીચેહેર ઉપરથી મન ઉતારો કીધો,
એ મારી તકસીર થઈછે ખરી, પણ ઓ પાદશાહા તું જાંણ
કે એ તકસીર અનજાન થઈછે. પરીચેહેર ઉપર મારો પે
આર પુખત થયો હતો, પણ કોઈ એવું સેતાંન ચોઘડયું મુ
જપર વીતયું કે થોહોવાર તે પેઆરને હું ભુલી ગયો. તે
મારી ભુલ હું હમણાં જોઉં છઉં. તે મારી ભુલને વાસ
તે હું તોબા અને તોબા કરૂં છઉં અને હવે પરીચેહેર ઉ
પર મારો પેઆર પાછો બાંધું છઉં."

બીજનનો આ જવાબ સરવેને અચરતી ઉપજાવનારો હતો.

વાંચનાર પણ અચરત થતા હશે કે બીજનેતો થોડાજ વખત આગમચ પરીચેહેરને ધીકારી કાહાડી અને એકાએક પાછો તે કેમ ફરી ગયો.

પરીચેહેર પણ અચરત થવા લાગી અને વીચારવા લાગી કે બીજન કેવો બેઢંગો છે!

પણ જારે બીજનનાં આ બોલવા ઉપર કોઈને ભરૂસો નહી આવયો તારે તેણે પોતાનો જે વધુ બચાવ કરયો તે ઉપરથી આપણને ખોલાસો મળશે.

બીજન ઘણાં દુખથી બોલયો કે "પાદશાહા હું કસમ ખાઈ કહું છઉં કે હું જે બચાવ કરૂં છઉં તે રાસત છે. પરીચેહેરને હું ખરાં જીગરથી ચાહું છઉં, અને તે બુરો વખત મને માતર એક સવપનાંનીજ મીશાળે જાંખો યાદ રહયોછે કે જારે મેં એ નાજનીનનાં હાથને હીનીને તેને અપમાંન પોંહોંચાડયું. ખાતરીથી માંન ઓ શાહા કે ખોદામાલમ કીઆ જાદુઈનાં જોરે હું ભુલાયો હતો. હું રાતનાં ઉંઘાઈ ઉઠયો અને મારી પેહેલી નજર જેવી ગોલશેહેર ઉપર પડી તેવોજ હું તેનાંપર મોહીત થયો, પણ તે વખત મને સવપનાં જેવો લાગેછે અને તાર બાદ હું ફરીથી ઉંઘાઈ ઉઠયો છઉં, જેથી મારી આંખો ગોયા દુરસત થઈછે અને પરીચેહેર ઉપર મારો પેઆર પાછો ફરયોછે."

આ જવાંન આશકોને આપણે છેલીવાર જંગલમાં છોડી આવયા પછે શું બનયું તે બીજનનાં આ બોલો ઉપરથી વાંચનાર સમજી ગયા હશે. આપણ માંનીએ છઈએ કે બીજનની આંખો હવે ખરેખર દુરસત થઈ હશે, કેમકે આપણે આગળ જોયુંછે કે પરીઆંઓનાં શાહા અકવાંન પાસ જેમ આંખમાં નીચવવાતું પેલું મોબતનું ફુલ હતું, તેમજ તેની અસરને ઉતારવા સારૂં આંખ ઉપર આંજવાનો તેની જોડે એક પાળો હતો, કે જે પાલાને તેણે એક ગધેડાનાં મોહો ઉપર મોહીત પડેલીપોતાની પરી આવાંનની આંખમાં, તે દુખમાંથી તેણીને છોડવવા સારૂં, આંજયો હતો.

તેજ પાલો આ ઉદાર દીલનાં પરીયાંએ બીજનની આંખમાં પણ આંજયો હતો. પેહેલાં જારે ખોશરૂ પોતાની ગોલશેહેરને ચાહાતો નહી હતો, મારે તેનો તેણીની ઉપર પેઆર બાંધવા સારૂં તેની આંખમાં મોબતનું ફુલ નીચવવું વાજબી હતું. પણ તેજ ફુલ વળી તુરે બીજનની આંખમાંબી નીચવયું જેથી તેનો પેઆરબી તેજ અબલા ઉપર ફરયો અને પરીચેહેર પડતી રહી. આ માઠી ભુલનું પરીનામ જારે અકવાંનનાં જોવામાં આવયું, જારે તેણે જોયું કે ગોલશેહેરને આ બેમાંનો એકબી મરદ જાંહાં ચાહાતો નહી હતો, તાંહાં હવે આ ભુલથી બેહુ ચાહાવા લાગા અને જાંહાં પરીચેહેરને બેહુ ચાહાતા હતા તેને હવે બેહુ જણે વીઠીલી મુકી; જારે તેણે જોયું કે આ નહી ધારેલા ફેરફારથી એ બે સંપીલી નાજનીનો વચે હસદ અને અદેખાઈ પેદા થઈ, બીજનને હુલકાવી મેલવાનું પરીચેહેર ઉપર ગોલચેહેર તોહોમત મેળતી અને બીજનનું દીલ જાદુઈથી જીતી લેવાનું તોહોમત ગોલશેહેર ઉપર પરીચેહેર મેળતી; જારે તેણે જોયું કે પેહેલાં જે આશકો પરીચેહેરનાં પેઆરને માટે હરીફાઈ અને અંટસ કરતા હતા, તેઓ હવે ગોલશેહેરને ખાતર લડવા લાગા તે હીઆં સુધી કે તેઓ છરી ચુલીયા ઉપર આવી ગયા, તેઓ તલવાર મેઆનમાંથી કાહાડી એકેકસે લડવા ઉતરયા; તારે એ ફરેસતાઈ ખસલતનાં પરીયાંને ઘણી દયા લાગી આવી.

એટલા માટે તેણે એકવાર ફરી પોતાનાં તુરીયાં તુરની મદદ લીધી. બીજન અને ખોશરૂ ચોકસ વખતે લડાઈ કરવા સારૂં એકઠા મળવાનો કોલ આપી છુટા પડયા કે, તેઓને ભુલા-પાડવાનો અકવાંને હુકમ કીધો અને તે હુકમ મસતીખોર તુર અછી રીતે બજા લાવયું.

તે પેહેલાં ખોશરૂ આગળ ગયો અને બીજનનાં સાદની નકલ કરી બોલયો કે "ઓ નાપાક મરદ, હવે તું કેમ જીવેછે તે મને માલમ પડશે. ચાલ મારી સાથ હીઆં કીનારા ઉપર અને લડાઈમાં ઉતર."

ખોશરૂ બીજનનો સાદ સાંભળીને જેવો કીનારા તરફ ગયો કે તુર તાંહાંથી સટી ગયો અને બીજનની નજદીક ગયો તથા તાંહાં ખોશરૂનાં સાદની નકલ કરી એજ પરમાંણે તેને દુર બીજા રસતા ઉપર લઈ ગયો. એ પરમાંણે તુર આ બે હરીફો વચે દોડયા કીધો અને બેહુની આગળ એકેકનો સાદ કાહાડી તેમને ખુબ રખડાવી મારયા. બીજનને ખોશરૂનાં સાદમાં ભુલવતો કે "ચાલ હીચકારા નાહાસે છે કાંહાં? કમર તંગ કર" ઈતીઆદી. ખોશરૂને બીજનનાં સાદમાં કેહેતો કે "તારૂં મોહોત નજદીક આવયુંછે, તું મારે હાથે જીવતો જવાનો નથી" ઈતીઆદી.

એ રવેસે બંનેને એટલા રખડાવયા કે બીજન થાકી ગયો અને ઉંઘાયો. એ પછે તાંહાં તુર ખોશરૂને પણ ચલાવી લાવયો અને ખોશરૂબી તાંહાં ઉંઘાયો. તારબાદ પેલી કમબખ્ત સ્ત્રીઓ ગોલશેહેર અને પરીચેહેર પણ લડતી લડતી તાંહાં આવી લાગી અને તેઓ પણ થાકથી તથા દુખથી કંટાલીને તાંહાં ઉંઘમાં પડી.

અને હવે પોતાની ભુલ સુધારવાને તુરને તક મળી. જે મોહોબતનું ફુલ નીચવવાથી બીજને ભુલાવો ખાધો હતો, તેનાં ઉતાર તરીકે અકવાંને આપેલો પેલો પાળો તેણે બીજનની આંખ ઉપર આંજયો અને તેથી સઘલું સમાધાંન થઈ રહયું.

ખોશરૂતો ફુલની અસરથી ગોલશેહેરને ચાહાતોજ હતો. બીજન હવે પરીચેહેરને જોતાં વાર પાછી ચાહાવાની હાલતમાં આવયો.

એ રીતે તેઓનો સઘલો કજીયો પતી ગયો. તેઓ ઉંઘાઈને એકવાર લડવા પડયાં, પાછાં ઉંઘાવા પછે બીજીવાર તેઓને સલાહ થઈ. એક સવપનો જોતાં સુતાં તારે તેનું ફળ બુરૂં થયું, બીજો સવપનો જોતાં સુતાં તારે તેમાં પાછી સગાઈ સંધાઈ!

---

## પરકરણ ૧૪ મું.

## લડતાં લગન.

તુર બીજનની આંખમાં પાળો આંજીને ગયો, પછે થોડા વારમાં નીમરોજનાં શાહા તેહેમાસપની ઉપલી સવા

રી તાંહાં આવી. તેઓએ આવીને ગડબડ કરી આ સુતેલાં જોડાંઓને ઉઠાડયાં. તે વખત સુધી બીજનની આંખમાં થયલા ફેરફાર વીશે અલબતાં કોઈને ખબર નહી હતી અને તેથીજ પરીચેહેરે બીજન વીશે પાદશાહા આગળ ફરીઆદ ગુજારી હતી.

બીજને ફરી ફરીથી સરવેની ખાતરી કરવા માંગી કે તેણે ગોલશેહેર ઉપર એકવાર દીલ લગાડયું તે માતર એક સવપનાં જેવું લાગેછે. તેણે પરીચેહેર તરફની મોબત ફરી ફરીથી જણાવી અને શેવટે બોલયો કે "આટલા મોરા પશચાતાપ છતાં જો પરીચેહેર મુજનું માંગવું નાકબુલ રાખે તો પછે તું નામવર શાહા મને જે મોત ફરમાવે તે હું પસંદ કરશ."

બુટા શીઆમકનેતો જેવું જોઈતું હતું તેવુંજ થયું. માટે તે બોલયો કે "એ ઠગારા જવાંન, હવે તું વધુ ઠગાઈ અને ગત ના રમ. તુંએ મને અપમાંન આપી તારે વીશેનાં મારાં શઘલાં માનને મારી નાખયું; પણ તેરબાદ આ સુંદર મેહેબુબને અપમાંન આપી તેણીનાં પેઆરનો પણ તુંએ ભોગ લીધોછે. માટે હવે હું ખાશ ખુશીથી મારી એ બેટીનો હાથ જારે ખોશરૂને સવાધીન કરૂં છઉં, તારે મારી પોતાનીજ નહી પણ એ નાંજનીનની ખુશી એ ધણી તરફ હશે એવી હું ખાતરી રાખું છઉં."

આ વખત અલબતાં સરવેને ઈનતેજારીનો હતો.

બીજનને પરીચેહેર ઉપર હેત હતું, માટે તે બીહીતો હતો કે રખે પરીચેહેર પોતાનો કોફ ભુલી નહી હોય અને ખોશરૂનો હાથ કબુલ કરે.

પરીચેહેરને બીજંન ઉપર લગાર શક હતો, પણ ખોશરૂ ઉપર મુદલ પેઆર નહી હતો, માટે તે બીહીતી હતી કે રખે ખોશરૂ મારી તરફનો આગલો પેઆર પાછો એખતીઆર કરે અને મને સવાધીન થાય.

ગોલશેહેર બીહીતી હતી કે રખે ખોશરૂ પાછો દગાબોર થાય અને જંગલમાં શેવટે તેનાં ઉપર કરેલાં હેતને પરીચેહેરની લાલચ ઉપર છોડી દાંએ.

આ સરવે વસવસામાં એકલા બુટા શીઆમકને ખાતરી હતી. તે ખચીત હતો કે ખોશરૂ હવે પરીચેહેરને ખુશીથી હાથ કરશે અને પરીચેહેર પણ હવે બીજનને પડતો મેળશે.

પણ એ બુટાની ખાતરી તરત ગુમ થઈ અને તે નાસીપાસ થયો.

ખોશરૂએ પરીચેહેરનો ઈનકાર કીધો. તેણે ગોલશેહેરને પોતાની ગોદમાં લઈ કહયું કે "જેમ બીજંન કેહેછે કે ગોલશેહેર તરફનો તેનો પેઆર માતર એક સવપનાની માશાળે તેને યાદ રહયોછે, તેમજ પરીચેહેર તરફનો મારો પેઆર પણ મને હવે એક સવપનાં જેવો લાગેછે. મારાં નામવરો, હું કહી નહી શકતો કે કીઆ અજાએબ તલેસમાતથી પરીચેહેર ઉપરનો મારો પેઆર બરફની મીસાલે પીગલી ગયોછે અને હવે મારૂં સઘલું એકોન, મારાં દીલની મોટામાં મોટી ઉમેદ ગોલશેહેરમાં ભરાયું છે. હું પસેમાંન થાઉં છઉં કે શુંદર ગોલશેહેરને મેં લાંબો વખત સુધી દુખી કીધીછે. તેને મેં એકવાર મારો કોળ આપયો હતો, પણ જેમ આજારી માણસ ઉંચામાં ઉંચા ખોરાકને ધીકારેછે, તેમ મારાં મુજી અને રોગીશટ દીલે આ મીઠામાં મીઠાં ફળને ધીકારયું હતું, પણ હવે તનદરોસતીમાં ગેયા મારા સારા સવાદ મને પાછા મળયાછે અને હવે આ મધને હું ચાહું છઉં, માંગું છઉં અને સદા તેને મારી સાથ રાખશ."

આ સઘલા અરસામાં પરીચેહેરનું દીલ પાછું બીજન તરફ ખેંચાયું. તેણીએ જંગલમાં બનેલાં પેલાં સેતાંન એો ઘડીયાંને દરગુજર કીધું, બીજંનની છેલી અચકચારીનો ખેઆલ મનમાંથી કાહાડી નાખયો અને પોતાનાં બાપ જોડે બીજંનનો હાથ માંગવા લાગી.

બુઢો શીઆમક! હવે તેનું શું ચાલે? પરીચેહેરને વધારે વાર નહી ટવલાવાની પાદશાહે વટીક તેને સુચનાં કીધી અને જારે તેણે જોયું કે ખોશરૂતો હવે પરીચેહેરને નાજ પાડેછે તારે બીજંન સાથ તેનું જોડું બાંધવા વીના બીજો કાંઈ ઉપાયજ નહી રહયો.

અંતે લાએકી અને નેકીનીજ ફતેહ થઈ. અંતે જુલમ હારયો અને અકલ તથા દાહાપણ જીતયું. શીઆમકે બીજંનને પોતાનાં જમાઈ દાખલ કબુલ રાખયો. પરીચેહેરનો પેઆર ખરો પડયો, બીજંનની ઉમેદ પાર પડી અને શીઆમક પોતાની બેટી ઉપર જે જાસતી ચલાવા માંગતો હતો, તેમાં અંતે તે નીશફલ થયો.

ફતેહ અને ખુશીનાં નગારાં પાછાં ચાલુ થયાં. શાહા તેહેમાસપ મોટા દમામ સાથ આ બેહુ જોડાંઓને લઈ પોતાના મેહેલમાં ગયો અને પોતે પરણીને વરદાંન પાંમયો એટલુંજ નહી, પણ તેજ દાહાડે, તેજ વખતે અને તેજ જગોએ આ બે નવાં જોડાં સંધાવાની ખુશબખતી સાથે થઈ.

આ લડતાં જોડાંઓનાં વહડતાં વહડતાં એકાએક લગત થઈ રેહેવા પછે, તેની એક દાહાડો આગમચ સીસતાંનનાં જંગલમાં શું શું બનયું તેનો જારે તેઓ ધીરજથી વીચાર કરવા બેઠા તારે તેઓની અચરતીનો અંત નહી હતો. પણ વળી જારે તે સવપનાં સરખા બનાવનો હેવાલ તેઓએ શાહા તેહેમાસપને જાહેર કરયો તારે તો આખી દરબાર એવી હેરતમંદ થઈ કે થોહોક વખત સુધી સઘલાઓ ચુપ થઈ ગયા અને એક બોલ બોલવાની કોઈને શકતી રહી નહી.

ખોશરૂ અને બીજન વચે લડતાં લડતાં એકાએક સુલેહ થઈ ગઈ. પરીચેહેર અને ગોલશેહેર વહડતાં વહડતાં એકાએક વરદાંન પામયાં. ખોશરૂનો પેઆર પરીચેહેર ઉપરથી ફરીને એકાએક ગોલશેહેર ઉપર ગયો. બીજનનો પરીચેહેરને આપેલો પેઆર ગોલશેહેર ઉપરથી ફરી પાછો પરીચેહેર ઉપરજ આવયો. એ સઘલું કેમ બનયું તે સમજાવાની કોઈનામાં શકતી નહી હતી.

શાહા તેહેમાસપે એ ભેદ ભરયો ફેરફાર સમજાવાની કોશેશ કીધી. તે બોલયો કે "આ બનાવ જેટલો ખરો છે, તે કરતાં વધારે અજાએબ જેવો છે. આ જંગલી વારતાઓ અથવા ભેદ ભરયા ભેદોને હું માંનતો નથી, પણ એટલું માંનું છઉં કે ઉકલતાં ભેજાં, અને ભમતા ખેઆલ, દીવાંનાઓમાં અને દીલદારોમાં હોયછે, જેથી અકલ જેટલું વીચારી નહી શકે તેટલું તેઓ જોઈ શકેછે. એક દેવાંનો, એક આશક અને એક કવી એ તરણ જણ ખેઆ

લના તલેસમાતછે. એક જણ દોજખમાં સમાઈ નહી શકે એટલા બધા દેવોને જોઇ શકેછે, તે દેવાંનો છે. બીજો જણ દુનીઆમાં ઠાગ નહી લાગે એટલી બધી આંખે જોવા માંગેછે, તે આશકછે; અને તરીજા જણ, કવીની આંખનાં ડોલા પણ એજ પરમાણે જુમમાં ને જુમમાં દોલતા ફરા ખેઆલી ચીજોને રૂપ તથા આકાર આપેછે."

આટલું બધું કેહેવાની શાહા તેહેમાસપની મતલબ એટલીજ કે સીસતાંનનાં જંગલની અંદર પોતા પર વીતેલા બનાવોનું ઉપલાં આશકોએ જે વરણન આપયું હતું, તે ખેઆલી સવપનો હતો અને વધારે મનપતીજ ખોલાસાની ગેરહાજરીમાં બીજન, ખોશરૂ, પરીચેહેર અને ગોલશેહેર પણ તેમજ સમજતાં હતાં.

તેમજ વળી પેલો ગામડીઓ હુશંગ, જે આ પાદશાહી લગનની ખુશાલીમાં એક ખેલની તઈઆરી કરવા સારૂ જંગલમાં ગયો હતો, પણ તેવામાં તેને પરીઓની રાંણી આવાંન સાથ અજાએબ જેવી મુલાકાત થઈ હતી; તે પણ એ સઘલા બનાવને એક સવપનો સમજતો હતો. તુરીયાં સૈરખા તુરે તેનાં માથાં ઉપર પેહેરાવેલાં ગધેડાંનાં દોકાંની તેને ખબર નહી હતી અને આવાંનની આંખમાં તેણીનાં ખાવંદ અકવાંને નીચવેલાં ફુલની અસરથી તેના વાકેફ હતો એટલે તેનેતો એમજ લાગતું હતું કે જાંણે તે લાંબી ઉંઘ કાહાડી ઉઠયો અને આવાંનનો માતર ખાબ જોઈ ઉઠયો.

એટલા માંટે જાંણે કાંઈજ બનયું નહી હોય તેમ આ લડતાં જોડાંઓની સવપને સગાઈ થવા બાદ તથા શાહા તેહેમાસપની કદખુદાઈ થવા બાદ ગામડીયાઓ પણ જાંણે કાંઈ બનયુંજ નહી હોય તેમ મેહેલમાં આવીને લગનની ખુશાલીમાં ઠરાવેલો ખેલ કરી ગયા. અને છેલે જાંણે કાંઈ બનયુંજ નહી હોય તેમ પરીઆંઓનો પાદશાહ અકવાંન અને તેની રાંણી આવાંન તેજ મેહેલમાં બેમાલુમ રીતે આવી પરણતાં જોડાંઓને પોતાના આસીરવાદ આપી ગયાં.

―ooo―

## લખશંમી.



લખશમી એક દેવી છે જે ધન અને દોલત ઉપર મવકલછે. તેવી એક દેવી લખશમીનું નામ સાંભળીને કોણની છાતી ખુશીથી નહી ધરકશે ? કોણ તેનું મુબારક નામ સાંભળતાંજ આશાવંત અને ઉલટમંદ નહી થશે ? કોણ તેનાં પનોતાં પગલાંને મુબારકબાદી નહી દેશે ? કોણ તેનાં શુંદર દેખાવને વધાવા નહી લેશે ? કોણ પોતાના ઉંબર અને ઓટલામાં ચોક ચાંદન કરી તેને નોતરવા નહી ચાહાશે ? કોણ તેને છમ છમ કરતી વાજતે ગાજતે નહી બોલાવશે ? દુનીઆંની જંજાલથી જખમી થયલો માંનવી લખશમીને જોતાંજ તેને પકડવા જાયછે, લખશમીની જાંજરનો અવાજ સાંભળતાંજ પોતાના જખમ ભુલા જાયછે, તેનાં દીલમાં નવો જીવ આવેછે, તેનાં મોહોપર નવું લોહી આવેછે.

હીંદુઓ લખશમીને "આદીમાયા જગતની માંતા" ગણેછે. હીંદુ શાસ્ત્રમાં એક કથા ચાલેછે કે એક વખત હીંદુઓનાં વીશનુ દેવ અને લખશમી દેવી વચે તકરાર ચાલી. વીશનુએ કહયું કે મારે વડે તું છે, લખશમી બોલી કે હું નહી હોઉંતો તારૂં શું થાય ? એ ઉપરથી તેઓએ ઠરાવ કરયો કે બંને જણે દુનીઆમાં જવું અને કોણને વધારે માન મળેછે તે તપાસવું. પેહેલાં વીશનુ એક સાધુને રૂપે એક બરાહમણનાં ઘરમાં ગયો અને તે બરામણે તેની ઘણાં ભાવથી પુંજા કરી તેને પોતાને તાંહાં ઉતારો આપયો. તેઓ સાથે બેસીને જમેછે, તેવામાં લખશમી ભીખારણને વેશે તેને બારણે આવી ભીખ માંગવા લાગી. વીશનુએ બરામણને કહયું કે એતો જીવતી દાકણ છે, માંટે એને કાહાડી મેળો, જે ઉપરથી તે ઘરનાં લોકો ભીખારણને કાહાડી મેળવા લાગા.

તેવામાં લખશમીએ પોતાનાં ભીખારણનાં જોલાંમાંથી એક રતનજડીત પેઆલું કાહાડયું, અને બોલી કે મને પાંણી પાઓતો આ પેઆલું આપી દઉં. બરામણે તેને પાંણી પાઈ પયાલુ લીધું. તાર બાદ આ ભીખારણ બોલી કે જો આ સાધુને કાહાડી મેળોતો એવાં ઘણાં રતન જડીત વાસણો આપું. એ ઉપરથી બરામણે પેહેલાંતો સાધુ (વીશનુ) ને કહયું કે મારે બાહાર જવુંછે, માંટે ઘરમાંથી જાઓ, પણ જારે સાધુએ બાહાર જવાને નાં પાડયું તારે તેને મારી કાહાડવામાં આવયો. એ પછે સાધુ અને ભીખારણ બંને જણ ગેપ થઈ ગયાં અને પોતાનાં અસલ વેશે આવીને વીશનુએ કબુલ કરયું કે આ કલજુગી જમાંનામાં મારા કરતાં તારૂં કામ મોટું છે.

આ કથાનો સાર એટલોજ કે માણસ લખશમીને ખાતર ધરમાંતખાંપણાં અને નેકીનો ભોગ આપેછે. કાંઈ પણ રીતે તે લખશમીનાં દરશણ કરવા ચાહેછે—એટલે કે લખશમી તે દોલત છે, તારે દોલતને પોતાને તાંહાં રાખવા ખાતર આદમી પેલો બનેછે. હીંદુઓતો દોલતની એ દેવીની મુરતી બનાવી તેને પુંજેછે. બીજી કોમોમાં એવો વેહેમ નથી, તોપણ એવું માનનારાં ઘણાં લોકો છે કે લખશમી કોઈ દેવી ખરેખર હોયછે, તે સોલે સણગાર સજીને ફરેછે. તેનાં પગમાં વાજતી જાંજરો બાંધેલીછે અને ચાહે તેને તદન નેહાલ કરી નાંખેછે. આવા વેહેમોને આપણે મંનમાંથી કાહાડી નાંખવા જોઈએછે અને એમાં જે અલંકાર છે તેનો ખરો અરથ સમજવો જોઈએછે. લખશમી તે કાંઈ દોલતની ખરેખરી દેવી નથી, પણ માતર સહરાગાતથી દોલતને તેનું ખેઆલી રૂપ મનમાં આપેલું છે. અને એવું એક લખશમીનું રૂપ, લખશમીની એક મુરતી આ બાબતને મથાલે અમારાં પેઆરાં વાંચનારાંઓને ભેટ કરીએ છઈએ. લખશમી તે દોલતનું એક બીજું નાંમ છે. દોલત તે ધન, માલ, ખંજાંના, ઈતીઆદીને કે

હેછે. ધન, માલ, ખર્જાનો વેપારથી છે. પઈસા અથવા સીકા તે કાંઈ દોલત નથી. તેતો માતર સોનાં રૂપાંનાં કકડા છે. પણ ખરી દોલતતો માલ, ખજાનો; જેથી આબાદી વધેછે, જેથી પેટ ભરતી હાંજતો સરેછે, તે ખરી દોલત છે. તેવી દોલત ઉપલાં ચીતરમાં ચીતારીછે અને તેનાં ઉપર લખશમી સરદાર તરીકે બીરાંજી છે. માલની ગાંસડીનું તેણે તખત બનાવયુંછે. અસબાબનાં પીપોનો તેણે તકીઓ બનાવયોછે. વેપારનો સાયો તેણે દીલે ઓરવેયોછે. વેપારની જાદુઈ લાકડી તેણે હાથમાં ધરીછે; વેપારનાં વાંહાણો તેની તાબેદારીમાં ઉભાંછે અને દેશેદેશની પેદાસની ઠેલીઓ તેનાં પનોતા પગ આગલ ખાલી થાયછે.

જેમ ખોદાતાલાએ સઘલાં માણસોને એકસરખાં બનાવયાં નથી, તેમજ તેણે દેશોનેબી એકસરખાં બનાવયાં નથી. દરએક દેશમાં જુદી જુદી પેદાસ થાયછે. એકમાં અનાજ પાકેછે, તો બીજામાં મેવો ઉગેછે અને જો તે બેહુ દેશોને સુખી હાલતમાં રેહેવું હોયતો અનાજવાલાં દેશે પોતાનો ફાલતુ અનાજ મેવાવાલાં દેશમાં મોકલી, તાંહાંનો ફાલતુ મેવો મંગાવવો જોઇએ. એનું નાંમ તે વેપાર છે, જે વેપાર દેશોને દોલતમંદ, પરજાઓને પાદશાહી દરજાની અને માંનવી જાતને આબાદ તથા ભરપુર કરી મેલેછે. આડીસન નામનો નામાકીત લખનાર કેહેછે કે "એક શેહેર બીજા શેહેર સાથ વેપાર ચલાવેછે તે દેખાવ જોતાં મારી છાતીમાં ખુશાલી ઉભાઈ નીકલેછે." પણ જે ધણી વેપારનો વધારો જોવા નહી ચાહે તે ધણી લખશમીને જોવા ચાહાતો નથી એમ ગણાય અને જે આવતી લખશમીને લાત મારે તેનાં જેવો કંગાલ બીજો કોણ હોય!

વેપાર જંગલોને વસાવેછે અને શેહેરોને હસાવેછે. ઉજડ વેરાંણોને વેપાર ખીલવેછે, અગનાંન પરજાઓને વેપાર સુધારેછે અને લુખ્ખરો ઇઆ ગરજનાં દુતને આ ધરતી ઉપરથી હાંકી કાહાડેછે. વેપાર નકામી ચીજોને બાહેર મોકલાવેછે અને કાંમની ચીજોને હાજર કરેછે. વેપાર જુદી જુદી રઇએતો વચેનાં વેરને તોડેછે અને સઘલી પરજાઓને ભાઈબંધી અને ભીતરાચારોનાં ગાંઠમાં જોડી રાખેછે. જંગલી હાલતમાં માંણસ એકેક સાથ લડી શકેછે, પણ એકવાર અરસ પરસ વેહેવાર જાગવા પછે, એકવાર સંબેશે અને આવજાવ થવા પછે પેહેલાં તો લડાઈ કરવાને એકેકની મરીઆદા અટકાવેછે અને બીજુંતો લડાઈ કરવાથી બેહુને વેપારમાં જે ગેરફાયદો થાય, તે પણ તેમને અટકાવેલા રાખેછે. એ સઘલા લખશમી માતાના પરતાપ છે, વાસતે ઓ દેવી તું સદા સરવેને સાહાએ થજે!

## હરસના મરજ.

આલસુ બેસી રેહેવાથી અથવા બદનને કસરત નહી આપવાથી માણસજાતને આ દુનીયામાં જે કર ભરવા પડેછે, તેવો એક કર હરસનો મરજ છે. ખોદાતાલાએ દરએક ચીજને હીલતી બનાવીછે. સુરજ અને ચંદર સરખાં મોટા ગોલાઓ વંટીક સદાકાલ દોડતા અને હીલતા રેહેછે, અને માણસે પણ એજ ખુદરતી કાયદાને આધીન રહી પોતાનાં બદનને દરરોજ ચોકસ હદ સુધી રગડવું એ હઇઆતીને માટે જરૂરનું છે. પણ ઘણાં લોકો ખુદરતનાં એ કાયદાને તોડીને માતર બેસી રેહેવાનું પસંદ કરેછે; બેઠાં તાંહાંથી ઉઠવાનું તેમને ગમતું નથી. બીજાઓ વલી એવા ધંધાઓમાં પડેલા હોયછે કે જેમાં સઘલો વખત બેસીને કાંમ કરવાનું હોયછે. તેવાં લોકોએ કાંઈબી રીતે બદનને ચાલ હાલ કરીને રગર આપવીજ જોઈએ, અને જો તે નહી આપવામાં આવતી તો ખુદરત તેમની પાસેથી ઘણાક કર લીએછે, જેમાંનો એક કર હરસનો મરજ છે.

એ મરજ ઘણો સાધારણ અને જાંણીતો છે. તે મરદો અને ઓરતોમાં બંનેમાં સાધારણ છે અને કેટલીકવાર પાછલાંમાં વધારે હોયછે. એ મરજ જો કે ધાસતી ભરેલો નથી, તોપણ અતીશય કંટાલો ઉપજાવનારો અને કેટલીકવાર ભારે હેરાંનગતી તથા દુખ ઉપજાવનારો થઇ પડેછે. તે લાંબી મુદત સુધી દરદીને પકડી રાખેછે અને કેટલીકવાર દરદીની હઇઆતીનો છેડો આવેતોજ એ મરજનો પણ છેડો આવેછે. લાંબી મુદત સુધી જારી રહીને તે દરદીને ઘણો નબલો કરી નાંખેછે અને અતીઘણી નબલાઈ પેદા કરીને, ઘણું લોહી વેહેવા દઈને બાજે વખત તે દરદીનો જીવ પણ લેયછે અથવા તેને બીજાં જીવ લેણ દરદો ઉપર નાખેછે. એવા બુરા મરજને લગતું થોડુંક સાધારણ ગનેઆન દરએક માંણસને જરૂરનું હોવાથી, તેની થોડીક હકીકતોને હેઠલ ઉતારીએ છઈએ.

એ મરજમાં સફરાની આગલ નાંહાંનાં મસા થાયછે, અને તે મસાથી થતાં દુખને આપણ હરસ કહીએ છઈએ. એ મસા કોઈવાર સફરાની બાહાર અને કોઈવાર અંદર થાયછે. કોઈવાર તેમાંથી લોહી વેહેછે તારે તેને દુઝતા મસા કેહેછે અને કોઈવાર તેમાંથી લોહી નીકલતું નથી તારે તેને સુકા મસાનાં નામથી ઓલખવામાં આવેછે. એ મસા ચાંમડીની ખોલ અથવા કરચલી વચે "બલુનેસ" નાં ગુંચલાવાથી તે ગુંચલાંનાં બનેછે. અતીઘણાં બેસી રેહેવાની આદતથી બદનનાં નીચલા ભાગ તરફ લોહી વધારે જમાં થાયછે, અને તેમ રેહેતાં રેહેતાં આ મસા થઇ આવેછે, એવું ધારવામાં આવેછે.

એ મસાથી સફરા તરફ ચીર અને ખજવાલ સાધારણ થાયછે. વલી સફરાંમાં અકડસાત, ખેંચાવો તથા બીજું ઘણું દુખ થાયછે અને સફરો "ફાટફાટ" થયા કરેછે. એ સઘલું દુખ મુખીઅ કરીને જાહાડે જતાં માલમ પડેછે, જેથી દરદી ઘણીવાર જાહાડાને ખાંચી રાખેછે પણ તેને ખુદરતી હાજત અદા કરવા વનાં ચાલતું નથી, જે વેલા સફરો બાહેર નીકલતો હોય એમ લાગેછે, તથા જાહાડો પુરો થવા છતાં હજી બીજો જાહાડો આવતો હોય એમ લાગયા કરેછે. આવા એક દરદીને જાહાડાની જગા ઉપર ઘણો વખત સુધી બેસી રેહેવું પડેછે અને ઉઠવા પછેબી ઘણો વખત સુધી એ ભાગમાં ધટકા તથાં દુખ અને ખેંચાવો જારી રેહેછે. આવા દરદીથી અકરૂ બેસાતું નથી અને કોઈવાર એ દરદ એટલું વધી પડેછે કે માતર સેજ અકરૂ બેઠાથી લોહી નીકલી પડેછે. લોહી પડવાથી અકડસાટ

નરમ લાગેછે. થોડા દીવસ એ દુખ નરમ રેહેછે, પણ વળી થોડે દીવસે તે પાછું થઈ આવેછે.

કબજીઆતવાલો જાહાહો એ દુખ ભરેલા મરજનું પેહેલું કારણ છે. જેઓને ઘણો વખત બેસી રેહેવાનો માહાવરો છે, તેઓનો કોઠો ઘણું કરીને કબજ રેહેછે અને એવો કબજીઆત કોઠો જે જે દરદો નીપજાવેછે, તેમાં એક હરસ છે. ખાવા પીવાની બદ પહરેજીથી ઈઆને પોતાને સદતો તથા પચતો ખોરાક લેવાને બદલે નહી પચે એવો ખોરાક લેવાથી પણ હરસનો મરજ પેદા થાયછે. ઘણી ગરમ અથવા ઘણી ઠંડી ચીજો ખાવા પીવાનો હંમેસનો રાબેતો રાખવાથી, ગરમ મસાલા અથવા જલદ દારૂઓથી અથવા એવીજ બીજી બેપરહેજ ચાલથી હરસનો પાયો નખાયછે. તનદરોસત બાંધાનાં, કામકાજ અથવા ચાલ હાલ કરનારા, ઉદીઓગી તથા મેહેનતુ માણસોને ઘણુંક અચરકચર ચાલી શકેછે. પણ આલસથી ઈઆ મેહેનતની તંગીથી નબલાં થયલાં બદનને તેવો આદતો માંફક આવતી નથી અને તે ખરાબ મરજ ઉપર નાખેછે.

આ દરદ અગત કરીને જારે ઘણું વધી ગયું હોય તારે તબીબની સલાહા લેવાને ભુલવું નહી જોઈએ. પણ તેની સાધારણ હાલતમાં કેટલાક સાધારણ ઉપાયો થઈ શકેછે. તે ઉપાયોની પેહેલી મતલબ એ છે કે કોઠાની કબજીઆતને તોડીને તેને નરમ કરવો તથા દરરોજ સાફ જાહાહો આવે એવું કરવું. કઠણ કોઠો દરદમાં ઘણો હુમેરો કરેછે, પણ મરજ જોસમાં હોય તોપણ સાફ પેટ આવેતો દુખ ઘણું કોતા લાગેછે. એટલા માટે હરસનાં દરદીને એકાદ બે જોલાબ આપવાનો ઉપાય સાધારણ છે. વળી જોલાબની અગત નહી પડે એવા ઉપાય કેટલાક પાખો છે, જેમાનો એક ગનધકનો પાખ તથા બીજો સુનામખીનો પાખ કરી કેહેવાયછે. એવા પાખ વેલાતી ગાંધીને તાંહાં તઈઆર બનાવેલા મલેછે, જેનો સુતી વેલા એકક ચમચો લેવાથી જાહાડાની સફાઈ રેહેછે. ગંધકનાં પડીકાં ખાવાં એ આ મરજ ઉપર એક અકસીર ઉપાયછે અને તેથી અતીશય ફાયદો થાયછે. વળી આ મરજનાં દરદીઓને બલકે કબજ કોઠાવાલાઓનેબી તાજાંને બદલે વાસી અથવા મેદાને બદલે થુલાંનું પાંઉ ખાવાની તબીબો ભલામણ કરેછે.

પણ આ મરજનો સઉથી સરસ ઉપાય કસરત અને અગત કરીને ચાલવાની કસરત છે. માટે હરસનાં દરદીને અમારી સલાહા એજ છે કે જો કાલજાંના ઈઆ એવાંજ બીજાં કોઈ દરદથી મરજ થયો નહી હોયતો પછે જેવી જરાખી શકતી આવે તેવાજ પોતાની શકતી પરમાંણે તોપણ સારીપઠે ચાલવાની કશરત લેવી. જો મરજ શરૂઆતમાં હોયતો આ કસરતથી તે તદન અટકી પડેછે અથવા તેને ફરીથી થવાની સાંમે જાંમીનગોરી મલેછે. સાંજ સહવાર લાંબે પલડે ફરવા જવાનું આલસુઓને ભારી લાગે પણ તેમાં ઘણી મોજ અને ઘણું સુખ છે તથા કડવી દવાઓ કરતાં દરદીને ભાવે તેવોજ એ ઈલાજ છે.

## આમસટરડામ શેહેર.



ડચ અથવા વલંદા લોકોનાં હાલંડ દેશનું પાએતખત આમસટરડામ શેહેર છે. વલંદા લોકોનો ટોળો દુનીઆમાં મોટી બુજરગીએ પોહોંચેલો અને નામદારી તથા મોટાઈ ભોગવી ગયલોછે. એ ટોળો આપણાં હીંદુસતાન દેશમાં ઘણો અમલ ચલાવી ગયોછે અને હીંદુસતાન સાથનો તેમનો વેપાર એકવાર ઘણી ચડતી દસાએ પોહોંચેલોછે. એ ટોળો ફકત પોતાના ઉદયોગ અને હીકમતથી એટલી મોટી પદવીએ પોહોંતોછે, જેનાં નમુનાં તથા દાખલા તરીકે આમસટરડામ શેહેર યુરોપખંડમાં ઉભુંછે. તે શેહેરનાં એક મોંટા ફરીયાનો દેખાવ ઉપર ચીતારયોછે અને તેનું થોડુંક વરણન નકામું નહી ગણાશે એવી આશા રાખીએ છઈએ.

એ વલંદાઓનો મુલક હાલંડ દેશ યુરોપનાં પશચીમ ભાગમાં ઈંગલંડની પુરવે આવેલુંછે, જેની તથા ઈંગલંડની વચે માંતર જરમન માહાસાગર આવેલોછે. એ આખો મુલક ૨૧૦ માઈલ લાંબો અને ૭૦ માઈલ પોહોડો છે અને તેની વસતી ૩૫ લાખ માંણસની છે. થોડીક ડુંગરીઓ સીવાએ એ આખો મુલક સપાટ અને નીચો છે. તેની ધરતી ઘણું કરીને નદીઓથી ઘસડાઈ આવેલી પદારથોની બનીછે તથા દરીઆવ પુરવાથી એ દેશનો બાકીનો ભાગ બનાવયોછે, જેથી દેશની સપાટી ઘણું કરીને દરીઆવની સપાટીથી નીચી છે. એવો એક ખારી અને કીચલવાળો મુલક ડચ લોકોની દોલતથી ખીલતો અને ભરપુર થયોછે, તે આ આમસટરડામ શેહેર જોવાથી માલમ પડે છે. એ આખા મલુકમાં કેટલેક ઠેકાંણેતો દરીઆવે પોતેજ ૪૦ ફીટની ઉંચી પુરણી કરીને પોતાનાં પાંણીને અટકાવયાંછે, પણ બીજે ઠેકાંણે રેલ અને બીજી ખરાબી અટકાવા સારૂં દેશનાં ઘણાંક કોસતાઓ ઉપર બીચારા વલંદાઓને મોટી મોટી દેવાલો બાંધવી પડીછે.

આમસટરડામ ખાતે એવા પુસતાઓ શારીપઠે જોવામાં આવેછે, એટલુંજ નહી, પણ જગાની ઉપલીજ અડચણને લીધે એ શેહેરનાં ઘરોને પણ અતરેનાં કીનારા તરફનાં બંગલાઓની મીશાલે ઉંચા પુસતાઓ ઉપર બાંધવામાં આવેછે, પણ આમસટરડામના એ ઘરોનાં પાયા ૪૦ થી ૫૦ ફીટ સુધીનાં હોયછે. હવાની બાબતમાં પણ એ મુલક ઉપર ખુદરત ઘણી ઘાત કરી રહીછે. ઈંગલંડના કરતાં તાંહાંની ઠંડી ઘણી શખત છે. આખાં વરસમાં હવાની સીસીમાં ૬૦ દીગરીથી ઉ

ચો. પારો કદાચ જ એહડેછે અને શીયાલામાં તે ૩૫ ડીગ રી. સુધી ઉતરેછે. શેહેરમાં આવજાવનાં મારગની કોતાઈ ને લીધે પુશકલ નેહેરો બાંધવામાં આવીછે, જે નેહેરોથી શેહેર મધે ૯૦ ટાપુ બની ગયાંછે અને તે નેહેરોની ઉપર ૩૦૦ પુલો બાંધવા પડયાછે. પણ વલંદાઓની એ સગ વડનેબી ઘણી અગવડ નડેછે. શીયાલામાં એ શેહેર આ ગલની આમસટલ નદી તથા "જુદરજી" નાંમનો મોટો આખાત બંધાઈ જાયછે, એટલું જ નહી પણ આ નેહેરોનાં પાંણી પણ બંધાઈ જાયછે જેથી બરફ ઉપર ચલાવા માટે વલંદાઓને પઈડાં વગરની ગાડી બનાવવી પડેછે, જેનું એક ચીતર ઉપર આપયુંછે.

જે મુલકમાં એ પરમાંણે ખુદરત ખીતેલી હોય અને માણસની સાંમે રૂઠી હોય, તેવા મુલકમાં લોકોને પોતાની હાજતો પુરી પાડવા સારૂં પારકાં દેશોને આધારે રેહેવુ પ ડે અને તેથી કરીને સારીપઠે વેપાર વધારવાની તેઓને ફર જ પડે એ ખુદરતી છે. વલંદાઓ જે દોલતમંદ અને આબાદ થઈ ગયાછે તેનું કારણ પણ એમાજ મળી આવે છે. આખાં મુલકમાં તેઓએ મોટા રેલવેઓ સથાપવા ઉપરાંત એક જાલીની મીશાલે નેહેરોને પાંથરી છે, જેમાં ની કેટલીક નેહેરો નાદર છે. આમસટરડામ અને હેલ ડર શેહેરો વચે બાંધેલી નેહેર આખાં યુરોપમાં સઉથી સ રસ ગણાયછે. તે ૫૦ માઇલ લાંબી અને ૧૨૫ ફીટ પો હોલી અને ૨૧ ફીટ ઉંડી છે અને તેમાં બે મોટી મન વારો પાસે પાસે રહી શકેછે. એ ઉપરાંત આમસટેલ ન દી ઉપરનો પુલ પણ ઘણો વખનાયછે. તે ૬૧૦ ફીટ લાંબો તથા ૬૪ ફીટ પોહોલો છે. એ રીતે પોતાના શેહેર માં આવજાવ અને વેહેવાર સવલ કરવાને વલંદાઓએ પોતાની બનતી કોશેશ કીધીછે અને તેનું પરીનામ એ નીપજયું છે કે દોલત અને નાણાની ઉથલ પાથલમાં આ મસટરડામ શેહેર માતર લંડનથીજ ઉતરતું ગણાયછે.

એ રીતે ઉદયોગને ઉતેજન મળવાથી ખાહીં જેવી જ ગામાં મોટા મોટા મેહેલો, મકતબો, મદરેસાઓ, નાટકશા લાઓ અને હવેલીઓ ઉઠાવામાં આવીછે. માજી ઈસટ ઇ નડીયા કંપનીને વલંદાઓ સાથ એટલો મોટો વેપાર ચા લતો હતો કે તેઓએ આમસટરડામ શેહેરમાં ગંજાવર વ ખારો બંધાવી હતી, પણ તેમાં એટલો બધો માલ ભરયો કે તે વખારોની હેઠલની જમીન ખીસી ગઈ, તે ઈમારત બેસી ગઈ અને શેહેરની રેતાલ જમીનમાં તે અરધીઅ રધ દટાઈ ગઈ. તારબાદ એ પાદશાહી વેપારી કંપનીને માટે નવી વખારો બંધાઈ હતી. આમસટરડામ શેહેરની વસતી ૨૯ લાખ માણસની ગણાયછે જેમાં આસરે ૩૦૦૦૦ યાહુદીઓ છે. આપણી તરફ જેમ મારવાડીઓ છે, તેમ યુરોપમાં યાહુદીઓ છે અને તેવા ૩૦ હજાર સાહુકારો જા રે ઉપલાં શેહેરમાં વસછે, તારે તાંહાંની નાણાની ઉથલ પા થલનો કાંઈક ખેઆલ આવેછે. એ શેહેરમાં ૬૦ દેવલો છે અને એવું કેહેવાયછે કે વલંદાઓ જેમ વેપારમાં ભર પુર છે તેમજ ચાલચલણે પણ સાદા અને ભલા છે.

---

## પરૂથવીની બેહેના.



આપણી પરૂથવીની મીશાલે જે બીજા મોટા આકા શી ગોલાઓ સુરજની આસપાસ મુસાફરી કરેછે, તે પરૂથ વીની બેહેનોમાં એક સીવાએ, સરવેની તપાસ આપણે પુ રી કીધીછે. જે એક બેહેન તપાસવાની બાકી રહીછે તે આપણા સુરીયમંડલનાં કુંડાલાંમાં સરવેથી છેલી અને દુરની હોવાથી આજ લગી તેની થોડીજ પીછાંન થઈછે. તેનું નામ "યુરેનસ" કરીને છે. આપણાં દેશની ખગોલ વી દીઆમાં સનીશચર સુધીનાં ગરેહ જણાયલા છે, પણ તાર પછે આ "યુરેનસ" ગરેહની સોધ પાછલથી થઈછે. એ શોધ કરવાનું માંન હરશચલ નામનાં નામાકીત ઈંગરેજ જયોતીશે મેલવયુંછે, જેણે સન ૧૭૮૧ માં બાક ખાતે એ ગોલાની ગરેહ તરીકે શોધ કરી હતી. તેની શોધ કીધી એ ટલે કે તે કાંઈ તેજ વખતે હસતીમાં આવયો એમ સમજ વું નહી. તેનેતો પેદાનાં કરનાર પરમેસવર ખોદા માલુ મ કીઆ જમાનાંથી પેદા કરેલો હશે, પણ તે માંતર એક સેતારો ગણાઈને રહયો હતો. અંધારો પણ ખોલલી રા તે બલુ રંગની રોશનીથી એક બારીક તારાની મીશાલે એ ગરેહ દેખાયછે, અને આગલબી દેખાતો હતો પણ તે ની ચાલ ઉપરથી હરશચલે તેને ગરેહ ઠરાવયો, એ એક એવી મોટી શોધ ગણાયછે, કે જેની બરોબરની શોધ આ જમાનામાં બીજી એકે ગણાતી નથી.

આ શોધ થવાની આગમચ કેટલુંક શુધી બરેસપતી અને સનીશચરનાં ગોલાઓનો હીલચાલમાં કાંઈ ઓર ત રેહનો તફાવત જણાતો હતો અને જયોતીશો ધારતાજ હ તા કે સનીશચરની પાછલ કોઈ બીજો ગરેહ હોવો જોઈએ કે જે આ બે નાંદર ગોલાઓ વચે આટલો તફાવત આંણે છે. તે વીચાર યુરેનસની શોધથી ખરો પડયો. એ ગરે હ શુરજથી ૧૮૦૦૦૦૦૦૦૦ માઈલ દુર છે અને શુરજની આસપાસ ગોલ ઘેરાવામાં દોડતાં તેને ૧૦૦૦૦૦૦૦૦૦ માઈલની મંજલ કરવી પડેછે, જે મંજલ પુરી કરતાં તેને ૮૪ વરસ લાગેછે અને તેમ ગણતાં તેની શોધ થવા પછે આજાસુધી સુરજની આસપાસ તે માંતર એકજવાર ગોલ ફે રી આવયોછે! આપણી પરૂથવીને સુરજની આસપાસ ફર

તાં ૩૬૦ દાહાડા લાગેછે, તેને આપણ એક વરસ કહીએ છઈએ, પણ તેની આ બેહેનને તો ૮૪ વરસ લાગેછે ઈઆને આપણા ૮૪ વરસ જેટલું તેનુ એક વરસ થાયછે. જો કે તે સુરજથી આટલો દુર પડયોછે, તોપણ ગરેહઓમાં તે બી એક ઘણાં મોટાં કદનો ગરેહ છે. તેનો વીઆસ ૩૫૦૦૦ માઈલ છે અને તે કદમાં આપણી પરૂથવી કરતાં ૮૦ ઘણો મોટો છે. તે દર કલાકના ૧૬૦૦૦ માઈલ દોહેછે અને સુરજથી ઘણો તફાવત પડવાને લીધે જે કોતા રોશની પોંહોંચે તેનો ખંગ વાલવા માટે એ ગોલાની આસપાસ છ મોટા ચંદરો તેને અજવાલું આપવા દોહેછે.

હવે પરૂથવીની બેહેનોને એક પછે એક તપાસવાનું આપણું કામ સમાપત થયુછે, માટે શેવટે થોડાક વીચારો આપીને એ કામ બંધ કરવા માંગીએ છઈએ. આ સરવે ગરેહઓ પોત પોતાનાં ચંદરોને પોતાની આસપાસ વીટલાતા સાથે લઈને સુરજની આસપાસ ગોલ કુંડાલાંમાં ફરેછે અને તેને આપણ સુરીય મંડલ કહીએ છઈએ. એવાં સુરીયમંડલ, જેની વચે સુરજ તથા આસપાસ ગરેહ હોયછે, તેનાં ચીતરો આગલા અંકોમાં અમે આપયાંછે. પણ એ રીતે સુરજને થંબ રેહેવાની તથા ધરતી અને બીજા ગરેહઓને ફરવાની શોધ છેક ૧૫ મી સદીમાં કોપરનીકસ નામનાં નામીચા વીદવાનનાં જમાંનાંથી થઈછે. તેની આગમચનો સાધારણ વીચાર એવો હુતો કે ધરતી થંબછે અને સુરીય તથા ગરેહઓ એક સરખાં ગોલ કુડાલાંમાં ફરેછે. બીજા બોલોમાં બોલીએ તો હાલનાં સુરીય મંડલને બદલે તે વેલા પરૂથવી મંડલનો વીચાર ચાલતો હતો, તેવાં એક પરૂથવી મંડલનું ચીતર આ બાબતને મથાલે આપયુંછે, જેમાં પરૂથવી વચોવચ થંબ રહીછે અને આસપાસનાં કુડાલાંઓમાં ગરેહઓની નીશાંણ પાડીછે તથા સઉથી છેલાં કુડાલાંમાં સુરજ પાડયોછે.

પણ એ વીચાર કોપરનીકસે અને તારપછેનાં જયોતીશોએ ખોટો પાડયોછે. ૧૬ મી સદીની અધવચમાં ડેનમાર્ક દેશ મધે ટાઈકો નામનો એક બીજો મોટો જોતીશ થઈ ગયો તેણે એક નવોજ વીચાર જાહેર પાડયો. તેણે કહયું કે સુરજની આસપાસ ગરેહઓ ફરેછે એ વાત ખરી પણ પરૂથવી ફરતી નથી, તેતો થંબ છે અને સુરજ પોતાની આસપાસ ફરતા ઘરેહોને લઈને પરૂથવીની આસપાસ ફરેછે. તેનાં એ વીચારની એક આકરતી પાસે આપીછે. તેની વચોવચમાં સુરજછે અને તેની આસપાસ ગરેહઓનાં કુડાલાંછે, પણ હેઠાંણમાં પરૂથવીનું કુંડાલું જુદું પાડયુંછે અને તે કુંડાલાંને ફરતાં સુરજ તથા સઘલા ગરેહઓની આંકરતી આપીછે.




પણ એ વીચારબી આજે ખોટો પડયોછે. સુરજનો ઘેરાવો એટલોતો મોટો છે કે તેનો સુમાર પરૂથવી કરતાં નજદીક ૧૦ લાખ ઘણો વધારે આવેછે. તેવા મોટા ગોળાને ખોદાવંદતાલા પરૂથવી જેવા નાહાનાં ગોળાની આસપાસ ફરતો રાખે, તે કરતાં તેવા મોટાં ગોળાને વચે રાખી નાહાનાં ગોળાઓને તેની આસપાસ ફરતાં મેળે એ વધારે માનવા જોગ અને અકલને અનુસરતી વાત છે.



પરૂથવીની બેહેનો બાબે એક બીજી બીનાં યાદ રાખવી ઘરેછે. તે એકે સુરજની આસપાસ તેઓને ફરવાનું કુંડાલું જેમ બરાબર ગોળ નહી પણ ઈંદાં રોકુંછે, તેમજ વળી એ સઘલા ગરેહઓ એકજ સપાટી ઉપર ફરતા નથી. તકરારને ખાતર એવું સમજીએ કે ઉપલાં ચીતરમાં ચીતારયું છે તેમ વચોવચનાં સુરજથી તે આસપાસનાં દુર પડેલા સે તારાઓ સુધી એક બારીક કપડું એકસરખી સપાટી ઉપર પાંથરી ગયા અને ધરતીને તે કપડાં ઉપર મેળી, તો જેમ તે કપડું ધરતીને અઠડીને પસાર થશે, તેમ બીજા ગરેહઓમાંથી નહી થશે. કોઈ ગરેહ તે સપાટીની ઉપર રહી જશે અને કોઈ નીચે રહી જશે. વળી અગરજો ઉપલાંજ ચીતરને એક પાણીનું વાસણ સમજીએ અને તેની વચમાં એક વીંટી જરા આડી કરીને અડધી ડુબે તેમ બોરીએ તો પરૂથવી અને ગરેહઓની સપાટી વચેનો ફેર માલમ પડે. એ સપાટીમાં, ફરવાની ચાલમાં, દાહાડા અને રાતમાં, રતુ અને મોસમમાં તથા બીજી દરએક બાબતમાં એ ગોળાઓમાં એક મળતું માપ અને પરમાંણ રહયુંછે. જેમ આપણી પરૂથવીની આસપાસ હવા અને વાદલાં છે, તેમજ આ ગરેહઓની આસપાસ છે, તેનાં ચીતર આગલા અંકોમાં આપયાંછે.



પાસેની આકરતી મંગલનાં ગરેહની છે. દુરબીનથી તેનો દેખાવ એ પરમાંણેનો વીચીતર દેખાયછે અને તે એ ગરેહ ઉપરનાં દરીઆવનાં પાંણીનો દેખાવ વીચારવામાં આવે છે. એ રીતે આ સઘલા ગરેહઓ પરૂથવીને દરએક રીતે માલતા આવેછે અને વળી તેઓમાંના કેટલાકતો પરૂથવી કરતાં અગતનાં તથા પરૂથવી કરતાં બેહદ મોટા છે. એ ઉપરથી બોલો ખેઆલ ઉપજેછે કે એ સઘલા ગરેહઓ પરૂથવી

ઓજ હોવી જોઇએ. ખરેખર આ તપાસથી આપણે નવી·દુનીઆંની પીછાંણ કીધીછે અને તેમ તપાસ કરતાં આપણને ખુદરતીજ ઈનતેજારી પેદા થાયછે કે જેમ તે દુનીઆંઓને આપણે, યાદ કરીએ છઈએ તેંમ તાંહાંનાં વસનારાંઓ આપણી દુનીયાંને યાદ કરતાં હશે કે ! તેઓબી આપણી દુનીયાંને મોટી મોટી દુરબીનોએ કરીને જોતાં હશે કે ! તેઓને પરૂથવીનો ગરેહ કેવો લાગતો હશે ! હીઆં બીજા ગરેહોની તો વાત રહી પણ આપણી નજદીકના મંગલનાં ગરેહ ઉપરથી પરૂથવી કેવી દેખાવી જોઇએ તેનો એક દેખાવ હેઠલ આપી આ રસીલી અને રમુજી તપાસને ખતમ કરીએ છઇએ.



## ગોમેજી લુટારો.

અમારા ગયા અંકમાં આંનીના અને મરાયા નામની જે બે બેહેનોની વાત પરગટ કરી હતી, તે ઉપરથી યુરોપ અને અમેરીકાના મોટા મોટા લુટારાઓનો કાંઈક ખેઆલ અમારાં વાંચનારાંઓનાં મનમાં ઉતરયો હશે. જે જે દેશો પોતાની રઈએત ઉપર મજબુત અમલ બેસાડવાને અશકતુ છે, તાંહાં રાજદુવારી બલવાખોરો કેદખાંનેથી છુટી આવેલા અથવા સતાવાળાઓના હાથમાંથી નાહાસી આવેલા અથવા સરકારની તરફથી દેશનીકાલ થયલા, શેહેરોની બાહેર જંગલોમાં વસેછે અને પોતપોતાની મોટી ટોળી બનાવી ગાંમો ઉપર દરોરો પાડેછે, અથવા મુસાફરોને લુટેછે તથા સતાવાળાઓને અતીશએ બેજારી આપેછે. તેઓ રાજના દુશમન તરીકે રેહેછે અને કેટલાંક દેશોમાંતો સરકારની બરોબરીયા થાયછે. તેઓ રેહેવાસીઓને કેદ પકડી તેમના માંથાં ઉપર કીમત મેળેછે તથા કેટલીકવાર સરકાર પોતે તે કીમત બાબે તેઓ સાથ સમજુતી કરેછે અને કીમત આપેછે તથા તે કારણસર એ લુટારૂઓ પોતાના વકીલોને વટીક મોકલી શકેછે. ગયા અંકમાં બેઆંન કરેલી આંનીના અને મરાયા નામની બે બેહેનોની વાતમાં ઇટલી દેશના એ પીંદારાઓનો જુલમાત બતાવયોછે. ગરીશ અથવા યુનાન દેશ મધે એવા લુટારાઓએ કેટલાક ઈંગરેજોને કતલ કરવા ઉપરથી મોટો ધભરાટ ઉઠી રહયોછે. સપેન દેશમાં પણ પીંદારાઓને હાથ કેટલાક ઈંગરેજો પકડાયાછે અને હમણાજ વળી કીયુબા દેશના એક લુટારાએ કરેલાં ઘાટકીપણાનો કમકમાટ ભરેલો હેવાલ મળયોછે, તેની ટુક કેફીએત હેઠલ ઉતારીએ છઈએ.

એ લુટારાનું નામ ડોન ગોમેજી લેગોબરસન કરીને છે અને પોતાની હીકમત અને જોરથી તે ફાંસીના લાકડાં ઉપરથી છુટીને નાહાસી ગયોછે એટલુ જ નહી પણ વળી પોતાની બદલીએ પોતાના જલાદને સુલીએ ચટાવી ગયોછે. કીયુબા દેશ કે જાંહાં એ બનાવ બનયોછે તે અમેરીકાના દખ્ખણ ભાગમાં ૭૬૪ માઈલ લાંબુ અને મોટુ એક ટાપુ છે. અમેરીકાખંડ શોધી કાહાડનાર મુસાફર કોલંબસે ઈસવી સને ૧૪૯૩ ની પોતાની પેહેલવેહેલીજ મુસાફરીમાં એ ટાપુ શોધી કાહાડયું હતું. સને ૧૫૧૧ થી તેમાં સપાંનીઅરડ લોકો રેહેવા જવા લાગા હતા તારથી આજ સુધી તે સપેન દેશના તાબામાં રહયુંછે, પણ એ રાજને તાંહાંના અસલ વતનીઓ સાથ ઘણું વેર પડયુંછે, તેમજ વળી ૧૮૫૦ થી એ રાજને તાંહાંથી હાંકી કાહાડવાને અમેરીકનો પણ કોશેશ કરતા આવયાછે. એ ઉપરથી રાજના દુશમનો વધયાછે અને ઘણાકો તાંહાંના જંગલોમાં પીંદારાપણું ચલાવે છે. ઉપલો પીંદારો ગોમેજી પણ એ વેસટ ઈનડીસ ટાપુનો એક રેહેવાસી છે. તે જેમ હીકમતી છે તેમજ જોરાવર છે અને ચીલીના લશકરને અતીશય હંફાવયા કરેછે.

ગોમેજી લુટારો થોડુંક ઉપર સીએરા પરોફંડાના પાહાડી રેહેઠાંણમા પોતાના સોબતીઓ સાથ રહેલો હતો. તેણે એક ખુબસુરત સ્ત્રીને કેદ પકડી હતી, અને તેણીના ખાવંદને લુટી તથા મારી નાખીને તે સ્ત્રીને પોતાની ઓરત તરીકે જબરદસતોઈ રાખી હતી. એ બનાવ ઉપરથી તેની પાછળ લશકરની એક ટુકડી મોકલવામાં આવી હતી અને તે ટુકડી તેને પોતાના સોબતીઓથી છુટો પાડી આગળ નહસાડવામાં ફતેહ પાંમી હતી. નાહાસતી વેળા તે પોતાની કેદ પકડેલી સ્ત્રીને લઈ નાહાઠો હતો, માટે લશકરે પણ તેનો દુમબાલો છોડયો નહી. નાહાસતો ડોન ગોમેજી એક ગોફામાં જઈ ભરાયો કે જાંહાં જવાનો મારગ એકજ હતો અને તે પાહાડની ઉપરથી હતો. ગોમેજીએ તે સ્ત્રીને ગોફાની અંદર રાખી અને પછે પોતે પાહાડની ઉપર એકલો ખરો થઈ ઉભો. લશકરે તેની પાછળ જવાની ઘણીબી કોશેશ કીધી પણ આ રાખ્શશી બળના લુટારાએ એકલે હાથે લશકરને હટાવાનો એક ઉપાય શોધી કાહાડયો. તે એકે ફતર અથવા ખડકના મોટા મોટા કકડાઓને તે હેઠલથી ઉપર આવતાં માણસો તરફ ગગડાવતો હતો, જેથી તેની તરફ આવવાને કોઇને હીમત થતી ન હતી.

આવું થવાથી લશકરના સતાવાળાઓએ એવો ઠરાવ કરયો કે પાહાડને ઘેરી લઈ ગોમેજીને ઉપરજ રેહેવા દેવો તથા હેઠલથી તેને કસો ખોરાકો પોંહોંચવા દેવી નહી. તેઓ ધારતા હતા કે એમ કરવાથી તેના ઉપર ભુખમરો પડશે અને ભુખમરો નહીં ખમાવાથી તે આપોઆપ તાબે થશે. આવા વીચારથી સઘળા સવારો પાહાડને તલીએ તેને તાબે થવાની રાહા જોતા બેઠા. એમ કરતાં એક દાહાડો ગયો, બીજોબી દાહાડો ગયો અને તરીજો દાહાડો આવયો તોપણ આ હીમતવાંન લુટારાએ તાબે થવાના કાંઇ પણ ચીનીહ બતાવયાં નહી. એ ઉપરથી વધારેવાર ખોટી થવાને બદલે એકવાર ફરી અચબુચ ધસી જવાનો લશકરી ટુકડીએ ઠરાવ કીધો અને ઘણી હીમત તથા નહદડ એકડી કરીને તેઓ એ

ઠરાવને અમલમાં લાવયા. આ વખત તેઓ ફાવયા અને ગોમેજી તેઓને હાથ કેદ પકડાયો, પણ એજ વખતે તેઓએ એક કમકમાટ ભરેલી શોધ કીધી તે એકે જારે આ ચંડાળ લુટારા ઉપર ભુખમરો ઘણો વધી પડયો તારે તેણે પોતાની કેદ કરેલી સ્રીને કાપીને ખાવા માંડી હતી અને લશકરને હાથ તે પકડાયો તેટલામાં તે સ્રીનું એક થાંન ખાઈ રહયો હતો. સવારો જઈ લાગા તારે તે નીરદોશ ઓરત બીચારી લોહીલુવાન અને મરતતોલ પડી હતી અને એ રીતે ગોમેજીએ પોતાની ભુખ મટાડી લશકરને ઠગયું હતું.

આ કસાઈને કેદ પકડતાંવાર તેને તપાસને માટે ઉભો કીધો અને ફાંસીની શીખસા મળી. એ શીખસા તરતજ અમલમાં લાવવાનો હુકમ થયો, માટે ઈનસાફની કચેરીમાંથી તેને પાધરોજ સુલી ઉપર લઈ જવામાં આવયો. જારે ગોમેજી લુટારો ફાંસીના લાકડાં ઉપર ઉભો તારે કેટલા રેહેવાસીઓને એક પાપ ઓછું થવાની ધીરજ આવી હશે. જલાદોએ તેના ગલાંમાં ફાંસો નાખયો, તેના મોહો ઉપર ટોપી પેહેરાવી અને માતર લાકડું સેરવવાનીજ વાર હતી, પણ તેવામાં ગોમેજીએ મોહોહેથી એક સીસોડી વગાડી, જે વાગતાં વારજ તેના આસરે સાઠ લુટારા સોબતીઓ એકાએક નીકલી આવયા, તેઓએ જલાદો ઉપર હોમલો કરયો, ગોમેજીને ફાંસીના લાકડાં ઉપરથી છોડવયો અને જાંહાં તે ચંડાળ ઉભો હતો તાંહાં એક જલાદને ઉભો કરી તથા ફાંસી દઈ તેઓ નાહાસી ગયા. એ રીતે ગોમેજી લુટારો ક્યુબાના સતાવાળાઓના હાથમાંથી પાછો છટકી ગયોછે.

---

## રૂહુબારબ.



ઓાંદાંવંદતોલાએ માણસં જાતનાં ઉધરભાવ અને પોશાનની ખોરાકી જાહાડપાનથી પુરી પાડવાની ગોઠવણ કીધીછે, પણ તેમજ વળી ખુલીઆની મીશાળે તે ખોરાકી ખાધાથી ઈઆ બીજી બદપરહેજીથી પેદા થતાં દરદોની દવા પણ જાહાડપાનોજ પોહોંચાડેછે. વળી એક જાહાડનો એક ભાગ ખાવાનાં કામમાં આવેછે તો બીજો ભાગ દવાનાં કામમાં આવેછે, એટલુંજ નહી પણ જે વસતુઓ ખાવા જોગ ખોરાકીની છે તેજ વસતુઓમાંથી દરદ દફે કરનારી દવાઓ બનેછે. માણસ જાતને જો ઈતી દવા દારૂ સુપીઅ કરીને જાહાડપાણમાંથી મળી આવેછે. કુઈનાનનો રોપો, જેનો પાક હમણા હમણા હીંદુસતાનમાં ફેલાતો ગયોછે, તે કીમતી રોપો આ બીનાંની એક સાબેતી છે. એવીજ એક કીમતી અને ઉપયોગી પદારથ રૂહુબારબ છે, જેનું ચીતર વાંચનારી બાનુઓને માટે ઉપર આપયુંછે. રૂહુબારબનું નામ ઘણા વાંચનારાઓએ સાંભળયું હશે અને ઉપલાં ચીતરથી તેનાં રોપાનો દેખાવ ધેઆંનમાં ઉતરશે.

આજનાં વખતનું સુધરેલું હકીમું ઘણે દરજ્જે યુનાની હકીમાં ઉપરથી નીકલયુંછે અને એ રોપો તેવા છેક અસલી વખતથી જણાયલો છે. ડાયોસોરાઈડસ, પલીની અને બીજા નામીચા વૈદવાંનો એ રોપાની પીછાંણ આપી ગયાછે. ટરેલસવાલો અલેકજાંડર હકીમ કાલજાંનાં તથા અતેસારનાં મરજો ઉપર રૂહુબારબ વાપરતાં હતો. આરબી લખનારાઓ પણ રૂહુબારબ વીશે લખી ગયાછે. મેસો નામનો આરબ હકીમ તરણ જાતનાં રૂહુબારબનાં નામ આપેછે. જો લાબ તરીકેની રૂહુબારબની ખાશીએત આગળની જણાયલી દીસેછે કેમકે પાલસ એજીનેટા નામનો આગલા જમાનાંનો હકીમ તે વીશેની શાહાદત આપી ગયોછે. આજે પેટનાં દુખો ઉપર રૂહુબારબનો ઉપયોગ ઘણો વધી ગયોછે અને તેનો પાક તથા વેપાર પણ ઘણો વધયોછે.

રૂહુબારબનાં રોપાનાં મુલીઆં દવાને ઠેકાણે કાંમ લાગેછે. પણ વળી તેનાં દાંખલાં ટારટ, પુડીંગ ઈતીઆદી પકવાંનોમાં તથા મીઠાઈઓમાં ઘણા કામનાંછે. તે નરમ, માંસ અથવા માંવા સરખાં અને ખટાસ વાલાં હોયછે. તેનાં મુલીઆં કાળાં પણ વાસ વગરનાં તથા નરમ અને અં

દરથી લગાર સફાઈદાર હોયછે. એ મુળીયાં આંટરડા વાળા અવીઅયોને વધારે ખેંચી રાખવાની ખાશીએત ધરાવેછે. તેમજ વળી આદ્દા અથવા હોજરીને વધારે કુવતમંદ કરવાની તથા જેલાબ લાવવાની પણ એ મુળીઆમા શકતીઓ છે. એ દવા થોડી થોડી વાપરી હોયતો ખોરાક પચાવાનાં મંતર ઉપરજ તેની અસર થાયછે, પણ તેનાં જથામાં વધારો કરવા પછે તે પેહેલાં જાહાહો નરમ કરવા પછે કબજીઆત નીપજાવેછે, અને તેટલાજ માટે પેટનાં મરજ ઉપર એ ઉપાય અકસીર જેવો ગણાયછે.

રૂહુબારબનાં રોપાઓને એકેકથી આસરે એક ફીટને તફાવતે ઉગાડવામાં આવેછે. મોટા પાયા ઉપર તેનો પાક કરવા માટે હલકી અને રેતીની જમીન તેને ઘણી માફક આવેછે. તે જમીનને સારીપટે ખાતર આપીને પાકવવામાં આવેછે અને પછે તરણ ફીટ લાંબી તથા બે ફીટ પોહોલી હારમાં એ પાલાને રોપવામાં આવેછે. એક પાક દસથી પંદર વરસ સુધી જવાબ દેયછે. એ રોપાનાં પાતરાં પોહોલાં અને મોટાં થાયછે તથા તેમની ઉપર ફુલ જથાબંધ ઉગેછે. એ રોપા ઘણી જાતનાં હોયછે અને તે દુનીઆનાં ઘણા ભાગોમાં ઉગેછે. તેનો મુખીઅ પાક એશીઆખંડમાં ચીન અને ટારટારનાં મુલકમાં તથા હીમાલીયાનાં પરવતો તરફ થાયછે, પણ તેનો ફેલાવો એટલો થઇ પડયોછે કે તેની ખરી અને અસલ જાતી કહી છે, તે શોધી કાહાડવું ઘણું મુશકેલ થઈ પડયુંછે. તે અસલ જાતી મેળવવાને જુદા જુદા દેશોએ ઘણી કોશેશો કીધીછે.

સને ૧૭૫૦ માં રૂશીયાન સેહેનશાહાનાં વડા હકીમ નામે માઉઓઅરહાદે અસલ જાતીનાં બીઆં લાવવાનું કામ રૂહુબારબનાં એક ટારટાર વેપારીને સોંપયું હતું. તે બીઆં લાવયો ખરો પણ અસલ છે કે નકલ તે વીશે પકી ખાતરી થઈ નહી. તે બીઆમાંથી પાક સારો થયો અને ૧૭૬૨ માં તે બીઆં પેહેલ વેહેલાં સકાટલંડ દેશમાં એડીનબરો ખાતે લઈ જવામાં આવયાં જાંહાંથી તેમનો ફેલાવો વીલાતમાં વધયો. એ અરસામાં અસલ જાતી વીશે ઘણી તલાસ જારી રહી અને ૧૭૯૦ નાં સાલ સુધી રૂશીઆંનોની પતીજ થઈ નહી, તારે એ બીનાં નકી કરવા સારૂં રાંણી કેથેરીનની સાહેતા હેડલ સીવર નામના એક હકીમને સાઈબીરીઆ દેશમાં મોકલવામાં આવયો. જે દેશમાં ખરો રૂહુબારબ ઉગતો હોય, તેવે ઠેકાંણે જવા સારૂં તેણે બાર વરસ સુધી ફાંફાં મારયાં, પણ અંતે નાસીપાસ થઈ તેને પાછો ફરવું પડયું.

રૂહુબારબનો રોપો ઉગવા પછે તેને બજારને માટે આગમચથી તઈઆર કરવામાં આવેછે. ચીન અને ટારટરીમાં તેનાં મુળીયાંને ખોદી કાહાડવા પછે, તેમને સાફ કરી તથા કાપીને કકડા કરવામાં આવેછે અને પછે ફતરની મોટી તખતોની હેઠે આતસ રાખી તેમનાં ઉપર તે કકડાઓને સુકવેછે. એ પછે તેમાં આંધરાં પાડી તથા દોરી પોઇને તેમને સુરજનાં તાપમાં મેળેછે. ટારટરીમાં ઘરનાં આંગનાં મધે અને કોઈવારતો જાનવરોનાં બે સીંગડાંની વચે રૂહુબારબને સુકાતો મેળવાની તોરણોની હારને હાર નજરે પડેછે. એ રીતે સુકવયા પછે પેટીઓ ભરીને તેમને બજારમાં વેચવા લઈ જાયછે. ટારટાર તથા ચીનનાં મુલકોની નજદીક રૂશીઆંનનો મુલક આવવાથી તે દેશમાં રૂહુબારબનો વેપાર મોટો ચાલેછે અને ચીન તથા રૂશીયાની વચે કેટચા ખાતે એક મોટી ફાકટરી રૂશીઆંનોએ સથાપીછે. સને ૧૮૪૦ નાં નવેમબર મહીનામાં જારે ચીનાઇ રૂહુબારબની તંગી પડી હતી, તારે હીમાલીયા પાહાડ ઉપર ઉગાડેલો રૂહુબારબ કલકતેથી પેહેલ પેહેલો યુરોપ ગયો હતો, તારથી તેનો વેપાર વધવા લાગોછે. એ રીતે આ ઉપયોગી જીણસ આપણા પોતાનાં મુલકમાં ઉગેછે, તોપણ આપણા ખપ જોગ રૂહુબારબ પરદેશથી મંગાવીએ છઈએ એ ઘણું કફોડું દીસેછે.

## વણવેહેવાઈનાં વરઘોડા.

કુકીકાકી—ઓવાએ વીલરાઇ, એ શા ફજેતા ? પોતાની માઓને જણી દીકરીનું મોહોડું જોવાનાંખી ઓરતા રહી જાય ? દીકરી જેવી દીકરી થઇને મહીરે નહી આવે ? એ વારી નાંખીએરે એવા વેહેવાઈ ને વેહેવાંણને.

વીલરઆઇ—શું કેહું પેટ તાહરાં ! તમેજ જોવો માએ. એતો અમે પોચાં કેણી તે પોચી મરોરી કોપરીએ ખણેછ.

કુકીકાકી—પણ કાંએ વારૂ ? એટલું બધું શું છે ? કાંઇ રસતે કે બારણે પડેલાંછે કે શું ? કાંઇ ઓસીઆળાં બેસીઆળાં છે કે શું ? વાએ, વાએ ! ઓખાની ગુણ પોહોંચાડતાં હોશે તે હવે નહી પોહોંચાડશે ! એતો માએ તમારીથીજ એવું વેડાય. મારા જેવો દાધાબરીઓ સભાવ હોય કેની તો કોણ જાણે શું વણ ચહડે ને વાદલ ઉતરે.

વીલરઆઇ—એ હું મરૂંરે કાકી તમારા બોલવાપરથી. જેવું ખરૂં બોલોછ તેનો બદલો ખોદાએ તમોને દેખાડે ને તે ખરૂં તમારી આડે આવે ને ઘણી બેઆરને માથે અખઈ થઇને રહો. તમારો વીચાર બધો બરાબર છે, પણ શું કરીએ માએ ? ઘરનો ધણીજ આડો થઈને બેઠો તારે આપણું શું ચાલે ? એતો ઘર ચલાવે તે ઘરનો દોહી ને ગામ ચલાવે તે ગામનો દોહી.

કુકીકાકી—પણ સારખશાહો શું સમજતા નથી ? એ વાએ એ કોતક તે કેમ જોવાય ? પણ તેવણ શું કેહેછ શું ?

વીલરઆઇ—એવણતો કેહેજે હું ભલો કે મારો વેહેવાઈ ભલો. જારે જરીને તેડાવાની હું વાત કરૂંછ, તારે તેવણ નાંની નાંજ કેહેછ, ને ઘણે કેહેવે જારે એક તેડું મોકલવા દેછ તારે વળી તેનો સસરો થનો મારા આબરૂ દરકારતાં માણસોને પાછાં વાળેછ. પણ બાપ જેવા બાપ થયા તો તેને એમ નથી કેહેતા કે હું આવરે, આવા તેવા, મારી દીકરીને તું મારે ઘેર કાંએ નહી મોકલતો ? બસ, જાણે વેહેવાઇએ કહયું તે ખોદાએ કહયું તેમ તેનાં સુખનને પાછો ફેરવવા ના કેહેછ !

કુકીકાકી—અરે ફીટરે ! ઓજીયા એ શું ઢોંગ ? એ તો માએ કોઇએ કાંઇ કરી મુકેલું હોશે. એ લેવો સાવખશાન આવેછ. લાવોની હું બે વાત સમજાઉં. એમ તે કાંઇ વાએ ચાલે ?

વીલરઆઇ—કાકી તમે તમારા ભતરીજાને સમજાવો તારેતો મોટી મેહેરબાંની થાય.

વીલરઆઇ—પણ કોણ જીવખાઇ તેને ઘેરમાં રાખ
વાં માંગેછ ! ઘેરમાંની રાખતીને ઘેલું લાગેર ! મારી દીકરી
ને ગાંધી રાખતાં મરેરે ! મારી દીકરીનુ કાજનાં કરનારાં મરેરે !

સાવખશા—વીલર, વીલર, વળી એમ મોહોડાને ગં
ધાતું કીધું. સેહેલ સુહુજે વાત કરતાં થાયછ શું ?

વીલરઆઇ—બેસો, બેસો, તમેતો હવે મુગાજ બેસજો.
ગમેતો ટોપલે ઢંકાઈને ઈડું મેળો. તમેજ પાધરા હોવો તો
વળી જોઈએ શું ? બીજા ગામનાં વણવેહેવાઈઓને જોવો.

કુકીકાકી—આજે બીજો જેવો બાપ હોયતો ભર ચક
લાની વચે વેહેવાઈની ફેંટ પકડીને પુછે કે હુંઈ આવરે,
તેં મારી દીકરીને કાંઈ વેચાતી બેચાતી લીધીછ કે તું મારે
ઘર મોકલતો નથી. પણ તમેતો કેથા વેહેવાઈનીજ ચહડ
તી કરી આપોછ. આપણે આપણો ટેક રાખીએ તો બી
જા કોઈ ટેક રાખે કે !

વીલરઆઇ—(કટકા મોરીને) હરી પહેરે ટેકનાં રાખ
તાં. મુવાં હીનાં છીનાં, વણવેહેવાઇની આબરૂનાં સમજતાં
તુટી પડયાં. સાસુ જોઈએતો નાંતરેની ને પાતરેની,
સસરો જોઈએતો રીજારડો પીજારડો, ભલા કાજે ફીનાલ ની
કલી કે શેરમાં કનટરાજ લઈને કમાયો, જમાઇ જોઈએતો
તરકરીનો જણેલો તરકરો, જરા જરામાં મોહોપર ચઢી આ
વે. ને તેમાં જીભરાયા સાવખશા તેનાંઓને મળેલા, એટ
લે આપણું શું ચાલે માએ ! (રડી પડીને) કોઈ દાહાડે ધ
ણી વેઆરનું સુખ દીઠું નથી, ને એ દુખમાં ને દુખમાં
રીબી રીબાંને દમ આખર થશે.

કુકીકાકી—ઓ ઓવારૂં રે, તું કાંએ સાંજી વખત અ
મસથી આંખ પાંણી ભરેછ ?

વીલરઆઇ—(વધારે થુસકા મુકીને રડેછે) મુઈ વેહેવાં
ણ થતી કેહેવાડેછ કે તમેતો અમોને ગાળ દેઓછ, પણ એ
આપુણે ગાળ દેય તેનું કાંઈ નહી ? કાંઈ બાહાનું નહી
પાયું તારે મુવાંને રીત ઓછી પડી, ને તે બાંહાંને મારી
જરીને અસે મસે મીહીનાં મારેછ ને જરીને બધો જીવ પ
ખોરીને આપવા માંગેછ.

સાવખશા—એબી બધી ખોટી વાત છે. જેમ વણ
વેહેવાઈને ગાળ દેવાથી મેં હીઆં અટકાવ રાખેલોછે, તેમ
આપણા જમાઈએ મારી સાથ સમજીને પોતાના ઘરમાં અ
ટકાવ રાખેલોછે.

કુકીકાકી—અરે અમોલા બેસો અમોલા. અટકાવ
નાં રાખતા વાજ વરેઆ. જમાઇને કહીએ કે આફીસમાં
થી બાહાર જાયછ તે વખતે ઘરમાં માએ થતી બઈએરપર
કેવું તેલખું પાડેછ તે જો. પરમ દાહાડે જરીને હું તેડવા
ગઈ તારે મારા દેખતાં થોડી ગાળ દીધીતી.

વીલરઆઇ—ગાળની દેતીને ગળસોળાં થાયરે ને મા
રે મોને એનાં માએ બાપ મરેરે.

સાવખશા—(મનસે બોલેછે) બધા કજીયાનું મુળ આ
કસકુનમ કુકીકાકી છે, માટે એને કોઇ રીતે સપડાવીને ત
થા સવાદ ચખાડીને સુધારવી જોઈએ.

કુકીકાકી—સાવખશા, તમે બીહોછ કાંએ ? હવેતો
પેલી માટી મુઆંની કોરટ નીકલીછ તારે સાંનુ બીહીવાનું !
તમે તમારે બસ એક ટેડું મોકલો, ને જો જરીને નહી મો
કલેતો પછે તમારે ઘેરથી એક સાડી આપો, એનાં સાસુ સ
સરાં નહી જાણે તેમ હરૂસેથી હું એને તેડી લાવશ. તમા
રામાં હીમત જોઈએ.

સાવખશા—(મનસે બોલેછે) એને સપડાવાનો આ
તાલ ઠીક છે. (પછે જાંણે કે કુકીકાકીની સલાહ પેચાંન
માં ઉતરી હોય તેમ બોલેછે) કુકીકાકી, તમે કહોછ, તેબી ઠીક
છે. હું તમોને મારા જમાઇપર એક ચીઠી આપુછ, તે લઈને
તથા જરીની એક સારી લઈને તમે જાઓ. જો ચીઠીથી
મારો જમાઈ નહી સમજેતો પછે તમે તમારૂં સુજીઉં કરજો.

સાવખશા ચીઠી લખેછે તેટલાં,

વીલરઆઇ—(બોલેછે) કાકી, તમે તમારે ગમેતો ચી
ઠી આપજો, પણ જરીને કેનીતે જરા વાત કરવાને મસે ભોં
એતલીએ બોલાવજો ને પછે આએ સારી પેહેરાવીને તમે
તમારે હુંઈ લાવજો. પછી મુવાંનાં ઘેરપર થુકુબી નહી.

સાવખશા પોતાના જમાઇ બેહેરાંમશાહાની ચીઠી
બીડીને આપેછે તે લઈને તથા એક સાડીને પોતાની
સોડમાં સંતાડીને કુકીકાકી એક માહાભારત કામપર
જતાં હોય તેમ મગન થતાં થતાં જરીને સાસરે જાયછે.

જરીની સાસુ—આવો કુકીકાકી, આવો માએ બેસો
મરૂં.

કુકીકાકી—સારે રૂરેરે મરૂં. જીભરાયા તમારા વેહે
વાઇ સાવખશાએ અખઈ રહયા બેહેરાંમશાહાપર એક ચી
ઠી આપીછ, (ચીઠી બેહેરાંમશાહાને આપેછે) ને વેહેવાંણુ વી
લરઆઈએ જરીને તેડવા સારૂં મને મોકલીછ, તે બે દા
હાડા રહીને પાછી આવશે.

બેહેરાંમશાહા ચીઠી વાચેછે.

" પેઆરા બેહેરાંમ, આ ચીઠી લાવનારી વીધવા મારી
" એક દુરની સગી કુકીકાકીને તું સારીપઠે ઓળખેછે, તે
" કજીઆનું કાલબુદ છે અને આપણ વણવેહવાઈમાં અ
" ઠડાવી મારનારીછે. જરીને હરૂસેથી ફુસલાવીને મારે ઘ
" ર લાવવા સારૂં તે એક સાડી સંતાડીને લાવીછે, પણ
" તેની આ છુપી ખબર આપુ છઉં અને ઉમેદ રાખુ છઉં
" કે એ રાંડીરાંડને તું કાંઈ એવો સવાદ દેખાડે કે જેથી
" નીરદોશ સગાં વાહાલાંઓમાં ફરીથી કજીઓ કરાવતી એ
" અને એનાં જેવી બીજી કસકુનેમોને અછો ચાનાક મ
" ળે. એનઅરજ.

"લા૦ તારો દુવાગીર,
" સાવખશા સુખલાજી."

બેહેરાંમશાહા—કુકીકાકી તમે આયાંતો ભલે આયાં,
બેસો, રાતનું જમીને જરીની સાથે જજો. (સોડપર નજર
કરીને) કાકી એ તમારી સારીની સોડ હેડલ પોટકું સાંનુછે !

કુકીકાકી—(શરમાઈને ઉડાવેછે) કાંઈ નહી બા, એતો
કાંઈ નથી.

બેહેરાંમશા—કાંઈ નહી સું, કાકી ! આવડો મોટો ટે
ડડો થયોછ ને ? કાંઈ કપડાંની ગાંસડી જેવું દીસેછ ? એ
માંબી છુપાવાનું શું છે ? તમારાં કપડાં કોઈ ખાઈ જવા માગેછ.

કુકીકાકી—એતો કેની તે બા એક મારી નવી સારીછે ?

બેહેરાંમશા—હું ! કાકીતો પઈસાવાળાં થયાં. નવી સારી સાથેજ બધી વાત છે. જોઈએ જરા દેખાડોની.

કુકીકાકી—(વધારે ટંકેછે) અરે બા, ગરીબ માણસની મશખેરી કરોછ. એવો સારીતો તમે ધવાડનારીઓને આ મ્રતા હોશે.

બેહેરામશા—પણ હવે એટલી બધી સંતાહોછ કાંએ જરા દેખાડોની ?

કુકીકાકી—જા બા બેહેરાંમશાહા, એ દુખેતો તારેતાં હાં મને આવવા નથી ગમતું.

જરીની સાસુ—પણ માએ હવે જરા દેખાડો, એનો એ હાંફરો છે તો નરમ પાડોની.

કુકીકાકી—વાએ, વાએ, એ શા ફજેતા. કાંઈ હરૂસે તરૂસેની હોય તેબી જોવાનું કે ?

બેહેરાંમશા—કાંઈ નહી, બસ મને દેખાડો (કુકીકાકી ના હાથમાંથી ગાંસડી જુતી લઈને છોડેછે). આએતો મારી જરીની સારી છે.

કુકીકાકી—(ઘભરાટમાં જુઠું બોલેયાં) જરીના બાવાની. કેરે અપાવીતી ?

જરીની સાસુ—હા માએ. ગોરરૂપીઆમાં પેહેરાવીતી તેજતો એ.

કુકીકાકી—(એક જુઠાંપરથી બીજું જુઠુ) નારે માએ, એતો મારી સારી છે. જે વાત લાયાછ તે.

બેહેરામશા—જરીને તેડીને પુછોની એટલે ખાતરી થ શે. હાંક મારેછે. જડાવ ! જરા હંઈ આવી જા. (જરી આવેછે) આ સારી કોણની ?

જરી—જી એતો મારી સારી છે. આએ શું ? મામા નાં સોલુનાં લગનમાં ગીઆતાં તે દાહાડે પાલવપર દાઘ પ ડયોતો તે સઉ છે.

કુકીકાકી—તમે બધા જણ મળીને મને ફસાવા બે ઠાચ વાય.

બેહેરામશા—કુકીકાકી હવે વધારે ગડબડ ના કરો.

કુકીકાકી—એવાએ ગડબડ સાંની ને બડબડ સાંની ? (ઘભરાટમાં એક જુઠાં પરથી બીજું જુઠુ) એ સારીતો મેં રૂ સતમ આગા પાસેથી વેચાતી લીધેલી.

બેહેરામશા—ઓ હો—રૂસતમ આગો બાકુતનાં માર પર આવેલોછે. દાદરપરથી ચહડતાં મેં તેને હમણાજ જો યો હતો.

ઉપરથી રૂસતમ આગાને તેડી મંગાવેછે, અને તે આ સાડીની વાત સાફ ના પાડેછે. કુકીકાકી ઘભરાયછે.

બેહેરામશા—કાકી, તમે જાણોછ કે જુઠાંની મને ઘ ણી છીટ છે અને ચોરીની મને તે કરતાં વધારે છીટ છે. મારી ખાતરી થઈછે કે આ મારી જરીની સારી તમે ચોરી છે. (ચાકરને હાંક મારી કેહેછે) કાસમ, જા જઈને પોલીસ નાં સીપાઈને તેડી લાવ. હજીબી તમે શું કહોછ. શું આ સારી તમારી છે ?

કુકીકાકી—અરેરે તમે ફજેતીનાં કરતાં.

જરીની સાસુ—ઓ તુંજ મરેની, રાંન ચોર ! ઘરો પ ખોરીને લેવાની આવતી તું દોજખમાં જાય.

આ બે જણ વચે મોટો કજીયો થઈ પડેછે, તેવા માં સીપાઈ આવેછે.

બેહેરામશા—(ગુસાનું દોળ ઘાલીને) જો, ઓ, બાઈ, તુંને ચોકીમાં જવું પડસે. હું છેડાઉંછ તારે સગા બાપ નો નથી થતો, વાસતે બોલ આ સારી કોણની છે.

કુકીકાકી—(ઘભરાઈને) હાબા એ સારી જરીની છે, પણ મનેતો તમારા સસરાએ આપીછ. તમારે ગમેતો પુછાવો.

બેહેરામસા—એ વાત હું માંનતોજ નથી. અમારે ઘેરની સારી તેવણ તમુને કદી આપેજ નહી. તમે પેહેલે નામુકેર ગયાં તે પરથીજ જણાયછ કે તમે એ સારી ચોરેલી હશે. બાકી તમુને આપેલી હોયતો તમે પેહેલાં છુપાવો સા વાસતે ? ચાલો હવેતો આ સીપાઈની સાથે તમે મારે સા સરે ચાલો તાંહાં તમારા ને આ સીપાઈનાં મોહોનાંપર સાવ ખશાને પુછી જોઈએ.

મોહોલાની અંદરથી સીપાઈની સાથે ચાલીને જવું પડવાથી કુકીકાકીની ઘણી ફજેતી થઈ. બધાં લોક જોવા નીકલયાં અને સઉ કોઈ થુથુ કરવા લાગાં. સાવખશાને ઘર જવા પછે, તેણે સીપાઈને સમજાવીને પાછો વાલયો. કુકીકાકી પસેમાંન થઈને રડવા લાગી. તે બોલી કે "મારી કાંહાં કમબખતી લાગી કે હું મુવાઓને ઘર મુઈ. હું મુઈ રે આવતી ને જતી. તમે મને મોકલતાં મરેરે. મારી રે વરી દાતાદાન થઈ ને મને ભોંયમાં ભરાવું પડયું."

સાવખશાએ તેણીને ધીરજ આપી તાહાડી પાડવા પ છે કહયું કે "કાકી, હવે તમે મુગાં મુગાં ઘર જજો, ને આઠ દાહાડા સુધી ઘરમાંથી બાહાર ના નીકલતાં. ને જારે ઘર માંથી બાહાર નીકલો તારે કાંઈ સારાંજ કામ સારૂં નીકલ જો. પણ જો તમોને કામ નહી હોયતો નહી કામનું શોધી ને વણુવેહેવાઈમાં વેર વસાવાથી પરહેજ રેહેજો. મારી વીલ રને પોતાની વેહેવાંણ સાથ કજીઓ કરાવામાં બધાં કારસતાં ન તમારાં છે, ને તમે મને વટીક ઉસકેરવાને ચુકયાં ન થી. તે હીઆં સુધી કે "માટરીમોનીઅનલ કોરટ" જેને તમે માંટી મુઆની કોરટ કહોછો તેમાં વટીક ચહડી જવાની તમે મને ભલામણ કીધી. પણ તેનું કારણ શું ? એટલુંજ કે પોતાનાં બચાં તરફનાં એક ખોટા લાડ થકી અ ને તેબી વળી તમારા ઉસકેરવાને લીધે મારી વીલર પોતા ની દીકરીને વગર કારણે ઘર મધે રાખવા માંગેછે અને સા સરાંવાળાંઓએ અણઘટતી ગણી નાકબુલ રાખેછ, તેટલાં નજીવાં કારણસર તમે વીલરને પોતાની વેહેવાંણ સામે એ ટલી ઉસકેરી મેળી. પણ આપણા દીકરા દીકરીનાં ફાયદા ને સારૂં આપણ માબાપને ઘટારત છે કે એવા નજીવા કુથ લા કરવાથી આપણે હાથ ઉઠાવવો જોઈએ. મા બાપની એ ટલીજ ફરજ છે, કે બચાંનું સુખ જોવું. જો મારાં બચાંપ ર કાંઈ દુખ પડતું હોય ઈઆ જુલમ પડતો હોયતો હું ત રત વચે પડું. પણ જરીતો પોતાને સાસરે સુખી છે, બધાં જણ તેનીપર પેઆર રાખેછે, તે પોતે પોતાને સાસરે રેહેવા ને ખુશીછે. તારે આપણ નજીવા કારણસર વચે પડવું નહી જોઈએ. માબાપ ઘણીવાર પોતાની ચાલથી પોતાનાં બચાંનું ધાંન ભાંજે છે, અને વર બાઈએર વચે સલાહા, વ ણુવેહેવાઈનાં કજીઆને ખાતર તેઓ રોડાવેછે. કાચા કાંનનાં માંટીડા હોય તે તમો બઈરાં લોકનાં કુથલા સાંભળીને નુકસાંન કરેછે, પણ દરએક સમજુ ઘર ધણીની

ફરજ છે કે બઈરાંઓને એવા કુથલા કરતાં અટકાવે તથા તે મને તારી મારીથી દુર રાખે. વાસતે કાકી હવે તમે ગુગાં ગુગાં જાઓ અને આજે તમોને જે સજા થઈછ, તેથી ફરીથી એવા કામમાં હાથ ઘાલશો ના."

---

## જારજ પીબડી.

સખાવતે બાહાદુર, સોદાગરોનો શાહા, ગરીબોનો વાલી, દુખીઓનો દાતાર, આ જમાનાંનો જગપરસીધ અને જગમીતર ખરો નર તે આ જારજ પીબડી થઈ ગયોછે. તેની શખાવત, તેની ઉદારતા અને તેનું મોટું દીલ તેને આ જમાનાનાં હાતમનાં નામને યોગીય બનાવેછે. પણ તેનાં ગુણોની ખરી કીમત કરવી હોયતો એ મરનાર માહા પુરૂશની જીંદગીનાં અહેવાલ ઉપર પુખત ધેઆંન પોહોંચાડવું જોઈએછે; જેમ કરવાથી જારજ પીબડી એક ફરેસતાઈ ખસલતનો, ખરેખરો દેશહીતકારી, પરગંજુ અને ભાઈબંધોનાં હક આગળ પોતાનો ભોગ આપનાર માણસ સાબેત થાયછે.

જારજ પીબડીની પેહેલી તારીફ તો એ છે કે તે પોતાનાં જાતી ઉદીઓગથી મીસકીની હાલતમાંથી વધીને કરોરપતી થયો હતો. સીતેર વરસની વાત ઉપર દખશીણ અમેરીકાનાં માસાચુસેટસ પરગણામાં પીબડી નામનો ૧૧ વરસની વએનો એક છોકરો, તેટલી નાહાની ઉમરે નીસાળ છોડવાની ફરજ પડવા પછે, એક ગાંધીની દુકાન ઉપર સીખાઉ તરીકે ચાકરીએ લાગો, તારે એજ છોકરો થોડા વરસમાં એક કરોરપતી થઈ જશે, એવી શું કોઈનેબી ખબર હતી? પણ ડાંનવરસ નામનાં જે ગામડામાં તા૦ ૧૮ મી ફેબરવારી સને ૧૭૯૫ માં જનમ થયો હતો, તાંહાંની નીશાળમાં માતર વાંચવાનું, લખવાનું તથા હીસાબ શીખવા સીવાએ બીજી કસી કેળવણી પીબડીએ હાંસલ કીધી નહી, મગર પોતાની હોશીઆરીથીજ પછવાડેથી તે એટલી પુખત કેળવણી પામયો હતો કે તેણે લખેલો એક દસતાવેજ લખાંણનો નમુનો હતો, એવું ઉંચું મત વેલાતનાં ચીફ જસટીસ શાસ્ત્રીએ ભર કોરટમાં આપયું હતું.

ગાંધીની દુકાંનમાં ચાર વરસ તથા પોતાનાં બપાવાનાં ગામડાંમાં એક વરસ મેહેનત કીધા પછે, પીબડી પોતાનાં ભાઈ ડેવીડની કાપડ વેચવાની દુકાંનમાં ચાકરીએ રહયો. થોડા મહીનામાં તે દુકાન મધે આગ લાગો, પણ તે વાશીંગટન કોલંબીયા ખાતે તેનાં કાકાની દુકાંનમાં તેને બે વરસ તેથી ચાકરી મળી. સન ૧૮૧૨ માં તેની ઉમર માતર બીજુ વરસની હતી, તે વેળાએ ઈંગલંડ અને અમેરીકા આગ ઉઠેલી લડાઈને વખતે પીબડીએ એક વાલંટીઅર તરે ગમત ઈંગરેજી કાફલાની સાંમે પોતાનાં શેહેરનો બચાવ કરારી આરતો. તે વખતનાં પીબડીનાં બે સોબતીઓ હજી ઈતને ગુદમાં હઈઆત છે, જેઓ કહેછે કે તેઓ શોખને ખાખવાથી પીબડી સાથે માછલી પકડવા જતા હતા, અને તે વથી ઘર પીબડી એટલો ગરીબ હતો કે તે રમતને લગતા ખ ાં પીબડીનો ભાગ તેઓ ભરતા હતા, તોપણ તેની ચાલમલગત એટલી સારી હતી કે એ ગરીબ છોકરાને સાથે લઈ જવા વગર રેહેતા નહી હતા.

ઉપલી લડાઈ પુરી થવા પછે મી૦ રીગસ નામનાં વેપારીએ પીબડીને પોતાનો ભાગીયો કરવા માંગયો. પીબડીની ઉમર તે વખતે માતર ૧૯ વરસની હતી તથા તેની પાસે એક દોહોડીયું નહી હતું, માટે તેણે એક વેપારીનો ભાગીયો થવાને આનાકાની કીધી, પણ તેની હોશીઆરી તથા ચાલાકી એટલી પસંદ આવી કે મી૦ રીગસે બજીદ થઈ તેને ભાગીયો કીધો. નાંણું એ ધંણી પુરૂં પાડતો અને મેહેનત પીબડીની હતી. એ પેહેડી થોડાં વરસમાં વધી ગઈ અને ૧૮૩૦ માં જારે મી૦ રીગસે ભાગ છોડવયો તથા પીબડી પેહેડીને માંથે એકલો રહયો તારે અમેરીકાનાં મોટા વેપારીઓમાં તે એક ગણાતો હતો. પંદર વરસમાં પીબડીનાં ભાગ્યેગમાં ફેરફાર થયો. ૧૭ વરસની ઉમરે જે એક "શાપ બોએ" હતો, તે તેથી બમની ઉમરે મોટો વેપારી થયો.

આ પેહેડીનો એકલો ભાગીયો થવાની તરણ વરસ આગમચ ૧૮૨૭ માં પીબડીએ લંડન ખાતે આવીને પેહેડીની શાખા ઉઘાડી. ભાગ છોડવવા પછે ૧૩ વરસે ઈઆને પેહેડીમાં દાખલ થવા પછે ૩૦ વરસે ૧૮૪૩ નાં સાલમાં અથવા પોતાની ૫૦ વરસની નજદીકની ઉમરમાં પીબડીએ પોતાની એ જુની પેહેડીને છોડી દીધી અને લંડનમાં રહીને શરાફીનો ધંધો કરવા લાગો. હીઆં તે એક મોટો અને દોલતમંદ નાણાવટી થઈ પડયો. તેને વરસ દાહાડે ૫) થી ૧૦) લાખની પેદાસ થવા લાગી. તેની ઘણી ખરી દોલત તેણે ઈંગલંડમાં મેળવી, તોપણ પોતાનાં વતન અમેરીકાને તે ભુલી ગયો નહી હતો. એક વખતે તાંહાંનાં પેનસીલવેનીયાનાં રાજે ઈંગલંડ ખાતેથી લીધેલી લોનોનું વીઆજ અદા નહી કીધાથી તે અમેરીકન પરાંતની આબરૂ ગઈ, તેથી પોતાની આંટ ગઈ હોય એટલું પીબડીને દુખ ઉપજયું. તે દુખમાંથી રાજને છોડવવા માટે ઠરાવેલા કમીશનરોમાં એક મી૦ પીબડી હતો. તેણે તે રાજનાં આગેવાંનો ઉપર ઠપકાનાં શખત કાગળો લખયાં, અને જારે તે રાજ દીવાળાંમાંથી બચયું, તારે કમીશનર તરીકેનું જે લવાજમ બીજાઓને મળયું, તે પીબડીએ લેવાને ના પાડયું. વળી ૧૮૫૧ નાં સંગરહશથાંનમાં અમેરીકાથી આવેલા સઘલા સામાંન પાછળનો ખરચ પીબડીએ આપીને પોતાનાં તે વતન તરફનો પેઆર તેણે દેખાડી આપયો.

વરસ દાહાડે ૫) થી ૧૦) લાખની આવક છતાં, લંડનમાં આવયા પછે દસ વરસ સુધી પીબડીનો ઘર ખરચ વરસ દાહાડે ૬૦૦૦ રૂપીઆથી વધારે નહી હતો, અને પાછલાં વરસોમાંબી તે કરકસરથી રેહેતો હતો. પોતાની ગમતને માટે નાંચ રંગનો શોખી નહી હતો, પણ થોડાક દોસતો સાથ જમીને પાનાં રમવામાં અથવા માછલી પકડવામાં પોતાની ગમત સમજતો હતો. તેને ગાએણનો ઘણો શોખ હતો અને તેથી ગીતો ગાવા તથા સાંભળવામાં વખત કાહાડતો હતો. તે મોટાં ખાનાં કદાચજ આપતો અને તે બી કોઈ જાહેર કારણસર આપતો. જેમકે પોતાનાં વતનીઓ અમેરીકનો સાથ ઈંગરેજોને નોતરીને તેઓ વચે પે

રાજ ચલાવેછે, તો ચાંદનબાઈ ૧૫ કલાકમાં પોતાનું નાહાનું ઘર નહી ચલાવી શકે ! એટલા વખતમાં મોટા મોટા વજીરો રાજકારોબારની તરેહવાર ગોઠવણો કરી શકેછે, સરદારો મોટી મોટી લડાઈઓ કરી શકેછે અને વળી ખાનગી કામો ઉપર ધેઆન આપી શકેછે, તારે એક ઘર ચલાવા સારૂં શું રોજનાં ૧૫ કલાક થોડા છે ?

જેમ પઈસા હાથમાં હોય તેટલાં સાચવી રાખવા જોઈએ, તેમજ વખત પણ હાથમાં આવે તેટલાં સાચવવો જોઈએ. જેમ પઈસા એકદમ ખરચી નાખીને પછે મોહોડું જોવું પડેછે, તેમજ વખત પણ એકવાર ખોહોવાયા પછે દાચું વકાશીને બેસી રેહેવું પડેછે. પઈસાનાં ઉડાઉપણા કરતાંબી વખતનું ઉડાઉપણું વધારે ભારી પડેછે, કેમકે ખોહેલા પઈસા એકવાર પાછા મલેછે, પણ ખોહેલો વખત કદી પાછો મલતો નથી.

માટે જારે ખોદાએ આપેલા રોજનાં ૧૫ કલાક ચાંદનબાઈને બસ થતા નથી, તારે તે વખતને સાચવતી નહી હશે, તે વખતને ગુમાવી દેતી હશે એવો ચોકસ ખેઆલ પેદા થાયછે. કાંમને બરાબર વેંહેંચી નાંખવાથી તથા ગોઠવણ અને નીઅમસર સઘલું કામ રાખવાથી દરએક કામને માટે વખત મલવા વગર રેહેશે નહી. વખત ઘણીવાર આપણી આંખ ચોરાવીને ચાલી જાયછે, તેમ કોઈવાર વધારે વખત જોઈએ તો આપણેબી તેને ઉંઘમાંથી ચોરવો જોઈએ.

વખતની કરકસરને માટે પેહેલી જરૂરનું એ છે કે સહવારનાં સકારે ઉઠવાની ટેવ પાડવી. જોઈએ તે કરતાં વધારે વખત ઉંઘમાં ખોહવા પછે, બાકીનું કાંમ ધાઈ ધાઈ અને ઘભરાટ અકરાટમાં થાય તેની નવાઈ નથી. સકારે ઉઠવાથી વધતો વખત મળેછે, એટલુંજ નહીં પણ સહવારને સીરે પોહોરે કાંમ વધારે થાયછે અને તેથી ઉંઘમાંથી જો એક કલાક ચોરયો હોયતો બે કલાક લીધા બરાબર છે.

જે મીશાળે ખરચનો હીસાબ આગમચથી ગણી રાખવાની આપણે અગત જોઈછે, તેજ મીશાળે વખતનો હીસાબ પણ આગમચથી ગણી રાખવામાં ફાયદો છે. દર રોજ સહવારનાં તે દાહાડાનાં કામનો હીસાબ કાહાડવો જોઈએ અને શું શું કાંમ કરવું તે યાદ કરી રાખવું જોઈએ. વળી તેજ વખતે તે દરએક કાંમનો વખત મુકરર કરી રાખવો જોઈએ. મોટાં કાંમનો વખત ઠરાવયા પછે, વચમાંનાં અંતરા નાહાનાં કાંમોને માટે રાખવા જોઈએ.

એ પરમાંણે કામ તથા વખત ઠરાવયા પછે તેને બરાબર બજાવામાં ઢીલ થવી નહી જોઈએ. બીજાં ટાહેલાંઓમાં રોકાવા આગમચ, ઈઆ ફુરસતની સટાક લઈ બેઠા આગમચ તે કાંમ યાદ કરવું જોઈએ અને તે બજાવવાં અગાઉ બીજું હાથમાં લેવું નહી જોઈએ. ફુરસતનો વખત પણ આગમચથી ગણતરીમાં લેવો જોઈએ, કેમકે ફુરસત અને ગમત દરએક માંણસને જરૂરની છે. પણ એ ફુરસત તારી મારી અથવા બીજી આડી રીતે ગુજારવી એ પણ વખતને ગુમાવા દાખલ છે. એ પરમાંણે વખતમાં કરકસર રાખવાથી,તથા દરએક કાંમને વખત સાથ વેંહેંચી આપવાથી ઘરધણીઆનીનું કાંમ ઘણું સેહેલ થઈ પડેછે.

---

# ઈરાનનાં અસલી પાદશાહોની નશીએતો.

## અરદેસર બાબેગાંન.

આરટાઝરકસીસ નીમન પછે ઈરાંનનો નેક પાદશાહ દારાએસ કોડોમેનસ થઈ ગયોછે, પણ સીકંદરે તેનો પરાજય કીધો તથા ઈરાંનની પાદશાહાતને જીતી લીધી તથા એ કમતાલેનો પાદશાહ ઘણો હારમાર થઈ મરણ પાંમયો, માટે દાનાઈ અને નીતીનાં ફેલાવાનું તેનાંથી કાંઈ બનયું નહી હતું અને તેની કોઈ નશીએત રહી પણ નથી. તેનાં અમલની આખરી પછે આસરે ૫૦૦ વરસ સુધી ઈરાંનની હાલત ઘણી આંધાધુધી ચાલવા પછે સાસાનનાં બેટા અરદેસર બાબેગાંને ઈરાનનું રાજ નવેસરથી પાછું સથાપયું તાંહાંસુધી ઈરાને કોઈ નામીચો પાદશાહ જોયો નહી હતો.

અરદેસર ઈરાનનાં તખત ઉપર ઘણી બુજરગી ભરેલો, દાહાપણ વાળો અને નીતીવાંન પાદશાહ થઈ ગયોછે. એ પાદશાહે બે મોટાં પુસતકો બનાવયાંછે, જેમાંનું એક "અલ કારનામાં" નાં નામથી ઓળખાયછે, તે મધે તેણે પોતાની જીંદગીનો હેવાલ આપયોછે અને બીજાં પુસતકમાં તેણે તમામ નશીએતોનો એક સંગરહ બનાવયોછે તેની થોડીક નશીએતો આ રહી—

"જારે પાદશાહ પરમાંણીકપણાથી ચાલવાની કોશેશ કરેછે, તારે તેની પરજા તેને તાબેદાર રેહેવાને ખુશી થાયછે."

"સઉથી બુરો પાદશાહ તેને જાણવો કે જેનાંથી સારાં માણસો દરે અને જેનાં ઉપર ખરાબ માણસો આશા બાંધે."

"દુનીઆમાં સરવેનો આધાર એકબીજા ઉપર છે, માટે પાદશાહ અને પરજાએ પણ એકબીજાને મદદ થવું તથા એકબીજાની બરદાસત લેવી. તેમ નહી બનેતો બેહુ પખશનીતો નહી."

"પાદશાહાની હકુમતનાં બચાવને માટે લશકરની જરૂર છે, લશકરનાં નીભાવને માટે રઈએત ઉપર કર નાખવાની જરૂર છે, રઈએત કર આપી શકે એટલા માટે જમીન ખેડવાની જરૂર છે, અને ખેતીવાડી બરાબર ચાલે, તેટલા માટે ધારા અને દેઆનતદારીની જરૂરછે."

"દેહેસતનાંક સીંહ બેઅદબ પાદશાહ કરતાં બેહેતર છે, પણ લાંબી મુદતની લડાઈ બેઅદબ પાદશાહ કરતાં ખરાબ છે."

"પાદશાહોઓને લાજમ છે કે જે જગા ઉપર નેત કામ કરે, તેં જગા ઉપર તલવાર વાપરવી નહી."

આ દાંનેશમંદ પાદશાહે મરતી વખતે પોતાનાં બેટાને જે નશીએત આપી હતી, તેની ઘણે ઠેકાંણે નોધ થયલ છે. તે નશીએત આ પરમાંણે હતી—

"મારા બેટા, એક પાદશાહ તરીકે તું એકજ વખ[illegible] તારા ધરમનો અને તારા દેશનો બચાવનાર છે, એ વાત[illegible] તું કદી ભુલી જતો ના. ધરમ અને તખત એકેકથી જુદા પડી શકતાં નથી, પણ તેઓ સાથે રહી એકેકને મદદ ક[illegible] છે. હરએક અધરમી પાદશાહને જાલમ જાંણવો અ[illegible] જે લોકોમાં ધરમ અને રાજ બેહુ નહી હોય, તે ટોળાને

વ લોકોનો ટોળો સમજવો. રાજ વગર ધરમ ટકેછે, પણ ધરમ વગર રાજ ટકતું નથી. તારી રઈએતને પરહેજગારી અને નેકીનો દાખલો તું પોતે આપજે પણ તેમ કરતાં ક સી તકોબરી ઈઆ ખોટો દમાંમ દેખાડતો ના."

"મારા બેટા તું યાદ રાખજે કે પાદશાહાઓની આ બાદાંની ઈઆ વીપતી ઉપર તેમની રઈએતનાં સુખ દુખનો આધાર છે; બલકે રઈએતનું નસીબ તેઓનાં તખતનાં મા લેકનાં હાથમાં છે. દુનીઆમાં હંમેશ ફેરફારો ચાલુછે, વા સતે નસીબનાં કોફની સાંમે હીમતથી અને જવાંમરદીથી થવા તથા નસીબનાં હસવાને મીતહાર અને શીઆનપણ થી ભોગવવાને તું લાએક થા."

"પાદશાહાઓમાં ચાર ગુણ જરૂરનાં છે, તેની વીગ ત—આતમાનું ખરૂં અને જાતી મોટપણ, સવલાવનું ખ રેખરૂં સવાબાવીકપણું, જુલમગારોને દાબવાની તાકાત, ત થા આપણા તાબેદારો પોતાનાં જાંન, માલ અને આબરૂ વીશે કસી ધાસતીમાં નહી રેહે એવી ચાલચલણ."

---

## ઘરઘતુ નુસકાઓ.

**પલાવ કેરીનો**—ચોખા ૧) શેર; મીઠી કેરીનો રશ ૧) શેર; મલાહી ૦ા શેર; દુધ ૦ાા શેર; શાકરીઆ ખાંન ૧) લઉતાંક; કેશર ૧) માશો; કશતુરી ૧) ઘઉબાર.

દુધ હરધું બલે તાંહાંવેર ઉકાલીને સાફ કીધેલી કેરી નાં રસમો મલાહી સાથે મેલવીને ખુબ હીલવવું, કશતુરી તથા કેસરને થોડા ગોલાબમો પીગલાવીને શાકર તથા કેરી ના રસમો એ બધું એકરસ કરવું; પછી ચોખાને બાફીને એક ઉંડી ડીશમો તેમાનાં થોડા ચાવલનું પર કરીને તેની ઉપર પેલું તઈઆર કીધેલું કેરીનું કશતર થોડું રેડવું, એ પરમાંણે ૪) પર કરવાં અને ગરમ કરીને ખાધામાં લેવું.

**નાલીએરનું પુડીંગ**—૦ા રતલ ખંમનેલું કોપરૂં, ૦ા રતલ સાકરીઆ ખાંડ, ૦ા શેર શોજી માંખંન, સફેદી ઈંડાં ૬) ની, હરધુ ગલાશ વાઈન અથવા બરાંનદી, અને ૧) ચંમચો ગોલાબ, એ બધાંને એકરશ કરીને દુધ તથા મા ખંનનુ બનાવેલુ માંન પાંથરીને ભુનવું.

**કેલાંની ચતની**—૪) કાચાં કેલાંને બાફીને છાલ છો લવી; ૧) ચંમચો અનાની દાર અને ૪) લાલ શુકાં મરચાં વાટીને થોડાં ઘીમાં તરવાં; ને પછી એ બધું કેલાં શુધાં ખુ બ છુદી ઈઆ પીશીને તેમો ૧) ચંમચો શરકો ઈઆ લી બુંનો રસ રેડવો.

**માંખનો ઉપદરવ** ઘણો થતો હોયતો "કુવાસીયા" નામનાં મુળીયાંનો કાવો બનાવી તેમાં ૪ આંઉસ ગોળ અ ને ૨ આંઉસ કાળાં મરી નાંખી તથા સારીપઠે મેળવીને તે ને ઉંડી રકાબીઓમાં નાંખી જાંહાં માંખ ઘણી ભમતી હોય તાંહાં મેળવું.

---

## પરચુટણ.

**વીજલીની રોશની** અમારાં ઘણાક એ, નામદાર રાંણીનો દીકરો અતરે પધારયો તે બારીમાં જોઈ હશે. હમણાં અમેરીકા ખાતે એક રેલવે કંપનીની આખી લાઈન ઉપર એજ રોશની કરવાની ગોઠવણમાં તાં હાંનો એક નામીચો વીદવાન મશગુલ થયોછે અને તેની ગોઠવણથી એ લાઈન ઉપરની "ટનલો" માં સઘલા ચો વીસે કલાક સુધી રોશની કરવા ધારીછે. એટલુંજ નહી પણ આગ ગાડીની અંદરથી તેલને બદલે વીજ લીનાં દીવા કરવા ધારયાછે અને તે દીવામાં જે વીજલી જો ઈએ તે ગાડીનાં પઈડાંમાંથી પેદા કરવાની કલા લાગુ પાડ વામાં આવનારછે. એક લખનાર ભલામણ કરેછે કે એજ પરમાંણે દરીઆવનાં મોજાની અફડાંઅફડીમાંથી વીજલી ઉપજાવી તેની મદદથી વાંહાંણોની અંદર પણ એ રોશની કરી શકાશે !

---

**દરીઆવનાં પાંણી** અંધારામાં જે ઝલકાટ આપેછે, તે "ફાસફરસ" નાંમનાં નુરાંની તતવથી થાયછે એવું નકી ઠરયુંછે. પણ આગળ વધી હમણાં એવી શોધ કરવામાં આવીછે કે એ સઘલો ઝલકાટ પાંણી માહેલાં બેમાલુમ જા નવરોથી પડેછે, જેમનાં બદનમાં ઉપલી વસતુ આવેલીછે અને જારે દરીઆવનાં પાંણી ઘણાં હીલેછે તારે તે જાંનવરો તલેઉપર થવાથી વધારે ઝલકેછે. હવામાં બગાડો થવાની તરતજ આગમચ આ પરાંણીઓ ઘણાં ઝલકેછે, તે ઉપરથી એવું ઠરેછે કે જે જાંનવરી પેદાસ હવાનાં ફેરફારોને આગ મચથી પીછાંનેછે તેઓમાં એ બારીક દરીઆઈ જીવજંતોબી છે. તેઓ એટલાં જીણાં છે કે કુદરતી કદને ચાલીસઘણું મોટું કરી દેખાડનારા કાચમાંથીજ દીવસને વખતે દેખાય છે. તેઓને બાટલીમાં પાંણી મધે ભરી રાખવા પછે બાટલી હીલવવાથી અથવા પાંણીની અંદર તેજાબ રેડવાથી તેઓ એજ પરમાંણે તુરમાં હલમલી નીકલેછે.

---

**વીલાતની ખાંનો**—વીલાતનાં ટાપુની જમીનમાં જે ખજાંનો દાટેલોછે, તેનાં હીસાબ ઉપરથી માલમ પડેછે કે ગયા ૧૮૬૮ નાં શાલમાં તે ખજાંનાંની ખાંનો મધેથી ૪૩ કરોર રૂપીઆનું ધન બાહેર ખોદી કાહાડવામાં આવયું હ તું, તે મધે ૧૦૧૨ આંઉસ સોનું, ૮૩૫૫૪૨ આંઉસ રૂપું, ૭૧૦૧૭ ટન સીસું, ૪૯૭૦૨૦૬ ટન લોઢું, અને ૧૦૩૧૪૧૧૯૭ ટન કોલસો હતો. જે દેશ મધે જમીનનાં પેટાંમાંથી આટલો બધો ખજાંનો દર વરસે કાહાડવામાં આ વે તે દેશની આબાદાંની નહી કાંએ વધે ? હીંદુસતાંનની જમીનમાં એથીબી વધારે ધન દાટેલુંછે, પણ તેને ખોદી કાહાડવાની કોણ દરકાર કરેછે ?

---

**માણસ ખોરાક-વગર કાંહાં સુધી જીવી શકે ?** એ સવાલ ઈંગલંડ ખાતે હાલ ઘણો ચરચાયોછે, તે એટલા માટે કે એક જવાંન છોકરી ઘણીક તકેદારી છતાં અડવાડ

યાંનાં અઠવાડયાં સુધી અપવાસ કરવાનો ઢોંગ લઈ બેઠી હતી. તે છોકરી પછવાડેથી મરણ પાંમી અને તેનાં ઉપલા અપવાસમાં કેટલીક ઠગાઈ માલમ પડી હતી, પણ એવા કેટલાક આગલ બનેલા દાખલાઓનો જે હેવાલ છપાયોછે તેતો ખરેખર હેરત ઉપજાવનારો છે. કેહેછે કે ઈંગલંડનાં બાઠ શેહેર આગલ સામીયુએલ કલીનટન નામનો શખસ એક મહીનો સુધી એકીટગરે ઉંઘાઈ રેહેતો હતો અને એક વખતતો છેક એપરેલથી આગસટ ઈસ્વીને ૪ મહીનાં સુધી ઉંઘેલો રહયો હતો. તે વખમાં કોઈ કોઈ વાર જાગી ઉઠતો, પણ તેને માટે ખાવાનું આવે તેટલાં તે પાછો ઉંઘાઈ જતો. ફારફાર શાઅેરમાં યુફેમીયા નામની સ્ત્રી એકવાર આઠ અઠવાડયાં સુધી ઉંઘાઈ રહી હતી. અને ડેલફી ખાંતે એનજેલીકા નામની એક બીજી સ્ત્રી વીશેતો એવું કેહેવાયછે કે તે ૧૮૨૨ થી ૧૮૨૮ ઈસ્વીને ૬ વરસ સુધી કસો પણ ખોરાક લેવા વગર બેસુધ હાલતમાં ઉંઘાઈ રહી હતી!! તે જરા જરા ઉઠતી તારે તેને માતર માહે, ઈસ્વી પાંણી મલતું હતું.

**કરજ વીશે ઈંગરેજી કેહેવતો**— "કરજ પોતાની મેલે બનાવેલી હાથની બેડી અને પગની પાંખ છે."

"કરજ એક આદમીની રોટીમાંથી બીજા આદમીને માટે લીધેલો કકડો છે."

"કરજ એક ખાડો છે કે જેમાં ઘણાં મુસાફરો ટુકે રસતે જવાનાં લોભથી ફસી પડેછે."

"કરજ રઈઅતને સરકારે આપેલો દાખલો છે."

---

"**વખત પઈસા છે**" એ પરમાંણે એક પીર મરદ શીખામણ દેતો હતો. તે સાંભળીને એક મશખેરો બોલી ઉઠયો કે "વખત પઈસા છે," તારેતો થોહો મારો વખત લઈ તેને બદલે તમારા પઈસા આપશો ? અલબતાં તે ફીલસુફે તેમ કરવાને ના પાડયું.

---

**દારૂ**—એક છાકરે પોતાનો બચાવ કીધો કે "મગજ તેજી નથી, તે સારૂં હું દારૂ પીઉં છેઉં." એક સાવધ પાસે ઉભેલો હતો તે બોલયો કે "મેંબી દારૂ પીવાનું એટલાજ માટે શરૂ કીધું, પણ હવે દારૂ નથી તેથી મગજને તેજી કરવું પડેછે."

---

**ઈંગલંડની પારલામેંટને** જારે છેલીવાર નવેસરથી સથાપી તારે એ મોટી રાજ સભાના જુદા જુદા અધીકારીઓને સુંટી કાહાડવા પાછળનો સરેસતાનો ખરચ ૧૪૦૦૦૦૦૦ રૂપીઆનો થયો હતો, અને વળી ગેર સરેસતાનો બીજો ખરચ એટલો થયો હતો કે તેની કશી ગણતરી થઈ શકતી નથી.

---

**કીમતી ઈંગરેજી સવાલો**—છોકરાઓરે! ઓ રે!— દાંહયો કોણ ? જે પોતાને શીખવે તે—બળવંત કોણ ? જે પોતાને જીતે તે—તવંગર કોણ ? જે સબુરી પાંમે તે—માંનવંત કોણ ? જે બીજાને માન આપે તે.

એક સાઅેર એક ઓરતની ખુબસુરતી ઉપરથી ખુશાલીમાં આવી જાઈ બોલયો કે "એક શુંદર ઓરતના ચેહેરા ઉપર એક કાલી ભમર સરખી આંખ કરતાં વધારે દીલ ખેંચનારૂં બીજું શું છે !" એક મશખેરાએ જવાબ દીધો કે "એકના કરતાં બે તેવી આંખ વધારે સરસ હોવી જોઈએ."

---

**કાંટા**—ખાનાની ટેબલ ઉપર છરી સાથ જે કાંટા વાપરવામાં આવેછે તે પાછલા વખતથી વપરાયછે એવો વીચાર હતો. હાલ એવું જણાયુંછે કે સને ૧૫૧૩ની આગમચ એ હથીઆર ઈટાલીઅન લોકોને જણાયલું હતું.

---

બે ઓરતોએ, સઉથી વધારે વાત કરવામાં કોણ જીતેછે, તે વીશે શરત બકવા ઉપરથી એક જણે સવાલ કીધો કે એ શરતનો છેડો કારે આવશે ! બીજીએ જવાબ દીધો કે બેમાંથી એક જણ મરવા આગમચ એ શરત પુરી થવાની નથી.

---

**ઈતરાજી**—એક ઘરની બાઈએ પોતાના પંથકીને પુછયું કે ઈતરાજી વગર પેહેરવાસમાં ઈસકી થવાઈ શકાય કે નહી ? પંથકીએ જવાબ દીધો કે "બાઈ, જારે દરની અંદર સાંપનું પુછડું દેખાય તારે એમ જાંણવું કે અંદર સાંપ હોવો જોઈએ."

---

**છાકટો હારયો**—એક મશખેરાએ એક છાકટા સાથ દારૂની એકેક બાટલી શરત બકી કે "હું તુંને બીજીવાર કહું તારે તું આ ખુરસી ઉપરથી નીચો પડે." મશખેરાએ પુછયું શરત લાગી ! છાકટાએ કહયું "લાગી." પછે છાકટો ખુરસી ઉપર બેઠો. મશખેરો બોલયો "હું આ પેહેલી વાર કહું છઉં કે તું ખુરસીપરથી નીચો પડ." છાકટો— "હુંતો નથી પડવાનો." મશખેરો—"તારે હું બીજીવાર કહું તાંહાંસુધી હવે થોભ." એમ કહીને મશખેરો તાંહાંથી જતો રહયો. તે બીજીવાર બોલયો નહી તારે છાકટો પોતાની મેળે ખુરસીપરથી "નીચો" ઉતરયો.

---

**સીતારાઓ**—રાતને વખતે એક નાહાના ટીપકાં જેટલો જે કરોરો સીતારાઓ આકાશમાં હીરાપેરે ઝલકેછે, તેમના જે કદનું વીદવાંનોએ માંપ કીધુંછે, તે કદ હેરત ઉપજાવનારૂંછે. પેહેલાં એવું ધારવામાં આવતું હતું કે એ સેતારાઓ ઘણાખરા સુરજના જેટલા મોટા છે, અને તે નાહાના મોટા દીસેછે, તે માતર આપણથી વધતા ઓછા તફાવતને લીધે દીસેછે. પણ આગળ ચાલતાં તપાસ કીધાથી એવું માલમ પડયું કે કેટલાક સઉથી નજદીકના તારા કદમાં નાહાના દીસેછે અને દુરના તારાઓ મોટા દીસેછે, તે ઉપરથી ઉપલો ખેઆલ ખોટો પડયોછે. હમણા એક જરમન જોતીષે એક ચોકસ સેતારાનું કદ બરાબર ગણી કાહાડયુંછે અને તે કેહેછે કે તે સેતારો આપણા સુરજ કરતાં તરણ ઘણો મોટો છે. હવે આપણી દુનીઆં એટલી મોટી છે કે તેનો ખેઆલ આપણા મનમાં આવતો નથી, તો પણ

સુરજ દુનીયાં કરતાં ૧૩ લાખ ઘણો મોરો છે અને ઉપલો સીતારો જો તેથીબી તરણ ઘણો વધારે હોયતો દુનીયાં કરતાં ૩૯ લાખ ઘણો મોરો હોવો જોઈએ !

## રમુજે ફુરસત.

૧—હું ગાડીઓ સાથ દોડુંછું, તે ઉભી રેહે તયારે ઉભું રહુંછું, માહારાથી સઘળા કંટાળેછે પણ માહારા વગર ગાડી ચાલી શકેજ નહી, માહારી વલી ગાડીમાં અગત નથી. કહો બાઈઓ હું કોણ છું.

૨—હું એક જનાવર છું, માહારા પેહલા બે બોલ મારે હું કાંમમાં આવુંછું, માહારો છેલો દશક્ત કાહાડી તેહને બદલે ખ મુકોતો હું એક અશલી શેહર બની જાઉં, માહારા છેલા દશખતને વેડુ લગાડી ઉળટાવી નાખોતો હું તમારો ઘોડાંવાળો બની જાઉં.

૩—આપણી પારસણ બાઈઓ વરસના સઘલા મહીનાઓ કરતાં ફેબરવારીમો સઉથી ઓછું કેમ બોલેછે વારૂં ?

૪—તરણ અખશરની હું ચીજ ઉપયોગી,
મરદો માતરને બહુ કામ જોગી.
સુધરેલી નાર મારો કરે ઉપયોગ,
અનસમજુ નારો ફોકટ કરે રોગ.
વરસાદમાં છઉં હું, ને હુંજ તડકામાં,
વંચાવ મુજનો સરદીમાં ને તાપનાં ભડકાંમાં.
તીરસકાર બતાવાની પડશે ફરજ,
જો કાપશું મારૂં પુછડું ખરેખરજ.
વળી ખાઈ જાએ મારૂં પોતીકું પેટ,
તેનાંજ પેટને રેંહેંસવાની બનું ચીજ એક.
વળી લેવો પુછડું જો પેટની સંગાત,
તો મગજ થાય ખુશી જોઈ મારી ભાંતભાંત.
પેટને હવે જોડો પુછડાંની સાત,
તો સઉ ચીજનો રેવાજ આવે તમ હાથ.
પરણતાં જોડાંને થાય મારી હીમત,
બોલો મારૂં નામ ને કરો કીમત.

ફરામરોજ.

## ખોલાસો ગઈ વેલાનો.

૧—પાલખી.
૨—આરસી—રસી—આર.
૩—અઠાવીસ. ૭×૪=૨૮.

## જમાઈના મરણ ઉપર એક સાસુના રૂદનનું પદ.

શિદને આવ્યો મારે આંગણે, હો સલુણારે;
દગો દઇને ગયો દૂર દેશ, પ્રવાસી પરણારે;
નિશ દિન તારા નામની, હો સલુણારે;
હોળી હઈયામાં બળશે હમેશ, પ્રવાસી.
દાવ વાળ્યો કિયા દિવસનો, હો સ૦
કિયા ભવનું તેં વાળ્યું આ વેર, પ્રવાસી;
નવ નિધ છતાં આજથી, હો સ૦
મારા સુખમાં તેં નાંખ્યું ઝેર, પ્રવાસી.
ધિક ધિક આ હવે જીવવું, હો સ૦
બળ્યો ઉત્તમ આ અવતાર, પ્રવાસી;
ધિક સુખપાલની સાહેબી, હો સ૦
ધન મિલકતને ધિક્કાર, પ્રવાસી.
કાળજું કાપ્યું તેં કારમું, હો સ૦
આઓ ભવ નહિ ઘાવ રૂઝાય, પ્રવાસી.
વૈદ વારૂ નથી એહનું, હો સ૦
કદિ આ નહિ લાહ્ય ઓલાય, પ્રવાસી.
છળ કરિને મને છેતરી, હો સ૦
માર્યો ગેબી ગોળીનો ઘાવ, પ્રવાસી.
વેર વાલવાને તું અવતર્યો, હો સ૦
લાગ દેખીને દીધો દાવ, પ્રવાસી.
દુઃખે દહાડા કેમ કાઢશે, હો સ૦
મારી લાડકી લાડકવાઈ, પ્રવાસી૦
દયા આવી નહિ દૈવને, હો સ૦
ક્યાંથિ આવ્યો આ કાળ કસાઈ, પ્રવાસી.
ઘડપણમાં ગભરાવિયાં; હો સ૦
મારા પળિયાંમાં નાંખી ધૂલ, પ્રવાસી.
દુઃખ દરિયામાં ડુબાવિયાં, હો૦ સ૦
મારા મનખાનાં કાપ્યાં મૂળ, પ્રવાસી.
સ્વર્ગનું સુખ મારે હતું, હો સ૦
હું તો મનમાં હતી મગરૂર, પ્રવાસી.
આવો દિવસ વળી આવશે, હો સ૦
નહોતી જાણતી જરીએ જરૂર, પ્રવાસી.
છતી વસ્તીએ ઉજડ વળ્યું, હો સ૦
છતે અન્ન પડ્યો મહાકાળ, પ્રવાસી.
દરિદ્રિ થયાં છતિ દોલતે, હો સ૦
વણ આગે લાગી આતો ઝાળ, પ્રવાસી.
પુત્રિ પામી હોત મરણ તો, હો સ૦
વરસ એકમાં વીસરી જાત, પ્રવાસી.
સમજી બેસત મન વાળિને, હો સ૦
મને આટલું દુઃખ ન થાત, પ્રવાસી.
મોત થયું હોત માહરૂં, હો સ૦
ભલી ભાગ્યશાળી કહેવાત, પ્રવાસી.
પેખવું પડત ન આટલું, હો સ૦
શુણવી ન પડત આ વાત, પ્રવાસી.
સમૃદ્ધિ હવે કશા કામની, હો સ૦
મારૂં જીવતર શી રિતે જાય, પ્રવાસી.
આ વેદના કેમ વીસરે, હો સલુણારે;
મને શાંતિ શેણે કરી થાય, પ્રવાસી.

(વૈનચરિત્ર.)

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—બેહરામજી હોરમજી સ્ત્રીટ, નાં૦ ૯ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસ્તક ૧૪ મું. જુન ૧૮૭૦ આંક ૬ ઠો.


## તલેસમાતી તોફાંન

અથવા

### જાદુઈની જુદાઈ—મોહોબતનો મેલાપ.

† એક વારતા.

---

#### પરકરણ પેહેલું.

#### તોફાંન.

તોફાંન ! તોફાંન ! તોફાંન !
તોફાંન કોણે દીઠું છે ? તોફાંન કોણે ખમ્યું છે ?
તોફાંનમાં કેટલા જણના જાંનનું જાવું થયું છે ?
તોફાંનમાંથી કેટલા પેઆરા પરાણ બચયાછે ?

આ મોસમ વરસાદની છે; ગાજ, વીજ અને તોફાંનની છે અને એ મોસમની આપણી વારતા પણ તોફાંનથી શરૂ થાયછે.

તોફાંનની થોડી ઈઆ ઘણી અનમાશ અમારાં સઘળાં પેઆરાં વાંચનારાંઓને છે, પણ જે તોફાંનથી આ વારતા શરૂ થાયછે તેનો અનુભવ કોણને હશે ?

વાંચનારી બાંનુઓએ જમીન ઉપર તોફાંનો જોયાં હશે, પણ દરીઆઈ તોફાંનનો ખેઆલ કેટલાંને હશે ?

જમીન ઉપરના જબરદસત તોફાંનો કોઈવાર હજારો જાંનની તથા લખોના માલની ખુવારી કરેછે, તો દરીઆવ ઉપરના દેહેસતનાક તોફાંનોની ખરાબી કેટલી જીઆદા હોવી જોઈએ ?

થંભ જમીનમાં મજબુત જડેલી હવેલીઓ તોફાંનમાં ટકી શકતી નથી, તો હીલતા દરીઆવ પર તરતાં તકલીદી બારકસોના શું આસરા રહી શકે ?

અને છેલે આવાં એક જબરદસત સમુદરકંપમાં મોટાં કદાવર બારકસોના જો બુરા હાલ થાયતો નાહાના કદના નાતવાંન માણસની શી વળે થાય !

એવાજ બુરા હાલ ઈરાંનના માજીનદરાંની મુલુકના પાદશાહા અરજાસપના તથા તેના રસાલાના થયાછે.

માજીનદરાંનનો મુલુક પાહાડી છે; તો પણ એટલોતો ફલવંત અને ખુશનોમાં છે કે આખાં એશીયાખંડમાં તે "બલદેલ ઈરમ" ઈઆને "બેહેસતની જમીન" તરીકે ઓળખાયછે. માલકમ કેહેછે તેમ એ મુલુકમાં જેટલો વરસાદ આવેછે, તેટલી એ જરૂરીઆત બખશેશની નવાજેશ આખાં ઈરાંન સરજમીન ઉપર બીજે કેથે ઉતરતી નથી અને તેથી માજીંદરાંની મુલુકની સરજમીન રસાલ, આબાદ અને હલીઆરી ભરેલી થઈ પડે તેની કાંઈ નવાઈ નથી.

એ પાહાડી મુલક કાસપીઅન દરીઆવને કીનારે આવેલોછે અને તેમ હોવાથી દરીઓ ખેડવા તથા દરીઆઈ સફરો કરવાનો તાંહાંના લોકોને વધારે શોખ ઈઆ માહાવેરો હોવો જોઈએ એ ખુદરતી છે. જેનદરા કારટા નામની એ મુલુકની રાજધાંની હતી, જેમાં ઈરાંનના પાદશાહો ઉનાલાની મોસમ મધે આવી વસતા હતા, અને તે ઉપરાંત વળી મુસાફરી ઈઆ સેહેલગાહાથી જીવને ચેન આપવા માટે પુરાતન કાસપીઅન સમુદર તેમની નજદીક હતો.

તે સમુદર ઉપર પાદશાહા અરજાસપ પોતાનું પાદશાહી બારકસ પુર દમામથી આરાસતા કરી; તથા પોતાની સાથ મોટો રસાલો લઈ મુસાફરીએ નીકલયોછે. તેનો પહોશી જાબુલીસતાંનનો શાહા કોબાદ માહાચીનના શાહાજાદા સાથ પોતાની બેટીની કદખુદાઈ સારૂં ગયો હતો અને તાંહાં પોતાના મેહેમાંન તરીકે માજીનદરાંનનો આ પાદશાહા અરજાસપને પોતાની સાથે લઈ ગયો હતો. માહાચીનમાં જાબુલી શાહાજાદીને પરણાવી તથા તેના ધણીને હવાલે કરી તેઓ સઘળાં મોટી ધુમધામથી આ વાંહાંણમાં પાછાં ફરીયા છે અને ખાશ ખુશાલીમાં વખત ગુજારેછે.

સમુદર સઘળો સથીર છે, આકાશ ગમભીર છે અને હવા ખુશબોથી ગોયા તર થએલીછે, પણ એ સઘળી ખુશવખતી થોડાજ વખતની છે કેમકે પાદશાહા અરજાંસપનો ઉછળતો નાવ ભેદ ભરયા દરીઆવનાં દીલ ઉપર જાંજો રમયો નથી, તેવામાં આસમાંને દેખાવ બદલી નાંખી ભરદરીએ તોફાંનનો ગજબ લાવી મેળયોછે.

પાંણી અને પવણ, વાદળ અને વરસાદ, ગાંજ અને

---

† આ વારતા મહા કવી શેકસપીઅરના એક મનોરંજક નાટક ઊપરથી રચવામાં આવી છે. એ વારતામાં જાદુઈ તથા તલેસમાતની ઘણીક બીનાઓ આવશે, પણ જણાવવાની કસી અગત નથી કે તે સઘળી બનાવટ કરેલીછે.

વીજ સઉ એકદમ રૂઠયાંછે, આખી ખુદરત ગોયા ખફા થઈ ને ખીંટીછે અને સરૂશટીના તમામ તતવોએ અરજાસપને બેઆજાદ અને બરહેને બનાવાને ગોયા બલવો કરયોછે.

આસમાંને પોતાના ખુશનોમાં બલુ રંગ બદલીને શીહા રંગનો શાહેઓ પેહેરયોછે. દરીઆવ જે થોહો વખત અગાઉ કદીબી કોઈને દુખ ન દીએ એવો સથીર અને સાંત હતો તે ગોયા છુપાં વેરની લહીની આગથી ઉસકેરાયો હોય તેમ ઉકલેછે. પાંણીના જે મોજામાં ખાડા પડી જતા હતા અને જે ગોયા ઉઠવાની તજવીજ કીધા છતાં, પોતા પાસે શકતી ન હોવાથી પાછા દબાઈ જતા હતા, તે હુવે પાહાડની ટીશાળે ઉભા થાયછે અને પવણ જે ખાતર એક ઠંડી લેહેકીના રૂપે મીઠા ગાળોને ગોયા બોસા દેતો હતો તે આખી દુનીયાંને ઉંધી વાળી નાખવાના જોસ ઉપર ચઢયોછે.

પાદશાહા અરજાસપ પોતાના રસાલા સમેત વાંહાંણના તુટક ઉપર ધ્રુજતા પગે ઉભોછે અને જે પાહાડના જેટલો ઉંચો મોજો એકપછે એક વાંહાંણ તરફ આવેછે તેને સઘળાઓ આંજુ ભરી આંખે જુવેછે. તે મોજો વાંહાંણની દેવાલ સાથ ગગડાટના જેટલા ધડાકાથી અઠડેછે અને એક કેફીના જેટલાં જહનુનથી આખાં વાંહાંણને ગળી જતો હોય તેમ તેના ઉપર પસાર થાયછે. તે મોજો જે ચીજને અઠડેછે તે ચીજના ફાડચાં કરેછે અને જેની ઉપરથી પસાર થાયછે, તેને પોતાની સાથ ઘસડી જાયછે.

વાંહાંણનું લંગડ તુટુંછે, ડોળ ભાગાછે, સઢ ફાટીને વાવરે વાવટા ઉડેછે. માલ સઘલો પાણીમાં તરતો થયોછે અને જે જીવડાઓ સલામત બાકી રહયાછે, તેઓ દરીઆઈ ઘોરમાં દટાવાની દર પલે દેહેસત રાખેછે. બાપ બેટાને, ભાઈ ભાઈને, માટી બઈએરને, મા દીકરાને ગળે વલગીને અડધી બેસુધ હાલતમાં પડયાછે અને સઘલા દુખી જીગરોની છેલી બંદગીનો એક પોકાર આસમાનને ગજાવતા ગગડાટને ગોયા જવાબ દીએછે.

પણ પાદશાહા અરજાસપ તે વખતે કેવી હાલતમાં પડયો હશે. પાદશાહા તે ગોયા પોતાની રઈએતનો બાપ છે અને એક કબીલાનાં બાપને ખોહોવાની ખોટ જો ભારી છે તો આખી રઈએતનાં બાપને ખોહોવાનું દુખ કેમ ખમી શકાય ! તેનાં રાજપાટનું શું થાય ! તેની રઈએતનું શું થાય ?

વળી પાદશાહા અરજાસપનાં દીલમાં એક બીજાં દુખે ઘર કીધુંછે. તેણે પોતાનાં પડોશનાં જાબુલી રાજા ઉપલા કોબાદની સાથે મળીને એક મરગરજાંન ગુનાહામાં પોતાનાં દાધેલ હાથ બોરયા હતા. અરજાસપ જે તખતે બેઠો હતો તે તખત ઉપરતો તેનાં ભાઈ નામે જુઉનો હક હતો, બલકે રાજજ સઘળું જુઉનું હતું. પણ અરજાસપે કોબાદની સાથે સંપ કરીને બીચારા જુઉને ગાદી ઉપરથી ઉઠાડી મેળી તેને દરીઆવમાં ડુબાંડી દેવાનો હુકમ આપયો હતો અને તેનું રાજ પોતે લુટી લઈ તે ઉપર પાદશાહાત ચલાવતો હતો.

હવે તારે હમણા જે વખતે પોતાનું રાજપાટજ નહી, પણ દુનીઆઈ જીંદગી અને પોતાનો જાન વટીક ખોહોવાની ધાસતી આવી બની, તારે અરજાસપ અને કોબાદ બંનેને પોતાનાં તે મરગરજાંન કરતુકો યાદ આવયાં, તેમની બંદગી વધારે જોસ ભરી થઈ, તેમનો પસતાવો અને તોબ્રશ વધારે અંતકરણનો થયો.

પોતાનાં દુખ સાથ તેઓએ જુઉનાં દુખને યાદ કીધું. પોતે દુખી મરતી વેળા, નીરદોશ જુઉએ દુખી મરતાં કેવી હાએ મારી હશે, ખોદાની હજુર કેવા ફરીઆદ કીધી હશે તે સઘલું તેઓની યાદદાસતમાં તેનાં ખરેખરા આકારમાં તાજું થયું અને મોતની છેલી ઘડીએ, ખુદ પોતાનાં દુખ કરતાં જુઉનાં દુખે તેઓને વધારે પસતાવામાં નાખયા. તેઓએ વીચારયું કે જુઉ દુખી મુવો તારે નીરદોશ અને ખાલેશ દીલથી મુવો હશે અને બેહેસતનું સુખ પાંમયો હશે; પણ પોતે દુખી મરતાં, જુઉને દુખાડવાનો દાઘથી તેમને દોજખમાં નાખવા સીવાએ બીજે કોંએ તેઓનો થાગ લાગશે નહી.

આ અંદેશામાં તેઓ હાથ મારતા હતા, તેવામાં એક સજડ કરાકો થયો, વાંહાંણ ઉંધું વળી ગયું અને તેમાંના સરવે જીવ તોફાની દરીઆવનાં પોહોલા પાટ ઉપર તરફડીયાં મારતા જઈ પડયા.

---

## પરકરણ ૨ જું.

## જુઉનું જાદુ.

માજીનદરાંનનો મુલુક કદીમ ઇરાનની તવારીખના સફામાં ખાશ અગત ધરાવેછે. નામાંકીત સાએર ફીરદોસી એ પાહાડી મુલુકને દેવો અને જાદુગરોનો મુલક કેહેછે કે જાંહાં પરીઓ, દેવો અને રાખશોશો કોઈ અસલ જમાંનામાં વાસો નાખી પડેલા હતા, જાંહાંના પાહાડોના સીખર ઉપર અને તેમની વચેની ખોણોમાં તરેહવાર તલેસમાંતો બનતા હતા, અને જાંહાંના અકવાન દેવ, તથા સફેદ દેવ અને એવીજ બીજી પલીદીની સાંમે, સર ઉલીઅમ આઉસલીના મુકાબલા પરમાંણે, પારસીઓના હરકયુલીસ જાંહાંપેહેલવાં ન રૂસતમને મોટી મોટી લડાઈઓ ચલાવવી પડી હતી.

તેવા મુલકમાં આપણી આ વારતાને આપણે શરૂ કીધીછે અને તેવીજ પરકારની જાદુઈના જોર અને એલમના તલેસમાંતો હજી એ વારતાને દરમેઆન જારી રહયાછે.

માજીનદરાંનના શાહાને તેના સઘળા રસાલા સમેત તોફાનના જે તાંનતોર તથા વમલમાં પડેલો આપણે જોયો છે તે સઘળું ઉપલી કીસમની કોઈ જોદભરી જાદુઈનું પરીનામ છે. આ જબરદસત તોફાંન, આ દેહેસતનાક ગાજવીજ અને દરીઆઈ ઉપલપાથલ સઘળી એક આલેમ માણસને તાબે છે. તેણે પાંણી, પરવત, પવન અને બીજી ખુદરતી પેદાસોને પોતાના એલમને જોરે પોતાને હાથ કરી લીધીછે. દેવો તથા પરીઓ તેની તાબેદારી અને ગોલામગીરી કરેછે અને એ સઘળા મોજજાતી એલમના બલથી જે તોફાંની દરીઆવ પર શાહા અરજાસપ સવાર થયોછે તે દરીઆવને એકલા તે શખસે ધ્રુજાવી મેળયોછે.

એ શખસ પાદશાહા જુઉ હતો.

ઉપર આપણે જાહેર કીધુંછે કે શાહાએ પોતાના ભાઈ જુઉને રાજ ગાદી ઉપરથી હાંકી કાહાડી તેનું તખત મો

તે જપત કરી બેઠો હતો. પાદશાહા જુઉ માજીંદરાંનના તખતનો હકદાર માલેક હતો. પણ વીદીઆ અલીઆસનો તે એટલો શોકીન હતો અને એલમના માહાવેરામાં એટલો મશગુલ હતો કે પોતાના રાજની લગામ પોતાના ભાઈને સવાધીન કરી, પોતે પાદશાહાત, દોલત ઈતીઆદીનો તે આગ કરી, એલમના બાજારમાં ગોયા દેશનીકાલ થયો હતો.

શાહાજાદા અરજાસપના હાથમાં એ તક અછી મળી હતી. રાજપાટ કેમ ચલાવવું, પોતાની આસપાસ મદદગારોને કેમ મેળવવા, કોણુને ચાહાવા અને કોણુને હીનવા, કોણને ખુશી કરવા તથા કોણનું હેશાંન હાંસલ કરવું, તે સઘળું જાંણુવા તથા શીખવાની તેને તક મળી. એ રીતે પરજાનો પેઆર મેળવતો ચાલયો તારે જુઉ તેઓમાં અનગમતો થવા લાગો, તેના એકાંત અભીઆસને લોકોની નજરમાં એકલપેટાપણાનું રૂપ મળયું, પણ તે એકાંતપણું તેના એલમને જરૂરનું હોવાથી પરજામતનો તેને અનાદર કરવો પડયો.

એવી હાલતમાં વખત નીકલી જવા પછે રાજનો માલેક પોતે થઇ બેસવાનો શાહાજાદાને સમો મળયો. તેની છાતીમાં પોતાના હકદાર બીરાદર તરફ દગલબાજીના જોસા ઉભાવા લાગા અને પોતાના ભલા ભાઈની ભલાઈનો બદલો બુરાઈથી વાલવાની તેણે વલાંણ બતાવા માંડી. જુઉના માલ ખજાંના અને પાદશાહાત તેના હાથમાં હતાં એટલુંજ નહી પણ પાદશાહાની પદવીને જોઈતા અમલ અને કાબુનો પણ એકવાર ધણી થયો કે પછે દગલબાજીનો દાવો તેનામાં એવો ખુદરતી તથા સવભાવીક થઈ ગયો કે જેમ કોઈવાર સાચો માંણસ પણ પોતાને જુદો સમજેછે તેમ તે ખરાં દીલથી પોતાને હકદાર પાદશાહા સમજવા લાગો.

તેના એ ખેઆલમાં તેના ઉપલા જાબુલી પડોશી પાદશાહા કોબાદથી ટેકો તથા મદદ મળી. તેની મસલતથી જુઉને ઠાર કરવાનો તેઓએ ઠરાવ કરયો, પણ તે એવી રીતે કે જેથી તેના ભાઈના લોહીનો દાઘ તેઓના દીલપરથી ધોવાય અને ખુની તરીકેનો દાહામ તેને કપાલે ચોહોંટે નહી, પણ ઓર લોકમાંતો જસ મળે અને ભલાઈ ગણાય.

એટલા માટે એક રાતે જુઉ પોતાના એલમના ભેદો સાથ મધરાત સુધી માંથું ફોડીને ઉંઘમાં પડવા પછે, તેના એકાંત મકાંનમાં છુપું રાખેલું લશકર અચબુચ ફરી વળયું, અને જુઉને તથા તેની ચાર વરસની નાહાની દીકરીને મોહોડે ડુચા મારી, આંખે પાટા બાંધી અને ગુસકાટાટ કરી રાતના શીહા સાહેયા તલે અચબુચ ઉંચકી લઈ ગયા. તે વખતે એક દમખી નહી હોલીયો, એક પોકાર નહી ઉડયો, એક ચીસ નહી પડી, પણ ગુપચુપ તે બાપ દીકરીને દરીયાવના કીનારા ભણી લઇ જવામાં આવયાં અને તાંહાં તેમને માટે તઈઆર રાખેલી હોડીમાં તેમને બેસાડવા પછે તેમની આંખના પાટા છોડવામાં આવયા.

જુઉએ આંખ ઉઘાડીને જોયું તો ભર દરીઆવની સપાટી ઉપર તે એક હોડીમાં તરતો હતો. તેના માંથાં ઉપર જાંહાં જોય તાંહાં આકાસ અને હેઠલ જાંહાં જોય તાંહાં પાંણી સીવાએ બીજું કાંઈ નહી હતું. તેનું ગોલાબી બચું હજી તેની ગોદમાં મીઠી અને ગોલાબી ઉંઘ કાહાડતું હતું, પણ વધારે શંતોશ તેને એમ ઉપજયો કે આ હાદેશાના વખતમાં તેની જાદુઈની કેતાબ જે તેના આખાં રાજ કરતાં વધારે કીમતી હતી અને તેની જાદુઇ લાકડી જે પાદશાહીના આશા કરતાં વધારે અગતની હતી તે પણ તેની સોડે હોડીમાંજ હતી.

પાદશાહા અરજાસપનો એવો હુકમ હતો કે જુઉને ભર દરીએ લઈ જાઈને ડુબાડી દેવો. એ જબુન કામ તેણે પોતાના પડોશી જાબુલીના વજીર નામે બેહેરામને સોંપયું હતું. પણ બેહેરામના દીલમાં ખોદાતાલાએ છેલી ઘડીએ મેહેર ઉતારી હતી, જેથી તેણે આ જાદુગરના જાદુઈના ઉપલાં હથીઆરો સાથે લીધાં હતાં અને જુઉને તથા તેની દીકરીને ડુબાડી દેવાને બદલે ભર દરીએ લઈ જઈ ઉપલી હોડીમાં થોડીક ખોરાકી સુધાં તેઓને ઉતારયાં હતાં.

એ રીતે દેહેસતનાક દુશમનોની વચે પણ બેહેરામ જુઉનો એક દોસત હતો અને પોતાની તથા પોતાની બેટીની હઈઆતીને માટે તે આ દોસતને આભારી હતો.

દરીઆવને આધારે અને ખોદાતાલા ઉપર સબુરી પકડીને હંઈથી તંહી હડસેલા ખાધા પછે, જુઉની હોડી અંતે એક કીનારે લાગી, તે કીનારો એક ઉજડ ખડક અને ટાપુનો હતો તો પણ જુઉને તે મુબારક હતો અને તાંહાં જુઉએ પોતાની બેટી સમેત ઉતારો કીધો.

હમણા જારે એજ દરીઆવના પેટાં ઉપર પાદશાહા અરજાસપ તથા જાબુલનો શાહા તથા તેમના રસાલા તોફાંનના ઝપાટા અને મોજાના સપાટા ખમતા વીખરાઈ પડયા છે, તારે જુઉને દેશનીકાલ થવાને ચઉદ વરસ ગુજરી ગયાં છે. એ ચઉદ વરસમાં સઘળું નવું જુનું થઈ ગયુંછે અને સરવે વાત વીસરી જવામાં આવીછે.

એ ચઉદ વરસમાં પાદશાહા જુઉને ગુમ થવાની બુમ બંધ પડીછે અને પાદશાહા અરજાસપ લોકોના માન તથા વીસવાસ સાથે માજીનદરાંનમાં રાજ ચલાવેછે.

એ ચઉદ વરસમાં જુઉની બેટી ગુલનાર મોટી થઈને અઢાર વરસની જવાંન ખીલતી જોબનવંતી ઉમરની નાર બનીછે.

એ ચઉદ વરસમાં જુઉ પોતાના એલમનો અભીઆસ જારી રાખી એક પાવરદો જાદુગર થયોછે અને પાતાલ, પાંણી, પવણ, જમીન તથા આકાશને પોતાની મરજી પરમાંણે ચલાવેછે.

એ ચઉદ વરસનાં અરસામાં પીરોજ નામની એક પરીને તથા જંદલ નામના એક દેવને તેણે પોતાને તાબે કરી લીધાછે.

પીરોજને માંજીનદરાંનની એક દેહેસતનાંક દાકણે તાબે કરી લીધેલી હતી. પણ તે દાકણનાં દુશટ કરમો નહી દેખી શકાવાથી માજીનદરાંનીઓએ તેને મારીને હાંકી કાહાડી હતી. તાંહાંથી નાહાઠેલી તે દાકણી આ ખડક ઉપર જાંહાં જુઉ તથા ગુલનાર હાલ રેહેછે તાંહાં આવી હતી અને પોતાનાં ગોલામ પીરોજ તરફ તે એટલી ઘાટકી હતી કે તેણીની સેજ નાફરમાંનીને ખાતર તેણે તે બીચારીને એક જાહાડનાં થડની અંદર બંધ કરી લીધી હતી.

તે પછે થોડા વખતમાં તે દાકણ મરણ પાંમી. અને

તે ઠેકાણે જુઉ જઈ પોંહોંચયો. તેણે પીરોજનાં પોકારો ઉપર દયા લાવી તેણીને જાહાડની અંદરથી બાહેર કાહાડી તથા પોતાની ચાકરીમાં ગેલામ તરીકે રાખી. આ ખુશનોમાં પરી જુઉની લોનડી તરીકે રેહેવાને ખુશી હતી, કેમકે જુઉએ તેને આ જાહાડનાં બંદીખાંનેથી છોડવી હતી. જુઉ પોતે તેને પોતાના બચાં પેરે ચાહાતો હતો એટલુંજ નહી પણ ચોકસ મુદ્દત પછે તેને તદન છુટી કરી પોતાના પરીઓનાં મુલુકમાં તેને પાછી મોકલવાની કબુલાત પણ આપી હતી.

પેલો દેવ જંદલ ઉપલીજ દાકણને પેટે અવતરયો હતો. તે બદસુરત અને બેસીકલ હતો. તેનું મોહોડું વાંદરના સરખું, કાંન ઘઢેડાનાં સરખા હતા અને માથાં ઉપર બે સીંગડાં હતાં. તેનાં નખનાં મોટા મોટા પંજા બનેલા હતા અને તેનું આખું બદન બાલથી ભરેલું હતું.

દાકણના મુવા પછે જુઉએ આ બંનેને પોતાના સંભાલ હેઠલ લીધાં હતાં. પરી પીરોજને પોતાના બાહેરનાં જાદુઈનાં કામો સારૂં તેણે રાખી હતી તથા આ દેવજાદો જંદલ જુઉનાં ઘરનું કામકાજ કરતો હતો.

આ બંને પરાણીઓનાં ખવાશ પણ જુદા જુદા હતા. શુંદર પીરોજ નમાંની, અસરાફ અને સલુકાઈ ભરેલી હતી. જંદલ નાંફરમાંન, ઘાટકી, બેઅંદાજ, તોફાંની અને હીચકારો હતો. એ બંનેને જુઉએ પોતાની ધાકમાં રાખયાં હતાં, પણ જારે પીરોજ પોતાના મુરબીને માંન આપતી તારે જંદલ તેને ગાલો આપતો તથા સઘલું કામ બડબડી ભડભડીને કરતો હતો.

પીરોજ જુઉના હુકમથી બેમાલુમ થઈ પવણની પાંખ ઉપર ઉડી જતી હતી, અથવા દરીઆવની સપાટી ઉપર માહીની મીશાલે ફરતી હતી, અથવા જમીનનાં પેટાંમાં ભરાઈ તાંહાંનાં ભેદોને શોધી લાવતી હતી; જંદલ જુઉનાં ઘરમાં લાકડો ફાડતો, પાંણી ભરતો તથા એવોજ બીજાં હલકાં કાંમો કરતો હતો.

એ હાલતમાં ચઉદ વરસ નીકલી ગયાં તારે એતેફાક એવો બનયો કે જુઉનો દગાખોર ભાઈ જાબુલનાં જુલમગાર પાદશાહાને લઈને ઉપર જણાવવા મુજબ દરીઆવની સેલગાહાએ નીકલયો.

પોતાના ઉપલા બંને દુશમનો એકઠા મલવાનો એતેફાક બની જવાથી જુઉને પોતાની આગલી હાલત યાદ આવી. તેણે પોતાની તાબેદાર પરી પીરોજને ફરમાવયું કે હવાનાં રોશન અજવાલામાં શીહા અંધારૂં બનાવે, પવણનાં સુસવાટા જોરેમંદ થાય, દરીઆવનાં મોજા પાહાડ કરતાં ઉંચા જાય અને જે વાંહાંણમાં મારો ભાઈ તથા જાબુલી કોબાદ પોતાના રસાલા સાથ બેઠાછે તે વાંહાંણને દરીઆવમાં ઉંધું વાલે.

જુઉનાં જાદુઈ હુકમ મુજબ એ તલેસમાત બનયો અને વાંહાંણમાંનાં સરવે જણ દરીઆવની અફડાતફડીમાં કેવા પડયા તેનું વરણંન આપણે ઉપર વાંચયુંછે.

---

## પરકરણ ૩ જું.

## ગુલનાર.

જુઉ જાદુગર ઘણો દયાલુ હતો.

વાંચનાર એ વાતને કેમ કબુલ કરશે ?

પોતાના દગલબાજ ભાઈના દગાના વેરમાં પોતાની જાદુઈના જોર તેને તથા તેના મસલતીઆને શું જુઉએ ઘાટકી સજા કીધી નથી ?

એ બે પાદશાહાઓ ઉપરના વેરને ખાતર તેઓનું આખું વાંહાંણ ઉધું વાળી તેમાંના સઘળા કીમતી જીવડાઓને દરીઆવમાં ડુબાડયા એ શું થોડુંછે ?

પણ તેમ નથી. જુઉ જાદુગર એટલો ઘાટકી નથી.

તેણે આ તોફાંન ઉઠાવયું તથા વાંહાંણ ડુબાડયું, પણ કસી ખુવારી કીધી નથી. તેણે સેંકડો માંણસોને દરીઆવમાં હોમાવી દીધાં પણ તેમાંના કોઈનો જીવ ગયો નથી.

જોકે તેણે પોતાની માંનીતી પરી પીરોઝને આ તોફાંન મચાવા મોકલી હતી, તો પણ તેણીને હુકમ કીધો હતો કે તે માહેલો માલ ખજાંનો કસો ડુબે નહી એવી રીતે બારકસને ઉંધું વાલવું તથા જે જીવડાઓ પાંણીમાં પડે તેઓના જાંનને અલવલ નહી આવે એવી રીતે તેમને ડુબાડવા.

જોકે અરજાસપ તથા કોબાદનાં અપરાધ ઘણા નીરદય હતા, તો પણ જુઉએ તેને માટે કસું વેર રાખયું નહી હતું. તેની મતલબ જુદીજ હતી. વેરને ખાતર તેણે તેમના પર તોફાંન ઉઠાવયું હોય, એમ આપણે કંઈ કહયું નથી, પણ પોતાની હાલતને યાદ કરીને તેણે આ દરીઆઈ ઘભરાટ કરી મેળયો હતો.

એ ગોફેનશીન પાદશાહા ઉપલી હાલતમાં ચઉદ વરસ ગુજારવા પછે હવે બેસબર અને અધીરો થયો હતો. તે પોતે એક આલમગીર પાદશાહા હતો, પણ તેનાં કરતાં વધારે અંદેશો તેને પોતાની બેટી ગુલનાર વીશે ઉપજતો હતો. પોતે પોતાના એલસ્તા શોધમાં જીંદગી તુલીક ગોફામધે રેહેવાને ડરતો નહી હતો, પણ પોતાની શુંદર શાહાજાદી જે જાહોજલાલી અને એશ આરામમાં જનમેલી, જે પાદશાહી, દબદબા અને સુખ ચેન ઉપર હકદાર વારસ ગણાય, તેણીને પણ આ ગોફેનશીની એખતીઆર કરાવી દુનીયાનાં સવાદથી દુર, તેણીની આખી જીંદગી તથા જોબનના ભવને બાલી નાખવા દેવો એ ગેરવાજબી હતું.

ગુલનાર ચેહેરે ગુલજાર હતી. તે ઉપલાં ઉજાડ ટાપુમાં એક ગુલલાલા પેરે ખીલી નીકલી હતી. તેની ઉંચી પેશાંની કોઈ ઝલકાટ ભરેલાં ભવીશની આગાહી આપતી હતી. તેનો નુરમંદ ચેહેરો, દીલકશ પેઆર અને ખાલેશ નીરદોશપણાંની ગવાહી હતી. તેનું ખુશનોમાં કદ જવાંનીની જોબનનાં પુર બાહારની નીશાંણ હતી.

પણ જેવી સીકલે સોહાંમની તેવીજ ખસલતે નેક, સવભાવે રૂડી, મીજાજે ઠંડી, સલુકાઈમાં સંપુરણ અને અકલે પુર, સમજુ તથા શીઆંની હતી. જોકે ગોફામાં ઉછરી હતી, તોપણ આખો વખત પોતાની એ શાહાજાદીને તેનાં વીદવાંન બાપે પોતાની આંખની આગલને આગલ રાખી હતી અને તેને તેની પાદશાહી પદવીને બરની ઉતમ કેળવણી આપી હતી.

ગરીબ બીચારી ગુલનારે પોતાની આખી જીંદગીમાં પોતાના બાપ સીવાએ બીજા કોઈ મરદને જોયો નહી હતો. પંણ કલાકના કલાક સુધી મંન રોકી રાખનારા અભીઆસથી ફારેગ થવા પછે તેણીનાં ફીલસુફી બાપે. ફુરસતને વખતે બાહેરની દુનીઆંને લગતી તેણીને જે જે વાતો કહી હતી, તેથી મરદને જોવા તથા પીછાંણવાની ખાએશ, તેની ઉમરની સાથે વધતી જતી હતી.

સાદાં દીલની ગુલનાર પોતાના ખાંનદાંન, હાલત અને ભવીશથી પણ અનજાંની હતી. તેના ઉપર ગુજરેલા આગલા ગજબથી તેનાં પદરે તેને આખખા નાવાકેફ રાખી હતી. જો કે એલમ હોનરોના ગનેઆંનમાં તે ખબરદાર અને બાહોસ હતી, તોપણ દુનીઆના દંગા, ફેસાદ ઈઆ દગામ બાબે એક બચાંનાં સરખી તે સાદી અને નારેશ હતી.

પણ આ દેશાનીકાલ હાલતમાં તેને કાંહાંસુધી નાંખી મેલવી તે બાબે જુઉને રાત દીસ વીચાર પેદા થતો હતો.

માટે હવે જારે પોતાના ભાઈના વાંહાંણ મધે આ જોરાંવર તોફાન ઉઠાવયું, તારે તે પોતાની બેટીને લઈને એ તોફાંનની અસર જોવા સારૂં કીનારે ગયો અને તાંહાં આ ખુશ ચેહેરાની પણ કોમળ શાહાજાદી એક હાથ ઉપર જારે દરીઆવનો ધુજારો જોઈ ધુજતી હતી તારે જુઉ ખુશી થતો હતો કે તેના દીલની મુરાદનું ફળ પાકું થવા આવયું હતું.

ગુલજારે પોતાના બાપને ગળે વલગીને આ તોફાંન ઉઠાવાનું કારણ પુછયું અને તે ઉપરથી તે બુઢા ફીલસુફે પોતાની આગળી હાલતંનો વીગતવાર હેવાલ કહી સંભળાવયો.

પણ જારે તેનો હેવાલ ભુતકાળ ઉપરથી વરતમાંનકાળ ઉપર આવયો, જારે આ તોફાંન ઉઠાવાના મુખીઅ સબબ ઉપર તે આવયો તારે પોતાની બેટી તરફ તેણે એવી હીકમત કીધી કે તે ખુશ ઉંઘમાં પડી.

તે તોફાંનમાં તણાતાં વાંહાંણમાં અકસર કરી એક જવાંમરદ હતો, કે જેના ઉપર બુઢા જુઉએ પોતાની પરીચેહેરેની બેટી વીશે ઉમેદ બાંધી હતી. તેને આ કીનારા તરફ ખેંચવો એ ઉપલો મોટાં તોફાંનનો હેતુ હતો, પણ તે હેતુ તેણે પોતાની બેટીથી છુપાવાનું હજીબી દરૂસત ધારયું અને તે હેતુ પાછળથી પોતાની મેળે તેને જાહેર થશે એવી તેને આશા હતી.

જો કે જુઉ પોતાના જાદુઈના એલમ ઉપર મુસતાક હતો, તોપણ જે વખતે તેણે દરીઆવની વચે ખુદરતી તતવોને લડતાં કીધાં, તે વખત તેને મોટી ઈનતેજારીનો હતો. આ તોફાંણથી તેણે ગોઠવણ ચોકસ ધારીવાલી હતી ખરી, પણ તે પાર પાડવાનું તો પરવરદેગારને હાથ હતું.

થોડા વખતમાં તેની ફરમાબરદાર પરી પીરોજ હાજર થઈ અને ખબર આપી કે તેના હુકમ મુજબ વાંહાંણમાંના માણસોને દરીઆવમાં નાખી ઘબરાટ કરી મેળયો ખરો, પણ તેઓ સરવેના જાંન શલાંમત રાખયાછે તે હીઆં સુધી કે તેઓમાંના કોઈના પણ બાલને ઈજા થઈ નથી અને તેઓના કપડાં વટીક ભીંગાયાં નથી. મગર તેઓને વીખંરી નાખીને ટાપુના જુદા જુદા ભાગો ઉપર તરતા તરતાં તેઓને છુટા છુટા કીનારે આંણયાછે.

---

# સરસવતી.



વેપારની દેવી લખશમીનું એક ચીતર અમારા ગયા અંકમાં આપવા બાદ હવે વીદીયાની દેવી સરસવતીનું એક નાહાનું ચીતર આ અંકમાં આપીએ છઈએ. એ દેવી પોતાનાં એક હાથમાં ભાળો અને બીજાં હાથમાં દીવો રાખેછે તથા એ હથીઆરોથી દરએક અંધારી જગાઓને ખોધી નાખી તથા તેમાં પેવસ થઈ તાંહાં નુરમંદ ઉજાસને દાખલ કરેછે. આ વીદીઆ માતાને જોઈ અગનાનપણાનું અંધારૂં નાહાસેછે, અને સરવ ચીજ રોશાન થઈ પોતાનાં ખરા આકારમાં એ માતાનાં નુરથી પરકાશી નીકલેછે. તેનો રોશન ચેરાગ સદા બળતો રેહેછે, અને તેનો તેજી ચલકાટ આખી દુનીયાની આંખોને દીપાવેછે. જાંહાં તેના મુબારક કદમ પડેછે, તાંહાં તેનાં પગ આગળ કળાકઉસલ ઉગી નીકલેછે. હોનરની માતા વીદીયા છે. પેહેલાં વીદીયા, પછે હોનર થાયછે. જાંહાં વીદીયાનાં પગલાં આવયાં તાંહાં હોનર એક ખુદરતી પરીનામની ઝીશાળે સાથે ચાલવા વનાં રેહેતો નથી.

સરસવતીનાં ગુણ લખશમીથી ઉતરતાં નથી. એ બે દેવીઓમાં કોણ સરસ તે ઘણીવાર વીચારવા જોગ વાત થઈ પડેછે. ખરૂં છે કે જો લખશમી માતાનાં કદમ વધેછે, ઈઆને જો વેપાર અને આબાદાંનીથી ધન માલ વધતો જાયછે તો કેળવણી અને વીદીયા હોનરને વધારવાને શકતીવાંન થઈએ છઈએ. તેમ જોતાં પેહેલાં લખશમી અને પછે સરસવતી હોય એમ લાગેછે. પણ વળી વેપાર અને આબાદાની વધારવાનાં જે તરેહવાર સાંધનો હોયછે, તેને વીદીયા દેખાડી આપેછે; જેમ જેમ વીદીયા વધેછે તેમ તેમ દોલતનાં નવા રસતા હાથ લાગેછે—તેમ જોતાં સરસવતી પેહેલાં અને લખશમી પાછળ લાગેછે. ગમે તેમ હોય, પણ આટલું તો ચોકસ છે કે આ દુનીઆમાં માણસનું કલેઆંણ અને તારણ કરવામાં એ બેહુ દેવીઓ એકસરખી ઉપયોગી છે. તેઓ એકેકસે જોડાયલી છે અને બગલગીરી કરતી ચાલેછે. બલકે તેઓ એકેકને આધારેછે અને એક વનાં બીજાંને ચેન નહી પડે એવી હાલતમાં છે.

વાસતે જેઓ લખશમીને ભજેછે, તેઓએ સરસવતી માતાને પણ ભજવી જોઈએછે. જેમ લખશમીનાં પગલાં આપણા ઘરમાં ઈછીએ છઈએ, તેમજ સરસવતીનાં પણોતાં પગલાંને પણ ચાહાવાં જોઈએછે. લખશમીની મીશાળે એ દેવીને પણ આરાધીને આપણાં મકાનમાં બોલાવવી જોઈએછે તથા તેને મોટા પેઆર અને માનથી વધાવી લેવી જોઈએછે. સરસવતી વડે સંધું સુખ અને સંધી સગવડ છે. જેઓ પાસે લખશમી છે પણ સરસવતી નથી, તેઓ અડધી જંગલી અને અડધી સુધરેલી હાલતમાં હોયછે. નહી આ તર, કે નહી પેલી તર—નહી પુરા જંગલી કે નહી પુરા સુધરેલા પણ એ બેની વચે દોલતી, દાંમાદોલ હા

લત તેવા લોકોની થાયછે. લખશમી તેઓને ધન માલ આપેછે, પણ સરસવતી વગર તે માલ ખજાનાનો તેઓ ઉપયોગ કરી શકતા નથી. તેઓ બખીલાઇથી સઘલું એકઠું કરે, ઇચ્આ ઉદાઉપણાંથી માતર હવસ પુરા પાડવામાં ગુમાવી દીએ, તે સરસવતીની ગેરહાજરીથી બનેછે. જેનાં ઘરમાં સરસવતી નહી, તેનાં ઘરમાં અંધકાર છે. જેમ લખશમી ઘરને વાજતું ગાજતું કરેછે, તેમ સરસવતી ઘરને ભરીઉં ભરીઉં કરેછે.

વાંચનારી બાનુઓને જણાવવાની કાંઈ જરૂર નથી કે જોકે સરસવતીને દેવીનું રૂપ આપયુંછે, તોપણ તે કોઇ ખરેખરી માનતાની દેવી નથી. એ માતર વીદીઆનું એક બીજું નામ છે, વીદીયાને એક અલંકાર લગાડયોછે, સરસવતીનો જે આકાર તેજ વીદીયાનો આકાર છે. સરસવતીને ભજવી અને આપણા ઘરમાં નોતરવી એટલે વીદીયાને ભજવી તથા નોતરવી જોઇએછે. વીદીયા એક મોટું ધન છે, જે ચોરાતું નથી, ખોહોવાતું નથી ઇયા લુટાતું નથી. બીજું ધન જેમ વાપરીએ તેમ આપણા હાથમાંથી ઘટેછે, પણ વીદીયારૂપી ધન જેમ બીજાને આપીએ તેમ આપણી પાસે વધેછે. શું જમીન કે શું આસમાંન, શું પાતાલ કે શું પાણી, શું પાહાડ કે શું જાહાડ પાંન, શું જીવજંત કે શું નીરજીવ દરએક પદારથને વીદીયા ખોધી નાખી આપણી આગળ ખોલી મેળેછે, તમામ ખુદરતનાં ભીતરનાં ભેદની કળ વીદીયાની કુંચીથી ફેરવાયછે. ખુદ ખોદાવંદતાલાની પીછાંન વીદીયા કરાવેછે અને વીદીયાજ ગેયા આપણને તે સાહેબની દરઘામાં પોંહોંચાડેછે.

આવી જે સઉની માતા તેને આપણી માતાઓ પોતાની આગળ રાખીને સદા પોકારતી રેહેશે કે "સરસવતી માતાની જે"!

---

## સંધીવાનું દરદ.

હાલ વરસાદ અને સરદીનાં દીવસ ચાલેછે અને સંધીવાનું દરદ એ સરદ રૂતુમાં ઘણું ફેલાયલું રેહછે. સંધીવાનું દરદ સાંધામાં વા ભરાવાથી થાયછે એવો સાધારણ વીચાર ચાલેછે. એ દરદથી બદનનાં જુદા જુદા સાંધાઓ તથા માસનાં લોચા અથવા ગોટલાંઓ અકડી જાયછે, તેમની હીલચાલ થઇ શકતી નથી અથવા હીલચાલ કરતી વેલા અતીશય દુખ થાયછે. એ દરદ એક સાંધામાંથી ઉડી બીજા સાંધમાં અને બીજામાંથી તરીજામાં દોડેછે, જે ગેયા વા અથવા પવણથી દોડતું હોય એમ લાગેછે અને તેટલા ઉપરથી એને વાનો મરજ કરી સાધારણ નામ આપેલું લાગેછે.

પણ સંધીવા, જેને ઈંગરેજીમાં "રૂહુમેટીજમ" કેહેછે, તે કાંઈ સાંધાની અંદર વા ભરાવા તથા દોડવાથી થતો નથી. એ મરજનું કારણ જુદું છે અને તે લોહી સાથ નીસબત ધરાવેછે. આપણું લોહી જે ઘણીક વસતુઓની મેલવણીનુ બનેલુંછે, તેમાં ખાર એક તતવ છે, અને બીજી "ફાઇબરીન" નામની પદારથ છે, કે જે બંધાયલાં લોહીમાં એક છારીની મીશાલે દેખાયછે. તનદરોસત માંણસનાં લોહીનાં ૧૦૦૦ ભાગમાં "ફાઇબરીન" નાં બે ભાગ અને ખારનાં ૧૨ ભાગ હોયછે. પણ સંધીવાના દરદની વેલા લોહીની એ બનાવટ ફેરવાઈને, "ફાઇબરીન" ૬ ભાગ સુધી વધી પહોચે અને ખાર છેક ૮ થી ૬ ભાગ સુધી ઘટી પડેછે.

ખારની મેલવણીથી લોહી પોતાના મીજાનસર પાંણી જેવી હાલતમાં રેહેછે. બીજા હાથ ઉપર "ફાઇબરીન" ની ખાશીએત બંધાઈ જવાની છે. હવે દીસતુંછે કે લોહીમાં જારે એ વસતુઓના પરમાણમાં ફેરફાર થાય અને જારે ખાર ઘટી પડે તથા "ફાઇબરીન" વધી પડે તારે લોહીની પરવાહી ખાશીએત ઓછી થવી જોઇએ તથા તે માહેલું વધી પહેલું "ફાઇબરીન" બંધાવા માંડવું જોઇએ. એ રીતે સંધીવાનાં દરદમાં સાંધાઓની આસપાસ "ફાઇબરીન" બંધાવાથી સાંધાઓની હીલચાલમાં ખલલ થાયછે. તે સાંધા અડી અકડી જાયછે, અને તે સંધીવાંના મરજનુ મુલ કારણ છે. એક સાંચા મધે એક ખોબણની અંદર એક ચકર ફરતું રાખયું હોય, અને તેને ચલાવા માટે તેલ જરૂરનું હોય, પણ તે બંધાઇ જવાથી અથવા ખુટી પડવાથી તેનું બેહુ બાજુએ ફરવું બંધ પડે તેને મલતું દરદ સંધીવાનુંછે.

હીઆં સવાલ ઉઠેછે કે એ પરમાંણે લોહીનાં તતવોમાં ફેરફાર તથા વધઘટ થવાનું કારણ શું? એ કારણ ચોકસ માલમ પડયું નથી. એવું ધારવામાં આવેછે કે લોહીની અંદર એક જાતની જેહેરી વસતુ પેવસ થાયછે અને તે વસતુ લોહીની બનાવટને બગાડેછે. તે કેઈ ચીજ છે, તે હજી ડાકટરો શોધી શકયા નથી. પણ એ દરદીના પરસેવા વાટે તે જેહેર બાહાર નીકલેછે, તથા તે પરસેવો ખાટો ગંધાયછે અને ડાકટરો એવું મત આપેછે કે એ જેહેર કોઇ ખાટી આસીડનું હોવું જોઇએ. તે "લાકટીક આસીડ" ધારવામાં આવેછે. વઈદક શાસ્ત્રની કેતાબોમાં તેને વીકારી વસતુનુ નામ આપયુંછે. લોહીની મારફતે એ વસતુ એક સાંધામાંથી બીજા સાંધાને પકડેછે અથવા માસના એક લોચામાંથી બીજા લોચાપર જાયછે.

એ દરદ મુખીઅ કરીને સરદીથી લાગુ પડેછે. ઘણી મેહેનત, કસરત અથવા થાકથી બદન ગરમ થયું હોય, તેવામાં જો તેને થંડી ઇચ્આ ભીણી હવા લાગેતો સંધીવાનો મરજ તેમાંથી જનમ પામેછે. તેમજ વળી સરદીમાં ભીનાવાથી, ભીણાં કપડાં અંગ ઉપર રાખવાથી, અથવા ભીની જગોએ બેસી રેહેવાથી પણ એ દરદ લાગુ પડેછે. ઘણાં ગરીબો જેઓ સરદીમા કાંમ કરેછે, તેઓને આ કંટાલા ભરેલાં દરદને આધીન થવું પડેછે. ગરમ હવામાંથી અચણુચ થંડી અને ભીણી હવામાં જવાથી અથવા એ રવેસનો ખુદરતી ફેરફાર હવામાં થવાથી નબલા બાંધાનાં આદમીઓ ઉપર સંધીવા ગલબો કરેછે.

સંધીવા બે જાતનો હોયછે. એક "આકયુટ" અથવા તીખશણ અને બીજો "કરાંનીક" અથવા જુનો ઈઆ હંમેશનો કેહેવાયછે. તીખશણ સંધીવાની સાથે તાવ આવેછે, અડી ગયલા સાંધાવાલા ભાગો સુજીને લાલ થઇ આવેછે તથા તેઓમાં અતીશય અકડસાટ થાયછે. જુનાં અને હંમેશનાં સંધીવામાં તાવ આવતો નથી અથવા

એટલું બધું દુખ થતું નથી. પેહેલો સંધીવા લાંબી મુદત સુધી રેહેછે, તારે તે જુનો થાયછે ઈઆને સાંધામાં હંમેશનો ધામો નાખી પડેછે. તે પોતાની મેલે જોસ કરી આવેછે અને પોતાની મેલે પાછો નરમ પડેછે; એમ વખતે વખતં થયા કરેછે.

વળી એ દુખ ભરેલા મરજના બે વરગો કરેલા છે. એક "લોકલ" અથવા એકજ ચોકસ સાંધામાં થાયછે, તથા બીજો વરગ "જેનરલ" અથવા બદનનાં સઘલા સાંધાઓનો સાધારણ મરજ કેહેવાયછે. ઘણીવાર સંધીવાના મરજને નજલા સાથ ભેલી નાખવામાં આવેછે અને બેહુ એક નામે ચાલી જાયછે. પણ એ બે વચ્ચે પેહેલો તફાવત એ છે કે સંધીવા અકસર કરીને ગુડણ, થાપો, ખભાં, બરડા, કમર અને એવાજ બીજા મોટા સાંધાઓને પકડેછે; પણ નજલો ઘણુંકરીને અંગોઠા, આંગલાં ઈતીઆદી નાહાનાં સાંધાઓમાં થાયછે. નજલો થવાની આગમચ બદહજમી તથા બદનનાં બીજાં અવીઅપોમાં ખલલ થાયછે તેથી પણ તેની સંધીવાથી જુદી પીછાંણ થઈ શકેછે.

તીખશણ સંધીવામાં પેહેલાં તાવ આવેછે, તે બીજા સાધારણ તાવની મીશાળે તાહાડ વાગીને તથા ધુજાવીને બદનને ગરમ કરેછે અને તારપછે સાંધાની અંદર દુખ થઈ આવેછે. કોઈવાર તાવ અને દરદ બેહુ સાથે થાયછે અને કોઈવાર તાવની આગમચ દરદ થઈ આવેછે. એ મરજમાં તાવની સાથે બીજા તાવની મીશાળે બકવા લવાનું થતું નથી, પણ એ તાવની સાથે પરસેવો ઘણો જાયછે અને તેથી બદન ગરમ પણ ભીનું હોયછે. વળી એ તાવની સાથે ઘણીવાર જાહાડાની કબજીઆત હોયછે, તથા અતીઘણી તરસ, માથાંનો દુખારો, ઉતાવલી અને કુડતી નાડી, અને જીભ સફેદ થાયછે. પેટ કઠણ થાયછે, પીસાબ થોડી થાયછે અને તેનો રંગ અતીઘણો લાલ હોયછે.

તીખશણ સંધીવાની એક સઉથી સરસ નીશાંણી દરદીનાં દીલમાંથી નીકલતો પરસેવ છે. તાવનાં દરદીને પરસેવ પડવાથી કરાર મળેછે, પણ આ સંધીવાના તાવનાં પરસેવથી કરાર થતો નથી. દરદીને એક પણ સવાલ પુછવા આગમચ તેનાં ખાટા વાસ ઉપરથી ડાકટર એકદમ પારખી શકેછે કે તેને સંધીવા થયોછે. તે દરદીનાં ઓરડામાં દાખલ થતાંજ વાસી સરકાથી હુવા તર થઈ હોય એવી ગંધ નીકલેછે. સંધીવાનાં તાવની પીછાંણ બીજા તાવોથી કરવાની બીજી અછી સાબેતી સાંધા માહેલું દુખ છે. વળી સંધીવાનું દરદ હમેશાં રાંતનાં વધેછે તથા દીસનાં લગાર ઓછું થાયછે.

આ દરદ કાંઈ ધાસતી ભરેલું નથી, પણ છાતી માહેલું દીલ, જે લોહીને આખાં બદનમાં પોંહોંચાડવાનો અબારો છે, તે કીમતી સાંચાને જારે એ દરદ પકડેછે તારે તે ધાસતી ભરેલું થઈ પડેછે. સાધારણ સાંધાઓ ઉપર એ દરદ દુખ ઘણું દેવા છતાં બીજું નુકસાંન કરેતું નથી. તે જલદી સાજું થતું નથી અને વળી ઘણીવાર તેને ઉતાવલે સાજું કરવાની ભલાંમણ કરવામાં આવતી નથી. જો તેને એક સાંધામાંથી જલદી હાંકી કાહાડયું હોયતો બીજા સાંધાને પકડેછે અને તે "જુવા નહી ને લુત થવા" બરાબર છે. વળી કોઈવાર એક નજીવા સાંધામાંથી કાહાડી નાખવા પછે કોઈ વધારે અગતનાં સાંધાને પકડે તારે ઓર વધારે દુખ દીએછે. માટે જે સાંધામાં એકવાર થયું હોય તાંહાંજ તેને થોભાવી રાખવાનું ઘણીવાર ડાકટરો પસંદ કરેછે.

સંધીવાનાં દરદને દફે કરવાનાં જે ઉપાયો છે, તેમની મુખીઅ મતલબ તાવ ઓછો કરવા, જાહાડો સાફ રાખવા, લોહી સુધારવા અને પરસેવ વધારવાની હોયછે. એ પરસેવ સાથ લોહીનું જેહેર બાહાર નીકલેછે, માટે દરદીનાં દીલમાં તે પરસેવ જાજો વાર પચવા દેવો નહી જોઈએ પણ વખતે વખત તેનાં કપડાં બદલવાં જોઈએ. તેમ કરતાં તેનાં અડી ગયલા સાંધાઓની હીલચાલ થવા દેવી નહી જોઈએ પણ જે એક હાલતમાં રાખવાથી દરદીને કરાર થતો હોય તેજ હાલતમાં તે સાંધાને રાખી મેળવો જોઈએ. તરીજી અગતની માવજત એ છે કે અડી ગયલા ભાગોની આસપાસ રૂ અને ફલાનલ લપેટી તેને સદા ગરમ રાખવા તથા ઉંફ રાખવી જોઈએ. પગમાંથી મોજાં કાહાડવાં નહી અને દીલમાં પગ સુધી ફલાનલ પેહેરી રાખવું જોઈએ. અડી ગયલા સાંધા ઉપર સેક જારી રાખવામાં આવેછે તથા ડાકટરની નજરમાં આવેછે તો ભર ચોપડનાં તેલ આપેછે.

## વીએના શેહેર.



યુરોપખંડનાં મધીય ભાગ મધે આસટરીયા નામનું જે મોટું અસલ અને મગરૂર સાંનશાહાત ચાલેછે, તેનું વખનાયલું પાએતખત શેહેર વીએના છે. યુરોપની વખનાંયલી અને મોટી ડાનીઉબ નદીને જાંહાં વીએન અને આલસટર નામની બે નાહાની દાહાલો આવી મલેછે, તે સમાંગમ આગલ ડાંનીઉબની દખશીણ દસાએ એ શેહેર આવેલુંછે. તે પારીસથી ૬૩૦ માઈલ, બરલીનથી ૩૩૦ માઈલ અને કાનસટાંનટીનોપલથી ૮૦૦ માઈલને તફાવતે છે. તેની વસતી આસરે ૪૦૦૦૦૦ માણસની છે. તેની હવાં ઠંડી છે અને મધીઅમ સથીતીમાં પારો ૩૮ ડીગરી સુધી રેહેછે. એ શેહેરની જમીન ફલવંત છે, પણ રૂતુ અસુખાકારી ભરેલી છે. તે ઘડીએ ઘડી બદલાયા કરેછે, તાંહાં ધુમસ ઘણો પડેછે અને શેહેરના નીચલા ભાગોમાં રેલ આવેછે.

વીએનાં, તે ગોયા જરમની દેશના અસલી, ઉંચી

તોપખાનાં અને પોતાની બુનીઆદ ઉપર મુસતાક તથા મગરૂર ઉમરાવોનું વતન છે અને તેઓના રેહેવાસને લીધે એ શેહેર યુરોપખંડનાં નામીચાં તથા દબદબાવાલાં શેહેરો માંનું એક ગણાયછે. યુરોપનાં મુસાફરોને એ શેહેર અચીત જોવા લાએક છે; અને એક મુસાફર ખુશી તથા અચરત થાય એવું તેમાં જોવાનું ઘણું છે. એ શેહેર બે ભાગમાં વેંહેંચાઈ ગયુંછે. અસલ અને જુનું શેહેર તેનાં "કોટમાં" વસાવયુંછે, પણ પછે જેમ વસતી વધતી ગઈ તેમ નવું શેહેર "બાહારકોટ" વસતું ગયુછે. વીએનાંનો "કોટ" લગભગ મુંબઈના કોટ જેટલોજ મોટો છે. તે તરણ માઈલ લાંબો છે, પણ તેનાં બાહારકોટનાં ૧૦ મા ભાગ જેટલોબી નથી. તેને ફરતી દેવાલ ૪૦ થી ૫૦ ફીટ ઉંચી છે, જે આબરૂદાર રેહેવાસીઓને ફરવા હરવા તથા હવા ધોરવાને કામ લાગેછે અને જે ઉપર સાંજ સહવાર એસકી મરદ ઓરતોનો જોવા લાએક અને વીચોતર મેલાવરો મળેછે. એ કોટની પછવાડે ફરતું આસરે ૧૫૦૦ ફીટની પોહોલાઈનું મેદાંન છે, જે મુંબઈનાં મેદાંનની મીશાલે પેહેલાં શેહેરના બચાવને માટે રાખેલું હતું, પણ હાલ જાહાડો રોંપીને લોકોને ફરવા તથા રમવાનાંજ કામનું થયુંછે.

મેદાંન મુકવા પછે તેને ફરતું બાહારકોટનું શેહેર આવેછે. તેને ૩૪ મોટાં મોટાં પરાંમાં વેંહેંચી નાંખયું છે, જે સરવેને ફરતી વળી એક બીજી ૧૨ માઈલનાં ઘેરાવાની તથા ૧૨ ફીટ ઉંચી દેવાલ ઈંટની બાંધી લીધેલીછે. અસલી સુરતની મીશાળે વીએનાં શેહેરની ૧૨ ભાગળો છે, તેમાંની સાનશાહી મેહેલ તરફની ભાગળ જેમાં પાંચ નામીચા મેહેરાબો બાંધયાછે તે ઘણીજ કારીગરીથી સુંદર બાંધેલીછે. કોટનાં રસતા સાંકડા અને આડા અટાડા છે, પણ તે ઉપર ફતરની ફરસબંદી કરી લીધીછે. બાહારકોટનાં રસતા સીધા, પોહોલા અને કુસાદે છે, મગર કેટલાકોને ફરસબંદી નહી હોવાથી તે ઉપર કીચલ થાયછે. શેહેરમાં ફરવા હરવાની ઉપલી બોહોલી જગા ઉપરાંત ૨૦ મોટાં ચોકો બાંધેલા છે, જેમાં એકાદ બે શુંદર અને ફુવારા તથા બાવલાં સાથનાં છે. આ શેહેરનાં ઘેરો પાંચ મજલાનાં ઘણાં ઉંચાં છે અને મુંબઈની મીશાળે જુદા જુદા મજલા ઉપર જુદાં જુદાં બાકુતો રેહેછે. તાંહાં ઘર દીઠ ૩૮ માણસની ગણતરી કરેલીછે, પણ કેટલાક ઘરોમાં ૪૦૦ થી ૫૦૦ માણસો રેહેછે.

વીએનાં શેહેરનાં મેહેલો, દેવલો અને બીજાં મોટાં મકાંનો ઘણા શુંદર અને નાદર છે. સાનશાહાનો મેહેલ, જેનું ચીતર ઉપર આપયુંછે, તે ગંજાવર અને રોણકદાર છે, પણ તેમાં જેમ અગત પડતી ગઈ તેમ નવા ભાગોને બાંધીને વધારતા ગયાછે અને તેથી તેનો આસપાસનો આકાર બેદોલ દીસેછે. આખું શેહેર ગંજાવર મેહેલો અને એવાંનોથી ભરાઇ ગયુંછે. તે ઉપરાંત હીઆંના કેટલાક દેવલો બાંધકામનાં હોનરનાં ગોયા નમુનાંજ છે. સેંટ સટીફનનાં નામીચાં દેવલનો મનારો ૪૫૩ ફીટ ઉંચો છે. સેંટ પીટરનું દેવલ રોમ શેહેરનાં એજ નામનાં દેવલની ઢપ ઉપર બાંધયુંછે. એક બીજાં મોટાં દેવલમાં આસટરીયાનાં સાહાનશાહાઓનાં બદનમાંથી દીલ અથવા અંતઃકરણ છુટાં પાડી એકઠાં કરયાંછે. આ ઈમારતો ઉપરાંત આસટરીઆની કેળવણીને લગતી ઈમારતો પણ જોવા લાએક છે. યુનીવરસીટીની ફકત વઈદકશાળામાં ૧૧ લાખ પુસતકો, ૮૫ પરોફેસરો અને ૬૦૦૦ વીદીઆરથીઓ છે. એ ઉપરાંત *તાંહાંની હોનરશાળામાં ૧૮ ઉસતાદો કામે લાગાછે;* ઈજનેરની મકતબમાં પણ તેટલાજ શીખસકો છે. તાંહાં પાંચ મોટાં જાહેર તાલીમખાનાં છે, તથા એક મદરેસા જોતીશ શાસતર શીખાડવાને સથાપીછે. તાંહાંના પાદશાહી કેતાબખાનામાં ૩ લાખ પુસતકો, ૧૬ હજાર હાથનાં લખેલા દસતાવેજો તથા ૫ લાખ ચીતરો છે. તાંહાંના કીલામાં ૧॥ લાખ હથીઆરોનાં સટાંડ છે.

તરેહ કીસમનાં કારખાનાનાં ઉદીઓગ અને વેપારથી વીએનાં શેહેર ભરપુર છે. તેમજ વળી મોજ, સોખ અને નાંચ રંગને માટે પણ એ પાએતખત પરખેઆત થયુંછે. એ શેહેરનાં જેટલા બાગ બગીચા બીજાં થોડાંજ શેહેરોમાં હશે. શેહેરની સાંમે નદીમાં એક શુંદર ટાપુછે જે ઉપર બાગ, બગીચા, ફેઆરા, સરકસ, નાટકશાળા ઈતીઆદી બંનાવેલાંછે અને હજારો લોકો તમાસા જોવા તથા મોજ કરવા ભેગું મળેછે. વીએનાં શેહેરમાં પાંચ નાટકશાળા છે, જેમાં દરરોજ નાટકો થાયછે. નેપોલીઅન બોનાપારટનાં વખતમાં એ શેહેર ઉપર ફરેંચ લોકો બે વાર મદી ગયા હતા, અને તારપછે સુલેહ કરવાને માટે યુરોપની તવારીખમાં જણાયલી જુદાં જુદાં રાજવાળાઓની સભા સન ૧૮૧૪ નાં નવેમબર મહીનાથી ૧૮૧૫ નાં જુન મહીનાં સુધી બેઠી હતી. ૧૮૪૮ માં એ શેહેર ખાતે મોટો બળવો થયો હતો, અને રઈએતે શેહેરને પોતાને હાથ કરી લીધું હતું, પણ આસટરીયાની સરકારે ઘણી શખતાઈથી તેને બેસાડી દીધો અને તે વેળાએ શેહેર ઉપર ચલાવેલા ટોપનાં મારાથી શેહેરને ભારી નુકસાંન થયું હતું.

આપણી તરફથી યુરોપ જનારા દેશી મુસાફરો લંડન અથવા પારીસ ખાતે મુસાફરી કરી આવીને એવું સમજેછે કે તેઓ યુરોપમાં ફરી આવયા પણ લંડન અને પારીસ ઉપરાંત મુસાફરી કરવાને, જોવાને તથા ગમત અને મોજ કરવાને યુરોપખંડમાં બીજાં કેટલાં મોટાં અને નામીચાં શેહેરો પડેલાંછે તે ઉપલા હેવાલ ઉપરથી માલમ પડેછે. પરૂશીયા, જરમની, ઈટલી, અને રૂશીયાના કેટલાંક મોટાં શેહેરો વીસતારમાં, કદમાં, બાંધણીમાં, સોભામાં, રેહેવાસીઓમાં, ખુદરતી દેખાવોમાં અને કલાકઉસલમાં લંડન અને પારીસથી ચહડતાં નહીતો તેમની બરોબરીયાં ગણાયછે અને જેઓ પોતાનાં પઈસા ખરચી અથવા વાપરી જાંણતા નથી, તેવા લોકોને એટલીજ ભલામણ કરવામાં આવેછે કે પોતાનાંજ ગામમાં "માંચીનાં માંકર" ની મીશાલે પડી રેહેવાને બદલે આવાં શેહેરોમાં જે ગમત ભેલું ગનેઆન મળેછે તે હાંસલ કરવામાં પઈસો ખરચવો. આ વાત નવાઈ જેવી અને ખુશાલી ભરેલીછે કે વીએનાં શેહેરમાં આપણી તરફનાં પેહેલવેહેલા મુસાફર તરીકે એક પારસી બાંનું પોતાનાં ખાવંદ સાથ જઈ આવયાંછે.

# કરીસટોફર કોલમબસ.




આ નામાકીત માહા પુરૂશ, જોણે અમેરીકાનો મોટો
ખંડ શોધી કાહાડયો અને દુનીઆનાં ગનાનમાં બોહોલો
તથા બમનો વધારો કરી આપયો, તેની જીંદગીનો હેવાલ
એક કાંહાંની સરખો છે. ૧૫ મી સદીમાં જારે ઇટલીનું જી
નોઆ બંદર વેપાર અને દરીઆઈ સફરોને માટે નામીચું
ગણાતું હતું, તારે તે શેહેરમાં એક મીસકીન ઉન સાફ કર
નાર બાપને તાંહાં સને ૧૪૩૬ માં જનમવા પછે તથા મા
તર ૧૪ વરસની ઉમર સુધી ટુક કેળવણી હાંસલ કરવા પ
છે, તેને તરતજ ઉન સાફ કરવાનાં બાપીકા ધંધા મધે ના
ખવામાં આવયો. પણ જીનોઆ જેવા વેપારી બંદરથી, તે
ણે દરીઆવરધી હોનરની લીધેલી તાલીમથી તથા નકસા
ઓ બનાવવામાં તેણે મેળવેલી માહીતગારીથી, તેના મનની
સઘલી વલાંણ દરીઆઈ સફરો ઉપર હતી, માટે થોડાક મ
હીનાં ઉન સાફ કરવાનો હલકો ધંધો કીધા પછે આ ચઉદ
વરસનો છોકરો ભુમધીઅ સમુદરમાં ફરતાં એક વેપારી બાર
કસ ઉપર એક સેલરની ચાકરી લઈ પોતાનું વતન છોડી ગયો.

જે ધણી ૧૪૫૦ માં માતર એક જવાંન સેલર હતો
તે ૧૪૯૦ માં એક મોટા ખંડનો શોધક કેમ થઈ પડયો એ
ઘણું અજાએબ જેવુંછે. સેલરનાં ધંધામાં ૨૦ વરસ સુધી
ધકેલા ખાવા છતાં, પોતાનું કાંઇ નહી વલવાથી તે પોરટુગ
લ દેશનાં પાએતખત લીસબન ખાતે સન ૧૪૭૦ માં જઈ
રહયો. તે શેહેર તેને એટલા માટે પસંદ આંવયું કે તે
શેહેરનાં લોકો તે વખત ઉપર નામીચા સફરી ગણાતા હતા
અને અગત કરીને હીંદુસતાંન જે તે વંખત ઉપર સોનાં, રૂ
પાં તથા હીરા માંણેકનો દેશ ગણાતો હતો, તાંહાં આફરી
કા ખંડ વટાવીને જવાનો એક રસતો શોધી કાહાડવા ઉપ
ર તાંહાંના પાદશાહા હેનરીનું ઘણું ધેઆન લાગું હતું.
એટલા માટે નકસા બનાવવાનાં ધંધામાં તાંહાં કાંઇ જોગે થવા
ની કોલંબસને આશા હતી. વળી પોરટુગાલનાં એક ના
મીચા મુસાફરની છોકરી સાથે લગન કરવાથી પોતાનાં સ
સરાનાં નકસાઓ, પુસતકો ઈતીઆદી તેને મળયાં અને એ
રીતે કોલંબસને પોતાના ગનેઆન તથા માહાવેરામાં બેહદ
હુમેરો કરવાને બની આવયું.

આવા ધંધાને લીધે કોલંબસ ભુગોલ વીદીયામાં ઘ
ણી પુરવીણતા પાંમયો, પણ ભુગોલનું તે વખતનું ગનાંન
ઘણું અધુરૂં હતું. દુનીયાંનો ગોલાઆકાર તરતનો જ
ણાયલો હતો, પણ અમેરીકાખંડની અરધીઅરધ દુનીયાં
નાં અંનજાનપણાને લીધે પરૂથવીનાં ગોલાનુ કદ ઘણું ના
હાનું ગણાતું હતું. એ અરસામાં કોલંબસનાં મગજમાં
ખેઆલ આવયો કે આફરીકા વટાવીને હીંદુસતાંન તરફ જ
વાનાં ફાંફાં મારવાનાં કરતાં આટલાંનટીક માહાસાગરમાં
પશચીમે ને પશચીમે ચાલયા કરવાથી એ ખેઆલી દોલત
નું દેશ તેને વધારે નજદીક દીસયું. એ ખેઆલ તેના મ
નમાં શેવટે એવોતો મજબુત થયો કે તે પાર પાડવામાં ગે
પા તે દેવાંનો થઈ ગયો અને તેને માટે તેણે ખેંચેલી રંજ
તથા જેહેમત આજે એક કાંહાંની સરખી લાગેછે. કોલં
બસને એવું લાગું કે યુરોપથી હીંદુસતાંન જવાનો આ ન
વો રસતો શોધી કાહાડવા સારૂજ ખોદાએ તેને આજીહાંન
મોકલયોછે. પણ એ કાંમમાં ભારી દોલત અને બીજી મ
દદ જોઈએ, માટે પેહેલાંતો કોલંબસે સરકારની મદદ મેલ
વવા ઉપર દીલ લગાડયું.

તેણે પરથમ પોરટુગલનાં રાજા જાંનની મદદ માંગી.
એ રાજો પણ પોતાના મરનાર બાપની મીશાલે હીંદુસતાં
નનો રસતો શોધી કાહાડવાને ખંતી હતો. તેણે કોલંબ
સના આ નવા ખેઆલને પસંદ કરેયો, પણ તેનાં દરબા
રીઓએ તેને એ કામથી વારવાને લીધે, તેણે વીચાર પાછો
ફેરવયો, એટલુંજ નહી પણ કોલંબસની સઘલી ગોઠવણ
જાંણી લઈને છુપી રીતે પોતાનો એક કાફલો તે રસતાની
શોધ પાછલ મોકલવાની તેણે નીચ દેઆનત વાપરી. તેમાં
તે ઠગારો પાદશાહા નીશફલ થયો, પણ કોલંબસ તેથી ખ
ફા થઈ સને ૧૪૮૫ માં લીસબન શેહેર છોડી ગયો. તાંહાં
થી તેણે પોતાના કામમાં વીનીસીઅન સરકારની મદદ માં
ગી, પણ તાંહાં કસી દાદ નહી લાગાથી તે સપેનની સરકા
રની મદદ માંગવા ગયો. તેણે મારગમાં એક મઠ મધે ઉતા
રો કીધો, જાંહાંનાં વડા ગુરૂએ તેનાં ઉપર ઘણોક પેઆર ક
રીને પોતાની આસપાસનાં વીદવાંનો સાથ કોલંબસની
મુલાકાત કરાવી. તે ગુરૂએ કોલંબસને સપેનની રાંણીનાં
વડા પંથકી જોગ ભલામણનો કાગલ આપયો, પણ તે પંથ
કીને બદલે એક બીજા વડા ગુરૂની મારફતે કોલંબસ પાદ
શાહાની મુલાકાતે ગયો અને તેણે કોલંબસની ગોઠવણ
તપાસવાનો વીદવાંનોને હુકમ કીધો.

એ તપાસ સાલામાંનકાની એક જોગણશાલામાં થઈ,
જાંહાં મોટાં મોટા વીદવાંનો અને કાબેલોની મોટી ઠઠની

સાંમે આ એકલો ઈટાલીઅન સેલરબચો પોતાના મનનો માહાભારત બેઆલ સમજાવા ઉભો હતો. તે મીજલશમાં અદેખાઈના મારેલા વીદવાંનો આ મીસકીન સફરીને ટેકો આપવાને બદલે તોડી પાડવા બેઠા હતા, પણ તેવામાં વળી સપેનની સરકારને લડાઈમાં ગુંતાવું પડવાને લીધે તે વીદવાંનોની તપાસ ભાગી પડી અને બીચારો કોલંબસ વળી પાંચ વરસ સુધી ધકેલામાં પડયો, જે અરસામાં સરવે કોઈ તેને દેવાંનો ગણવા લાગા અને કેહેછે કે રસતામાં બચાંઓ વટીક તેને મીહીડવતાં હતાં. સપેનની સરકારથી નાસીપાસ થઈ તેણે ઈંગલંડના રાજાની મદદ માંગવા સારૂં પોતાનાં ભાઈને મોકલયો, પણ તે ચાંચીયાઓને હાથ કેદ પકડાયો. સન ૧૪૮૮ માં પોરટુગલનાં રાજાએ કોલમબસને ફરી તેડું મોકલયું પણ એ નાસીપાસ થયલા મુસાફરે તે નોતરૂં નામનજુર કરયું. તેણે થાકી થાકીને સપેનનાં બે દોલતમંદ ઉમરાવોની મદદ માંગી, પણ તેઓએ જવાબ વાલયો કે એતો મોટા પાદશાહાઓના કામ છે. તેણે સપેનની સરકારને એકવાર ફરી અરજ કીધી, પણ તેને જવાબ મલયો કે તેઓને એ ઉપર ધેઆન આપવાનો વખત નથી.

એ રીતે હારમાર થયલો કોલંબસ કંટાલીને એક છેલા ઉપાય દાખલ ફરાંનસની મદદ માંગવા નીકલયો. તેણે મારગમાં પોતાના દોસત પેલા મથવાલા ગુરૂની એકવાર ફરી મુલાકાત લીધી, જે કોલંબસનો હેવાલ સાંભલી દુખી થયો. હજી એકવાર ફરી સપેનની મદદ માંગવા સારૂં તે ગુરૂ પોતે નીકલયો. તેણે પેહેલાં રાંણીની મુલાકાત લીધી અને રાંણીનાં વગથી પાદશાહે કોલંબસને મુસાફરીનો ખરચ આપી બોલાવી મંગાવયો. તેઓએ કોલંબસને કાફલો આપી તેની શોધની સફરે મોકલવા કબુલ કીધું. પણ એ શોધનો જોખમ કાંઈ જેવો તેવો નહી હતો. એક ભેદ ભરેલો માહાસાગર, જાંહાં કોઈએ સફર કીધી નહીંહતી તાંહાં જીવપર આવીને દરીયો ખેડવાની વાત હતી. વળી જો એ સફર પાર પડેતો હીંદુસતાંનથી અખુટ ધન, માલ અને ખજાંનો મળવાની સરવેને વકી હતી, માટે કોલંબસે સફર માથે લેવા આગમચ સરકાર સાથ મોટી કબુલાતો કરવા માંગી. તે કબુલાતોમાં વાંધો પડવાથી કોલંબસ નાસીપાસીમાં પોતાનાં ખચર ઉપર ચઢી બેસી ફરીથી શેહેરનું મોહોડું નહી જોવાનાં પકા ઠરાવમાં પાછો ચાલી ગયો. તેની ગેરહાજરીમાં સરકારને પાછી સુધ આવી અને તુરત કાસદ રવાંને કરી કોલમબસને છેક દુરનાં ગામમાંથી ફરીથી તેડી મંગાવયો તથા તેણે કરવા માંગેલી શરતો બાહાલ રાખી.

એ રીતે છેક ૧૪૯૨ નાં સાલમાં કોલંબસ પોતાની પેહેલ વેહેલી મુસાફરીએ નીકલયો. એ વખતે તેની ઉમર ૫૬ વરસની થઈ હતી ઇઆને તે છેક ૬૦ વરસની ભરતીમાં આવયો તાંહાંસુધી તેની ધારણાં પાર પડી નહી. આવી લગભગ જઈફ ઉમરે કોઈ નબલી છાતી વાળો મુસાફર એ કામથી હારી ખાતે, પણ કોલંબસ હટયો નહી. તેણે એ કામ માથે ઉઠાવયું એટલુંજ નહી પણ તેમાં એવી મુસીબતો ખમી કે તેનો હેવાલ વાંચતાં આપણ દાંતમાં આંગલાં પકડીએ છઈએ. તેનાં કાફલાને મારે સપેનની સરકારે તરણ ભાગેલાં વાંહાંણો તઈઆર કીધાં, તારથી કોલંબસની મુસીબતો શરૂ થઈ. તેની સાથે મુસાફરીએ જવાને સરવે કોઈ બીધાં, સેલરો ગામ છોડીને નાહાસી ગયા, અને બીજી ઘણી માથાકુત કરવી પડી. એમ કરતાં જારે હજારો લોકોનાં દુવા અને આસીરવાદ લઈ કોલંબસ ઉપડયો તારપછે તેની મુશકેલો ભર દરીએ વધી. તે સઘલી સફર એક તદન નવાજ દરીઆવમાં હતી, માટે વાંહાંણો ચલાવાને લગતું દરએક કામ કોલંબસને બજાવું પડતું. તે ઉપરાંત વળી તેનાં બેસબર ખલાસીઓને ધીરજ આપતાં આપતાં તે કંટાલી ગયો હતો. જેમ જેમ તેઓ આગલ જતા તેમ તે સઘલાઓની બીહીક વધતી, જેમ જેમ આ નવા દરીઆવમાં દાહાડા જતા તેમ તેઓ પોતાને વતન પાછા ફરવાની આશા છોડતા અને વારેઘડીએ વાંહાંણો પાછાં ફેરવવા માંગતા. તેઓ બે તરણ વખતતો બલવો કરવાને તઈઆર થયા હતા, બલકે એકવાર તો કોલંમબસને દરીયામાં ફેંકી દેવાનો મનસુબો થયો હતો.

અંતે એક મહીનો ઉપર જવા પછે કોલંબસને અમેરીકા તરફ જમીન હાથ લાગી. તારથી તેની સાથનાં સફરીઓને ખુશાલી તથા ધીરજ આવી, તેઓ કોલંબસને પગે પડયા અને ખોદાની ખીશાળે માંનવા લાગા. તે જમીન તદન નવી હતી, તાંહાંના જંગલી તથા નાગાં માદરજાત લોક તદન નવાં હતાં. તાંહાંથી જેમ જેમ આગળ ચાલતા ગયા તેમ તેમ નવાં મુલકોની શોધ થતી ગઈ અને જેમ આ મુસાફરોની તેમજ તે મુલકોનાં લોકોની અચરતીનો પાર રહયો નહી. કયુબા અને હયાતીનાં મોટાં ટાપુઓની શોધ, તાંહાંના લોકો સાથ કોલંબસે સથાપેલો વેહેવાર, તેઓ સરવેની અરસપરસ અજાએબી, તાંહાંના સરદારો સાથની મુલાકાત અને એ મુસાફરીમાં કોલંબસે ખમેલાં તોફાંનો તથા મુસીબતોનાં દાસતાંન ભારી અજાએબી ઉપજાવનારાં છે. છેલાં ટાપુમાં એક કીલો બાંધીને તથા થોડાક સપાંનીઅરડોને રાખીને જારે કોલંબસ સપેન ખાતે પાછો ફરયો, તારે તેને સપેનની પરજાએ તથા લોકોએ એક મોટા પાદશાહા તથા ખોદા સરીખું બેહદ માંન આપયું તથા તેની ખુશાલીમાં મોટી ધુમધાંમો કીધી.

એ પછે કોલંબસે આટલાંનટીક માહાશાગરમાં બીજી બે મુસાફરીઓ કીધી અને ઘણાક નવાં ટાપુઓ તથા દખશીણ અમેરીકાનાં મુલકોને શોધી કાહાડયાં અને તાંહાં યુરોપીઅનોની વસતી કીધી. પણ આ સરવે શોધનો બદલો તે ઘણો બુરો પાંમયો. આસતે આસતે તેને વીશે લોકો અદેખાં થવા લાગાં, તેનાં તરફ દુશમની વધી. વળી તેણે વસાવેલાં મુલકોમાં તેનાંજ જાત ભાઈઓ ખરાબ ચાલ ચલાવા લાગા. મોટાં દોલતમંદ મુલકો તેને હાથ લાગેલાં ધારીને સપેનની સરકાર કોલંબસ પાસેથી મોટી દોલત માંગવા લાગી. એ સઘલા સબબોને લીધે કોલંબસ નવાં મુલકો ઉપર લગાર શખત થયો તથા તાંહાં ઘણોક ઘભરાટ ચાલયો. અંતે સપેનની સરકારે તેની બબે મરતબે તપાસ ચલાવી. એકવાર તો તેને અને તેનાં ભાઈને તેનાં દુશમનો બેડીમાં નાખીને બંદીવાંન તરીકે સપેન ખાતે લાવયા તથા એટલું બધું અપમાન આપયું કે સપેનનાં રાજા રાંણી

પોતેબી તેથી દુખી થયાં. અંતે નામુરાદી અને નાસીપાસીમાં તેનો અંત આવયો અને જે ધણીએ આખી દુનીઆંનો નકસોન બદલી આપેયો તે ધણી ગરીબ હાલતમાં તા૦ ૨૦ મી મે ૧૫૦૬ ને દીને મરણ પાંમયો. તેણે મોત તુલીક એવું ધારયું હતું કે તેણે જે મુલુકો શોધી કાહાડયાં તે હીંદુસતાંનને લગતાં હતાં, પણ તારપછે તે મુલુકો તરફ વધારે શોધ જારી રહી અને તેથી અમેરીકાનો નવો મોટો ખંડ અજવાલામાં આવયો.



## લેવાગઈ પુત, ખોહીઆવી ખસમ.

અમારી પહોશનાં એક દેવલનાં છાપરાં ઉપર પવણની દસા દેખાડનારો એક પુરાંણો "વેહરકાક" અમારા જનમની આગમચનો ઉભેલો હતો અને કાંઈક વરસો થયાં તેણે પવણપર પીઠ ફેરવેલી હતી ઈઆને જેમ પવણ ફેરવે તેમ તે ફરતો હતો. એ પરમાંણે આટલાં બધાં વરસ સુધી તેણે પોતાના ધણીની નોકરી બજાવા પછે એકવાર નવાં વરસને દાહાડે તે પોતાની હાલત ઉપર અશંતોશી થયો. તે ચારે બાજુએ ફરી શકતો હતો, એટલે તેનાં ધેઆંનમાં આવયું કે હું ચારે બાજુએ ઉડી પણ શકશ, પણ તેને વચોવચમાંથી જડેલો હતો એટલે તેની એ ખાએશ પાર પડી શકે નહી, માટે પોતાની એ જડી લીધેલી એકની એક હાલત ઉપર નાંસબર થઈ તે આ પરમાણે બોલવા તથા વીચાર કરવા લાગો કે—

"અફસોસ ! હું કેવો કંગાલ અને કમબખત છઉં. મારી જીંદગી કેવી દલીદરી ભરેલી છે. કરર કરર અવાજ કરતો આખો દાહાડો અને વળી આખી રાત પણ ચકર લેયા કરવાનીજ મારી સરનજત છે. અને મને મારી મરજી પરમાંણે ઉંઘ ઇઆ આસાએસ વદીક મલતી નથી. હું પવણુને આધારે પહેલો છઉં અને એ કમબખત પવણની જારે મરજીમાં આવેછે તારે મને આચકા મારીને ફેરવી જાયછે, પણ તેમ કરતાં નહી તે વખત જોતો, નહી હાલત જોતો, મગર બસ જારેબી પોતાના માંથામાં પવણ આવયો તારે જે વખતે મને નાંપસંદ તેવે વખતેબી તે મારી ઉપર સવારી કરેછે તથા મને મેહેનત આપેછે. એ પરવારતો પવણ મારી સાથ નહી કામનુ કામ શોધી કાહાડેછે, પણ એને કોણ કેહેછે કે પોતાનું એટલું માથું પટકી નાંખે ? મુગો મુગો પોતાના મારગસર મરી કાંએ નથી રેહેતો ? ખમીત એ ચારે દસાએ ઉડતો ફરેછે તે કાંઈજ નહી પણ મને ચીડવવા તથા ખીજવવા સારૂંજ ઉડેછે. ઉનાલામાં જારે બધાં જણ હવા ફેરફાર કરવા જાયછે, તારે મને હીઆં જડી લેવાથી મારાથી તેમ બનતું નથી, તો જો કે સુરજનાં તાપમાં બીજાં લોકોનાં કરતાં હું વધારે તપું છઉં. તે વખતે ઉં પવણ માંગું છઉં, તો જરાબી આવી મરતો નથી. પણ આજે સપરમે દાહાડે જારે બધું ગામ છુટી લીએછે અને મોજ શોખ તથા આરાંમ કરેછે તારે આ મોતનો ઘેરેલો પવણ મને દુખ દેવા સારૂં જેટલું ફુંકાએ એટલું ફુકીને મને એક પલબી કરાર આપતો નથી. ફરતાં ફરતાં હવે તો મને ચકરી આવવા લાગીછે. જીવન લુહાડ દર રોજ આવીને મને વગર કારણે જોઈ તથા તપાસી જાયછે, પણ હું કેવી હાલતમાં છઉં તેનો તેને વીચાર બી નહી હશે. મારી જગોએ જો એને રાખયો હોય તો એને કેવું લાગશે ! મારી હાલતમાં માતર આહજ દીવસ રેહેતો એને ખબર પડે અને આઠ દાહાડામાંજ કંટાલીને નાહાસી જાય તથા કેહે કે એ રીતે છાપરાંપર પડી રેહેવાનું તેનું કામ નથી. પણ જારે તે તેનું કામ નથી; તારે મારૂં કામ સા વાસતે હોય ? મને ગરીબ જોઈને હીઆંને હીઆંજ જડી રાખયોછે એ શું જુલમ નથી ? હીઆં રેહેવાથી મારી સઘલી શકતી અને હોશીયારી રદ જાયછે. જો મને છુટો મેળવામાં આવેતો હું શું શું કરશ ? હું પખશીની મીશાળે ઉડી શકશ અને સરવે લોકોને અચરત કરી નાખશ. હું કાગડાઓની મીશાળે છાપરે છાપરાં ખુંદાવતો ફરશ, અને તોબી વળી એ કાળા કાળા કાગનાં કરતાં હું વધારે સોભી નીકલશ. અરે તે દાહાડો કારે આવશે ! દુનીઆમાં સઉથી સેહેલ કાંમ ઉડવાનું છે. વળી ફરવા હરવાથી આપણ ઘણા સુધરી જઈએ છઈએ, તારે મારી આખી જીંદગીમાં એકબી વખત શું મને છુટી નહી મળે ?"

આ વીચારમાં અને બલાપામાં વેહરકાક ભાઈ ખીજવાઈ ગયા અને તોફાંન કરવા લાગા, એટલે બીજુંતો કાંઈ નહી થાય, પણ જોસથી ચકરાવામાં ફરીને કરર કરર અવાજ કરવા લાગા. આ અવાજથી હેઠલનાં દીવાનખાનામાં બંદગીને સારૂં આવેલાં લોકોની બંદગીમાં ખલલ થઇ, માટે થોડા વખતમાં વેહરકાકજીનો જાંણીતો જીવન લુહાડ આવયો અને તેવણુને હથોડા વટે ઠોકથાક કરવા લાગો, જેથી તેવણને ઘણું અપમાંન થયું.

એ ઉપરથી તેવણુ રીસે ભરાયા અને ઠરાવ કીધો કે હવે મુદલ ફરવું ઈઆ હીલવું નહી, તે હીઆં સુધી કે ગામમાં એટલો પવણ ફુકીયો કે ધોબીઘટા ઉપર સુકાવા નાખેલાં કપડાંઓ ઓરણ ઉપરથી ઉડી ગયાં, તોબી વેહરકાક ભાઈ તરણ દાહાડા સુધી હટે પડયા અને જરા હીલીયા નહી. એ ઉપરથી વળી જીવન લુહાડની અગત પડી. તેણે આવીને આ દુખીઆરા વેહરકાકનું મોહોડું, માથું બલકે આખું બદન તેલમાં એવુંતો લપેટી મેળયું કે પછે વેહરકાક ભાઇનિતો ખુબ ચકરી આવવા લાગી અને મકમ થવાનાં ઘણાંબી ફાંફાં મારયાં, પણ તેનું કાંઈ ચાલયું નહી અને પવણનાં એક જપાટામાં એકસો આંટા ખાવા લાગા.

હવેતો હદ થઈ. હવે કેમ ખમી શકાય ? બીચારા બેદીલ વેહરકાકે હવેતો જોસથી ઉડવાનો ઠરાવ કીધો. તે જેમ જેમ બદનને આંચકા આપતો તેમ તેમ તે વધારે ફરતો હતો. પણ અંતે એક કુદકો જોસથી જે મારયો અને પવણનો એક જપાટો જેવો આવયો કે આ બુટા કાકાની જડ ઉખડી ગઈ અને તેનાં ખીલા સુધાં તે ઉડી ગયો.

પણ તે ઉડીને કાંહાં ગયો ? તેને કાંઈ પાંખ નહી હતી કે હવામાં ઉડી શકે, તેતો લાગલો નીચે જઈને જોશથી અફડાયો અને તેબી વળી કેવે ઠેકાંણે ? ઘર નહી કે આંગણું નહી, બાગ નહી કે ફુલ ફલ નહી, પણ એક ગટરની પાસે ઉકરડો હતો તેમાં જઈને પડયો.

બીચારાને આખી રાત તે ઠેકાંણે પડેલી ગલીચી અને નજીસાતની ગંધ તથા બદબોની અંદર કાહાડવી પડી. તેની ખાતરી થઈ કે હવામાં ઉડવાની તેને શકતી નથી. છાપરાંને મથાલેની પોતાની અસલ જગા હવે તેને યાદ આવી. છાપરાંપર તો આંણીગમથી પેલીગમ હીલવાનું હતું, પણ હીઆંતો તેટલીબી શકતી જતી રહી ને એક ઠેકાંણે પડી રેહવાનું થયું. પણ વળી તેટલાં રમતા છોકરાઓનું એક ટોલું આવી લાગું અને તેઓ બીચારા વેટરકાકને લાતે લાતે ઉરાડવા લાગા, એટલુંજ નહી પણ તેનાં ગીલીદાંનડા બનાવીને રમવા જતા હતા.

વેટરકાકભાઇનાં સારાં ભાગ્યેગે તેવામાં તેનો જુનો દોસત જીવન લુહાડ પાછો આવી લાગો. તેણે છોકરાઓનાં હાથમાંથી વેટરકાકને છોડવયો અને તુરત છાપરાંપર લઈ જઈ તેની અસલ જગા ઉપર તેને પાછો જડીઆવયો. આ વખતે જીવન લુહાડ વીશે કાકા વેટરકાક મુદલ બડબડયા નહી, પણ તેતો તેનો તારનાર થઈ પડયો અને તેને વીશે એ કાકા ઓર ખુશ થવા લાગા. તેણે પોતાની ચાલનો પસતાવો કીધો અને ફરીથી છાપરાં ઉપરથી ખીસવા માંગયું નહી.

---

# લોબાંન.



આ ખુશબોદાર પદારથનો ખપ આપણાં દેશ ખાતે બો હોલો છે. આપણા દેશમાં છે, એટલુંજ નહી, પણ એશીયા ખંડનાં લગભગ સઘલા દેશોમાં એ સુગંધી ચીજ ખપેછે અને યુરોપમાં રોમન કાહોલીક દેશો મધે પણ તેનો ખપ બહ ચાલેછે. લોબાંનના ખુશબો ઉપરથી તથા અકસર કરીને આતસની ઉપર બાલતાં જે પમરાટ ચોમેર પસરેછે તે ઉપરથી એ ચીજનો મુખીઅ ખપ ચાલેછે. ધરમ સંબંધી કીરીયાઓમાં ખુશબો બાલવાનો રેવાજ અસલી જમાનાથી ચાલતો આવયોછે, જેમાં લોબાંન અગતનો ભાગ લેયછે. હીંદુસતાનમાં અને તે કરતાં વધારે ચીન, બરમાં, શીયામ ઈતીઆદી દેશોમાં મુરતીઓની સાંમે લોબાંનની ધુંઇ આપવામાં આવેછે. રોમન કાહોલીકોનાં સઘલા દેવલોમાં કીરીઆ ચાલતી વેળાએ ધુપધાંનામાં લોબાંન બાલીને તેમને દોરી વરે બાંધી હીલવવામાં આવેછે. પુરવ તરફનાં પાદશાહો પોતાની દરબારોમાં જે ખુશબો બાળેછે, તેમાં પણ લોબાંન મુખીઅ છે. ઈરાંનનાં અસલી પાદશાહોને માટે આરબસતાંનથી ખાશ લોબાંન એ કારણસર આવતું હતું. લોબાંનની ખુશબો દુરગંધીને હાંકી કાહાડેછે અને તેથી આપણી સીઓની દરરોજ સેહવાર સાંજ લોબાંન ધુપાવાની રસમ ઘણી ગુણગારી અને ફાયદેમંદ છે.

આવી એક ઉપયોગી પદારથનાં રોપાનું ચીતર ઉપર આપયુંછે, તે ઉપરથી વાંચનારી બાનુઓને તેનો કાંઈક ખેઆલ આવશે. લોબાંનનું જાહાડ કોઈજ વાંચનારાઓએ જોયું હશે, પણ ઉપલાં ચીતર મુજબ એ જાહાડ શુંદર, સોભાએમાંન અને રલીઆમણું છે. તે જાજી ઉંચાઈએ ઉગતું નથી, મારે જાહાડ કરતાં રોપાનું નામ તેને વધારે છાજેછે. એ રોપાનાં ફુલનો રંગ સફેદ હોયછે અને તેનાં પાતરાં ઈડાં રોકાં પણ એક છેડેથી અનીદાર છે અને તેવા છેડા આગળથી તે ઉગેછે, જેથી તેને મથાલેનો છેડો ગોળ હોયછે. એ જાહાડ ગુંદ આપનારા જાહાડોની જાતનુંછે. તેનાં ડડમાં કાપીને ચીરા પાડવાથી એ જાહાડનો રસ બાહેર નીકલેછે અને ઈઆતો ડડની બાહાર આસપાસથી જાહાડની છાલ ઉપર બંધાયછે અથવા તે રસનો રેલો જમીન તરફ ઉતરીને જમીન ઉપર બંધાઇ જાયછે, જેને તેવી બંધાયલી હાલતમાં આપણ લોબાંન કહીએ છઈએ.

એ રીતે જોતાં લોબાંન એક જાતનો ગુંદ છે. તે રસનાં આકારમાં જાહાડ મધેથી નીકલેછે, તારે દુધનાં જેવો સફેદ રંગનો હોયછે, પણ બંધાવા પછે તે કાળાસ પકડેછે. જુદાં જુદાં ટીપાંઓ બંધાઇને એકઠાં થયાં હોય એવો. તેનો



ક્રીસસ. અને તેનો દીકરો.

બંધાયલો આકાર દીસેછે. એ સુગંધી અને મનપસંદ
મેંસમોનું બરાકોનોટ નામનાં વીદવાને રસાએણ સંજોગ
થી પરથકરણ કરયું હતું, જેથી એ પદારથનાં તતવો છુટાં
પાડયાં હતાં અને તે કીઆં તતવોની બનેલીછે તે માલમ
પડયું હતું. તેની કરેલી તપાસ ઉપરથી જણાયછે કે લોબાં
નની બનાવટમાં હવાઇ રૂપે ઉડી જાય તેવાં ખુશબોનાં તેલ
નાં ૮ ભાગ, રાળ ૫૬ ભાગ, ગુંદર ૩૦ ભાગ અને પાણી
ઇઆં અરકમાં પીગલી નહી શકે એવી ગુંદર રૂપી પદારથ
નાં ૫ ભાગ હોયછે. એ માહેલું ઉપલું તેલ રંગ વગરનું
તરપેનટાઇનનાં જેવું હોયછે, પણ તેનો વાસ વધારે પસંદ
પડતો હોયછે. લોબાંનનો વેપાર પેટીયોમાં ભરીને ચાલેછે.

લોબાંન તવારીખમાં અસલી વખતથી જણાયલું છે.
પણ તેની જનમ ભુમી કહી, તે બાબે વીદવાનોમાં આજ
લાંબી મુદત થઇ વાંધો ચાલેછે, જે વાંધાનું શેવટ હવે પછે
કદામ જલદી આવે એવું પાછલી સોધો ઉપરથી દીસેછે.
એ પાછલી શોધોનું માંન મુંબઇનાં બે જાંણીતા તબીબોને
ઘટેછે, તે ડાકટર કારટર અને ડાકટર બરડઉડ છે. ડાકટર
કારટરે આરબસતાંનનાં જંગલી મુલકમાં મુસાફરી કરીને
લોબાંનનાં અસલ જાહાડ શોધી કાહાડયાં તથા મુંબઇ મોક
લયાંછે અને ડાકટર બરડઉડે એ શોધને પરસીધ કરવામાં
ઘણી મેહેનત લીધીછે. ખરીસટીયોનું બાઇબલ, યુનાનનો
નામીઓ ઈતીહાસી હીરોડોટસ, તથા બીજા નામીયા લખ
નારાઓ અને વીદવાંનો જેવાકે ડાયોડોરસ, પલીની, આ
રીઅન, મારકો પોલો ઈતીઆંદી સઘલાઓ લોબાંનને આર
બસતાંનની પેદાસ ગણી ગયાછે. પણ પછવાડેથી એવો એ
આલ ચાલુ થયો હતો કે લોબાંનનું જાહાડ હીંદુસતાંનનો
વતની છે. ડાકટર કારટરની શોધે અસલી લખનારાઓ
ને ટેકો આપયોછે અને હવે એવું કેહેવાયછે કે એ ખુ
શબો દુનીઆને પુરી પાડવાનું પેહેલું માન સોમાલીઓનાં
દેશને ઘટેછે.

જે મીશાળે એલીયો અથવા બીજા ગુંદ અને રાળ
માંણસનાં બદનમાં લોહીને વધારે ગરમ કરનારા ગણાયછે,
તેવીજ ખુબી લોબાંન બાબે પણ ગણવામાં આવેછે. એ રી
તે લોબાંન દવાઇ તરીકે પણ ચોકસ ગુણ ધરાવેછે. તોપણ દ
રદીને પીવા માટે તે આપવામાં આવતું નથી. આગલ
બદનમાંથી કફ, બલખા, બલગમ, પરૂ વગેરે રસ ઘણો વેહે
તો હોય તારે તે અટકાવા માટે લોબાંન દવા મધે નખાતું
હતું, અને તેથી હમેસનાં અતેસાર, જુનાં સલેખમાં તથા
એવાંજ બીજાં મરજો ઉપર લોબાંન પાતા હતા. પણ હમે
ણાં માતર ચાંમડીને ઉસકેરનારા લેપ અને મલમપટા મધે
તે વાપરવામાં આવેછે.

---

## કરીસસ અને તેનો દીકરો.

લીડીયાંનો પાદશાહ કરીસસથી અમારા ગયા મારચ
મહીનાનાં અંકમાં અમારા વાંચનારાઓને અમે વાકેફ ક
રયાંછે. અસલી વખતમાં, ઇસુખરીસટની છ સદી અગા
ઉ એશીયાખંડની પશ્ચીમે એશીઆ માઇનર દેશમાં લીડી
યાનું રાજ મોટું ગણાતું હતું અને કરીસસ તેનો પાદશા
હા હતો. એ પાદશાહા અતીશય દોલતમંદ હતો અને
પોતાની દોલત ઉપર ઘણો મુસતાક હતો, તે હીઆંસુધી કે
તેને ગુજરવાને ૨૫ સદી નીકલી જવા છતાં આજ સુધી તે
માતર પોતાની દોલતને લીધે યાદગાર રહયોછે. નાંમીચો
યુનાંની ગરંથ કરતા ઇસટરાબો કેહેછે કે કરીસસનાં રાજ
માં સોનાંની ખાંનો હતી અને તે ખોદાવાથી દોલતમંદ
થયો હતો અને એવું કેહેવાયછે કે પેકટોલસ નામની નદી
તેનાં રાજમાં વેહેતી હતી, જેનાં કીનારા ઉપરની રેતી સો
નાની હતી.

પોતાના મોટા ખજાંનાંથી કરીસસ છલકાઇ ગયો હ
તો અને પોતાની દોલત લોકોને દેખાડવાને ઘણો ખંતી
હતો. તેણે પોતાની મગરૂરીથી નામીચા ફીલસુફ સોલન
ને અપમાંન આપયું, પણ સોલને તેની દરકાર કીધી નહી
અને કરીસસની દરબારને છોડી ગયો, મગર અંતે પોતા
ની સઘલી દોલત છતાં કરીસસ ઇરાંનનાં નાંમીચા સેહેન
શાહા સાઇરસને હાથ કેદ પકડાયો અને તે આફતમાં તે
ની દોલત કસી કામ લાગી નહી, પણ સોલનની શીખામ
ણ તેને યાદ આવી તથા કામ લાગી, તે હીઆં શુધી કે
જારે સાઇરસે તેને શીખસા કરવા સારૂં તેને આતસની
ચેહેમાં બાલી નાખવા સારૂ ઉભો કીધો, તારે મરતાં મરતાં
કરીસસના મોહોમાંથી "સોલન! સોલન!" એ બોલો ની
કલયા અને તેને પસતાવો કરતો જોઇ સાઇરસે તેને માંફી
બખશી, તેની વાત અમે ઉપલા અંકમાં આપીછે. આ
ઠેકાંણે કેહેવું ઘટેછે કે એક બીજો નામીચો ફીલસુફ ઇસપ,
જેણે ઇસપનીતીનો નાંદર ગરંથ બનાવયોછે, તે એક
"ખરા નર" ની શોધમાં નીકલયો હતો અને સોલનને
અપમાન થયું તારે તે કરીસસની દરબારમાં રેહેતો હતો. તે
ણે સોલનની હીમત જોઇ જાહેર કીધું કે "અંતે મને
ખરો નર મલયોછે અને તે સોલન છે."

એ મગરૂર પાદશાહાને લગતું એક ચીતર પાસેના
સફા ઉપર આપયુંછે. તેમાં કરીસસને મળેલો એક બીજો
કીમતી ધડો ચીતારયોછે. એ ધડો એ છે કે જર અને ખ
જાંનાં કરતાં વધારે કીમતી બચાંછે અને મોટાઇ તથા સા
હેબીનાં કરતાં વધારે કીમતી પેઆર અને મમતા છે. એ
ધડો કરીસસને ઘણાં બારીક વખતે મળયો હતો અને ઘ
ણાંજ અજાએબ જેવા ખુદરતી તલેસમાંત બલકે મોજેજા
જેવી રીતે મળયો હતો. એ ધડો કરીસસની એવીજ એ
ક આફતની વખતે મળયો હતો, જારે તે પોતાનો કીમતી
જીવ ખોહોવાનાં અંત ઉપર આવયો હતો અને જારે પડોચ
નાં ચીતરમાં ચીતારયુંછે, તેમ તે ઇરાંની દુસમનને હાથ
જમીનદોસત થયો હતો. એ ચીતરમાં જે બાજુએ પડયોછે
તે કરીસસ છે, તેને મારનાર એક ઇરાની સરદાર છે અને
વચે પડીને તે ફટકો અટકાવનાર કરીસસનો દીકરો છે,
જેણે બાપ તરફ બતાવેલા પેઆરની અસર મોજેજા અ
ને કાંહાંની સરખી છે.

કેહેછે કે કરીસસનો આ દીકરો જનમથીજ મુંગો હ
તો અને મોટો થયો તાંહાંસુધી મુગાની મીશાળે અસારત
થી કામ ચલાવતો હતો. જારે તેના તવંગર બાપનો સેતા

રો અસત થયો, અને જારે સાઈરસ પાદશાહા તેના રાજ ઉપર ચઢી આવયો તથા તેના પાએતખત શેહેર સારદીસને જીતી લીધું, તારે હાથોહાથની લડાઈમાં કરીસસને પોતાને પણ એક સીપાઈની ગીશાળે ઉતરવું પડયું હતું. લડતાં લડતાં તે હારયો અને એક ઈરાની સરદારે તેને હેઠે પાડ યો તથા તેને રેંહેસી નાખવા સારૂં પોતાનું હથીઆર ઉંચક્યું. જો જરા વાર લાગતે તો ઈરાનીનાં ગુરજ હેઠલ કરી સસ છુંદાઈ જતે. પણ એક જણે જોસથી દોડી આવી, તે ઈરાનીનો હાથ પકડી લીધો અને બોલયો કે "ઓ! જ વાં મરદ ઉભો રેહે, એતો પાદશાહા કરીસસ પોતે છે"!

સરદારે તરત હાથ ખાંચયો અને અચરતીમાં પડ યો, કેમકે એકતો તેણે પાદશાહાપર હાથ ઉંચકવાની ખબર નહી હતી અને બીજું વધારે અચરતીનું કારણ એ હતું કે કરીસસનો મુગો દીકરો આ વખતે બોલતો થઈ ગયો! તે દીકરાનાં દીલમાં બાપ તરફ ખરો પેઆર ઉભાતો હતો, તેણે આ અનીપર ધીક વખતે બોલવાની પુરતી કોશેશ કી ધી અને ખોદાતાલાએ તેનાં મોહોમાં અચબુચ વાચા મે ળી. પછે કરીસસ જોકે બંદીવાન થયો તોપણ તેનો જાંન બચયો અને પોતાનાં બેટાને ભેટીને તે બોલયો કે "મારી દોલત મને કામ લાગી નથી, પણ દીકરો કામ લાગો." "બેજંન અને મનીજેહ" નાં નાટકમાં મનીજેહની દાસી હોમાએ બોલેછે કે "મોહોબત મુગાને બોલાવેછે" અને જો ઉપલીવાત ખરી હોયતો તે એ બીનાંનો એક દાખલો છે.



## આદરજીની આદરણી.

ભરૂચ શેહેરમાં મુસલમાંન રેહેવાસીઓએ મોટો બ ખેડો ઉઠાવયો હતો અને "દીન—દીન" પોકાર ચોમેર ચાલી રહયો હતો. એ તોફાંની હીગામમાં ઈંગરેજ સતા વાળાઓ તોફાંન કરનારાઓ તરફ મુખીઅ કરીને ખીટયા હતા. કેહેછે કે એકાદ બે ઈંગરેજ અમલદારો મુસલમાંનને હાથે સારો મેથીપાખ જમયા હતા, તે ઉપરથી કેટલાક ઈંગ રેજોને ઘણી ચીર ચઢી હતી અને તેથી કોઈ ખપતા જેવા મુસમાંનને જોતાંનેવાર તે ઈંગરેજો મારમાર કરતા હતા.

એ હીગામમાં આદરજીની આદરણી નીકલી હતી. એ વખતે આદરજી આઠ વરસનો હતો અને તેની બઈરી તરણ વરસની હતી. ભરૂચ શેહેરમાં એ રીતે બચાંઓને પરણાવાની ઢીંગલાં ઢીંગલીની રમત ઘણી ચાલેછે અને એ રેવાજ કાંઈજ નહી પણ "છાંન પુતલીયાં" ના નામ જેવો લાગેછે. પણ બચાંના મા બાપ એવાં લગનને પોતાની હ ઈઆતીમાં એક મોહાભારત બનાવ સમજેછે. પરણવું જોડું કેમ સંધાશે અથવા કેમ ચાલશે તેનો વધારે વીચાર કરતાં નથી, કેમકે અલબતાં તેવાં જોડાંની નાહાની વએને લીધે તેઓને તે વખતે કસી ખબર નથી. તેમજ વળી તે પ રણતાં જોડાંને કેળવણી પુરતી આપવાનું તેઓના ધેઆનમાં આવતું નથી, કેમકે વાંચવા લખવા ઉપરાંત વધારે કેળવણી બચાંને શું જોઈએ તે તેઓ જાણતા નથી. પણ ઓર આ બચાં પરણવાથી તેઓને એક મોટો ફાયદો માલમ પડેછે, તે એકે આખાં શેહેરમાં તેમની વાખવાખી થાયછે તથા તે મને નામદારી મળેછે અને તેમની ધુમધાંમને લોકો જોવા નીકલેછે. ભરૂચ શેહેરમાં ઘણા મા બાપતો પોતાની ગુંજાસ નહી હોય, તોપણ કરજ કરીને ગાંમની નેઆત જ માડેછે તથા ધુમસર ખરચ ચલાવેછે.

આરે આદરજીનાં લગન ઉપર વહુને "ઘેર તેડવા" પછે તથા "દીવો" કીધા પછે તેર દાહાડાનો માંદવસરો કરવામાં આવયો તથા એટલા બધા દાહાડા સુધી ખાનાં પીનાં ચલાવાનો ઠરાવ થયો. આદરજીનાં ઘેર આગળ ભ રૂચની રીત પરમાંણે માંડવ નખાયો તથા તે માંડવ ઉપર તે ર દાહાડા સુધી ટકોરખાંનું અને ઢોલ તાસા અને વાજાં બેસાડયાં. સુરતથી એક મલાંજીનું ખાશ વાજું મંગાવયું હતું તથા નોસારીથી ઢોલીઓને બોલાવયા હતા. ઘેરની અંદર માંડવસોરો રોપવાની, માંડવ મુહુરતની, વરધી યા ભરવાની, પીથી ચોળવાની, એબારેલા કરવાની, ઘીઓપીઓની, મોધું સોગું પુછવાની, અને એવીજ બીજી કીરીયાંઓ કાંઈને કાંઈ દરરોજ ચાલી હતી. ટુકમાં આદ રજીનાં લગનની ધુમધાંમથી આખો મોહોલો ગાજી રહયો હતો અને દરરોજ લગનની ધુમધાંમની વચે મુસલમાંનોનાં કાંઈને કાંઈ નવાં રમખાનની ખબર આવતી ખરી, પણ તે થી આ ધુમચકરી અને મોજ મજાહામાં કસી ખલલ થ તી નહી હતી.

એમ કરતાં આદરજીની આદરણીનો દાહાડો આવયો. તે દાહાડે લગનને તરણ દીવસ વચમાં હતા. "રસો" ની કીરીયાતો એક દાહાડો આગમચની થઈ ચુકી હતી, જે દીને ઘહુથી ભરેલાં મોટાં મોટાં તપીલાં તથા સાકરનાં ખુમચા, ઈતીઆદી શેવરે લાંબા લાંબા વાંસ સુધાં છોકરીને ઘેરથી છોકરાને ઘેર આવી ચુકાં હતાં. ગોર રૂપીઆનાં કપડાં આદરણી વીતાં બીજે દાહાડે પેહેરાવાના હતાં, પ ણ આદરણીને દાહાડે બે કીરીયા થવાની હતી. પેહેલાં વે હેવાઈને ઘેરથી આદરણી ચહડાવામાં આવી. આદરણી પરઠવા આવેલાં બઈરાંઓને જમાડવાની ફરજ આદરજીના બાપને હતી, એટલે છોકરીને તાંહાંવાળાંઓનેતો એક જમ ન મુફત પડયું અને જેટલાં બઈરાં મળે એટલાં સંઘરીને મોકલવામાં આવયાં. આદરણી ચહડાવામાં મુખીઅ કી રીઆ છોકરીને તાંહાંથી આવેલાં કપડાં પેહેરાવાની હતી. વરરાજાના કપડાં પછે, સાસુ, નણંદ, ભોજાઈ, દેરાંણી, જેઠાં ણી, ઈતીઆદી ચાતલગીયાંઓને તેમના સારી સાધના કપ ડાં પેહેરાવયા પછે, કાકીસાસુ, મામીસાસુ, માસીસાસુ, ફુ વનસાસુ, ઈતીઆદી સગાંઓને કપડાં પેહેરાવામાં આવયાં.

તાર બાદ વેહેવાઈને ઘરના બઈરાંને જમાડી મોકલવા પછે બીજી કીરીયા થઈ તે એકે બપોરના તીતીઆર તડકામાં આદરજીને ઘેર પદ મોકલવામાં આવયું. એ પદ આદરજીના સસરાએ મોટા ખરચે તથા ઘણી મેહેનતે વ સાવયું હતું અને તેથી તે ઘણું કીમતી હતું. મો ટાં મોટાં તપીલાં, બગાંના, તથા કથોકોની અંદર સાકર, બ તાસા, ગોળ, ઈતીઆદી ભરીને મજુરો પોતાના માથાં ઉપર લઈ ચાલતા હતા. તેમની પાછળ મુંબઈથી ખાશ વરદી આપીને મંગાવેલી સીસમી લાકડાંની ટેબલો તથા કીરમજી

ફુમાસની ફમાનદાર ગાદી સાથની ખુરસીઓ મોકલવામાં આવી. તેમની પાછળ અમદાવાદની જેલમાંથી ગુંથી મંગાવેલી કંડીઆ ઈતીઆદી તથા વેલાતથી મંગાવેલી નામીચી હાંડી અને આરસીઓ ચલાવાનાં આવી. પણ આ પદના સરઘસમાં સઉથી જોવા લાએક ઢોલીયો હતો, જે સીસમી લાકડાંનો બનાવેલો, મોટો અને નકસીદાર હતો. તેમાં સાટીનનાં ગોદરાંનો મોટો ઉડાવ થયો હતો તથા ચીનાઈ મખમળના તકીયા હતા અને કુરટીનતો વળી એક નવી જાતના જડાવદાર તાસના કપડાંની હતી, કે જે કપડું દુરથી કાગળ જેવું લાગતું હતું અને સુરજના તાપમાં ખુબ ઝપઝપી નીકળયું હતું. એ ઢોલીયો એટલો ભારી હતો કે ઉંચકવાને આઠ મજુર લાગા હતા અને તોબી તેઓ ઘણાજ ધીમે ધીમે ચાલી શકતા હતા અને તેઓને લીધે ઘણી વાર વાજાં, ઢોળવાળા જે આગળ ચાલી જતા હતા તેમને અટકાવા પડતા હતા.

એ રીતે આ મોટું પદનું સરઘસ રસતે રસતે ફેરવવાનો આદરજીની સાસુએ હુકમ આપયો હતો અને જેમ જેમ લોકો તે જોવા સારૂં હલમલી નીકલતું, તેમ તેમ આદરજીની માનું હઈયું હરખાઈ જતું હતું. વળી ઘોલ તાસાવાળા વરદીથી આવેલા હોવાને લીધે તેઓ જેમ બને તેમ પોતાનું નામ કરવા નીકલયા હતા, માટે કોઈ સારાં સારાં ઘર આગળ સરઘસ આવતું તારે જાંણે જીવપર આવીને એવાં જોરથી ઘોલ તાસા વગાડતા કે આપણા કાંનના બેહેરે બેહેર ફાટી જાય. એમ કરતાં તે સરઘસ એક બંગલા આગળ આવી પોંહોંચયું, કે જે બંગલામાં તરણ ચાર અંગરેજો રેહેતા હતા. તેઓ વેલાતથી નવા, તરતના, એકુ દહાડાનાજ આવેલા હતા. તેઓ વેલાતની આગબોટમાંથી ઉતરયા તેવાજ ભરૂચ ગયા હતા, માટે એટલાતો અનજાંના હતા કે પારસીથી હીંદુને અથવા હીંદુથી મુસલમાંનને પીછાનતા નહી હતા. વળી ઉપર કહયુંછે તેમ આદરજીની આ આદરણીના હીગામ ઉપરજ ભરૂચના મુસલમાંનોનું હુલડ ચાલતું હતું અને ઉપલા ઈંગરેજો શેહેરમાં આવતાંને વારજ તે હુલડની સઘળી ખબર સાંભળીને મુસલમાંનો ઉપર ખીટી રેહયા હતા. વળી આદરજીના લગનને લગતાં વાજાં, ઢોળ અવાર નવાર તેઓના બંગલા આગળ પસાર થવાથી તેઓ કંટાલી ગયા હતા.

~માટે જારે આ પદનું સરઘસ તેઓએ દુરથી આવતું જોયું અને વળી ઘોલ તાસાવાળાઓ પોતાના હથીઆરને ખુબ અફાડવા લાગા તારે હવેતો તેઓ ખુબ ગુસે થઈ ગયા. તે ઘોલ તાસા તથા વાજાંવાલાઓ દાઢીવાલા મુસલમાંનો હતા, એટલે તે ઈંગરેજો આ સરઘસ કોઈ મુસલમાંનને તાંહાંનું સમજયા. પણ વળી તેઓએ વેલાત ખાતે મુસલમાંનોનાં તાબુતના હેવાલો વાંચેલા હતા, માટે આ સરઘસમાં સરવેની પાછલ પેલા ઉંચા ઢોલીયાને તાબુતની મીશાલે આવતાં જોઈને આ ઈંગરેજો તેને મુસલમાંનોનુ તાબુત સમજયા! આમ સમજવાનાં તેઓ પાસે ઘણા કારણો હતાં. એકતો તાબુતમાં સરઘસ નીકલેછે અને આ પણ સરઘસ હતું. વળી આ સરઘસમાં પેહલ વેહેલા મુસલમાંનો ચાલતા હતા અને તાબુતમાં એજ ગનેઆતના લોકો હોયછે. વળી તેમાં પેહેલ વેહેલાં ઘોલ તાસા હતા અને તેઓ ખુબ જહનુનથી ઘોલતાસા વગાડતા હતા, જે બરાબર તાબુતને મળતું હતું. બીજુંતો તેઓનાં ઘોલતાસામાં વાવટા ખોસેલા હતા અને તાબુતમાં પણ વાવટા હોયછે. વળી આ ઢોલતાસા આઠ દસ દીવસ સુધી બેસાડેલા હતા અને તાબુતમાં પણ ઘર આગલ એટલાજ દીવસ શુધી ઘોલતાસા, ઈતીઆદી બેસાડેછે. વળી આ સરઘસ છેક બપોરી વખતે ફરવા નીકલયું અને તાબુતો પણ બપોરે ફરવા નીકલેછે. વળી આ સરઘસમાં સાકર, બતાસા ઈતીઆદી મીઠાઈ હતી અને આ ઈંગરેજોને ખબર હતી કે તાબુતની સાથ તરેહવાર ચીજો લઈ જવામાં આવેછે. વળી આ સરઘસમાં ખુરસી, કંદીયા ઈતીઆદી હતું, જે ઉપરથી તાબુતમાં સાંઈમકલાઓ મશખરીને માંટે ખુરસી ઈતીઆદી લઈ ફરેછે, તેનાં હેવાલ ઉપલા ઈંગરેજોને યાદ આવયા. પણ તેમનો શક મજબુત કરવાને સઉથી સરસ ચીજ પેલો ઢોલીયો હતો, જે બરાબર તાબુતની મીશાલે માણસોના માંથા ઉપર ધીમે ધીમે દોલતો આવતો હતો અને વળી તેની કસબી તાસની કુરટીનથી, તે તાબુત જેવુંજ દીસતું હતું.

એ તમાસો દુરથી આવતો જોઈને ઈંગરેજ અમલદારો ઘણાજ ખફા થયા. તેઓએ પેહેલાંતો ધસીયા જઈને સઘલું સરઘસ વીખરી નાખવા, તે માંહેલી મીઠાઈ લુટીને ખાઈ જવા તથા તાબુતને ઉંધો વાલવાનો ઠરાવ કીધો, પણ પછે વળી ઠરાવ ફેરવીને એવું વીચારયું કે સરઘસને બંગલા ઉપરથી પસાર થવા દેવું નહી અને તેને પાછું વાલવું. એ ઉપરથી તેઓએ પોતાના સીપાઈઓને હુકમ કીધો અને તે હુકમ મુજબ સીપાઈઓએ આખું સરઘસ અટકાવયું તથા તેઓએ પાછા ફરવા ના પાડયું તારે મજુરોને ધકેલા મારવા લાગા. આ આમકા ઉંમકીમાં મજુરોનાં માંથા ઉપરથી કીમતી ઢોલીયો વાંકો વલીયો અને થોડાવારમાં ઉંધોવલીને જમીનદોસત થયો, અથવા ખલાસીઓ મછવો ઉંધો વલતાં કેહેછે તેમ ઢોલીયો "ચોસબોરદ" થયો. તે રસતો તમામ ધુલ અને કાદવે ભરેલો હતો, માટે ઢોલીયો ખરડાઈ ગયો, એટલુંજ નહી પણ તેમાનાં મખમલનાં તકીયા બાહાર નીકલી પડીયા અને તે ઉપર કાદવનો ઝોયા લેપ ચહડયો તથા કસબી કુરટીન ઉપર ડારેડાર મોટાં મોટાં, કાળાં કાળાં ધાબાં પડયાં.

આ વખતે આદરજીની સાસુના ઘબરાટ અને ફજેતીનો પાર નહી રહયો. ગામમાં પોતાનું પદ દેખાડવા સારૂં ઘેરથી ઘણું દુર છેક બાહારકોટમાં સરઘસ લઈ જવાનો હુકમ હતો, માટે હવે કોટમાં માણસ દોડાવીને પેગામ કેહેવાડતાં ઘણો વખત થઈ જાય. બીજી ગમથી સરવે લોકો આદરજીની સાસુનાં ઘબરાટ ઉપર હસવા લાગાં અને તાંહાં વધારે વાર ખોટી રેહેવું તે વધારે હસાહસ કરાવા બરાબર હતું. એ ઉપરથી આદરજીની સાસુએ સઘલા સરઘસને પાછું વારવાનું કબુલ કીધું. મોટી મેહેનતે ઢોલીયો પાછો ઉંચકવામાં આવયો અને હમણાંજ જે રસતે મોટી વડાઈથી તેને લઈ ગયા હતા, તેજ રસતે હવે લોકોની હસાહસ તથા મશખરી ઠઠા વચે તેને પાછો લઈ જતાં લગનનાં ઘરધણીને બરડે પાંણી ઉતરયું હતું.

## સાંભળવાની ઈંદરી—કાન.



આપણી જોવાની ઈંદરી આંખની બારીક બનાવટ તથા નાજુક બાંધણીથી વાંચનારી બાંનુઓને વાકેફ કરવા પછે હવે સાંભળવાની ઈંદરી કાંનની બાંધણી વીશે થોડુંક ગ્નાન મેળવીએ. પણ કાનનાં જુદા જુદા ભાગ સમજવા આગમચ અવાજ કાન ઉપર કેમ આવેછે તે ટુકમાં જણાવવું જોઈએછે. હરએક ચીજનો અવાજ થતાંજ તે ચીજ અને આપણા કાન વચેની હવાની મારફતે તે અવાજ કાન ઉપર આવેછે. જારેખી હવા કાહાડી નાખવામાં આવેછે તારે તેમાં અવાંજ સંભળાતો નથી. તે અવાજ કરનારી ચીજ પોતાની આસપાસની હવાને હીલવેછે, તેથી વળી જરા આગળની હવા હીલેછે અને એ પરમાંણે આખી હવાની અંદર એક પછે એક મોજા પેદા થાયછે. એ મોજા કાંઈ દરીયાવનાં મોજા સરખા નથી, પણ એક કુવાની અંદર ઢેફું નાખવાથી જે ગોળ ચકરડાં થાયછે, તેવી કીસમનાં મોજા અવાજ નીકલવાથી હવામાં થાયછે. એ રીતે દર એક છુટા હુવાજથી હીલેલી હવા તેજ પરમાંણે કાન ઉપર આવીને પડેછે.

કાંનથી કરીને આપણ તે અવાજ સાંભલીએ છઈએ. પણ તે કેમ સાંભળીએ છઈએ ! કાનમાં એવું શુંછે કે આપણને અવાજ સંભળાયછે અને નાખથી અથવા આંખથી કેમ નથી સંભળાતો ! આ સવાલોનો ખોલાસો કાંનની બાંધણી તપાસવાથી મળી આવેછે. તેનાં જેવી બાંધણી બીજી કોઈ ઈંદરીમાં નથી અને તેથી સાંભળવાની ઈંદરી કાન જ છે. તેની બાંધણીનાં જુદા જુદા ભાગો મથાલે મુકેલાં ચીતર મધે આપયાછે. આપણા માથાંની બે બાજુએ કાનની બાહેરનો ભાગ (a) કુમલાં હાડકાં વાળો નરમ અને મરોરદાર છે. તે ગોયા અવાજને દાખલ થવાનો દરવાજો છે. બાકીનાં ભાગ અંદરથી આંખ અને ગાલની વચે છે. ઉપલા દરવાજામાંથી દાખલ થવા પછે અવાજને એક સાંકડી ગલી અથવા નળી (m) વટાવવી પડેછે, જે આસરે ૧।। ઈંચ લાંબી છે, જે ઉપર ચામડીનું પડ છે અને જે આગળથી જીણા જીણા બાલથી ઢંકાયલી છે. એ નલીની અંદરનાં ગાંઠમાંથી આપણે જેને "કાંનનો મેલ" કહીએ છઈએ તે પેદા થાયછે. એ મેલ પોતાના ચીકાસથી સાંભળવાની ઈંદરીને જાલવી રાખવાને ઉપયોગી છે, અને તેથી જેઓ કાન કોતરી કોતરીને એ મેલ કાહાડેછે તેઓનાં કાનને નુકસાન થાયછે. કાન ઉપર બંધાયલો કચરો કાહાડી તેને સાફ કરવો ઘટેછે, પણ કેટલાકોતો ઉપલા ઉપયોગી "કાનનાં મેલ" ને કોરી કાહાડવાની આદત રાખેછે તે ખરાબ આદત છે.

ઉપલો દરવાજો તથા ગલી પસાર કીધા પછે અવાજને એક જીની ચાંમડી (જીલી) નો એક નાહાનો પદડો મળેછે, જે ઉપર જઈને તે અવાજ અફડેછે. એ પદડાને ઈંગરેજીમાં "પડગમ" કેહેછે અને ખરેખર તે એક હાડકાનાં ખાડાની ઉપર ચામડાંને તંગ જડી લીધેલું થોળજ છે. ઉપલાં ચીતરમાં જે પઈડાં જેવું નાહાનું ગોળ (I) દેખાયછે તે કાન માહેલું ઉપલું ઢોલ છે. જેમ એક વાજાં વાલો પડગામ વગાડેછે તેમજ કાનમાંનું આ ઢોલ અવાજથી કરીને વાગેછે અને પછે તેની જ સાથ જોડેલાં ચોકસ હાડકાંઓથી કરીને તે અવાજ આગલ વધેછે. એ હાડકાં ઉપલાં ચીતરમાં નાહાના છે, માટે તેમનું એક મોટું ચીતર પીઆરાં વાંચનારાઓને માટે હીઆં આપીએ છઈએ.



એ હાડકાં ચાર છે અને તેમનાં આકાર પરમાંણે તેમના નામ આપયાંછે. પેહેલું હાડકું મોટું છે, તેને એક માંથું અને બે સીંગડાં જેવા છેડા છે, જેમાનો મોટો છેડો ચાવણીયાંનાં હાડકાંને જઈ મલેછે. એ હાડકાંનો હથોડી જેવા આકાર ઉપરથી તેને "હથોડી" નામ આપયુંછે. એ હાડકાંની ઉપર બીજું ચોખુંદ હાડકું આવેછે, તેની પહોલમાં તરીજું ગોલ હાડકું એક દડાની મીશાલે જોડાયલું અને તેને છેડે ચોથું હાડકું જડેલું છે જેનાં આકાર મુજબ "પાવરા" નું નામ આપેલું છે. કેટલીક ચીજો જેવીકે લાકડું, ધાતુ ઈતીઆદી અવાજને અછી રીતે લઈ જાયછે અને તેજ ખાશીએત આ હાડકાંઓમાં હોવાથી, કાનમાંનાં પરગાંમ ઉપર વાગેલા અવાજને આગલ ચલાવાને તેઓ કામ લાગેછે. વળી કાંનમાંના પડગામને તંગ ઈઆ ઢીલું કરનારાં તથા બીજાં અગતજોગ નાહાના ગોટલાંઓ પણ એજ હાડકાંઓની સાથે જોડાયલાંછે.

આ હાડકાંઓ પસાર કીધા પછે અવાજ કાનના એક તરીજા અગતના ભાગ ઉપર આવેછે. મથાલે આપેલાં ચીતર તરફ ફરી નજર કરતાં તેમાં ઉપલાં હાડકાંઓની ઉપર સરપની મીશાળે વીટલાયલી ગોળ નલીઓ અને ગોકલગાયના કોટલાં જેવું કાંઈ દીઠામાં આવેછે. એ ભાગની એક મોટી આકરતી પાસે આપીએ છઈએ.



એ ભાગને ઈંગરેજીમાં "લાબરીંઠ" કેહેછે અને એ બોલનો અરથ "ગલીગુચીથી ભરેલો ગુચવારાનો રસતો" કરીને થાયછે. ખરેખર જોતાં કાંનનો આ ભાગ તેવોજ દીસેછે. હાડકાંઓ પસાર કીધા પછે અવાજ પેહેલાંતો ઉપલી ગોલ વાંકીટીકી નલીઓ (s) માં પેવસ થાયછે. એ નલીઓ અરધી ગોળછે, પણ એકેકમાં ગુચવાયલી અને તેમની અંદર એક ઘણીજ અછી સુમારી ચામડીનું અસતર આપેલુંછે. એ નલીનું મોહોડું પાસે આપેલા ખાડામાં જાયછે. એ ખાડો ચાવનીયાંના હાડકાંની અંદર આવેલોછે અને ભેજાંની ગ્નાનતંતુઓ અથવા ભેજાંને ખબર પોહોંચાડનારી હજારો નસો એ ખાડામાં વીખરાઈને તથા વીટલાઈને રેહેછે. પેલો અવાજ ઉપલી અ૨ધ ગોલ નલીઓને રસતે આ નસોને આવી મળેછે અને

તરતજ નેસો અવાજની ખબર ભેજાંમાં પોંહોંચાડેછે તારે તે અવાજ આપણુને માલમ પડેછે. આ સઘલી સમજનો સાંર એટલોજ છે કે દરએક આવાજ ઉપર પેહેલાં કાન મધે પેરગંમ વાગેછે, તારબાદ ચાર હાડકાંઓ અવાજને નલીઓમાં લઈ જાયછે, જે નલીને રસતે તે નેસ આગળ પોંહોંચે છે, અને એ નેસો આપણા બદનમાં ગોયા વીજલીનાં તારનું કામ કરેછે, તેઓ ભેજાંને અવાજની ખબર પોંહોંચાડે છે તોપણ એ સઘલું કામ એક પલમાં હજારો વખત થયા કરેછે. આહા! આ કેવી શુંદર કારીગરી અને એ ખુદરતી કારીગરી આગળ માણસની શું બીસાદ!

—०००—

## સુરજની સમજ.



### તેના જુદા જુદા દેખાવ.

આ નુરવાળો, નુર બખશનારો, સોનેરી, આતશી ગોળો દરરોજ સહવારના પુરવ તરફથી ઉગેછે અને આપણે માંથેના અરધાં ગોળ આસમાનમાં પોતાના નેમેલા મારગ ઉપર ફરીને સાંજે પશચીમ તરફ અસત પામેછે. આફતાબ શીહા અંધકારને હાંકી કાહાડેછે. તેના પ્રકાશતાં કીરણો ધુમસ અને બાફ અને સરદીમાં પેવસ થાયછે, તેનું નુરાંના તેજ ગુમરાહી ભરેલાં વાદલાંઓને વીખરી નાખેછે, તેની ખાલેશ રોશની અને ગરમી માંણસને, જાંનવરોને અમે જાહાડ પાંનને જીવાડેછે. તે પલીદીને તોડેછે, ગલીચીને સુકવેછે અને તનદરોસતીને વધારેછે. ટુંકમાં કહીએતો દુનીઆના જનમની આગમચનો આ એક થાલી સરખો ગોળો ખુદરતના તમામ કામને મદદ આપેછે.

લાંબો વખત સુધી આપણ સમજતા હતા કે આ ખુબીવંતા સુરજને ખોદાતાલાએ આપણેજ વાસતે પેદા કીધો હશે, આપણીજ દુનીયાંના લાભને થકી તેને બનાવયો હશે. પણ જે વાંચનારી બાંનુઓએ અમારા છેલા થોડાક અંકોમાં "પરૂથવીની બેહેનો" ના મથાલાં વાલી બીનાઓ વાંચી હશે, તેઓને માલમ હશે કે આપણી પરૂથવીના ગોળા કરતાં હજાર ઘણા મોટાં કદના ગોળા પડેલાછે અને આપણો સુરજ તે ગોળાઓને પણ ગરમી અને રોશનીનું સુખ પોંહોંચાડેછે. એ અજાએબ જેવી બીના યાદ કરતાં આ આફતાબી ગોળાની ખુબી તથા કીમત ઘણી વધી પડેછે અને ઉપર આપણે તેની જે સીફત ગાઈછે તેથીબી વધારે સીફત તથા બુલંદ બુજરગીને લાએકનો એ ગોળો સાબેત થાયછે. એ ઉપરથી સુરજની વધારે સમજ મેળવવાનું આપણને મન થાયછે.

સુરજના પેહેલાં સાદી આંખના દેખાવનું થોડુંક અવલોકન કરી જઈએ. બામદાદમાં જારે એ નુરમંદ ગોળો પુરવ તરફના આસમાંનમાંથી અથવા બરાબર બોલીએતો ગોયા જમીનની હેઠેથી ઉપર આવવા લાગેછે, તારે તે વખતનો દેખાવ ઘણોજ રલીઆમનો અને ચીતારદાર હોયછે. વાદલાંઓની અંદરથીબી તેનાં છુટાં છુટાં લીસોટીદાર અને અણીદાર કીરણો તેને ફરતાં ફુટી નીકલેછે; જંગલો અને મેદાંનોમાં દવનાં ટીપાં મોતીની મીશાલે ટપકેછે, મેહેલો, દેવાલો તથા થાંભલાઓ ઉપર સોનેરી ઢોર ચટી રેહછે, અને બુલબુલ સરખાં પખશીઓ જાહાડોની ડાલીઓ ઉપર જોહોકા ખાતાં કોએલ આવાજે મધુર રાગ લલકારેછે, તે વખતનો દેખાવ એક ચીતારાની કલમને અશકત બનાવી મેલેછે. કેટલાંક મુલુકોમાં બામદાદનો દેખાવ ઓરજ રચના આપેછે અને ખામખા મુસાફરો સહવારનાં પોહોરમાં ઉઠીને તે બામદાદ જોવા જાયછે. યુનાંનીઓનાં પુરાતન શેહેર આઠનસની નાશ પાંમેલી નીશાંણો ઉપર સુરજનું પરકાશવું એકરોપોલીસના પાહાડ ઉપરથી કેવું દેખાયછે, તેનુ મુસાફરો ખાશ વરણન કરેછે.

સમીસાંજનો દેખાવ પણ સુરજને લીધે એવોજ રલીઆમણો બનેછે અને અગત કરીને તે વખતે વાદલાંઓ ઉપર ચહડતો સોનેરી રંગ કોઈવાર અજાએબ દીપક દેખાડેછે. વેસટ ઇનડીસના મુલુકમાં ચોમાસાંનાં વખતની સાંજનાં દેખાવને મુસાફરો વખાંણેછે, પણ જુદાં જુદાં મુલુકોમી સાંજ તાંહાંની હવા તથા જગાની હાલતને મળતી દીસેછે. અગત કરીને પરૂથવીના વચલા ભાગ ઉપર સુરજ આથમવા પછે, દરશટીમરીઆદા જાંહાં જમીન અને આંસમાન સાથે મળતાં દેખાયછે, તાંહાંની જમીનથી છેક આસમાંન સુધી એક અડધાં ઈંડાંનાં આકારની રોશનીનું મોટું ગંજાવર ધાબુ મુખીઅ કરીને સાંજને વખતે દેખાયછે, જેને ઈંગરેજીમાં "જોડીએકલ લાઈટ" કરીને કેહેછે. ઈંગલંડમાં કોઈવાર મારચથી એપરેલ મહીનામાં સાંજે અને અકટોબર મહીનામાં સહવારે દેખાયછે. આ અજાએબ જેવું ધાબું હંમેશ સુરજની ગેરહાજરીમાં જનખલાં પછી દેખાયછે. જમીનથી આસમાન સુધી કાંઈ ઓલો પડી જતો હોય એવું તે દેખાયછે, અને એક ધુમકેતુનાં પુછડાં સરખું લાગે છે. તેનાં અંદરથી સીતારાઓ દેખાયછે. તેનો રંગ ઘણો ઝલકાટ ભરેલો અને ગોલાબીને મળતો હોયછે. આ અજાએબ જેવા ઓલાના કારણ વીશે વીદવાંનો એકમત થઇ શકતા નથી.

પણ સુરજને લગતો એક બીજો અજાએબ જેવો ચમતકાર એકથી વધારે સુરજો દેખાવાનો છે. એ દેખાવની નોધ ઘણાં લખનારાઓ કરી ગયાછે, જેમાં સુરજની આસપાસ રોશનીનું એક ગોલ કુંડાલું દીસેછે અને તેમાં સાંમાંસામી કોઈવાર બે, તરણ ઇઆ ચાર સુરજો દેખાયછે. એ દેખાવની સેહેલ સમજ પડેછે અને તે એકે કોઈવાર વાદલાંઓ એવી રીતે ગોઠવાઈ જાયછે કે આરસીની મીસાલે એકેકને ઓલા પાડેછે અને તેથી વધતા સુરજ દીસેછે. વળી સુરજનો એક દેખાવ એ છે કે સહવારનાં ઉગતી વેલા તથા સાંજનાં આથમતી વેલા તે કદમાં મોટો દીસેછે. એની સમજ એ છે કે સુરજ કાંઈ સાંજ સહવાર કદમાં ખ

ઉભો દીધો હતો, તેને અને તેના સઘળા ચેલાઓને મેહેરાંમે મારી નખાવયા હતા અને તેના ચામડાંને શાંહાપુર શેહેરના દરવાજા ઉપર ટાંગયું હતું. એ પાદશાહ કેહેતો હતો કે "દયા એ બોલનું બેઆંન થઈ શકે નહી, કારણ કે એ બોલમાં બધી નેકી ભરેલીછે."

## મગરમછ.



મગરમછ સરવે જાણીતાં જનાવરોમાં સઉથી મોટું છે. તે ૬૦ થી ૯૦ ફીટ શુધી લાંબુ હોયછે. કેહેછે કે આગલ મગરમછ ૧૦૦ થી ૨૦૦ ફીટ લાંબાં થતાં હતાં, પણ હાલ તેમનો એટલો જબરો શેકાર ચાલેછે કે એટલાં રાખશી કદ શુધી તેઓ જીવવા પામતાં નથી. તેનાં આખાં કદનાં તરીજા ભાગ જેટલું તેનું માંથું હોયછે અને તે માંથાંની બે બાજુએ બે ચુંઈ અથવા પાંખ હોયછે જે દરએક ૫ થી ૮ ફીટ લાંબી હોયછે. તેનુ પુછડું ૬ થી ૮ વાર લાંબું હોયછે અને એટલું કુવતમંદ હોયછે કે તેનાં એકજ જપેટાથી ગમે એવી મજબુત બોટનાં બે ફાડયાં થાયછે. તેનાં માંથાંની અંદર બે નસકોરાં છે, અને તેનાં મોહોમાં જેટલું પાંણી ગલાય તે નાકની આગલનાં બે ખાડામાં એકઠું કીધા પછે આ નસકોરાં વાટે છોડી દીએછે, જે પાંણી ઘણું ઉંચું ઉડેછે અને તેનાં નાખમાંથી બે મોટા ફુવારા જેવું લાગેછે.

આ મોટાં અને રાખશી બલ છતાં મગરમછ ઘણું બીહીકણું છે. સેજ ઘબરાટ જોતાં તે નાહાસવા પડેછે અને જેટલું તે જોરાવર છે, તેટલુંજ તે દોડનારૂં છે. તે દરએક મીનીટે એક માઇલ જેટલું દોહેછે અને એવું પણ કેહેછે કે રાતનાં આસાએસ લેતાં લેતાંબી તે આખી દુનીઆંની આસપાસ ૪૭ દાહાડામાં ફરી આવે એટલી જડપ ધરાવેછે. મગરમછ જાતજાતના હોયછે અને તેમની જાત પરમાંણે તેમની ચામડીનો રંગ હોયછે. ઘણાંખરાં કાલાં હોયછે, પણ છેક ઉતર તરફનાં દરૂના દરીઆવમાં તેઓ સફેદ હોયછે. તેઓની મુખીઅ વસતી ઉતરના મુલકોમાં છે, જાંહાં અતીશય ઠંડી હોયછે, માણસની આવજાવ થોડી હોયછે અને પાંણી ઘણું બંધાયલું રેહેછે.

મગરમછનો ખોરાક ગલવાની ટાંકાબારી માતર ચાર ઈંચ પોહોલી હોવાથી તે થોડું થોડું કરીને ખાયછે પણ અની ઘણું ખાયછે. મગરમછનું હોજરૂં ઘણું મોટું હોયછે, જે માં એક પછે એક પાંચ છ ઓરડા હોયછે. એક મગરમછનાં પેટમાંથી ૩૦૦ માછલી નીકલી હતી અને બીજાનાં પેટમાંથી ૧ ટન માછલું નીકલયું હતું. મગરમછના દાંત નથી, પણ તેનું ઉપલું જડબું, જે ૧૮ ફીટ લાંબું હોયછે, તેમાં શખત શીંગડાંનાં ભીંગડાં જેવું પડ આવેછે તથા તેને આસરે ૩૫૦ દાંતા સરખાં પાંના જડેલા હોયછે. એ પાંનાંનું "વેહેલબોન" (બીલબાંઉ) બનેછે, દરએક જડબાંમાંથી આસરે ૫૦ મોટા પાંનાજ માણસનાં કામને માટે કાહાડવામાં આવેછે, જે આસરે ૧૨ ફીટ લાંબા અને ૧ ફીટ પોહોલા હોયછે. મગરમછની આખી જીભ એક નરમ ચરબીનો ગોલો છે, અને તેમાં ૫ થી ૭ પીપ ભરીને ચરબી નીકલેછે. મગરમછના આખાં બદન ઉપર ૬ થી ૧૨ ઈંચ જાડું ચરબીનું પડ ફરી વલેલું છે, અને તેનાં હોટોની હેઠે ચરબીનો લેપરો કોઈવાર બે ફીટ જાડો હોયછે. આખાં મગરમછની ચરબી ૧૦૦ થી ૩૦૦ પીપ જેટલી નીકલેછે.

મગરમછ સઉથી લાંબા આવરદાનું પરાંણી કેહેવાય છે. કેહેછે કે તે ૧૦૦૦ વરસ સુધી જીવી શકેછે. કહયુંછે કે મગરમછની માંદા પોતાનાં બચાંને ધવારેછે. એ કારણસર મગરમછને માણસજાતની ઓરતનાં જેવા જ થાંન હોયછે. તે ઘણામાં ઘણું બે બચાં જણેછે અને એકજ વખતે તેનાં થાંનમાંથી ૧૨૫ ગેઆલન દુધ નીકલેછે. તે પોતાનાં બચાંને ઘણું ચાહેછે અને તેની સંભાલ રાખેછે. નાહાસતી વખતે પોતાનાં બચાંને પોતાની ચુંઈની હેઠલ સંતાડીને નાહાસેછે. વળી મગરમછની માદા પોતાના નર તરફ ઘણું હેત રાખેછે. કેહેછે કે એક વાર એક મગરનો શેકાર કીધો, તે નર હતો, જેને મરતાંવારજ તેની માંદા આવીને તેનાં બદન ઉપર આડી પડી હતી અને પોતાને શેકારીઓને હાથ ઠાર થવા દીધી હતી. એ ઉપરાંત વળી મગરમછ ઘણું રમતીઆલ પરાંણી છે. તેઓ પાંણીમાંથી કોઈવાર ૧૫ થી ૨૦ ફીટ સુધી કુદેછે અને રમતા ફરેછે. મગરમછનું ચામડું મખમળના જેવું સુમારૂંછે.

ઈંગલંડમાં થોડાંક વરસો ઉપર એક મગરમછ મારી લાવયા હતા. તે ૯૫ ફીટ લાંબુ અને ૧૮ ફીટ ઉંચું હતું. તેનું પુછડું ૨૨ા ફીટ તથા માંથું ૨૨ ફીટનું હતું. તેના આખાં બદનનો વજન ૨૪૦ ટન અથવા ૪૮૦૦૦૦ રતલનો હતો. ફક્ત તેના હાડકાના કાલબુદનો વજન ૩૫ ટન અથવા ૭૦૦૦૦ રતલનો હતો. તેના બદનમાંથી ૪૦૦૦ ગેઆલન અથવા ૪૦૦૦૦ રતલ તેલ નીકલયું હતું અને તેના બદનમાંથી ૮૫ ટન અથવા ૧૭૦૦૦૦ રતલ સડેલું માસ કાહાડીને દાટયું હતું. તેના ઉપલાં જડબામાં ૮૦૦ દાંતા હતા અને તે ૧૦૦૦ વરસની વએનું હતું એવી વીદવાંનોએ ગણતરી કીધી હતી.

એક મગરમછ જો મોટું હોયછે તો નજદીક ૧૦૦૦૦ રૂપીઆની કીમતનું થઈ પડેછે. તેમાંથી નીકલતી ચરબીને ઉકાલીને તેનું તેલ બનાવામાં આવેછે, જે બાલવાને કાંમ લાગેછે. વળી ઉત્તર તરફના એક જાતના મગરમછના માથાં મધે એક મોટો ખાડો હોયછે તેમાંથી એક બીજી જાતની ચરબી મળેછે કે જેના તેલને સાફ કીધા પછે તે બધાઈને

ગલકતું થાયછે તથા તેમાંથી મીનબતી બનેછે, અને કોઈ વાર એક મગરમછમાંથી ૪૦ પીપ ભરાય એટલું બધું તે હોયછે. એ ઉપરાંત તે મગરમછને એક પુંછ હોયછે, જે માં તરણ ચાર ફૂટ લાંબી એક કોથલી જવેથી અમબર નામની એક ખુશબો નીકલેછે જે એક મગરમછમાંથી ૨૦ રતલને આસરે નીકલેછે અને જે કાંઈજ નહી પણ તેના ખાધા પછેનો છેર ગણાયછે.

મગરમછ આવું કીમતી હોવાથી ઉતર તરફનાં સમુદ રોમાં તેનો મોટો શેકાર ચાલેછે. દર વરસે તેમનાં સેકાર ને માટે જુદાં જુદાં દેશોનાં ૩૦૦ થી ૩૫૦ વાંહાણો ફરતાં ફરેછે અને બે મહીનામાં ૧૮૦૦ થી ૨૦૦૦ મગરમછનો સેકાર કરી લાવેછે. એ શેકારની રીત ઘણી નવાઇ જેવી છે, જેનું એક ચીતર ઉપર આપયુંછે. તા૦ ૧ લી મેથી શેકારનું કાંમ શરૂ થાયછે. વાંહાંણવાલો બરફ સાથ લંગડ નાંખી પડેછે, જે પછે તેમાંની બોટો શેકારને માટે આગળ વધેછે. તે દરએક બોટમાં ૭ માંણસ મોટા ભાળા લઈને રેહેછે તથા દરએક ભાલા સાથ સેંકડો વાર લાંબાં દોરડાં બાંધેલાં હોયછે. મગરમછ આગળ આવતાંજ તેનાં બદન માં ભાલો ભોકવાથી તે તેમાં અટકી બેસેછે અને આ જખમ લાગતાં વારજ એ પરાંણી તે ભાલા સુધાં છેક દરીઆવને તલીએ જાયછે, તથા ઉપરનાં માંણસો ભાલાનાં દોરડાં ધીલાં મુકેછે. ઘણોકવાર સુધી દરીઆની હેઠે રેહેવા પછે મગરમછ દમ લેવા પાછું ઉપર આવેછે, એટલે વળી પાછા બીજા ભાલા ભોકવામાં આવેછે અને તે ફરીથી હેઠલ જાયછે. એ પરમાંણે ઘણીવાર થતાં, શેવટે મગર ઘણું થાકેછે તથા એટલું જખમી થાયછે કે નાકનાં નસકોરાંમાંથી પાંણીને બદલે લોહીની સેર છોડેછે, અને એમ કરતાં તે મરણ પાંમેછે. મગરમછનાં શેકારનું એ કાંમ ઘણું મુશકેલ અને મુશીબતનું છે. એકતો બરફથી કરીને વાંહાંણોને ઈજા પોંહચેછે, તે હીઆંસુધી કે એક મોસમમાં વલંદા લોકોનાં પંદર બાર કસો બરફનાં પાહાડે કરીને કચડાઈ ગયાં હતાં. વળી આ ગંજાવર પરાંણીનાં બળની ઘણી ધાસતી હોયછે, કેમકે પુછડાંની એક છાપટ મારેછેતો બોટને ઉંધી વાળેછે અથવા કોઈવાર એટલું ઉંડું જાયછે કે ભાળા સાથ બાંધેલું દોરડું પુરૂ પડે નહી અથવા કોઈવાર એવાં જોસથી તલીએ જાયછે કે ઉપરથી દોરડું છોડનારાઓ તેના આચકાથી દરીઆમાં પડેછે.

---

## પરચુટણ બાબતો.

**બાગ એક ચોપડી**—બાગ એક ખુબસુરત ચોપડી છે, જે ઉપર ખોદાના હાથે લખેલું હોયછે, અને જેમાંનું દરએક ફુલ તથા પાતરૂં એક એક અખશર છે.

---

**માછલી પકડનારાં પખશીઓ**—કેહેછે કે ચીન દેશમાં નદીઓ ઉપર માંછીઓ કેટલાંક પખશીઓને પાલેછે, જેઓ માછલી પકડી લાવેછે. એ પખશીઓ માછલાં પકડવા છતાં તથા પોતે અંદેશ ખાન[illegible] છતાં, તે માછલાંને ખાતા નથી તે એટલાજ માટે કે ચીનાઈ માછીઓ તેમની નડીની આસપાસ એવી રીતે દોરી બાંધેછે કે તેમનાં ગલાં ચીપટાઈ જવાથી તેઓ ખાઈ શકતાં નથી.

---

**પીપ માહેલી પોસટ આફીસ**—આખી દુનીઆમાં સઉથી એકાંત અને ઉજડ દાક આફીસ દખશીણ અમેરીકાને, છેક દખશીણ છેડે આવેલીછે. તાંહાં એક પાહાડની કહણે એક પીપને એક સાંકળવડે જડી લીધેલુંછે અને વાંહાંણવાળાઓ વચે એવી સમજુતીછે કે તાંહાંથી દર વખત પસાર થતી વેળા તે પીપ ઉંઘાડી તેમાંનાં જે કાગળો પોતાની ધારેલી મુસાફરીનાં મારગમાં હોય તે લેતા જવું. એ રીતે દરએક વાંહાંણની ખેપે આ પીપ ઉંઘાડવામાં આવેછે અને તેમાં નવાં કાગળો હુમેરાયછે ઈઆતો જુના કાગળો કાહાડી લેવામાં આવેછે.

---

**ગોલાબનો શોખ**—ગોલાબનાં સુગંધી ફુલનો શોખ સરવેને હોયછે, પણ પાદશાહાઓ એ શોખમાંથી ઘણું ઉદાઉપણું વાપરેછે. હમણાં ઘણું થાયતો ખાતી વેળા ટેબલ ઉપર શુંદર વાસણોમાં ગોલાબ ભરી રાખેછે, પણ આગલા વખતમાં ખાંનાંની ટેબલ ઉપર પોતાનાં મેહેમાનનાં દીલ ઉપર ગોલાબનાં ફુલનો વરસાદ વરસાવા રોમન સાનશાહા હેલીઓગેબલસે ગોઠવણ કીધી હતી. એ ઉપરાંત ગાદી તકીઆમાં ગોલાબનાં ફુલો ભરવામાં આવતાં તથા જમીન ઉપર એ ફુલોનાં બીસતોરા બીછાવતા હતા. કલીઓપેટરા રાંણીએ પોતાનાં વાહાલા એનટની જીઆફત આપી તારે જમીન ઉપર ગોલાબનું બે ફીયુબીટ જાડુ પડ પંથરાવી, તેની ઉપર શુંદર નેટ નખાવી હતી.

---

**લાકડું**—લાકડાંને હંમેશ રંગવાનું કારણ શું ? જવાબ મલશે કે પાંણીથી લાકડું સડી નહી જાય તેટલા વાસતે. પણ પાંણીથી લાકડું કોહોવાનુ કારણ શુ ? એ સવાલનો જવાબ એટલી સેહેલાઈથી મળશે નહી. જારે લાકડાં ઉપર પાંણી લાગેછે, તારે જે જીણી કગરસોથી લાકડું બનેલુંછે, તેવી લાકડાંની સપાટી આગળની કગરસો ફુલી આવવાથી તે સપાટી જરા ઉપસેછે અને જેમ વધતું પાંણી લાગતું જાયછે, તેમ હેઠલની બીજી કગરસો ફુલતી જાયછે અને પછે ધોવાતી જાયછે. તારપછે લાકડુ સુકાવાથી તેતું કદ જરા નાંહાંનું થાયછે, માટે તેને રંગ લગાડવાથી પાંણી લાગવા છતાં તે ગરમ રેહછે અને તેને ઉપલી અસર થતી અટકેછે.

---

એક માંય પોતીકી ૭ વરશની છોકરીને પુછીઉં, દીકરી તું શું કરેય ? છોકરીએ જવાબ વાલીઓ માએ હું ચીકીનને હુનું (ગરમ) પાંણી પાંઉંય. માએ બોલી, હુનું પાંણી શા માંટે ? છોકરી બોલી અવેથી આએ ચીકીન ઈંડાં મેલશે તે બાફેલાં મેલશે.

---

**આગ**—આગ એ એક ભયંનકાર બોલછે: મોહટા મોહટા મેહેલો અને મોહટી મોહટી ઈમારતો બારી લશમ કરી જમીનદોશત કરી નાંખેછે. મોજ અને મજાને એક કોરે મેલેછે. ડંગને અને લખને પવન ઉપર ઉરાડેછે.

ાતની દીશ કરેછે. જો ઘરનાં પેહલાં યા બીજા યા તરીજા
માલા ઉપર આગ લાગી હોએ અને બંચાવ કરવા બા
હર ઉતરી પડવાનો મારગ આગનાં શબબથી ઘેરાઈ ગઓ
હોએતો શું ઈલાજ કરસો ? પહોશીના ઘરની બારી અને ત
મારા ઘરની બારી શાંમએ શાંમએ હોએ અને ઘર ઘણું આં
ઘું ન હોએતો બેઉ બારી વચે શીહરી મેલી પહોશીનાં ઘર
મો ઉતરી પડવાની વેતરન કરવી અથવા એમ કરવાને ન
બનેતો તરણ ચાર ગોદરાં, શેતરનજી તથા બલાંનકીત એકઠાં
કરવાં અને ગોદરાં રસતા ઉપર પાંથરી પાંચ શાત મજબુત
આશાંમીઓએ બે તરણ ફુટ ઉંચાઇએ ગોદરાંની ઉપર શેતર
નજી અથવા બલાંનકીટ ધરવા અને તેની ઉપર આગમાં
શપડાએલાં માંણુશોએ કુદી પરી પોતીકો બંચાવ કરવો.

---

**ઈંડાં**—ઇડાં વાંણીઆ તથા બરાંમણની કોમ શી
વાએ શરવે કોમનાં લોકો ખોરાક દાખલ વાપરેછે. બ
ધી કોમ કરતાંને ઈંગરેજ લોકો વધારે વાપડતા માલમ પડે
છે. આઇઅરલાંડથી ૧૫૦ લાખ તથા ફરાંનશથી ૧૩૦
લાખ ઉપર ઇડાં ઈંગલંડ ખાતે દર વરશે વેચાંન શારૂ આ
વેછે. મોહટી બાંનગડ એને શારાં નરશાં પારખવાનીછે. કો
ઇ લોકો પાંણીમો મુકીને જોએછે જે ઇડું બાજુપર પડે, તે
શારૂં કેહેછે અને જે એક નોંક ઉપર ઉભું રેહે તે નરશું કે
હેછે. ઘણા દેશમો લોકો ઘલોરીનાં ઇડાં ખાએછે "વેશટ
ઈનડીશ" મો "ગુવોનાં" કરી જનાંવર આવેછે, તેનાં
ઇડાં ખાએછે. "એનતીલીશ" માં શોશવાટનાં ઇડાં ખા
એછે જે ઘણાંખરાં મરઘીનાં ઈડાંને શવાદમો તથા આકાર
મો મલતાં આવેછે. કાચવનાં ઇડાં પણ ઘણાં શવાદીશત
હોએછે તેને અંગરેજો ઘણાં પશંદ કરેછે, તેમજ બીજી કોમ
નાં લોકો પણ હેતથી ખાયછે, એનાં કોટલાં પોપચાની મીશા
લ નરમ હોએછે અને ખબુતરનાં ઇડાં જેટલાં મોહટાં રેહે
છે. કાચવની માંદા દર શાલે તરણવાર થોડે થોડે અઠવાડી
આંને છેતે રેતીની માહે બધીવાર મલી ૩૦૦ થી ઉપર ઇ
ડાં મેલેછે, એ ઇડાં રેતીમાંથી શોધી કાહડવાને એ કાંમનું
જાંણીતું માંણુશ જોઇએ, કારણ રેતીમાંથી કાહડતાં કાહ
ડતાં ઘણાંએક ઇડાંનો ચુરેચુરો થાઈ જાએછે. "ઓરીનોકો"
નાં રેહેવાશી એ ઈડાંમાંથી શોજુ મીઠું તેલ કાહાડેછે જે
તે લોકો માંખનની વતી ઉપયોગમાં લેછે. ફેબરવારી મહી
નાંમો જેવારે "ઓરીનોકો" ની નદીનાં પાંણી ઓશરી જા
એછે તેવારે લખો કાચવ કીનારે ઇડાં મેલવા આવેછે, એ
ઇડાંની ગણતરી 'એકર' (Acre) પરમાંણે જમીન મીશાલે
ગંણવામો આવેછે. ફક્ત નદીને કીનારે દર શાલે શુમાર
૫૦૦૦) બરની તેલ કાહાડેછે અને એક બરની તેલ કાહડવા
ને ૫૦૦૦) ઈડાંનો ખપ થાએછે.

---

**ચીન દેશમાં એક ચીનાંની ઠગબાજી**—કોઇ એક
ચીનો વેપારી એક દાહાડે પોતીકાં ધારેલાં કાંમશર મુશાફરી
એ નીકલતી વેલાએ પાશેનાં પહોશી પાશ એક લોહડાંનો
હંડરવેટ (૧૧૨ રતલ) શવાધીન કરી ગીઓ અને કહું કે
હું અતરે પાછો આવીઆબાદ તમારી પાશથી લઇશ. પ
ડોશી બોલીઓ, ઠીકછે ભાઈ શુખેથી મેલો. વેપારી બી
ચારો પોતીકું ધારેલું કાંમ ફતે ન થઆથી પોતીકાં મુલખ
તરફ પાછો ફરીઓ અને ચીન મધે આવીઆબાદ પડોશી
પાશ જઈ બોલીઓ "મારો હંડરવેટ." પહોશી બોલીઓ "ત
મારો હંડરવેટ ! હું કેહેવાને ઘણોજ દલગીરછું કે એવો એક
બનાવ બનીઓછે કે કોઇ દાહાડે તમે શાંભલીઓ પણ નહી
હશે, તે એકે હંડરવેટ ઉંદરો ખાઈ ગઆ ! પણ કરીએ શું ?
જાહાં દાંનાંની વખાર હોએ તાંહાં ઘણુંકરીને ઉંદરોનાં દર
હોએછે અને એજ મીશાલે કંઇ અને કંઇ ખરાબી કરેછે."
એવા શબદો શાંભલી વેપારી બીચારો અજબ થઓ અને
ખરી બીનાં હશે એવું દોલ દેખાડી પોતીકાં મકાંને ગઓ.
તેણે થોડા કલાક પછી પહોશીનો છોકરો એક શાંકડી ગલી
મો રમતો જોએઓ તેને ઉંચકી એક એવી જગા ઉપર શંતા
ડીઓ કે તેની પહોશીને ખબર પડે નહી અને તારબાદ
તેને બીજે દીને તે છોકરાના બાપ (પડોશી) ને જમવાનું ઇ
જન કરવા ગઓ. જોએશું તો બીચારો રડતો અને માહે
તમ કરતો બેહેલો હતો. વેપારીએ પુછીઉં "ભાઈ એ શું બી
નાંછે ? અને એટલો ગમગીન શાંને માંટે બેહોછે." પડોશી
બોલીઓ "ભાઈ વાત કેહેવા લાએક નથી." વેપારી બ
દજીત થાઓ તારે બોલીઓ કે "મારો છોકરો ગુમ થાઓ
છે." વેપારી બોલીઓ "હું શાંભલીને ઘણો દલગીરછું એ
વીશે તમોને ઘણી દલગીરી ઉપજતી હશે કારણ તમારો એક
જપુરો દીકરો હતો. પણ ભાઈ ગઇ કાલે શાંહાંજનાં જારે
હું બાહર જતો હતો તારે તમારા છોકરાને એક ઘુવડ ઉંચ
કી જતું મેં જોયું." પહોશી બોલીઓ "શું તમે મને બેવકુફ
મો હેરવોછો ? ને તમે ધારોછો કે એવી વાત હું માંનશ કે
જે ઘુવડ જાતે બે કે તરણ રતલથી વધારે ભારી નહી હોએ
તે એક પચાશ રતલ ઉપરનાં છોકરાને ઉંચકી લઈ જાએ.
કઢંગુ અને નહી માંની શખાએ એવું તમે બોલોછો." વેપા
રી બોલીઓ "ભાઈ હું જાંણતો નથી કે એ કેમ બનીઉં પણ
મેં મારી નજરે જોયું, એમ કરતાં તમે નહી માંનોતો હું એ
ક દાખલો આપુંછું તે શાંભલો, કે તમેજ મને કેહેતા હતા
કે એક ઉંદર એક લોખંડનો આખો હંડરવેટ ખાઈ ગી
ઓ. તારે શું એક ઘુવડ એક બચાંને ઉંચકી નહી લઈ જા
ઈ શખે કે જે વજનમો અરધો હંડરવેટ પણ નહી ! શું એ
માંનીગમાજોગ નથી !" પહોશીએ જોયું કે એ મારે માંથેનોછે
તારે પોતે હંડરવેટની વાત કબુલ કરી તે આપીને પોતીકો
છોકરો લીધો.

---

## ઘરઘતુ નુસકાઓ.

**રૂહુબારબનું પુડીંગ**—રૂહુબારબની ઘણીસરખી દાંખ
લીઓ; છાલ, લીંબુ ૧ ની; દાંખલી ૧ તજની; લવંગ ૨;
ખાંડ મીઠું થાય એટલી; જાએફલ અરધું; માંખણ રતલ
૦ા; દાર ઇડાં ૪ ની તથા સફેદી ઇડાં ૧ ની.

પેહેલાં રૂહુબારબને છોલીને લીંબુની છાલ, તજ, લ
વંગ તથા ઝીંનવેલી ખાંડ સુધાં એક "ઇસટુપાંન" માં
ભરીને આતસ ઉપર મેળવું, અને મુરબા સરખું નરમ થ
વા પછે; તારપછે તેને બાલની એક ચારણીમાંથી પસાર ક
રી જાએફલ, માખણ, ઇડાં સરવે સારીપઠે કાલવીને ઉપલી
મેળવણીમાં હુમેરવું અને છેલે એક પાઈ બનાવાનાં ડીશામાં

ઝલકતું થાયછે તથા તેમાંથી મીનબતી બનેછે, અને કોઈ વાર એક મગરમછમાંથી ૪૦ પીપ ભરાય એટલું બધું તે હોયછે. એ ઉપરાંત તે મગરમછને એક ખુધ હોયછે, જે માં તરણ ચાર ફીટ લાંબી એક કોથલી મધેથી અમબર નામની એક ખુશબો, નીકલેછે જે એક મગરમછમાંથી ૨૦ રતલને આસરે નીકલેછે અને જે કાંઈજ નહી પણ તેના ખાધા પછેનો છેર ગણાયછે.

મગરમછ આવું કીમતી હોવાથી ઉતર તરફનાં સમુદ રોમાં તેનો મોટો શેકાર ચાલેછે. દર વરસે તેમનાં સેકાર ને માટે જુદાં જુદાં દેશોનાં ૩૦૦ થી ૩૫૦ વાંહાણો ફરતાં ફરેછે અને બે મહીનામાં ૧૮૦૦ થી ૨૦૦૦ મગરમછનો સેકાર કરી લાવેછે. એ શેકારની રીત ઘણી નવાઈ જેવી છે, જેનું એક ચીતર ઉપર આપયુંછે. તા૦ ૧ લી મેથી શેકારનું કાંમ શરૂ થાયછે. વાંહાંણવાલો બરફ સાથ લંગડ નાંખી પડેછે, જે પછે તેમાંની બોટો શેકારને માટે આગળ વધેછે. તે દરએક બોટમાં છ માંણસ મોટા ભાળા લઈને રેહેછે તથા દરએક ભાલા સાથ સેંકડો વાર લાંબાં દોરડાં બાંધેલાં હોયછે. મગરમછ આગળ આવતાંજ તેનાં બદન માં ભાલો ભોકવાથી તે તેમાં અટકી બેસેછે અને આ જખ મ લાગતાં વારજ એ પરાંણી તે ભાલા સુધાં છેક દરીઆવને તલીએ જાયછે, તથા ઉપરનાં માંણસો ભાલાનાં દોરડાં ઢીલાં મુકેછે. ઘણોકવાર સુધી દરીઆની હેઠે રેહેવા પછે મગરમ છ દમ લેવા પાછું ઉપર આવેછે, એટલે વળી પાછા બીજા ભાલા ભોકવામાં આવેછે અને તે ફરીથી હેઠલ જાયછે. એ પરમાંણે ઘણીવાર થતાં, શેવટે મગર ઘણું થાકેછે તથા એ ટલું જખમી થાયછે કે નાકનાં નસકોરાંમાંથી પાંણીને બદ લે લોહીની સેર છોડેછે, અને એમ કરતાં તે મરણ પાંમેછે. મગરમછનાં શેકારનું એ કાંમ ઘણું મુશકેલ અને મુશીબત નું છે. એકતો બરફથી કરીને વાંહાંણોને ઈજા પોંહોંચેછે, તે હીઆંસુધી કે એક મોસમમાં વલંદા લોકોનાં પંદર,બાર કસો બરફનાં પાહાડે કરીને કચડાઈ ગયાં હતાં. વળી આ ગંજાવર પરાંણીનાં બળની ઘણી ધાસતી હોયછે, કેમકે પુ છડાંની એક છાપટ મારેછેતો બોટને ઉંધી વાળેછે અથવા કોઈવાર એટલું ઉંડું જાયછે કે ભાળા સાથ બાંધેલું દોરડું પુરૂ પડે નહી અથવા કોઈવાર એવાં જોસથી તલીએ જા યછે કે ઉપરથી દોરડું છોડનારાઓ તેના આચકાથી દરીઆ માં પડેછે.

## પરચુટણ બાબતો.

**બાગ એક ચોપડી**—બાગ એક ખુબસુરત ચોપડી છે, જે ઉપર ખોદાના હાથે લખેલું હોયછે, અને જેમાંનું દ રએક ફુલ તથા પાતરૂં એક એક અખશર છે.

**માછલી પકડનારાં પખશીઓ**—કેહેછે કે ચીન દે શમાં નદીઓ ઉપર માંછીઓ કેટલાંક પખશીઓને પાલેછે, જેઓ માછલી પકડી લાવેછે. એ પખશીઓ માછલાં પક ડવા છતાં તથા પોતે મઉંશ ખાનાર હોવા છતાં, તે માછ લાંને ખાતા નથી તે એટલાજ માટે કે ચીનાઈ માછીઓ તે મની નડીની આસપાસ એવી રીતે દોરી બાંધેછે કે તેમનાં ગલાં ચીપટાઈ જવાથી તેઓ ખાઈ શકતાં નથી.

**પીપ માહેલી પોસટ આફીસ**—આખી દુનીઆ માં સઉથી એકાંત અને ઉજડ દાક આફીસ દખશીણ અ મેરીકાને, છેક દખશીણ છેડે આવેલીછે. તાંહાં એક પાહા ડની કઠણે એક પીપને એક સાંકળવડે જડી લીધેલુંછે અને વાંહાંણવાળાઓ વચે એવી સમજુતીછે કે તાંહાંથી દર વ ખત પસાર થતી વેળા તે પીપ ઉંઘાડી તેમાંનાં જે કાગળો પોતાની ધારેલી મુસાફરીનાં મારગમાં હોય તે લેતા જવું. એ રીતે દરએક વાંહાંણની ખેપે આ પીપ ઉંઘાડવામાં આ વેછે અને તેમાં નવાં કાગળો હુમેરાયછે ઈઆતો જુના કા ગળો કાહાડી લેવામાં આવેછે.

**ગોલાબનો શોખ**—ગોલાબનાં સુગંધી ફુલનો શોખ સરવેને હોયછે, પણ પાદશાહાઓ એ શોખમાંથી ઘણું ઉદા ઉપણું વાપરેછે. હમણાં ઘણું થાયતો ખાતી વેળા ટેબલ ઉ પર શુંદર વાસણોમાં ગોલાબ ભરી રાખેછે, પણ આગલા વ ખતમાં ખાંનાંની ટેબલ ઉપર પોતાનાં મેહેમાનનાં દીલ ઉપ ર ગોલાબનાં ફુલનો વરસાદ વરસાવા રોમન સાનશાહા હે લીઓગેબલસે ગોઠવણ કીધી હતી. એ ઉપરાંત ગાદી તકી આમાં ગોલાબનાં ફુલો ભરવામાં આવતાં તથા જમીન ઉપ ર એ ફુલોનાં બીસતોરા બીછાવતા હતા. કલીઓપેટરા રાં ણીએ પોતાનાં વાહાલા એનટની જીઆફત આપી તારે જ મીન ઉપર ગોલાબનું બે કીયુબીટ જાડુ પડ પંથરાવી, તેની ઉપર શુંદર નેટ નખાવી હતી.

**લાકડું**—લાકડાંને હંમેશ રંગવાનું કારણ શું ? જવાબ મલશે કે પાંણીથી લાકડું સડી નહી જાય તેટલા વાસતે. પણ પાંણીથી લાકડું કોહોવાનુ કારણ શુ ? એ સવાલનો જ વાબ એટલી સેહેલાઈથી મળશે નહી. જારે લાકડાં ઉપર પાં ણી લાગેછે, તારે જે જીણી ફગરસોથી લાકડું બનેલુંછે, તેવી લાકડાંની સપાટી આગળની ફગરસો ફુલી આવવાથી તે સ પાટી જરા ઉપસેછે અને જેમ વધતું પાંણી લાગતું જાયછે, તેમ હેઠલની બીજી ફગરસો ફુલતી જાયછે અને પછે ધોવાતી જાયછે. તારપછે લાકડુ સુકાવાથી તેનું કદ જરા નાંહાંનું થાયછે, માટે તેને રંગ લગાડવાથી પાંણી લાગવા છતાં તે ગરમ રેહેછે અને તેને ઉપલી અસર થતી અટકેછે.

એક માંય પોતીકી ૭ વરશની છોકરીને પુછીઉં, દી કરી તું શું કરેચ ? છોકરીએ જવાબ વાલીઓ માએ હું ચીકીનને હુનું (ગરમ) પાંણી પાંઉંચ. માએ બોલી, હુનું પાંણી શા માટે ? છોકરી બોલી અવેથી આએ ચીકીન ઈડાં મેલશે તે બાફેલાં મેલશે.

**આગ**—આગ એ એક ભયંકાર બોલછે: મોહટા મોહટા મેહેલો અને મોહટી મોહટી ઈમારતો બારી લશમ કરી જમીનદોશત કરી નાંખેછે. મોજ અને મજાને એક કોરે મેલેછે. હુંગને અને લુખને પવન ઉપર ઉરાડેછે.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. જુલાઈ ૧૮૭૦ આંક ૭ મો


## તલેસમાતી તાફાંન

અથવા

### જાદુઈની જુદાઈ—મોહોબતનો મેલાપ.

એક વારતા.

---

#### પરકરણ ૪ થું.

#### તોફાંનની અસર.

જુઉના જાદુથી કરીને ઉઠાવેલું તોફાંન નરમ પડયુંછે. સમુદર જાંણે ફસાંમાં હોય નહી તેમ પાછો સથીર અને સાંનત થયોછે તથા એક થાલીની મીસાલે પોતાની સપાટી ઉપર જાળો અને કીસતીઓને ઝીલી રાખીને સલામત લઈ અલાવેછે.

અને હવે જે પાદશાહી વાંહાંણ અઠડીને ઉંધું વલયું હતું, તેની આગળથી નાહાના નાહાનાં નાવો અને મછવાઓ નાસીપાસી ભરેલા દેખાવે પાછા ફરવા લાગાછે. તેમની હાજરીથી તે એકવારના ઉજડ ખડક આગળ વસતી થઇછે અને તેમના સઢોથી સમુદર ઉપર નાહાના નાહાના વાદલાંના કકડા આવી ઉભા હોય તેમ દીસેછે.

તે સઘલી બોટોએ માંઝનદરાંનનો રસતો લીધોછે. તેમાં માંઝનદરાંનનાં તેમજ જાબુલીસતાંનનાં રેહેવાસીઓ પોતાના ચેહેરા ઉપર નાઉમેદીની નીશાણી સાથે જોવામાં આવેછે. તેઓ આ તોફાંનમાં પડેલાં વાંહાંણ ખરે ઉતારૂ તરીકે તેમજ તેમાં સવાર થયલા પાદશાહોનાં ખીજમતગાર તરીકે ચહડેલા હતા. પણ હવે ગોસે થયલા સમુદરે વીસાંમો લેતાંજ તે દેહેસતનાક દુશમનનાં મોહોમાંથી છુટીને પોતપોતાને વતન નાહાસવાનું તેઓને દરુસત દીસયું હતું.

જાંહાં દરએકનાં જીવ ઉપર આફત આવી પડેલી, તાંહાં સઉ પોતપોતાનું સંભાલવા પડયા હતા અને બીજાઓનાં જાંન જવાથી ગમે એટલા દલગીર હતા, તોપણ પોતાનાં જાન બચવા સારૂ તેઓ ખોદાતાલાના થોડા ઉપકારી નહી હતા. આપણે આગળ જોયુંછે કે જુઉ જાદુગરે આ તોફાંન મચાવી મેળવા છતાં, પોતાની ફરમાબરદાર પરી પીરોજને હુકમ કીધો હતો કે કોઇબી જાનને ઈજા નહી કરવી. તેમ ખરેખર થયું હતું, પણ પીરોજે તે સઘલાઓને જુઉનાં હુકમ મુજબ વીખરાતા મેળવા ઉપરથી દરએક વીખરાયલું ટોલુ એકલું પોતાનેજ મોતના મોહોમાંથી બચેલું તથા બાકીના સરવેને મુવેલાં સમજતાં હતાં.

એવા ખેઆલમાં આ ઉતારૂ લોક વાંહાંણ છોડી અને બોટોમાં બેસી નીકલી આલયાં તથા તેઓ એવો પેગામ લઈ ગયાં કે માંઝનદરાંનનો પાદશાહ અરજાસપ તથા જાબુલીસતાંનનો પાદશાહ કોબાદ દરીઆવમાં દફણાયાછે.

તેઓના એ માઠા સમાચાર તેઓના આખા મુલકમાં એમેર ફેલાવો પાંમયા અને સરવે જગોએ તેથી મોટો ઘલરાટ અને ગમગીની પેદા થઇ. માંઝનીઅન તથા વરેનીઅન મુલકોમાં અરજાસપનાં આ કમોતના મોત ઉપર મોટી માહેતમ અને અફસોસ જારી થઈ, તેમજ જાબુલીસતાંનવાલા કોબાદના મરણથી એજ પરમાણે તેની રઈએતે પોતાના એક માયાલુ મુરબી અને બલવાંન બાપને ખોહેલો વીચારયો.

પણ વાંચનાર જાંણેછે કે આ બે પાદશાહઓ કાંઈ ખરેખર દરીઆવમાં દટાયા નહી હતા. તેઓ જીવતા અને સલાંમત હતા, બલકે પાંણીમાં પડવા છતાં તેઓનાં પોશાકને વટીક અલવલ આવો નહી હતો. જુઉની ગોલામગીરીમાં પડેલી પરી પીરોજે તે વાંહાંણને એક એવા ખુણામાં ખોસી દીધું હતું કે જાંહાંથી તે પાછું નીકલવાને અશકત હતું. તેમાંનાં ખલાસીઓ ઉપર પીરોજે એવા મંતર ભણી હતી કે જેથી તેઓ તોફાનમાં વાંહાંણ ખરે મેહેનત કરતાં ઘણા થાકી જવાથી હવે ઉંઘમાં પડયા હતા. અને આ બંને. પાદશાહો તથા તેમના રસાલાને, જુઉએ દેશનીકાલ હાલતમાં ચઉદ વરસ ગુજારેલા ખડક ઉપર સલામત પોહોંચાડયા હતા.

એ ખડક ઉપરજ હવે આપણને વધારે કામ લેવું પડશે. એ ખડક ઉપર જુઉ જાદુગરની સાહેબી અને દોર ચાલેછે. પણ જુઉતો માઝનદરાંનનો ખરો અને હકદાર પાદશાહછે, તથા અરજાસપનો ભાઈ થાયછે, પણ અરજાસપે જાબુલીસતાંનવાલા કોબાદની મદદ લઇને પોતાના આ હકદાર ભાઈને તેની બેટી ગુલનારની સાથે આ ખડક ઉપર કાહાડી મેળી તેનું રાજ પોતે જપત કરી લીધું હતું. પણ હવે એ બંને જુલમગાર પાદશાહાઓને જુઉએ પોતાના

જાદુઈનાં જોરે આ ખડક ઉપર લાવી પોતાના અમલ તલે
લીધાછે અને શું થાયછે તે આપણને જોવાનું રહયુંછે.

જુઉની ધારણા અને મકસદ જાંણવા માટે તેનાં જા
દુઈ ગોફાની આપણને પાછી ભેટ લેવાની છે તેટલાં આ તો
ફાંનથી બચીને પોતાના વતનથી દુરદરાજ, લાચાર અને
બીસમાર હાલતમાં, ખડકનું બીછાંનું તથા આસમાન
નું છતર કરી પડેલા આ પાદશાહી મુસાફરો તરફ જ
રા નજર કરીએ. તાંહાં ભુખા અને પેઆશા, પા
દશાહ અરજાસપ અને પાદશાહ કોબાદ બંધે પડેલાછે.
તાંહાં વળી કોબાદનો ભાઈ કાવે અને તેનો નીમખહલાલ
વજીર નોજર પણ થાકે હાંફતા અને સરદી તથા તાહાડે
કાંપતા પડેલાછે. તેઓ ઉપરાંત તુસ અને દારાબ નામના
બે જાબુલી ઉમરાવો પણ તેઓની સાથે દરદમંદ તથા હાજ
તમંદ છે.

એ રીતે આ રસાલામાં માજીનદરાંની કરતાં જાબુલી
ઓ વધારે છે, પણ તેનું કારણ પેઆરાં વાંચનારાંઓ જાણે
છે કે પાદશાહ અરજાસપતો જાબુલીઓનો માતર એક પ
હરોણો હતો, જે પોતાના આ પડોશીની બેટીની સાજવારી
માં સાંમેલ થવા ગયો હતો અને એ સઘળા જાબુલીઓ તેને
પોતાને વતન મેળવા આવતા હતા, તેવામાં જુઉએ તોફાં
ન ઉડાવયું હતું.

પણ આ સરવે રસાલા વચે હજી એક આદમીની
ખુટ છે. તે કોબાદનો નોજવાંન અને ખુબસુરત બેટો શા
હાજાદો તેહેમતન છે. એ શાહાજાદો પોતાના પાદશાહી પ
દર સાથ વાંહાંણ ઉપર ચહડેલો હતો, પણ આ તોફાનના
ધબરાટ પછે, ગોયા તેનું નામ, નીશાંણ અને નસલ નાબુદ
થયું હતું. કોબાદની ગોયા આખી દરબાર પાછી તેને હા
થ લાગી, પણ તે દરબારને દીપાવનારો તેનો પુતર તેને મ
ળયો નહી.

પણ તેનો બાપ તથા બીજાંઓ તેને મુવેલો સમજી
મોટી માહેતમમાં પડયાંછે. કોબાદ પોતાના બેટાને ખોહો
વાના ગમમાં હાય અને અફસોસથી માંથું ફોડી નાખેછે
અને છાતી ફાડી નાખેછે. તે વીચારતો હતો કે "આ
સમુદરના શીહા સુપડાંમાં હું એક છલાંની ઝીશાલે ઉફનાઈ
ને મુવો હતેતો પરવડતે કેમકે મારોતો હવે મરવાનો વ
ખત આવયોછે અને હું મરતે તો પણ મારૂં રાજ અને
તાજ મારી ઓલાદના હાથમાં સલાંમત રેહતે. પણ હું બ
ચયો અને બેટો આ જીહાનથી બાતલ થયો એટલે હું પ
ણ હવે તખતો તાજથી બાતલ થયો છઉં અને મારૂં ભવી
શ અંધકાર અને શીહા થયુંછે."

કોબાદનો નીમખહલાલ વજીર નોજર તેને ઘણોબી
દીલાસો દેવા લાગો, પણ પોતાના દલેર બેટાને ખોહોવાના
ભારી ગમ આગળ તે સઉ ફોકટ હતું.

તોફાનથી બચેલા આ સફરીઓમાંના થોડાક જણને
શક હતો કે જેમ સમુદરની સપાટીપર તરતાં તરતાં આ
પણને કીનારો લાગોછે તેમ શાહાજાદો તેહેમતન પણ કદાચ
કીનારા તરફ આવયો હોય, એટલુંજ નહી પણ કોબાદના
ઉમરાવ દારાબેતો એટલા સુધી કહયું કે પોતાની મજબુત
બાજુએ તેહેમતનને પોતા તરફ આવતાં પાંણીને ખસેડતે
તથા કીનારા તરફ ધસડાતો તેણે દીઠો હતો.

પણ બીજા હાથ ઉપર કોબાદને બીહીવાડી તથા ધબ
રાવીને તેની ગમખારીમો વધારો કરનારાઓ પણ તાંહાંજ હા
જર હતા. નોજર અને તુસ અને દારાબ જારે કોબાદને ધીર
જ તથા દીલાસો આપતા કે તેનો બેટો સલામત હશે, તારે
એજ પાદશાહાનો ભાઈ કાવે અને પડોશી અરજાસપ તેને
ઉસકેરતા હતા, આપણ જમીનપર તરીએ એ જેટલું
ચોકસ છે, તેટલુંજ તે દરીઆવમાં નહી ડુબે એ ચોકસ છે,
તેહેમતન કાંઈ સલામત હોય નહી, અને જો બચેલો હતેતો
અતારે આવી મળતે.

આ ઉસકેરણી કરવાને તેઓ પાસે શું કાંઈ કારણ હશે?

આગળ ચાલતાં આપણ જોઈશું.

તરત વેળાતો તેઓને આ પરેશાન હાલતમાં પડેલા
આપણ જોઈએ છઈએ અને શાહાજાદા તેહેમતન વીશે અ
ટકલો અને તકરારો કરતાં તેઓ થાકાછે.

તેવામાં એકાએક કોઈ આકાશી ગાએણનો ખુશનોમાં
શરોદ તેઓના કાન ઉપર પડેછે. એતો પેલી જુઉની તા
બેદાર પરી પીરોજનો દીલકસ અવાજ છે. તેને ખામખા
આ મુસાફરો આગળ બે માલુમ રીતે એક ફરેસતાઈ શરોદ
ગાવા સારૂં જુઉએ મોકલીછે. તેના મીઠા લલકારથી પાદ
શાહ કોબાદ તથા વજીર નોજર અને બીજાઓની આંખ
માં લેહેર આવેછે અને શાહાજાદાની જુદાઈના ગમથી જે
આંખો લાલ બોટાં જેવી થઈછે તે હવે પીરોજના શરોદથી મી
ઠી ઉંઘમાં પડેછે.

આ ગમી અને સેતમની વચે તેઓ ઉધમાં પડીયા તે
સારૂં થયું કે માઠું? તેઓને આસાએસ અને રાહાત
થઈ કે ખરાબી અને નુકસાંન!

એ સવાલનો ખોલાસો પણ આગળ ચાલતાં થશે.

---

## પરકરણ ૫ મું.

## તેહેમતન.

કોબાદ અને તેનાં મસલતીઆઓ નોજવાંન તેહેમત
નને મુએલો સમજેછે પણ તે ખરેખર મુએલો નથી.

આ બાપ બેટાની જુદાઈ માતર જાદુઈનું પરીનામ છે.

એ શાહાજાદો પણ સલામત છે. મગર જુઉનાં હુક
મથી પીરોજે તેને ખડકનાં બીજાજ ભાગ ઉપર ઉતારયોછે.
આગળ આપણે જણાવયુંછે કે પોતાની સુંદર બેટી ગુલના
રને માટે આ પાદશાહી બારકસ માહેલા એક જવાંમરદ
ઉપર જાદુગર જુઉનો ડોળો પેઠેલો હતો. તે જવાંમરદ આ
જાબુલી શાહાજાદો તેહેમતન છે.

તેહેમતન એક સીકલે સોવામનો, બદને બાહાદુર, મ
ગજે ચાલાક, અકલે પુરો, હીમતે સુરો, અને તદબીરે તઈ
આર જવાંન અને જોરેમંદ શાહાજાદો છે. તેનું પોહોળું
કપાલ, તેનો શુંદર ચેહેરો, તેની પેહેલવાંની બાજુ, તેનું સી
ધું કદ, તેની ખીલેલી છાતી, એ સઘળું મનમોવન હતું
અને હથીઆરો ફેરવવાની તેની હીકમત, વાતચીતની તે

ની અંદા, વીચારે પોંહોંચાડવાનું તેનું દાહાપણ એ સઘલી ઉતમ કેળવણી અને કવાય્દની નીશાંન હતી.

માટે જારે મતલબીઓ અરજાસપ, તેનો જાલેમ જાબુલી પડોશી કોબાદ, તેનો ટરકટીયો ભાઈ કાવે અને બીજાઓ ઘસડાતા ઘસડાતા કીનારે લાગા, તારે દરીઆવનાં ઉછલંતા મોજાઓની સાથે એક પીલતનની મીશાલે લડતો આ સુરો શાહાજાદો પણ તેજ વખતે કીનારાનાં બીજા ભાગ ઉપર આંવી પુગો હતો.

તે એકલો અને અટુલો હતો. આ દરામણાં ખડકથી તે અનજાંનો હતો. કસા પણ હથીઆરોની મદદથી તે બેનુશીન હતો. પઈસા ટકા ઈઆ જર જેવરથી તે ખાલી થયલો હતો. પોતાનાં બાપ કાકાથી દુર પડયો હતો. પોતાના વતનથી ગોયા-દેશનીકાલ-હતો. એવી હાલતમાં આ ખડક ઉપર કેમ નીભાવ થશે તેનાં તે અંદેશામાં હતો.

પણ એક વાતની તેને મોટી અચરતી ઉપજી હતી. પાણીમાંથી તરી આવવા છતાં તેને જરા હાની પોંહોંચી નહી હતી. નહી તેનાં બદનને થાક લાગી હતી, નહી તેનાં કપડાંને જરા અલવલ આવી હતી, નહી તેનાં બાલ વટીક ખોલાયા હતા. પણ ઓર પોતાની જે બેહેનને તે પરણાવા ગયો હતો અને જાંહાંથી પાછા ફરતાં આ તોફાંન લાગુ હતું, તેનાં લગનને વખતે તે જેવો શુંદર અને સોભાએમાન દીસતો હતો, તેથીબી વધારે શુંદર અને ભપકાદાર આ મોહોતને કાંઠેની મંજલ કાપવા પછે તે રહયો હતો.

વળી કીનારા ઉપરથી જરા દુર નજર કરતાં તેને એક બીજો મોજેજો જોવાથી વધારે અચરતી ઉપજી જે દરીઆવની વચે ઉગેલું એક ઉજડ ટાપુ દીસતું હતું, તે ઉપરતો હલીઆરી ભરેલી લીલોતરી થાકેલાં જીગરને તાજગી બખશવા માટે ઉગેલી હતી. તરેહવાર સુગંધી ફુલોએ આસપાસની જમીનને રંગબેરંગી કીધી હતી તથા માવાદાર ફલોનાં જુમખાદાર લુલખોનાં ભારથી નમી પડેલાં મોટાં દરખ્તો ગોયા આ ભુખા શાહાજાદા ઉપર આશક થઈ તેને પોતા તરફ નોતરતાં હતાં.

આ તલેસમાતી ટાપુ ઉપર આફરીન કીધા પછે તથા પોતાને પેટ ભરતાં ફલો ખાઈને ખોદાતાલાપર શોકરગુજારવા પછે વળી એક તરીજો મોજેજો શાહાજાદા તેહેમતનનાં જાંણવામાં આવયો. જે ઠંડો, ધારો, મીઠો આસમાંની રાગ કોબાદ, અરજાસપ અને તેના રસાલાએ સાંભલેલો ઉપર જણાવયોછે, તેવોજ મીઠો અને મનમોવન શરોદ આ શાહાજાદાને કાંને પણ આવવા લાગો.

પેલીજ ઉદ્યોગી અને ચપલ પરી પીરોજનો એ પણ શરોદ હતો. તે બેમાલુમ રીતે શાહાજાદા તેહેમતને માંથે હવામાં ઉડતી અને ભટકતી હતી તથા પોતાના કોએલ સરખા કંઠથી બુલબુલનો શરોદ કાહાડી તે શરોદને ભેરવનાં ઠંડા સુરમાં પોતાના હાથ માહેલાં એક વીણનાં ખુશનોમાં આવાજ સાથ મેલવતી હતી.

તફાંવત એટલોજ હતો કે પીરોજનાં પેહેલાં ગાએણથી કોબાદ, તથા અરજાસપ, તથા નોજર તથા તુસ તથા દારાબ ઉંઘમાં પડયા હતા, તારે તેહેમતન એ શરોદથી વધારે જાગરૂત રહયો અને જેમ જેમ એ ગગનનો ફરેસતાઈ આવાજ દુર ચાલવા લાગો, તેમ તેમ તેપર કાન ધરીને તેહેમતન પણ તે ખુશ આવાજની બોરફુએ તેની પુઠેપુઠ ઘસડાતો ગયો.

એ રીતે પરી પીરોજ પોતાના આ શુંદર શરોદથી તેહેમતનને પોતા તરફ તાંણવા તથા ખેંચવા આવી હતી અને તેના આવાજને ભોમીયા તરીકે લઈ તેહેમતન પણ યાહોમ ચાલવા લાગો. લીલોતરી ભરેલાં ખેતરો, દીલબાગ કરનારા બાગો, બેહેસત સરીખાં મેદાંનો અને જાહાડોથી ભરપુર ટેકડીઓ તથા ખીણો પરીનાં પેઆર ભરેલાં ગાએણ ઉપર લોભાઈને તેહેમતન કુદાવા લાગો.

એમ કરતાં તે એક ગોફા તરફ આવી લાગો અને તાંહાં વળી તેણે એક ચોથો મોજેજો જોયો, તે એકે—એક આદમીની સુરતનો બુજરગ અને પરહેજગાર પીર મરદ, બરફ સરખી દાહાડીવાલો, ફરેસતા સરખા નુરવાલો અને બાહાદુરી ભરેલાં તનવાલો, તરણ પગનાં એક પાટલા ઉપર બેઠો હતો અને તેનાં ગલાંમાં પેઆર ભરયા હાથ નાંખી એક કોમલ, જવાંન, કુમલી પણ પરી ચેહેરેની નાર નાંજ અને નખરાંથી બેઠેલી હતી.

તે માહાતાબ ચેહરાની જવાંન પુતલી ગોયા ખુદરત પોતે હતી. તેનાં બદનની સુગંધી લપટ આગળ બાગો અને ફુલોની લપટ ધંકાઈ ગઈ હતી, તેનાં ચેહેરાની ખુબસુરતી અને હોસાંન આગળ આફતાબ અને માહાતાબ લજવાઈને વાદલાંઓમાં મોહો છુપાવતા હતા, અને તેની જવાંનીના બાહાર આગળ ગોલાબ અને ચંમેલીની ખીલતી કલીઓનો બાહાર કુચ બીસાદમાં નહી હતો.

આ તલેસમાત તેહેમતનની છાતીને અચરતીથી દંગ કરનારો હતો. તે દરીઆવમાં ડુબીને દુનીઆથી બાતલ થયો કે શું ! અથવા બેહેસતનાં કોઈ એવાનમાં તેનું આવવું થયું કે શું ? અથવા આ યજદાંન પોતે અને તેની પેદા કરેલી ખુદરત પોતે હતી કે શું ? તેની તેને કસી સમજ પડી નહી.

એ ગોફો આપણા જુઉ જાદુગરનો હતો, આ બુજરગ આદમી તે જુઉ પોતે હતો અને તેની પાસે બેઠેલી નાર તે તેની ગુલજાર બેટી ગુલનાર હતી.

ગુલનારને જોઈને જેટલો તેહેમતન અચરત થયો, તે કરતાં વધારે અચરતી એ સાદા દીલની શાહાજાદીને ઉપજી હતી. જંજાલ અને જુલમાત ભરેલી દુનીઆથી દુર તે આ એકાંત ગોફામાં બચપણથી ઉધરી હતી, માટે પોતાનાં બાપ સીવાએ બીજા કોઈ મરદને તેણે દીઠો નહી હતો. તેવી હાલતમાં આ મરદાંને મરદને જોઈને તેનાંપર નાજુક ગુલનાર એકદમ મોહીત થઈ ગઈ અને એ મરદ તરફ મોહોબત અને માયાનાં જોસ ભરયા ધપકારા એ શુંદરીની છાતીમાં ચાલવા લાગા.

માટે જારે તેનાં બુઢા બાપે તેને પુછયું કે "તારી આંખોનાં પદડા ઉપરની કોરને ખસેડી જો, કે તને શું દેખાય છે ?" તારે ગુલનારનો પેહેલો જવાબજ એ હતો કે "એ શું છે ! એ કોઈ ફરેસતો છે ! ઈઆ કોઈ પરીજાદો છે !"

પણ તેનાં બાપે તેને ખાતરી કરવા માંગી કે "એબી આપણી મીશાળે ખાયછે, પીએછે, ઉંઘાયછે અને આપણી જ મીશાલે તેને પાંચે ઈંદરીઓ આપેલીછે."

હજીબી ગુલનાર વીચારેછે કે "તે કોઇ ખોદાઈ જીવ જંત છે, કેમકે ખુદરતી જીવજંતોમાંથી એવું ઉમદા મેં કદી જોયું નથી."

બીજા હાથ ઉપર તેહેમતન વીચારેછે કે "હું જે ફ રેસતાઇ ગાએણ સાંભલું છઉં તે ખચીત આ પરીને લાગ તું વલગતું હશે. અને એની શેવામાં રાત દાહાડો ચાલ તું હશે."

આ અજાયબીનાં ઝાહા સાગરમાંથી કોઇબી રીતે છુ ટકો કરવો જોઇએ અને અલબતાં આવે સાંટકે ઓરત કરતાં મરદ પેહેલાં બોલવાની હીમત કરેછે. મારે તેહેમતને ગુલનારને સવાલ કીધો કે "અગરજો તું નાજનીન આ ગોફાની રેહેવાસણ હોયતો આ મારી અરજ બાહાલ રાખ અને કેહેકે આ અનજાંની જગામાં મારે શી રવેશે ચાલવું જોઇએ ? તું નામવર કોણ છે અને આદમ જાત છે કે ફ રેસતો છે ?"

ગુલનાર ગમે એવી નાજુક અને મરીઆદાવાલી હતી, તોપણ ઠાલી શરમ અથવા ખોટી છીટ તેનામાં નહી હતી. મલાહેજો શું તે એ શુંદરી સમજતી હતી, પણ મરીઆદાને નામે મરદને જવાબ નહી દેવાનું અપમાન કરવાની શે હેરની ઓરતોની રીત પોતાના ગોફાના એકાંતપણામાં તે શીખેલી નહી હતી. તેણીએ હીમતથી જવાબ દીધો કે "સાહેબ, હુંબી એક આદમી છઉં, મારે તમારે અજાએબ થવાનું કારણ નથી."

પણ તેહેમતનનેતો વધારે અચરતી પેદા થઇ. આ પરીચેહેર ઓરત માનવી જાત હતી એટલુંજ નહી, પણ વળી તેહેમતનની પોતાની ભાશામાં વાત કરતી હતી અને તેનીસે વધારે વાત કરવાને તેહેમતન લલચાયો હતો.

મારે તેહેમતન બોલયો કે "ઓ ! હો ! તું નેકજાદ મારીજ ભાશામાં ગોફતેગો કરેછે, તો જોકે મારાં વતનથી તો દુર વસેછે. આહા ! તેજ મારાં વતનમાં અને મારી ભા શા બોલનારાંઓમાં હું સઉથી સરસ આદમી ગણાતો હ તો, પણ તોફાંનનાં વમલમાં તણાતો હું હીઆં કુદરતજ આવી પડયો છઉં, પણ તોબી હું આવી ફરેસતાઇ જગા માં સલામત આવયો એ મને મોટો દીલાસો છે."

ગુલનારને આ બેગાના મરદનો એકેક બોલ તેનાં દી લમાં દયા ઉપજાવનારો હતો. તેની નાંજુક ચશમોમાં તે હેમતનનાં ગમને મારે આંજુના કતરા વેહેતા હતા અને તે ની નીરદોશ છાતી એ જવાંનની દેહેસતથી દુખી હતી.

પણ આ વખતે તેનો પાદશાહી બાપ જાદુગર જુઉ હાજર હતો, તેણે શું કીધું ? શું સઘલો તમાસો તેણે આં ખમીચીને જોયા કીધો ?

તેહેમતનને ખાતરતો તેણે તોફાંન ઉઠાવયું હતું, અને તેણે ગુલનારને ખાતરતો તેહેમતનને હીઆં બોલા વયો હતો.

તોપણ તેહેમતન તરફ જુઉની વરતણુક જુદીજ કીસ મની હતી. ગુલનાર અચરત થતી કે "મારો બાપ આ શાહજાદાનાં દુખોનાં હેવાલથી પીગલતો કેમ નથી ? તેનાં [illegible] નથી ?" મારી નજરે પહેલો આ [illegible] મારી મોબતને ભડકાવનારો તે પે હેલ વેહેલોજ મરદ છે. હું ચાહું છઉં કે મારો મેહેરબાં ન બાપ મારીજ આંખે તેને જુવે."

પણ ઓર જુઉએતો તેહેમતનનાં તરફ મોટા ડોલા કાહાડયા અને જેબી વાત કરવા લાગો તે ઘણાજ ભપકા ભરેલા, હુકમનાં જેવા, ગંભીર આવાજે કરતો હતો.

તેહેમતને શેવટે ગુલનારને પોતાની ખાએશ જાહેર કીધી કે "અગરજો તું નાજનીન કુંવારી હોય અને તા રી મોબત કેથે બાહાર આપી નહી હોયતો હું તુને જાબુ લસતાંનની રાંણી બનાવશ."

પણ આ શબદોથી નાઇફ જુઉનો ગોયા પીતો ઉછ લી આવયો. "ચુપ રેહે, ઓ બેગાના મરદ હું તુને હુક મ કરૂં છઉં કે મારો હુકમ સાંભલ. હું તારી ઉપર એવું તોહોમત મેલુ છઉં કે આ ટાપુ જેનો હું સાહેબ અને ધણી છઉં તે ઠાગાથી મારી પાસેથી છુતી લેવા સારૂ તું એ ક છુપા જાસુસની મીશાલે વગર રજાએ હીઆં આવયોછે."

નીરદોશ ગુલનારને પોતાનાં બાપની આ ધમકીથી ઘણું દુખ લાગું. તે બોલી કે "આવાં એક પવીતર મં દીરમાં કસી બુરાઇ વસી શકે નહી. અગરજો સેતાંનીઅ ત ભરેલી ચાલ આવા શુંદર મેહેલમાં વાસો કરેતો, નેકી તેમાં દાખલ થવાનો ખચીત કોશેશ કરે."

પણ જુઉતો મજબુત રહયો. તેણે પોતાની શાહા જાદીને ધમકાવી કાહાડી કે "ચુપ છોકરી, તું આ બેગા નાની પખશ નો ખેંચ." અને શાહાજાદાને કહયું કે "તું એક ઠગારો છે. હું તારી ગરદન અને પગને સા થે જોડીને તને બોરામાં ઘાલશ. તારા ખોરાક તરીકે જા હાહોની છાલ, અનાજનાં છલાં અને ફલનાં ખાલી કોટલાં તને મલશે તથા પીવા માંટે તને દરીઆવનું ખારૂ પાંણી મલશે."

તેહેમતન બીહીને દબી જાય એવો નહી હતો. તે ણે હીમતથી જવાબ દીધો કે "મારો દુશમન વધુ બલથી મને કમજોર કરે તાંહાંસુધી હું મારી બનતી શકતીથી સાં મો થવશ."

એમ કહી તેહેમતને તુરત પોતાની તલવાર મેઆનં માંથી ખેંચી કાહાડી.

આ કીનાનુ હથીઆર ગુલનારે પેહલ વેહેલુંજ દીઠું અને તેની રૂપેરી દીપકથી આસપાસ ઓલા પડવા લાગા. તે વચે પડીને બોલી કે "ઓ વાહાલા બાપ, આ ભલા ર રહસથ તરફ લુંડાઇ નો બતાવ."

જુઉના હાથમાં તલવાર કરતાં એક વધારે જોરેમંદ હથીઆર હતું. તે તેની જાદુઇ લાકડી હતી. તે લાક ડી દેખાડીને બોલયો કે "હેમક, તારી તલવાર ઈઆ અ રહીને આ લાકડીનો ટૂકડો તોડી નાખશે અને તને હથ આર વગરનો બનાવશે."

ગુલનારે હજી પોતાની આજીજી જારી રાખી કે— "મેહેરબાંન પદર આ જવાં મરદને જતો મેલ. હું તેની જાંમીન થવશ."

જુઉનો જોસો વધતો ગયો. તે બોલયો કે "નાદાં ન છોકરી, તું એકબી વધારે શુખન મોહોમાંથી કાહાડશે તો મને અગર ધીકારવાની નહીતો ખચીત ધમકાવાની

ફરજ પાડશે. શું તું મારૂં પોતાનું ફરજંદ એક ઠગારાની હીમાએત કરશે! બેવકુફ, શું આખી દુનીઆંમાં એજ જ વાંન આવો ચેહેરો અને આકાર ધરાવેછે! નાદાન, દુનીઆંને દરમેઆંન એવાતો કાંઈ ખુબશુરત મરદ નહીં પણ બદસુરત, એબીએલ મરદ ગણાયછે."

પણ ગુલનારની મોબત મકમ હતી. તે બોલી કે "મારી મોબત કદાચ ઉતરતી હુશે, તોપણ એથી વધારે લાખેક મરદનો મારી એ મોહોબતને લોભ નથી."

અંતે જુઉએ પોતાની જાદુઈ લાકડી ફેરવી. તેહેમતનનાં સાંધેસાંધા ઢીલા થઈ ગયા અને તેનું સઘલુ કુવત બુમગી હાલતમાં આવી ગયું.

તે બોલયો કે—"મારા બાપને મેં ખોહયોછે, મારાં વતનને મેં ખોહયુંછે, તે દુખમાં વળી તું મને દમ ભરાવેછે અને તારાં કુવત આગલ મારાં કુવતને મેં ખોહયુંછે, તોપણ મારાં કેદખાનામાં જો હું આ મનમોવન અબલાની શુરત દરરોજ જોઉંતો એ સરવે દુખ મારે મનસે હલકુ છે. અગર દુનીયાંનું દરએક ખુણું મારી સાંમે બંધ કરવામાં આવે, તોપણ આવાં એક કેદખાનામાં આ બાંનુની હાજરીથી હું એમજ સમજુશ કે મને પુરતી મોકલાશ છે."

જુઉ પોતાની ધમકી પાલવા વગર રહયો નહીં. પણ નીરદોશ ગુલનારે તેહેમતનને જતાં જતાં વટીક હરૂસે કહયું કે "ભાઈ, તું ધીરજ રાખજે, અને બીહીતોનાં. મારો બાપ મોહોડાં ઉપર જેવો કઠણ દીલનો દેખાયછે તેવો ખરેખર નથી. એવણનો ખવાસ ઘણો માયાલુ છે. પણ હમણાજ તેવણમાં કાંઈ અજાએબ જેવો ફેરફાર થયોછે."

અને એ રીતે આ ખુશનોમાં ખડક ઉપર તેહેમતન એક જાદુગરની જાદુઈ હેઠલ સપડાઈનિ બંદીવાંન તરીકે બેદીમાં પડયો.

—ooo—

## હોનર.



સરસવતી અથવા વીદીઆનું એક નાહાનું ચીતર પેઆરાં વાંચનારાઓને ગયા અંકમાં ભેટ કરવા પછે હવે વીદીઆનું ફરજંદ જે હોનર છે તેનું એક ચીતર આજ દીને અરપણ કરીએ છઈએ. સરસવતી દેવીએ પોતાનાં બાલક આ હોનરનાં પરીયાંને જનમ આપયોછે અને એ બે મા દીકરાં વચ્ચે એટલો અતલગનો સંબંધ છે, તેઓ એકેક સાથ એટલાં જોડાયલાંછે કે આપણ માણસ જાતને તેમની એકસરખી મદદની જરૂર છે તથા આપણને તે એકસરખા ઉપયોગનાં છે. માટે જેટલું આપણે સરસવતી માતા ઉપર ધેઆન આપીએ તેટલુંજ ધેઆન હોનરનાં આ દેવ અથવા પરીયાં ઉપર પણ આપવું ઘટેછે.

વીદીયા પેહેલે અને હોનર પછે થાયછે. વીદીયા વગર હોનર જનમ પાંમી શકતો નથી, માટે સરવે હોનરની આગમચ વીદીયાની હસતી જરૂરની છે. પણ બીજા હાથ ઉપર વળી હોનર વગર વીદીયા નકામી જેવી છે, એટલુંજ નહી પણ જેમ હોનર ખીલેછે તથા વધેછે, તેમ વીદીયાની પણ વરૂધી અને આબાદાની થાયછે. જેમ જેમ હોનર ખપમાં તથા ઉપયોગમાં આવતો જાયછે, જેમ જેમ હોનરની મદદથી નવી બનાવટો, નવી કલાઓ અને નવી કારીગરીઓ બનતી જાયછે, તેમ તેમ નવી ખામીઓ, નવી મુશકેલો તથા નવી હાજતો નીકલતી જાયછે અને તેમને માટે જોઈતા નવા હોનરને જનમ આપવા સારૂં નવી વીદીયાની શોધ ખોલની જરૂર પડતી જાયછે.

વીદીઆ અને હોનર વચેનો સંબંધ સમજવા પછે હવે તે બે વચેનો તફાવત જાણવો જોઈએ છે. વીદીઆ ગોયા નજરને બેમાલુમ છે, હોનર દરશટીને દીસતો છે. વીદીઆ ગોયા બીઉંછે અને હોનર તેનું જાહાડ છે. વીદીયા ગોયા મગજમાં છે, અને હોનર હાથ પગમાં છે. વીદીયા ગોયા કામ દેખાડેછે, અને હોનર કામ બજાવેછે. વીદીયા ગોયા કાગળ ઉપર છે, અને હોનર હસતી તથા અમલમાં આવેછે. વીદીયા ગોયા રાજા છે, અને હોનર તાબેદાર પરજા છે. વીદીયા ગોયા એક બેમુલુ રતન છે અને હોનર તેને જાલવી રાખવાની દાબડી છે. વીદીયા ગોયા ફરેસતો છે અને હોનર જે ચીજ ઉપર ફરેસતો મવકલ હોય તે ચીજ છે. વીદીયા ગોયા ખોદા પોતે છે, અને હોનર તેની ખુદરત છે.

આદમી આ દુનીયાંમાં નાંગુ અને લાઈલાજ અવતરયુંછે. જાંનવરોની હાજત પાક પરવરદેગાર પુરી પાડેછે, પણ માનવીની હાજતો પુરી પાડવાનું તેના પોતાની ઉપર રાખયુછે. એટલા માટે માણસજાતને તે કીરતારે કામ કરવાના હાથ પગ અને વીચાર કરવાને મગજ આપયુંછે, જે મગજમાં અકલનુ ગોહેર વસેછે અને હાથ પગમાં અકલનાં હુકમો બજા લાવવાની શકતી વસેછે. એ ઉપરથી મેહેનત કરીને પોતાની ભુખ મટાડવા સારૂં ખોરાક, પોતાના બદનને ગરમી તથા સરદીથી ઢાંકવા સારૂં વસતર, પોતાના કબીલાને સલામત રાખવા સારૂં ઘરબાર ઈતીઆદી તેને પોતાનીમેલે મેલવવું પડેછે. માંટે આદમી જનમ લેતાંજ પોતાની હાજત પુરી પાડવા ઉપર મંડેછે, જેમ જેમ શોધ ખોલ કરેછે, તેમ તેમ નવી નવી ભુલો કરેછે, તથા જેમ જેમ ભુલો કરેછે તેમ તેમ નવી નવી શોધોને જારી રાખી ભુલોને શુધારેછે.

એ રીતે દુનીયાંની શરૂઆતથી આજશુધી આ સંસારની રચના ચાલુજ છે. માણસ પોતેતો આ દુનીયાંમાં બે ઘડીનો એક મુસાફર અથવા પહરોણો છે, પણ દુનીયાંની હદ દીસતી નથી, માટે દરએક આદમી પોતાની હાજત પુરી પાડતાં જે અજમાશ મેલવતો જાયછે તે દુનીયાંની અજમાશ ગણાયછે અને જેમ દુનીયાં જુની થતી જાયછે, તેમ અજમાશના પડ ઉપર પડ વધતાં જાયછે. એ સઘલી અજમાશની નોધ અને ધડાને વીદીયાનું નામ આપયુંછે અને તે સઘલી અજમાશને આપણી હાજતો પુરી પાડવા માટે ઉપયોગમાં લેવા તથા અમલમાં આંનવાના કામને હોનરનું નામ આપયુંછે. એ સઘલો વીદીઆ અને હોનર વચેનો તફાવત છે.

માટે હોનર સરવે હાજતો ઉપર સરદારી ચલાવેછે. જીંદગીનાં દરએક કામમાં, દરએક દગલે દગલે અને દરએ

ક પલેપલ હોનર જોઈએછે: રેહેવા; વસવા, ઈઆ આવજાવ કરવાનાં સઘલાં કાંમોમાં—ખાવા, પીવા, ઈઆ પેહેરવા હોઢવાનાં સઘલાં કાંમોમાં—હોનર; હોનર, હોનરજ હાજર છે: જમીનની અંદરથી ધાતુઓ ખોધી કાહાડવામાં અને જમીનની ઉપરથી ફુલફુલ તથા વનસપતી ઉગાડવામાં—ધાતુના વાસણો, હથીઆરો તથા ઓજારો બનાવામાં અને જાહાડપાંણુમાંથી ખોરાક ઈઆ પોશાક બનાવામાં—પેહેલેથી છેલે શુધી દરએક કામમાં તરેહવાર હોનરની મદદ લઈએ છઈએ. સુથારની વખારમાં અને લુહારની ભઠીમાંજ નહી, પણ બબરચીની રાંધણીમાં વટીક હોનર જોઈએછે. કપડાં વણવા, કાગળ બનાવા, ઈતીઆદી બેસુમાર કારખાંનાઓ હોનરથીજ ચાલેછે. ટુંકમાં માણસ જીવેછે તે હોનરથીજ છે, અને મરેછે તે જોઈતા હોનર વગરજ મરેછે.

પણ માણસની હાજતો પુરી પાડીને હોનર સબુરી પકડતો નથી. હાજતો પુરી પાડવા પછે સણગાર અને સોભાનાં કાંમ એ ખુશનોમાં પરીઉં બજાવી આપેછે. ચીતાર, નકસી, કોતરકામ, વણત, ભરત, એ સઘલું એવા ઉંચા હોનરમાં આવેછે. જંગલી અને સુધરેલાં, માણસ વચેનો સઘલો અંતર એ ઉંચા, સોભાનાં હોનરોથી છે. ખભરાયલા, કરદા, કરૂર, તોછડા, ઘાટકી આદમીને નરમ, મીઠો, સુમારો, સોભતો, દયાલુ બનાવનાર એ ઉંચા હોનરો છે. માતર હાજતો પુરી પાડવાનીજ હોયતો જંગલી આદમીની હાજતોબી પુરી પડેછે. પણ પછે મગજને ખીલવનારા, ઈંદરીઓને આનંદ પમાડનારા, આંખને તાહાડક આપનારા, મોહોડાંની લેહેજત વધારનારા, જીવને શંતોશ આપનારા, તથા અંતકરણને મજબુત રાખનારા ઉંચા હોનરો વચે પડેછે અને તે જંગલીને જંગલીપણામાંથી સુધારામાં લાવેછે. એવી એ ઉંચા ઈઆને સોભા તથા સણગારના હોનરોની ખુબી છે, માટે ચાલો બાઈઓ એ હોનરનાં પરીયાંને આપણે દરએક ઘરના ઉંબર ઉપર વધાવી લઈએ.



## પેટનાં મરજો:

પેટનાં મરજો તરેહવાર જાતનાં હોયછે, તરેહવાર નામે ઓળખાયછે અને તરેહવાર કારણે પેદા થાયછે. સાધારણ બાદી અથવા બદહજમી પેટનો મરજ છે; ચુંકો અથવા સુલવાયુંબી પેટનો મરજ કેહેવાયછે; મરદો, કબજીઆત ઈતીઆદી પણ પેટનાં મરજોમાં ખપેછે; અતેસારને પણ લોકો પેટનો મરજ કેહેછે અને નાપાક કોલારો પણ એજ વરગનો ગણાયછે. માણસ જાતને થતા દુખ દરદોમાં મોટો ભાગ પેટનાં મરજોનો હોયછે. ખાવા પીવાપર માણસનું ગુજરાન છે અને તે માહેલી બદપરહેજી માણસનાં જીવનો દુશમન છે. તેમજ વળી કેટલાક પેટનાં મરજો જુદાં કારણોથી પણ થાયછે. વાસતે પેટનાં મરજોથી થોડી થાડી વાકેફગારી ધરાવવી એ દરએક માણસની પોતા તરફની ખાશ ફરજ છે:

ખોરાક હોજરામાં દાખલ થાયછે તારથી તે પચેછે અને તેનો રદ ભાગ જાહાડાને રસતે બાહેર નીકલી પડેછે તાંહાંસુધીનાં આખા સાંચાંમાં, માંદો, આંતરડાં ઈતીઆદી જે કાંઈ અવીઅયો છે, તે સઘલામાં કાંઈ પણ બગાડ થાયતો તે પેટનાં મરજનાં મથાલાં તલે આવી શકેછે. બાદી, બદહજમી ઈતીઆદી હોજરાનો રોગ છે. મરદો, અતેસાર, સંઘરણી, ઈતીઆદી આંતરડાંનો રોગ છે. અમાંનનો મરજ પણ આંતરડાં સાથ સંબંધ રાખેછે. હરસ સફરાનો મરજ છે. ચુંકો, સુલવાયું, એ પણ આંતરડાંનો રોગ છે. કબજીઆતમાં પણ આંતરડાંનો કીમતી સાંચો બગડેછે. સફરાનો મરદો વળી જુદો થાયછે. પેટમાં પવન ભરાવાનો રોગ થાયછે તે હોજરાં અને આંતરડાં સાથ નીસબત રાખેછે. જેને લોકો નલનું ફુલવું કેહેછે, તે પણ મોટાં આતરડાંનાં નલનો રોગ છે. અને છેલે "ગાંડ ખીસવાનો રોગ" એવું જે વેંહેંમી નામ આપણા લોકોમાં ચાલેછે, તે કોઈ ગાંડ ઈઆ નાંભીનાં ખીસવા સાથે નહી, પણ ઉપલા અવીઅયો સાથેજ નીસબત રાખેછે.

આ સરવે મરજોમાં ખોરાકની બદપહરેજી મોટું અને મુખીઅ કારણ થઈ પડેછે. માણસ ખાવાને વાસતે જીવતો નથી, પણ જીવવાને વાસતે ખાયછે. મગર ઘણી વાર તે ઉલટુંજ સમજેછે અને જાંણે ખાવાને વાસતેજ જીવતો હોય તથા ખાવું પીવું એજ ગોયા જીંદગીની નેમ હોય તેવી રીતે ચાલવા જાયછે અને તેનું પરીનામ મોડું; ઈઆ વેહેલું ઉપલા મરજોમાં નીવડેછે. ખોરાક પચતો પચતો ખાવાનો છે. હોજરાંમાં જેટલી પાચન શકતી હોય તેટલીજ ભુખ હોયછે, અને જેટલી ભુખ હોય તેટલોજ ખોરાક લેવો જોઈએછે. અગરજો પુરતી ભુખ નહી હોયતો તે વધારવાના ઉપાય કરવા વાજબી છે, પણ ઘણું સરખુ ખાવું એ કાંઇ પુરતી ભુખ વધારવાનો ઉપાય* નથી. પણ ભુખ વગર ખાવામાં જેટલો વાંક છે, તે કરતાં વધારે વાંક પુરતી ભુખ છતાં તેથીબી વધારે ખાવામાં છે. જારે વધારે ખાવાની આપણ વાત કરીએ છઈએ, તારે માતર ખોરાકનો જથોજ વધારે સમજવો નહી, પણ જાત ઈઆ ગુણની બેઅંદાજી ઉપર પણ એજ વીચાર લાગુ પડેછે. ઘણો ગરમ, ઈઆ ઘણો ઠંડો, ઈઆ ઘણો તીખો, ઈઆ ઘણો ખાટો, કોઈબી ખોરાક જેની પાછલ ઘણો વીશેશણ લાગુ પડે તે દરદનું મુલ છે, એમ ચોકસ જાંણવું.

આ ટીકા સાબેત કરવા માટે કાંઈ લંબાંણ દાખલાની જરૂર નથી. બદહજમીથી આપણ શરૂ કરીએતો ખોરાક ખાધા પછે પેટ ભારી લાગેછે, એજ બીનાં કહી આપેછે કે એ મરજને ખોરાક સાથ સંબંધ છે. બેસવાદ મોહોડું, ખાટા અટકાર, ગચકડાં ઉપર ગચકડાં અને છાતીની દાહે એ સઘલું એક હેધી ખાનારને ખાતરી કરવાને બસ છે: સાદી બાદી ઘડી ઘડી થવા પછે તે સદાની થઈ પડેછે અને પછે સાજી થવી મુશકેલ હોયછે. પેટ અને આંતરડાંનાં

નલ ફુલી આવવાનો રોગ પવનેથી થાયછે, પણ તે પેટને ફુલવનારો પવન કીઓ છે ! ઘણીક બાઈઓ ધારેછે તેમ બાહેરની હવા અથવા પવણ કાંઈ પેટમાં ભરાતો નથી; પણ જારે "પવનથીજ" પેટ ફુલી આવે તારે જાંણવું કે તે ખરેખરો પવણ નથી પણ "ગેઆસ" (ઇઆને હવા) છે, જે ગેઆસ ઘણો ખોરાક ખાવાથી હોજરાંમાં પેદા થાયછે અને તે પેટને અથવા નલને ફુલવેછે. ખાટાં ઑટકારો એ "ગેઆસ" ના હોયછે અને પેટ ઠોકતાં ઢોલની મીશાલે વાગેછે તે તેથીજ વાગેછે.

આગલ ચાલતાં કોઠાની કબજીઆતનો મરજ પણ ઘણે દરજે ખોરાક ઉપર આધાર રાખેછે. પચીં અથવા જરી નહી શકે એવો ખોરાક ખાવાથી—જડાઈમાં, ખટાસમાં ઇઓ બીજા ખવાસમાં અથવા જથામાં નહી જરતો ખોરાક પેટમાં જવાથી—કોહો કબજ થઇ જાયછે. કબજ કોઠામાંથી મરદો, હરસ, અમાંન અને એવાજ બીજા મરજો થઈ આવેછે. આંતરડાંમાં રોગ જુદીજુદી રીતે થાયછે. કોઈવાર તે સુજી આવેછે અથવા તેમાં બીજું પડ બંધાયછે, અથવા આંતરડાં ટીલાં અને નરમ થઇ જાયછે, અથવા તે ચીમરાઈ ઇઆ ચપટાઈ જાયછે, અથવા તે ગુંચવાઈ ઇઆ વલ ખાઇ જાયછે, અને એ રીતે કામ કરવાને અશક્ત થઇ પડેછે, તે ઘણું ખરૂં એવા નહી પચતા ખોરાકથી થાયછે, કેમકે તે આંતરડાં ઉપર વધારે બોજો અથવા શકતી નાંખેછે અને તેમાંથી એ અગતનાં સાંચામાં ખલલ થાયછે. સુકો, અતેસાર અને બીજા દુખો એવાં એવાં કારણોથી જનમ પાંમેછે અને તે સરવેનું મુલ ઘણીવાર ખોરાકની બદપહરેજી હોયછે.

હવાનો ફેરફાર, ગરમી, સરદી, ભીનાસ, એ પણ પેટના મરજોના કારણો છે. વળી ઉજાગરો પણ ઘણીવાર માણસને પેટનાં મરજો ઉપર લઈ જાયછે. ભારી ખોરાક ખાધા પછે ઉજાગરો કરવાથી અથવા બદનને થાકવપાથી માદો પોતાનું કામ કરવાને અશક્ત થઇ પડેછે અને તેમાંથી બદહજમી તથા બીજાં દુખો પેદા થાયછે. વળી કસરતની ગેરહાજરીથી પણ પેટનાં મરજો થાયછે. ખોરાક પેટમાં નહી ગયો હોય તેવે વખતે બદનને ઘટતી કસરત આપીને તેને ચાલતું અને તેજી રાંખવું જોઈએછે. પણ આલસુ માણસો સઘલો વખત એક ઠેકાંણે બેસી રેહેવામાં ગુજારેતો બદનનાં સાંધા અને અવીઅયો પણ તેમને લીધે સુસત અને મુરદાલ થાયછે તથા ખોરાક પચાવાનો સાંચો ગોયા કીટાઈ જાયછે, તારે પેટનાં મરજો થાયછે. પણ તેમનું જે મુખીઅ અને સાધારણ કારણ, તેજ માતર ઉપર જણાવયુછે: ખોરાક બેઅંદાજે ખાધાથી ઉપલી ખરાબી કાંઈ થોડી નથી, પણ વલી એજ પેટના મરજો બીજા નઠારા મરજો ઉપર નાખેછે, તે વધારે ખરાબી ભરેલું છે. આખી જીંદગીનો આધાર ખોરાક ઉપર છે, પણ તેજ જો બરાબર પચે નહીતો લોહી, ઇઆ હાડકાં, ઇઆ સાંધા, ઇઆ ગોટલાં ઇઆ નેસમાં કેયેબી બગાડ થવા વગર રેહે નહી અને તેથી જીવ કેટલો જોખમમાં આવી પડે તેનો હેધી ખાનારાઓએ ખુબ વીચાર કરવો જોઇએ?

---

# નીઉયૉરક શેહેર.



અમેરીકા ખંડનાં ઈંગરેજ રેહેવાસીઓએ ઈંગલંડની સતા સાંમે લડાઈ ઉઠાવી સથાપેલાં સવતંતર રાજના મેં "યુનાઈટેડ સટેટસ" નું વેપારી પાએતખત આ નીઉપારક શેહેર છે. દુનીયાની ઉમર સાથ સરખાવતાં અમેરીકા ગોયા એક નાહાનું બાલક છે. એટલે જે એ ખંડ આગળ હસતીમાં નહી હતો એમ નહી સમજવું, પણ તે જાણમાં નહી હતો અને તે પરસીધ થવાને માતર ૧૫૦ વરસ થયાંછે. મગર સુધારો અને ચડતી કળા એક જંગલી મુલકને કેવો આબાદ કરી મેળેછે, તેનો સઉથી સરસ દાખલો એ ખંડનાં ઉપલાં રાજ ઉપરથી મળેછે, જાંહાં પુરતી વસ્તી અને જાહોજલાલી થઇછે, તે માતર એક સદીનો ખેલ છે અને એટલા ટુંક વખતમાં તે એવુંતો બળવંત અને સવતંતર રાજ થયું છે કે આખી દુનીયાનાં સઘલા રાજયો કરતાં સરસ નહીતો મોટામાં મોટાં રાજની બરોબરીઉં તે ગણાયછે.

નીઉયારક એ મોટાં રાજનું મુખીઅ અને વડું વેપારી બંદર છે. આપણું મુંબઈ શેહેર એક મોટું વેપારી મથક છે, પણ બીજા વેપારી શેહેરો આપણા કરતાં કેવાં સરસ પડેલાંછે તે જાણવાની તથા આપણી જાહોજલાલી તથા સુધારામાં હજી કેટલો વધારો થઈ શકશે તે બાબે વીચાર કરવાની એવાં શેહેરની થોડીક તપાસ ઉપરથી આપણને તક મળેછે. યુનાઈટેડ સટેટસનું રાજ ઉપર જણાવવા મુજબ નવુંસવું છે, પણ તેનું આ નીઉયારક શેહેર તેથીબી નવું છે અને સદીઓ તથા જમાનાઓ સાથ સરખાવતાં તે ગોયા આજ કાલનું છે. મુંબઈ શેહેર પણ એજ મીશાળે થોડાંજ વરસ થયાં વધયું છે. અગત કરીને પુરાનું સુરત પડી ભાગા પછે મુંબઈ ખીલયું છે. પણ તેનું મુખીઅ કારણ એ છે કે દરીયાની નજદીકી, મોટું તથા કુસાદે બારૂં, એવાંજ બીજાં જાહોજલાલીના સાંધનો આપણા શેહેરમાં વસેછે અને તેમને નીઉયારકનાં તેવાં સાંધણો સાથ સરખાવાનું કામ ઘણું જાણવા જોગ દીસેછે.

નીઉયારક શેહેર ઉતર અમેરીકાનાં "જોડાઇ ગયલા રાજયો" માં સઉથી મોટું ગણાયછે. તોપણ તેનું કદ અને વીસતાર મુંબઈની બરોબરનું છે. એ શેહેર પણ આપણી મીશાજે એક ટાપુ છે અને ચોમેર દરીયાની વચે હડસન અને ઇસટ નામની નદીઓનાં મુખ આગળ આવે

લુંછે. એ શેહેરનો વીસતાર ૧૪૦૦૦ એકર છે, તથા તેનો ઘેરાવો ૯ માઇલનો છે. તેની વસતી આસપાસનાં કસબાઓની વસતી બાદ કરતાં ૧૮૪૦ માં ૩૧૨૭૧૨ માણસની હતી, તે ૧૦ વરસમાં વધીને ૧૮૫૦ માં ૫૧૫૩૯૪ માણસની થઇ હતી, જે વધારો ઘણોજ મોટો સમજવો જોઇએ છે, અને તારપછેનાં ૨૦ વરસમાં બીજા બે તરણ લાખ માણસ વધેલાં ધારવામાં આવેછે, જેથી ફક્ત નીઉયારકનાં શેહેરની વસતી મુંબઇની તમામ વસતીની બરોબર થઇછે. એ શેહેર તરીકોનાકાર ઇઆને તરણ ખુણાનાં આકારમાં બાંધેલુંછે, રલીઆમણું અને અતીઘણી રચનાં ભરેલું છે.

જોકે નીઉયારક વેપારનું બંદર છે, તથા માલની લાવ લઇજાવમાં મશગુલ છે, તોપણ શેહેરની સોભા અને બાંધણી ઉપર તાંહાં પુશકલ ધેઆન આપવામાં આવયુંછે. તેનો એક એકસ જુનો ભાગ ગલીગુંચીથી ભરેલો છે, પણ તે ઘણો નાહાનો ભાગ છે, અને બાકીનું આખું શેહેર શુંદર રસતાઓથી તથા મોટા મોહોલાઓથી વેંહેંચાઇ ગયુંછે. તાંહાંનો મુખીઅ ધોરી રસતો ૮૦ ફીટ પોહોલો અને ૪ માઇલ લાંબો છે, જેની એ લંબાઇ આગળ મુંબઇનો "મોટો મોહલો" તો કાંઇજ બીસાદમાં નથી. એ આખા રસતાની બેહુ બાજુએ શુંદર દુકાંનો આવેલી છે, જે ભપકા તથા રચનામાં લંડનની અને પારીસની નામીચી દુકાંનોને ટકર મારેછે. વેપારીઓની આફીસ, વખાર, ઈતીઆદીથી છ મોટા મોહોલાઓ ભરાયાછે તથા લોકોને ફરવા હરવા માટે છ મોટા "પરોમેનેડ" ઇઆને જાહાડ પાંન અને રસતાઓ બનાવીને કરેલી ફરવાની જગાઓ કાહાડીછે. નીઉયારકનું મોટું મેદાન ૧૧ એકરનાં વીસતારનું છે. તેમાં "સીટીહોલ" (ટાઉનહાલ) બાંધયોછે, તથા યુનીવરસીટીની ઈમારત એક બીજા મોટા મેદાનમાં બાંધેલીછે અને તે ઉપરાંત બીજા જાહેર બાગો તથા મેદાંનો બનાવેલાંછે.

નીઉયારકની જાહેર ઇમારતો શુંદર અને રોનકદાર છે. "સીટીહાલ" ઘણોખરો સંગેમરમરનો બાંધેલોછે, તેની બાંધણી આપણી ટાઉનહાલને મળતી અથવા યુનાની ટપની છે, તે ઇમારત ૨૧૬ ફીટ લાંબી તથા ૧૦૫ ફીટ પોહોલી છે, અને આખાં રાજમાં તે એક સઉથી સરસ ઇમારત કેહેવાયછે. દલાલોની લેવડ દેવડને માટે બાંધેલી "એકસચેંજ" નામની ઇમારત, તેની વચમાંનાં મોટા અને બુલંદ ગુમબજ સાથે, ૧૮ લાખ ડાલર (૪૫ લાખ રૂપીઆ) ને ખરચે બાંધવામાં આવીછે. અમેરીકનોનો સુરો સરદાર વાશીંગટન, જેણે લડીને તેઓને ઇંગલંડથી સવતંતર બનાવયા, તેને આ શેહેર મધે જે મકાનમાં અમેરીકાનાં પેહેલ વેહેલા પરમુખ તરીકે તખતે બેસાડયો હતો, તે મકાનમાં હાલ કસટમ હાઉસ (માંડવી ખાતુ) રાખેલુંછે, અને તે ઉપરાંત યુનીવરસીટી, કોલંબીયા કાલેજ, અદાલત અને ચોકી એ ઘણી નાદર હવેલીઓ છે. એ ઉપરાંત નીઉયારકનાં પોહોંચખાનાં, પુસતકખાનાં, છાપાખાનાં, ઇસપીટાલો ઈતીઆદી ઘણા જોવા લાએક છે. "આસટન હાઉસ" નામના એકજ પોંહોંચખાનામાં ૪૦૦ ઓરડા છે. નીઉયારકમાં ૧૪૦ દેવલો છે, જેમાનાં સેંટપાલનાં દેવલનો મીનારો ૨૨૪ ફીટ ઉંચો છે. વળી તાંહાં ૬ નાટકશાળા અને બે મોટાં સંગરહસથાંનો છે.

આ શેહેરમાં ૩૦ મોટી બેંકો ચાલેછે. ૬૮ વરતમાન પતરો નીકલેછે, જેમાંનાં ૧૮ પતરો દરરોજ છપાયછે. શેહેરથી ૪૦ માઇલ દુર કરોટન નામની નદીમાંથી એ શેહેરને પુશકલ પાણી પુરું પહોંચે, જેનાં બાંધકામ પાછલ ૨૭ લાખ ડાલર (૬૭ાા લાખ રૂપીઆ) નો ખરચ બેઠોછે. નીઉયારકના બારાંનો ઘેરાવો ૨૫ માઇલનો છે, જેમાં દાખલ થવાના ૩ રસતા છે, અને દરએક રસતાનો મજબુત કીલાઓથી બચાવ કરેલોછે. એ શેહેરમાં ગંજાવર ગોદીઓ અને ધકાઓ બાંધેલાછે, તથા તેમને એટલા ઉંડાં પાણીમાં બાંધયાછે કે મોટાંમાં મોટાં બારકસો છેક ધકાની અડોઅડ પાસે આવીને લાંગરેછે. એ આખાં અમેરીકન રાજના વેપારી બારકસોનો ૦ા ભાગ નીઉયારકને લાગતો વળગતો છે. તે એકંદર ૧૦ લાખ ટનનાં બોજાનાં થાયછે અને તે લીવરપુલ તથા લંડનનાં વાંહાંણો કરતાં વધારે છે.

નીઉયારકની મુખીઅ વસતી દેશેદેશના લોકો ધંધાનેસર તાંહાં જઇ રેહેવાથી થઇછે. અને એ રીતે તાંહાં લોકોની જે આયાત થાયછે, તેવી આયાત આખી દુનીયાંમાં બીજા કોઇ શેહેરમાં થતી નથી. એ આયાત વરસ દાહાડે તરણ લાખ માણસની ગણાયછે, જેમાંનો મોટો ભાગ આયરલાંડ દેશનાં આઇરીશ લોકોનો છે. વસતીના આ મોટા વધારાને લીધે નીઉયારક શેહેરમાં જગાની ઘણીજ તંગી પડેછે અને તેથી વસતીના મોટા ભાગને જમીનની હેઠલ ભોંયરાંઓમાં રેહેવું પડેછે. એવાં ભોંયરાં એ શેહેરમાં આસરે ૧૦ હજાર છે અને તેમાં ૨૦ થી ૨૫ હજાર માણસો વસેછે.

## ઠંડીના દેશ અને આઈસનો ઘોડો.

દુનીઆનાં ઉતર દરૂ તરફનાં ઠંડા મુલકોમાં મગરમછનો શેકાર કરવો એ કેવું મુશકેલ અને મુસીબત ભરેલું કામ છે, તેની થોડીક સમજણ ગયા અંકમાં એ પરાંણીનાં હેવાલ ઉપરથી મળી આવેછે. તે મુલકો તરફ જાંહાં તમામ જમીન બરફથી સફેદ બની રેહેછે અને જાંહાં દરીઆવમાં બરફનાં પાહાડો અને ટેકડાઓ તરતા ફરેછે, તાંહાં મગરમછનો શેકાર કરવા જનારાઓ કેવાં શંકટ ભોગવેછે, તે બાબે ખલાસીને નામે છપાયલો વાંચવા લાએક હેવાલ હેઠલ ઉતારી લઇએ છઇએ. આ ખલાસીનું વાંહાંણ નામે "સમાઇલીંગ લુસી" ઉતરનાં દરૂ તરફ મગરમછ પકડવા ગયું હતું. અલબતાં આપણે ગયા અંકમાં જણાવવા મુજબ મગર પકડવાની ઓરો તથા હજારો ફીટ લાંબાં દોરડાં સાથ બાંધેલા ભાલાઓ તથા દરીઆઇ ઘોડાને મારવાની બંદુકો સઉ અસબાબ તઇઆર હતો અને આ ઠંડા મુલકમાં સલામતી તથા સગવડને માટે કસી ચીજ બકાત રાખી નહી હતી.

એ રીતે દરૂનાં ઠંડા દરીઆવમાં મગરમછની રાહા જોતું આ બારકસ પડેલું હતું, તેવામાં તુતક ઉપર અચબુચ એક ધડાકો થયો અને સઘલાઓ તાંહાં દોડી ગયા. તેઓએ ધારયું કે એકુ મગરમછ વાંહાંણ સાથ અફડયું હશે. પણ નહી. તાંહાંતો માતર તુતકની ઉપરનો એક

મોટ્સ ભાગ ભાગીને ટુટી પડયો હતો અને તેની હેઠલ વાંહાંણુનો એક અમલદાર નામે જાક બંકર દબાઈને મરણ પાંમેલો દેખાયો. તે ઘણો ભેસરાઉ, મીલનસાર તથા સરવેને હલીમલીને ચાળનારો હોવાથી તેની આ હાલત ઉપર સઉ કોઇને ઘણી દલગીરી પેદા થઈ. વાંહાંણુના ડાકટરે મત આપયું કે તે મરણ પાંમયોછે અને વાંહાંણુના માણસો તેનો છેલો સેજદો કરી તેની લાસને દરીઆવમાં દફનાવાની તઇઆરીમાં મશગુલ હતા.

પણ આ ગમભીર કામ ચાલેછે તેવામાં દુરથી મગરમછ આવવાની બુમ પડી, જે ઉપરથી તેને જોતાંવારજ સઘલાં માણસો માઠાં ભાગ્યેગના જાક બંકરની લાસને વાંહાંણુ ઉપર પડતી મેલી પોતાના કામે લાગી ગયા. બોટોને તરતજ પાંણીમાં ઉતારી તથા દોરડાં બાંધેલા ભાલા ઈતીઆદી અસબાબથી તે બોટને લાધીને તેઓ મગરમછ તરફ લઈ ચાલયા. થોડા વખતમાં આખુ મગરમછ એક ખડકની મીશાલે નજરે પડયુ અને બોટો તેની બોરદુએ ગઈ. ખલાસીઓ ભાલા લઈ તઇઆર ઉભા અને પેહેલો ભાલો કોણ ભોકેછે તેની રાહ જોવા લાગા. આ હેવાલનો લખનાર ખલાસી કેહેછે કે મગરનાં કઠણ ચામડાંમાં પેહેલ વેહેલો ભાલો તેણે ભોકયો અને તે તેની ચરબદાર પીડમાં એટલોતો પેસી ગયો કે તેના તાતા જખમને તાહાડો પાડવા સારૂં મગરમછ તે ભાલા સુધાં દરીયાની હેઠે ગયું.

અલબતાં ભાલો મગરની પીઠમાં ખોસાઇ રહયો, માટે ઉપરનાં માણસોએ દોરડું છોડવા માંડયું અને જેમ જેમ વામને વામ દોરડું છોડતા તેમ તેમ મગર એટલી ઝડપથી નીચે જતું કે બોટની બોરદુ સાથ દોરડું જોસથી ઘસાવાને લીધે બોટ સલગી નહી જાય માટે તેનાં ઉપર બીજાં માણસો લાગતાગ પાણી રેડતા હતા. આવે વખતે યાતો મગરમછ બોટની તલે ભરાઈને બોટને ઉંધી વાલેછે, અથવાતો એવાં જોસથી નીચે જાયછે કે તેનાં આંચકાથી ઉપર દોરડું ધરનારાઓ દરીઆવમાં પડેછે. પણ આપણા ખલાસીની બોટને એવી કસી આફત નડી નહી. થોડા વખતમાં તે મગર પોતાનાં નાકમાંથી પાણીનાં ફુંવારા ઉરાડતું ઉપર આવયું અને વળી પાછા ખલાસીઓ તેને નવા ભાલા ભોકવા સારૂં તઇઆર થયા.

પણ થોડા ભાલા ભોકયા, નહી ભોકયા, એટલામાં એક નવી આફત આવી નડી. મગરમછે પોતાનાં ગંજાવર પુછડાંથી એક એવીતો છાપટ મારી કે તરણડે બોટો એકદમ ઉંધી વળી ગઈ અને તેમાનાં સઘલા માણસો પાણીમાં પડયા. આવા ઠંડા દરીયાવમાં પાણીમાં પડવું તે ગોયા સીજાઇ રેહેવા સરીખું હતું, પણ વળી મગરમછ જેવા રાખશી જનાવરની પાસેજ પાણીમાં પડવું એ વધારે મોટી આફત હતી. કેટલાક જીવડાઓ જે નીચે ગયા તે પાછા ઉપર આવવા પાંમયા નહી. આપણા આ હેવાલ લખનાર ખલાસીએ પણ પોતાનાં જીવની આશા મેલી, પરંતુ સારાં ભાગ્યેગે થોહોક વખત સુધી તરફડયાં મારતો તે સપાટી ઉપર આવયો. જારે તે ઉપર આવયો તારે લગાર અસુરૂં થઇ ગયું હતું. જેટલાં માણસો બચયાં તેટલાં પાછાં બોટોમાં ચહડી બેઠા હતાં અને બાકીનાઓને મુવેલાં સમજી તેઓ વાંહાંણુ તરફ રસતો લઇ ચાલયાં હતાં.

તેઓને ઉતાવલમાં પાછા ફરવાનું બીજું કારણ એ હતું કે દુરથી આકાશમાં એક મોટાં તોફાંનની નીશાંનો નજરે પડતી હતી. આસમાન અને દરીઆવ વાદલાંઓથી શીહા બનયો હતો અને દરીઆવ ઉછાળા મારતો હતો, માટે તોફાંન આવી લાગે તેની આગમચ આ બોટો દુર ઉભા રાખેલા વાંહાંણુ તરફ પોહોંચવાની ઉતાવલમાં પડયા હતા. આપણો થાકેલો અને હાંફતો ખલાસી જારે સપાટીપર આવયો તારે તેણે તે બોટોને છેક દુર ગયલી તથા પોતાને પાછળ પડી ગયલો જોયો. તેણે પોતાનું ઘાંટુ ફુટે એટલી મોટે બુમો મારી, પણ પવન બીજી બોરદુનો હતો એટલે તેની બુમનો આવાજ બોટો તરફ જવાને બદલે ઓર પાછલી ગમ ગયો અને આપણો ખલાસી બીચારો મગરમછની બોરદુએ આ દરામણાં દરીઆવમાં એકલો રહી ગયો.

તેને દર પલે તરેહ કીસમની ધાસતીઓ નડતી હતી. કદાચ મગરમછ તેને મારી નાખે, કદાચ દરીઆઈ ઘોડા નામનું જે ભયંકાર જાનવર તે દરીઆવમાં વસેછે, તે તેને મારી નાખે. કદાચ બરફનાં જે પાહાડો તે દરીઆવમાં તરેછે તેમાંનો એકું પાહાડ તેનાં બદન ઉપર પડી તેને કચટી નાખે. આ સરવે મુસીબતો જેની દર પલે ધાસતી હતી, તેની વચે આપણા ખલાસીને એક વાતથી ધીરજ આવી અને તે એકે જે રાખશી મગરમછ તેની બોરદુએ પડેલું હતું અને જેનાં બદનમાં તેણે પોતાને હાથે ભાલા ભોકયા હતા, તે જીવતું નહી પણ મુવેલું તરતું હતું. સાંમેથી તોફાંન વધતું અને નજદીક આવતું હતું તથા જીવ બચાવાનો કાંઈ પણ ઉપાય કરવાનો હમણાજ વખત હતો.

માટે યાહોમ હીમત કરી, મગરમછની પાંખને મજબુત વલગી રહીને આપણો ખલાસી એકદમ તેની પીઠ ઉપર ચહડયો. અલબતાં પવન, વરસાદ અને ગાજવીજની ધાસતીતો તેને જેવીને તેવીજ હતી, તોપણ દરીઆવમાં ડુબી જવાની એક ધાસતીમાંથી તે બચયો કેમકે આ મગરમછની પીઠ ઉપર ચઢી બેસવું તે એક ટાપુ ઇઆ ખડક ઉપર સલામત ઉતરવા બરાબર હતું. તોફાંનતો વધવા લાગું. પવનનાં મોટા મોટા સુસવાટા નીકલયા અને જે વખત જાયછે તેમાં દરીઆવમાં ઉડી જવાનો તે અન્દેશો કરવા લાગો. પણ તેવામાં વળી તેનો એક મોજેજા સરખી રીતે બચાવ થયો. તેણે જોયું કે પવનનાં જોસને લીધે બરફનાં મોટા મોટા કકડાઓ એક જગોએથી બીજી જગોએ પાણીની ઉપર દોડયા જતા હતા. માટે તેણે એવા એક કકડા ઉપર ચહડવાનો ઠરાવ કીધો. મોત આવવાનું હશેતો મગરમછની પીઠ ઉપરબી આવશે, તેનાં કરતાં બરફનાં ખડક ઉપર બેઠાથી કેથેબી નીકલી જવાશે.

આવો વીચાર કરેછે તેવામાં બરફનો એક મોટા કદનો ખડક તેની આગળ આવયો અને એક કુદકો મારી આપણો ખલાસી તેનાં એક કંગુરા ઉપર ચઢી બેઠો. તેણે ગોયા આ ઠંડા પાહાડને પોતાનો ઘોડો બનાવયો અને જેમ પાણીની સપાટી ઉપર વાંહાંણુ માણસને લઇ ચાલે તેમ આ તેને મનસે આઇસનું વાંહાંણુ મળયું. પણ હી

આં વળી એક નવું શંકટ નડયું. બરફનો એક ગાંગડો થોહોવાર હાથમાં રાખી નહી શકાય, તો બરફનાં એક તરાપાની ઉપર બેસી કેમ શકાય ? થોડા વખતમાં આપણો મુસાફર ઠંડીથી હીકરાઈ ગયો. તેની ચાંમડી સઘલી કરચલી વલી ગઈ, તેનાં દાંત કકડી કકડીને પછે આવણીયાં બેસી ગયાં, તેની છાતી દબાઈ ગઇ અને થોડા વખતમાં તે બરફનાં આ ટાપુ ઉપર બેસુધ થઈ પડયો.

એ હાલતમાં લાંબો વખત નીકલી ગયો તેવામાં તો ફાંન નરમ પડયું, વાદલાં વીખરાઈ ગયાં, રાત પડી અને ખુશનુમા ચંદર દરૂનાં દરીઆવનાં રૂપેરી બરફનાં પાહાડો ઉપર પરકાશવા લાગો. આપણો મુસાફરને જરા જરા પાછી સુધી આવવાં લાગી અને તે સજાગરૂં થઈને જુવેછે તો તેનો આ બરફનોં તરાપો તેને કોઇ અનજાની જમીનને કીનારે લઇ ગયો હતો કે જાંહાં તે જમીનમાં ખુંચી બેહો હતો. આ જમીન જોતાંજ આપણા મુસાફરને ધીરજ આવી. તે એકદમ કીનારે ઉતરયો અને ઘણું આગળ ગયો નહી તેવામાં તે ઉજાડ કીનારા ઉપર એક જુપડું મળયું. આ ઉજાડ અને ઠંડીનાં મુલકમાં જગેજગ રૂશીયાનં લોકોએ કોઈ ભુલા પહેલા મુસાફરને આસરો આપવા માટે આવાં ખાશ જુપડાંઓ બાંધયાંછે, જેમાં એક ચુલો તથા ચકમક રાખેલી હોયછે. એ જુપડામાં આપણા મુસાફરે આગ સંલગાવી તથા પોતાનાં બેદનને ગરમી આપવા પછે આસાએસ લેતો હતો તેવામાં દાહાડાની થાકથી તે ભર ઉંઘમાં પડયો.

જાજો વાર ઉંઘાયો નહી તેવામાં તે પાછો ઉઠીને જોયછે તો એક એચંબા ભરેલો તલેસમાત તેની નજરે પડયો. તે જોયછે તો પેલો જાક બંકર, જેને તે દાહાડે સહવારનાં તેઓ વાંહાંણ ઉપર મુવેલો નાખી આવયા હતા, તેજ ધણી આ જુપડામાં આવીને આતસ આગળ બેહો બેહો તાપણું કરતો હતો. થોડો વારતો આપણો ખલાસી તેને જોઈને ઘભરાયો કે તેની લાસને દરીયામાં નાખવા પછે તે ભુત થયો કે શું ! પણ જાંક બંકરેજ તેને પેઆર ભરી કોટી કરીને ખોલાસો કીધો કે તે કાંઈ સહવારનાં ખરેખર મુવેલો નહી, પણ બેસુધીમાં હુતો અને જારે સઘલાંઓ તેને મુકીને શેકારે જવા પછે તે હોશીઆરીમાં આવયો તારે પોતે એકલો પડી જવાને બદલે તે પણ એક બોટ ઉતારી તેઓની તરફ આવવા નીકલયો. મારગમાં તેને તોફાંન નડયું. અને તેથી તે આ કીનારા ભણી ઘસડાઈ આવયો. થોડા વખંતમાં આ બે જણ મળીને પોતાનાં વાંહાંણ વાલાઓને નીશાંન કરી શકયા, જેથી તરત તેઓને મદદ મળી આવી અને આપણો ખલાસી એક મુવેલાં માણસને જીવતો લઈ પોતાનાં વાંહાંણ ઉપર જઈ પુગો.

---

# સુરજની સમજ.
















## વીદીઆની શોધ.

પુરૂથવી ઉપરથી સાદી આંખે દીસતા સુરજના દેખાવોની થોડીક સમજ ગયા અંકમાં આપવા પછે હવે એ નુરમંદ ગોળા ઉપર દુરબીને અને વીદોઆએ કરેલી શોધોની થોડીક સમજ મેળવવાની આપણ કોશેશ કરીએ. સુરજ આપણી પરૂથવીથી ૯૫૦૦૦૦૦૦ (૯।। કરોર) માઈલ દુર છે. એ તફાવત એટલોતો મોટો છે કે તેનો કાંઈપણ ખેઆલ મનમાં ઉતારવો મુશકેલ છે, તોપણ તેની કાંઇ સમજ પડે એવી મીશાલ ધેઆંનમાં ઉતારવા સારૂ એ ૯।। કરોર માઈલનાં તફાવત વીશે વીદવાનો કેટલાક દાખલાઓ દેખાડેછે. તેમાંનો એક દાખલો આ છે, કે આગની ગાડીની સાધારણ જડપ કલાકનાં ૨૦ માઈલની છે, તેટલી દોડે જો હીઆંથી એક ગાડીને સુરજ તરફ મોકલવાનું બની શકે, તો તેને સુરજ આગળ જઈ પોંહોંચતાં પા સદી અથવા સાડી પાંનસો વરસ જોઇએ. ટોપનો ગોળો વીનલીના સરખી જડપથી જાયછે તે વાંચનારાંઓ જાણેછે, અને તોપણ હીઆંથી મોકલેલા એક ટોપના ગોળાને સુરજ તરફ જઈ પોહોંચતાં ૨૨ વરસ લાગવાં જોઇએ એવી ગણતરી કરવામાં આવીછે.

આ બોહોલા અને વીસચીત તફાવતનો જારે ખેઆલ કરીએ છઇએ, તારે સુરજનું કદ કેવું મોટું હશે એ સવાલ તરતજ આપણા મનમાં ઉભો થાયછે. બે કે તરણ માઈલ ઉપરનું એક માંણુસ આપણને દેખાતું નથી, ચાર કે પાંચ માઈલ ઉપરંનું ઘર બરાબર દેખાતું નથી અને એક ડુગર ઇઆ પાહાડ ગમે એવો મોટો હોય તોપણ દસ કે પંદર માઇલને તફાવતે તે બરાબર દીસતો નથી. તારે સુરજ ૯।। કરોર માઈલને તફાવતે એટલો દેખઈતો છે કે તેની તરફ આપણી નજર ઠેરવી શકાતી નથી, તો તેનું કદ કાંઈ જેવું તેવું નહી હોવું જોઇએ. એ કદની ભરૂસેદાર અને પુરેપુરી ગણતરીજ માતર આજનાં જમાનાની વીદીઆએ કીધી નથી, પણ તેનું માંપ લીધુછે, તેનું તોલ કીધુંછે તથા તેનો વજન પણ શોધી કાહાડયોછે, અને તેની રોશની તથા ગરમીનાં બાબમાં બેહદ શોધો કીધીછે.

એ સરવે શોધોનુ પરીનામ એ આવયુંછે કે.સુરજનો વીઆસ ઈઆને તેનાં ગોળાની વધતાંમાં;વધતી પોહોલાઈ ૮૮૨૦૦૦ (૮ાાા લાખ કરતાં વધારે) માઈલની છે ઈઆને દુનીયાંની વીયાસ કરતાં ૧૧૧ાા ઘણી વધારે છે. એ રોશન આફતાબી-ગોળાનો ઘેરાવો ૨૭૬૪૬૦૦ માંઈલનો છે ઈઆને સુરજનું કદ આપણી દુનીઆ કરતાં ૧૩ લાખ ઘણું મોટું છે. વધારે ખોલાસાથી બોલીએતો આપણી આ બોહોલી દુનીયાં, જેવી ૧૩ લાખ, દુનીઆંને એકઠી કીધી હોય, તો એક સુરજનુ કદ થાય, અથવા બીજી રીતે સમજાવીએતો આ પરૂથવી અને તેની બીજી જે જે બેહેનોનો હેવાલ આપણે આગલા આંકોમાં વાંચયોછે, તે સરવે મોટા મોટા ગરેહનાં ગોલાઓને એકઠા કરતાં જેટલું કદ થાય તે થાંનેબી ૫૦૦ ઘણુ મોટ્ટુ કદ સુરજનું છે. સુરજનું એ કદ એટલુતો મોટ્ટું છે કે આપણી દુનીઆં આગળ જો તેનો એક છેડો હોય તો હાલ જાંહાં ચંદર ફરેછે તેટલી-જગામાં તે સમાઈ નહી શકે, પણ દુનીઆં અને ચંદર વચેની જગાનાં જેટલો બીજો અંતર સુરજને સમાવા માંટે જોઈએ.

ઉપલા ૯ાા કરોર માઈલના તફાવત છતાં સુરજ આપણુને દેખાયછે તે જેમ તેના મોટાં કદને લીધે, તેમજ તેનાં બેહદ નુર અને પરકાશને લીધે પણ દેખાયછે. સુરીયનું એ તેજ પણ આપણુને અચરતીમાં નાખનારૂં છે. વીદીઆએ એવું શાબેત કીધુંછે કે આપણી આંખથી માતર એક ફુટને તફાવતે ૫૫૭૦ મીનબતીઓ મેળી હોય અને તે જેટલી રોશની આપે, તેટલું તેજ સુરજની રોશનીમાં છે. તેનાં કીરણોની ગરમી એટલી જોરાવર છે, કે એક ગોલ તથા ઉપસેલા આઈનામાં જો તેનાં કીરણો એકઠાં કીધાં હોયતો આ ૯ાા કરોર માઈલને તફાવતે તેના કીરણોથી આસનો ગોલો ભુજાઈ જાયછે; એટલુંજ નહી પણ એવુંબી માલમ પડ્યુંછે કે છેક દરીઆવને તલીએ બુડકી મારવાનાં ઘંટમાં તેને મથાલેનાં કાચમાંથી સુરજનાં કીરણ એકઠાં કીધાં હોયછેતાં તાંહાં વટીક માંણસોની ટોપીઓ વામનાં વાંમ ઉંડાં પાંણીની અંદર બળી ગઈછે. છેલે સુરજનો વજન એક બીજી હેરત ઉપજાવનારી બીનાં છે. જોકે એ નુરાની દહો આવો ગંજાવર અને આવો જોરમંદછે, તોપણ વજનમાં તે તેના કદ સાથ સરખાવતાં હલકો છે. એટલાંજ કદની એક વસતુ આપણાં હીસાબ પરમાંણે જેટલી વજનદાર હોવી જોઈએ તે કરતાં સુરજનાં વજનમાં આસરે ૦ા ભાગની કોતાઈછે. એ પરમાંણે એ રાખશી ગોળાના કદ સાથ સરખાવતાં તે ગમે એવો હલકો તોપણ આપણી પુરૂથવી કરતાં ૩૫૪૯૩૬ (૩ાા લાખ) ઘણો વધારે ભારી છે.

સાદી નજર કરતાં વીદીઆની નજરથી સુરજ કેવો મોટો, કેવો ગંજાવર, કેવો ગરમ, કેવો નુરમંદ માલમ પડેછે, તેની ટુંક સમજ આપણે ઉપર આપીછે. એ ઉપરથી આપણુને જણાયછે કે આપણી પરૂથવીથી ૯ાા કરોર માઈલ દુર આ કરોડો માઈલનો મોટો અને કરોડો માઈલનાં ઘેરાવાનો હમેશનો બલતો ચેરાગ રોશની અને ગરમી પુરી પાડવા સારૂં ખોદાતાલાએ બનાવયોછે. તે ૯ાા કરોર માઈલને તફાવતે જારે આટલું નુર આપેછે તારે છેક નજદીકમાં તેની દીપક, તેનો રોબ, તેનો તાપ, તેની ગરમી કેવી જબરી હશે અને જે માહાબલ કીરતારે એટલો જબરો અને હમેશગી તુલીક નહી બુજાય એવો આતશ પેદા કીધોછે, તે સાહેબ પોતે કેવો જબરો, કેવો રોબવાલો અને શકતીવાન હશે! પણ વળી આં બળતો ચેરાગ કાંઈ માતર એકલી આપણી દુનીયાંને માટેજ બનાવેલો નથી. પેઆરી વાંચનારી બાનુઓ જાણેછે કે બીજી ઘણી દુનીઆઓ પડેલીછે અને તે સરવેમાં સુરજની રોશની તથાં ગરમી પુરી પડેછે અને તે એટલો મોટોછે કે ૧૮૦૦૦૦૦૦૦૦ (૧ અબજ) માઈલ દુર જે મોટી દુનીયાં પડેલીછે, તે ગરેહમાંથીબી એ સુરજ ગમે એવો નાહાનો તોપણ દેખાયછે. સુરીઅ મંડલનાં જુદા જુદા ગરેહઓમાંથી સુરજનું કદ કેવું જુદું જુદું દીસેછે તેનું એક ચીતર આ બાબતને મથાલે મેળયુંછે, જે મધે પેહેલો બુધ ઉપરથી દેખાતો સુરજ પાડયો છે, પછે સુકર, પરૂથવી, મંગલ, "સીરસ", બરેસપતી, સનીશચર અને છેલે યુરેનસ ઉપરથી એક જીના તારાની મીશાળે દેખાતો સુરજ ચીતારયોછે.

---

## લવંગ.



જેમ લોબાંન વીશે ગયા અંકમાં આપણે તપાસયું કે તે ઘણાં અસલી જમાનાથી જણાયલુંછે, તેમ આ મસાલેદાર જાહાડ વીશે કેહેવાઈ શકાતુ નથી. લવંગ છેક અસલી વખતમાં જણાયલું હોય એવી કોઈ નોંધ તેની તવારીખમાં હાથ લાગતી નથી. લોબાંન કરતાં એ લગાર પાછલા જ

માનામાં જણાયલું જાહાડ છે: નામીચા ફીલસુફ પલીમીને પણ લવંગનાં જાહાડની ખબર હોય એ બાબે વીદવાનો શક ધરાવેછે. લવંગ પેહેલ વેહેલું કીઆ વીદવાનને માલમ હતું, તે કેહેવાઈ શકાતું નથી પણ પાછલા યુનાનીઓનાં વખતમાં એ જાહાડ જણાયલું હોય એમ ધારવામાં આવેછે.

લવંગનું જાહાડ જેનું એક ચીતર ઉપર આપયુંછે, તે મોલકાનાં ટાપુઓનું અસલ વતની છે. એ ટાપુઓને "સપાઈસ આઈલંડસ" અથવા "મસાલાનાં ટાપુ" કરીને પણ કેહેછે અને લવંગ, એલચી, તજ ઈતીઆદી મસાલાની બોહોલી પેદાસ તથા વેપારને માટે એ ટાપુઓ વખનાયલાંછે. તે એશીયાખંડની દખશીણ પશચીમે પાસીફીક માહાશાગરમાં ટાપુઓના મોટા જુસખા મધે આવેલાંછે. ડચ અથવા વલંદા લોકોનો દોર જારે ચઢતીમાં હતો તારે તેઓ આ ટાપુઓના ધણી થયા હતા અને લવંગનો વેપાર પોતાને એક હાથ રાખવા સારૂં એ જાહાડનો પાક એજ ટાપુ ઉપર અટકાવી રાખવાને તેઓએ ઘણી મેહેનત કીધી હતી. પણ તાંહાંથી એ તીખા મસાલાનુ જાહાડ અંતે બાહાર ગયુંછે અને હાલ હીંદુસતાનમાં મલબાર કોસટા ઉપર, સુમાતરાનાં ટાપુમાં, હીંદુ માહાશાગર માહેલાં બોરબોન નામના ફરેંચ ટાપુમાં, મોરીશ દેશમાં, અમેરીકન મુલુક તરફ મારટીનીક નામના ફરેંચ ટાપુમાં તથા સેંટ વીનસેંટ નામનાં અંગરેજી ટાપુમાં એ જીણસનો ઘણો પાક ચાલેછે. આફરીકા ખાતે જંગબાર તથા મોજાંમબીકમાં લવંગનો પાક સારો માનવામાં આવેછે.

લવંગનું જાહાડ ૧૫ થી ૩૦ ફીટ ઉંચુ હોયછે. તેનાં પાતરાં આસરે ૪ ઈંચ લાંબાં અને દરએક પાતરાંની દાહાલી બે ઈંચ લાંબી તથા ખુશબોદાર અને સવાદદાર હોયછે. એ જાહાડના ઉપલાં ચીતર ઉપરથી વાંચનારાંઓ જોશે કે લવંગ કાંઈ એ જાહાડનું ફળ નથી, પણ ફુલ છે. તેની દાંખલી લાંબી હોયછે. ફુલની નીચેનાં પાતરાનુ કપ જેમાંથી ફુલ ઉગેછે તે પેહેલાં લીલું હોયછે અને પછે ઘેરો રતાસ પકડેછે. એ ફુલનાં ચાર પાંદડાં હોય જે પેહેલાં બંધાઈને ગોલ કળીના આકારમાં ખીલા સરીખાં બની રેહેછે, પણ ખીલવા દીધાં હોયતો ઉપલાંજ ચીતરમાં દેખાડવા મુજબ કેટલાંક ફુલ ખીલેછે તથા અડધો પીલો, અડધો રાતો એવો રંગ પકડેછે. એ ફુલો ઉગવા પછે જાહાડની હેઠલ કપડું પાંથરીને હાથ વટે અથવા સોટી વરે તેને તોડવામા આવેછે અને એકઠાં કીધાબાદ આતસ ઉપર સુકવેછે. આતસના કરતાં સુરજનાં સુકવેલાં લવંગ વધારે કીમતી ગણાયછે. જે લવંગ કાળાસ ઉપર, સઘલા ભાગોમાં આખું, તીખો મજબુત વાસ ધરાવનારૂં અને દાબવાથી તેલ નીકલે એવું હોય તે સરસ ગણાયછે.

લવંગનાં ખપ તથા ઉપયોગથી અમારા વાંચનારાઓ એટલાંતો વાકેફગાર છે કે તે વીસે કસું બોલવાની જરૂર નથી. ખોરાકને લેહેજત આપવામાં અથવા મોહોડાનાં મખવાસમાં આ તીખો મસાલો ઘણો કામ લાગેછે. મરી તથા સુંઠમાં જે આગ બલતો અને કરડો તીખાસ હોયછે, તે સવાદ લવંગમાં નથી, પણ તે જીભને વધારે પસંદ પડતો તીખાસ છે. લવંગની બનાવટમાં શી શી પદારથો આવેછે તેની રસાએણ શાસ્ત્રની મારફતે તપાસ કરતાં માલમ પડેછે કે તેમાં ૧૮ ભાગ હવા રૂપે ઉડી જાય એવું તેલ, ૬ ભાગ સવાદ વગરની રાળ, ૧૩ ભાગ ગુંદ, ૨૮ ભાગ લાકડાનાં સાખા, ૧૮ ભાગ પાંણી અને બીજી થોડીક પદારથો આયેછે. આ બનાવટોને લીધે દવા દારૂમાં લવંગનો ઉપયોગ થોડોજ હોયછે. બદહજમીને વખતે ખોરાક પચાવનારો રસ માદા મધે પેદા કરવા અથવા એવાજ બીજા ઉપાયોમાં લવંગ કોઈવાર વપરાયછે. દવાઈનો સવાદ કે આ વાસને સુધારવામાં પણ એ મસાલો કામ લાગેછે.

—∞∞—

## માહારાજા રનજીતસીંહ.



પંજાબનાં આ બાહાદુર અને વખનાયલા માહારાજાનાં નામથી અમારા કોઈજ વાંચનારાઓ અનજાનાં હશે. છેલાં ચાલીસ ઈઆ પચાસ વરસ ઉપર હીંદુસતાંનમાં બનેલા બનાવો જેઓનાં ધેઆનમાં હશે તેઓનાં કાન ઉપર સીખ પાદશાહતનો પાયો નાખનાર રનજીતસીંહનું નામ વારેવાર આવયું હશે. હીંદુસતાંનની અંદર સાનશાહ બાબરે જે મોગલાઈ રાજ સથાપયું હતું, તેનાં તાબા હેઠલ સને ૧૭૪૨ સુધી પંજાબ દેશ તાબેદારી કરતું હતું. પણ દીલીનાં પાદશાહ મહમદશાહના મરણ પછે એ ઈસલાંમી રાજ પડી ભાગવા લાગું, એકગમથી નાંદરશાહ દેશ ઉપર ઉતરી આવયો અને બીજીગમથી મરાઠાઓનો દોર ચાલુ થયો અને તે તકે લાહોરનાં જુલમાત તલે કચડાઈ ગયલા સીખ લોકોએ બલવો ઉઠાવી પોતાનાં છેલા ગુરૂ ગોવીંદસીંહને નામે ગોયા પોતાની "દીન જગાડી." તે વખતથી તે ૧૭૯૨ માં જારે રનજીતસીંહ તખતે આવયો તાંહાંસુધી પંજાબનાં સીખ રાજાઓને પોતાનાં સવતંતરપણાને માટે અને પોતાનો મોટો અમલ ચાલુ કરવા માટે લડાઈઓમાં મશગુલ જોઈએ છઈએ. જેબી પખશ મજબુત થાય તેની સાથ સાંમેલ થઈ જતાં સીખો પોતે મજબુત થતા ગયા અને તેમ કરતાં જારે મલારરાવ હોલકર લગભગ આખાં ઉતર હીંદુસતાનમાં ફરી વળયો તારે સીખોએ સવતંતર થવા માંડયું. ૧૭૬૧ માં અમદશાહ મરાઠાઓને વીખરી નાખી કાબુલ ગયો તારે લાહોરમાં પોતાનાં એક સરસુબાને બેસાડી ગયો, પણ તે એટલો નબલો હતો કે તેજ વખતે સીખો ઘણાક કીલાનાં ધણી થઈ પડયા અને કાબુલી અમલ નામનો ગણાવા લાગો. તેઓની "દલ" નામની રાજદુવારી મંડળીઓ અમરતસીરમાં જાહેર રીતે ભરાવા લાગી અને અહમદશાહાએ ફરી ફરીથી આવી તેમને સજા કીધી, તોપણ તેણે પીઠ ફેરવતાં વારજ

સીખોનો ફીતનો એટલો જારી રેહેતો ગયો કે ૧૭૬૪ માં અહમેદશાહનો તદન પરાજય થયો અને તે કાબુલ ના હાહો, જાંહાંથી ફરીથી પાછો આવવા પાંમયો નહી. તારથી દરએક સીખ સરદાર પોતાથી બને એટલું રાજ પોતાને તાબે લઈ બેઠો અને જોકે છરતસીંહ તથા માહેસીંહ નામના મોટા રાજાઓનાં કાવા દાવાથી મોટો ભાગ તાબા તલે આવયો, તોપણ રનજીતસીંહ તખતે બેઠો તે વેળા પંજાબ ઘણા વીભાગોમાં વેંહેંચાયલું હતું.

રનજીતસીંહ જારે પોતાનાં બાપ માહાસીંગનાં તખત ઉપર આવયો તારે તે બાલ વએ હતો. પણ રાજપરકરણ બાબે ખબરદારી મેળવવાની તથા પંજાબનાં વેંહેંચાઈ ગયલાં રાજને જીહીતી લઈ સઘલું પોતાનાં તાબા હેઠલ રાખવાની તેની ઉલટ તેનાં નાંહાનપણથીજ માલમ પડી હતી. તેની મા તેનાં રાજનાં દીવાંન સાથ મળી ગઈ હતી અને રનજીતસીંહને દાબમાં રાખવાનો તેઓએ એકસંપ કરયો હતો. પણ રનજીતસીંહએ તે દીવાંન તથા પોતાની માતા બંધેને કતલ કરાવયાં અને પછે બાહાદુરીથી તથા હોશીઆરીથી પોતાનું રાજ ચલાવા લાગો. માનું ખુન કરતી વેળા રનજીતની ઉમર સતર વરસની હતી, જે પછે તેણે પોતાનું રાજ વધારવાનું કામ આગળ ચલાવયું. સતલંજ નદીની પશંચીમ તરફનાં સઘલા નાહાનાં નાહાનાં પંજાબી રાજાઓને જેર કરતાં અને તેઓનાં મુલક પોતાને સવાધીન લેતાં રનજીતસીંહને જાજાં વરસ લાગાં નહી. એક દાએકામાંતો સતલજની પશચમનાં આખાં દેશનો તે ઘણી થઈ પડયો અને સઘલા નાહાનાં રાજયો તેની બાહાદુરી અને બળને માન આપવા લાગાં.

ઉપલી ફતેહઓ વધતી ગઈ તેમ રનજીતસીંહનો લોભ પણ વધતો ગયો અને સતલજનાં પશાચમ કીનારાને તાબે કરવા પછે એ નદીની પુરવ તરફથી વધારે હેઠલ ઉતરી આવંવાનો તેણે ઈરાદો કીધો. એટલા વખત સુધીમાં તો ઈંગરેજોએ હીંદુસતાંનના મોટા ભાગને જીહીતી લીધું હતું અને દીલીનાં બાદશાહની જગા ઉપર ગોરા લોક આવી બેઠા હતા. જારે રણજીતસીંહ રાતલજ ઉપરથી હેઠલ ઉતરી આવવા માંગતો હતો, તારે ઘણાંખરા અને અગત કરીને આ બાજુનાં સીખ રાજાઓ ઈંગરેજને પોતાથી વડા તરીકે બાહાલ રાખી ચુકયા હતા. તોપણ તેઓને ઈંગરેજ સરકારની કાંઈ ચોકસ બાંએધરી નહી હતી અને તેથી આ રાજયો ઉપર તરાપ મારતી વેળા એ સરકારને વચે પડવાની વકી નહી હતી. પણ વળી રનજીતસીંહમાં એક ખુબી એ હતી કે રફતે રફતે અને દાવ તથા લાગ ફાવતે તે પોતાનું કામ કરી લેતો હતો, તેમજ સતલજ પસાર કરી હેઠલ આવવાની તે તક શોધતો બેઠો હતો. સને ૧૮૦૬ માં તેને એ તક મળી આવી. નાભાનાં રાજાને પતીઆલાનાં રાજા સાથ કજીયો થવાથી, પેહેલાએ રનજીતસીંહની મદદ મંગાવી, જે આપવાને તે એક પગે તઈઆર હતો. તે તુરત મોટું લશકર લઈ સતલજ પસાર કરી આવયો અને ઉપલો કજીઓ પતાવી આપયો, જેમાં પોતાનો લાભ તે ભુલયો નહી.

હીઆંથી તેણે ઈંગરેજ સરકાર ઉપર એક મીતરાચારીનો કાગળ લખયો અને એ સરકારે તેનાં ઉપલા ધુજાંરાની કાંઈ ખબર લીધી નહી, તે ઉપરથી રણજીતસીંહનો વીચાર મજબુત થયો કે સતલજની જમણી બાજુ જીતવામાં તેઓને અડચણ નથી. તરત વેળાતો તે પાછો પોતાની સરહદમાં ગયો, પણ ૧૮૦૭ માં પતીઆલાની રાંણીને તેનાં રાજા સાથ ટંટો થયો, જે ઉપરથી રાણીએ રણજીતસીંહની મદદ માંગી અને બીજીવાર એ માહારાજાએ પોતાનાં લશકરનાં પાંઉ હેઠલ તે મુલુકને ખુંદાવયું. તે જોઈ હવે બાકી રહેલા સીખ રાજો ચીંતામાં પડયા, અને તેઓએ ઈંગરેજ ઉપર ફરીઆદ મોકલી. પણ તેનો જવાબ આવવા આગમચ ઉપલા રાજા રાંણીએ ગેરમેલે સલાહ કીધી અને રાંણીએ એક કીમતી હીરાનો હાર તથા પીતલની ટોપ આપીને રણજીતસીંહને પાછો રવાંને કીધો તથા દીલીમાં તેને વીશે ખટપટ ચાલતી જાંણીને રણજીતે ફરીથી પાછળ પગલાં ભરયાં, તોપણ જતાં જતાં કેટલાક નાહાનાં રાજયોને હલકાં પાડવા વના રહયો નહી.

રણજીતસીંહએ ઈંગરેજ સરકારને લખી વાલયું કે "જમનાં નદી સુધી તમારી હદ છે, અને તેની આ પારે તમે જે ભાગો લીધા હોય તે સીવાએ બાકીનાં ભાગો ઉપર મારો હક છે." રણજીતસીંહનાં આ સઘલા લોભ ઉપર ઈંગરેજ સરકારે હજી અખાડા કીધા, તેનું કારણ એ હતું કે નેપોલીઅન બોનાપારટનાં નામથી આખું યુરોપ તે વખતે ધ્રુજી રહયું હતું અને તેને હીંદુસતાંન ઉપર ઉતરી આવવાની વકી હતી, જેની સાંમે દેશનો બચાવ કરવામાં ઈંગરેજો રણજીતસીંહની મદદ ચાહતા હતા અને તેથી તેને મજબુત રાખવાની તેઓની મનછા હતી. ૧૮૦૮ માં તેઓએ મી૦ (પછેનાં સર ચારલસ) મેટકાફને એલચી તરીકે રણજીતસીંહ ઉપર મોકલયો. પણ તેનો લોભ અટકયો નહી. ઈંગરેજી એલચી પંજાબમાં હતો તેટલામાંજ તે તરીજીવાર સતલજ ઓરંગી આવયો, ફરીદકોટ અને અંબાલાને જીતી લીધાં તથા બીજા રાજાઓ પાસેથી ખંડણી લીધી. અંતે ઈંગરેજને લુદીઆનાં સુધી એક મોટી ફોજ મોકલવાની ફરજ પડી અને તેનું શેવટ એ આવયું કે રણજીતસીંહનાં લોભનો અટકાવ થયો અને સતલજની પશચીમ સુધીનીજ હદમાં તેને રાખી મેળવાનાં કોલકરાર થયા. તે દાહાડાથી આ સુરો સીખ સતલજથી આગલ આ પારે જરા ફટકયો નહી.

પણ પેલી પારનું તેનું રાજ કાંઈ નાહાનું નહી હતું, જે રાજ ૪૭ વરસની લાંબી મુદત સુધી તેણે બાહોસીથી ચલાવયું હતું. તેનાં વખતમાં પંજાબમાં ૭૫ હજાર માણસનું લશકર હતું અને વરસ દાહાડે તેને રા ૬ કરોર રૂપીઆની તીજોરી ખાતે પેદાસ થતી હતી. પોતાની જીંદગીનાં પાછલાં વરસોમાં જેમ બને તેમ ખજાંણો એકઠો કરવામાં તે ઘણો મશગુલ રહયો હતો અને કેહેછે કે તેના મરતીઉકને વખતે તેની તીજોરીમાંથી ૮ કરોર રૂપીઆની રકમ રોકડ નીકલી હતી, જે ઉપરાંત તેનાં ઝવેરાત, શાલો, ઘોડા, હાથી ઈતીઆદી પણ આસરે તેટલીજ કીમતનાં હતાં. તેનાં મરણ પછેનાં વખતમાં તેની તીજોરી ખરાબ થવા છતાં, એવું કેહેવાતું હતું કે તે તીજોરીમાં જેટ

લું ઝવેરાત હતું તેટલું તે વખતનાં યુરોપનાં બીજા કોઈ રાજા પાસે નહી હતું. માહારાજા રણજીતસીંહની દોલત કેવડી મોટી હશે, તેનો કાંઈ ખેઆલ આ વાત ઉપરથી આવેછે કે માહારાજાનાં મરણ વેળા તેની તીજોરીમાં સોનાં, રૂપાં અને હીરાથી મઢેલા ૧૩૦૦ જુદી જુદી જાતનાં માતર ખોગીર, લગામ અને એવોજ બીજો સવારીનો અસબાબ હતો. કોહીનુરનો વખનાયલો હીરો શાહ સુજા પાસેથી રણજીતસીંહએ લીધો હતો, જેને મરતી વેળાએ જગંનાથનાં દેહેડામાં આપવાનું તેણે વસીએત કીધું હતું અને પછવાડેથી તે ઈંગરેજનાં હાથમાં આવયો હતો.

૧૮૩૯ મી તા૦ ૨૮ મી જુનને દીને લકવાથી લાંબી મુદત સુધી હેરાન થવા બાદ માહારાજા રણજીતસીંહ મરણ પાંમયો હતો. તેની લાસને મોટા દબદબાથી બાલવામાં આવી હતી. તે લાસને એક સોનેરી કરકટી ઉપર મેલી હતી, તેને વાંહાણના આકારની બનાવી હતી, તથા તે ઉપર કશબી કપડાનાં સઢ વટીક બનાવયા હતા, કે જે સડની મદદથી સવરગ તરફ ધસડાવાની સીખ લોકો આશા રાખેછે. રણજીતસીંહની લાસને લશકરી માન સાથ અગનીદા કરવામાં આવી હતી. તેની આઠ રાંણીઓમાંની બે રાંણી અને એક ગોલામડી તેનાં ઉપર સતી થઈ હતી, તથા તેનો પરધાંન ધેઆનસીંહ પણ પોતાનાં મુરબીની સાથે બળી મરવાને તઈઆર થયો હતો, પણ તેને બીજાઓએ એ કામથી વારીને દુર રાખયો હતો.

## હીંદુ સ્ત્રીઓ.

અમારી પારસણ વાંચનારી બાંનુઓને પાસેનાં સફામાં એક શુંદર ચીતર બેટ કરીએ છઈએ. તેઓ તરત કેહેશે કે એ ચીતર તેમની હીંદુ બેહેનીઓનું છે, અને કદાચ કેટલીક બાંનુઓ કેહેશે કે એ વાંણીયા જાતની સ્ત્રીઓનુંછે. પણ આપણા હીંદુ ભાઈઓ સેંકડો જાત અને નાતમાં વેંહેંચાઇ ગયાછે તથા ફકત વાંણીયાનીજ જાતમાં હેંસી નાંત છે અને અમારી ઘણીક શેઆંની વાંચનારી બાઈઓ જો કે હીંદુઓમાં વસેછે તથા હીંદુઓમાં પોતાને સારીપઠે લેલાયલી સમજેછે, તોપણ આપણા પોતાના એ પડોશીઓ વીશે હજી આપણામાં એટલુંતો અનજાનપણું છે કે આપણી હીંદુ બેહેનીઓનું આ ચીતર અને થોડોક હેવાલ તેઓ કબુલ કરશે એવી આશા રાખીએ છઈએ.

એ ચીતર મુંબઈમાં વસતી કાઠીયાવાડનાં વાંણીયાની સીઓનું છે. પણ વાંણીયાની નાત ઉપર આવયા આગમચ હીંદુ સ્ત્રીઓવીશે બે સાધારણ બોલ બોલવા ધરેછે. હીંદુની સીઓ, મુસલમાની રાજ આવાની પેહેલાં, બહુ સુધરેલીઓ હતીઓ અને બહુ છુટીઓ ભોગવતી હતીઓ. તેમનામાં લખવાનો ચાલ પેહેલેથી ચાલતો આવેછે. તેમાં સીતા, તારા, દમયંતી, ગારગી વગેરે બહુ સીઓ એવીતો સદગુણી થઈ ગઈઓછે કે, તેના જેવી સદગુણી અને ડાહી સ્ત્રીઓ બીજા થોડાજ દેશોમાં થઈ હશે. પાછળથી તેમની હાલત ઘણી પડતી ચાલેછે.

જુદા જુદા પરાંતના હીંદુ પુરૂશોના પેરવેશમાં જેમો અંતર દેખીએ છીએ, તેવો હીંદુઓની સીઓના પેરવેશમાં પણ અંતર હોએછે પણ તે બીજા સાધારણ આંખથી જોનારથી વરતી શકાએ એવો નથી. તેમનો ઘરનો સાધારણ પોશાક એક લુગડું એટલે સાડી હોએછે. પણ પુરાં વસતર બહાર જાય તારે સીઓ પેહેરેછે, તે તરણ વાનાં છે. એક ચણીઓ અથવા ઘાઘરો; બીજુ લુગડું, સાડી, કે સાલું; અને તરીજુ કમખો કે ચોલી. કોઈ કોઈ વેલા શ્રીમંતના ઘરની સ્ત્રીઓ શાલ હોડેછે. દખણી હીંદુની સીઓ શોલ હાથની સાડી પેહેરી કછ વાલેછે. ગુજરાતી હીંદુઓની સીઓ પારશણોની પેઠેજ લુગડું પેહેરેછે. તેમને પરમાણમાં લુગડાં કરતાં ઘરેણાં ઉપર વધારે શોકછે. ઘરેણાં બહુ કરીને માથે, કાનમાં, નાકમાં, કોટમાં, હાથે અને પગે ઘાલેછે. પગના ઘરેણાં રૂપાનાં હોયછે અને બીજાં ઘરેણા સોનાનાં કે મોતી હીરાના હોયછે.

એ પરમાણે સાધારણ હીંદુ સ્ત્રીઓ વીશેની હકીકતછે. પાસે જે ચીતરછે તે કાઠીઆવાડની વાંણીઆ જાતની મુંબઇમાં રેહેનારી સ્ત્રીઓનુંછે. તાંહાંના લોક જાડઘરા હોયછે. એ બંને સ્ત્રીઓનો આકાર સારોછે, પરંતુ તેમનામાં કંઈ નાજુકાઈ નથી. રૂપ અને લાવણમાં બંને મલેછે, તારે સારૂ દેખાયછે. આ ચીતરમાં સ્ત્રીઓછે તેઓનો પેરવેશ વગેરે જરા ઠીકઠાકછે, તેનું કારણ એકે તેઓ મુંબઈ શેહેરમાં રેહેનારીઓછે તેથી પોતાના દેશની રીતભાતમાં કેટલેક ફેરફાર, અહીંઆં રેહેનારી બીજી ઉંચી નાતની સ્ત્રીઓનું જોઈને તે પરમાણે કરેછે; અને સુધારો દરેક વાતમાં એની મેલે થયાં જાયછે તેનો એ એક દાખલોછે.

વાંણીયાઓમાં નાગર કરતાં બીજી કોઈ નાત ઉંચી ગણાતી નથી માટે અમે નાગરની સ્ત્રીઓ વીશે થોડું વરણન આપી બંધ કરીશું.

નાગરની સીઓ બહુ ચતુર હોયછે. નાગરનો અરથ એવોછે કે "ચોહેરી" નાગરની સ્ત્રીઓ ઘણું કરીને રૂપાલી હોયછે. તેઓ ભણેલીઓ હોયછે, તેઓની રીતભાત સરવ હીંદુ સીઓથી સુધરેલી અને દેશકાલ પરમાણે સદા સુધરતી જતી હોયછે. મુસલમાની રાજમાં પણ તેઓ બહુ છુટીઓ ભોગવતી અને ભણેલી હતીઓ. તે વેલા એ પણ કોઈક અવલોકન કરનારે નાગરવાડાને લખવાની એધાણી બતાવતાં કહુછે કે—

> "નાજુક નાર ને નાકેરે મોતી,
> પીયુ પરદેશ ને વાટડી જોતી.
> લખે કાગલ ને નીરગમે દાહાડા,
> એણી એધાણીએ નાગર વાડા."

મુસલમાનોના કાલમાં ભણતી તે હાલ ભણે તેમાંતો નવાઈજ શી ? નાગરની સ્ત્રીઓ સવારમાં ઉઠી ચોટલો સમારી નાહેછે. પછી ઈશવરની ભકતી કરેછે. કોઈ પાઠ પુજા પણ કરેછે. પછી શણગાર સજી કામે લાગેછે. તેમના શ્રીમંત લોનમાં બઈરાં કાને મોતી, હીરાના કરણફુલ, કાપ, કલા ઝુલ, ફુલવાલી, કડી, ચમકનીયા વગેરે ઘાલેછે. નાકે મોતીનો હીરા જડેલો કાંટો કે વાલી પેહેરેછે. કોટમાં તરેહ તરેહવારના સુનાના અને મોતી હીરાના ઘરે

ણાં પેહેરેછે. હાથે બંગડીઓ કે ચુડીઓ અને સુનાના સાંકલાં, કલાં, છંદ, વગેરે પેહેરેછે. કોણી ઉપર વાંકડું કે ઘુઘરી કે બાજુબંધ પેરેછે. પગે રૂપાનું ઘરેણું કલાં, સાંકલાં, જંજીરાં વગરે પેહેરેછે. પગની આંગલીઓએ કપડા, ગેંદ, માછલી, જોટુવાં આદી પેહેછે.

તેઓ જુવાનીમાં તરેહવાર રંગના આછા સાલુ તોઈ મુકેલા પેહેરેછે, અને તે રંગને અનુકુલ આવે એવા રંગના અંદર કમખા પેહેરેછે. કોઈ કોઈ મરદના જેવા તેના ઉપર કબજા પણ પેહેરેછે. તેહેવારના દીવસંમાં તેઓ સારી રીતનો શંગાર પેહેરેછે, તેઓ રસદ્દ હોયછે. પેહેરવા ઓઢવાની રીતભાત, ચાલવાના છટા, જોવાની અને બોલવાની ચતુરાઈ તેમનામાં સારી હોયછે. તેઓ ગાયનનો શોખ રાખેછે અને પોતે પણ પદ ગરબીઓ વગેરે સુર તાલમાં ગાઈ શકેછે. તેઓ શુધ અને મીઠુ બોલેછે, એક બીજાથી વધારે કુશલ અને ચતુર ગણાવાનો તેમના મનમાં કોડ હોયછે, તેથી તેઓ બહુ વાનાં શીખેછે. ભરત ભરવું, શીવવું, ચીતરવું, ગાવુ, શણગાર સજાવવો સજવો, લખવું, ભણવું, અને સંસારોપયોગી એવીજ બીજી કલાઓ સંપાદન કરવાનો તેઓ બહુ મમત રાખેછે. બપોર પછીનો વખત તેમને ફુરસદનો હોયછે. તે વેલા નરસી મેહેતા, પરેમાનંદ, શામલદાસ, દયારામ આદી કવીયોની કવીતા અને વારતાઓ વાંચેછે. બીજા અનેક કવીયોના રચેલાં પદ, ગરબીઓ, દોહોરા, છપા વગરે સઈકો મોંજે મોહોડે કરી રાખી હોયછે. તે દસ પાંચનું ટોળુ મળીને ગાયછે અને એવીજ બીજી ગમત કરેછે. હાલ નવાં પુસતકો નીકલતાં જાએછે તે પણ તેઓ વાંચેછે તેમાં મુખીય કરીને "જયકુમારી વીજય નાટક" વાંચતાં અમે ઘણાને જોયાંછે.

નાગર વાણીઆનાં, લાડવાંણીઆનાં અને કપોલ વાણીઆ વગરેનાં બઈરાં જેઓ મુંબઈમાં રેહેછે તેઓ નાગરોની બરાબરી કરી શકે એવાં હોયછે. ગુજરાતમાં ખતરીઓના બઈરાં પણ હુશીઆર હોયછે.

―∞―

## "શું—સાંના બચ્ચાં."

ભીખાજી ભગુરાની બાપડી વીરબાઈજી તેના આકલા મીજાજને લીધે વીલર-વહડકણીને નામે ઓલખાતી હતી. તેનો સવભાવ ઘણોજ દાધાબરમો હતો, તે જરાજરામાં કંટાલી જતી હતી, સેજ વાત કરતાં ચીરડાઈ જતી હતી અને એવીતો મીજાજની ખાધેલી તથા કંટાલાની કરડેલી ચાલતી હતી કે રખે કોઈ દાહાડે કુવો તલાવ કરે એવી તેની આસપાસનાઓ ધાસતીમાં પડયાં હતાં. તેની મુખીઅ એબજ એ હતી કે વાત ચીતમાં તેના સલુક નહી હતાં. તેની સાથે કોઈને ઝાઝી વાત કરવા ગમતી નહી હતી. તેનો માંટી તેના એ સવભાવથી એટલો દુખી થતો હતો કે કામકાજથી થાકીને જાણે ઘરમાં આવવાનું પણ દુર કરતો હતો અને ઘરની અંદર જે આસાએસ તથા સુખ એક પાજી બાપડીની સંગતમાં મળી નહી શકે તે ઘરની બાહેર દોસતોની સંગતમાં શોધતો ફરતો હતો.

એક દાહાડે વીરબાઈ લાહાટમાં ઉતરી તારે, ભીખાજી ભગુરા બચાં સાથ રમતા હતા તેવામાં, તેવણની આગળ આવી અને પગે લાગીને અરજ ગુજારી કે તમે ઘરમાં આવવાનું ઓછું કરી બાહાર બરવાસ વધારે વખત કાહાડો છો તેમ કરવું નહી. ભીખાજીએ કબુલ કીધું કે "તેમ થાયછે ખરૂં, પણ તેમાં મારી તકસીર નથી. વીલર તારાથી મને કશું સુખ ઈઆ મોજ મળતી નથી. મેં કોઈ દાહાડે તુને આસતે, ધીરે, ઠંડે સાદે વાત કરતાં દીઠી નથી. કોઈબી સવાલનો પાધરો જવાબ આપવાને બદલે તું સાંમા માણસને જાંણે કરડી ખાયછે. એવી તારી સંગતમાં સુખ, મોજ કે આરામને બદલે ઓર કંટાલો અને દુખ ઉપજેછે અને તે દુર કરવા સારૂં હું દોસતોને તાંહાં વધારે વખત કાહાડું છઉં."

વીરબાઈએ પોતાના આ સવભાવ બાબે ઘણોક પલાપો કીધો અને માંગી લીધું કે કાંઈબી કરીને સવભાવ શુધારવાની રીત બતાવવી. ભીખાજીએ કહયું કે એ "કામ તારા હાથમાં છે. તું જો દીલનો પીતો નરમ રાખે, હંમેશાં મગજને સાંત રાખે, અવાજને નરમ રાખેતો પોતાની મેલે મીજાજ નરમ રેહ." એ સઘલી વાતતો ખરી હતી, પણ વીરબાઈની ફરીઆદ એ હતી કે "હું કાંઈ જાણીજોઈને પાજી થતી નથી. હું તો ઘણીબી ચાહું છઉં કે બચાં સાથે અને બીજાઓ સાથે ધીમેથી બોલું, પણ જારે હું બોલવા જાઉં છઉં, જારે બચાંનાં કુથલામાં અને ઘરનાં લદોરાંમાં પડું છઉં તારે પાછી ખીજવાઈ જાઉં છઉં અને ખીજવાઈ નહી જવું જોઈએ એ વાતને હું ભુલી જાઉં છઉં."

હવે તારે વાતચીતમાં મીજાજ નહી ખોહોવો એ વખતે વખત યાદ કેમ રાખવું એ વીરબાઈનો સવાલ હતો. તેણે પોતાના ધણી પાસે કોઈ એવી નીશાંણુ માંગી કે જેથી તેની સુધ સદા ઠેકાંણે રેહ અને ઉપલો વાંક પાછો તરત થતાંનેવાર માલમ પડે. પણ ભીખાજી અજબ થવા લાગો કે "એવી નીશાંણી હું કાંહાંથી લાઉં? મારી બઈરીતો કાંઈ અજાએબ જેવુ કામ મને સાંપેછે!" આ વીચારમાંને વીચારમાં ભીખાજી ઘરની બાહેર નીકલયો. તે એક પછે એક પોતાના દોસતોને તાંહાં ગયો તથા તે દરએકને કેહેતો કે "યાર મારી બઈરીનો મીજાજ ઠેકાંણે રાખવા સારૂં કોઈ નીશાંણુની શોધમાં હુંતો નીકલયો છઉં."

આ નવાઈ જેવા શોધને માટે ભીખાજીનાં દોસતો તેને હસવા લાગા અને તેને તરેહવાર ઉપાય બતાવા લાગા. એકે કહયું કે તારી ઓરતને સલુખાઈ શીખાડવાની નીસાંન એક નેતર છે અને જારે બઈરી મીજાજ ખોહે તારે તેને તે નેતર વટે ફટકાવી કાહાડ. બીજાએ બઈરીને ઘરમાંથી કાહાડી મેળવા કહયું, તરીજાએ તેને ગામ જવાની સલાહ આપી. પણ એવા કસા ઉપાય ભીખાજી ભગુરાનાં ધેઆનમાં આવયા નહી. અંતે તેને એક દોસત મળયો, જે સમજુ અને શીઆંનો હતો. તેણે ભીખાજીને કહયું કે "એક દાહાડો તું મને તારા ઘરમાં બેસાડ અને ખરીઓ કલમ તથા કાગળ આપ તથા પછે તુંને જે નીશાન જોઈએછે તે શોધી આપવાનું હું માંથે લઉં છઉં." ભીખાજીએ આ વાત કબુલ કીધી અને પોતાનાં દોસતને એક

દાહાડે સહવારનાં પોહોરથી લાવીને પોતાની લખવાંની ટેબલ આગળ લખવાનો સાંમણુ આપી બેસાડશે. આ દોસતને પેરવટ હતું. તે ઘરમાં આવતો જતો હતો, માટે વીરબાઈ જેમ દરરોજ બોલતી ચાલતી તેમજ એ દાહાડે પણ છુટથી રહી હતી.

દોસતે એવો ઠરાવ કીધો કે વીરબાઈને મોંહોડે જે કાંઈ સવાલ જવાબ થાય તે કાગળ ઉપર લખી લેવા, અને તેનું પરીનામ દોસતે નીચે મુજબ નોંધી લીધું.

**નોંધ ૧ લી.**

ભીખાજી—વીલર હીઆં ટેબલ ઉપર એક ચીઠી હતી તે તમે લીધીતી ?

વીલર—ઓ વાએ, મને સાનું પુછોછ ? તમારી ચીઠી હું શું કામ લેતીતી ? હું કોણે તે ચીઠી જોઈછ ? હંઈથી ચીઠી કાંહાં જાય ?

**નોંધ ૨ જી.**

ભીખાજી—વીલર, તમે બચાંને અમથું દુધજ આપોછો.

વીલર—તારે બીજું શું આપે ? બીજું ઘેરમાં તમે ભરી શું રાખેલું છે ? બચાંને એવા લાડ સાનાં જોઈએ ?

**નોંધ ૩ જી.**

ભીખાજી—વીલર, આપણે પેલી નવી તનછોઈની ટોપીઓ લીધીતીની, તેઆંની એક આપોતો.

વીલર—કાંએ ?

ભીખાજી—જરા કામછે.

વીલર—શું કામ છે ?

ભીખાજી—એક દોસતને નમુનાંને માટે જોઈએછ.

વીલર—તે ટોપીઓ કાંહાં છે ? બધી ફાટી ગઈ તારે નવી કાંહાંથી લાઉં ? તમે શું રેચન ગાલોછ ? સાવખશાના વરસપરે છેલી કાહાડી આપી તે શું નથી જાંણતા ? વાએ વાએ તમે ભુલી શું જાઓછ ?

**નોંધ ૪ થી.**

સોહલુ—માએ કબટમાંથી એક દોહોડયું લઉં ?

વીલર—દોહોડયું ? કાંએ ? શું કરવા ? કેમ તેં કબટ ઉંઘાડી ? બચાંને એવી શું ટેવ ? ફરીથી એમ કરશે ?

**નોંધ ૫ મી.**

ચાકર—બાઈ આજે બજારમાંથી તરકારી શું લાઉં ? પરેટા લાઉં ?

વીલર—પરેટા ? બલીયારે ! રોજને રોજ શું પરેટા ખાવાના ? બીજું કાંઈ મળેછે કે નહી ? કોણે કહયું કે નથી મળતું ? મુવા બજારમાં સાંનો એટલો દાટ વળી ગીઓ ? મુવો તું જાય તારે હંમેસ શું રડતોજ જવાનો ?

**નોંધ ૬ ઠી.**

દોસત પોતે—બેહેન વીરબાઈજી આજે શું રાંધયુંછે ?

વીલર—શું રાંધે બાવા ? વળી ગરીબ ઘરમાં ટુક સંસારે શું હોય ? કાંહાં ખોદાએ રાખે સાત પાંચ વાંની ખાઈએછ ? બજારમાં મુવું મોઘવારૂં કેરે ટલશે ?

**નોંધ ૭ મી.**

ભાડુંતની—માએ વીરબાઈજી ?

વીલર—અરે કાંએ માએ ? શું કેહેવોછ ?

ભાડુતની—જરા તમારી ઘટી મંડાવા દેશો ?

વીલર—માએ અમારે તાંહાં ઘંટી કાંહાંછે ? જાંણતાં નથી કે મારી બેહેનની હુતી તે તેને તાંહાં પાછી મોકલાવી દીધી તે શું ?

આટલી નોંધ ભીખાજીના દોસતને માતર અરધા કલાકમાં મળી આવી, અને મોટી ખુશાલીથી તે પોતાના આ રમુજી કામ પરથી ઉઠયો. ભીખાજી અચરત થઈ બોલયો કે "આખો દાહાડો દોસત તમે બેસવાના હતા અને એટલા વારમાં કેમ ઉઠયા ? તમને વીલરથી કાંઈ અપમાન થયું કે શું ? ઈઆ તમે એ કામ પાર ઉતારવાની આશા મુકી કે શું ?" ભીખાજીએ ધીરજ આપી કે અરધાજ કલાકમાં તેનું કામ થઈ ચુકુંછે અને પુરતી રીતે પાર પડયુંછે. એટલું કહી તેણે વીરબાઈજીને પોતાની આગળ બોલાવી કેમકે પોતાની શોધનું પરીનામ તેના દેખતાં જાહેર કરવાનું હતું. વીલર આવયા પછે દોસતે ભીખાજીનાં હાથમાં કાગલની એક ગોલી આપી અને કહયું કે "વીરબાઈની વાતચીત કરવાની રીતમાં શુધારો કેમ કરવો તેની, તેવણને દર વખત યાદ દેવાડવા સારૂં તમે નીશાંણ માંગો છો, તે નીશાંણ આ ગોલી છે."

વીરબાઈજી હસયાં અને ભીખાજીએ વધારે ખોલાસો માંગયો, તારે દોસતે તે કાગજની ગોલી ઉખેડવા ફરમાવયું. તે ઉખેડીને ભીખાજી વાંચેછે તો તેમાં આ પરમાંણે લખેલું હતું.

"શું સાં નાં બ ચ્ચાં !"

હજી તેઓને સમજણ પડી નહી તારે દોસતે કાગલનાં મોટા છ કકડા આપયા, જે દરએક કકડા ઉપર મોટા અખશરે નીચલા સવાલો લખેલા હતા.

(૧) શું ? (૨) સાં ? (૩) કેમ ? (૪) કોણ ? (૫) કાંહાં ? (૬) કાંએ ?

આ વર બઈએરની ગુચવણ જારી રહી, તારે દોસતે ઉપલી સાત નોંધ તેઓને વાંચવા આપી અને બોલયો કે "વીરબાઈજીને જુદી જુદી સાત વખત પુછેલા સવાલોનાં જવાબ મેં હીઆં નોંધી લીધાછે, તે સઘલા તમે મેહેરબાંની કરીને વાંચી જશોતો તે ઉપરથી જણાશે કે વીરબાઈજીએ સાતમાનાં એકબી સવાલનો જવાબ આપયો નથી, પણ સવાલનાં જવાબમાં સાંમાં સવાલ પુછયા કીધાછે, અને તેથી શું—સાં—કેમ—કાંએ એજ લઢણનું બોલવું તેવણનાં ઉતરોમાં આવયા કરેછે. હવે એ રીતે સવાલનાં જવાબમાં પાછો સવાલ નાખવાની ટેવ સરવે જણમાં હોયછે, પણ ઉપલી નોંધ ફરીથી વાંચો અને જુવો કે જેને એ ટેવ ઘણી વધારે હોયછે તે સાધારણ સવાલનાં જવાબમાં પણ સવાલોજ પુછયા કરેછે. એ કાંઈજ નહી પણ "શું સાનાં બચ્ચાં" ની વાત છે અને સવાલે સવાલ "સું સાં" થી "બચ્ચાં બાંધવા" જેવું દીસેછે. એવી જેને અતીઘણી આદત હોય તેનો સવભાવ તરત માલમ પડી આવેછે, માટે જો તમારા સવભાવની નીશાંની જોઈતી હોયતો આ "શું—સાં—કેમ—કાંહાં"—ઈતીઆદી છે અને જો વધારે સારા જવાબોની ટેવ પાડવી હોયતો આ કાપરો નોંધી રાખો કે

" જારે કોઇ સવાલ પુછે તારે પુછંનારને પાછો સવાલ નહી " નાખવો પણ બનતાં સુધી-પાધરો જવાબજ દેવો."

વીરબાંઇજીએ આ નવાઈ જેવો કાયદો મોહોડે કીધો તથા તે અમલમાં આંણુવા માડયો. પેહેલાં જરા તેને મુશ કેલ લાગતી અને ઘણીવાર આગલી ટપથી જવાબ દેવાઈ જતો, પણ તેવામાં પેલા દોસતે આપેલી નીશાંણુ તરત યા દ કરી, "શું સાંનાં બચ્ચાં" બાંધવાને બદલે, દરએક સવા લનો જવાબ આપતાં "શું—સાં—કેમ—કાંએ" ઇતીઆ દી બોલો દુર કીધાથી જે જવાબ વીરબાઇને મોહોડે નીકલ તો, તે વીરબાઈ પોતે ખુશીથી જોતી કે કાંઇ નવીજ ઢપનો નીકલતો અને વધારે મીઠો તથા સલુકાઈ ભરેલો હતો. એ વી રીતે નવો કાયદો ધેઆનમાં રાખવાથી વીરબાઈની વાત ચીતમાં કેટલો ફેર પડી ગયો તેનાં બે તરણુ દાખલા હેઠલ ઉતારીએ છઈએ.

### દાખલો ૧ લો.

સવાલ—વીલર મારી ટોપી કેથે દીઠીછે ?

| જવાબ અસલ ટપનો. | જવાબ સુધરેલી ઢપનો. |
|---|---|
| હું શું જાણું ? મને શાંની ખ બર ? જરા જોતા કાંએ નહી ? હું શું કામ તમારી ટોપી લેઊં ? | નહી બીબાજી. તમારી ટોપી બા દા માલમ કાંહાંછે તે મેં નથી દી ઠી. જરા બરાબર જોસો તો માલ મ પડશે. હીઆંની હીઆંજ હશે. |

### દાખલો ૨ જો.

સવાલ—" વીલર, છોકરાંઓને આજે ફરવા કાંએ ન હી મોકલયાં ? "

| જવાબ અસલ ઢપનો. | જવાબ સુધરેલી ઢપનો. |
|---|---|
| (કંટાલીને) "હું શું કરૂં ? મ ને શું પુછોછ ? ચાકરને કાંએ ન હી પુછતા ? ચાકરને ઘરમાં પરવાર કાંહાંછે કે છોકરાં ફરવા જાય !" | (હસીને) "આજે ફરવાનું બીચારાં છોકરાંનાં નસીબમાં નહી હતું. દલગીર છઊં કે ચાકરને ફ રસુદ નહી મળી તેથી તેઓ જઈ નહી શકયાં." |

### દાખલો ૩ જો.

સવાલ—" માએ, હું આએ દોહોડયાનાં ભજીયાં ચ તણી ખાઉં ! "

| જવાબ અસલ ઢપનો. | જવાબ સુધરેલી ઢપનો. |
|---|---|
| (ગુસાથી) "હે ? શું બોલયો ? ભજીયાં ચતણી શું ? એ સાનાં ખાવાનાં ? તારીથી ભજીયાં કેમ ખ વાય ? પેટમાં દુખશે તારે ? પછે ઓ સડ પીતાં દુખ લાગશે કે નહી ?" | (નરમાસથી) "નહીરે દીકરા, ભ જીયાં ચટણી નહી ખાઇએ. તે ખાયતો પેટમાં દુખે ને પછે ડાકટર ઓસડ પાય. એતો તેલમાં તરે લાં હોય. રેહેવા દે હું તુંને મજા ની, મીઠી ગંદેરી અપાવરા. |

હવે એટલુંજ કેહેવાનું રહયુંછે કે ઉપલો ઉપાય અ જમાવયાથી વીરબાઇનો પાજી સવભાવ તદન સુધરી ગયો તથા વહડકણોનો એલકાબ પણ નીકલી ગયો અને જે વાં ચનારી બાનુઓનો માઠાં ભાએગે આકરો મીજાજ હોય તે ઓ જો ઉપલો ઉપાય અજમાવી જોયેતો તેમાં હરકત જેવું કાંઈ નથી.

## લાગવાની ઈંદરી—ચાંમડી.



આંખે દેખાયછે કેમ તથા કાંને સં ભળાયછે કેમ, તે આપણ તપાસી ચુ કયાં છઈએ. હવે બદનનાં હરએક ભાગ ઉપર કાંઈ પણ ચીજ અઠડેછે તો તે આપણને લાગેછે કેમ તેની આપણે ટુકમાં તપાસ કરીએ. જોવાની તથા સાંભળવાની ઈંદરીઓની તપાસ કરતાં આપણને માલમ પડયું હતું કે આપ ણા બદનમાં ચોકસ બારીક તંતુ અથ વા નેસો જુદી જુદી ઈંદરીઓને ભેજાં સાથ જોડેછે જે જાણે કે એક જાતનો તારનો સંધેસો છે, અને આંખની અં દર એક તસવીરનાં કીરણ દાખલ થ તાંજ અથવા કાંનની અંદર એક અ વાજનાં મોજા દાખલ થતાંજ તે મા હેલા એ "તાર" ભેજાને ખબર પોં હોંચાડેછે, તારે આપણને તે ઈંદરીનું ગ્નાન થાયછે. એ જોવાની અથવા સાંભ ળવાની ઈંદરીનાં તંતુઓનાં તાર મા તર તે ચોકસ ઈંદરીમાંજ જડેલાછે, પણ આ લાગવાની ઈંદરીની તપાસ કરતાં તો આખાં બદનનાં દરએક ભા ગ ઉપર ચોમેર આ "તારનો સંધેસો" જારી થયલો દીસે છે, જેને લગતી નેસો જાલીની મીશાલે સઘલી બાજુએ પં થરાઈ ગઈછે.

લાગવાની ઈંદરીનું પેહેલું સાંધન ચામડી છે. અ લબતાં એ ચાંમડીનું આખા બદન ઉપર પડ થયલું છે અ ને તેથી બદનના શું નાહાના કે શું મોટા દરએક ભાગ ઉપર લાગવાની ઈંદરીનું કામ ચાલેછે. માથાંથી પગ સુ ધી, તાલકથી છેક છેલાં આંગલાં શુધી લાગવાની ઈંદરી કા મ કરે છે અને એક નાહાની કાંકરી ચામડીપર મુકી હોય અથવા એક સોએની અણી લાગી હોય તાંહાંથી તે મોટા મોટા ઘા અને ચામડી અમચમાવનારો માર પણ એજ ઈંદરીથી લાગેછે. એ રીતે આંખ ઇઆ કાન જેવી ઈંદ રીઓનું કામતો એકજ નાહાના ભાગ ઉપર થયા કરેછે, પ ણ લાગવાની ઈંદરીનું કામ બોહોલું, કુસાદે અને મોટા પાયા ઉપર ચાલેછે.

ચાંમડી લાગવાની ઈંદરી હોવા સાથે, બદનને ટાંક વા, બચાવા તથા સોભા આપવાનાં કામમાં આવેછે. એ ચાંમડીનાં બે પડ છે. પેહેલું પડ ઘણું જીણું અથવા પા તલું છે. અને તે કેટલું પાતલું છે તે, દાજીયાથી અથવા "બલીસટર" લગાડયાથી જારે ફોફઈઆ ઉઠેછે તારે આપ ણને માલમ પડેછે. ફોફઈઆની માંહે પાંણી ભરાયછે અ ને તેની ઉપર એક પાતલી જીલી જેવું જે પડ છે તે આપ ણી આ પેહેલ વેહેલી ચાંમડી છે. એ ચાંમડીનો રંગ જે સોભા આપેછે, તે રંગ તેનો પોતાનો નથી, પણ એ ચામ ડીની હેઠલ કાલા રંગની બારીક કરચો મુકેલીછે, જેથી ચા મડીને રંગ મલેલોછે. તેની હેઠલ વળી ચામડીનું શખ

ત અને જાડું પડ છે, અને ખમરો તોડતાં હાથને જે જાડાઈ લાગેછે તે એ પડથી લાગેછે.

ચામડીનાં આ બીજાં પડની હેઠલ નાહાની નાહાની અણીઓ અથવા ટોંચો આવેલી છે, અને તે દરએક ટોંચની અંદર પાતલી અને લાંબી નેસોના જાલ પથરાયલીછે. એ નેસો લાગવાની ઈંદરીની ખબર ભેજાને પોંહોંચાડનારા "તાર" છે. ચામડીની લાગણી એ તંતુની મારફતે ભેજામાં જાયછે તથા તેથી ભેજાને ગ્નાન થાયછે તે ઉપરથી એ તંતુઓને ગ્નાનતંતુ કરી કેહેછે. એ તંતુઓ બીજી ચારે ઈંદરીમાં હોયછે ખરી, પણ તેમાં અને આ લાગવાની ઈંદરીની ગ્નાનતંતુઓમાં તફાવત એ છે કે પેહેલી નેસો ભેજામાંથી પાધરીજ નીકલેછે અને તેથી ચારે ઈંદરીઓ સાથે ભેજું પાધરો સંદેસો ચલાવેછે, તારે લાગવાની ઈંદરીની સઘળી તંતુઓ કાંઈ પાધરી ભેજામાં જતી નથી, પણ તેની ખબર એક જુદે રસતે ભેજાને પોંહોંચેછે.

લાગવાની ઈંદરીનો એ બીજો રસતો બરડાની ગુડ છે. એ બરડાની ગુડ ગરદનની પછવાડેથી ભેજાંના નીચલા ભાગ સાથ જોડાયલીછે અને તાંહાંથી એ ગુડ હેઠલ છેક કમર સુધી લંબાવેલીછે. એ આખી ગુડમાંથી, જેમ એક જાહાડમાંથી દાહાલો નીકલે તેમ, ઉપલી ગ્નાનતંતુઓ દાહાલીની મીશાળે નીકલેછે અને તાંહાંથી ચાંમડીની હેડલની મજકુર ટોંચો મધે એકઠી થાયછે. ચાંમડીને ચેતન થતાંજ તેનો પેગામ આ તંતુઓને મારગે ગુડમાં દાખલ થાયછે અને એ ગુડને રસતે તે ભેજાંને પોંહોંચેછે. જે મીશાળે નાહાના નાહાના નાલાંઓ એક મોટી નદીને મળી જાય, તે મીશાળે આ જુદી જુદી તંતુઓ માહેલો પેગામ આ મોટી ગુડને જઈ મળેછે અને સરદાર ભેજાં આગળ સઘળા પેગાંમોને એકજ હાથે પોંહોંચાડનાર વજીર હોય તેમ એ ગુડ કામ ચલાવેછે.

એક ચીજ જેવી લાગી કે તરત ભેજું ચેતેછે, એ ઉપરથી ભેજાંને પેગામ પોંહોંચાડવાની આ હલકારાની ઝડપ અજાએબ જેવી છે. પણ વળી વધારે અજાએબ જેવું એ છે કે બદનના જુદા જુદા ભાગોંને એકજ વખતે લાગતુ હોય તો એકલા બરડાની ગુડ તે સઘળા પેગાંમોને એકજ વખતે લઈ જવા છતાં દરએક પેગામ જુદો જુદો પોંહોંચાડે છે. એ સઘળો સાંચો કાંએ ચાલેછે તે એકલો પરવરદેગાર જાંણેછે. માણસની તાકાત માતર એટલીજ છે કે તે કેમ ચાલેછે તેની શોધ કરી શકયોછે. ઉપર જે ચીતર આપયું છે તે એ બરડાની ગુડનું છે, જેને મથાલે ભેજાંનો પાછલો ભાગ ચીતારયોછે અને તેમાંથી નીકલતી સલગ ગુડ સાથ કાંટા અથવા દાંખરાંની મીશાળે નીકલતી તંતુઓ જોડી છે. બરડાની અંદર માતર હાડકાંજ નથી, પણ તે ઉપરાંત બીજો કેવો કીમતી અને બારીક સાંચો બનાવીને ખોદાતાલાએ મેલયોછે અને ગુડ જેવી ચીજ કેટલી ઉપયોગીછે, તે આપણ જોઈએ છઈએ. એ સઘળી કાંઈ ગ્નાનતંતુઓ નથી. તેમાંની કેટલીક "ગતીતંતુ" છે, જેની તપાસ આપણુ કોઈ બીજી વાર કરીશું.

## ઈરાનના અસલી પાદશાહાઓની નશીએતો.

### બીજો બેહેરામ—શાહાપુર જુલકતાફ.

પારસીઓના પાદશાહ બેહેરામના મુવા પછે તેનો છોકરો બીજો બેહેરામ તખત ઉપર આવયો અને તેણે ૧૭ વરસ સુધી રાજ ચલાવયું, પણ એ અરસામાં તેની કોઈ નશીએતો નોધાયલી જણાતી નથી. રઈએત આગલ કોઈ નશીએતનો વારસો મેળી જવાને બદલે, તે પોતે નશીએત લેવાને લાએક થયો હતો, કાંએકે તખતનશીન થતાંજ પોતાનાં મરનાર બાપ બેહેરામથી તેણે ઉલટાજ ખવાશો દેખાડવા માંડયા હતા. પણ આ પાદશાહની એક ખુબી યાદગાર રહીછે કે પોતાની ભુલ માલમ પડતાંજ તેણે પોતાની ચાલ શુધારી અને અગત કરીને તેનાં રાજના વડા દસતુરે તેને ઘણીક નશીએત આપવા ઉપરથી તેનામાં સુધારો થયો. ઈરાંનમાં અસલ ધરમગુરૂઓ કેટલો વગ અને વજન ધરાવતા હતા તે આ બનાવ ઉપરથી માલમ પડેછે.

બીજા બેહેરામ પછે ઈરાંનનાં તખત ઉપર તરીજો બેહેરામ, નારસી અને બીજો હોરમજ એવા તરણ પાદશાહો આસરે ૧૭ વરસની મુદતમાં રાજ કરી ગયા. પણ તાર પછે ઈસવી સને ૩૦૮ માં જે મોટો, નામીચો અને વખણાયલો પાદશાહ ઈરાંનીઓને માંથે થઈ ગયો તે શાહાપુર બીજો હતો. ઈરાંનમાં અરબોએ ઘણો દોર ચલાવેલો તથા શાહાપુરની ફુઈને તેઓ પકડી લઈ ગયલા, તેનાં વેરમાં શાહાપુરે આરબોને શખત સજા કરાવેલી, તે હીઆં સુધી કે તેઓનાં ખભાંનાં હાડકાં ભાંજી નાંખી, તે હાડકાં મધે આંધરાં પડાવયાં તથા તેમાં દોરી પોઈને તેઓને હેરાંણ કીધા હતા, તે ઉપરથી આરબો તેને "જુલકતાફ" ઈઆને ખભાંઓનો સાહેબ કરી કેહેતા તથા તેનું એ નામ પડી ગયું હતું.

એ શાહાપુર જુલકતાફ, જેણે રોમનાં નામીચા શાંનશાહ જુલીઅનને વડીક લડાઈમાં હરાવયો હતો, તે ઘણો નેક, દાહાપણવાલો અને પોતાના રઈએત તથા અમીરોપર માયાલુ હતો. તેના એ અમીરોએ તેનાં તરફ ચલાવેલી નેક અને ખરી દેશહીતકારી ચાલથી એ પાદશાહ એટલો દાહાપણવાળો અને માયાલુ થયો હોય એમ દીસેછે. તે ચાલ એ હતી કે જારે શાહાપુરનો બાપ ઈરાનનાં તખત ઉપરથી મરણ પાંમયો તારે શાહાપુર જનમેલો નંહી હતો. એ ઉપરથી જો કોઈ બીજું રાજ ઈઆ બીજો વખત હતેતો ખાલી તખત લેવા સારૂ તરેહવાર ફીતનો ઉઠતે. પણ શાહાપુરની એક રાણીને હંમેલ હતા અને તેને પેટે છોકરો જનમશે એવી નજુમીઓએ આગાહી કીધી હતી, માટે શાહાપુરનાં અમીરોને ધીરજ હતી અને શાહાપુર જનમે તેટલાં ગોપા તે જનમી ચુકો હોય એવું તેઓ સમજતા હતા અને ખાલી તાજને તેવુંજ માન આપતા હતા. તારબાદ તે રાંણીને પેટે છોકરો અવતરયો, જેને અમીરોએ શાહપુરનું નામ આપી તાંજ પેહેરાવયું, એટલુંજ નહી પણ તેને પુખત કેળવણી આપવાની ગોઠવણો કીધી, તથા તે કેળવાઈને તખતને લાએક થયો તાંહાંસુધી તેઓ તેનાં તરફ વફાદાર રહયા. આ દેશહીતકારી અમીરોનાં હેશાંનને શાહાપુર પોતાનાં મોહોત

સુધી ભુલી ગયો નહી હતો. તે બચપણથી દાહાપણ અને દાનાઇની વાતો કરતો હતો અને તેનું તે દાહાપણ તેની કેટલીક નશીએતો ઉપરથી માલમ પડેછે. તેની બે નશીએ તોને હેઠલ ઉતારીએ છઇએ.

"વાતચીત કરવામાં ઘણા મીઠા શબદો વાપરવા જો ઇએ કારણ કે ખરાબ શબદોથી તલવારનાં ઘાહ કરતાં પણ વધારે ઝેહેરી અસર થાયછે."

"વસંત રૂતુનાં ઝપાટા અને નાશકારક સમશેહેર ક રતાં શબદો વધારે ચાનાક આપનારા અને વધારે અસર કારક થઇ શકેછે. શરીરમાંથી એક ભાલાની નોક બાહાર કાહાડી શકાયછે, પણ એક ઘાટકી શબદ જો એકવાર દીલ માં જગા કરેછે તો કદી તે બાહાર નીકલી શકતો નથી."

---

## સીંહ અને વાઘ.



દરીઆવના તથા નદીના પાંણીમાં વસનારાં મોટાં જાનવરોની થોડીક તપાસ આપણે પુરી કીધીછે અને હવે જંગલના પાદશાહ આ બળવાંન પરાંણીઓ વીશે બે બોલ બોલીશું. જેમ દરીઆવમાં મગરમછ અને નદીમાં સોસવાર ઇઆ દરીઆઇ ગેનડો સરવેનો સરદાર છે, તેમજ જંગલમાં સીંહ અને વાઘ ગોયા પાદસાહી ચલાવેછે. તેઓના બળ અને કુવત આગળ બીજા સરવેનું કુવત રદ છે. તેઓ બીઆબાંન જંગલોની અંદર વગર હરકતે રાજ ચલાવેછે અને તેઓને છેડવા, બલકે તેઓના રાજમાં પગ મેળવો એ જીવનું બેઆંનું આપવા બરાબર છે.

લીનીઅસ અને બીજા નામીચા વીદવાંનો ચોપગાં પરાંણીઓમાં સીંહ અને વાઘને એકજ વરગમાં મુકેછે. જે વરગમાં ચીતો, વરૂ, કોહોલું અને બીલાડી છે તેજ વરગના "કારનીવોરા" ઇઆને મંઉસ ખાનારા નામના વીભાગમાં આ ગંજાવર પસુ આવેછે. તેઓનાં ફાડી ખાનારા અને અનીદાર દાંત હોયછે. તેઓની ગંધ પારખવાની શકતી ઘણી તેજ હોયછે તથા તેઓનાં આંતરડાં નાહાનાં હોયછે, તે ઉપરથી તેઓને આ વરગમાં દાખલ કરયાંછે. એ બંને જબરદસત જાનવરોને જોરાવર પંજા આપેલાછે અને જારે તેઓ આસાએસ લેયછે તારે તેઓ એ પંજાને પગની અંદર ખેંચી લીએછે. એ બંને પરાંણીઓ રાતને વખતે શેકાર કરવા નીકલેછે અને બંનેને આતશની બીહીક છે.



સીંહ વાઘ કરતાં વધારે કુવતમંદછે. આ વાત નવાઇ જેવી છે કે તેનો ચેહેરો લગાર માણસનાં ચેહેરાને મળતો આવેછે અને વધારે અજાએબ જેવું એ છે કે ગમે એવો જોરાવર હોવા છતાં તે માણસની મીશાલે સમજુ, દાહાયો અને સખી જીવનો છે! સીંહ અને વાઘ વચે મોટો તફાવત એ છે કે સીંહનું માથું બદનનાં પરમાંણ સાથ લેતાં ઘણું મોટાં કદનું છે અને લાંબા બાલોની એક ખુશનોમાં યાલને લીધે તે ઘણું સોભેછે. પણ સીંહની માદાને એ યાલ આવતી નથી, તેથી નરથી માંદા પીછાંણી શકાયછે.

સીંહનું જાડું અને ચરબદાર નાક, ઘણું પોહલું મોહોડું, તથા રાતી આતશનાં સરખી આંખ હોયછે. તેની પુછડી લાંબી અને પગ ઘણા મજબુત હોયછે. તેનો રંગ ભુરો અને રાતો હોયછે તથા તેની બુમ ઘણી મોટી અને ભયંકાર છે. કુવતમાં એકલું જંગલી રીછ કોઇવાર તેની બરોબરીઉં ઉતરેછે કેમકે એ બંને પરાંણીઓ શેવટ શુધી લડેછે અને બંને સાથે મરણ પાંમેલાંની લાસ કોઇવાર જંગલોમાં મલી આવેછે. તે મુખીઅ કરીને આફરીકા અને એશીયાખંડનાં જંગલોમાં મલી આવેછે, પણ તેની વસતી ઘણી ઓછી થતી જાયછે. હીંદુસતાંનનાં જંગલોમાં એ રાખશી પરાંણી ઘણુ જુજ વસેછે. કેટલાંક લોકો એવું માંનેછે કે સીંહ ઓરત જાતને જોઇને બીહેછે, પણ મુસાફરો એ વાતનો ઇનકાર કરેછે. વાઘનાં કરતાં સીંહ લાંબી ઉમર શુધી જીવેછે. લંડનમાં એક સીંહ ૭૦ વરસ શુધી અને બીજો ૬૩ વરસ સુધી જીવયા હતા.



વાઘનું કદ સીંહનાં જેટલુંજ છે, પણ કોઇવાર તે સીંહ કરતાંબી વધારે કદાવર હોયછે. જે મીશાલે બીલાડી ઉંદરને મોહોડાં મધે ધરીને સેહેલથી ઘસડી જાયછે, તે મીશાલે વાઘ એક ગાયને સેહેલાઇથી લઇ જાઇ શકેછે. હીંદુસતાંનમાં સીંહની વસતી મુતલગ નથી, પણ વાઘની વસતી ઘણી મોટી છે અને વસતીવાલા ભાગોમાં તેઓ ઉપદરવ ચલાવેછે. બંગાલી વાઘ સઉથી જોરાવર ગણાયછે. કેટલાક વાઘો માણસને ખાયછે, અને તે "માણસ ખાનારા" એવા નાંમથી ઓલખાયછે, પણ તેમની ઘણીખરી જાતો માતર બીજાં ઢોરો ઉપરજ પેટ ભરીને શંતોશ પાંમેછે. તેમનુ ઘણામાં ઘણું કદ એક નાહાના વાછરડા જેટલું હોયછે. સા

હ અને વાઘો વીશે ઘણી વાતો ચાલેછે, પણ હીઆં તે પ્રગટ કરવાની જગા નથી.

આવાં મોટાં જબરદસ્ત પરાંણીઓને પણ માણસ પોતાના એક બીલસ ભેજાંથી જોર કરીને પોતાના તાબામાં લઈ શકેછે. સીંહ અને વાઘ ગમે એવાં જબરદસ્ત જાંનવર હોવા છતાં માણસને હાથ પલી શકેછે. તેઓ રાજાઓની નોકરી કરેછે, જેનો સઉથી નજદીકનો દાખલો આપણી પહોશમાં ગાયકવાડનાં રાજમાંથી મળેછે, જાંહાં ઘણાક મોટા પાલેલા વાઘો રાખેલાછે. તેમની આગળ માણસો જઈ શકેછે અને તેઓમાનાં કેટલાકો હરણનાં તથા બીજા શેકાર લાવી આપેછે. સીંહ જેવું ભયંકાર જાનવર પણ કેટલું માણસને તાબે થાયછે, તેનું એક ચીતર હેઠલ આપયુંછે. તે એક યુરોપીઅન ખેલાડીનુંછે, જેણે સીંહને એટલો તાબામાં લીધો હતો કે તે જબરદસ્ત પરાંણી તેનાં હુકમ મુજબ તરેહવાર ખેલો કરતું હતું, તે એટલા સુધી કે તે ખેલાડી તે સીંહનાં મોહમાં આશાનીથી પોતાનું માથું ઈઆ હાથ પગ આપી શકતો હતો.



## ઘરધનીઆંણીનું કામ સેહેલું કરવાની રીત.

### ૪

### નજીવી હાજતો.

ઘણીવાર એક ઘરધનીઆંણી જુવેછે કે પોતાના ભરતાર તરફ ખરાં દીલનો અને પુરતો પેઆર ધરાવા છતાં, તેની સેવાને માટે બનતી કોશેશ કીધા છતાં, તેને મનગમતું ખાવા પીવાનું કરવા માટે બનતી ઉલટ ધરાવા છતાં તે પોતાના ભરતારને રાજી રાખવામાં નીસફળ થાયછે.

આ નાઉમેદીનું પરીનામ ઘણીવાર નજીવી હાજતો ઉપરથી નીપજેછે. જીંદગીના નાહાના નાહાના કાંમો એકઠાં મળીને સુખ અથવા દુખનો, મોજ અથવા કંગાલીએતપણાનો મોટો જથો બનાવેછે. ઘણીવાર ઘરનું સઘળું કામ સારી રીતે બજાવયું હોય તે એક મેરે રહી જાયછે અને નજીવું કામ બજાવાનું રહી ગયું હોયતો તે તરત આંખમાં આવી જાયછે.

દુનીઆંનો આ એક સરેસતો છે કે જે ચીજ આપણી પાસે હોય, જે ચીજ આપણને હંમેસની જોઈએ, તે ઘડીભર નજીવી હોય તો પણ તેના ઉપર આપણ બીજી મોટી ચીજો કરતાં વધારે કીમત મેળીએ છઈએ. ઘણાક ભરતારો એવા હોયછે કે તેઓની મોહોરદારો પોતાના ધણીને માટે રાંધરીમાં આખો દાહાડો ગુજારી, ધુમાડામાં આંખને લાલ બોટાં જેવી કરી, તથા બરદે પરસેવો ઉતારી એક તરફદનું ખાંણું પકાવે, તે જલદી ભુલી જાયછે અને કાંઈ નજીવી અથવા હલકી વાતનો કંટાળો મળતો હોય તે વધારે યાદ રાખેછે.

સુનાબાઈનાં વરને લખતી વખતે ગડબડ ગમતી નથી, અથવા શીરીનબાઈનાં વરથી ગડબડની અંદર વંચાતું નથી. આલીબાઈનો વર પોતાનું વાજું ભાગી જાયછે તો ઘરમા સુતારનું કામ કરેછે અથવા બીજી ઘણીબી મેહેનત કરેછે અને તોપણ લખતી વેળા ખડીયામાં સાહી ઓછી પડેતો કંટાલેછે અને જરા ઉઠીને નવી સહી લેવાની આલસ કરેછે. જરીબાઈનો વર ઘડીઆલ બગડી ગયલું હોવાથી સમારવા બેસેતો કલાકનાં કલાક કાહાડી નાખેછે, પણ ચોપડી ફાટી ગયલી હોવાથી તેને જરા ગુંદરે વલગાવતાં તેને ખોદાએજી યાદ આવેછે. કુવરબાઈનો વર કબટમાંથી ચોપડીઓ કાહાડ મેલ કરતાં જરા કંટાલતો નથી, પણ નાહાતી વખતે પોતાનાં કપડાં કાહાડવાને તે ના પાડે છે અને તેનાં કપડાં આગળને આગળ તઈઆર જોઈએછે.

માટે ભરતારનો પેઆર મેળવવા સારૂં બાયડીને જરૂરનું એ છે કે પેહેલાં તે ધણીનાં ખવાશ અને ખાશીએતનો સારીપઠે અભીઆસ કરી લેવો. શું શું કીધાથી તે રાજી રેહેછે અને શું શું કીધાથી નારાજી રેહછે તે બરાબર જાણી લેવું. તેનાં મીજાજનું મીજાંન બરાબર મનમાં ઉતારવું અને પછે તે સઘલી વાતો યાદ રાખી તે પરમાંણે ઘરની ગોઠવણ અને વહીવટની વલાંણ આપવી.

દરએક ચીજ તેની જગાપર બરાબર રાખવાથી; ખડીયામાં સાહી નહી હોય, ચોપડી ફાટી ગઈ હોય, ટેબલ ખરડાયલી હોય, વાજુ ભાગી ગયું હોય, તો તે સઘલું ભરતારના આવવા આગમચ દરસત કરી રાખવાથી; એવી નાહાની નાહાની શેવાઓ, જે વનાં ભરતાર ઘણો કંટાલે, તે ઘણાં સંભાલથી બજાવી રાખવાથી તે ભરતાર ઘણો ખુશી રહી શકેછે. આફીસમાંથી આવતાંને વાર "નીઉસ પેપર" શોધવું નહી પડે અથવા ફરવા જતીવેલા લાકડી હાજરને હાજર હોય અથવા નાહાવા બેસતીવેલા તેનાં શોખ પરમાંણે કપડાં કાહાડેલાં તઈઆર હોયતો તેવું કરનારી એક બાયડી ભરતારને ખચીત રાજી રાખવાની.

તેનું ખાવાનું તેના શોખ પરમાંણે અથવા ઓછાંનું તેને ભાવે તેવું બનાવામાં ઘરધનીઆંણીએ સદા મસગુલ રેહેવું એમ નથી. એ કામ ભરતાર ઘરમાં આવે તારે બજાવા જવું અને તે નહી હોય તારે બેસીને ટપા મારયા કરવા; તેના કરતાં ભરતારની ગેરહાજરીમાં જે કામ હોય તે કરી લઈ તે આવે તેટલામાં તેના નવા હુકમો સાંભળવાની ફુરસત ધરાવનારી ઓરત ભરતારને વધારે રાજી રાખેછે. "હાજર સો હજુર" એ કેહેવતને ઘરધનીઆંણીઓએ પોતાના મનમાંથી ખસેડવી નહી જોઈએ.

ભરતારને કદાચ વાંચવા નહી ગમે પણ વંચાવા ગમે; કદાચ પોતે ગાએ નહીતો ગવાહે, કદાચ પોતે લખે નહીતો લખાવે, એવી એવી તેને સાધારણ મદદ આપવાને જે બાયડી શકતીવાંન હોય તે ભરતારને ઘણો ખુશી કરી શકેછે. કોઈવાર ભરતારને માતર વાતચીત ભાવેછે, તારે તેની સાથે સારી સારી બાબતો ઉપર વાતચીત કરવી અને વધારે સરસ એ કે તેને ચોંક ચોંક કરીને તેની પાસે સારી સારી વાતચીત બોલાવવી, અને તે બોલે તે ગ્નાનથી અને પરીતથી સંભાળીને તેને વધારે વાતચીતની ઉલટ આપવી, એ પણ ભરતારનો પેઆર મેળવવાની એક યુકતી છે. એ સરવે યુકતીઓ શીખવાનું મુશકેલ નથી.

## પરચુટણ બાબતો.

**જીભ**—કદીખી તમારી જુબાનને પુરેપુરૂ છુટાપણું આપતા ના. તેહને તમે તમારા તાબેદાર કરજો પણ તમે તેના તાબેદાર થાસોના.

**કોલસાનો ખપ**—૧૮૨૪ ના વરસમાં ફક્ત લંડન ખાતે માતર બતીની ગાસ બનાવવા ૫૦૦૦૦) ટન કોલસો ખપયો હતો. ૧૮૫૧ માં ફક્ત એકજ કારખાનામાં ૫૦૦૦૦૦ ટન કોલસો ખપયો હતો.

**કમનસીબ શુકરવાર**—પારીસના કેટલાંક વેહેમી વસનારાઓમાં એક અજબ વેહેમનું બયાન કરવામાં આવેછે, તે એકે સુકરવારને દાહાડે જેમ બને તેમ તેઓ કાંઇબી કામ કરતા નથી, તે એટલાં શુધી કે સુકરવારને દાહાડે દરરોજ કરતાં તયાંની આમનીબસોની ઉપજ વટીક શેહેંકડે ૫૦ ટકા ઘટી જાયછે.

**નાહાની ચીજોથી મોહોટુ મરણ**—ઇશવરના કોપથી નજીવી ચીજોથી મોટાં મરણો નીપજીઆંછે. પોપ આડરીઅનનુ મરણ એક માછરથી, એક રોમન રાજ અધીકારીનુ બાલથી, અને કરીઅન નામના એક યુનાની કવીનું દરાખના બીઆંથી, અને શાહાનશાહ છઠા ચારલસનું કુતરાંની એક રોપથી મરણ થયું હતું.

**બચાં આગલ જુઠુ**—આપણે કાંઈ ખોટુ કહઈએ અને તે એક બાલક પોતાની નીરદોશ અકલ પરમાણે કબુલ કરવાથી આપણને ઘણીવાર રમુજ મલેછે અને એટલા માટે ઘણાઓને બચાંઓ આગલ જુઠું બોલવાની આદત પડી ગઈ હોયછે. પણ એ ટેવ ઘણીજ બુરીછે; બચાંની હજુર પેહલાંજ ખીલતા મગજમાં જે કહીએ તેહનો છાપ પડેછે અને તે ઉધરતાં નીકલી જતો નથી. એ વાત માબાપોએ ખુબ યાદ રાખવી જોઈએછે.

**એક મુસલમાન** પોતે લંડનમાં ગયો તેહનું બયાન કરેછે કે "એક લેડીને પેહલાંજ જોતાં મહને તે આ દુનીઆની લાગી નહી. મોહોટા મોહોટા ઘરો અગાસીઓ સુધાં જાણે મેહેલો જેવા દીશીઆ, એક ઘણીજ સુંદર અગાશી ઉપર બે ઉમરાવ જેવા ઉભા હતા તેઓના માથાં ઉપર ભભુક નાખી હતી અને તેઓ શોકમાં હશે હેવું જાણી અને તેમણે ઉમરાવ લોક સમજી મેં સલામ કરી, પણ માહારો એ માંઓ બેઅખતીઆર હશી પડવાથી તેહને પુછતાં માલમ પંડયુ કે તેઓતો ફક્ત બારણા ઉંઘાડવાવાલા નોકરો હતા."

**ઈંગરેજી સ્ત્રીઓના નામના અરથ**—મેરી એટલે દરીઆની માલેક, મારથા એટલે કડવાસ, ઈસાબેલ એટલે ખુબસુરતી, જુલીઆ એટલે નરમ બાલવાલી, ગરટરૂડ એટલે સચાઈ, ઈલીનોર એટલે વસતીવાલી, એલન એટલે લલચાવનારી, કેરોલાઈન રાણી સમાણ, કલારા ચલકતી અશમ, આગનીશ વફાદાર, અમાનડા ગરીબ, એડીક ખુશાલી ભરેલી, ઓલીવીઆ સુલેહ, ફીબી રોશની, શાહારા શાહાજાદી, શોફીઆ દાહાપણ, એમીલીઆ મનમોહવન, મેટીલડા મોભાવાલી, પોલીન નાહાની, મારગરેટ મોટી, રબેકા ઢોંગી, હેના, એન, અને નાનશી એટલે મયાલુ, જેન દરજજાવાલી, આઇડા સીતારો, લુસી ચલકાટ, લુઈસા બચાવનાર, એમા નાજુક, કેથરાઈન સાફ, ફેની નીરદોશ, લીડીઆ શખત, મીનરવા પવીતર.

**મોહોલાઓમાં રોજી**—લંડન શેહેરમાં સઘલા પરચુટણ વેચનારાઓની શંખયા આસરે બઈરાં છોકરાં મલી ૫૦) હજારની ગણવામાં આવીછે. તેઓમાં મોહોલામાં ગાએણ વજાડનારાઓ ૧૦૦૦), જુના કપડાં વેચનાર ૧૦૦૦), કાફી વેચનારાઓ ૨૦૦), નાટકના હેંડબીલ વેચનારાઓ ૨૦૦), હાંડકાં વેચનારાઓ અને કાદવ કાહાડનારાઓ ૧૦૦૦), કચરો કાહાડનારા ૧૦૦૦), ધુમાંડીયાં સાફ કરનારાઓ ૧૦૦૦), બતી સલગાવનારાઓ ૧૦૦૦), રમકડાં, છતરી, ઘડીઆલ, ખુરશી સમારનારાઓ, ટોપીના બાકસો, કાગજો, ગાયણો, પેટારાઓ, તખો, સાદરી, કોરીકામ, બલાકીંગ, દીવાસલી, ખુંટીઓ, બુતારાઓ, મીઠાઈ, અસતરા, કુતરાના પટા, વગરે વેચનારાઓ મલી ફક્ત જેઓ મોહોલાઓમાં રોજી મેલવેછે તેઓની શંખયા આખી વસતીનો ૪૦મો ભાગ ગણવામાં આવીઓછે.

## ઘરઘતુ નુસકાઓ.

**સેવનું પુડીંગ**—સેવને દુધમો ઉકાલીને પુડીંગ ડીશમો માંન પાથરીને મુકવી, પછી બીજું દુધ અથવા મલાહીમો જરા તજ, ગોલાબ, ખાંન, લીંબુનો રશ અને ઈડાંની દાર મેલવીને શેવપર રેડવુ; પછી બદાંમની પાતલી કાતરી ઉપર પાથરીને જાંહાંવેર માંન જરા કકરૂં થાએ તાંહાંવેર ભુંજવું.

**દાહાજવાનો ઉપાય**—કાંઇ અકસમાતથી શરીરનો કાંઇ નાહાનો ભાગ દાહાજી ગયો હોયતો દરદ નરમ પાડવાનો સરવેથી સુતરો ઉપાય ઈંડાની સફેદીછે. બલેલા ભાગ ઉપર પીછવટે છ સાતવાર એક પછી એક સફેદીના પર ચોપડીઆં હોયતો તે બાહારની હવા લાગવા દેતી નથી અને ચામડી જલદી રૂજ વલી જાયછે.

**રૂમી જરબુરીઆંન**—ગોસત ૧) સેર, ચોખાં ૧) સેર, ઘીહીં ૦॥ સેર, મથો ૦॥ સેર, કાંદા ૦। શેર, તજ ૨) માસા, લવંગ ૧) માસો, જીરૂ ૧) માસો, કેસર ૧) માસો. ધાંના ૧) તોલો, નીમખ ૩) તોલા, આદુ ૨) તોલા, એલચી ૨) માસા.

ગોસતને કાપીને ધાના, આદુ અને નીગખનાં છુદેલા મશાલામો ૧) કલાકવેર રાખવું: એલચી, લવંગ અને કેશરને છુદીને મથાની શાથે ગોસતમો એકરશ કરીને થોડો વાર રેહવા દેવું; પછી બાકીનાં મશાલા તથા અરધાઅ ૨૫ ઘીહીની સાથે ગોસતને રકાબીમો નાખવું; ચોખાને અરધો કલાક ભીનવીને ધોઈને ગોસતપર નાખવા, અને તેની ઉપર અરધો શેર પાણી તથા બાકીનું ઘીહીં રેડીને તપેલી ઢાંકવી, પછી તપીલીપર ઈગાર મુકીને જાંહાંવેર પાણી બરે તાંહાંવેર ધીમી આંચે ચુલા ઉપર રેહેવા દેવું.

—∞—

## રમુજે ફુરસત.

### ચોપાઈ.

૧ મુજનો આકાર હમેશ ગોલ,
મારી કિમતનો નહી તોલ.
તમને છું હું એટલી પ્યારી,
સોભા આપુ તમને ભારી.
તેથી હમેશ તમે મને,
રાખોછો જરૂર, કને.
નીશાન હું છું મોબત તની,
રાખોછ જો પ્યાર કોની ભણી.
મારો ખપછે લગન સમે,
ત્યારે મુજને વાપરો તમે. દીનપાર.

૨. મારૂં નામ સાંભલી ઘણાઓ બીહેછે. તવંગરોને જોકે બીહીવાની જરૂર નથી તોપણ તેઓ મને ચાહાતા નથી. દરેક ઘરમાં મારૂં માથું અને પુછડું શાથે નજર આવશે અને વલી મારૂં માથું ને પુછડું સાથે લેશોતો તમારા મોહોડામાં પાણી છુટશે. જો તમો મેરબાંની કરી મારા છેલા બે અક્ષરમાં આવશો તો મારો રખેવાલ તમોને મારા પેહેલા, બીજા અને ચોથા અક્ષર ખુસી સાથે આપશે. પીઆરી વાંચનારીઓ જો તમો મારા તરીજા અને બીજા અક્ષરની સાંમે આવો તો હું તમોને મરદ સમજુ પણ જારે તમારા મરદોજ તે નામથી બીહેછે તારે તમો શી રીતે મારી સાંમણે આવો ? મારૂં પગલું નાબુદ થએલું જોવાને સઘલાઓ ખુશી થશે. II.

૩ બેનો મારૂં નાંમ શમજતાં આપશે તમને માંતોનો વીચાર,
જો હશો તમો તમારા, ધણીનાં ખરાં વફાદાર.
તરણ અક્શરનો બોલ, વલી શાકું એક નંગ,
નથી પરતી વધારે તમને, તેની કીમત પણ.
તોપણ છઉં તમારા હાતનો, એક અમુલીય શનગાર,
ખોદા ! એ શનગાર કરવાની, કોઈને ફરજ નાં પાર.
ગરદંન મને મારી, જોશો મારૂં બાકીનું નાંમ,
તો ઈઆદ આવશે તમને, મશા ને લાછંન તમામ.
પુછરૂં મારૂં કાપી, જો વાંચશો મારૂં નામ,
તો ગર્ક અને પીઆંનનું, કરવા માંડશો બોલ્યાંન.
વલી પુછરૂં, ને પેટ, જો લેવો શંગાત,
તો ઉન ઈઆ રેશમનું, માંપ આવે હાત.
હવે વધારે જણાવાનો, નથી રહી કશી ગરજ,
જણાવો મારૂં નામ, જો ચાલાક હોવો ખરેખરજ.
ફરામરોજ.

### કવિત મનહરછંદ.

૪ આગ થકી જગ અરીનાંશ નવ પાંમે માટે,
સોનેરીનાં બુટાદાર આકાર બતાવીએ;
પણ જયારે સાથે હોય રૂડો સરદાર ત્યારે,
ઘેરી આસપાસ દલ દેખાવ દેખાવીએ;
સર્વ સત્રુ તેથી પણ નાશ નવ પાંમે કદી.
માટે સરદારીશને એ કામે બોલાવીએ;
નકી તેથી દુશમન તદન વીનાશ પાંમે,
હવે શું ઉતર તારા, ઉરે ઉતરાવીએ.
કા૦ મે૦ કછ પ્રાંતનો રેહેનાર.

---

### ખોલાસો ગઈ વેલાનો.

૧ વીદીઆ.
૨ પેપરમીનટ.
૩ ક અખશર.
૪ પા
શ ખ સ
ધ ર પ છાં ત
દા દ ગ ર દા વ ર
પા ખ પ ર વ ર દે ગા ર
ગુ લ મો ર નુ ઝા ડ
પ ર દે પો શ
જ ગા ત
ર

—∞—

### જીંદગીનો ભરૂસો નથી માટે ઈશ્વરને ભજવો.

"મનામ મહુને હાલ, માહેલો મનામ મહુને હાલ"—એ રાહપર

નમાજ કરલે યાર, ખોદાની નમાંજ કરલે યાર. ટેક.

આય ભરતણો સિંધુ ખેડિને, જવું છ તેને પાર. ખોદા૦ ૧
અહીં તુફાનો થતાં રોજનાં, મટે બન્ને દાદાર. ખોદા૦ ૨
ફિતુરિ દુનિ ને સ્વપ્ન તુલ્યછે, ખરૂં માન મુંઆર. ખોદા૦ ૩
સગાં સ્નેહિ ને મતા માન સહુ, જશે તજિ આ યાર. ખોદા૦ ૪
ભલા ભલાઓ ગયા ચાલિરે, કાલ આપણી વાર. ખોદા૦ ૫
ભુનિ રંગપર મોહ દારુ પી, સુતો શીદ ગમાર ! ખોદા૦ ૬
ઉઠ નાહિલે ભકિત પાંણીએ, પડે ન જમનો માર. ખોદા૦ ૭
ખરો મૂઢ તે કહે અર્દશિર, બન્ને ન જે દાનાર. ખોદા૦ ૮

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં મેહેરવાંનજી જીંદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ:—મેહેરવાંનજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. | આગસટ ૧૮૭૦ | આંક ૭ મો.


## તલેસમાતી તોફાંન

અથવા

### જાદુઈની જુદાઈ—મોહોબતનો મેલાપ.



એક વારતા.

---

### પરકરણ ૧ લું.

### મોહોબતનો મેલાપ.

એક વખતનો પાદશાહ પણ પાછળનો જાદુગર જુઉ પોતાનાં એકાંત ગોફામાં શાહાજાદા તેહેમતનને એક કેદી તરીકે લઈ ગયો.

તે શાહજાદો કે જે જાબુલનાં મોટાં રાજનો વારસ હતો, જેણે સેંકડો આદમીઓની સરનત ઉપર અમલ ચલાવેલો, સેંકડોને પોતાના તાબામાં લીધેલા, તે એક એકાંત ટાપુમાં ઘસડાઈ આવીને, પોતાના સઘલાં કુવતને એક હી ચંકારાની મીશાલે ખોહી દઈને એક જુદા ટક આદમીનો તાબેદાર કેદી થઈ પડયો.

પણ વળી તે તોફાનમાંથી બચેલો શાહજાદો, જેની ખીજમતમાં સેંકડો નોકરો હમેશ હાજર હતા, જેનાં નાક ઉપર એક માખ વટીક સલામત બેસવા પાંમતી નહી હતી, તે પોતાની નોક ખોહીને જુઉની ખીજમતમાં કેદીજ નહી પણ ગોલામ થઈને રહયો, અને તેનાં ગોફામાં હલકાંમાં હલકાં વહીતરાંનું લદોરૂં કરવા લાગો.

થોડાક કલાક આગમચની તેની હાલતમાં અને હાલની હાલત વચે કેટલો મોટો તફાવત ! તખત અને તાજ, પાદશાહી અને જાહોજલાલી, દબદબો અને દમામ, એશ અને આરામ, સનેહીઓ અને સગાંઓ, એ સઘલું ખોહીને એક મુફલેસ ફકીરની હાલતે શાહજાદો તેહેમતન પુગો અને તેની જે જીંદગીની સલામતી ઉપર એક આખી આલમ ભરૂસો રાખતી હતી, તે જીંદગી ઉપર એકલા તેને પણ ભરૂસો નહી હતો.

આવી હાલતમાં જુઉની ગોલામગીરી તેહેમતનનાં ખુશકારાની મીશાળે હતી. મોહોતનાં મોહોમાંથી છુટીને ગોલામ થવું એ એક દીલાસો હતો અને વળી પોતાની આ હાલતમાં એક પરીચેહેરાની નાંજનીન ગુલનારની માયા અને મોહોબત ખેંચવામાં તે ફતેહ પાંમયો હતો, એ વધારે મોટો દીલાસો હતો.

જે બાંનુનો હાથ જીતવા સારૂં તે આખું રાજ હારી જવાને ખુશી થાય, એવી એક બાનું તેની આ હાલતમાં તેને ચાહાવા લાગી તો પછે આ જંજાલ અને દલદેસરીમાં પણ તેને મીઠાસ અને ધીરજ હતી.

એટલા માટે જોકે તેહેમતન એક ચાકરની મીશાલે દલદેસરીમાં પહેલો હતો તોપણ તે બોલતો હતો કે "કેટલીક રમતો મેહેનત આપનારીછે, પણ તેમાંની ખુદ મેહેનત પોતેજ ખુશી પેદા કરેછે. કેટલીક જાતનું નીચપણું ઉંચ પણે ખમી શકાયછે અને ગરીબડી બાબતો માંતબર મતલબ સારી આપેછે. આ મારૂં હલકું કાંમ જેટલું મોટું છે તેટલુંજ ભારી છે, પણ મારી જવાંન શેઠાંણીનું મારી તરફ ધેઆંન, રેહેમદીલી અને માયા એ કાંમને એકદમ ખુશી ભરયું કરી નાંખેછે."

જુઉએ તેહેમતનને લાકડાંનાં હજારો ભારા બાંધીને તે લાકડાં સીંચવાના કામ ઉપર રાખયો હતો. પણ ગુલનાર પોતાના બાપનો એ હુકમ ઘણો ઘાટકી સમજતી હતી અને નોજવાંન તેહેમતન જારે પોતાની બાંહેચહડાવી પોતાની બાહાદુર બાજુએ તે લાકડાંનો ભારો માંથે મેલી ચાલયો જતો હતો તારે ગુલનાર તેનાં તરફ એવી નીરખીને જોતી કે તરતજ તેનાં દીલમાં પેઆર અને દયા ઉભાતી હતી.

કોઈવાર એ સાદી અને કોમલ શાહજાદી તેહેમતનની સોડે જઈ તેને દીલાસો દેતી તથા ધીરજ આપતી હતી. કોઈવાર તેને આસાએસ લઈ થાક ઉતારવા કેહેતી. કોઈવાર તેની અથાગ મેહેનતમાં હાથ ખાંચી બેસવા કેહેતી અને કોઈવારતો તે લાકડાંનાં ભારા પોતે ઉંચકી જવા માંગતી.

ગુલનાર ચાહાતી હતી કે આ લાકડાંનાં ભારાને વીજલી બાલી નાંખેતો કેવું સારૂં. તે તેહેમતનને કેહેતી કે "જારે એ લાકડાં બલશે તારે તારાં દુખ ઉપર રડતાં રડતાં બલશે."

વલી તે તકરાર લેતી કે "એ કામ જારે તું જેવા શાહજાદાને છાજેછે, તારે મનેતો છાજવું જોઈએ અને વલી

મારે હાથે તે વધારે સારી રીતે થવું જોઈએ કેમકે મારી એ કામમાં પુર મરજી છે, પણ તારી નથી."

પણ તેહેમતન પોતેજ મેહેનત કરવાને ખુશી હતો, તે કેહેતો કે "તું જવાંન શેઠાંણી આ વહીતરૂં કરે અને હું બેઠો બેઠો જોયા કરૂં, તેની આંગમચ મારા સાંધેસાંધા ને હું તોડી નાખશ તથા મારી પીઠનાં હાડકાં ભાંજી નાંખશ."

ગુલનાર દયા ખાઈ કેહેતી કે "તેહેમતન તું ઘણો થાકી ગયોછે." પણ તેહેમતન સાફ જવાબ દેતો કે "અંધકાર રાતબી તું શુંદરને જોઈને નાહાસેછે અને જો તું પાશે હોંયતો રોશન અને તાજો રોજ થઇ શકેછે."

આ પરમાંણે વાત ચાલતાં તેહેમતન અને ગુલનાર વચે વધારે ઓલખાંન પડવા માંડી. એક વખતે એ શાહજાદાએ પોતાની પરીજાદ શેઠાંણીનું નામ પુછયું અને પંછે તેની તારીફ કરતાં બોલયો કે "મેં મારા ચાલતા વખતમાં ઘણીક નાજનીનોની ખુબસુરતીની તારીફ કીધીછે અને ઘણીકોના મધુર આવાજે મારા કાંનને બંદીવાન કીધાછે, પણ કોઈમાં મેં સમપુરણ પુરવીણતા દીઠી નથી, પણ કાંઈને કાંઈ ખાંમી સરસમાં સરસ ખુબીની સાંમી લડી તે ખુબીને ઢાંકી નાખેછે."

આ વાતચીતનું શું પરીનામ નીપજવું જોઈએ તે ચતુર વાંચનારને ચેતાવાની જરૂર નથી. ગુલનારે જાહેર કીધું કે "હું મારો પોતાનો ચેહેરો આઇનામાં જોઉં છઉં તે સીવાંએ બીજી કોઈ ઓરતનો કે બાપ સીવાએ બીજા કોઈ મરદનો ચેહેરો મેં જોયો નથી." પણ તેહેમતનને જોતાં વારજ તેના નીરદોશ મનમાં શું શું વીચારો ઉભા થયા તે તેણીએ નીરદોશ સાદાઈથી જાહેર કીધું. તેને પોતાનું દીલ ખોલું કરતાં જોઈ તેહેમતને પણ પોતાનો પેઆર ગુલનારને જાહેર કીધો અને એ ઉપરથી તેઓ અરસપરસ ચાહેછે એવી શોધ કરીને નેકાના ગાંઠથી જોડાવાની તેઓને ઉમેદ પેદા થઈ.

એ ઉમેદ પાર પાડવામાં અડચણ એકજ અને તે ગુલનારના બાપ જુઉની હતી. ગુલનારને તેહેમતને પોતાની રાંણી તરીકે રાખવા ચાહી તેટલા વાસતે જુઉએ ગરમ થઈ તેહેમતનને કેદ કીધો તથા ગોલામ દાખલ રાખ્યો તો હવે તેજ જાદુગર તેને પોતાની બેટી સાથ પરણાવી તેને પોતાના જમાઈ તરીકે કેમ રાખશે ?

પણ વાંચનાર જાંણેછે કે આ જવાંન જોડાંના મગજમાં ઉભી થયલી અડચણ માતર ખેઆલીજ હતી. તેહેમતનને ગુલનાર સાથ મોબતથી મેળવવા સારૂં તો એ પાદસાહી જાદુગરે તે દાહાડાનું મોટું તોફાંન મચાવયું હતું અને તેહેમતનને તેના બાપ તથા રસાલાથી વેગલો પાડી પરી પીરોજના રાગ ઉપર મોહીત દીલે તેને આ ગોફા ગમ ખેંચયો હતો. તેઓ વચે મોબત બંધાવાની જુઉને આશા હતી અને તે મોબત બંધાવાની સઘળી વીગત તે જાંણતો તથા જોતો હતો. જારે આ જવાંન દીલદારો જીગરના પેઆરથી એકેકસે નીરદોસ વાતો કરવાને એકેકની મુલાકાત લેતાં તારે જાદુગર જુઉ બેઆલમ રીતે તેઓની આગળજ ઉભો રહી તેઓની માયા ભરી વાતો સાંભળતો હતો તથા તેના મનની મુરાદ ઉપર ફળ ઉગેછે એટલા માટે શુકર કરતો હતો.

માટે જારે તેહેમતન અને ગુલનાર પોતાની છુપી મોબતને લગનના કોલથી અમલમાં કેમ આણવી તે વીશે જુઉનો ડર અને અંદેશો કરતાં હતાં, તારે એ જાદુગર પોતે તેઓને આઇનદે પરણાવાનો ખેઆલ કરતો હતો.

---

### પરકરણ ૭ મું.

## તેહેમતનનો એક જોડીયો.

પણ હવે થોડોવાર આ ગોફાનાં પાદશાહી રેહેવાસીઓને એ અનઘન હાલતમાં પડતા નાખી આ એકાંત ટાપુની બીજી બાજુ તરફ નજર કરીએ.

આ ટાપુમાં કાંઈ એકલો જુઉ અને તેની બેટીજ વસતાં નહી હતાં. આપણે આગળ જોયુંછે કે જુઉ પોતાની જાદુઈથી પીરોજ સરખી ખુશનોમાં પરીને તેમજ જંદલ સરખા દેવજાદાને પોતાને તાબે કરી શકયો હતો, જેઓ તેની ખીજમતમાં તેનાં કાંમકાજ કરતાં રહયાં હતાં.

એ લોકોનું અને અગત કરીને જંદલનું શું થયું તે સવાલ કદાચ અમારાં વાંચનારાંઓનાં મનમાં ઉભો થતો હશે. માજીનદરાંનનાં દેવ લોકોનાં મુલુકમાંથી હાંકી કાહાડેલી એક દાકણને પેટે અવતરેલા જંદલને જુઉ માતર પોતાની જાદુઈનાંજ જોરે જીતી શકયો હતો.

તે જુઉની ખીજમત કરતો કંટાલી ગયો હતો અને પરી પીરોજ જારે એવા એક દેવજાદાની દાકણી માંનાં પંજામાંથી છુટવાના હેશાંનમાં જુઉની ખીજમત ખુશીથી બજાવતી હતી, તારે એ દરામણો દઇત બડબડી, લડબડી તથા ગાળગલોચ અને સરાપ દઈ જુઉના હુકમ બજાવતો હતો.

જો એકબી કાંમ જુઉ ફરમાવતો એટલે જંદલ બડબડતો કે "મારી માંનાં બદન ઉપર જેવાં ગાંઠ ધુમડાં હતાં, તેવાં તારાં બદનપર થશે. પુરવનો જેહેરી પવણ તારી પીઠ ઉપર આવશે અને તારાં દીલમાં અગણ બાલી મોટા ફોફઈઆ ઉડાવશે. મારી માંનાં તમામ સરાપ અને તેનાં તાબામાં રાખેલા ઉંધરો, ઘલોડી, દેડકા, મધમાંખ તથા વીછુનાં દંખ તુને દુખ દેશે, કેમકે આ ટાપુનો હું પાદશાહ તેનો તું આવીને પાદશાહ થયોછે તથા મને તારા હાથ હેઠલ રઈએત દાખલ રાખયોછે."

આ દરામણા દેવને તાબે રાખવાંનો જુઉના હાથમાં ઈલાજ, જેવાની સાથે તેવોજ નહી પણ તે થાંને બમનો થવામાં હતો. જંદલ જેટલો જંગલી હતો તે કરતાં જુઉ વધારે જંગલી થતો હતો અને જંદલ જેટલો કરૂર તથા ઘાટકી હતો તે કરતાં વધારે ઘાટકી શીખસાથી તે જંદલને જેર કરતો હતો.

તે જંદલનાં દીલમાં આંકડાં ઉપજાવતો, તેનાં સાંધાને અકડાવી મેળતો, તેને આગથી દહજાડતો, તેને પરીઆંઓ પાસે ચમટા તોડાવતો અને એવાજ બીજા ઉપાયોથી પોતાનાં હુકમ મુજબ ચાલવાની તેને ફરજ પાડતો.

આ સજાઓથી જંદલને દુખ થોડું નહી હતું અને ટાપુની પાદશાહી ગઈતો ગઈ, પણ કોઈ બીજા સારા ધણીની નોકરી કરવાને વધારે ખુશી હતો.

માટે આ તોફાનને દાહાડે બીજાં નવાં માંણસોને જો

વાની તેને તક મળી હતી. તે એક ટેકડીની કટર્ણે ઉભો રહી પોતાની હાલત ઉપર અફસોસ કરતો હતો તેવામાં એક બેગાંનો મરદ જાહાડીઓમાં ભરાતો ભરાતો તાંહાં આવી લાગો.

જેમ ગુલનારે પોતાના બાપ સીવાએ કોઈ બીજા આદમીની સીકલ જોઈ નહી હતી, તેમજ જંદલે પણ જીઉ શીવાએ બીજા કોઈને જોયા નહી હતા. તે આ નવા બેગાનાં મરદને જોઈ ઘણોજ વીશોમીત થયો. તેને મનસે તે કોઈ ફરેસતો લાગો અને તેની આગળ જઈ અરજ કરવા લાગો કે તું મારો ખોદા થા અને મારો છુટકારો કર.

એ અનજાનો મરદ તોફાનથી આ ટાપુ ઉપર ઘસડાઈ આવેલા પાદશાહ કોબાદનાં રસાલા માહેલો તુર નામનો એક છાકટો ખાનસમાન હતો. જંદલ તેને જોવાથી જેટલો અચંરત રહયો, તે કરતાં તુરની જંદલ વીશેની અજાએબી વધારે હતી, કેમકે આવી બીહામની સુરત, ગધેડા સરખા કાન, બીલાડી સરખા પંજા, અને સેતાનનાં જેવાં નખ તેણે કદી દીઠાં નહી હતાં.

પણ જંદલને પોતાનીજ ભાશામાં બોલતાં અને વળી આજીજી કરતાં સાંભળી તે વધારે હેરત રહયો, અને હજી તેની અચરતીમાં વધારો કરનારૂં એક બીજું કારણ લાલમલાલ શરાબ હતો. એ છાકટો તે દીવસની સરદીને ભાંજવા સારૂં આખો વખત "ભીંગેલો ને ભીંગેલો" રહયો હતો અને જંદલ આગળ આવયો તારે પણ બાટલી હાથમાં હતી અને શરાબથી ચકચુર હતો.

તેણે આં દેવની આજીજી ઉપરથી તેને દારૂ પાવા માંગયો. તેને મનસે સરવે શંકટોનો ઉપાયજ દારૂ હતો. માટે તેણે આ દેવનું મોહોડું ઉઘાડવા કહયું.

પણ તેનાં બીહામનાં દાચામાં તુર દારૂ નામવા જાય છે તેવામાંજ "તુર—તુર" નામનો એક બીજો અવાજ સંભળાયો. આ એકાંત જંગલમાં તુરને ઓળખે કોણ? અને તેને હાંક કોણ મારે? આ છાકટાંએ વીચારયું કે આ દેવ જંદલનાં બે અવાજ હશે અને બે આવાજ હશે તારે બે મોહોડાં પણ હશે અને બે મોહોડાં સાથે બે જીવ પણ ધરાવતો હશે.

આ વીચારથી દારૂ દારૂને ઠેકાંણે રહી ગયો, તુરનાં હોસ કોસ ઉડી ગયા, તેનાં હાથ અકડી ગયા અને આ અચબુચ ધભરાટની બીહીકથી ગોયા તેની છાતી બેસી ગઈ.

---

## પરકરણ ૮ મું.

## દગો કોણનો સગો?

આ તલેસમાત ભરેલા ટાપુમાં તેહેમતન ઈઆ ઉપલો છાકટો તુર કાંઇ એકલાંજ કીનારે લાગાં નહી હતાં.

તેહેમતનનો બાપ કોબાદ તથા તેનો જાબુલી રસાલો તેમજ વળી માજીનદરાંનનો પાદશાહ અરજાસપ પણ હીઆંજ હતાં અને પેઆરા વાંચનાર જાણેછે કે એ આખો રસાલો પેલાંજ તલેસમાતી તોફાંનથી આ ખડકનાં એકબીજા ભાગ ઉપર ઘસડાઈ આવયો હતો.

એ સરવે જણાઓને તેહેમતનની માહેતમમાં આપણે છેલા છોડયા હતાં પણ આ ગમીમાં તેને દીલાસો આપનારાઓમાં બે તરેહનાં માણસ હતાં.

કોબાદનો વજીર નોજર અને તેનાં રફીકો એવું કેહેતાં કે તેહેમતન સલામતછે અને તે સરવેને પાછો આવી મળશે.

એ લોકો રાસત હતા અને ખરાં દીલથી બોલતા હતા.

બીજાઓ, અને તેમાં કોબાદનો ભાઈ કાવે તથા જીઉનો ભાઈ પાદશાહ અરજાસપ, એવું કેહેતા હતા કે તેહેમતન કાંઈ સલામત હોય નહી, તે આ ફાંની દુનીયામાંતો મળનાર નથી, પણ પેલી મીનાઈ જીહાંનમાં તેને ખચીત મલીશું.

એ લોકો ઠગારા અને દગાબાજ હતા.

શાહાજાદો તેહેમતન જીવતો છે એવું સાંભળવાને તેઓ નાખુશ હતા, સાંભળેતો માનવાને નાખુશ હતા અને ઘડીભર માનતાબી હોય તોપણ તેમ બોલવાને નાખુશ હતા.

જાબુલની ગાદીનો વારસ જીવતો નહી રેહે એવી તેઓની ઉમેદ હતી અને તેથી તેહેમતન જીવતો હોય તોપણ તે નથી જીવતો એવું બીજાઓને મનાવાને તેઓ ખાએશમંદ હતા.

આ દગાબાજીમાં મુખીઅ આગેવાંની અરજાસપની હતી.

તેણે પોતે માજીનદરાંનના તખત ઉપરથી પોતાના ભાઈ જીઉને હાંકી કાહાડયો હતો અને હવે જાબુલી કાવે પણ પોતાના ભાઈ કોબાદને એજ પરમાંણે જાબુલનાં રાજથી પદભશટ કરે એવું તે કાવેને સમજાવા માગતો હતો.

પોતાના જાદુગર ભાઈને પદભસટ કરવામાં અરજાસપને કોબાદની મદદ હતી. હવે કોબાદને પદભસટ કરવામાં કાવેને મદદ કરવાની અરજાસપની ખુશી હતી.

દગો કોઈનો સગો થતો નથી. કોબાદે અરજાસપને પાપી કામમાં મદદ આપી અને તેજ પાપ હવે કોબાદને નડવા નીકલયું હતું. કાવે પોતાના માએ જણેયા ભાઈને મારી નાખવાને નારાજી નહી હતો.

જે ટાપુ ઉપર પોતાના પાદશાહી બીરાદરને ગુનેહગાર અરજાસપે દેશનીકાલ કરાવયો હતો, તેજ ટાપુમાં હવે કોબાદ પણ આવી લાગો હતો અને તેને હીઆંજ ઠાર કરી તેના વગર જાબુલ જવા કરતાં વધારે સરસ ઉસકેરણી અરજાસપને દીસતી નહી હતી.

પણ કાવેને એ કામમાં ઉસકેરવાનું કામ સેહેલ નહી હતું. આટલા બધાં જણના દેખતાં એ છુપી મસલત કરવાની તક નહી હતી અને નીચ અરજાસપ તક શોધતો હતો. થોડા વખતમાં તે તક મળી આવી.

એકતો સઘળા જણ તોફાંની દરીઆવમાં તરફડીયાં મારતાં થાક બહુ ચહડી હતી. બીજુતો પોતાનાં નોજવાન અને દલેર શાહજાદાને ખોહોવાના ગમમાં તેઓ ઘણા નાઉમેદ થયા હતા. તેવા વખતમાં વળી જીઉના જાદુઈ ભરયા ધીમાં પવણની લેહેકી તથા આસપાસના દેખાવની તાજગી અને લીલોતરીમાં ઘણી રાહાત હતી. માટે આ થાકેલાં અને કંટાલેલાં જીગરો આ લોભાવનારાં તતવો વચે ઉંઘાવાને લલચાયાં. પાદશાહ કોબાદની રડતાં રડતાં લાલ બોટાં જેવી થયલી આંખો ઉપર તેમજ દાંનેશમંદ બેહેરામ

ની અને બીજાઓની તે દુખ જોતાં જોતાં થાકી ગયલી આંખો ઉપર ઉંઘે એકદમ ગલબો કરયો અને થોડા વખતમાં ઘણા જણ નીંદરાવસ થઈ ગયા.

પણ એક જણની આંખે ઉંઘ આવી નહી. તે દગાખોર અરજાસપ હતો. તેના દીલમાં તરકટ અને દગાબાજીએ એવું ઘર કરયું હતું કે દગાના કાંઈ નવા દાવ અજમાવા વગર તેને ધીરજ નહી હતી. જારે કોબાદનો ભાઈ કાવે પણ જરા જરા ઉંઘાવા જતો હતો તેવામાં અરજાસપે નવી વાત કાહાડી તેને ઉંઘાતો અટકાવયો.

તે બોલયો કે "નામવર કાવે, શું તું બી ભાએગવંતો છે? કેવાં તારાં નસીબ ખીલી નીકલશે અને આજનો કાવે કાલે કોણ જાણે કેવોં બદલાયલો કાવે થઈ જશે."

પણ એટલું બોલીને વલી જાણે પોતાની ભુલ જોઈ હોય તેમ અરજાસપ બોલી ઉઠયો કે—"પણ નહી, મારે એ વાત છેડવી નહી જોઈએ."

અલબતાં જારે તેણે વાત છેડવા ના કહી તારે કાવેને વધારે ઈનતેજારી લાગી અને તે વાત જાણવા માગી.

અરજાસપ કેહેવાને આતુરજ હતો. તેણે વાત આગલ ચલાવી કે "કાવે, તું કેવો જબરો ભાએગસાલી છે! તારાં પાદસાહી સીર ઉપર એક તાજ આવીને પડતું હોય એવું મને મારા ખેઆલમાં દેખાયછે."

આવા શુખનોની કાવેએ વકી રાખી નહી હતી. તેણે પુછયું કે "અરજાસપ, તું જાગેછે કે ઉંઘાયછે?"

અરજાસપે સાહાદત આપી કે "હું વાત કરૂં છઉં તે તુંને સંભલાયછે કેની!"

કાવેએ બરાબર જવાબ દીધો કે "મારા અજીજ તને હું બોલતાં સાંભલું છઉં ખરો, પણ તારી વાત ઉંઘરેટાનાં જેવી છે. તું કેહેછે કે તને કાંઈ દેખાયછે. ખચીત જોતી આંખે ઉંઘાવું એ કેવી તરેહની ઉંઘ. બોલવું અને હીલવું તોપણ ખાબમાં હોય તેમ બોલવું."

અરજાસપે ઉંઘ બોલ ઉપર રમત શોધી કાહાડી "પાદશાહી તોખમના કાવે, હું ઉંઘાતો નથી, પણ તારૂં ભાએગ ઉંઘમાં છે. ઉંઘાવું ને મરવું બરાબર કેહેવાયછે, પણ આવી હાલતમાં મરવું ઉંઘાવા કરતાં સરસ છે. જીવવું, જાગવું અને તોપણ નસીબને ઉંઘાવા દેવું એ શું?"

કાવેએ ટકોરથી કહયું કે—"હવેતો તું ઉંઘમાં ઘોરેછે, પણ તારી એ ઘોરસમાં કાંઈ અરથ અને ભેદ છે. પણ તું જાણેછે, દોસત, કે હું પાંણીનું માટલું છઉં. હું થંબ અને ઠંડું પાંણી છઉં."

આ ટકોરનો જવાબ આપતાં અરજાસપને ઓછું આવડતું નહી હતું. તે બોલયો કે "તું થંબ પાંણી છે તો ચાલ હું તુને વેહેતાં શીખવું."

કાવે—કબુલ છે પીઆરા દોસત, પણ તું મને ભરતીમાં નાં લઈ જતો ઓટમાં વેહેતાં શીખાડજે.

અરજાસપ—જે માણસ ઓટમાં વેહેવા ચાહે તે બીહીક અથવા આલસને લીધે છેક તલીએ જાયછે. પણ દલાવર કાવે તું જાણતો નથી કે જે કામની તું ટકોર કરે છે, તેજ કામને તું વધારેછે, તે કામને ટંપવા જતાં તેજ કામને તું સાંધેછે.

અરજાસપના આ સરવે શબદોમાં ભરમ હતો, જે કાવેએ જાણવા માંગયો, તારે તેણે કહયું કે "આ સુતેલા વજીર બેહેરામે કોબાદશાહને એવું સમજાવયું છે કે તેનો પુતર જીવતો અને સલામત છે. પણ એ સુતેલો વજીર જમીનપર તરેછે એમ કેહેવું જેટલું રાસતછે તેટલીજ સંચાઈ તેહેમતનને ડુબેલો નહી વીચારવામાં છે."

કાવે એ વાતને મળતો થઈ મત આપયું કે "તેહેમતન સલામત હોય એવી આશા હું મેલું છઉં."

અરજાસપે હીઆં એક નવો ઢોંગ લગાવયો. તે બોલયો કે "આશા મેળેછે? સાંની આશા મેળેછે? આશા મેળવાની તું આશા મેળ? તેહેમતનની આશા મેળવામાં નવી આશા તું મેળવેછે અને તે એવી મોટી આશા છે કે લોભ પોતે તેને ઢાંકી શકતો નથી અને તે આશા પોતાની મેળે પકડાઈ આવેછે. નામવર કાવે, એટલું તો તેં કબુલ કીધું કે તેહેમતન મરણ પાંમયોછે?"

એ વાત કાવેએ કબુલ કીધી, તારે અરજાસપે પુછયું કે "હવે જાબુલની ગાદીનો વારસ કોણ રહયો?"

કાવેએ કોબાદની શાહજાદીનું નામ દીધું કે જે શાહજાદીને હમણાજ તેઓ માહાચીનના રાજાને તાંહાં પરણાવા ગયા હતા અને જાંહાંથી પાછા ફરતાં તેઓ આ તોફાનમાં તણાઈ આવયા હતા.

પણ એ શાહાજાદીનો હક અરજાસપે હસી કાહાડયો. તે બોલયો કે "નેક દીલ કાવે તેં કોણનું નામ દીધું? તે કે જે છેક માણસની જીંદગી કરતાં દુરનાં મુલકમાં પડી છે, જે એટલી દુર પડીછે કે આફતાબ પોતે કાસદ થાય તથા તરતની જનમેલી દાહાડીપર બાલ ઉગવા માંડે તારેજ આપણા કાગળો તેને પુગી શકે; તે કે જેને તાંહાંથી દરીઆવ આપણને ગલી ગયો અને આ ટાપુ ઉપર આપણને પાછા કાહાડયા કે જાંહાં એક એવું કીરતીવાન કામ કરવાની આપણી સરજત છે કે તેની આગળ આફતાબ અને માહાતાબની કીરતી જાંખી છે."

કાવેને પોતાની મતલબ સમજાવતાં અરજાસપને હવે વખત લાગો નહી. તેણે કાવેને સમજાવયું કે જાબુલની ગાદીનાં વારસ શાહાજાદાને દરીઆવમાં ડુબેલોજ રાખવો, શાહાજાદીને ચીનમાં દેશનીકાલ રાખવી અને કાવેએ એકજ તલવારનાં જરબે પોતાનાં ઉંઘાયલા ભાઈ કોબાદનાં બે કકડા કરી પોતાને જાબુલનો પાદશાહ બનાવવો.

કાવેનાં કાચા કાંને આ નીચ કુસલવણીને કબુલ કીધી. એક માથે તાજ ધરાવનાર પાદશાહ બનવાનો લોભ તેની છાતીમાં જોસથી પેદા થયો. આલમનાં પરવરસ પાદશાહ તરીકેનો સઘલો દમામ અને દબદબો, જાહોજલાલી અને મોજ મજાહ, સર નમાવીને નમતાં લોકો તથા હાથ જોડીને આજીજી કરતી રઈએત એ સઘલું ચીતર તેનાં બે ખાલી ભેજાંની સાંમે રંગબેરંગી આકારમાં આવી ઉભું.

તેણે ઠરાવ કરયો કે તેનો ભાઈ કોબાદ ઉંઘાયલોછે તેવામાં તેને જબે કરવો તથા તેનો વજીર બેહેરામ વચમાં નડે નહી એટલા માટે તેને પણ ઠાર મારવો. તેણે અરજાસપ સાથ એકરાર કરયો કે તે જાબુલનાં પાદશાહને ખંડણી આપેછે તે માફ કરવી અને અરજાસપને ભાઈની મીરાજે ચાહાવો.

વળી વધારે દ્યુહાયો થવા સારૂં અરજાસપે માંગી લીધું કે તેણે પોતાના ભાઇને આગમચથી બરતરફ કીધોછે, અને તેથી તેની છાતી ઘારી થયલીછે માટે કોબાદને કંતલ કરવાનું કામ અરજાસપને હાથ રાખ્વું અને કાવેસે પોતે માતર વજીર બેહેરામને મારવાની સમશેહેર પોતાના હાથમાં ધરી.

સંધું નકી થઇ ચુકું અને હવે ઉતાવલ કરવી જોઇએ. વખત વધારે થયો હતો. જે વખત જતો તે કીમતી હતો અને જેટલી ઢીલ થાય તેટલી નુકસાંનકારક હતી.

આ વીચારથી આ બે ખુનીઓ હવે ખુનપર ચઢયા. તેઓ પોતાના મદદગાર અને મુરબીનાં જીવનાં તરસયા થયા. ચંડાલ કાવે પોતાનાં ભાઇનાં લોહીનો પેઆસો થયો, પણ તે નાપાક હેરેમનને ખબર નહી હતી કે પોતાનાં ભાઇનું લોહી તે પોતાનુંજ લોહી છે અને તેથી ભાઇનું ખુન કરવું તે પોતાનું ખુન કીધા બરાબર છે.

પણ લોભે તેમને આંધલા કીધા હતા, માટે તેઓએ ઢીલ કરવા ચાહાયું નહી. તેઓએ ઠરાવ કીધો કે હાથને ધુજાવવા નહી, બદનને હીલવવું નહી, આંખોને જરા ફેરવવી નહી, પણ એકજ જરબમાં તેઓને જબે કરવા. એકજ પલમાં એકદમ પાદશાહ થઇ જવું. એકજ કામથી દોલતમંદ બનવું.

વેહેતી તલવાર મેઆનમાં તલપી રહી હતી. ખુની હાથો આ પાપમાં બોરાવાને તઇઆર હતા. એકજ જપાટો અને કેહેવાને કમકમાટ છુટેછે કે તેઓએ મેઆનમાંથી પોતાની ધારદાર સમશેરને ખેંચી કાહાડી.

—∞∞—

## ગાએણ.



સોભા, સણગાર, ગમત તથા મોજ આપનારા હોનરો જે "ઉંચા હોનરો" ને નામે ઓળખાયછે તેઓ બાબે ગયા અંકમાં આપણે થોહોક વીચાર કરી ઓછે. એ ઉંચા હોનરોમાં ગાએણ સઉથી મહડતા દરજાનો હોનર છે. પણ વળી ગાએણમાં એવી ઉતમ, એવી બુલંદ, એવી તાકો ખુબીઓ છે કે એને હોનર કેહેવો ઇઆ વીદીઆ કેહેવી, એને ખુદરત કેહેવી કે ખુદ ખોદાઇ શકતી કેહેવી, એને માણસાઇ કેહેવું કે ફરેસતાઇ કેહેવું તે કસું સમજ પડતું નથી. આવાજોની ચોકસ મધુર મેળવણી તે ગાએણ છે, પછે તે આવાજ માણસની ઘાંટીમાં હોય, ઇઆ પખશીના ગળામાં હોય, ઇઆ ઢોરોના પોકારમાં હોય, ઇઆ ધાતુની અડટાઅડડીમાં હોય, ઇઆ દરીઆવના મોજામાં હોય, ઇઆ પાણીના વેહેવામાં હોય, ઇઆ પાતરાંઓના ખખડાટમાં હોય, ઇઆ પવણના સુસવાટામાં હોય, ગમે તે ઠેકાણે હોય તો પણ નીઆમીત અને ચહડ ઉતર આવાજ નીકલેતો તેને ગાએણનો શરોદ કહીએ છઇએ. ગાએણના બીજ આ ખુદરતી તતવોમાં ખોદાતાલા તરફથી મેળાયલાંછે અને તે ઉપરથી ગોયા આપણો ગાએણનો હોનર નીકલયોછે.

પણ આવાજની એવી મેળવણી એટલી મધુર કાંએ લાગેછે ? એવી તે શી ખુબી છે કે જેથી એક ગાએણના ધીમાં ઠંડા રાગો નરમ ધીમા વરસાદની મીશાળે કાન ઉપર આવેછે તારે દીલ બાગ બાગ બની રેહછે, તે હજી સુધી માતર એક ખુદરતના ભેદની મીશાળે રહયુંછે. ગાએણને તેની અસરથી આપણ પીછાંણીએ છઇએ અને તે અસર ઉપરથીજ કહી શકીએ છઇએ કે દુનીઆંમાં સઉથી ઉતમમાં ઉતમ મોજ ગાએણ છે. ફરેસતાઓની, સવરગની, ખોદાતાલાની પોતાની જો કાંઇ પણ ઇધાંની આ જીહાનમાં આપણ તેના બંદાઓને મળી હોયતો તે ગાએણ છે. બેહેસતમાં કેવી પરકારે વખત ગુજરેછે તેનો કાંઇ નમુનો જો આ પાપી જીહાનને મળયો હોયતો તે ગાએણ છે. ખરેખર "બેજન ને મનીજેહ" ના નાટકમાં પાદશાહ કેખુશરોના મોહોમાં મેળેલા આ શબદો સચાઇથી પુર છે કે "ગાએણ, ગાએણ ! તારો દાવો ખોદાઇ છે, તારો હોનર આસમાંની છે, તારી શકતી મોઅજેજાતી છે, તારી લેહેજત પવીતર છે." એક લખનાર આછી રીતે દેખાડેછે કે "એક ચીતારાનું ચીતર આપણા મનને ખુશી કરેછે, પણ તે ચીતર આંખે દેખાયછે અને તેથી ખુશી ઉપજેછે. મગર ગાએણ ગેબી અને બેમાલુમ છે તથા બેમાલુમ રીતે તે પોતાની હસતી આપણને જાહેર કરી ખુસી કરેછે."

એક તરતનું જનમેલું બચું પોતાની ભાશા જાંણતું નથી, પોતાની વાહાલી માના પેઆર ભરયા શબદો સમજતું નથી, અને તો પણ તેના મોહોમાંથી નીકલતા શરોદ ગોયા સમજતું હોય તેમ તે દુધમળ બાલ રડતું બંધપડી તેની આંખોમાં ગાએણથી લેહેર આવેછે. એક જંગલીમાં જંગલી દેશ સુધારાની કસી સકતીથી બેનસીબ છે, તાંહાંના જંગલી લોકો માણસોને મારી ખાયછે, કસા પણ હોનરથી તેઓ નાવાકેફ છે, અને તો પણ તેઓ વટીક ગાએણ ગાયછે અને ગાએણથી ગમત પાંમેછે. મુંગાં અને પસુ જનાવરો ઉપર ગાએણની અસર થાયછે, તે હીઆં સુધી કે જેહેરી સરપ ગાએણથી પોતાનું વેર મુકી દઇ નાચવા મંડી જાયછે, એટલુંજ નહી અથવા રાખશી કદનો હાથી ગાએણથી દોલવા મંડી જાયછે, એટલુંજ નહી પણ દરીયામાંની માંહી ઉપર પણ ગાએણની અસર માલમ પડીછે અને પેટે ચાલનારા કેટલાક કીડાઓ વટીક તેનાં મધુર સરોદથી થંભ થઇ જાયછે. લડાઇનાં મેદાનમાં ગાએણ જીવપર આવેલા સીપાહ બચાને ઉસ કેરેછે અને નબલા પાસેબી હીમત તથા મરદાંનગીનાં કાંમો કરાવેછે. કાનગરીવ નામનાં સાએરનાં આ બોલો ખોટા નથી કે "ગાએણમાં એવી ખુબી છે કે જંગલી છાતોને દયાલુ કરેછે, ખડકોને નરમ બનાવેછે, અથવા એક ગંઠાયલા જાહાડને મરડીને વાંકું વાલેછે."

નાઓીયા ફારસી સાએર ફીરદુશીએ દારૂ વીશે લંબાંણથી સીફત કીધીછે, તે એવી મતલબથી કે "દારૂ મુગાને બોલાવેછે, હીચકારાને હીમતવાંન કરેછે" ઇતીઆદી. આ સઘલી સીફત જો દારૂ સરખી એક કેફી વસતુ ઉપર લાગુ

પાડવામાં આવેતો ગાએણ સરખી દારૂ કરતાં હજારો ઘણે
નીરદોશ પદારથ ઉપર તે બરોબર લાગુ પડેછે. મનીજેહ
ની દાસી હોમાએ મોહોબત જેવા એક જુસાની એવીજ
અસરો વરણવેછે તો ગાએણ જેવા તેથીબી કીમતી જોસાની
અસર તેથીબી વધારે હોવી જોઈએ. કાંએકે દારૂ, ઈઆ
એશક ઈઆ બીજા કોઈ પણ શોખ સાથ જેમ મોજ તેમજ
નુકસાન જોડાયલુંછે, પણ ગાએણમાં સઘલી મોજજ છે અ
ને નુકસાન કાંઈજ નથી. નામાકીત લખનાર આડીસન
ની આ સુચનાં બોલેબોલ વાજબી છે કે "એકલું ગાએણ
જ તે હવસ છે કે જે હદથી જીઆદે પુરો પાડી શકાય અ
ને તોપણ નીતી સંબંધી ઈઆ ધરમ સંબંધી લાગણીઓને
નુકસાંન પોહોંચે નહી." ઘણું ખાવાથી, ઘણું પીવાથી, ઘ
ણું ફરવાથી, ઘણું કામ કરવાથી, કાંઈ પણ ઘણું હોવાથી
નુકસાંન થાયછે. પણ એકલું ગાએણજ એવું છે કે તે ઘ
ણું હોય તોપણ નુકસાન કરે નહી, પણ ઓરબી તે મુશકે
લ કાંમોને આસાન કરેછે, ખળરાયલી સપાટીઓને સફાઈ
દાર કરેછે, ખરાબ ખવાશોને સુધારી નાખેછે, ગોસેમંદ જુ
સાને નરમાસવાલો કરેછે. એક કાબેલ ધરમગુરૂ કેહેછે કે
"એક વજંતર ઉપર મારાં આંગલાંને જે ગતી મળેછે, તેજ
ગતી મારી છાતીમાં જીગર ઉપર પણ ચાલુ થાયછે." સાએ
રોનો સાએર મીલટન કેહેછે તેમ "મોહોતની પાંસલીઓની
વચે ગોયા જીવ પેદા કરવાની ગાએણમાં શકતી છે."

કેહેછે કે જારે જયુબલ ફરેસતો એક વજંતર વગાડતો
હતો તારે તેનાં ભાઈબંધ ફરેસતાઓ એવું વીચારતા કે
જે ચીજમાંથી આવો મધુર શરોદ નીકલે તેમાં ખુદ ખોદા
સીવાએ બીજું કોઈ હોય નહી. કવી ડરાઈદનની આ
મીશાલ ગાએણની ખરી ખુબીને ખોલી કરેછે. પણ આ
વાત કેવા અફસોસની છે કે આવા એક નાદર હોનરનો
આપણા લોકોમાં શોખ ઘણો ઓછો છે, એટલુંજ નહી
પણ ગાએણ ગાવા તથા વગાડવાની આપણી બાનુઓમાં
ઘણીક છીટ છે. ગાએણનો હોનર અગત કરીને ઓરત જા
તને છાજેછે. ઓરતનાં આવાજને એટલાજ વાસતે ખોદા
વંદે કોમળ બનાવયોછે. તારે પેઆરી વાંચનારી બાનુઓ
એ વીચાર કરવો જોઈએ કે તેમનાં ભરતારો, ભાઈઓ ઈ
આ બાપો ગાએણનનો શોખ પુરો પાડવા સારૂં વેશીયા રાં
ડો ઉપર આધાર રાખે એ સરવેને શરમ ભરેલું છે. ગાએ
ણની ગમત આપણા લોકોએ રાંડોનાં અનીતી ભરેલા નાચ
માં નહી, પણ પોતાનાં ઘરમાં મેળવવી જોઈએછે. એટલા
માટે આપણી બાનુઓએ સારા સારા ગાએણો બરાબર તા
લ અને સુરનાં કાયદાથી ગાતાં તથા વગાડતાં શીખવું જોઈ
એ. આતસનું ગીત ઈઆ નરસાઈ મેહેતાનો ગરબો, એ
કાંઈ ખરાં ગાએણ સરખું મુદલ નથી. એ સઘળું બેતાલ,
બેસુર બરાડાને મળતું આવેછે. પણ ખરૂં, રાહા સર અ
ને મધુર ગાએણ જે બાંનુ શીખશે તે તેઓનો કીમતી સણ
ગાર ગણાશે તથા પોતાનાં મરદને સુખી કરવાને તેઓનાં હા
થમાં એક હથીઆર આવશે.

---

# બાલની જતન.



જેમ દાંતની જતન વીશે લખતાં આગળ અમે જણા
વયું હતું કે માતર ખોરાકને ચાવવામાંજ નહી પણ બદન
ના સાંચાને ચાલુ રાખવા માટે ખોરાક પચાવાના કામમાં
મદદ આપવામાં દાંતનો સઉથી મોટો ઉપયોગ છે, તેમજ બા
લની જતન વીશે થોડાક વીચારો આપતાં શરૂઆતમાં કેહે
વું જોઈએછે કે બાલનો ઉપયોગ માતર બદનને સોભા આ
પવાનોજ નથી, પણ સરીરની સુખાકારી સાથ તેને સંબંધ
છે. એ બાબતનો વીચાર કરતાં પેહેલાં બાલની બનાવટ વી
શે લગાર વાકેફ થઈશું.

બાલ ગોયા ચાંમડીનું એક ટાકણ છે. ચામડીની
અંદર જીણા જીણા બેમાલુમ છીદરો હોયછે, તેમાંથી બદન
ના ઘણાખરા ભાગો ઉપર બાલ ઉગેછે, જે કેટલાક ભાગ ઉ
પર મોટા અને લાંબા હોવાથી બાલને નામે ઓળખાયછે અ
ને બીજા ભાગો ઉપર બારીક હોવાથી રૂઆંટી કેહેવાયછે.
બાલની બનાવટ ચાંમડીના જેવીજ છે અને બળતી વેળા
તે ચામડીના સરખા વાસ મારેછે. ચામડી ઉપરની એ અ
જાએબ જેવી પેદાસ "આલબયુમન" અથવા ઈંડાંની સપે
તી જેવી એક વસતુ, એક ચોકસ તેલ, ચોકસ રંગ અને
કેટલાક ખારોની મેળવણીથી બનેલીછે. બચાંના જનમ
પછે એક વરસ સુધી રૂઆં ઉગેછે, પણ તાર બાદ તે રૂઆં
ખરી પડી તેમની જગોએ બાલ આવેછે.

બાલ પોકલ નલી સરખા છે. એક તોડેલા બાલના
છેડા આગળથી બે તરણ પીસતાં દેખાયછે, તે પીસતાંને ખેં
ચી કાહાડવાથી તે બાલ ચીરાઈ જાયછે અને તેમાંથી તેના
તરણ પડ માલમ પડેછે. બાલની બાહેર જે પડ હોયછે,
તેની વચે સાખા હોયછે અને તે સાખાના પડની હેડલ કાં
ઈ ગર સરખી વસતુ દેખાયછે. બાહેરનું પડ ખળરાયલું
હોયછે, વચલાં પડમાં રંગ ભરેલો હોયછે, જેથી કાલા, ભુરા
ઈતીઆદી બાલ બનેછે અને છેક અંદરના પડમાં એક જા
તનું તેલ તથા તે સાથે હવા હોયછે. જેમ મુલીયામાંથી જા
હાડ ઉગેછે, તેમ બાલનાં મુલીયાં ચાંમડીમાં પેવસ થયલાંછે.
તે મુલીયાં આગળનો ભાગ જાડો અને બેડાં રોકો હોયછે ત
થા એક કોથલીને મળતો આવેછે. તેમાં બાલની નેસ હો
યછે તથા તેની હેડલ વળી ચામડીમાં એકેક ગાંડ હોયછે અ
ને તે ગાંડમાંથી બાલની વધ થાયછે.

બાલ જેવી એક આપણી સાદી આંખે નજીવી લાગ
તી વસતુની ઉપર ખોદાતાલાએ કેટલી સંભાલ લીધીછે, તે
ઉપલી ટુક કેફીએત કહી આપેછે, અને તે ઉપરથી ખોલ
લું દીસેછે કે આપણે પણ બાલની સારીપઠે જતન લેવી

ઘટેછે. જાનવરોનાં બાલ તેમનાં પોશાકને બદલે કામ આ
વેછે. ઠંડા મુલુકોમાં જાનવરોને જાડા અને ખીચોખીચ
બાલ આપેલા હોયછે. કેટલાક પરાંણીઓનાં બાલ મોસમ
પરમાણે ઘણા ઇઆ થોડા, જાડા ઇઆ પાતલા થાયછે; મા
ણસને પણ ખોદાએ બાલ આપયાછે, તથા તેની મતલબ
પણ ગરમી ઇઆ સરદીથી ચામડીનો સંભાલ રાખવાની
છે. મગર માણસને અકલ બખશેલીછે અને તેથી પોતાને
ફાયદા ભરેલી રીતે બાલનો ઉપયોગ કરવાનું તેના હાથમાં
રાખયુંછે.

માથાંને હમેશ ઠંડું રાખવું જોઇએ, પણ વળી મા
થું બદનમાં સઉથી ઉંચું હોવાને લીધે સુરજનો તાપ તેને
પેહેલે લાગેછે. એટલા માટે માથાં ઉપર લાંબા અને પુશક
લ બાલ આપયાછે. તેથી છેક નીદારથી બોચી સુધી મા
થામાં ગોઠવીને મુકેલા આખાં ભેજાંનો સંભાલ થાયછે.
એ ઉપરથી ખોલશું છે કે છોલેલા ઉંદરની ઝીશાલે આખું
માથું બોરાવાનો રેવાજ વાંધા ભરેલો છે. દુનીઆનાં ઘણા
ખરા દેશોમાં લોકો માથાં ઉપર બાલ વધવા દેયછે, અને
પારસીઓમાં પણ એ ચાલ આસતે આસતે પાછો ચાલુ થ
યોછે એ ઘણું પસંદ કરવા જોગ છે. આગલા ઇરાંનીઓ
બાલનાં ઘણા શોખી હતા અને ઘણી જતનથી ઉધારતા હ
તા તથા તવંગરો તેમાં મોતી વટીક પોતા હતા, એવું તેમ
નાં અસલી કોતરકાંમો ઉપરથી માલમ પડેછે.

પણ વળી બચાવ ઉપરાંત બાલથી સોભા છે. કોઇ
પણ ખુબસુરતીની સીફત કરવી હોયતો તેના બાલ કદી ભુ
લી જવામાં આવતા નથી. આખી દુનીઆંમાં સરવે દેશો
મધે બાલ મોટી સોભા ગણાયછે અને એટલાજ માટે બાલ
ને વધારવા પાછળ અગત કરીને સોઓ જતન લીએછે. જે
મ બદનના બીજા ભાગો તેમજ બાલ ચોકસ રોગ ઇઆ ન
જીસાટથી ખરાબી અને બગાડાને આધીન થાયછે. કોઇ
ના બાલ ખરી જાયછે, કોઇના બાલમાં મેલ ઇઆ ખોરો થા
યછે, કોઇના બાલમાં જુઉ નામના જાનવર પાકેછે. એવી
હાલતમાં પોતાનું આ ખુદરતી અભુશણ સુધારવાને ઘણી
બાંનુઓ ખંતી થાયછે. પણ એવી રીતે બાલનો રોગ કાહા
ડવાનું મુશકેલ છે, તેટલું તે રોગ પેદા નહી થાય એવી જ
તન લેવાનું કાંઝ મુશકેલ નથી અને તેટલા માટે બાલની
જતન વીશે થોડાક સાધારણ કાયદા જાંણવા ઘટેછે.

સુવાવડ પછે ઇઆ બાલની જડમાં મરજ પેદા થવાથી
અથવા ધાસતી વગેરે મગજના જુસસાઓથી અથવા કોઠામાં
બગાડ થવાથી અથવા માંથાંની ઉંદરીના દરદથી બાલ ખરી
જાયછે. બાલમાં ખોરો પેદા થવાનું કારણ પણ ઘણીવાર
એવાંજ હોયછે. બાલની હેઠેની ચામડીમાં જીણી ફુલલી
થાયછે અને પછે ઘવડતાં બારીક સફેદ ભુકો નીકલેછે. આ
માંના કેટલાંક કારણો એવાં છે કે જે ઉપર આપણો અખ
તીઆર ચાલી શકતો નથી, તેમજ બીજાં કારણો માણસની
પોતાની ગફલતથી પેદા થાયછે. તો પણ એમાં કોઇનોંબી
ઇલાજ નહી હોય અથવા જતનથી સાજાં નહી થઇ શકે
એવું કાંઇ નથી.

બાલની વધ લોહીના જોસા ઉપર આધાર રાખેછે અ
ને તેથી ચામડીને બરસથી કરીને અથવા કોઇવાર બાલ ટુ
પીને ઉસકેરેલી રાખવાથી બાલનો વધારો થાયછે. વળી બદ
નની અંદર બાલને ઉભા નહી પણ વાંકા ખોસેલાછે,
માટે જે બાજુપર તેનો વાંક હોય તેજ બાજુપર તેની વ
લાંણ આપવી જોઇએ કે તેથી તે બાલ તુટતાં ઇઆ પીખા
ઇ જતાં અટકેછે. બાલની અંદર ખુદરતેજ એક જાતનો
ચીકાસ મેળેલોછે, જે બાલને નરમ રાખવા તથા ઉગાડવા
કામ લાગેછે. એટલા માટે તેનાં ચીકાસમાં નવાં નવાં તેલો
ઇઆ બીજી ચીકણી પદારથોથી ઘણો વધારો કરવામાં નુક
સાંન થાયછે, તેમજ બાલને ઘણા ચોરી રગડીને ધોવાથી તે
સઘલું ખુદરતી તેલ ધોવાઇ જાયછે તારે પણ બાલ શખત,
સુકા અને કકડા થઇને નુકસાનમાં આવેછે.

બાલને દરરોજ સાફ રાખવા અને દરરોજ હોળવા
એ બાલની જતનમાં સઉથી અગતનો કાયદો છે. બાલને
સાફ રાખવા માટે તેમને થંડાં પાંણીએ ધોવા સરખો બી
જો સુતરો ઉપાય એકે નથી, પણ તેને ધોવા પછે એક તુવા
લે નુછીને સારીપઠે સુકવવાનું યાદ રાખવું જોઇએ. બા
લને સુકવવામા મદદ આપવા સારૂં "હેર પાઉડર" આ
વેછે તે જરા બરસ ઉપર નાખીને તે વટે બરશ કીધાથી બા
લ વધારે સુકાયછે અને અગત કરીને જારે લાંબા બાલ હો
યછે તથા તેથી સુકવવા મુશકેલ પડેછે તારે એ ઉપાય અ
ગતનો થઇ પડેછે.

બાલને દરરોજ બરસથી કરીને હોરવાની જરૂર છે,
મગર યાદ રાખવું કે એ બરસ બાલને માટે નહી પણ
માંથાંને માટેછે, તેથી બાલની અંદરથી માંથાંની ચાંમડી સુધી
પોંહોંચે એવા દાંતાના બરસો વાપરવા જોઇએ કે તે ચાંમડીને
જરા જરા ઓખવવાથી ચાંમડીને તનદરોસતી ભરેલી રીતે
ઉસકેરેછે અને બાલની વધમાં મદદ કરેછે. એ રીતે જારે
બરસ બાળની જડને ઘસે તારે હોરતી વેળા બાલની ઉપર
બીજે હાથ રાખી તેને હાથે હાથે સાફ કરતા જવું જોઇ
એ. નીખીઆ અને કાંસકીઓ બાલને ઘણું નુકસાંન ક
રેછે તેથી એ શુંદર અવીઅય ચુંથાઇ પીખાઇ જાયછે, મા
ટે બરશ વાપરવાની વધારે ભલામણ કરવામાં આવેછે.

બાલ કાતરવાનું કેટલીક વખતે ગુણગારૂં થઇ પડે
છે. સાધારણ હાલતમાં દર મહીને, બે મહીને થોડા થોડા
બાલ કાતરવાથી તેના ઉધરભાવને મદદ મળેછે. અગત ક
રીને જાંહાં બાલ ઘણા રોગીશટ અને થોડાજ ઉગતા હોય
તાંહાં સંભાલથી તેમને કાતરવાથી બાલને મજબુતી આવે
છે. તેમજ રોગીસટ બાલોને ચુંટી ચુંટીને વખતે વખત
ટુંપી કાહાડવાથી પણ એ કાંમને સારી મદદ મળેછે. બા
લની અંદર પોમેટમ ઇઆ તેલ ઉપયોગી છે, પણ તેમાં અ
તીશય મધીઅમપણું વાપરવું જોઇએ અને અગત કરીને
ખુદરતી તેલ ઘટી ગયું હોય તથા તેથી બાલ સુકા છોડાં સ
રખા થતા હોય તારેજ એવા બીજા ચીકાસની વધારે મદદ
લેવી જોઇએછે. બાલને માટે જાહાડપાંણમાંથી નીકલેલાં તે
લ કરતાં જાંનવરોની ચરબીનાં તેલ વધારે કારગત લાગેછે.
સાબુનો ખપ પણ બાલ ઉપર જાજો નહી જોઇએ કેમકે તે
થી બાલનો સઘલો ખુદરતી ચીકાસ ધોવાઇ જાયછે.

છેલે માંથાંને સદા ઢાંકેલું અને બંધ રાખવું એ બા
લને સઉથી નુકસાંનકારક અને ખરાબી પોંહોંચાડનારી રસ

ઝછે. જે વેળાએ બાહાર હવામાં ઈઆ તડકામાં જવું હોય, તેજ વેળા માથું ધાંકવું ઘટેછે. પણ ઘરમાં હમેશ માથું ઉઘાડું રાખવાથી તેને તાહાડક મળેછે, બાલની વધા રે વધ થાયછે તથા સરીરને વધારે સોભા મળેછે. ક પાલ સુધી માથાંની ઉપર એક પટો વીટાલી સઘલા બાલ ને તેમાં બાંધી લેવા એ ઘણું બેદોલ અને નુકસાનકારક છે અને ખરી સોભા તેમજ ખરી સુખાકારા બાલને સારીપઠે હોરીને તથા સણગારીને સારી ઢપથી દેખીતા રાખવામાંછે.



# પારીસ શેહેર.



ના ગમત આપણા લોકોએ રાહાના અ... માં ફરાનસ અને પરૂશીયા વચેની હાલની ...ાં પાએતખત શેહેર માં નહી, પણ પોતાનાં ઘરમાં મેળવવી જોઈએ ... તે તરણ માટે આપણી બાનુઓએ સારા સારા ગાએણો બરાબર તા લ અને સુરનાં કાયદાથી ગાતાં તથા વગાડતાં શીખવું જોઈ એ. આતસનું ગીત ઈઆ નરસાઈ મેહેતાનો ગરબો, એ કાંઈ ખરાં ગાએણ સરખું મુદલ નથી. એ સઘળું બેતાલ, બેસુર બરાડાને મળતું આવેછે. પણ ખરૂં, રાહા સર અ ને મધુર ગાએણ જે બાંનુ શીખશે તે તેઓનો કીમતી સણ ગાર ગણાશે તથા પોતાનાં મરદને સુખી કરવાને તેઓનાં હા થમાં એક હથીઆર આવશે.

દુશમનને હાથ જવા આગમચ તેને બાલી નાંખીને તેના રાખમાં દટાઈ જવાનો તાંહાંનાં રેહેવાસીઓએ ઠરાવ ક રયોછે.

પારીસ જેવું શુંદર, સોબીતું અને રલીઆમનું શેહે ર આખાં યુરોપમાં બીજું એક નથી. તે લંડનથી ૨૧૦ માઈલ દુર, ફરાનસમાં સીન નદી ઉપર આવેલુંછે. એ ન દી શેહેરની વચોવચમાંથી પસાર થાયછે તથા તે ઉપરાંત ન દીમાં બે ટાપુ ઉપર એ શેહેરનો કેટલોક ભાગ આવેલોછે. એ શેહેર વસતીમાં, બાંધણીમાં, ઈમારતોમાં, વીદીઆ હોન રમાં, અને વેપારમાં દરએક રીતે આબાદીની નોક ઉપર આવયુંછે. ફરેંચ સરકારે તેને સેંકડો વરસની જતનથી સુધારયુંછે અને તેમાં અટલી રામશની, ખુશાલી તથા મોજ મજાહા ચાલેછે કે છેક રૂશાયા દેશનાં લોકો પણ મરવા આગમચ એક વખત પારીસ જોઈ આવવાની ઉમેદ રાખે છે. એવાં એક શેહેરની જે કમબખતીનો કાલ આવયોછે, તે કેવો દયા આંણવાજોગ છે તે એ શેહેરનો શેહોક હેવાલ હેડલ ઉતારયોછે, તે ઉપરથી જોવામાં આવશે.

પારીસમાં ૧૫ લાખ માંણસની વસતી છે. ઘરો પાં ચથી ૭ મજલાના છે. જુનાં શેહેર માહેલા કેટલાક મોહોલા ઓ સાંકડા અને આડા ટીડા છે, પણ તારપછે નવાં શેહેર માં મોટા અને શુંદર રસતાઓ બાંધવામાં આવયાછે. આ ખી સીન નદીને ફરતા મોટા અને શુંદર પુસતા બાંધી લી ધાછે અને તેને ફરતાં જાહાડો ઉગાડયાંછે. હીઆં લોકોને ફરવા હરવાની જગા છે, પણ તે ઉપરાંત ફરવા હરવાને લા એક પારીસનાં "બોલવરડ" નામના રસતાં છે, જે શેહેરનો અસલી કોટ ભાંજી નાંખીને બાંધેલા છે. એ રસતા માંહેલો એક ૫૦૦૦ વાર તથા બીજો ૧૬૦૦૦ વાર લાંબો છે અને તેમાં લોકોને ફરવા તથા ગાડીઓ જવાના મારગને ફરતાં જાહાડોની હારની હાર લાગીછે. "સાંશ ઈલઈસીસ" ના મનું મેદાંન પણ ફરવા હરવા માટે ઘણું નામીચુંછે. પણ એવાં મેદાંનો, ચોકો, બાગો, ઈતીઆદી પારીસ ખાતે બેશુ માર છે.

એ સરવે જગોએ એકસરખી હારમાં જાહાડો રો પેલાંછે, સરવે જગોએ ઘણાજ સુંદર ફુવારા તથા એક કર તાં એક સરસ પુતલાંઓ અને મનારાઓ ઉભાં કરેલાંછે. પારીસની મુખીઅ ખુબી અને સોભાએ બાગો, મેદાંનો, ફુ વારા અને પુતલાંઓથી છે. "કાનકારડ" નામનો ચોક નામીચો, સતંભ અને પુતલાંઓ વચેથી ઉડતા ફુવારાને મા ...છે, વચે ... ઈતીઆદી બાલ બ...છે. એ સતંભ ડીબસ ખાતેથી ફતેહની ની ...વવામાં આવયોછે. એજ ચોકમાં ફરાનસ તનું તેલ તથા તે સ... બાદશાહ લુઈ ૧૪ માંનું ઘોડેસવાર બાવલું હાડ ઉગેછે, તેમ બાલ... ...નાં ચોકમાં કાંસાનો ૧૫૦ ફીટ ઉંચો તે મુલીયાં આગળનો ... ...ભ અને તે ઉપર નેપોલીઅન બોનાપા થા એક કોથલીને મળ... "બાસટીલ" નામના ચોકમાં ૧૮૩૦ નાં યછે તથા તેની હેડલ વ... ...આપનારાઓની યાદગારીને માટે જુલાઈ ને તે ગાંઠમાંથી બાલન... જેને મથાલે "સવતંતરપણાની બુધી"

બાલ જેવી એક... ...ને પાંખ ઉંઘાડીને ઉડી જતું બનાવયુંછે તી વસતુની ઉપર ... હાથમાં ભાગેલી સાંકળ અને બીજા હાથ ઉપલી ટુક કેફીએ... ...માપેલીછે. એ સતંભ ૧૫૦ ફીટ ઉંચો છે અ લું દીસેછે કે ... ...વા પાછળ ૧૨ાા લાખ ફરાંક લાગાછે.

આ જાહેર રસતાઓ, બોલવરડો તથા ચોકોની આસ
પાસની દુકાંનો તથા "કાફીખાંનાં" એ તેમની રચનામાં અ
તીશય વધારો કરેછે. મુંબઈની ટરીચરની દુકાંનતો વટાવ
માં જતી રેહ એવી મોટી શુંદર અને ચકચકીત દુકાંનો પા
રીસ મધે છે, પણ વળી "કાફીખાંનાં" એ ચલકાટ તથા સ
ણગારમાં એ દુકાંનોને કોરે બેસાડેછે. તે એક કરતાં એક
સરસ હોયછે અને અંદરથી તમામે સોનેરી ઢોર, મોટા મો
ટા આરસાના તખતા તથા આંખ દીપી આવે એવી રોશ
ની જોવાથી અનજાનાઓ એને માતર ચાહા, કાફી, પીવા
ની જગા નહી પણ મેહેલ વીચારેછે. કેહેછે કે ૧૨ વરસ
ઉપર પારીસમાં આવાં કાફીખાંનાં નહી હતાં પણ પાછળથી
લોકોમાં તેમનો શોખ બહુ વધી ગયોછે. "પાલેસ નાશન
લ" નામનાં મેહેલને ફરતી ગાલરીમાના "કાફીખાંનાં" તથા
દુકાંનોનાં ભપકાની કસી મના નથી. પણ વળી કાફીખાં
નાંને પારીસનાં પોહોંચખાંનાં વીસરાવેછે.

આ બાબતને મથાલે આપેલું ચીતર પારીસનાં એક
પોહોંચખાંનાંનુંછે. વાંચનારી બાંનુઓ જોતાંવારજ તેને કો
ઈ મેહેલ સમજીયાં હશે. ખચીત શીઆંનાં વાંચનારાંઓ
ને એક મેહેલનો જેટલો ખેઆલ નહી હશે, તે કરતાં પણ
સરસ પારીસનાં પોહોંચખાંનાંઓ છે અને તે કેવાં શુંદર હ
શે તેનો ખેઆલ આપવાને ઉપલું ચીતર બસ છે. "હાટ
લ ડી વીલ" નામનાં પોહોંચખાંનાંએતો ફરાનસના મોટા
બલવાના વખતથી નામ મેળવયુંછે અને હમણા પણ સાન
શાહ ગાદીએથી પદભશટ થવા પછે જે નવી સરકાર ઉભી
કરવામાં આવીછે તેની પેહેલી ગોઠવણ એજ પોંહોંચખાંનાં
માં થઈછે. પારીસનાં "લુવર" નામનાં એક મોટાં પોહોં
ચખાંનાંની ઈમારતે એક એકર જમીન રોકીછે. તેમાં ફકત
સુવાનાં ઓરડા ૮૦૦ છે. તેમાં દરરોજ ૭૦૦ માંણસોતો
એકજ ટેબલે જમેછે. તેમાં ખાવાની વાંણી એક બે ઇઆ
દસ બાર નહી પણ સેંકડો હોયછે. એ પોંહોંચખાંનું એટ
લું મોટુંછે કે ચાકરોને બોલાવા કરવા તેમાં વીજલીનો તાર
રાખેલોછે. તેમાં સાંચાની મદદથી ખાંનાંની રકાબી ઈતીઆ
દી એક ઠેકાંણેથી બીજે ઠેકાંણે લઈ જવામાં આવેછે.

પોંહોંચખાંનાંઓથી સરસ મેહેલો પારીસમાં ઘણાક છે.
"ટુઈલ" ("ટાઈલ") અથવા નલીયાંનાં એક કારખાંનાં ઉપર
થી બાંધેલો "ટુઈલીઅરી" નો મેહેલ જેમાં સેનશાહા રેહેછે,
તેનો ફકત દરવાજો બાંધવાનેજ ૬ લાખ રૂપીઆ બેઠાછે.
એ મેહેલનો શુંદર અને મોટો બાગ તમાંમ ઉંચાંમાં
ઉંચાં પુતલાં અને ફુવારાઓથી ભરી નાખ્યોછે. એ બાગ
બે હજાર ફીટ લાંબો અને ૧ હજાર ફીટ પોહોલો છે. એ
મેહેલનો કાંઈ પણ હેવાલ આપવો આ ટુક જગામાં અશ
કીય છે, પણ તેનાં વીસતાર અને રચનાંનો કાંઈ પણ ખે
આલ આપવાને આટલીજ શાહાદત બસ થશે કે એ મેહે
લનો એક ભાગ નવેસરથી બાંધીને તઈઆર કરતાંજ બે ક
રોડ રૂપીઆનો ખરચ બેઠોછે. પારીસનો બીજો વખાંનાં
યલો મેહેલ શેહેરથી થોડોક દુર વરસેલસ નામનો છે. એ
મેહેલ કરોડોને ખરચે બંધાયોછે અને તે કેવો નાંદર હશે
તેની એક શાહાદત આ છે કે એક હજાર ઘોડા માંચે એ
ટલા મોટા તો એ મેહેલના ફકત તબેલા છે. એ મેહેલમાં
રૂતુનો અલંકાર આપી ફુંવારા બાંધયાછે અને તેવા એકેક
ફુવારા ઉપર ૧૦ થી ૧૫ લાખ ફરાંકનો ખરચ થયોછે.
એ મેહેલની સામે હોનરથી એક ખડક બનાવયોછે, જેની
ઉપરથી ચાદરની મીશાલે એક પાંણીનાં ધોતને એક તલા
વમાં રમતાં પુતલાંઓ વચે પડતો કીધોછે. એ મેહેલનાં
ફુવારાઓમાંથી પાંણી ઉછેછે તારે દર વખતે ૧૦ હજાર ફ
રાંકનુંતો ફકત પાંણી ખપેછે. પારીસના બીજા મેહેલો પ
ણ રચનાં અને રોણકમાં ઉતરતા નથી. "પાલેયરાલ"
નામનો મેહેલ જેમાં સેનશાહનો ભતરીજો રેહેતો હતો તે
નો બાગ જે બીજા બાગોની મીશાલે લોકોને મારે ખોલ
લો મેલયોછે, તેમાં ફકત ખુરસીના સેજ ભાડાંથી દર વરસ
૧૫ હજાર રૂપીઆની આવક થાયછે.

પારીસનાં દેવલોમાં "નાટરડેમ" ના નાંમીચાં દેવલ
નાં બે મોટા મીનારાઓ ૨૯૫ ફીટ ઉંચા છે. મેડીલેનનું
દેવલ ઘણુંજ રોણકદાર છે. દેવલો ઉપરાંત તરેહવાર સં
ગરહસથાંનોથી પારીસ ભરપુર છે. "લુવર" ના મેહેલમાં
તમામ ઉંચા હોનરનો કીમતી સંગરહ કરેલોછે. "લકસે
મબરગ" નામનાં મેહેલમાં હઇઆત કારીગરોનાં ચીતરો
એકઠાં કરવામાં આવેછે. પારીસની તંકસાલમાં ૮ માં ચા
રલસ રાજાના વખતથી આજશુધીનાં સીકા, છાપા તથા મો
હોરો એકઠાં કરેલાંછે. યુનાંની ઢપનું બાંધેલું "પાનઠીઅ
ન" નામનું દેવલ પારીસમાં ઉંચામાં ઉંચી જગોએ આવે
લુંછે તે અતીશય નાદર છે, અને તે ઉપરથી યુનાન દે
શની આગલી કીરતી યાદ આવેછે. "ઇનવાલીડસ" ના
મના મેહેલમાં મોટી લશકરી ઇસપીટાલ રાખીછે, જેનાં
ગંજાવર ગુમબજમાં નેપોલીઅન તથા બીજા મોટા રાજદ
વારીઓની કબરો છે. એમાં નેપોલીઅનના ઘોર સંગેમર
મરની બાંધેલીછે તથા તેને બાંધવા પાછલ ૯૦ લાખ ફરાંક
નો ખરચ થયોછે, જેમાં ૨૦ લાખ ફરાંકનો સંગેમરમર
ખપયોછે. "ગોબલીન" ઇઆને ઉતથી મોટી તસવીરો
વણવાનું નામીચું કારખાંનું સરકારી ખરચે ચાલેછે, જે
માં કોઈ ગાલીચો તઈઆર કરતાં ૧૦ વરસ લાગેછે અ
ને ૧॥ થી ૨ લાખ ફરાંક શુધીનો એક ગાલીચો બનેછે.
પારીસનાં જાંનવરોનાં એકજ સંગરહસથાનમાં બે લાખ પ
રાંણીઓ એકઠાં કીધાંછે, જેમાં યુરોપના પખશીઓ ૧૦
હજાર, પેટે ચાલનારા સરપ ઈતીઆદી પરાંણીઓ ૨ હ
જાર, માંછલી ૫ હજાર અને ચોપગાં પરાંણીઓ કાંઈ હ
જારો રાખેલાંછે.

આ કીમતી શેહેરનો હેવાલ લંબાવાને વધારે જગા ન
હી હોવાથી હવે ટુકમાંજ કહીએ છઈએ કે પારીસમાં ઘણી
ક ઇસપીટાલો છે, જેમાંની એક મધેજ ૬ હજાર દરદીઓ છે.
પારીસમાં ૧૫ બંદીખાનાં છે, જેમાનાં એક મધે ૧૧ હજા
ર કોઠડીઓ છે. પારીસમાં મોટાં અને લખો પુસતકોથી
ભરેલાં પુસતકખાનાં ૪૦ છે અને ૨૦ નાટકશાલા છે, જે
દરએક બાંધણીમાં મોટા મોટા મેહેલો કરતાં વધારે રલીઆ
મનાં છે. પારીસમાં ઘણીક મોટી મોટી મદરેસાઓ સથા
પેલીછે, જેમાંની એક મુખીઅ કાલેજમાં ૩૦ પરોફેસરો
(શીખશાગુરૂઓ) છે, તથા બીજી "યુનીવરસીટી એકડેમી"
માં ૮ થી ૯ હજાર વીદીઆરથીઓ એકજ વખતે કેળવ
ણી લેયછે. મુગાં તથા બેહેરાં આદમીઓને કેળવણી આ
પવાની એક મકતબમાં ૧૫ પરોફેસરો છે, અને તે ઉપરાંત

લાવે લઇ જાયછે અને સઘલી આમનીબસોમાં મળીને લોકોની જે આવજાવ થાયછે, તે લંડનની પોસટ આફીસમાંથી દર વરસે જતાં કાગળો કરતાં વધારેછે ! એતો આમનીબસોનો વેહેવાર થયો, પણ બીજી ભાડુતી ગાડીઓનો વેહેવાર કેવો મોટો હશે તે હવે વાંચનારાંઓએ વીચારી લેવું.

# નેપોલીઅન બોનાપારટ.



ફરાનસની હાલની ખુનખાર લડાઇના વખતમાં તાંહાંનાં પદભ્રશટ સાનશાહ નેપોલીઅન તરફ આ પણ સરવેનું ધેઆંન ખેંચાયછે. પણ એ હીમતવાન નરનો કાંઇ બી હેવાલ જાંણવા આગમચ તેના વડીએલ નેપોલીઅન બોનાપારટનું થોડુંક વરતાંત હીઆં આપવું જોઈએછે, હાલનો સાંનશાહ નેપોલીઅન જે વધયોછે તે પોતાનાં એ કાકા નેપોલીઅન બોનાપારટનાં નામથી વધયોછે. તે નામ તરફ ફરેંચ લોકો ઘણો ચાહા બતાવેછે, કેમકે તે સુરા નરે ફરાનસ દેશની કીરતીને ઘણી વધારી હતી અને તે પેઆરને લીધેજ તેનાં આ ભતરીજાને ફરાંનસનાં તખત ઉપર તેઓએ ખુસીથી બેસાડયો હતો. ફરાનસના છેલા સાંનશાહ વીશે વીચાર કરતાં તેનાં ખાનદાન અને બુનીઆદ પેહેલાં તપાસવાની છે, અને તેમ કરતાં લુઇ નેપોલીઅનનો હેવાલ બીજા અંક ઉપર રાખવાની ફરજ પડેછે.

નેપોલીઅન બોનાપારટ ફરાંનસની પડોસમાં કારસીકા નામનાં મોટાં ટાપુનાં એજાકીયો નામના પાએતખત શેહેર ખાતે તા૦ ૧૫ મી આગસટ સને ૧૭૬૯ ને દીને જનમયો હતો. કારસીકાનું ટાપુ તે વખતે તરતનુંજ ફરાનસના રાજ સાથ જોડાયલું હતું અને તેની રાજદુવારી ખટપટમાં નેપોલીઅનના બાપ કારલો બોનાપારટે ઘણોક ભાગ લીધેલો હતો. એજાકીયોમાં નેપોલીઅનનો બાપ એક હોશીઆર બારીસટર હતો. નેપોલીઅન ૧૧ વરસનો હતો, તારે ફરેંચ રાજા તરફના બેડા મુસારા સાથ કારસીકાનાં ગવરનરે તેને ફરાનસમાં બરીએન શેહેરની લશકરી મકતબમાં કેળવણીને માટે મોકલયો. તે વખત સુધી નેપોલીઅન ઘણો તોફાંની છોકરો હતો અને પોતાના વડા ભાઈ જોસફ ઉપર પોતાનો કાબુ રાખવા માંગતો હતો. બરીએનની લશકરી કાલેજમાં નેપોલીઅન ગામડીઓ ગણાતો હતો અને તેનાં ગામડીયા સહી ઉચચારોને માટે તેનાં સોબતીઓ તેને ચીડવતા હતા.

નેપોલીઅનની આ હાલત જાજેવાર ટકી નહી. તેણે અથાગ અભેઆસ જારી કરી ગણીત શાસ્ત્રમાં તે ઘણો માહીતગાર થયો તથા કવીતા અને તવારીખનાં અભેઆસનો ઘણો શોકીન થવા લાગો. ૧૫ વરસની ઉમરે તે પારીસ જઈને તાંહાંની લશકરી મકતબમાં ૧૧ માસ સુધી એક કાડેટ દાખલ રહયો. તેવામાં તેનો બાપ મરણ પામયો પણ જે મસતી તથા મજબુતી નેપોલીઅન બચપણથી બતાવતો હતો; તેમાં ઘટાડો થયો નહી. બોનાપારટનું કુટુંબ ઠીક મોટાઇવાલું હતું, પણ પાછલા દીવસો ઉપર તેમનો વખત ઘણો પડતો આવયો અને કારલો બોનાપારટના મરણથી તેમને વધારે મુસકલ પેદા થઈ. લાપલેસ નામનાં નાંમાકીત વીદવાંનને ગણીતની પરીખશા આપવા બાદ નેપોલીઅન એક લશકરમાં બીજા લફટનંટનાં હોદા ઉપર રહયો, જે પછે ચાર વરસમાં ૧ લા વરગમાં આવયો અને એજ અરસામાં એક ઈનામનો નીબંધ લખીને તથા બીજાં એકાદ બે રાજદુવારી પુસતકો બનાવીને નેપોલીઅને એક લખનાર તરીકે નામ મેળવયું.

એટલામા સને ૧૭૮૯ માં ફરાંનસ મધે મોટો બલવો ઉઠયો અને તેનો ચેપ નેપોલીઅનનાં વતન કારસીકામાં ફેલાયો, જાંહાં નેપોલીઅને પોતાની કોશેશો પેહેલ વેહેલી માંડી હતી. તે ૧૭૯૦ માં એ ટાપુ ખાતે ઉભી થતી એક પલટણનો એક ઉતરતો અમલદાર ઠરયો અને ફરાનસનું નવું રાજ કારસીકાને માથે કબુલ રાખી બલવાને મળતો થયો. ૧૭૯૧ માં પરજાસતાક ફરેંચોએ તેને ૪ થી તોપખાનાંની પલટણનો વડો લફટનંટ બનાવયો, અને ૧૭૯૨ માં તેણે કપટાનની પદવી મેળવવા પછે પારીસનાં ટઇલરીના મેહેલ ઉપર બલવાખોરોએ ચલાવેલા મારાની વેળા તે હાજર હતો. એ વખતથી ફરાનસની પાદસાહાત ગોયા બુજાઈ ગઈ અને પરજાસતાક ઇચ્ચાને રઈએતે પોતે ચલાવાના રાજનું બીજ રોપાયું. પણ એક ગમથી આ કારસીકન સરદાર રઈએતના રાજને માટે લડતો હતો તારે બીજી ગમથી કારસીકામાં તેનાં પોતાનાં મળતીઆઓ પરજાશતાક રાજને ઉંધું વાલવા માંગતા હતા, જેથી નેપોલીઅને પોતાની પખશવાળા જાતભાઈઓને લઇને તે ફરી બેઠેલા જાતભાઈઓ સામે લડાઈ ચલાવી. એ લડાઈમાં તે હારી જવાથી બોનાપારટનાં સઘલાં ખાનદાનને કારસીકાથી હાંકી કાહાડવામાં આવયું.

તે વખતથી નેપોલીઅન પોતાનાં બેસાવંદો સાથે ફરાનસમાં આવી વસયો. ૧૭૯૩ માં દખણનાં લશકરનાં તોપખાનાના વડા તરીકે સરકારની સામે ઉઠેલો એક બલવો બેસાડી દેવા પછે તેણે દખણનાં આખાં લશકરનો સેનાપતી થઈ ટાઉલન ઉપર ઘેરો નાંખયો, જાંહાંનાં લોકોએ ઈંગરેજી લશકરને પોતાનાં શેહેરમાં દાખલ કરેલું હતું. એ લડાઈમાં ઈંગરેજોને સોડે શેહેર ખાલી કરાવયાથી નેપોલીઅનની પેહેલી મોટી ફતેહ થઈ અને તેનાં બદલામાં તેને જેનરલની પદવી મળી. એ પછે તેને ઈટલી તરફ કેટલાક મહીના સુધી ચાકરી કરવી પડી, પણ ૧૭૯૪ માં તેના મળતા વીશેકોનો વખત પડતો આવયો અને પોતાની સરદારી ખોહીને નેપોલીઅન પારીસ ખાતે નામુરાદીમાં આવી રહયો. કેહેછે કે એ વખતે તે એટલો નાસીપાસ થયો હતો કે એક વખત નદીમાં પડીને ડુબી મરવા વટીક ગયો હતો. પણ તેની આ માંઠી હાલત જાજા દીવસ ટકવાની નહી હતી. ફરાનસની તે વખતની રાજ ગોઠવણ પરજાસતાક તંડાંવાળાઓને નાપસંદ હોવાથી તા૦ ૩ જી અકટોબર ૧૭૯૫ ને દીને તેઓએ ફરીથી બલવો કીધો. એ બલવો બેસાડી દેવામાં જેનરલ મીનાઉ હારી જવાથી તેની જગા

ઉપર બારાસ નાંમનો નવો જેનરલ ઠરયો, જેણે નેપોલીઅનને પોતાના હાથ હેઠલ લીધો અને એક દાહાડામાં ચાંપતા ઉપાયો કરી બલવાખોરોને જેર કીધા.

એ ફતેહમાં સઘલી મેહેનત નેપોલીઅનની હતી અને તેથી ફરાંનસની અંદરનાં લશકરના "જેનરલ ઇન ચીફ" તંરીકે તેને ઠરાવવામાં આવયો. આ વખતે, સને ૧૭૯૬માં જોસેફીન નામની એક કુલવંતી સ્ત્રી સાથ પરણવા પછે, નેપોલીઅનને ઇટલીનાં લશકરની સરદારી મળી અને તાંહાંની સરકારની સાંમે પોતાનાં સીપાહઓને આ નોથી લેવાજોગ શબદોથી ઉસકેરયા, "સીપાહઓ, તમો નાગા છો, ભુખા છો; હું તમોને દુનીઆનાં સઉથી ફળવંત ભાગો ઉપર લઈ જવશ; માતબર પરગણાઓ, મોટાં શેહેરો તમારા તાબામાં આવશે, કે જાંહાં તમે માંન, કીરતી અને દોલત પામશો." આ ઉસકેરણીથી ઇટાલીઅન સીપાહઓ પોતાના કરતાં બમનાં લશકરની સાંમે બાહાદુરીથી લડયા. તેમાં આશટરીયાનું લશકર ઇટલીની મદદે આવયું હતું, પણ ચાર દાહાડા સુધી દરરોજ ચાર ઠેકાંણે તેમને હરાવાથી ઇટલીની સરકારને સુલેહ કરવાની ફરજ પડી અને આસટરીઅનોને માર બેમાર કરીને હટાડી મેળયા. ટયુરીનની સરકારે તેની સાથ કોલકરાર કીધા, લામબરડીની સરકાર ઉપર ફતેહ પાંમી તે પરગણાના રાજા તરીકે મીલાનમાં મોટી ધુમથી તે દાખલ થયો. તેની આ ફતેહથી ધ્રુજીને નેપલસના રાજાએ કોલકરાર કીધા, અને પોપે તથા બીજા નાહાનાં ઇટાલીઅન રાજોએ તેને ચોથાઇ આપવા માંડી.

આટલો વખત સુધી નેપોલીઅન પોતાને ફરેંચ સરકારનો નોકર સમજતો હતો; પણ હવે તેણે બરોબરીયો ગણાવા માંડયું. ૧૭૯૬ નાં મે મહીનાંથી ડીસેમબર મહીનાં સુધી તેણે આસટરીયા તરફ કુચ ચલાવી અને આસટરીઅનોનાં બોહોલાં લશકરોને દરએક મોટી લડાઇમાં તે હરાવતો ચાલયો. ૧૭૯૭ ની શરૂઆતમાં આરકોલા, રીવોલી અને માનટુયાની લડાઇમાં આસટરીઅનોનો તદન પરાજય થયો, એટલુંજ નહી પણ રોમના પોપે જરા માંથું ઉંચકયું હતું તેને પણ માર મારી નેપોલીઅને તેની પાસે ટોલેનટીનોનાં હીનપસતી ભરેલા કોલકરાર ઉપર સહી લીધી. હજીબી આસટરીઅનોએ ફરી એકવાર લડવાની હીમત કીધી. નેપોલીઅન તેમનાં રાજ તરફ આવતો હતો તેને અટકાવા સારૂં રાહીન નદી ઉપરથી મોટું લશકર તેની સાંમે ગયું, પણ ૧૭૯૭ નાં એપરેલ મહીનાંમાંતો નેપોલીઅન તેમને હરાવતો હરાવતો છેક લોબન સુધી ગયો જાંહાં અકટોબર મહીનાંમાં તેની સાથ કોલકરાર કરવાની આસટરીયાના સાનશાહાને ફરજ પડી. એ કોલકરારથી રાહીન નદી ઉપરના પરગણાઓ ફરાનસને હસતક થયાં તથા વેનીશીયા જેને નેપોલીઅને તાબે કીધું હતું, તે પરાંત આસટરીયાને આપયું. પોતાને હાથ આવેલા તથા તાબેદાર ઇટલીમાં નેપોલીઅને પરજાસતાક રાજ ચલાવયું, તથા એ રાજને બાહાલ રાખવાની આસટરીયાને ફરજ પાડી.

નેપોલીઅન બોનાપારેટની આ ચહડતી જોઇને ફરાનસની સરકારને પોંતાને બીહીક પેદા થઈ. તેઓએ મીસર દેશ જીતવાને બાંહાંને તેને પોતાથી દુર મોકલયો. તા૦ ૭ મે ૧૭૯૮ ને દીને અલેકજાંદરીયા ખાતે ઉતરવાં બાદ તેણે એક ઢંઢેરો કાહાડી પોતાને સુલતાંનનો ખેરખાહ તથા મામલેકનાં તાબામાંથી મીસરને છોડવનાર ગણુયો. પીરામીડ આગળની લડાઇમાં મામલેકને હરાવવા પછે, મીસરમાં તે નવું રાજ ઉભું કરવામા મશગુલ હતો, તેવામાં ઈંગલંડનાં દરીઆવરધી સુરા સરદાર લારડ નેલસને ફરેંચ કાફલાને નાઇલ નદીની લડાઇમાં હરાવાના સમાચાર આવયા. એ પછે સુલતાંન નેપોલીઅનની સાંમે થયો અને મીસરના જંગલમાં કુચ કરતાં નેપોલીઅને ગેજા તથા જાફાનાં શેહેરો ઉપર લડાઇ ચલાવી. એકર શેહેરમાં સર સીડની સમીઠે સુલતાંનને મદદ કીધાથી નેપોલીઅને હાર ખાધી, તે પાછો કેરો આવયો અને અબુકરની લડાઇમાં ટુરકીઓ ઉપર મોટી ફતેહ મેળવવા બાદ નેપોલીઅન ગોયા કંટાલીઓ હોય તેમ ૧૭૯૮ નાં અકટોબર મહીનામાં મીસર દેશમાં પોતાની બદલી મુકીને ફરાનસ ગયો.

(સાંધણછે.)

---

## નવસારીનાં બઈરાં.

ગુલબાઈ—મરેરે, અંબાઇ, આજે આખા દારાના કોં † ફરેશ ? જરા આવતો ખરી.

અંબાઈ—બરીઉંરે આવવાનું માએ, અવેતો મોંપજ કરજો. બધાં જણ કેહેશે કે નવસારીનાં બઈરાંનું છેક મંબઈવિરથી છપાઈ આયુશ. માએ, અવેતો કોઇનાબી દર રાખવો જોઇસે જો.

શુનાબાઈ—એ શીં કોટક ! મુઓં મંબઇનાં લોક આપરી વાત શું જોંણતોંતોં ! મુઆ પરવારતાઓને કંઈ લખવું ભીતો જોઇએ ! નંઇ જરીઉં ઓસે તારે લોકોની તારી મારી કરેશ.

અં૦—કેજેજે, નવસારીનાં બઈરાં ઓકરડાપર જએશ, નોંશેશ, કુદેસ, જોગાર રમેસ, એકેકને ગાર દેશ, ઈંચખાએશ, ને બધું અલેખર કરેશ !

ગુ૦—મરેરે, આએ વાત જોઇ ! મુઓ તે શું જાણે! બધી વાત જાણે કે જોઇ ગીઓ ઓએ કેની તેમ મુઆએ લખીશ—પણ અંબાઇ, એમ તુંને કોણે કહીઉં ?,

અં૦—પેલા—દેશાઇને ઘેર નુસ આવેશ. તે મારા જીભરૂં જમશેદજીએ વાંચીઉં ઓસે તે માએની આગર આવીને બુમ બરારા પારવા લાગા કે તમેતો છોકરીઓને વેહેતી મુકોશ, કંઇજ સમજતાં નથી. ઉંતો જાણે જાણુતીજ નંઇ ઓઉં તેમ મુગી મુગી બેસી રહી. પછી મેં સોગન ખાધા કે અવે મરૂં તો ઓકરડે નહીં જાઉં.

ગુ૦—અં ! વારૂં ! જોવ, એમ નઇ કરીએ જો ! એતો મુઆ ઘણુંબી છાપે—પેલા કારમખા બે અંધેઆરૂ સુધરાઇ કરવા ફરેઆજ કરેશ, પણ બીશાંરાઓને કોઇ મચકજ નથી આપતું. પાપનો પોતરો, ખણીને અમસેજ પરશે. સુધારાવાલાઓની પોતાની શોકરી દીકરીઓતો

---

† નવસારીનાં બઈરાંને "અં" નું "ઓં" બોલવાની ઘણી ટેવછે.

સાત પાંણીએ ધોએલી કેની તે પોતાની માએ મમાઇઓને શુધારવા નીકરેઆશ.

શુ૦—પણ તમને ખબરશે કેની ગુલબાઇ, કે પેલા કા નજી ઓકરડાપરથી આપુને કારીજ મુકવા આયોતો, પણ દેશાઇજી, દસતુરજીની માએ જાઇઓનું પેટ તારૂં, તે મરૂં અમેશ એવાંજ નેક કોંમો કરતા રેહે, તે મુઆને ગોંગરીને કાહારી મુકયો.

ગુ૦—ઓવે, ઓવે; તે જેમ કાથરે મુરી ખોસીને પ રેઓ તેમ એ મુવા બીજા છાપાવાલાબીલી પરશે.

[એવામાં જરબાઇ નામની એક દસતાનવાલી ઓરત આવેછે.

શું૦—એ ચોખાં દસતુરણ કોંથી આયાં ? આવો મા એ, તમારીજ વાત જોઇએશ. વરી આજે ઓકરહો ગજા વીઓતોકે ?

જર૦—ખીશરે શેરી, ઓંધી રેહ; વરી કોઇ જોશેતો તે કોટક નઇ ખમાશે. પણ ઉંતો એક વાત તમને કેહેવા આવીશ. બોરીની શુનાઇ મારી સહી થાય કેની, તેની કા કાની શોકરી મેહેરી આજે એવી વાત કરતીતી કે પેલો ક રસવારો ઓસનખાં રોજ રોજ તેના મોહોલામાં ધોરાપર બેસીમ——નાં ઘેરમાં આવીઆ કરેશ.

શુ૦—તે ઓસે માંએ, તેનું શું; દવાઇ કરવા આવતો ઓસે. આહા જો, બીચારી ગોરાની પીલી ઘણીજ માંદીશે તે તેની માંએ, તે દારે ઉં પાસેનાં ધનાઇની રતાઇ સાતે ઓંસનખાંને તાં ગઇતી તારે આવેલી ઉતી.

[આ વખતે પાસેનાં ઘરમાંથી એક છોકરી નીકલી
આવી, અને શુના૦ આગલ આવીને બોલી.

રતનબાઇ—માએ શુનાબાઇ તમે અતરધરી મારૂં ના મ લીધું જે હું તમારી સાથે પેલા ઓસનખાંને ઘેર આવી તી; પણ માએ તમે જાણોશ કે જે દારના તમે ને આપરી સાથનાં બધાં જણ વીસે મોહુલામાં ગરબર ઉઠી તેઆરની હું તમારેથી છુટી પરીશ; તારે માએ મારૂં કાંએ શેશમાં નામ લીધું ?

શુ૦—અરેરે, અંબાઇ, ગુલબાઇ, આએ જોયું કે, આ એ શેરી મારીપર કોંણી પારેશતે ? એ શેપર એટલી ઉના ઈ ઉફનાઇ જતી હોશે ? મેં કેદારે એનું નોંમ લીધું !— ઓરી આવરે જીવ ખાઇ, મેં કોં તારૂં નોંમ લીધુંશ કે તું ધમકાવા આવીશ ! ઉં મારાં માએ બાપનું નંઇ સોંખી જાંઉ તે તુંતે કોણ ગવંદરની મોટી શેઠાંણી આવીશ !

ર૦—શુનાબાઇ, હું તમને ધીરજથી પુશુંસ તારે તમે એટલો ગોમો કાંએ કરોશ ? હું કજીઓ શોધવા આવી ન થી; પણ તમે મારૂં નામ બદલામ કરોશ ને વરી પાછાં ફ રી કોંએ જાઓશ ? તે દારે તમે ને ગુલબાઇ મારાં માએજી ને જુઠું સમજાવીને મને માર ખવારેઓ, તે વાત હું ભુ લી ગઈ નથી. માએ કોઇથીતો નહીં પણ ખોદાએથી તો ડરો. તમારાં માએ બાપે તમને વેહેતાં મુકયાં તેથી બીજા ને કાંએ સાપે ખરડોશ ?

ગુ૦—ઓરી આવરે મોંટી મુઇ, તારો ટોરો પીશું, તે દારે તું બંરજોદારૂના——સાતે શું વાત કરતીતી ? તેની સાતે ગીડી પતરીનો વેવાર તું નથી રાખતી કે ? અવે કોં એ મોંનું સીવાઇ ગીઉં ?

ર૦—ગુલબાઇ, તમે કેઓશ તે ખરૂં—તે મારાં મા સીનો શોકરોશે, ને તેનાં માએ ગુજરી ગીઆં તેથી તે મા રા ભઇ જેવોશે. તે મારાં માએજીને પોતાના માંએ જેવાં ગણેશ. પણ તમેતો મોહલે મોહલે ચારા કરોશ, એખલાં ચઉટે જાવાને મસે પેલા ઓસનખાંને ઘેર જાઓશ, માટી ડાની ભીરમાં ભવઇના નાચ જોવા જાઓશ, એ થોરી વાત નથી જો. કોઇનુંબી જરા માનો, ને અવે એવી ચાલ સુધારો.

એટલું બોલીને તે જતી રહી પણ તેણીના છેલા શ બદોથી તેની આગલી સહીઓને જબરો ચટકો લાગો.

જર૦—આએ શેરી શું ફાટી ગઇશ ? બોપ બરા કે બેટા ? આપુને સીખોંમણ દેવા નીકરીશ ? કે જે ભવઇ જોવા જાએશ, તું સું કેશરે લાંનડી, અમેતો ગમે તે કરશું, તું કોણ થાપશ ? વરી કાલે તરઉતા વારાઓ કાછેની વારીમે નોંચ કરાવાનાશે, તે તોંબી ઉંતો જાવાની ! કોંએ ગુલબાઇ, શુનાબાઇ તમેબી માએ આવશો કેની ?

ગુ૦—આપરી પાસેજછે તારેતો વરી નંઇ કોંએ આ વીએ, માએ ! પણ જરબાઇ, મરેરે તમે કેમ આવશો ? મું ઉં અરકાવાનું કેટલા દારાનું મુકતુંજ નથી તે.

જ૦—નંઇરે માએ, કાલે સવારે ઉંતો નાહવાનીજો. (પછી હલુસે કેહેછે) ગુલબાઇ, પરમદારે બધાં છોકરાં તારી પીવા જવાનાંશે, તે તમેબી આવશો કેની, સોરાબદારૂનો ભીખાજી બધી ગોઠવણ કરવાનોશે. આપરે આખે દારેથી દશતુરજીને વજીફે જાશું. કાંએ માએ શુનાબાઇ, અંબાઇ તમે સઉ આવશો કેની ?

અં૦—નંઈ માંએ, મારાં માએ મનેતો આવવા નંઇદે.

ગુ૦—અંબાઇ, એમ દાહાબરી નો થા; તારાં માએ કોં ના કેહવાનાં ઉતાં ? લાવની તારી તરફ ઉં કેઉં ?

શુ૦—પણ ઓરાવ જરી, જો બેન તાં કોઇનો ઓહો કોહો નંઇ જોઇએ જો. તાંતો દસતુરને તાંના મોંટીડા આ વશે ને આપુને જેમ ગમે તેમ રમવા કુદવાનું નંઇ મલશે.

જ૦—નંઇરે, જો એમજ ઓસેતો આપરે બીજે નવ તરે હેકાંણે જાશું. ભીખાજી બીચારો બધી મેનીજ કર વાનોશે.

શુ૦—મરેરે, ભીખાજીબી જાણે આપરી બીજી સહીજ શેજો. બધું આપરા જેવુંજ કોંમ કરવાનું, મારા જી ભરૂ પેશુના લગન ગીઆં તારે મારે ઘેરનું બધું બઇરાનું કોંમ તેણેજ કીધેલું !

ગુ૦—આ હા જો, તેઆરેતો આપુને ઘણીજ મજે પ રીતી. પાશલી રાતે આપણે ગેરીયા રમતી વખતે ઓંજીઉં મારીથી જરા વધારે બેહેકાયું, વારૂ હવે તેમાં શું પયું ? મા ટીડાઓ બેહેકેશ કેની ? મરેરે એવાં લગન અવે કોં થાશે ?

અં૦—આપરા મોહોલામાં માકાની ભીખાઇના બે દી કરાનાં લગન થાવાનોશે કેજે જે આવતા મઇનામે લગન શે. કાપરીઆ પાસે તરેહવાર કપરાં લેશ, ને ઘણીજ ધામ ધુમનાં લગન કરવાનાંશે.

શુ૦—બરીઆં એ લગન, આપુને સું તેમાં ? મુઉં બા ગાવારનું બધું લસકર આવે તે આપુને હસવા બોલવાનું ફાવેજ નઇ; ને વરી તેવું કંઇ થાયુંતો પેલી આંટીઆવારે

નીઓપર જેમ બોતાન જોરાયું તેમ આપરી પરલી જોરાએ. એમાં કંઈ અરધમાં કપરાં રંગવાંની કે એકેકને ધકેલા ધુકેલી કરવાની મજે પરેજ નંઇ, પણ ચાલો માએ અવેતો દીવાની વખત થાઈને વરી રોટલી થાપવાનીછે તે માએ બુમ પારશે. [તેઓ છુટી પડેછે.

—ooooo—

# સુરજની સમજ.

## તેની સપાટી ઊપરનાં ધાભાં.

આફતાબી ગોલામાં દુરબીને કરેલી અજાએબ જેવી શોધોનું જે વંરણુન અમારા ગયા અંકમાં કરયુંછે, તે સઘલી માહાભારત શોધો ઉપરથી પેઆરી વાંચનારી બાનુઓ વીચારશે કે સુરજ બાબેની આપણી સમજ અને ગનેઆનની હદ થઇછે, પણ તેમ નથી. સુરજને લગતી હજી બીજી ઘણી અજાએબ જેવી શોધો જારી રહી છે. સાદી આંખે સુરજ એકસરખો ઝલકાટ ભરેલો અને સફાઇદાર દીસેછે, અને જાંહાંસુધી સાદી આંખે તપાસ ચાલતી હતી, તાંહાંસુધી એવોજ વીચાર ચાલુ રહયો હતો. પણ દુરબીનની શોધ થવા પછે માલમ પડતું ગયું કે સુરજની સપાટી ઉપર આડા ટીઢા અને શીહારંગનાં ચોકસ ધાભાંઓછે, તે ધાભાંઓ સુરજની સપાટી ઉપર ફરતાં ફરે છે, અને ચોકસ વખતે પાછાં નજરે પડેછે. તેઓ પુરવથી પશચીમ દસાએ ચાલતાં દેખાયછે તથા તે નાના પરકારના કદ અને આકારના હોયછે. જારે સુરજની પુરવ કીનારી ઉપર તે પેહેલવેહેલાં દેખાયછે, તારે કેટલાંક નાહાના તથા ધીમી ચાલના દીસેછે. પછે જેમ જેમ સપાટીના મધીઅ ભાગમાં આવતાં જાયછે તેમ તેમ તેઓની દોડ અને કદ વધેછે અને તાંહાંથી ફરીને પશચીમ જતાં પાછી તે જડપમાં તથા કદમાં ઘટાડો થઇ શેવટે બેમાલુમ થાયછે અને પછવાડે ફરી આવીને ચોકસ મુદતે પાછાં પુરવ કીનારી ઉપર પરગટ થાયછે. એ ઉપરથી તેમજ બીજી તપાસો ઉપરથી પેહેંલી અગતની શોધતો એ થઇછે કે સુરજ જોકે એકની એક જગા ઉપર થંભ છે, તો પણ પોતાની ધરી ઉપર ફરયા કરેછે.

વળી કેટલીક એવી મુદતોની નોધ થયલીછે કે જારે સુરજ ઉપર મુદલ ધાભાં દેખાયાં નહી હતાં. સને ૧૬૧૧ થી ૧૬૨૯ સુધી સુરજ કોઇબી વખત ધાભાંથી ખાલી નહી હતો, સીવાએ ૧૬૨૪ ના ડીજેમબર મહીનાના થોડાક દીવસ સુધી તેના ઉપર કસું ધાભું દીસયું નહી હતું. પણ સને ૧૬૫૦ થી ૧૬૭૦ સુધી સુરજની સપાટી તદન ધાભાં વગરની હતી અને સને ૧૭૨૪ નું આખું વરસ પણ એજ હાલતમાં ગુજરયું હતું. પણ પાછલી સદીમાં અને હાલ સુધી ધાભાં વગરનો સુરજ કોઇજ વરસમાં દીસયો હશે. તે નજરે પડતાંજ એ ધાભાં શું ચીજ છે તે શોધી કાહાડવા ઉપર વીદવાંનો મશગુલ રહયાછે અને આજ સુધી તે શોધ ચોમેર ઘણી મેહેનત અને ઉલટથી જારી રહીછે. પેહેલાં એ શોધમાં માતર દુરબીનનીજ મદદ હતી, પણ હાલ "સપેક્ટરાસકોપ" નામના એક નવાં યંતરની શોધ થઇછે, જેની મારફતે હરએક વસતુની બનાવટ અને ખવાસ પોતાની મેળે આપણુને જાહેર થાયછે અને આજ થોડાંજ વરસ થયાં એ હથીઆરે સુરજ વીશેની આપણી સમજમાં બોહલું અજવાલું પાડયુંછે.

પેહેલી શોધ એ ધાભાંના કદ અને વીસતાર માંપવા ઉપર મંડી હતી. હરશચલ નામનો નામીચો જોતીશ, જે સુરજ પાછળ શોધ કરવાની ઉલટમાં પોતાની એક આંખે આંધલો થયો હતો, તેણે એક ધાભું જોયું હતું, જેનો વીઆસ ૫૦૦૦૦ માઇલનો ઇઆને આપણી દુનીઆનાં વીઆસ કરતાં છ ઘણો મોટો હતો. સન ૧૮૩૦ માં એક બીજાં ધાભાંની પોહોલાઇ ૨૩ હજાર માઇલની અને તેનો વીસતાર ૪૪૩૦૦૦૦૦૦ (૪૪| કરોર) ચોરસમાઇલનો હતો. લાપલેસ નામના વીદવાંન જોતીશે સુરજ ઉપરના ધાભાં ગણયાં હતાં, તે આપણી પરૂથવી કરતાં તરણ અને ચાર ઘણા મોટાં હતાં. કોઇવાર સુરજની સંપાટી ઉપર સેંકડો ધાભાં નીકલી આવેછે અને કોઇવાર એક કે બેજ હોયછે. વલી કોઇવાર એ ધાભાં પોતાની મેલે ફાટી જતાં નજરે પડેછે અને નાહાના નાહાના થઇને વીખરાઇ જાયછે. એવું ધારવામાં આવેછે કે સુરજની સપાટીની એ જુદી જુદી હાલત આપણી હવામાં જુદી જુદી અસર કરેછે, અને કોઇવાર વધુ ગરમી ઇઆ વધુ સરદી વધતાં ઓછાં ધાભાં પરમાણે થાયછે.

પેહેલાં એવું માંનવામાં આવતું હતું કે સુરજ એક આતશનો ગોલો છે, અને તેની ઉપર કોઇવાર રાખ ઇઆ મટોડું ઇઆ ધુંવો, નીકલી આવેછે, તેનાં આ ધાભાં બને છે. પણ પાછલથી જે વધારે ભરૂસાદાર શોધ થઇછે, તે ભારે અગતની અને અજાએબ જેવી છે. વીદવાંનો હવે કબુલ કરછે કે એ આફતાબી ગોલો આપણી પરૂથવીનાં ગોલા જેવો કાલો, સંગીન અને અપારદરશક છે, પણ તેની આસપાસ લખો માઇલની જડાઇનું એક બલતી હવાનું પડ ફરી વલેલું છે. જારે આખું સુરજ ધરણ થાયછે અને તેથી જારે સુરજની સપાટી ચંદરનાં ઓથાથી ઘંકાઇ જાયછે, તારે સુરજ તરફ વધારેં સારી રીતે જોવાઇ શકાય છે અને તે વખતે હથીઆરોની મદદથી તેની આસપાસની ઉપલી બલતી હવા બરાબર દેખાઈ આવેછે. તે ઘણી જલકાટ ભરેલી અને ગોલાબી રંગનાં જેવી છે, અને તે સુરજની સપાટીથી લખો અને કરોડો માઇલ ઉંચી અને જાડી છે. એ પછે વીદવાંનો આપણી ખાતરી કરેછે કે સુરજની આસપાસની એ બલતી હવામાં મોટા મોટા વંટોલીયા અને જબરદસત તોફાંનો થાયછે, જે વેલા બલતાં વાદલાંઓ પોતાની એક જગોએથી બીજી જગોએ ખીસેછે, અને તેથી કરીને એ બલતી હવાનાં પડમાં હજારો અને લખો માઇલના મોટા ખોહો પડેછે તથા તેમાંથી સુરજનો માહેલો ભાગ કાલો દેખાઈ આવેછે, તે આપણુને સુરજ ઉપર ધાભાં જેવો લાગેછે. આ સરવે શોધ તે અપરમપાર કીરતારની બોહોલી ખુદરતનું અપાર દાહાપણ અને બેહદ બળ તથા કુવત દેખાડેછે અને માંણસની મગરૂરીને એકદમ તોડી નાખેછે.

—ooooo—

# કપુર.



કપુર એક જાહાડને ઉકાલીને મેળવેલા તેજાબની બનેલી કડણુ, કક્કડી, જલદ વાસની વસતુ છે. કપુર બીજી ભાશાઓમાં કાંમફર, કાફુર ઇતીઆદી એકસરખાં નામોથી ઓળખાયછે, પણ યુરોપમાં એ જીણસ છેક પાછલા વખ્તથી જણાયલીછે. અસલી યુનાનીઓ અને રૂમીઓ કપુરથી અનજાંના હતા અને યુરોપના રેહેવાસીઓમાં એ અનજાનપણું છેક ૧૧ માં સદી સુધી જારી રહયું હતું. એ વખતે આઇમનસેડ નામના કાબેલે કપુરથી યુરોપના લોકોને પેહેલવેહેલા જાંણીતા કીધા હતા, જે પછે તેની શોધ ખાતર તેમા પોતાના જાહાડમાંજ નહીં પણ બીજાં જાહાડો મધેથી પણ મળી આવીછે.

કપુરના જાહાડનું એક ચીતર ઉપર આપયુંછે. એ જાહાડ એશીયાખંડની પશ્ચીમે ચીન, જેપાંન અને કોચીન ચાઇના એટલાજ લતા ઉપર ઉગેછે. તેના પાતરાં હંમેસના લીલાં, મોટાં, લાંબાં અને ઉપલા ભાગમાં ચલકતાં હોયછે. તેના ફુલ નાહાના તથા પીલાસ ભેલા સફેદ રંગના હોયછે. તેના ફળ નાહાના કદના આલુના જેવડાં અને ઘેરા રાતા રંગના હોયછે. એ જાહાડના સઘળા ભાગોમાં અને અગત કરીને તેના ફુલમાં કપુરનો પુશકલ વાસ અને સવાદ હોયછે, જે ઉપરથી દીસેછે કે કપુરનો ખવાશ એ આખાં જાહાડમાં પસરી રેહછે. જેપાંન દેશમાંથી કપુરના જાહાડને જાવાના ટાપુ સુધી લાવવામાં આવયુંછે.

જેપાન દેશમાં સાતજુમાંનાં પરગણામાં તથા ગોટો નામના ટાપુમાં જાહાડમાંથી કપુર બનાવાનો મોટો ઉદયોગ ચાલેછે. જાહાડના લાકડાંને તથા મુળીયાંને કાપીને એક લોઢાંના વાસણમાં પાંણી મધે ઉકાલવામાં આવેછે. તે વાસણનું માથું મટોડીનું બનાવેલું હોયછે અને તેમાં ઘાસ રાખેછે. લાકડાં તથા મુળીયાંને ઉકાલવા પછે તેનો તેજાબ વાસણના માથાંમાં એકઠો થઇ રેહેછે. તે જીના જીના દાંણા જેવો હોયછે, તથા ટબમાં ભરીને તેનો વેપાર ચલાવવામાં આવેછે, જેમાં તે દાંણા સાથે બંધાઇને વલગી જવાથી તેના મોટા ગાંગડા બનેછે. જેપાંનનો એ કપુર બટેવીયાને મારગે યુરોપ આવેછે, અને તેનો ઘણોખરો વેપાર વલંદા લોકોને હાથ છે, જેથી તે "વલંદી કપુર" ને નામે ઓળખાયછે.

ચીનમાં કપુરને લગાર જુદીજ રીતે મેળવવામાં આવેછે. પેહેલાં કાપી નાખેલી દાહાલીઓને પાંણીમાં બોરી મેળેછે, જે પછે તેને આતસ ઉપર ઉકાલવા મેળી, લાકડીના કકડાઓ વટે તે ઉકલતાં પાંણીને કાળવવામાં આવેછે. થોડા વખતમાં દાંખલીઓમાંથી કપુર લાકડીના કકડાઓને વલગી રેહેવા માંડે તાંહાંસુધી કાળવવાનું કામ જારી રેહેછે. તાર પછે કાવાને ગાલી કાહાડેછે અને તે ગલાયલાં પાંણીને થંબ રાખવાથી તેમાંનો કપુર બંધાયછે. એ પછે એક તરાંબાનાં વાસણમાં સુકી મટોડીના પડ વચે કપુરનું પડ કરી તેને ગરમી આપી તેનાં બાફને એક અબરૂ વાલેલાં વાસણમાં ફરી એકઠો કરવામાં આવેછે.

ચીનાઇ કપુર ઘણોખરો ફારમોસાના ટાપુમાં ઉગેછે, જાંહાંથી જુંકોની મારફતે તેનો મોટો જથો ચીનચીઉ નદીને મારગે કનતાંન ખાતે લાવવામાં આવેછે અને તાંહાંથી સીંગાપોર તથા મુંબઇને રસતે તેનો મોટો વેપાર ચાલેછે. જેપાંનીસ તથા ચીનાઇ કપુર પાછળ આટલી મેહેનત થવા છતાં તે સોજો આવતો નથી. તેને સાફ કરવા તથા તેનાં સફાઇદાર ગાંગડા બનાવા યુરોપ ખાતે તેને ફરીથી ગરમી આપવામાં આવેછે. એ કાંમ પેહેલાં ખાતર વેનીસ શેહેરમાં થતું હતું, પણ તારપછે હાલંડ દેશમાં તે મોટા પાયા ઉપર ચાલેછે. કાચના વાસણમાં મેળીને રેતીની અંદર તેને ગરમી આપતાં અને તેનો બાફ બનતાં ૪૮ કલાક લાગેછે, જે પછે તે વાસણોને રેતીમાંથી બાહાર કાહાડી તે ઉપર પાંણી છાંટવામાં આવેછે તથા બીજી ઘણી મેહેનત પડેછે.

સાફ કરેલો કપુર અરધ ગોલાકાર લાઠાઓમાં મળી આવેછે. તે ઝલકતો, પાસાદાર અને બલુ તથા સફેદની વચેના રંગનો હોયછે. તેનો વાસ જલદ છે અને સવાદમાં તે કવડો તથા પાછળથી તાહાડક પાડનારો છે. ખુશબોદાર તેલોની મીશાળે તે હવામાં બલેછે. તે પાંણી કરતાં હલકો અને પાંણીમાં રાખવાથી પાંણીમાં કાંઇ ઘભરાટ થતો હોય તેમ હીલવા મંદી જાયછે, જેમાં તેલનું ટીપું નામવાથી તે નરમ પડેછે. કપુર પાંણીમાં જલદી પીગલતો નથી. કપુરનો એક ભાગ પીગલાવાને પાંણીનાં ૧૦૦૦ ભાગ જોઇએછે. કપુરની બનાવટમાં એ તેલ પોતે તથા કારબોન, હાઇડરોજન અને આકસીજનના તતવો આવેછે. સુગંધી તેલો જેવાં કે લવંદર ઇતીઆદી જે જાહાડોમાંથી નીકલેછે, તેવાં કેટલાંક ચોકસ જાહાડોમાંથી પણ કપુર નીકલેછે.

ખુદરતી પેદાસો ઉપર કપુરની અસર તરેહવાર છે. ખુશબોદાર તેલોથી રોપાઓને જે નુકસાંન પોહોંચેછે, તેવુંજ નુકસાન કપુરનાં પાંણીથી થાયછે. કપુરનાં બાફથી ભરેલી હવા બારીક જાણુવરોનાં નાશ કરેછે અને તેટલાજ માંટે

કપડાંને જીવાં જાણવરો લાગતાં અટકાવા માટે કપુરનો ઘણો ઓહાલો ખપ ચાલેછે. દેરકાઓથી પણ કપુરની ગંધ સોહાવાતી નથી. પખશીઓમાં તે ઝેહેર છે. કુતરામાં તે ફીફરાંનાં સરખી તાણતાર પેદા કરેછે. ઘોડાને તેથી કાંઇ જીવ જેવી ઇજા નથી. માંણસોને માટે દવામાં કપુર તરેહવાર રીતે ગુણગારો છે.



## ફ્રેંચ લોકોનો એક વડીએલ અથવા હંકારનો બદલો.

બે હજારને તરણસો વરસની વાત ઉપર પુરાતન રોમ શેહેરમાં મોટો ધભરાટ ઉપજયો હતો. રોમ જે પાછલથી દુનીયાંની માતાં ગણાતું હતું, તે ઉપલે વખતે એક નાહનું શેહેર હતું. જે યાદગારી ભરેલી મોટી જાહેર ઇમારતો એ શેહેરની જાહોજલાલીની તવારીખ તરીકે આજ શુધી ઉભીછે, તેવી ઇમારતો ઉપલે વખત શેહેરમાં થોડીજ હતી, પણ ઘરૂંખરૂં શેહેર ગામડાં સરીખું તથા જાવલીના જુપડાં ધરાવનારૂં હતું. જે એલમો અને હોનરોથી એ શેહેર પાછલા જમાનાંમાં નામદારી પાંમયું, તે એલમ હોનરો તે વખતે બચગીમાં હતા. જે મોટી સાંનસાહાતે પાછલાં વરસોમાં યુરોપને ધુજાવયું, તે સાંનસાહાતનો વંષ તે માતર પાયો નખાયલો હતો અને એક "કાપીટોલ" (રાજ સભાનો કીલલો) તથા, હેંસી "સેનેટર" (દરબારીઓ) માં તેની પેહેલી નીશાંણ હતી.

રે તે વખતમાં ઉપર કેહેવા મુજબ એક દીવસે રોમ શે
છે જેમ મોટો ધભરાટ ઉડી રહયો હતો. તરેહવાર લોકો ત
તેમ તેમ તરેતો બોલતાં હતાં, અને ખેડુત સીપાહ બચાઓ
ને પશચીમ જતીને તઇઆર થઇ રહયા હતા. "ગાલ લો
શેવટે એમાલુમ થાયછે ગાલ લોકોએ તરેબીઆના કીનારા ઉપર
મુદતે પાછાં પુરવ કીનારે રાવયુંછે." "ગાલ લોકો આપણા
તેમજ બીજી તપાસો ઉપરથી દુર છે." એવા એવા પોકારો
ઇછે કે સુરજ જોકે એકની એક ગાલ લોકોને આવવાની બુ
પોતાની ધરી ઉપર ફરયા કરેછે. છોડીને નાહાસી ગયા અને
વળી કેટલીક એવી મુદતોના પુતોની માતર એક ટોલી
સુરજ ઉપર મુદલ ધાબાં દેખાયાં નહી હતાં. પોતાની ફરજને મા
થી ૧૬૨૯ સુધી સુરજ કોઇબી વખત ધાબાંથી ખાલી નહી હતો, સીવાએ ૧૬૨૪ ના ડીસેમબર મહીનાના થોડાક દીવસ સુધી તેના ઉપર કસું ધાબું દીસયું નહી હતું. પણ સને ૧૬૫૦ થી ૧૬૭૦ સુધી સુરજની સપાટી તદન ધાબાં વગરની હતી અને સને ૧૭૨૪ નું આખું વરસ પણ એજ હાલતમાં ગુજરયું હતું. પણ પાછલી સદીમાં અને હાલ સુધી ધાબાં વગરનો સુરજ કોઇજ વરસમાં દીસયો હશે. તે નજરે પડતાંજ એ ધાબાં શું ચીજ છે તે શોધી કાહાડવા ઉપર વીદવાંનો મશગુલ રહયાછે અને આજ સુધી તે શોધ ચોમેર ઘણી મેહેનત અને ઉલટથી જારી રહીછે. પેહેલાં એ શોધમાં માતર દુરબીનનીજ મદદ હતી, પણ હાલ "સપેકટરાસકોપ" નામના એક નવાં યંતરની શોધ થઇછે, જેની

તેઓ પોતાને લાજ ભરેલી રીતે અમલમા લાવતા હતા. તેઓ ચામડાંથી બદન ધાંકતા હતા તથા માથાં ઉપર સીંગડાં સાથની અજાએબ જેવી કોલાહ પેહેરતા હતા.

તે લોકોનો પાદસાહ બરેનનસ રોમ શેહેર ઉપર ૧
જકુર ધુજારો લાવયો હતો. જારે તે રોમનાં આખાં પ
ગણાને ખુવાર કરી પાએતખત ખાતે આવયો તારે રૂમ
ઓ પોતાથી બની શકયો તેટલો બચાવ કરીને પોતાના ર
જમંદીરની આસપાસ દુશમનની રાહ જોતા બેઠા
એવી તેઓની ધંબીરાઇ, ધીરજ અને સબુરીથી ધાતર્ક
બરેનનસને દયા ઉપજી અને રોમની ભાગલ બાહાર છાવ
ણી નાંખી શેહેરમાં દાખલ થવું કે નહી તે બાબે ઘણું
આનાકાંની કરવા લાગો. તેણે ચલાવેલો જુલમાત તેન
યાદદાસતમાં તાજે હતો અને રૂમીઓની નરમાસ સાથ
તે શરમીંદગીથી પોતાને મુકાબલો કરી શકતો હતો, પણ ૮
રણ ચાર દીવસ જવાથી તે પોતાના ધાટકીપણાને ભુલી ગ
યો, ઉપલા દયાલુ ગુણો તેને છોડી ગયા અને પાછો તે જ
હનુની તથા ખુની થયો.

એ પછે તે ધસારા બંધ પોતાના લશકરને શેહેરમ
લઇ ગયો, ઘરડા દરબારીઓને તેણે કતલ કીધા "કેપીટે
લ" ની ઉપર ઘેરો ઘાલયો અને થોડા વખતમાં તેના બ
ચાવનારાઓ બરેનનસને સરન થયા. તેઓ સાથ એ જંગલી
રાજાએ એવી બોલી કીધી કે તેણે શેહેર ખાલી કરી જવા
ના બદલામા રૂમીઓએ નાંણાંની એક રકમ આપવી. એ
નાંણાં જોખીને આપવાના હતાં. એ જોખવાનું કામ
જાહેરમાં ચલાવવાનું હતું અને રૂમીઓ તરફથી ગોઠવણ
કરવા માટે લોકોના નેઆએદીસ નામે સલપીસીઅશને
ઠરાવવામાં આવયો. એ કામને સારૂં જે જગા ઠરાવી હ
તી તે ગાલ લોકોની છાવણી તથા "કાપીટોલ" ની દેવા
લની વચે હતી, કે જાંહાં ઘણે જમીનદોસત થયાં હતાં
તથા મુડદાંઓ દાટવાવના પડેલાં હતાં.

ઠરાવેલે વખતે નાંણાં તોલવાનો એક રાખશી કાંટો
ઉભો કરવામાં આવયો. તેની એક બાજુએ જંગલી પણ
જોરાવર ગાલ લોકો પોતાની લુટ સંભાલવા તથા બીજી
બાજુએ તેવાજ જોરેમંદ પણ સમજુ અને અમીરી ખસ
લતનાં રૂમીઓ પોતાના ખાંધે નાખેલા ટોગા તથા પગમાં
ચંપલો સાથે પોતાના હક તપાસવા આવી ઉભા. રૂમી
ઓએ કબુલાત પરમાંણે નાણા રજુ કીધાં, પણ તે જોખી
સુરજનાં ઓવાર હીલાં બાંહાંનાં નીકલવા લાગાં. જારે એ
ટોલીયા અને રેનનસ રાજે આગલ ઉભો રહી પોતાના મા
વાદલાંઓ પોર તરાજવાંમાં એક પછે એક વજનો મેલાવતો
અને તેથી ફ બીજી ગમથી રૂમીઓ સોકકાની ઢેલીને ઢેલીઓ
લખો આઇલાના બીજા પલલામાં ખાલી કરતા હતા, પણ
માહેલો ભા રૂમીઓ તરફથી પોકાર ઉઠયો કે દુશમનનાં તોલ
પર ધાબાં જ્જાણ ખોટાં છે !
રતારની એમીઓને ઠગવાની આ યુકતી ઉઘાડી પડતાંજ તે
ળ તથા ગુસો ઉપજયો અને તેઓ ફરી બેઠા. કબુલાતથી વ
તાડી નાણાં આપવાને તેઓએ વાજબીપણે ના પાડયું.
ના અમીરી દેખાવનો ચેહેરો ગુસાથી લાલ થયો, પ
તેથી ગાલ લોકો હઠયા નહી. તેઓએ લડાઇ મલા
ા, સરવેનો જીવ લેવા, શેહેરને આગ લગાડવાની ધમકી



રૂમ લોકોનો એક વડીએલ અથવા હૅકારનો બદલો.

આપી; તોબી રૂમીઓ ઉપર અસર થઈ નહી. જેસંતીથી તેઓ પાસેથી નાણું લેવાં અને તેમાં વલી ઠગાઈ વાપરવી એ વાત તેઓ મુંદલ ખમી શક્યા નહી. ગડબડ વધી પડી. પાદશાહા બરેનનસે. જોસમાં પોકાર મારી પોતાની તલવાર ખેંચી કાહાડીને તરાજવામાં મેલી અને રૂમીઓની આ હઠની સજા તરીકે ઠરાવેલા જોખ ઉપરાંત તે તરાજવાના વજન જેટલું વધારે નાણું માંગવા લાગો.

આ અપમાન રૂમીઓથી જાજેવાર ખમી શકાયું નહી. તેઓમાનો એક હીમતવાન નર નામે કેમીલીઅસ બાહેર નીકલી આવયો અને બોલયો કે "આ કાંટો ઉંચકી નાંખો. આ ઠગારા જંગલી સાથનો કજીઓ તરાજવાંથી નહી પણ તલવારથી ચુકવીશું." આ પોકાર ઉઠયો કે સઘલા જણ કામીલીઅસ તરફ જોવા લાગા. પણ તેના ગરમ ચેહેરામાં, તેના તાતેલા આવાજમાં, તેની લોહીભરી આંખોમાં, તેનાં નેક સુખનોમાં કાંઈ એવો ભેદ હતો કે સઘલા રૂમીઓને તેથી નવી હીમત આવી. તેઓએ એકદમ કાંટો કાહાડી નાખયો, નાણાને પાછાં મોકલાવી દીધાં, કોલકરાર રદ કરયા અને લડાઈની તઈઆરી કરવા લાગા. થોડા દીવસમાં મોટી લડાઈ થઈ, રૂમીઓ જીતીઆ અને બરેનનસને દેશમાંથી હાંકી કાહાડી તેનાં હેકારની પુરેપુરી સજા તેને કીધી.

## માછલી.



જાનવરોની પેદાસમાં માછલી ઘણો અગતનો, મોટો અને અતીઅંત અજાએબ જેવો તથા જાણવાજોગ ભાગ છે. તેનો બાંધો, તેનું બદન, તેના ભાગો, તેની ઈંદરીઓ, તેનાં ખવાસો, તેની તબેહ એ સરવેમાં તે માહાબલ સાહેબની એકસરખી કારીગરી અને કરામત આપણને અચરતીથી દંગ કરેછે. જમીનપર ઇઆ હવામાં કરોડો બંધ કરોડો પરાંણીઓ વસેછે, પણ તે ઉપરાંત પાંણીમાં વસનારાં જાંનવરોની શંખ્યાબી તેટલીજ કરોડોબંધ છે. જાનવરીવીદીઆથી બારીક તપાસ કરતો કયુવીઅર નામના માહાપંડીતે માછલીઓની ૬૦૦૦ જુદી જુદી જાતની ગણતરી કીધીછે, પણ હજી એ ગણતરી ઓછી છે, અને એવું ધારવામાં આવેછે કે આ દુનીઆંના બોહોલાં પાંણીઓમાં વસતી માછલીની ઓછાંમાં ઓછી ૧૦ હજાર જાત છે.

એવી એકેએક જાતની કરોડો માછલીની વસતી છે અને તેમ જોતાં એ ૧૦૦૦૦ જાતની વસતી કેવી મોટી હશે તેનો ખેઆલ કરતાં મગજ ચકભમ થઈ જાયછે. લીસુઈઅર નામનો વીદવાન કેહેછે કે આરકટીકના દરીઆવમાં માછલીની ગમે એવી મોટી દુનીઆં છે, તોપણ એનટારટીક-માહાસાગરમાં તેમાંની એકબી સાધારણ માછલી મલવાની નથી, પણ વળી તાંહાં માછલીની જુદીજ દુનીયાં વસે છે. એકેક માછલી કરોડો ઈંડાં જણેછે. જેમકે કાડ નામની જાતની એકજ માછલી દર વરસે ૯૦૦૦૦૦૦ ઈંડાં મેલેછે! એ ઉપરથી માછલીની વસતી અને પેદાએસનો સુમાર કાહાડવો એ કેવલ દેવાનાંપણ છે. પણ આ પરમાણે જો વસતી વધેતો દરીઆવ તેમનાથી ભરાઈ જાય, એ ઉપરથી તે કીરતારે એવી ગોઠવણો કીધીછે કે જેથી માછલી એકેકનાં ઈંડાં ખાઈ જાયછે અને તેથી તેમની વસતીમાં ઘટાડો થાયછે.

જેમ બીજા જાંનવરો તેમજ માછલી એક આંગલ અથવા ઈંચથી તે એક ખડક અથવા ડુંગર શુધી તરેહવાર કદ અને તરેહવાર આકારની છે. મગરમછનો હેવાલ અમે માતર છેલાજ એક અંકમાં આપયોછે. મગરમછથી ઉતરતી માછલી શારક નામની છે, તે કોઈવાર ૩૦ ફીટ લાંબી અને ૧ થી ૪ હજાર રતલ માવાની હોયછે. એ માછલીએ માણસને આખો ગલી જવાના દાખલા નોધાયલા છે. માછલીનો ઉધરભાવ પણ તરેહ કીસમનો છે. કારપ નામની માછલી દર વરસે ૨ થી ૩ ઈંચ વધેછે, પણ ૨૦૦ થી ૩૦૦ વરસ સુધી જીવેછે. ઘણીખરી માછલી ૬ થી ૧૦ વરસની ઉમરની હોયછે, પણ મગરમછ સદીની સદી શુધી જીવેછે. માછલી ઘણુંકરીને પોતપોતાનોજ ભખશ કરેછે, પણ ઘણીક માછલીઓ ભાજી પાલો ખાઈને જીવેછે, અને કેટલીક તો બીઆં, જવ, અનાજ, ઈતીઆદી ખાયછે. બાંમ માછલી કીડા તથા ગોકલગાય ઉપર જીવેછે જેની શોધમાં તે જમીન ઉપર ચાલી શકેછે.

એ જાતની તરતની જનમેલી માછલીઓ કદમા, માતર બે ઈંચ હોયછે, તારે તેમનાં માઈલને માઈલ લાંબાં લશકર ખોરાકની શોધમાં નીકલેલાં જોવામાં આવયાંછે. કોઈ જાતની માછલીઓ પખશીઓની મીશાલે એકઠી થઈને મુસાફરી કરેછે. હેરીંગ નામની માછલી આરકટીક માહાશાગરમાં રેહછે, પણ આપરીલ અને મે મહીનાંમાં તેમની મોટી ફોજ નારઠ સી દરીઆવમાં આવેછે અને "ડાગર બાંક" નાં ૧૯૦ માઈલ લાંબા કીનારા તરફ હવા ફેરફાર કરવા સારૂં રેહછે, જારે પુશકલ પખશીઓ અને માછલીઓ તેમના શેકારને માટે તેમની પુઠે દોડેછે. બરીટીશ કોસતા ઉપર એ માછલીનાં તરણ ચાર મોટા જથા ખીચોખીચ સાથે રેહછે, તે એકેક જથો ૫ થી ૬ માઈલ લાંબો અને ૩ થી ૪ માઈલ પોહોલો હોયછે અને દરએક જથામાં કરોડો માછલી હોયછે. સેંટ ઈવસના આખાતમાં એકજ વખતે ૨૪૦૦૦૦૦૦ માછલી પસાર થયલી ગણવામાં આવી હતી. કેટલીક જાતની માછલીઓ વરસમાં એકજ અથવાડીયાંમાં જુદે જુદે ઠેકાણેથી આવીને એકજ જગામાં રેહેછે. યારકશાયરના કોસતા ઉપર હાડક નામની માછલીનો એક જથો ૪૦ માઈલ લાંબો અને ૩ માઈલ પોહોલો જોવામાં આવયો હતો!

પખશી હવા કરતાં ભારી છે, અને તેથી તેને ઉડવા માટે મજબુત અને કુવતમંદ પાંખો આપેલીછે. પણ મા

છલી જે પાંણીમાં વસેછે તે પાંણીનાજ જેટલાં વજણની છે, અને તેથી તેને પાંણીમાં તરતી રાખવા તથા હીલચાલ ક રવાને વધારે સેહેલા સાંચાની બખશેશ કીધેલીછે. તે પો તાની પાંખ જરા હીલવવાથી જાજી મેહેનત વગર પાંણીમાં ગમે તાંહાં ટીંગાઈ રેહછે. પણ વળી તેથીજ કરીને મા છલીની હીલચાલ પણ સવલ થાયછે. પખશી પાંખથી હવામાં ઝુલાઈ શકેછે તથા પાંખથીજ દોડી શકેછે. પણ માછલી પોતાનાં પુછડાંથી કરીને દોડી શકેછે, અને દો ડતી વખતે પાંખનીતો માતર બદન ઉપર ધડી વાલી મેળે છે. તેની પાંખ તેની મુસાફરીમાં તેને સમતોલ રાખવાને કામ લાગેછે. માછલીનાં આંતરડાં વચે હોવાથી પાંણીમાં મા લતાં તેનો નીચલો ભાગ ઉપર આવી માછલી અબરૂ પડવી જોઈએ, પણ તેની પાંખ તેને ચતીને ચતી તેરવેછે. વળી તે ની મુસાફરીમાં તેનું માથું તેને દોડવામાં મદદ કરેછે. પાંણી ના રોહની સાંમી બાજુએ માથું રાખીને દોહેછે અને તે થી રોહમાં ઘસડાઈ જવાને બદલે ગમે તેટલી જહડપથી દો ડી શકેછે. માછલીની જડપ મોટાં વાંહાંણોની જડપ કરતાં વધારે છે.

માછલીનો લંબુચો આકાર પણ તેને દોડવામાં મદદ આપેછે, અને તેટલાજ માટે ધીમી ચાલની માછલીઓ લં બુચી નહી પણ વધારે ગોળ બનેલી છે. તેમજ વળી મા છલીને બાલ ઈઆ પીછાં આપયાં નથી, પણ સુમારાં કાચ જેવાં ભીંગડાંને, છાપરાં ઉપરના નલીયાંની મીશાળે, એકની ઉપર એક ગોઠવયાંછે, તે પણ માછલીની પાંણી માહેલી હી લચાલને સવલ કરેછે. વળી તેનાં ભીંગરાંની ઉપર કાંઈક ચીકાસ ચોપડેલો હોયછે, જેથી માછલી સેહેલાઈથી પાંણીમાં સરી જાયછે અથવા સાંકડી જગામાં પેવસ થઈ શકેછે. મા છલીનાં ભીંગરાં તરેહવાર શુંદર રંગનાં હોયછે. કોઈ મા છલીનો સુનેરી તો કોઈનો રૂપેરી જલકાટ હોયછે. કોઈનાં માથાં ઉપર સોનેરી તાજ, કોઈનાં પુછડાં આગળ રંગત કી નારી, અથવા કોઈનાં બદન ઉપર ચોકસ બુટા હોયછે.

માછલીના બદનની અંદર પાંખ આગળથી ખોદાતા લાગે એક ફુકો મેળવયોછે, જેની નાજુક લેલીનમાંથી "નાઈ ટરોજન" નામની હવા પેદા થઈને એકઠી થઈ રેહછે, અ ને તે ફુકાને ગમે એમ દાબવાથી માંછલી વજનમાં ભારી અથવા હલકી થઈ પાણીની ઉપર અથવા હેઠે જઈ શકેછે. કેટલીક માછલીઓના ફુકામાં નાકુ હોયછે, જે વારે તે પો તાની હવાને મોહોડાને રસતે બાહેર કાહાડેછે, પણ બીજી માછલીઓના ફુકામાં તે નાંકુ નહી હોવાથી કોઈવાર તે મા છલીને હવામાં લાવતાંજ તે ઉપરનું પાંણીનું દબાણ જતું રેહેવાને લીધે ફુકાંમાંની હવા ફુલેછે અને માછલીનાં આ ખાં સરીરને ફુલવેછે તથા ફાડી નાખેછે.

હવાની અગત માછલીને પણ બીજાં જાણવરોના જે ટલીજ છે અને ઉંઘાતી વખતે દર મીનીટે ૨૫ વખત તેમ નો દમ ચાલેછે. માછલી પોતાની ચુઈ અથવા ગલચુડીને રસતે દમ લીએછે. એ ચુઈ તેનાં દોકાંની બાજુએ હોયછે, તેને બાહેરથી ધાંકણ હોયછે અને ધાંકણની અંદર મેહેરાબ રોક લાલ પલેરોનાં એક ઉપર એક પડ જડેલાં દીસેછે. એ દરએક પડની ઉપર મખમલનાં જેવી કાંઈ બારીક વસતુ લ પેટેલીછે અને તેમાં લોહીની કરોડો નલીઓ ફરી વલેલીછે. ઘણું કરીને દરએક ચુઈમાં એવાં ચાર પડ હોયછે. માછલી પોતાનાં ગલાંમાં પાંણી લઈને એક આધરાંવાટે તે પાંણીને ચુંઈમાં મોકલેછે, જાંહાં પાંણી માહેલી હવા ચુસી લઈ બા કીનાં પાંણીને તે પાછુ કાંહાડી નાખેછે. એ ચુઈ માંહેલાં પડ નાહાનાં દીસેછે, પણ તેમને પોહોલાં કરવાથી હજારો ચોરસ ઈંચની જગા તેમનાથી રોકાયછે. એક સકેટ નામ ની માછલીની ચુંઈની સપાટી ૨૨૫૦ ચોરસ ઈંચની હોયછે.

માછલીને હાડકાં નથી, પણ કાંટા હાડકાંની ગરજ સા રે છે. બામ માછલીનાં બરડાનાં કાંઠામાં ૧૧૫ કાંટા અને જબરદસત શારક માછલીનાં ૨૦૭ મુખીઅ કાં ટા છે. માછલીનું ભેજું ઘણું નાંહાંનું હોયછે અ ને તેને રાખવા માંટે માથાંમાં ખોપરી જેવું કાંઇ ન થી. માછલીના કાંન દોકાંની અંદરથી હોયછે અને બી જાં જાંનવરોનાં સરખુ પરગામ તેના કાનમાં નથી. માછ લીનાં નાકનાં માતર બે છીંદરો છે, પણ દમ લેવાના કામમાં તે આવતાં નથી. માંછલીની આંખ નાહાની હોયછે, અને કોઈની આંખમાં બબે દોળા આવેછે. માછલીને ગળું ન થી કે ઘાંટું નથી. માછલીની ચામડી પાંણીનાં કરતાં ૦।। થી ૨ ડીગરી વધારે ગરમ હોયછે. માછલીનું લોહી ઠંડું હોયછે અને નસોની મારફતે ફરેછે. તેને આવાજ સં ભળાયછે, પણ જુદા જુદા આવાજની પીછાંણ નથી. તેની શુંઘવાની શકતી ઘણી નજીવી છે, અને તે ખોરાક પકડેછે, તે માતર આંખે જોઈને પકડેછે અને તેટલાજ માંટે તે ઘણી વાર ઠગાયછે.

ઘણીક માછલીઓ રમતીઆલ હોયછે. તેઓ રોશ નીને પસંદ કરેછે તથા દીવા આગળ ખેંચાઇ આવેછે, તે મજ ચંદનીમાં તરેહવાર ચાળા કરેછે. ઘંટના અવાજ ઉ પર પાલેલી માછલી ખાવા આવેછે. તેઓ ગાએણની શો ખીછે અને ચોકસ વજંતરોનાં શરોદ ઉપર તેઓ વધારે મ જેહથી રમત કરછે.

## ઈરાનના અસલી પાદશાહોઓની નશીએતો.

### નોશેરવાંન અદલ.

ઇરાંનની ગાદી ઉપર સાસાનીઅન તબકકાનો સઉથી દાહાપણવાલો તથા અકલમંદ છેલો પાદશાહ નોશેરવાન થ ઈ ગયોછે, જેણે પોતાની દાનાઈ તથા નેકીને ખાતર "અદ લ" નો અમરગ ખેતાબ મેલવયોછે. ઇસવી સને ૫૩૨ માં એ નામવર પાદસાહ પોતાના બાપ કોબાદના મરણ પછે તેની ગાદી ઉપર આવયો. પણ ગાદી લેવાના ઝુહર તથીજ નોશેરવાંન ઘણો સાહુએત અને નેકીથી પુર માલમ પડયો. જારે તેનો બાપ મરણ પાંમયો અને જારે રાજનાં વડા મોબેદોએ તેના બાપનું વશીએતનામું નોશેરવાન આગલ વાંચી સંભલાવયું તારે એ પાદશાહે તાજ લેવાને ના પાડયું અને કહયું કે "આવા હીગામમાં રાજ ચલાવા ની મારામાં શકતી નથી." વલી તે બોલયો કે "સઘલા મુખીઅ હોદાઓ ઘણાં હીના અને ધીકારવા લાએક મા ણસોએ ભરી નાખેલાછે, માટે હાલ જમાનાના દાહાપણ

અને ઈનસાફની રાહએ રાજ ચલાવાનો અગરજો હું મારો હોયો બજાવા માગુંતો અને મોટા મોટા ફેરફારો કરવા જોઈએ, જેથી તમોને કેટલીક મુશકેલો પડશે, તમારા ઘણાકોને સારૂં મારા વીચારો બદલાઈ જશે તથા જે કુટુંબોને હું માન આપું છઉં તે કુટુંબો પણ એવી ફરજ મારે માથે આવી નહી પડે તેટલા સારૂં હું આ નવો જોખમ હોરી લેવાને ખુશી નથી." તે પાદસાહ તરીકેનો મોટો જોખમ સમજતો હતો અને તેમાંજ તેની પાદશાહીની ફતેહનું મુલ હતું.

તખત લીધા પછે નોશેરવાંને પોતાના દરબારીઓની મોટી મીજલશ ભરીને તેમને દાનાઈની નીચે મુજબ નશીએત આપી. તે બોલયો કે—"પાદશાહ તરીકેની મારી હકુમત તમારાં અંગ ઉપર ચાલશે, તમારા અંતકરણ ઉપર ચાલનાર નથી, કારણ કે અંતકરણનો છુપો ભેદ જાણનાર પાક પરવરદેગાર સીવાએ બીજો કોઈ નથી. એ ઉપરથી હું તમોને એટલુંજ કેહેવા માંગું છઉં કે તમારાં જાહેર કાંમો વતરોગે તમારી મરજી ઉપર મારો કાબુ ચલાવાને હું કસો દાવો કરનાર નથી. પણ તમોને પોતાને પોતાની મેલેજ ઈનસાફના પવીતર કાયદાઓને આધીન રેહવું પડશે. મારી હકુમતનો પાયો ઈનસાફ અને ઈમાનદારીના મજબુત સાંધનો ઉપર નાખેલોછે."

નોશેરવાંનના બેટા નોસીજાદે બલવો કીધો તારે જોકે તેને સજા કરવાનો એ પાદસાહે બનતો ઠરાવ કીધો, તોપણ તે પોતાની ચાલ સુધારે અને તેના ઉપર શખત નહી થવું પડે એવું તે નામવરે શેવટ શુધી ચાહાયું હતું. એ વખતે તેની આ નશીએત નોધી લેવા જોગ ગણાઈછે. "એક બુજરોગ ખાનદાંનનો શખસ બદ ખવાસ બતાવે તો આપણે તેનું ખાંનદાંન નહી પણ તેની ચાલચલણ તરફ જોવું જોઈએ; એક બદ માણસ પાપી કામની સાંમે હથીઆર બાંધેતો તેને જે સજા થાય તેમાં તેનોજ વાંક છે. અને સજા કરનારનો વાંક નથી."

નોશેરવાંને મરતી વેલા પોતાના બેટા હોરમજદને જે નશીએત દીધી તે પણ હીઆં ઉતારી લેવા જોગ છે. તે બોલયો કે "મારા પેઆરા બેટા, તું તારી પરજાનું હંમેશે ભલું કરતો રેહજે. તારી દેઆનત પાક રાખજે, ઈનસાફની રાહે ચાલજે, બંદગીમા મશગુલ રેહજે, દુખીઓને સાહેથજે, કેળવણીનો ફેલાવો કરજે, તારાં કુટુંબપરીવાર ઉપર હેત રાખજે, બુરાં માણસોને સજા કરજે, નેક માણસોને મદદ આપજે, દાહયાં માંણસોની સલાહ લેજે, ખોદાથી બીહીતો રેહજે, સાચું બોલજે, અને બીજાઓના સુખમાં તારૂં પોતાનું સુખ જાણજે. જો તું આ શીખામણ મુજબ ચાલશે તો ખોદા તારી બંદગીને કબુલ રાખશે, તારા દુશમનોનો નાશ થશે, તારા દોસતો તને ચાહાશે અને તારી આલમ તુંપર રાજી રેહશે."

નોશેરવાંનની સઉથી સરસ નશીએત નેક કાંમો સંબંધી તેણે પોતે આપેલા દાખલામા હતી. નોશેરવાનના રાજમા ઈરાંનની દરબાર એલમ, દાનાઈ અને નેકીના પુરબાહારમાં ખીલી હતી. દેશોદેશના વીદવાંનો નોશેરવાંનની દરબારમાં આસરો અને પનાહને માટે આવયા એટલુંજ નહી, પણ હીંદુસતાન અને ચીનના રાજાઓ તેની મુલાકાતને માટે તેની દરબારમાં આવયા હતા. તેણે અસલી લેખો ઉપરથી ઈરાંનની તવારીખ લખાવી હતી, જે ઉપરથી ફીરદોશીનું શાહનામું રચેલું ધારવામાં આવેછે. તેણે યુનાન તથા હીંદુસતાંનના મોટાં મોટાં પુસતકોનો ઈરાનમાં તરજુમો કરાવયો હતો, તથા અગત કરીને ફીરોજીશ નામના ઈરાંની ફીલસુફને હીંદુસતાંન મોકલી પંડીત વીશનુસરમાંનાં બનાવેલા હીતોપદેશ અથવા પંચોપાખીઆનનો તરજુમો કરાવયો હતો. તેણે શેતરંજની રમત ઈરાંનમાં દાખલ કરાવી તથા વઈદક શાસતર અને બીજાં એલમોને માટે સુસા અને બીજાં શેહેરોમાં મોટી મદરેસાઓ ધરમ ખાતે સથાપી. સારાં ભાગેએ તેનો પરધાન બુજરચે મેહેર તેનાજ સરખો નેક અને અસરાફ મલયો હતો અને તે એટલોતો દાંનેશમંદ હતો કે યુનાંનીઓ તેને પોતાનો ગણે છે, ખરીસટીઓ તેને પોતાની જાતનો ઠરાવા માંગેછે, અને મુસલમાંનો કેહેછે કે તેતો અમારાં દેશનો માણસ હતો.



## ઘરધનીઆંણીનું કામ સેહેલું કરવાની રીત.

### ૫

### સાથે ભેલાવાનો ગુણ.

સાથે બેસવું, સાથે વાત કરવી, સાથે જમવું, સાથે ગલાસ દારૂ પીવો, સાથે રમવું, સાથે ગાએણુ ગાવાં, સાથે ફરવું, સાથે બાહાર બરવાસ જવું, સાથે સીવવું, સાથે ચોકચાંદંન કરવાં, સાથે ભણવું, સાથે બંદગી કરવી, ટુકમાં કાંઈપણ કામ પાંચ સાતમાં ભેલાઈને સાથે અથવા એકઠાં મલી કરવાની અનજાસ સઘલી વાંચનારી બાંનુઓને છે અને તેના ફાયદા પણ તેઓ સમજેછે.

ઘર ચલાવાનું કામ સેહેલું કરવાનો એક ઉપાય એ રીતે ભેસરાઉપણાથી ભેલાવામાં છે, માંટે સાથે ભેલાવાનાં ફાયદા ઘર સંસાર ચલાવતી વેલા ભુલી જવા નહી જોઈએ. માણસને ખોદાતાલાએ દુનીયામાં એકલો પેદા કીધો નથી અને માણસોથી એકલું પડવું એનાં જેવું દુખ બીજું એકે નથી. માણસ માણસને અરસ પરસની મદદ જરૂરની છે અને તે મદદ જેમ એક દેશથી બીજા દેશને, એક પરજાથી બીજી પરજાને, એક ધંધાથી બીજા ધંધાને, તેમજ કુટુંબના એક આદમીથી બીજાં આદમીને એકસરખી રીતે હાંસલ થાયછે. એકને બદલે વધારે માથાં અથવા એકને બદલે વધારે હાથ ભેગા થવાથી મદદ વધવી જોઈએ, પણ એકલે હાથે કામ કરવાનુંજ હોયતો મદદ બોલ નાસ પામવોજોઈએ.

વળી સાથે ભેલાવામાં જે પેઆર, સંપ અને મીતરાચારી વધેછે, તે પણ કામને સવલ કરવામાં ઉપયોગી છે. પેઆરથી એક એકમાં પરોટાયલો કબીલો હોય તેજ માણસનો કબીલો ગણાય, પણ જે કબીલામાં તેની ખુટ તે કબીલાની જોડ દુનીયામાં બીજી કોઈ પેદાસમાં મળશે નહી. જાંનવરો ભેગાં મળી કામ કરેછે, જાહાડો ભેગાં મળી ફળ આપેછે, સેતારાઓ ભેગા મળી ચાલેછે અને જે માંણસ જો એ ગુણથી ખાલી હોય તેને દુનીયામાં [illegible] ચીજ સાથે સરખા

વી જોવું એ મુશકેલ છે. એવાં માણસનો ખવાસ ધુવડને
મળતો છે.

પેઆરની સાથે ખુશાલી, હસવું બોલવું, મોજ, ગંમ
ત, આસાએસ અને શુખ સંધું સાથે ભેલાવામાં છે. એક
લે હાથે કામ થાય નહી, એકલા મને પેઆર થાય નહી;
તેમજ એકલા જીવે ખુશાલી ઇઆ મોજ જેવું પણ કાંઇ ન
થી. મીજાજમાં, ગનેઆનમાં, ચાલાકીમાં સઘલાં માણસો
એકસરખાં નથી, જેમ જુદા જુદા વીચારો મળે, તેમ જુ
દી જુદી મોજ વધેછે અને તેટલા માટે મોજ ઇઆં ગમતને
માટે સાથે ભેલાવાની જરૂર દીસતી છે.

દુનીઆં સંસારનાં રચનાનાં ઉપલા મુળ કાયદાની સં
મજ ધરાવતાંજ આપણને લાગેછે કે એક કબીલામાં જો સંપ,
માયા અને મોજ વધારવી હોયતો હમસાજ મેલાપનો કાય
દો રાખવો જોઇએ. ઘર સંસારમાં એવોજ કાયદો જોઇએ
કે ધંધો અથવા બીજા જરૂરના કામકાજ સીવાએ ઘર સં
સારના કામોમાં બનતાંશુધી એકલપણું દુર થાય. એવો કા
યદો થવો જોઇએ કે માટીને એકલો ફરવા જતાં, અથવા બા
યડીને એકલું ખાતાં પોતાની મેળે શરમ પેદા થાય. એવો
કાયદો થવો જોઇએ કે બચાંને એકલાં જમવામાં કાંઇ નવાઇ
જેવું દીસે અથવા એકલાં બેસાડવાં કાંઇ સજા સરીખું કઠ
ણ લાગે.

જે ઘરધણીઆંની પોતાનાં ઘરથી કંટાલેછે તેને આ
ઉપાય અજમાવાની અમે મજબુત ભલામણ કરીએ છઇએ
અને અમારી ખાતરી છે કે તેમ કરવાથી તેઓનું ઘર ચ
લાવાનું અરધું અરધ દુખ ઓછું થશે. મા અને બાપની
સાથેજ બચાં એક ટેબલે અને એકજ વખતે જમવા બેઠા
થી બચાંને ભાગે ભાગે ખાવાની આદત નીકલી જશે. સ
ઘલાઓ સાથે ફરવા જવાથી દરરોજ મોહોડાં ઉપર સેર લો
હી આવશે. માટી બઇએરે સાથે અગતજોગ વાત ચીતનો
વેહેવાર પાડવાથી બચાં વધારે ચપલ, હોશીયાર અને હસ
મુખાં થશે.

અંગત કરીને એક રીત આપણાં ઘરોમાં દાખલ કર
વી જોઇએ. તે એ કે મા બાપ અને બચાંએ સદા સાથે
બંદગી કરવાનો રાબેતો પાડવો. ઈંગરેજોનાં ઘણા ઘરોમાં
આપણે જોઇએ છઇએ કે ખાવા અથવા ઉંઘાવાની જેટલી
જરૂરની ફરજ તેઓ ગણેછે, તેટલીજ ફરજ તેઓ બંદગીમાં
વીચારેછે. તેઓને બંદગી વગર ચાલતુંજ નથી. જો બંદ
ગી નહી થઇ હોયતો ચેન નહી પડે અને અકરવકર થયા
કરે. આપણામાં પણ ઘણા લોકો બંદગીનો એટલો રાબેતો
પાડેછે, પણ સાથે બંદગી કરવાનો રાબેતો આપણામાં મુદ
લ નથી.

મા બાપ અને બચાં સાથે મળીને દરરોજ સહવારના
ઉઠતાંને વાર તથા રાતનાં સુતી વખતે બંદગી કરે, તેની
અંસર સરવે ઉપર કેવી થાય તેનો પેઆરાં વાંચનારાઓએ
જ વીચાર કરવો. બંદગી કરવાની જગા ઉપર બાપ અથ
વા ઘરનો વડો બચાંઓને ગુડણપર બેસાડી ખોદાની સેપાસ
અને નીમાજ કરાવે, તો પછે કેમ કરી ખોદાની યાદ તેમના
મનમાથી ખીસે અને ખોદાની યાદ તાજી રેહેવાથી તેઓમાં
કેટલી નીતી કેટલી નરમાસ અને કેટલો મીઠાસ વધે ?

# પરચુટણ બાબતો.

**ફતેહ મેલવવી હોયતો શું કરવું ?** એક ફીલસુફને
કોઇએ સવાલ કીધો કે "તમો જંદગીમાં ફતેહ મેલવોછો તે
હનું છુપું કારણ શું છે ?" તેહનો જવાબ દીધો કે "તરણ
કારણોછે, પેહલું તો બરોબર વખતે હાજર થવું. બીજું તો
પોતા ઉપર વીસવાસ અને તરીજુ તો બોલવામાં અને કર
વામાં પરમાણીકપણું, એ શીવાય કોઇની ગીબત અને ના
લેશી થતી હોય તયાં હું હાંધલો અને બેહરો સાથે થાઇ જ
તો હતો. કોઇ બેવકુફીથી માહરી ગોનોસ કરે તેહની હું
દરકાર ન કરતો હતો અને મહને અપમાન થાય તેનો ખુ
લાસો માગવાને કદીબી આતુરતા બતાવતો ન હતો."

---

**નેપોલીઅન વીશે ઈંગરેજી કેહેવતો**—"નેપોલીઅન—
એક ટુંકી નજર (શોરટ સાઇટ) નું ગરૂડ પખંશી."

"નેપોલીઅન—પરજાનો દગાખોર બેટો જેણે પોતાની
માની મીલકત લેવા સારૂ તેનું ખુન કીધું."

"નેપોલીઅન—યુરોપની ઘોડ ખોદનાર."

"નેપોલીઅન—એક મસતીખોર છોકરો જેણે પરૂથવી
ના દડા સોથ રમત ફરવા માગવાથી તેને એક ખુના મધે બે
સાડવામાં આવયો."

---

**બચાંમાં ચીતર પાડવાનો શોખ કેમ વધારવો ?**—
જો કોઇક બાલકને ચીતર પાડવાનું ગીઆન હશેતો તે વા
રેઘડી આ પડીઆં ખડીઆં કાગજના કટકા ઉપર ઘસા પા
ડશે. એમ કરતાં તેહને અટકાવવું નહી પણ તેથી ઉલટું
જારે તે કાંઇબી ચાલાકી બતાવે તયારે તેહને શાબાશી આ
પવી. જયારે શેજ વધારે હોશીઆરીમાં આવે અને રંગ
નો ઉપયોગ સમજવા લાગે તારે હલકા રંગથી લશકરી શી
પાઇઓના દગલા, વાવટા ઇતીઆદી રંગના ધબાં પાડવાં
દેવાં, આસતે આસતે કાગજ ઉપર ચલી વગરેના પેનસીલે
આકારે કરી આપવી, તે ઉપર બચાંને હાથેજ તેહને મનગ
મતા રંગ પુરવા દેવા, એમ કરતાં એ બાબદમાં તે બાલક
ની નજર ખુલશે અને વખતે આગલ જતાં ઘણો સારો ચી
તારો બની શખશે.

---

**પટેટા**—ફરાંસ તયાંની ગરેવી, સાહાસ, સેરવા, રોટી
અને મીઠાઇ-વગરેને માટે ઘણું પરખીઆતછે અને એ
સઘલી ખુબી પટેટાની છે. બરાંડીનો મોહોટો ભાગ જે ફ
રાંસથી ઈંગલાંડ આવેછે તે પટેટાનો બનાવેલો હોયછે. જ
રમની અને પોલાંડમાં પણ એ ચીજનો ઉપલોજ ઉપયોગ
કરવામાં આવેછે. આપણી વાંચનારી બેહનો તથા શીઆના
શેઠીઆઓ જે મગમધતું "કોલોંગવાટર" વાપરેછે તે કાં
ઇજ નહી પણ સુંદર પટેટામાંથી બનેછે. પટેટામાંથી અ
રક કાહાડી લેવા પછે જે કુચો રેહછે તેની આરસીની ફ
રેમો, તપકીરની દાબડીઓ અને ઘણીક જાતના રમકડાં બ
નાવવામાં આવેછે. એનું ધોએલું પાણી ઉનના કપડાં, મો
જાં વગરે ધોવા ઘણું કામનું છે. તાહાડમાં હોઠ ફાટેછે તે
હનો ઉપાય પટેટાનું ધોએલું પાણી છે.

---

**આગબોટમાં છાપખાનું**—નીઉઆરલીઅનસ અને સેંટ લુઈ પાકેટ સટીમર "ઉડરફ" માં એક છાપખાણાનો સઘલો સામાણ છે અને તેમાં દરરોંજ આગબોટને માટે એક પતર નીકલેછે, પરચુટણ હેંડબીલો વગરે છાપવાને એક હાફીસ પણ તેમાં છે.

---

**કીમતી શીંખામણ**—હરગેજ કોઇ નાધલાં બચાંને કોઈપણ વાત છુપી રાખવાને કેહશો નાં, (કદાપી દલગીરીની હોએ યા ખુશાલીની હોએ) કારણ જેમ તમારી વાત તે છુપી રાખશે તેમજ તે પોતીકી પણ વાત છુપી રાખશે, અને એ ઉપરથી જુઠું બોલવાને પણ જલદી શીખશે.

---

**એક મુશલમાનના ઈંગરેજો વીશે વીચાર**—તેઓ ધારાના તદન તાબેદાર છે અને પોતાના વડાઓને ઘણુ માન આપેછે, આખી દુનીઆનાં લોકો કરતાં તેઓ પોતાના દેશ ઉપર વધારે ફીદા છે. ઓરત જાત ઉપર તેઓનો ભરૂસો, તાબેદારી અને ગુલામગીરી હદ કરતાં જાદા છે. ટુંકામાં એ દેશમાં નારી જાતીને અતીઘણી છુટ આપવામાં આવે છે અને એથી થતા નુકશાનનો કાંઇ પાર નથી !

---

**શરમાઉ ઝાડ**—ગોવામાં એક જાતનું શારી ખુશબોવારૂ ફુલનું જાહડ ઉગેછે, જેની ઉપર ફુલ શુરજ અશત પાંમીઆબાદ અરધા કલાક પછી ખીલેછે, અને શહુવારનાં શુરજ ઉગીઆની અગાઉ કરમાઈ જાઇ કેટલાંએક ફુલ ખરી પડેછે, એને અંગરેજીમાં "શારોફુલ ત્રી" કરી કેહેછે. એને કોઈ લોકો "શરમાંઉ જાહડ" ને નાંમે ઓલખેછે, પણ જે અતરે શરમાઉ જાહડ થાએછે તે જુદી તહરાનાં થાએછે, તેનાં પાતરાં જીના આમલીનાં પાતરાં જેવાં થાએછે, તે હંમેશાં ખીલતું રેહેછે, તેની ઉપર ફુલ કદાચજ રાતાં અને જીનાં જોંવામો આવેછે, એ જાહડને આપણ હાત લગાડીઆથી કરમાઇને નમી જાએછે.

---

**૧૩ લાખનું જવેર**—એક વેલા સેંટ જેમસ ચાપંલમાં આપણી રાણીએ એક તાજ પેહડીયું હતું તેની કીમત ૧૩ લાખ રૂપીઆની અંકાઈ હતી. વાંચનારી બાઈઓને સમજ પડવા સારૂ નીચે પરમાણે તેહની કીમત મુકીયે છઈએ.

| | રૂપીઆ. |
|---|---|
| માણેક ૧) મોહોટું .......... | ૧૦૦૦૦૦ |
| હીરો ૧) મોહોટો .......... | ૧૨૦૦૦૦ |
| ૨૦) હીરાની કોર .......... | ૩૦૦૦૦૦ |
| વચે હીરા ૨) મોટા .......... | ૪૦૦૦૦ |
| ચાર કરૂસ દરએકમાં ૨૫) હીરા .. | ૧૨૦૦૦૦ |
| કરૂસને માથે ૪) મોહોટા હીરા .. | ૪૦૦૦૦૦ |
| ૨૬) હીરા એક ફુલમાહે .......... | ૧૨૦૦૦૦ |
| પરચુટણ મોતી .......... | ૧૪૦૦૦૦ |

આવડા કીમતી દાગીનાઓ છતાં એ તાજનું વજન ફક્ત શાત ૧॥ રતલ છે, તે સાત ઈંચ ઉંચું અને ઘેરાવમાં સવા ફુટ

---

**એક બઈરીનાં પાંચ માટી**—કોઈએક "આહીટ અને અને" એક બઈરી શાથે નાતરૂં કીધું તારે બીજાએ "ભાઈ એ બાઈને આર ખશમ થાઈ ગીઆછે, તારે

મો શા માંટે થાએઓ ?" પેલાએ જવાબ દીધો "ભાઈ હું કેઉંછું તે શાંભલ, એનીનો એક ખાવીંદ અપોતીમેલે નાહશી ગીઓ, ૨ જો અપોતીમેલે ડુબીને મરણ પાંમીઓ, ૩ જો અપોતીમેલે પીશટોલ મારી મુવો, ૪ થો અપોતીમેલે ફાંશી એ ચહડી મરી ગીઓ અને હવે હું પાંચમો થઓછું અને મારૂં કેવું શેવટ આવેછે એ હું મારૂં નશીબ અજમાવા પરણુઓછું."

---

**જુઠાંની શરત**—બે શખશો વચે એવી તકરાર ઉઠી કે જે બેમાંથી એક જણ વધારે જુંઠું બોલે તેને ઈનાંમ મલે. એ પરથી એક જણ બોલીઓ "હું જુઠું બોલવે શરશછું." બીજો બોલીઓ તે કેમ મનાંએ ? પેલો બોલીઓ "મેં એક ખીલો આશમાંન ઉપર એવો જોરથી ફેંકીઓ કે તે ખીલાએ આકાશમાં જાઈને ચાંનને ચીરી નાખીઓ" બીજો બોલીઓ "હા ભાઈ તું બોલેછે તે ખરી વાત છે કારણ જેવારે તેં ખીલો આશમાન ઉપર ફેંકીઓ તેવારે હું ચાંનની પરોશમાં આકાશ ઉપર બેહેલો હતો અને જેવો તારો ખીલો આવીઓ તેવોજ તે મેં મારા હાતમાં જીલી લીધો." એમ લખતાં પાછલાને ઈનામ મલયું.

## ઘરઘતુ નુસકાઓ.

**કડવી બદાંમનું કેક**—કડવી બદાંમ ઉંશ બે ઉંનાં પાંણીમાં છોલી તેને જીંની કાપો, તેની શાથે અરધો રતલ આટો શાકર છુંદેલી રતલ અરધો તથા માંખન ઉંશ બે એ શનધાંને મેલવી એકરશ કરો, તારબાદ ઈડાં બેની શફેદી ઉતારીને ધીમે ધીમે ઉપલા શાંમન શાથે મેલવી નાંખો પછી કેકમોલડને અંદરથી માખન ચોપડી તેમો ભરી ૯ શથી પંદર મીનીટ શુધી ધીમી આંચે તનદુરમાં ભુનવાં.

C. S. B.

**દરાખની ચટની**—આંબોશી ૩) આંઉશ, લશંન ૧) આંઉશ, શુઠ, મીઠું, અને કીશમીશ દરાખ દરએક ૨) આંઉશ, શુકકાં મરચાં ૦॥ આંઉશ, શરકો હરધી બાટલી; એ બધાંને છુદી પીશીને મજબુત બંધ કીધેલી બરનીમો ૧૫) દાહડા તરકાંમો મુકીને પછી વાપરવું.

**ગંધકીનો શેહલો અટકાવ**—આજારીના ઓરડામાં યા કોઈ ઓરડામાં ઘણી બદબો આવતી હોય તયાં ખુશબોદાર ચીજોને બદલે બે તરણ મોહોટા કાંદા કાપી તેઓને એક દોરીમાં ઓલવી ઓરડામાં ટાંગી મેલવા, તેઓ સઘલી ખરાબ હવા ચુશી લેશે. દર ૭ કલાકે તેઓને બદલવાની અગત છે.

## રમુજે ફુરસત.

### ચોપાઈ.

રોજે દેખુ એક હોજ, પણ આજે ઉપજાવા મોજ;
કુ તેનું હું હેવાલ, શુણજો લાવી પુરણવાલ. ૧

સ્ત્રીબોધ.

પુસ્તક ૧૪ મું. સપટેમબર ૧૮૭૦ આંક ૯ મો.

# તલેસમાતી તોફાંન

અથવા

## જાદુઇની જુદાઇ—મોહોબતનો મેલાપ.

એક વારતા.

### પરકરણ ૯ મું.

### દગાનો બીજો દાવ.

ઇંગરેજીમાં એક કેહેવત છે કે "હોટ અને જામની વચે ઘણી વાર છટકવાનું હોયછે", ઇઆને ઉમેદ ભરયા હાથે જામને મોહોસે લગાડવા આગમચ ઘણીવાર તે પડી જવાની અથવા તેમાંનું મધુર પીણું ઢોલાઇ જવાની ધાસતી રેહેછે.

એજ પરમાંણે માજીંદરાંની અરજાસપે અને જાબુલી કાવેએ જાબુલીસતાંનના પાદશાહ કોબાદને મારી નાખવાની ઉમેદમાં અનીપર ધીક વખતે નીશફળતા જોઇ હતી.

તોફાંનમાં મરતા અને દરીઆવમાં ડુબતા જે જાદુઇ ખડકપર તેઓ બચયા હતા, તાંહાં કોબાદ અને તેનો થાકેલો રસાલો ઉંઘાયલો હતો પણ બે જણ જાગરત રહયા હતા. દેહેસતનાક તોફાંનનાં ગજબનાક શંકટ વચે સઘલાઓને નીંદની નચીંતાઇ હતી, પણ બે જીવડા આતુર અને ચીનતાતુર રહેલા હતા. તે આ અદેખો અરજાસપ તથા કારસતાંની ભરેલો કાવે હતા.

અરજાસપનું દીલ પોતાનાં ભાઇ જાદુગર જુઉનું તખત લુટી લેવાથી સંગદીલ થઇ રહેલું હતું અને કાવેને પોતાના ભાઇ કોબાદનાં ખુન સારૂં તેટલુંજ સંગદીલ કરવાને તે ઉસકેરી ચુકયો હતો.

કોબાદનાં ખુનને મારે તેઓ પોતાની વેહેતી સમશેહેર મેઆનમાંથી ખેંચી ચુકયા હતા. એકજ જટકો અને જાબુલી કોબાદ જખે થશે તથા કાવે જાબુલીસતાંનનો પાદશાહ થશે.

પણ પેલી કેહેવત ફરી યાદ આવેછે કે "હોટ અને જામની વચે છટકવાનું ઘણું હોયછે."

આ બે માણસ રૂપી જમનો મનસુબો પુરો થયો તે આગમચ તે ટાપુ ઉપર જાદુઇથી અમલ ચલાવનાર પાદશાહ જુઉને પોતાનાં એલમથી તેની છુપી આગાહી થઇ અને તે જમનો જખે કરનારો જટકો કોબાદની ગરદન ઉપર ફરે તેની આગમચ તોફાંન ઉભું કરીને સઘલાઓને આ ખડક ઉપર ઘસડનાર એ જાદુગરે તે છુપા મનસુબાની બસારત વટીક લાગતા વલગતાઓનાં કાનમાં પોંહોંચાડી.

જુઉની માનીતી પરી પીરોજ બેમાલુમ રીતે આ મનસુબાની જગા ઉપર આવી અને કોબાદનો વજીર નોજર જે આ આવી પડતી આફતનાં નીરદોશ અનજાનપણામાં ભર ઉંઘ કાહાડતો હતો તેના કાનમાં હરૂસે આવાજ કીધો કે—

"ઉઠ, ઓ! બેફામ નોજર! તું આરામ ભરી ઉંઘમાં ફુંફારા મારેછે તારે જાગતી આંખો છુપા મનસુબાનાં ફુંફારા મારેછે અને જો તારો જીવ, તારા પાદશાહનો જીવ તથા તારા રાજનાં જીવની દરકાર કરતો હોયતો બીદાર થા."

જુઉનો આ જાદુઇ ભરેલો પેગામ બેમાલમ રીતે પોંહોંચાડીને પીરોજ ગેબ થઇ ગઈ અને નોજર ધપકીને જાગતાં બુમ મારી ઉઠયો કે "ખોદા! પાંદશાહને સલામત રાખજે."

તેના આવાજથી પાદશાહ કોબાદ પણ ચમકથી ચોંકી ઉઠયો અને એ ઘભરાટ શું હતો તેની તેને સમજ પડી નહી.

આ પાદશાહ અને વજીર જુવેછે તો પેહેલાનાં પોતાના ભાઇ કાવે તથા જુઉનાં ભાઇ અરજાસપનાં હાથોમાં વેહેતી સમશેહેરો ચલકતી હતી અને તેઓનાં ચેહેરા કીનાંથી ખુની થઇ રેહયા હતા.

અરજાસપ અને કાવેની ધારણા સઘલી ધુલ મળી ગઇ અને સામાં તેઓ ધાસતીમાં આવી પડયા. સમશેહેરોને મેઆનથી બેમેઆન કરવાનો કાંઇ સબબ ઉભો કરવાની તેઓને ફરજ પડી અને તેઓના ટરકટીપાં મગજ એવી બનાવટ કરવાને અશકત નહી હતાં.

એટલા માટે જારે કોબાદે સવાલ કરયો કે "તમે એટલા ફગલાઇ શા માટે ગયાછો અને તલવારોની કેમ ગરજ પડીછે?" તારે તેઓ પાસે જવાબ તઇઆર હતો કે "જાંહાંપનાહ તું નામવરના આરાંમની ચોકીદારીમાં અમો જાગતી આંખે પેહેરો ભરતા હતા, તેવામાં એક ભપંકાર આવાજ અમારે કાંને પડયો જે ગોધા અને સીંહના પોકાર સરખો હતો, તે આવાજ નજદીક આવતો જણાયો અને

તારા જાંનને બચાવા ખાતર અમારાં હથીઆર પકડી અ મે તઈઆર રહયા."

પાદશાહ આ વાતથી તાજુબ થયો. તેણે કાંઈ એવો અવાજ સાંભળયો નહી હતો, પણ "ઉસાનો ગંવાઈ સુસો" તઈઆર હતો. અરજાસપે આ વાત જોડી કાહાડી તો કા વે તેને ટેકો આપવા મંડી ગયો કે "અજાએબ છે, જાંહાં પનાહ કે તું નામવરે તે આવાજ નહી સાંભળયો. મારા કાન ઉપર પણ ખોલલી રીતે એ બયલીત આવાજ આવયો. તે રાખસશને ભડકાવીને ઉઠાડે એવો બીહામનો હતો, તે ધરતીકંપ કરે એવો આવાજ હતો. ખચીત તે એકજ સીંહ નો નહી પણ સીંહોના આખા ટોળાંનો પોકાર હશે."

પાદશાહે પોતાના વજીર નોજરને પુછયું કે તેણે કાંઈ અવાજ સાંભળયો. નોજરનો જવાબ થોડો ઘણો ટેકો આ પનારો થઈ પડયો કે "મેં કાંઈ આવાજ સાંભળયો ખરો પ ણ તે ગાંમેણુના જાહુર શરોદ જેવો ઠંડો અને સાંત્વેતી આપનારો હતો."

ગમે તેમ હોય, પણ કોબાદને લાગું કે તે ઠેકાંણે કાં ઇ ધાસતી હતી ખરી, માટે તે બીહામની જગા છોડી કો ઈ બીજી જગા ઉપર જવાની એ પાદશાહે ખાએશ બતાવી. અગરજો તેહેમતન, તેનો દલેર અને નોજવાન બેટો તેને હાથ આવેતો આ ભેદ ભરયું ટાપુ તુરત છોડીને પોતાના વતન તરફ નીકલી જવાને કોબાદ ખુશી હતો, પણ તે શુંદર શાહાજાદો સલામત છે એવો ઘણો જણને શક હતો. કોઈએ તેને તોફાંની દરીઆવમાં તરતો ટાપુ તરફ આવતો દીઠો હતો, માટે અદેખો અરજાસપ તથા કીનાખોર કાવે પોતાની મતલબને માટે શાહને જોકે ઘણુંબી ઉંધું અવું સમજાવતા, તો પણ તેહેમતનની શોધ કરવાનો હજી પાદ શાહ કોબાદના મનમાં ખેઆલ હતો અને તેથી આ ટાપુ છોડી જવાને બદલે માતર ઉપલી બીહામની જગા છોડી કો ઈ નવી જગા ઉપરજ વાસો કરવાનો તેણે ઠરાવ કરયો.

પાદશાહના હુકમ મુજબ તેનો આખો રસાલો આ બીહામના જંગલમાંથી દેહેરો ઉઠાવી આગલ ચાલયો. સ ઘળાઓની આંખમાં ઉંઘ હતી, સઘળાઓને તોફાંનની થાક ચહડેલી હતી અને તેથી કોઈ બીજી જગામાં આસાએસને માટે બરડો નાખવાને સઘળાઓ ખંતી હતા.

પણ પાદશાહ કોબાદની ધીરજ ઉડી ગઈ હતી. તે ના વજીર નોજરના કાનમાં જે ભેદભરેલો આવાજ થયો હ તો તેથી તેને પણ બેચેની ઉપજી હતી, માટે સુવાને બદલે સજાગરૂં રેહેવાનો તેઓનો એરાદો હતો. એટલા માટે તે ઓએ આ તલેસમાતી ટાપુ ઉપર પોતાની મંજળ જારી રા ખી અને ઉજાગરો, થાક તથા ભુખ ખમીને જંગળો ખુદાવ તા તથા પાહાડો ઓલંગતા તેઓએ લાંબો વખત ગાલી કા હાડયો.

અંતે પાદશાહ તથા તેના વજીરની આંખ ઉપર ઉંઘે ઘણો ગલબો કીધો. ખુદરતની સાંમાં થવાની કોણ માણ સમાં તાકાત હોય કે આ થાકેલા, હાંફેલા, હેરાન થયલા મા ણસો ખુદરત સાંમે લડી શકે ! ચાલતાં ચાલતાં તેઓ એક ખુશનોમાં મેદાંનમાં આવી પોંહોંચયા. પવણની ઠંડી લેહે કીધી પાછા તેઓનો ગાલ સુમાવા લાગયા, હાથ પગના સાં ધા પાછા ઢીલા અને સુસત થયા, માટે પાદશાહ કોબાદ હીઆંજ અટકયો અને તેનો આખો રસાલો પણ અટકી બેઠો.

હવે ઉંઘને ફાવતાં વીલબ લાગે એવું નહી હતું. ઘ ણોખરો રસાલો ઉંઘાઈ ચુકયો હતો, પાદશાહે જુકવા માં ડયું હતું અને નોજર અરધો ઉંઘાયો હતો.

હવે અરજાસપ અને કાવેને વળી પાછો દાવ મળયો હતો. કોબાદને કતલ કરવા અને નોજરનો નાશ કરવાની હવે ખાશી તક હતી. તેઓની પેહેલી ઉંઘ કાચી હતી અને આ બે પાપીઓનો પેહેલો સંપ પણ કાચો હતો. હ વે મધરાત થઈ, ભર ઉંઘનો વખત આવયો અને પાદશાહ ની આંખોના ટોપાં ઢંકાઈ જવાની રાહ જોતા એ બે ખુની ઓ પાછા છુપો મનસુબો કરી બેઠા.

---

## પરકરણ ૧૦ મું.

## જાદુઈની ઊપર સેતાનીઅત.

અરજાસપ અને કાવેએ કોબાદને મારી નાખવાને બે વાર સંપ કીધો તેની વચે ઘણોક વખત નીકલી ગયો અને એ વખતના અંતરમાં પેલા દેવજાદા જંદલ અને તુ રનું શું થયું તે જાણી લેવું જોઈએછે.

સરવગનાની જાદુગર જુઉના બે હથીઆરો પીરોજ પ રી અને જંદલ દેવમાનો છેલો બદ ખસલતનો અને સેતાં ની ખવાશનો હોવાથી તેણે જુઉની જાદુઈ સાંમે બલવો ઉ ઠાવયો હતો અને જારે નીમખહલાલ પીરોજ તેની વફાદા રી ભરેલી નોકરી બજાવતી હતી, તારે ચંડાલ જંદલ ટાપુ ઉપર તોફાનથી ઘસડાઈ આવેલા તુર નામનાં પાદશાહ કો બાદના એક છાકટા ખીદમતગાર સાથ મળી ગયો હતો, જે ને જંદલ મુરબી તથા રાજાના જેટલું માંન આપવા માગ તો હતો, પણ તુર તેને દીવાનો સમજી પોતાનો દારૂ પાવા જતો હતો, તેવામાં "તુર, તુર" નામનો આવાજ તેને કાંને પડતાંજ તે ઘભરાયો હતો.

હીઆં સુધીની હકીકત આ બે જણ વીશે આપણે છેલી જાંણી હતી.

છાકટા તુરને મનસે જંદલ એક ભરમ અને ભેદનો ભંડાર હતો. તેનો ખવીશ સરખો ચેહેરો, તેનું દેવ સર ખું માંથું, તેના ઢોર જેવા પંજા અને નખ એજ પેહેલાં તો ભેદ ભરેલું હતું. પણ વળી તેની ચાલચલણ તુરને હેરત ઉપજાવનારી હતી. જારે તુર તેની નજરે પડયો હતો તારે તે હાય અને પોકાર મારતો હતો. તેના શેઠ જુઉ જાદુગરનાં પરીઆંઓ તેની નાફરમાંનીને માંટે તેને ચમટા તોડતાં, તેને ટપલા મારતાં તથા બીજો અજાબ દેતાં હતાં અને તેથી જંદલ બુમો મારતો હતો કે "અરે! હું કામ કરૂં છુરે! મને દુખ નો દેવોરે!" તે પરીયાં બેમાલુમ હતાં અ ને તુરને દીસતાં નહી હતાં, માંટે તે સમજતો હતો કે આ દેવજાદો અમસથો કાંઈ મગજનાં પવણથી બખારેછે. તાર બાદ વળી જંદલ તુરની પાસે આવી કાલાવાલા કરવા લા ગો, તથા તેને પોતાના ખોદાના સરખુ માન આપવા લા ગો તથા તેની ચાકરીમાં રેહેવાની ઉમેદ બતાવા લાગો તેથી તુરની અચરતી ઘણી વધી પડી. પણ વળી છાકટો તુર

તેની હાલત ઉપર દયા કરી તેને થોડોક પોતાનો દારૂ પાવા ગયો તારે "તુર, તુર" નામનો જે પોકાર તેને સંભળાયો તેથીતો તેની અચરતીનો પાર નહી રહયો. તેણે ધારયું કે આ નામ પણ જંદલજ પોકારેછે અને તે પોતાનો આવાજ બદલી બીજો આવાજ કાહાડેછે. તેણે વીચારયું કે જંદલનાં બે મોહોડાં છે અને એક મોહોડું દારૂ પીએછે તારે બીજું મોહોડું મારૂ નામ પોકારેછે. તુરે ખચીત પોતાને કોઈ દેવોના મુલકમાં આવી પડેલો વીચારયો, "અનેતો ભુતે ઘેરયો" એવી તેને ધાસતી પેદા થઇ અને તેઓનાં દેહેસતનાક પંજામાંથી છુટાશે કેમ તેનો અંદેશો કરવા લાગો.

પણ થોડા વખતમાં તુરને ખોલાસો થયો. તેના નામનો પોકારતો જાહાડીની અંદરથી આવતો હતો, જાંહાં સલીમ નામનો એક આદમી આવીને ભરાયલો હતો. તે તુરનોજ સોબતી હતો અને પાદશાહ કોબાદનો ખીદમતગાર હતો. તે તુરનીજ મીશાળે છાકટો હતો અને તુરનીજ મીશાળે તોફાનમાંથી બચીને આ તલેસમાતી ટાપુ ઉપર રખડતો હીઆં આવી લાગો હતો. તે તુરનીજ મીશાળે આ દેવજાદાને જોઇને ભારી હેરત થયો હતો અને બીહીને જાહાડીમાં ભરાયો હતો. તેઓ એકેકને તોફાનમાં મુવેલા સમજ્યા હતા અને હજી એકેકને જીવતા જોવા છતાં એકેક ઉપર ભરૂસો લાવતા નહી હતા. તુર સમજતો હતો કે સલીમ ભુત થઇને આવયોછે અને મને ઘેરેછે. સલીમ તુરને ભુત સમજતો હતો.

ઘણેવારે તેઓની ખાતરી થઇ કે તેઓ બનેજણા બચયાછે અને ઘણા વખત પછે તેઓ એકેક સાથ ઉલટમંદ થઇને ભેટયા તથા પોતાની સાથે બચાવેલો દારૂ પીને સલામતી ચાહી.

હવે જંદલનેતો એકને બદલે બે ખોદા પાયા! તેણે પોતાનાં ધણી અને શેઠ જુઉ તથા તેની બેટી ગુલનાર સીવા એ બીજા કોઇ આદમીને દીઠું નહી હતું, પણ વળી જુઉ તેને મનશે હેરેમન હતો, માંટે તુરને જોતાંવાર તે ખોદા સમજયો અને સલીમ આવયો તારે તેને બીજા ખોદા લેખે હાંક મારયો. પણ અગત કરીને તુરને ખોદા ગણવાની તેની આગળ બીજી દલીલ હતી અને તે તેની પાસે રહેલો દારૂ હતો. એ શરાબનો લેહેજત જંદલને મનસે ખોદાઇ હતી અને શરાબના બાહારમાંજ તેને ઉપલો ખેઆલ વધારે સુજ પડયો હતો.

માંટે હવે જંદલ તુરને પગે પડવા લાગો. તે ગુડણપર પડીને બોલયો કે "હું તારા પગ ચુમશ. હું તારી તાબેદારોનાં સપત લેવશ. હું તુને આ ટાપુની ફળવંત જગા ઇંચેઇંચ દેખાડશ. હું તુંને સઉથી ચોખા જહરા દેખાડશ. હું તારે માંટે મીઠાં ફળો વીની લાવશ. હું તારે સારૂં માંહી પકડશ અને તુંને જંગલમાંથી લાકડાં લાવી આપશ. તેના બદલામાં હું એટલુંજ માગું છઉં કે તું મારો ખોદા થા."

જુઉ જાદુગરની ચાકરી કરતો આ દઇત કંટાલી ગયો હતો અને તેના પંજામાંથી છુટવા સારૂં, બરાબર બોલીએતો જાદુઇની ઉપર સેતાનીઅતને ફાવવા દેવા સારૂં જંદલ આ વખતે ખરાં દીલથી ખંતીપણાનાં બોલતો હતો.

તુર અને સલીમનું કામ એટલુંજ હતું કે તેને વધારે દારૂ પાવો અને જંદલ જેમ વધારે પીતો તેમ વધારે બેહેકતો હતો, જેથી તુર અને સલીમને અચરતી સાથ ગમત પડી હતી.

તુર બોલતો કે "જંદલ, તું દારૂ પીતાં બસ જોનાં, જોવા વગર પી જા. તું સેતાંનની આંખો છેક માથામાં પેસી ગઇ છે."

સલીમ ટકોર કરતો કે "એની આંખો માથામાં છતાં જો એ સેતાનમાં ખપેછે તો પુછડામાં એ આંખો હતેતો કેવો જબરો સેતાંન ગણાતે."

સલીમની ટકોર જંદલને ગમતી નહી હતી, પણ તુરનો દારૂ તેને બહુજ ગમતો હતો. માટે થોડા વખતમાં જંદલ સલીમને ધીકારવા અને તુરને અતીઅંત ચાહવા લાગો. સલીમે તેની મશખરીઓ જારી રાખી અને જંદલ તેથી તેને સરાપ દેવા લાગો. તુરે દારૂ પાવાનો જારી રાખયો અને જંદલ તેને માનપર માન આપવા લાગો.

આ અડડાઅડડી વખત જતાં વધી પડી, પણ તેમાં વધારો કરવાને વળી પેલી ઢોંગી અને રમતીઆલ પરી પીરોજ તાંહાં દાખલ થઇ. તે બેમાલુમ રીતે એકેકનાં આવાજ કરી એકેકને લડાવા લાગી.

જંદલ તુરની આગળ પોતાના શેઠ જુઉની ગીબત કરવા લાગો. તે બોલયો કે "જુઉ જાદુગરે આ ટાપુ ઉપરથી મને દગો દઇ મારૂં રાજ લઇ લીધુંછે."

એવામાં પીરોજ સલીમનો આવાજ કાહાડીને બોલી કે "તું જુઠું બોલેછે."

જંદલ સમજયો કે સલીમજ બોલયોછે, માટે તેણે ઉતર દીધો કે "મશખેરા વાંદર હું જુઠું નથી બોલતો."

તુર પણ સમજયો કે સલીમ આ દેવજાદાને નાહેક સતાવેછે, માટે બોલયો કે "સલીમ, તું વાતની વચે બોલીને ફરીથી એને સતાવશે તો હું તારા દાંત તોડી પાડશ."

સલીમે ઘણોબી બચાવ કીધો કે "હું નથી બોલયો. મેં કોઇ બીજાને બોલતું સાંભલયું ખરૂં." પણ તારે બીજું કોણ બોલે? તે તુરની ખાતરી કરી શકયો નહી.

તુરે ગુસો તાંમોસ કરી જંદલને વાત આગલ ચલાવા કહી. તે જુઉ વીશેની હકીકત જાણવાને ખંતી હતો.

જંદલે થોડી વાત આગળ ચલાવી. તે બોલયો કે "જુઉ જાદુગર હીઆં એક ગોફામાં રેહેછે. હું તેને ઉઘાપલો દેખાડશ અને તું તેનાં માથામાં ખીલો ઠોકસે એટલે તે મરણ પાંમશે અને તેની જાદુઇ નાબુદ થશે."

પણ હીઆં વળી પરી પીરોજે આવાજ પોકારયો કે "મકરબાજ જુઠા, તારીથી એ બનનાર નથી. તું શું કરી શકવાનોછે?"

પીરોજે સલીમનાં આવાજમાં આ પોકાર ઉઠાવાથી વળી પાછો તુરનો સલીમ ઉપર ખીજાજ ગયો.

સલીમ કાંઇ પણ જવાબ આપે તેની આગમચ શુંદર પીરોજે સલીમનાં આવાજમાં જવાબ આપયો કે "નાપાક તુર, તુંબી જુઠું બોલેછે અને મને નાહેક ગલે પડેછે."

ગરીબ બીચારો સલીમ! પોતે બોલતો નથી અને તોપણ પોતાનો આવાજ બોલતો સાંભળી હેરત રહયો. તુર

નીતો ખાતરી થઈ કે સલીમ આ હરકત કરેછે, એટલે તેણે બાંહે ચહડાવીને સલીમને સારીપઠે મેથી જમાડી અને સલીમે મુગે મોહોડે માર ખાવા પછે એટલુજ ચાહાયું કે આ દેવસથાન સરખી જગામાંથી જલદી છુટકારો થાયતો બહુ સારૂં.

આ "પાંચ મીનીટનાં વીસામાં" પછે જંદલે પોતાનું દાસતાંન પાછું ચાલુ કીધું. "મારો શેઠ જુઉ દરરોજ પાછલા પોહોરે ઉંઘાયછે. તાંહાં જતાંનેવાર પેહેલાં તેની જાદુઈની કેતાબ તથા લાકડી જપત કરી લેજો અને પછે જોઈએતો સોટાથી તેનું માથું ફાડજો અથવા જોઈએતો તેને ખીલો મારી જમીન સાથ જડી લેજો, પણ પેહેલાં તેનાં પુસતકને બાલી નાખજો, નહીતો તેની જાદુઈ નાબુદ થશે નહી, પછે તેની છોકરીને કેદ પકડજો નહીતો તમો સલામત રેહેશો નહી."

છાકટા તુરને આ સઘલી વાત પસંદ આવી. સલીમે પણ માર ખાધોતો ખાધો મગર આ વાત ઘણી પસંદ પડી. તુરે સેકચલી સહી વીચારયું કે "જુઉને મારી નાખી હું આ બાગે બેહેસત સરખાં ટાપુનો પાદશાહ થવશ, જુઉની બેટી ગુલનારને મારી રાણી બનાવશ, સલીમને મારો વજીર કરશ અને જંદલને મારો સરદાર કરશ."

બેવકુફ છાકટાઓ! તેમને ખબર નહી હતી કે હોશીયાર પરી પીરોજ તેઓના માથાં ઉપર ભમતી હતી અને તેઓનો સઘલો મનસુબો સાંભળતી હતી. પરીએ તરત જઈને જુઉને સઘલી વાતથી વાકેફ કરવા ઠરાવયું.

પણ તેટલાં આ સેકચલીઓને હીઆંજ પડતા મેળવા ચાહાયું નહી. તેણીએ પોતાનાં કોમલ આવાજથી શરોદ ગાવા માંડયો અને પેલા બેવકુફો તુરત તે સરોદ ઉપર લોભાઈ ગયા. જારે પીરોજે જોયું કે રાગની અસર તેઓ ઉપર પુરતી થઈ કે પછે પોતે ધીમે ધીમે ઉડવા લાગી અને આ ગાએણ જતું નહી મેળવા સારૂં તેઓ તે આવાજની પુઠે ચાલવા લાગા. એ પરમાંણે જેમ તોફાંનમાંથી બચેલા શાહાજાદા તેહેમતનને પીરોજનાં ગાએણ ઉપર લોભાવી જુઉ જાદુગર પોતાના ગોફા તરફ ખેંચી શકયો હતો, તેમજ તુર, સલીમ અને જંદલ પીરોજના ગાએણ ઉપર ઘેલા થઈ જાંહાં પીરોજનો આવાજ લઈ જાય તાંહાં ખેંચાવા લાગા.

પીરોજ જાહડપથી ઉડવા લાગી અને આ તરણ મુરખો જહડપથી દોડવા લાગા. એમ કરતાં જંગલો અને મેદાંનો કુદતાં ખાડા અને ખબોચીઆંમાં પડતાં ખડતાં, એક કીચલથી ભરેલી ખાહી આગળ પીરોજ તેમને લઈ આવી જાંહાં પીરોજના ગાએણ ઉપર ખેંચાતાં તેઓ ખાહીની અંદર જઈ પડયા અને જુઉ જાદુગરની પાદસાહી લેતાં લેતાં કમરપુર કીચલની અંદર અરધાઅરધ દટાઈ ગયા.

---

## પરકરણ ૧૧ મું.

## કદખુદાઈનો કોલ.

એ પછે પરી પીરોજ પોતાની પાંખો ફફડાવતી પોતાના મુરબી અને સાહેબ પાદશાહ જુઉ પાસે જંદલનાં બલવાની તથા તુર અને સલીમનાં સંપની તેને ખબર કરવા આવી.

એ વખતે જુઉ એક ઘણાજ નેક અને ખુશાલી ભરેલા કામમા મશગુલ હતો.

ખુદરતે દરામનાં બનાવેલા, પણ જુઉએ પોતાની જાદુઈને જોરે શુંદર અને રલીઆમના કરેલા ગોફાની બાહેર ખુશનોમાં ઘાસનાં લીલોતરી ભરેલા ગાલીચા ઉપર એ જઈફ જાદુગર મોટા હરખ અને શંતોશથી અલોટાયલો હતો.

તેની એક બાજુએ તેની ચાંપાંની કલીની મીશાલે જોબનના બાહારથી ખીલતી બેટી શાહજાદી ગુલનાર હતી અને બીજી બાજુએ ગલગોટાની પેરે ઉગી નીકલેલો શાહાજાદો તેહેમતન બીરાજતો હતો.

જુઉ આ બંને જવાંનોનાં હાથ હમણાજ સાદીનાં ગાંઠથી બાંધી રહયો હતો અને પોતાની દીલનવાજ બેટીની એક શાહજાદા સાથ કદખુદાઈ કરવાથી તે હરખમાં ઉરપુર હતો.

આ કદખુદાઈ કેમ બની શકે એં વાંચનારને મનસે એક સમશીયા જેવું લાગતું હશે. કેમકે તેહેમતન અને ગુલનારને જારે આપણે છેલલાં દીઠાં હતાં તારે તેઓ ઘણી નાઉમેદી ભરેલી અને નીરાસીથી બતંગ બનેલી હાલતમાં હતાં.

જુઉ જાદુગરેતો આ દલેર શાહજાદાને પોતાની પેઆરી પરી પાસે ગાએણનાં તાંન ઉપર ખેંચાવી મંગાવયો હતો અને પછે તેને કેદખાંનાની બેડીમા નાખયો હતો, તેની પાસે હલકી મજુરી કરાવતો હતો તથા તેને ગોલામના કરતાંબી બદતર હાલે રાખેલો હતો.

તેને જોતાંવાર ગુલબદન ગુલનાર તેનાં ઉપર મોહીત થઈ હતી, અને તેઓ વચે એટલી સાદાં દીલની નીરદોશ મોબત બાજી હતી તથા તેહેમનને સોંપેલી શખત મજુરી એટલી ભારી હતી કે ગુલનારે પોતે તેને બેસાડી રાખી તેના લાકડાંનાં ભારા પોતે ઉઠાવી જવા માંગયા હતા.

પણ પેઆરાં વાંચનારાંઓને પેહેલેથીજ વાકેફ કરેલાંછે કે તેહેમતન તરફ જુઉની આ સઘલી જાસતી માતર બાહેરના દેખાવની હતી. તેની અંદરખાંનેની મતલબતો ગુલનારને એ જવાંન સાથ નેકાના કોલથી જોડવાની હતી. તે મનલબમાં ફાવવા સારૂં તેણે પેલું તોફાન ઉઠાવયું હતું. એ મતલબમાં ફાવવાજ સારૂં તેહેમતનનાં બાપ કોબાદને તથા તેના આખા રસાલાને જુઉએ આ ટાપુ તરફ તાંણયા હતા, કે જે રસાલામાં તેને દગાથી દેશનીકાલ કરનાર અને તેનું માજીંદરાની રાજ લુટી લેનાર તેનો ભાઈ અરજાસપ પણ હતો.

વલી એ મતલબમાં ફાવવાજ સારૂં જુઉએ તેહેમતનને બંદીની બેડીમાં તથા તાબેદારીની જુહુસરીમાં નાખયો હતો. એ તેની ટાકી, તેની હીમત, અને તેનું કુવત કસી જોવાની કસોટી હતી.

જારે આપણું ધેઆન આ તલેસમાતી ટાપુના બીજા ભાગોમાં રોકાયલું હતું તારે તેહેમતનનો કસ ઉપલી કસોટી ઉપર માલમ પડતાંજ તથા ગુલનારની મોહોબતની પકી તપાસ થઈ ચુકાથી જુઉએ વધારેવાર ભેદ રાખવાને ચાહાયું નહી. તેણે ઉપલી એકાંત જગામાં પોતાની પાસે આ જવાન દીલદારોને બોલાવી તેમની આગલ તેની ખ

રી ધારણાં વીશે ખરો ખોલાસો જાહેર કીધો. તેણે તેહેમતન ઉપર ગુજારેલી જાસતી વીશે માફ માંગી અને પછે ગુલનારનો હાથ તે શાહજાદાના હાથ સાથ જોડી આપયો.

તે બોલયો કે "તેહેમતન, અગરજો મેં તુને સજા કીધી હોયતો આજે મેં તુને જે બદલો આપયોછે તેથી એ સજાનો ખંગ પુરેપુરો વલી રેહશે. મેં તુને મારા જીવની એક દોરી આપીછે, અથવા જેના ઉપર હું જીવું છઉં તે તુને આપું છઉં. આ પુતલી તારે લાએક છે એમ જારે હું કહું છઉં તારે એમાં મારો હંકાર ના સમજતો, પણ તું જોશે કે સઘલી તારીફને તે ખાલી કરી નાખશે અને વખાંણ પોતે તેની પછવાડે ઉભી રેહશે."

ગુલનારની આ સઘલી તારીફ તેહેમતને બાહાલ રાખી અને ટુકમાં જે જવાબ દીધો તે એક આખી કેતાબની બરાબરનો હતો. તે બોલયો કે—"અગર એક નજુમી મને ના કેહે તોપણ એ વખાંણ હું માનશ."

એ પરમાંણે તેહેમતન અને ગુલનારની સાદી નકી થઈ, અને પાદશાહી જીઉ જાદુગર આ ટાપુમા દેશનીકાલ પોતે થવા સાથે પોતાની નોજવાન બેટીને દુનીયાં સંસાર દેખાડવા વના દેશનીકાલ રાખી મેલવાને ડરતો હતો તેની છાતી હવે ખુશાલીથી ખલાસી પાંમી.

પરણવાના કોલ સાથ ઘણીખરી વારતાઓનો અંત આવેછે ! પણ વાંચનાર પુછશે કે તેહેમતનના બાપ કોબાદનું શું થયું. તેના ભાઈના કારસતાંનનું શું થયું ? દેવજાદા જંદલનું શું થયું ? તુર અને સલીમના સંપનું શું થયું ? એ સઘલું જણાવવાનું બાકી રહયુંછે અને તેથી આ વારતા હજી અધુરી રહીછે.

---

## બંદગી.



ગાએણના હોનર વીશે ગયા અંકમાં થોડુંક બોલવાય છે હવે તેની તરતજ પાછલ બંદગી વીશે થોડુંક બોલવા માંગીએ છઈએ, કેમકે ગાએણનો સઉથી સરસ ઉપયોગ ખોદાતાલાની બંદગી, યાદ અને સેતાએસમાં છે. આપણે જોયુંછે કે ગાએણ ખોદાનો બખશેલો એક ખોદાઈ હોનર છે, અને તે ખોદાઈ મારગને બંદગી જેવાં કામમાં વાપરવો એથી વધારે સરસ કીઆં કામમા તેનો ઉપયોગ કરી શકાશે ? આપણે જોયુંછે કે ગાએણ એક ફરેસતાઈ હોનર છે અને ફરેસતાઓ હંમેશ ખોદાની પરસતેસમા મશગુલ હોયછે એવો જે સાધારણ ખેઆલ છે, તે ઉપરથીબી ટેકો મલે છે કે બંદગીમાં કેટલી મોટી જરૂર ગાએણની છે ? હરએક ચીજ ગાએણમાં સમજાવેલી સઉથી સરસ અસર કરેછે, તો બંદગી જેવી ગંભીર અને પવીતર ફરજ ગાએણમા બજાવાથી કેટલી વધારે અસર થઈ શકે !

વાંચનારી બાંનુઓએ આ સરવે સવાલોનો પોતેજ વીચાર કરવો અને તારપછે દુનાઆંનાં સરેસતા ઉપર પણ જરા નેગાહ પોંહોંચાડવી. દુનીયાંની ઘણીખરી પરજાઓ પોતાની બંદગીમાં ગાએણના ખોદાઈ હોનરની મદદ લીએ છે. ખરીસટીઓના દેવલો મધે ગાએણ ચાલેછે. ચીનાઓ વટીક ગાએણની થોડી ઘણી મદદ લીએછે. હીંદુ લોકનાં દેહેડાંઓમાં કીરતન, ભજન, કથા ઈતીઆદી નામે જે ઈસવરસતુતી ચાલેછે તે પણ સઘલું રાગમાં હોય છે. તેઓની જુદી જુદી પરારથનાના સલોક કાંઈજ નહી પણ તેટલા રાગ છે. કેટલાક વેહેમી પારસી લોકો જોકે વગર સમજે ગાએણ રૂપી બંદગી કરવાની સાંમે થાયછે, તોપણ ગાએણ બંદગીમાં એટલુંતો ખુદરતી છે કે તેઓ પોતે એક હાથ ઉપર ના પાડતા જાયછે અને બીજા હાથ ઉપર પોતાનું સઘલું ભણતર રાગ કાહાડીને ભણેછે. વળી પારસીઓ મોનાજાત નામની જે બંદગી ભણેછે, તે સઘલાં ગાએણો છે અને તેથીબી ઉતમ સાબેતી આ છે કે પારસીઓના માહવીદવાન પેગામબર જરતોશતે પોતે જે ગાથા નામની અતીઉતમ બંદગી બનાવીછે અને જે આજે જરતોશતી ધરમ પુસતકોમાં સઉથી પેહેલી પદવીના ગણાય છે, તે ગાથા પણ જરતોશતે પોતે ગાએણ તરીકે જોડયા છે.

બંદગી શું છે ? બંદગી એક ફરજ છે, જે દરએક માણસે બજાવવી જોઈએછે. પેહેલાંતો બંદગીમાં ખોદાની યાદ અને સેતાએસ કરવાનું હોયછે. બીજું બંદગીમાં તે સાહેબની અપરમપાર બખશેશને માટે તેનો પાડ અને હેશાન માનવાનું હોયછે. તરીજું બંદગીમાં આપણી ભુલ, ખાંમી તથા બદ ચાલનો પસતાવો કરવાનું હોયછે. અને ચોથું બંદગીમાં તે કીરતાર જોડે આપણી મુરાદો માગવા, તેની બખશેશ ચાહાવા અને તેના આસોરવાદ માગવાનું હોયછે. બંદગીનાં આ ચાર કામ જોતાં ખોલલું દીશેછે કે બંદગી એક ચીતે, ખરાં દીલે, નીરમલ મંને કરવી જોઈએ. બંદગી કરનારનુ ધેઆંન બંદગી કરતી વેલા ભમવું નહી જોઈએ, એક ગમથી બીજી ગમજ દોડવું નહી જોઈએ, પણ સઘલું ધેઆન ઠરીઠામપણે એકલા ખોદા ઉપરજ રાખવું જોઈએ. એજ પરમાંણે બંદગી કરતી વેલા તન, તથા મનને દાઘ અથવા ખંશેઆ વગરનું નીરમલ અને સવછ રાખવું જોઈએ.

આ રીતની બંદગી થઈ શકે એટલા માટે બે ઉપાયો કરવા જોઈએ. પેહેલો એકે બંદગી કરવાની ઢપછપ ધેઆન રોકનારી અને મગજ ઉપર અસર કરનારી જોઈએ. તે બંદગી એવી ઢપની જોઈએ કે જેથી દેમાગ ઉપર બીજી કોઈ બીનાં તેટલો વખત આવી શકે નહી. તે બંદગી એવી ઢપમાં જોઈએ કે રૂએરૂઆં ઉભાં થાય અને દીલ ગોયા કોઈ વીજલીથી હોય તેમ અંદરથી પગલીને મગજને આંજુના નીરમલ પાંણીથી ધોતું કરે. બનીઅન નામના લખનારના આ શબદો કીમતી છે કે "બંદગીમાં દીલ વગરના ખોલવા કરતાં ખોલવા વગરનું દીલ વધારે સારૂં છે." એક બીજા ગરંથકારના આ શુખનો પણ કીમતી છે કે "ધેઆન રાખવા વગર બંદગી કરવી એ ઠગાઈ છે, અને બંદગી વગર ધેઆન રાખવું એ ખોટું દો

લ છે." પણ દીલ અને બોલવું બેહુ સાથે હોયતો તે બંદગી સઉથી સરસ ગણાય અને તેવી બંદગી જેટલી ગાએણુમાં બની શકે તેટલી બીજાં કસાંથી બનતી નથી.

ઉપર મુજબ ખરાં દીલની અને અસરકારક બંદગી કરવાનો બીજો ઉપાય એ છે કે તે બંદગી સમજીને કરવી જોઈએ. બંદગીમાં આપણે શું કહીએ છઈએ, આપણે શું માંગીએ છઈએ, તે આપણે સમજવું જોઈએ, પણ જો તે સમજીએ નહી તો પછે તેમાં દીલ કેવું રેહ અને એવી રીતે બંદગી કેમ કરાય ? માઠયુ હેનરી કેહેછે કે "બંદગીને સહવારનાં કુંચી સમજવી અને સાંજના આદગરો સમજવો." ઈઆને સહવારનાં રોજને બંદગીથી ઉઘાડવો અને રાતે દીવસનાં કાંમકાજને બંદગીથી બંધ કરવાં. પણ સમજવા વગર બામદાદમાં જે માંગવું હોય તે સાંજે મંગાઈ જવાય ઈઆને બંદગી કવખતની થાય તેમાં શી નવાઈ ? બીજા સારા ગુણો લોભ લાલચથી બગડેછે, પણ બંદગીનો ગુણ બરનારડ બતાવેછે તેમ લોભ લાલચની ઉપરવારો હોયછે, કેમ કે એક નવો લખનાર કેહેછે કે "માણસ જાત ખોદાતાલાને ભેટ કરી શકે એવી ચીજ માતર બંદગી છે." પણ વગર સમજે બડબડી જવાથી શેકસપીઅરનાં આ વચણ ઘણીવાર ખરા પડતા હશે કે "અનજાનપણામાં આપણુ ઘણીવાર આપણું દુખ માંગીએ છઈએ કે જે દુખ તે સાહેબે આપણુને ખામખા નહી આપેલું હોય."

અમારા ગયા અંકમાં "ઘર ધણીઆંનીનું કામ સેહેલું કરવાની રીત" નાં મથાલાં હેઠલ દરરોજ સહવાર સાંજ આખા કુટુંબે સાથે મળીને બંદગી કરવાની ભલાંમણ કીધીછે. પણ ઉપલી બે શરતો અદા કીધા વગર એ સુચનાં પાર પડી શકે એવી નથી. ખરી 'બંદગીનું' એક ચીતર અમે ઉપર આપયુંછે અને તેવી ખરી બંદગી આપણા કબીલાઓમાં દાખલ કરવી એ ખરાં સુખનો એક રસતો છે.



## કોલારો.

આ નાશકારક અને પલીદ મરજ, આદમીજાતનો આ નાપાક મુદઈ આજશુધી વીદીઆ અને હોનરને હરાવતો અને પોતાનો ભુખો ભખશ કરતો આવયોછે. તે જારેબી દેખાવ દીએછે તારે જે જહડપથી આદમીને પોતાનો ભોગ કરેછે, જે અજાએબ ભેદથી એકજ કબીલામાં ઘણાં જણ ઉપર એકજ વખતે ગલબો કરેછે, તે સઘલું જોઈ આદમીની અકલ હેરત રેહછે અને કોલારાનું નામ સાંભલતાંજ પીલતન જેવી છાતીનું આદમી ગફલાઈ જાયછે. પણ જોકે આ જાલેમ જમના કામ આપણુને લાઈલાજ કરી મેલેછે તોપણ તેને લગતાં આપણા ગ્નાનમાં આગલ કરતાં હાલ મોટો વધારો થયોછે અને જોકે એ મરજનો મુકરર ઉપાય શોધી કાહાડવાને વીદીયા અશકત છે તોપણ તેને અટકાવાના ઉપાયની ચાવી આપણુને હાથ આવીછે.

કોલારો એટલો જલદી ફેલાવો કેમ પાંમેછે અથવા એકજ કબીલામાં (ઈઆ એકજ શેહેરમાં તેણે સાંમટો ભખશ કરવાના કારણો શું છે તેનો હવે જાજો ભેદ રહયો નથી. સને ૧૮૩૩ માં ફરાનસ ખાતે કોલારો પેહેલ વેહેલો દાખલ થયો અને એકદમ ૨૦ હજાર પરાંણુની ઘાત કીધી. આજ પરમાંણે આખાં શેહેરોની ઘણીક વસતીને ઘસડી નાખેલી છે. પણ હવે જોકે કોલારો થવા પછે તેને સાજો કરવાને હજી આપણુ શકતીવાન નથી, તોબી તે નહી થાય અથવા તે થવા પછે આગલ નહી વધે તેવો અટકાવ કરવાના ઉપાયો આપણે હાથ આવયાછે. એ રીતે કોલારાના વખતની જતનના દરએક ઉપાયથી આપણે વાકેફ થવું ઘટેછે અને તેવી વાકેફગારી નહી હોયતો એ બુરો મરજ આખા કબીલાઓનો ઘાન કાહાડી નાખે તેની નવાઈ નથી. જેમ ગઉ સીતલાનો ઉપાય નહી કરવો એ એક મોટો ગુનાહ છે, તેમજ કોલારાને બેસાડી દેવાના ઉપાયોથી અનજાના રેહેવું એ પણ એક પાપ છે.

કોલારાની ઉતપંતી શામાં છે, કેમ થઈ છે અને કાંહાંથી થઈછે તે બાબે જુદાં જુદાં મત ચાલેછે. પેહેલાં વીદવાંનો ઘણાખરા એકમતથી કેહેતા હતા કે આ બુરા મરજને હીંદુસતાનમાં થતી મોટી જાતરાઓએ જનમ આપયો છે. પણ ૧૮૬૬ માં યુરોપનાં દેશેદેશનાં ડાકટરોની જે મોટી સભા કોલારા વીશે તપાસ કરવા બેઠી હતી, તાંહાં ઘણીક તકરાર ચાલવા પછે ઉપલાં મત ઉપર વાંધો ઉઠાવામાં આવયોછે અને કેટલાક વીદવાંનો હીંદુસતાંનની જાતરાઓમાં નહી પણ આરબસતાનનાં કોસટા ઉપર થતી હજમાં એ મરજનું મુળ વીચારેછે. વળી કોલારાનું બીજ કેવી કીશમનું છે, તે પણ આજસુધી અંધારામાં રહયુંછે. તોપણ વીદવાનોએ આટલું નકી કીધું છે કે ઘણાં લોકોની સંખયા ભેગી મળવાની ગલીચીમાંથી એ મરજ ઉભો થયોછે અને ચોકસ જાતનું હવાઈ જેહેર એ મરજનું બીજ છે.

એવું ધારવામાં આવેછે કે કોલારાનું જેહેર હવામાં ઉડેછે તથા માંટી સાથ મળી જાયછે, તથા પાણીમાં વસેછે તથા કપડામાં પેવસ થાયછે અને એ વસતુઓની મારફતે દમને રસતે, ઈઆ ચામડીને રસતે માણસનાં બદનમાં પેવસ થઈ કોલારાનો મરજ પેદા કરેછે. ૬૦ વરસ ઉપર કોલારો મુદલ જણાયલો નહી હતો, પણ ૧૮૧૭ માં તે પેહેલ વેહેલો માલમ પડેલો ધારવામાં આવેછે અને ૧૫ વરસમાં તે આખી દુનીઆમાં ફરી વળવાની તવારીખ નોધ બતાવેછે. એટલો ઉતાવલો ફેલાવો હવા અથવા પાણી જેવી સાધારણ ખપની જીણસની મારફતેજ થવો જોઈએ. એ મરજ લાગુ પડવા પછે બદનમાં જે અજાએબ જેવો ફેરફાર કરી નાખે છે, તેનું વીગતથી બેઆન કરવાની જરૂર નથી અથવા એ મરજ લાગુ થવા પછે જોઈતા ઉપાયો હીઆં પરગટ કરવા જોગ નથી.

પણ ટુકમાં એટલું કેહેવાઈ શકાશે કે કોલારાનો મરજ નાડીને ધીમી પાડેછે, લોહીને થંબ કરેછે, લોહીમાનાં પાણીને સુકવી નાખેછે, જેથી દરદીનાં ગળામાં પાણીની તરસ પેદા કરેછે, ગોટલાંઓને કકણ કરી મેલેછે, ટેટામાં આંકડાં ઉપજાવેછે, પેટને મોહોડું છોડી મેલેછે, આખમાં ખાડા પાડેછે, ચામડીને કરચલી વાલેછે તથા આખાં બદનને ઠંડું કરી મેલેછે. કોલારાનાં જાહાડાની "ચોખાનાં પાંણ" અથવા કાંજી જેવા ફીકા રંગ ઉપરથી ચોકસ પીછાંણ થઈ શકેછે, તેમજ વળી કોલારાનાં દરદીનો પરસેવ ચોકસ નજીસ વાસ મારેછે, તે ઉપરથી પણ એ મરજની પીછાંણ

થાયછે. પણ કોલારાનાં વખંતમાં સેજ પેટ આવવાથી કો
લારો સમજીને આપણા લોકો "ધભરાટને વધારે ધભરાંવે
છે" તથા બીહીને દુકાળમાં અદીક ત્રાસ કરેછે એ ઘણું
ખોટું છે. કોલારાની બરોબર પીછાણ કરવાનું ડાકટરોનું
કામ છે અને ડાકટરની આગમચ આસપાસનાંઓ ડાકટર
થઈ નીકલે અથવા દરદીને બીહીવાડી મારે એ ઘણું ખો
ટું છે. ઘણાવાર નબલાં, પોચાં અથવા બીહીકનાં માણસો
ઉપર કોલારો વધારે હોમલો કરેછે અને તેથી એ વીશે ખો
ટી બીહીક મનમાંથી કાહાડી નાખવી એ લગભગ કોલારાને
અટકાવા બરાબર છે.

તેમજ વળી આ બુરા મરજનાં ઉપાયો ફરમાવાનું અ
મારૂં કામ નથી, પણ એ પલીદોનાં દોર ચાલતો હોય તે વે
ળા જોઈતી જતન અને માવજતનાં ઉપાયો થોડાક જાહેર ક
રવા માંગીએ છઈએ. કોલારો થવા આગમચનાં ઉપાયોમાં
સઉથી પેહેલો ઉપાય ખાધા પીધાની પરહેજી છે. બાદી થા
ય, જરપત નહી થાય, પેટનાં મરજો પેદા કરે એવો ખોરાક
હમેશ દુર કરવો જોઈએ, પણ અકસર કરીને કોલારાનાં હી
ગામમાં તેને ખચીત દુર કરવો જોઈએ. સારા મોસમમાં
બાદી ઇઆ બીજા પેટનાં મરજોથી શરૂઆતમાં ધાસતી રેહ
તી નથી, પણ કોલારાનાં દોરમાં એ રીતનાં પેટનાં મરજો દ
રદીને કોલારા ઉપર નાખે એવી ધાસતી રેહેછે. મારે વા
સી ગોસત, વાસી તરકારી, કોહેલી માછલી, કાચો મેવો અ
થવા દાલ, વાલ સરખો વાયદો ખોરાક બનતાં સુધી ખાવો
નહી. વળી દારૂ પીનારાઓ ઉપર એ મરજ ઘણોજ જલદી
લાગુ પડેછે, મારે દારૂ પીનારાઓએ પણ એ હીગામમાં સં
ભાલ લેવો જોઈએ. પણ કદાચ બાદી અથવા પેટનો બીજો
કોઈ મરજ લાગુ પડી જાયતો જરાબી લઈ ચલાવવું નહી
પણ સરેસતા કરતાં એકુબી વધારે જાહાડો આવતાં વાર
ચાંપતા ઉપાય કરવાથી કોલારો લાગુ પડતો ઘણીવાર અટકેછે.

કોલારાને અટકાવાનો બીજો ઘણો અગતનો ઉપાય
સફાઈ અને સુઘડાઈ છે. દીસતું છે કે કોલારાનું જેહર
ગલીચીમાં જનમેછે, તારે ગલીચીનો નાશ કરવો એ
તે જેહેરનો જડમુળથી નાશ કીધા બરાબર છે. મા
તર જાહાડું કાહાડયાથી અથવા પાણીએ ધોઇ ના
ખવાથી જગા સાફ થાય એટલે ગલીચી નાબુદ થ
ઈ એમ સમજવાંમાં ભુલ છે. તેમજ વળી કોલંગ વાટર
અથવા બીજી ખુશબોદાર ચીજ વાપરવાથી બદબો બંધ પ
ડે એટલે ગંધકીનુ જેહેર નાશ પાંમયું એમ પણ સમજ
વું નહી. એવી વસતુઓથી ગંધકી આપણી ઈંદરીઓ
ને લાગતી નથી, તોપણ તે જેમની તેમ રેહછે. ગંધકીને
ખરેખર નાબુદ કરવા, તેમાના જેહેરની હાલત ફેરવી ના
ખવા, ખાશ વસતુઓ જુદી છે. તે વસતુઓના ખપ વ
ગર ગલીચી નાબુદ થતી નથી. કોલારાના વખત ઉપર
ઘરોની અંદર અને બાહાર, મોરીમાં અને સંદાસમાં, ન
લમાં અને ગટરમાં, દરએક જગોએ જાંહાં ગલીચી થતી
હોય તાંહાં તે વસતુઓ નાખવી અથવા વાપરવી જોઈએ.

સાધારણ ઘરોમાં જારે એટલી જતનની જરૂર છે, તારે
માકાં ભાએગે કોલારાનો મરજ જે ઘરમાં લાગુ પડયો હો
ય તે ઘરમાં તેના વધુ ફેલાવાને અટકાવા સારૂં એજ ઉ
પાયો બમના જરૂરના થઈ પડેછે. તેવાં ઘરમાં ગલીચીને
અટકાવનારી વસતુઓને હારેહાર રાખવી જોઈએ, એટલુ
જ નહી પણ દરદીની માવજતના સાધારણ કામકાજમાં
પણ એ વસતુઓ વાપરવી જોઈએ. તેવાં ઘરમાં જેહેર પે
વસ થાયછે એટલુંજ નહી, પણ દરદીના બદનમાંબી પેવસ
થયુંછે અને જાહાડા વાટે, ઓક વાટે અથવા પરસેવ વાટે
તે સઘલું જેહેરજ દરદીના બદનમાંથી નીકલેછે. એ ઉપ
રથી દીસતું છે કે તે જાહાડો, ઓક ઇઆ પરસેવ બાહા
ર પડતાં તરતજ દુર કરવું જોઈએ અને તેને એવી સં
ભાલથી દુર કરવું જોઈએ કે તેમાનું જેહેર આસપાસની
હવામાં, ઇઆ પાંણીમાં ઇઆ બીજાં કસાંમાં ભેલાય નહી.

એટલા માંટે જરૂરનું છે કે કોલારાના દરદીનો જા
હાડો ઇઆ ઓક લેવાના વાસણમાં પેહેલેથીજ ગંધકીને
નાબુદ કરનારી વસતુ રાખવી. તે પછે તે વાસણને તર
તજ ઓરડામાંથી લઈ જવું અને સાધારણ વપરાસનાં વા
ડા ઇઆ મોરીમાં ધોરવું નહી પણ કોઈ પડત પડેલા સં
દાસમાં ધોલવું અને તેની ઉપરબી પાછું મટોડું વાલવું.
સઉથી સરસ ઉપાયતો એ છે કે કોલારાના જાહાડાને દુર
લઈ જઈ જમીનમાં ચારથી પાંચ ફુટ ઉંડો ખાડો ખોદી
તેમા જાહાડાને દાટવો તથા ઉપર પાછું મટોડું પુરવું.
તેમ કરતાં પાસે કુવો ઇઆ ટાંકી નહી હોય તે સંભાલવું
નહીતો કે જાહાડાનું જેહેર તે માહેનાં પાંણીને પોંહોંચશે.
વલી દરદીનો જાહાડો ઈતીઆદી લઈ જનારે તથા દ
રદી સાથ કામ પાડનારાઓએ પોતાના હાથ તથા બદ
ન ગંધકીને નાબુદ કરનારી વસતુઓથી ધોવા. દરદી
નાં કપડાં તથા બીછાનાંને પણ એજ રવેસે તે વસતુઓ
ની મદદ લઈ ધોવાં જોઈએ અથવા બનેતો તેમને રદ કરવાં
બલકે તદન બાલી નાખવાનો ઉપાય વધારે સારો છે. દર
દીનો જાહાડો ઈતીઆદી જમીનને ઇઆ બીજી કસી ચીજ
ને લાગે તેને પણ એજ રવેસે ધોઇ કાહાડવી જોઈએ. દર
દીની પાસે લોકોની ગીરદી કરવી નહી, હવાની આવજાવ
ને ખોલલી રાખવી તથા કલબલ કરીને તેને ધભરાવવો ન
હી એ પણ ઘણાજ તાકીદની જરૂરનાં ઉપાયો જાણવા.

આ સઘલી જતનમાં ગંધકીને નાબુદ કરનારી વસતુ
ઓનો દગેદગ અને પલેપલ ખપ પડેછે, મારે હીઆં તે વ
સતુઓ કંહી તેનો થોહોક હેવાલ આપી આ બીના ખતમ
કરીએ છઈએ. ગંધકીનાં જેહેરનો નાશ કરવાને "કાનડીસ
સોલીયુશન", "મેકડુગલસ ડીસઈનફેકટીંગ પાઉડર", "કાર
બાલીક આસીદ" તથા "ગંધકનો તેજાબ" એ દવાઓ ઘ
ણી અકસીર છે, જેમને પાણીનાં ઇઆ બીજાં ચોકસ પર
માંણ મુજબ વાપરવાનું હોયછે. એ કીમતી દવાઓ ઉપરાં
ત ગલીચીને નાબુદ કરવાનો ગુણ ચુનામાં તથા કોલસામાં
છે જેનો ભુકો કરીને વાપરવાની ભલામણ કરવામાં આવે
છે. એ ઉપરાંત કાંદો, તથા નીમખ પણ કાલરાના જેહે
રને મારેછે એવું માનવામાં આવેછે, પણ ઉપલી દવાઓ
તથા તે નહી હોયતો ઉપલી સાધારણ વસતુઓ કોલરાના
જેહેરને જેહેર દેવા સારૂં બસ છે. કોલારાના હીગામમાં
ઘરની અંદર તથા બાહેર સારીપઠે ચુનો ચોપડવો જોઈ
એ; વારા, મોરી ઈતીઆદી જગામાં દાહાડામાં બે તરણવા
ર ચુનો તથા ઉપલી બીજી દવાઓ નાખવી જોઈએ. આ
વી જતનથી કોલારો શેહેલથી અટકેછે.

# લંડન શેહેર.



પડી ભાગેલી પાદશાહાતવાલાં પારીસં શેહેરનો થોડો ક હેવાલ અમારા ગયા અંકમાં આપવા પછે હવે સરવેને જાંણીતાં લંડન શેહેરનો થોડોક હેવાલ આપવા માંગીએ છઈએ. પારીસ આખી દુનીયામાં સઉથી શુંદર શેહેર છે, તેમ લંડન આખી દુનીઆમાં સઉથી મોટું અને જબરૂં શેહેર છે, અને વળી ખુબસુરતી તથા રોણકમાં તે કાંઇ પારાસની છેક ઉતરતું નથી. લંડન શેહેર પોતેજ એક જુદી દુનીયાં ગણાયછે અને તેની વસતી, વીસતાર તથા ઈમારતો ઈતીઆદીના હેવાલો થોડા હેરત ઉપજાવનારા નથા. લંડન શેહેરની થોડીક જોવા લાએક જગાઓનાં એક પછે એક ટુક હેવાલો તેમનાં ચીતર સાથ અમે હવે પછેના અંકોમાં આપીશું. માટે હાલ તરત લંડનની મોટાઈ તથા જાહોજલાલીનો વાંચનારી બાનુંઓને સેજ ખેઆલ આપવા સારૂં એ મોટાં પાએતખતની વસતી, વીસતાર તથા બાંધણીને લગતી થોડીક જાંણવાજોગ અને અજાએબ જેવી હકીકતો હેઠલ ઉતારીએ છઈએ.

શરૂઆતમાં આ વાત જણાવવાની કાંઈ જરૂર નથી કે લંડન ફુલે બરીટીશ રાજનું મુખીઅ પાએતખત શેહેર છે. જે અદલ ઈંગરેજી રાજની બલવંત ધજા આપણે માથે ઉડેછે, તેનું મુખીઅ મથક લંડન છે. તે ઈંગલંડની દખણ દસાએ પુરવ તરફથી, ટેમસ નદી ઉપર મીડલએસેકસ, કેંટ અને સરે નામનાં જીલાઓની વચે આવેલું છે અને ટેમસ નદી લગભગ તેની વચોવચમાંથી વેહેછે. તે રૂમીઓની સાનશાહાતનાં વખતથી જણાયલું છે. તે વખતે એ શેહેર નાહાનું હતું, પણ હમણા ખુદ લંડન શેહેર નજદીક ૭ માઈલ લાંબું અને તેટલુંજ પોહોલું થયુ છે. સઘલાં પરાંઓ ગણતાં તે ૧૨૨ ચોરસ માઈલના ઘેરાવામાં ફેલાઈ ગયુંછે અને તેનો વીસતાર હાલ એક લાખ એકર જમીનનો ગણવામાં આવેછે. તેની લંબાઈ અને પોહોલાઈની વચોવચ સેંટ પાલનું દેવલ આવેલું છે, અને તેની આસપાસ દરએક બાજુએ તરણ માઈલ શુધી લંડન શેહેરનો સઉથી ઉદીઓગી તથા સઉથી વસતીવાળો ભાગ જોવામાં આવેછે.

પણ આ હેવાલ લંડનના મોટાં કદનો ખેઆલ આપવા માટે પુરતો નથી. રોમન લોકોએ એ શેહેરને ફરતો કોટ બાંધપો હતો, તે આખાં કોટનો ઘેરાવો માતર તરણ માઈલનો હતો. પણ તાર પછે તે કોટને ભાંજી નાખવાની ફરજ પડીછે અને લંડન શેહેર કોટ વગર રહેલું છે, પણ તેનો વીસતાર એટલો વધી ગયોછે કે જો નવો કોટ બાંધવો પડેતો પારીસના ૨૩ માઈલના ઘેરાવાના કોટ કરતાં બી મોટા કોટની જરૂર લંડનને પડે. સને ૧૬૦૩ના લંડન શેહેરની હદ ૧૫૦૦ એકરની હતી. તાર પછેની એકજ સદીમાં તે હદ ૨૦૦૦૦ એકર સુધી વધી ગઈ. ચાલુ સદીની શરૂઆતમાં એ શેહેરનો વીસતાર એથીબી વધારે ઈઆને ૩૦૦૦૦ એકરનો થયો, તાર પછે ૩૦ વરસમાં એ હદ ૪૬૦૦૦ એકર સુધી વધી, તારપછે ૨૦ વરસમાં લંડન શેહેરની હદ ૧૮૫૬ ના ધારાથી ૭૮૦૦૦ એકરની મુકરર થઈ અને હવે ૧ લાખ એકર જમીન ઉપર તે હદ આવેલી ધારવામાં આવેછે.

બીજા બોલોમાં બોલીએતો લંડન મુંબઈ જેવું એકજ શેહેર નથી, બલકે તે પારીસ જેવાંબી એકજ શેહેરનું બનેલું નથી, પણ તે ગોયા ઘણા શેહેરોનું શેહેર થયુંછે. મેટલાંડ નામનો એક લખનાર કેહેછે કે એક સદીની વાત ઉપર લંડન એક આખું શેહેર, એક જીલો અને તેંતાલીસ ગામને ગલી ગયું હતું, પણ તાર પછે આશપાશના બીજા ઘણા ભાગો એ શેહેરમાં દાખલ થતાં આજે લંડન ગોયા એક પરગણા જેવડું થયુંછે અને જો એ આખા વીસતાર ઉપર એકસરખાં ઘરો લંબાવેલાં નહી હતેતો તે એકજ શેહેર ગણાતેબી નહી. સેંટ હેલીનાનું ટાપુ જેમાં નેપોલીઅન બોનાપારટને કેદ રાખપો હતો, તેના કરતા લંડન બેવડું મોટું છે, તથા એલબાનું આખું રાજ જેમાં એજ શેહેનશાહ પોતાની પેહેલી હારથી ફરાંનસનું રાજ છોડીને તાંહાંજ રાજ ચલાવા ગયો હતો તે આખાં રાજનું કદ લંડન શેહેરના કદથી થોડુંજ વધારેછે. પુરવથી પસચીમ સુધીની જુદા જુદા મોહોલાઓથી જોડાયલી એકજ ઘરોની હાર ૧૪ માઈલની લાંબી ગણાયછે તથા ઉતરથી દખણની એકજ હાર ૧૨ માઈલ લાંબી છે.

લંડન શેહેરની ફુલે વસતી હાલ ૩૦ લાખ માણસની ગણવામાં આવેછે. એ શંખયા કાંઈ જેવી તેવી નથી. ફકત એ શંખયાજ લંડનને એક શેહેર નહી પણ એક આખું પરગણું અથવા એક જીકુંજ રાજ ગણાવા માટે બસ છે. મુંબઈની વસતીથી આપણ અચરત થઈએ છઈએ, પણ લંડનની વસતી મુંબઈ કરતાં ચાર ઘણી વધારે છે. પારીસ કરતાં લંડનમાં ૮ ઈઆ ૯ લાખ માણસ વધારે વસેછે. ફરાંનસના એકેક આખાં પરગણા લંડનના એક શેહેરની વસતી આગળ કાંઈ બીસાદમાં નથી. એ દેશના સઉથી વસતી વાળા જીલા નારડ અને સીન નામના છે, પણ પેહેલામાં માતર ૧૧૩૦૦૦૦ માણસની તથા બીજામાં ૨૦૩૧૨૩૬ માણસની વસતી છે. વળી જરમનીના એકેક રાજ કરતાં લંડનના એકલાં શેહેરની વસતી વધારે છે, એટલુંજ નહી પણ હાનોવર, સાકસની તથા વરટેમબરગના તરણ જરમન રાજયોની વસતીને એકઠી કરતાંબી લંડનની વસતીમાં તેથી ૫) લાખ માણસ વધારે છે અને એવું કેહેવા પછે કે મીડલ એસેકસની બેરફએ ફકત ટેમસ નદીના કીનારા ઉપર કોઈવાર જેટલી વસતી એકઠી થાયછે તે બેડનના આખાં રાજની વસતી કરતાં વધારે છે.

આ મુકાબલાને હજી આગલ ચલાવીએતો લંડનની વસતીમાં પીકીન શેહેર કરતાં પાઆ ભાગ વધારે, પારીસ કરતાં બે તરૂતીઆંસ વધારે, કાનસટાનટી નોપલ કરતાં બમની વધારે, સેંટ પીટરસબરગ કરતાં ચાર ઘણી વધારે, વાએનાં, નયુયારક અને માડરીડ શેહેરો કરતાં પાંચ ઘણી વધારે, બરલીન કરતાં સાત ઘણી વધારે, આમસટરડામ કરતાં આઠ ઘણી વધારે, રોમ કરતાં દસ ઘણી વધારે, તથા કોપનહેગનનાં શેહેર કરતાં પંદર ઘણી વધારે શંખયા લંડન મધે વસેછે. વધારે અસરકારક મુકાબલો આ છે કે ૧૪ મી સદીમાં આખાં ઈંગલંડમાં જેટલી વસતી નહી હતી, તેટલી વસતી હાલ એકલાં લંડનમાં છે, પણુ એ વસતીનો ખ્યાલ મનમા ઉતારવા માંટે સઉથી સરસ દલીલ આ છે કે ડયુક આફ વેલીંગટન મરણુ પામયો તેની લાસને શેવટની જગોએ લઈ જવાનું સરઘસ કાહાડતી વેળા ૧૦ાા લાખ માણુસો લંડનના મોહોલાઓમાં ભેગાં મળયાં હતાં. હવે એ મોટી ભીડે તરણુ માઈલની જગા રોકી હતી અને તે હીસાબે જો લંડનની આખી વસતી શેહેરની બાહેર નીકલે તો ૭—૮ માઈલ સુધીનો રસતો તેઓથી હેલમળી રેહવો જોઈએ. બીજી રીતે ગણુતરી કરીએતો આ સાર નીકલેછે કે અગર જો લંડન શેહેરની આખી વસતીનું એક સરઘસ કાહાડયું હોય અને તે સરઘસની દરએક હારમાં બબે માણુસ ચાલેતો તે આખુ સરઘસ ૭૦૦ માઈલ લાંબુ થાય તથા દર કલાકનાં તરણુ માઈલ ચાલતાંબી તે સરઘસને પસાર થતાં દસ દાહાડા અને દસ રાત લાગે. છેલે લંડનની વસતીની મોટાઈ આથી પણુ માલમ પડેછે કે એ શેહેરમાં દરરોજ ૧૬૯ માણુસ મરણુ પાંમેછે તથા દર પાંચ મીનીટે તાંહાં એકેક જનમ થાયછે.

લંડન શેહેરની વસતીનો કાંઈક ખ્યાલ તાંહાંના રસતાઓ ઉપર થતી ભીડથી પણુ આવેછે. ટેમસ નદીપરનાં લંડન બરીડજ નામના એકજ પુલ ઉપર દરરોજ આખો દાહાડો મળીને ૧ લાખ ૧૦ હજાર માણુસ તથા ૨૦ હજાર ગાડીની આવજાવ થાયછે. લંડનનાં કેટલાક રસતાઓ ઉપર એક જાતરાનાં જેટલી ભીડ થાયછે અને તેથી રસતા એટલા બંધ થઈ જાયછે કે કોઈ વારેવાર ગાડી ઘોડા થોભાવવા પડેછે. ફરવા હરવાની જગાઓમાં કાંઈ તેહેવારનાં નહી પણુ આડા દાહાડા ઉપર તેહેવાર સરખો દેખાવ થઈ પડેછે. મુંબઈમાં ૧૦૦ કે ૨૦૦ ડાકટર ઈઆ ૨૫ કે ૩૦ બારીસટર અતીઘણા લાગેછે, પણુ લંડનની વસતીનો ખ્યાલ આ શાહાદત ઉપરથી પણુ આવશે કે એ શેહેરમાં ૨૪૦૦ સનદી ડાકટરો છે, ૩૦૦૦ થી વધારે વકીલ છે, ૪૦૦૦ બારીસટર છે, ૩૦૦૦ મોટા વેપારી મોચી અને ૩૦૦૦ મોટા વેપારી દરજીઓ છે, ૨૫૦૦ કાપડ વેચનાર છે, ૧૫૦૦ દુધ વેચનારા છે, ૧૫૦૦ ખાંનગી શીખસકો છે, ૪૦૦૦ દારૂ વાલા છે, ૨૫૦૦ ગાંધી છે, અને ૨૬૦૦ માહે વેચનાર છે.

વળી લંડન શેહેરનો દરરોજનો ખપ જુવો. લંડનની ખોરાકીમાં દર વરસે ૩૦૦૦૦૦ બલદ, ૪૦૦૦૦ ગાય, ૧૬૦૦૦૦૦ મેંઢાં, અને ૪૦૦૦૦ ડુકરો ખપેછે. એ ખોરાકીની વારસીક કીમત ૮૦૦૦૦૦૦૦ રૂપીઆની થાયછે. એ ઉપરાંત લંડનમાં રોટી બનાવા પાછળ ૧૪૦૦૦૦૦૦ રતલ ઘઉ ખપેછે અને તરકારીની ખોરાકી તો થાગ વગરની છે. ૫૦ કરોર રતલ પટેટા, ૧ કરોર કોબીજ, ૪ કરોર સલગમ, ૧ાા કરોર ગાજર, ૫ લાખ બુશલ ચના, ૧ાા લાખ બુશલ સીંગ, ૩ લાખ બુશલ ફરેંચબીન, અને ૨૦ લાખ બુશલ કાંદા ખપેછે. ફરૂટ અથવા મેવાનો ખપ પણુ લંડનમાં અજાએબ જેવી હદ સુધી વધી ગયોછે. તાંહાં ૭ લાખ બુશલ આપલ, ૪ લાખ બુશલ પેર, ૨ાા લાખ દજણુ રતલ આલુ, ૩ લાખ બુશલ બોર. અને બીજો મેવો કરોડો બુશલને હીસાબે ખપેછે. લંડનમાં મરઘાં, બટકાં તથા બીજાં પંખેરાઓનો ખપ ઓછો નથી. ૧૫ લાખ મરઘી, ૨ લાખ હંસ, ૩ લાખ બટક, ૧ લાખ ટરકી, ૪ લાખ ખબુતર અને બીજાં તરેહવાર શેકારો મળીને આસરે ૫૦ લાખ પખશીઓ લંડન શેહેરમાં ખપેછે તથા માછલીનો ખપતો અબજનાં અબજ ઉપર ગયોછે. લંડનનાં આ સઘલા સંગીન ખોરાક સાથે પરવાહી ખોરાકનાં ખપ વીશે વાંચનાર શું વીચારશે ? ૧ાા લાખ પાઈપ વાઈનની જાતનો દારૂ, ૪૦ લાખ ગેઆલન બરાંડીની જાતનો દારૂ, ૫) કરોર ગેઆલન બીરની જાતનો દારૂ, અને ૨૦૦૦૦૦૦૦૦૦ ગેઆલન પાણી લંડન શેહેરમાં ખપેછે.

આ સઘલી રકમો આસરે મેળીછે, પણુ તે ખામખા ઓછી ગણીછે. આ સઘલો હીસાબ લંડન શેહેરની બોહોલી વસતીનો ખ્યાલ આપવા માટે બસ છે, અને હવે લંડનની બાંધણી ઉપર આપણુ આવીશું. લંડનનાં ૧૦૦ થી વધારે પરાં છે, અને ૧૨૦૦૦ થી વધારે રસતા, મોહોલા અને સેરીઓ છે. લંડનનાં ઘોરી રસતાઓ સઘલા મળીને ૨૦૦૦ માઈલથી વધારે છે, અથવા બીજા બોલોમાં બોલીએતો આખાં ઈંગલંડમાં કોઈબી રેલવે કંપનીની આખી લાઈનો કરતાં લંડનમાં વધારે રસતા છે. આ રસતાઓ બાંધવાનો ૩૦ થી ૪૦ કરોર રૂપીઆનો ખરચ ગણુવામાં આવેછે, અને માતર તેમની મરાંમત પાછલ વરસ દાહાડે બે કરોર રૂપીઆનો ખરચ બેસેછે. એ રસતા એટલા બધા છે કે અનજાનાઓ હમેશ ભુલાવો ખાયછે. એ રસતામાં એકાદ બે માઈલનાં માઈલ લાંબા છે. એમાનો એક ૧ાા માઈલ તથા બીજો ૩ માઈલનો છે. એ ઘણાખરા રસતાઓ આજુ બાજુએ શુંદર બાંધણીના નાહનાં મોટાં ઘરોથી ભરેલાછે. લંડનમાં એવાં ૪ લાખ ઘરો છે અને જો તે સરવેને એક હારમા મેલયાં હોયતો ૧ાા થી ૨ હજાર માઈલ લાંબી હાર થાય, અથવા આખાં ઈંગલંડથી ફરાનસ સુધી ઈઆ મુંબઈથી બંગાલ શુધીની એક હાર આ ઘરોની થઈ પડે.

આ રસતાઓ તે ઉપરનાં ઘરોથી તથા રોશની ઈતીઆદીના ફાંણસોથી તથા ફરસબંદીની બાંધણીથી તથા ફુવારાઓ અને બાવલાંઓથી ઘણાં સોભેછે. પણુ તે ઉપરાંત લંડન શેહેરમાં ટેમસ નદી ઉપર ૧૦ જુદા જુદા મોટા પુલો બાંધેલા છે. "લંડન બરીડજ" નામનો પુલ ૧૦૦૦ ફીટ લાંબો અને ૫૪ ફીટ પોહોલો છે, જેને બાંધતાં ૩૨) કરોર લાગાછે. વળી લંડનમાં ફરવા હરવાના કેટલાક ચોકો અને મેદાંનો છે. અગત કરીને એક ટરાફલગારનો ચોક

ઘણો શુંદર દીસેછે, જેમાં ૧૫૦ ફીટ ઉંચાં સતંભ ઉપર ઈંગલંડના સુરા દરીયાવરધી સેનાપતી લારડ નેલસંનનું ઘોડેસવાર બાવલું મેલયું છે. હીઆંથી જરા આગલ જતાં ૧૨૫ ફીટ ઉંચા મીનારા ઉપર ડયુક આફ પારકનું બાવલું ઉભું કરેલુંછે, અને તે ઉપરાંત બીજી ઘણી જગાઓમાં હારેહાર નામીચાં નરનારીઓનાં મોટાં બાવલાંઓ ઉભાં કરેલાં છે. ફક્ત પારલામેંટના મેહેલમાં ૪૫૦ બાવલાં ગોઠવેલાંછે. શેહેરની સોભામાં વધારો કરનારા આ ચોકો, મનારાઓ તથા બાવલાંઓ ઉપરાંત લંડનમાં ૭ પારક અથવા મોટાં ફરવા હરવાના મેદાંનો છે, જેઓએ ૧૬૫૦ એકર જમીન રોકેલીછે. હાઈડ પારકના મેદાંનનો સંગેમરમરનો ફક્ત દરવાજો ૮ લાખ રૂપીઆની કીમતનો છે અને તેને લાવીને ગોઠવવાનો ખરચ રૂ૧ લાખથી વધારે થયોછે. એક બાગાએત મંડલીનો બાગ બનાવાને રૂ૭ લાખ બેઠાછે તથા કયુ નામના બગીચામાં ફક્ત ગરમ દેશનાં જાહાડો ઉગાડવાના બીલોરના મકાન પાછલ રૂ૩) લાખ લાગાછે.

લંડન શેહેરની આ સરવે રચનામા રાતને વખતની ગેઆસ લાઈટથી ઘણો વધારો થાયછે. ઈંગરેજો "દુકાનદાર પરજા" ને નામે ઓલખાયછે અને લંડનની મોટી સોભા તેની બેહદ દુકાંનોમાં છે. એ દુકાંનોનો આગલો ભાગ સઘલો શુંદર કાચનો હોયછે અને તેમને મેહેલોની મીશાલે આરાસતે કરી રાતે તેમાં તરેહવાર આકારમાં શુંદર રોશની કરવામાં આવેછે, જે રોશની તથા તેમા સોદો વેચવા સારૂં રાખેલી ઓરતોની અદબ અદા અને નરમાશથી અનજા .ઓ ઘણાં ખેંચાયછે. એ દુકાનોમાં ઘણોખરો વેહેવાર રાતે ચાલેછે, પણ ફક્ત એ દુકાંનોજ કાંઈ શેહેરને સોભા આપતી નથી. મેહેલો અને દેવલો, કારખાનાંઓ અને ંગરહસથાંનો, નીશાલો અને નાટકશાલાઓ તથા બીજી અનેક જગાઓ અને ઇમારતો લંડનને ઘણું રલીઆમણું અને રોણકદાર શેહેર બનાવેછે. પણ અમારા હવે પછેનાં અંકોમાં એ જગાઓના ખાશ હેવાલો તેમનાં ચીતરો શુધાં આપનાર છઈએ, માટે હાલ લંડન શેહેરનો હેવાલ હીઆંજ ખતમ કરીએ છઈએ.

---

## નેપોલીઅન બોનાપારંટ.

(ગયા અંકથી બાકીનું સાંધણ.)

સને ૧૭૯૮ ના અકટોબર મહીનામાં મીસર દેશમાં ફતેહ મેળવીને તથા તાંહાંની હાકમી ઉપર કલેબર નામના સરદારને મેળીને નેપોલીઅન ફરાંનસ તરફ પાછો ફરયો. મીસરની લડાઈથી અને અગત કરીને એ લડાઈમાં ઈંગરેજ બચ્ચો તેની સાંમે આવવાથી નેપોલીઅન કંટાલી ગયો હતો. તેમજ તેણે જીહીતેલાં ઇટલીના મુલુકમાં બખેડો જાગયો હતો અને વળી ફરાંસમાં નવા બલવાનો આતશ સલગયો હતો, એ સંઘલા બનાવોએ તેને ફરાંનસમાં પાંછો ફરવાને કારણ આપયું, જાંહાં લોકો તેની હારેકટાર ફતેહઓથી તેના ઉપર ફીદા થયલાં હતાં અને તેને મોટા આદરમાનથી તેઓએ તેને શેહેરમા દાખલ કીધો. પણ ફરાંસની પરજાંસતાક સરકારના પેટમા તેનાં તરફ અભીતરી હતી. જે સરદારે ફરેંચની આટલી કીરતી વધારી હતી તેમાથી હવે તેઓ દરવા લાગ્યાં અને તેનો ખીલો ઉપાડ કરવાના વીચારમાં હતાં. એ ઉપરથી માહોમાહેના જઘડામાં એક વરસ ગુજરી જવા પછે નેપોલીઅન બોનાપારટે લોકોને તથા લશકરને પોતાની પખંશમા લઈને હીંમત ભરયા એકજ જટકામાં તે સરકારને બદલી નાંખી અને તેમાં પોતે વડો થયો. તરણ "કાંનસલ" માં તે પોતે એક થયો, અને પોતાની સાથના કંનસલો છતાં પાદશાહના સરખી સતા તેણે પોતાના હાથમા રાખી.

તા૦ ૯ મી નવેમબર ૧૭૯૯ થી તેણે ટુઈલરીના મેહેલમાં વાસો કીધો અને છેલી મોટી ઉથલ પાથલની અસરોને દાબી નાખી ફરાંસનુ રાજ નવેસરથી સંથાપવા ઉપર મંડયો. ઉથલ પાથલવાલી સરકારે ફરાંસમાં આગલી પાદસાહી ગોઠવણોને એટલેવેર બદલી નાખી હતી કે ધરમની માનતામા પણ ફેરફાર કરયો તથા તારીખ, વાર અને અઠવાડયાના નામ તથા ગણતરીને પણ રદ કરી હતી. તે સઘલી આગલી ગોઠવણોને નેપોલીઅને પાછી ચાલુ કીધી, દેશનીકાલ થયલાઓને માફી બખશી તથા આગલા વેરને ભુલી જઈ જુના અમલદારોને તેમના હોધા પાછા બખશીયા. દેશની તીજોરીને સારા પાયા ઉપર મેળવામાં આવી તથા "કોડ નેપોલીઅન" નામનો નામીચો ધારો મોટી તકરાર અને જોસતેજોથી પસાર કરાવયો. એ રીતે ફરાંસમાં સમાધાની ચાલુ કીધાપછે, પોતે મીસરમાં હતો તેટલાં ફરેંચ લશકરને હેરાન કરનારા ઈટાલીઅનોને તેણે સજા પોંહોંચાડી. સેંટ બરનારડની ખીણમાંથી ૪૦ હજાર માંણસો સાથ એક વખણાયલી મુસાફરી કરીને આસટરીઅન જેનરલ મીલાસના લશકર ઉપર નેપોલી અને હોમલો કીધો અને મારેનગો ખાતે તેણે પોતે તથા હોએન લીનડન ખાતે તેના સરદાર મોરયુએ ફતેહ મેળવવાથી ૧૮૦૦ ના સાલને છેલે દીવસે લીયુનીવીલ મધે આસટરીઅનો પાસે સુલેહના કોલકરાર કરાવયા. ૧૮૦૧ માં રોમના પોપ સાથ કોલકરાર કરીને તથા ૧૮૦૨ માં એમીએન ખાતે ઈંગલંડ સાથ કોલકરાર કીધાથી નેપોલીઅને પોતાનાં નંવાં રાજનો દસત બેસાડવાનું કામ પુરૂં કીધું.

એ પછે બે વરસમાં ફરાંનસની રાજમંડળીએ તેને સાનસાહ કરવા માંગયો અને તા૦ ૨ જી ડીજેમબર ૧૮૦૪ ને દીને ફરાંસના સાંનશાહ તરીકેનુ તાજ પારીસ ખાતે રોમના પોપે આવીને તેને પેહેરાવાની કોરીયા કીધી. તેને તાજ પેહેરાવાની બીજી એક કીરીયા તા૦ ૨૬ મી મે ૧૮૦૫ ને દીને મીલાન શેહેરમાં થઈ કે જેથી તે "ઈટલીનો રાજા" ગણાવા લાગો. પણ આ સરવે ધામધુમ અને દમામ લાંબો વખત ચાલુ રહયો નહી. પેલટીઅર નામના એક ફરેંચ લખનારે ફરાંસથી ઈંગલંડ નાહાશીને ઈંગરેજી પતરોને ઉસકેરી મેલયાં તથા નેપોલીઅન ઉપર સખત હોમલા છપાવયા. એથી નેપોલીઅનને ગુસો ઉપજયો. વળી યુરોપમાં નેપોલીઅને પાંછાં પગલાં ભરવા માંડયાં હતાં, તેથી ઈંગલંડ પણ ખફા થયું હતું, માટે ૧૮૦૩ ની અધવચમાં ઈંગલંડે તેની સામે લડાઈ ઉઠાવી અને નેપોલીઅને ઈંગલંડ ઉપર હોમલો

કરવાની ધમકી આપી. આ વખતે નેપોલીઅનનાં સરદાર
મોરયુ તથા બીજાઓએ તેની સાંમે સંપ કરેલો માલમ પડ
યો અને માતર શક ઉપરથી એક ઉમરાવને છેક બેડન દેશ
થી પકડી મંગાવી તેને ગોલીથી મારવામાં આવયો. એક
ગમથી નેપોલીઅન તાજ પેહેરવાની ધુમધામમાં પડેલો હ
તો, તારે બીજીગમથી ઈંગલંડ, રશીયા અને આસટરીયાએ
તેની સાંમે સંપ કરયો અને લડાઈનું મેદાંન પાછું જાગયું.

નેપોલીઅન પોતે મોટું લશકર લઈ ૧૮૦૫ માં આ
સટરીયા ઉપર ૧૧ લાખ માણસની ફોજ લઈ ચહડી ગયો
અને અલમ ખાતે માક નામના નામીચા સરદારને તાબે
થવાની ફરજ પાડી, તા૦ ૧૩ મી નવેમબરને દીને તેનું લ
શકર વાએનાનાં પાએતખતમાં દાખલ થયું. હીઆં તેને ખ
બર થઈ કે ઈંગલંડનાં સેનાપતી લારડ નેલસને ટરાફલગર
આગળ ફરેંચ કાફલાને હરાવયો હતો. એ પછે તા૦ ૨
૭ ડીસેમબર ઇઆને પોતાને માથે તાજ મેળવાની વર
સીને દીને આસટરલીટજની મોટી લડાઈમાં નેપોલીઅને
આસટરીઆ તથા રૂશીયાનાં એકસંપી લશકરને સીકસત
આપીયાથી, રાહીનનાં પરાંતોનું એક નવું રાજ કરાવયું ત
થા આસટરીયાનાં રાજા પાસેથી જરમનીનાં સાનશાહનો
ખેતાબ છોડાવી મેલયો અને પરેસબરગ ખાતે સુલેહ કરી
આસટરીયાને એકવાર ફરી નરમ કરી નાખયું. તેણે પોતા
ના ભાઈ જોસેફને નેપલસનું રાજ આપયું તથા બીજા ભાઇ
લુઈ (હાલનાં નેપોલીઅનનાં બાપ) ને હાલંડનું રાજ આપ
યું. આસટરીયાને તે સજા કરી રહયો, પણ હજી રૂશીયા
બાકી હતો, પણ તેને સજા કરવા આગમચ ઈંગલંડ તથા
રશીયાનાં એકસંપમાં આસટરીયાની જગા પરૂશીયાએ લી
ધી, માટે રૂશીયા જવા આગમચ નેપોલીઅન પેહેલાં પરૂશી
યા ખાતે ગયો.

જેના અને આઉરસટાડટની બે લડાઈઓમાં એકજ
દાહાડે ફતેહ મેલવી નેપોલીઅને પરૂશીઅનોને હરાવયા અ
ને તા૦ ૨૭ મી અકટોબર ૧૮૦૬ ને દીને તે પરૂશીયાનાં
પાએતખત બરલીનમાં ફતેહમંદ થઈ આવી રહયો. તાંહાં
આખો નવેમબર માસ કાહાડી નાખયો અને તાંહાંથીજ પો
તાનાં બાકી રહેલા બે હરીફ ઈંગલંડ અને રૂશીયા ઉપર લ
ડાઈ લઈ જવાની ગોઠવણ કરવા લાગો. બરીટન ઉપર ઘે
રો ઘાલવાનું હુકમનામું તેણે આ પરૂશીઅન પાએતખતમાં
થી કાહાડયું તથા મોટાં લશકર સમેત પોલાંડ જઈ તાંહાં
ના લોકો તરફનાં માન વચ્ચે તે રૂશીઅનો સાથે ઘણીક મો
ટી લડાઈઓ લડયો. તા૦ ૧૪ મી જુન ૧૮૦૭ ને દીને
તેણે રૂશીઅનોનો તદન પરાજય કરયો જે પછે નીમેન ન
દીમાં એક તરાપા ઉપર રૂશીઅન સાનશાહ નેપોલીઅનને
મળવા આવયો અને તેઓ વચ્ચે સુલેહનાં કોલકરાર થયા.
એલબનાં નીચલા કીનારા ઉપરનાં પરૂશીઅન પરાંતોનું એક
નવું રાજ કરી નેપોલીઅને તે રાજને પોતાના તરીજા ભા
ઈ જેરોમને સોંપયું તથા પરૂશીયાનાં તાબા માહેલાં પોલાં
ડને લુટી લઈ તાંહાં એ ફતેહમંદ સાનસાહે પોતાની તરફ
ના એક રાજાને બેસાડયો.

હવે નેપોલીઅનની બરોબરનો ઈંગલંડ સીવાએ
આખાં યુરોપખંડમાં કોઈ રહયો નહી. બરલીનથી તે હુ
કમો કાહાડવા લાગો અને દેશેદેશ તેમને અમલમાં લાવવા
લાગો. પણ પોરટુગાલના રાજાએ તેના હુકમ સાંમે નાફ
રમાની કરવાથી નેપોલીઅને તાંહાં લડાઈ ચલાવી અને
૧૮૦૭ માં તેનાં પાએતખત લીસબન શેહેરને જીતી લીધું.
એ પછે તેણે સપેન દેશમાં લડાઈ ચલાવીને જીત મેલવી
તથા પોતાના ભાઈ જોસેફને સપેનનું તખત આપયું.
પછવાડેથી ઈંગલંડ, સપેનની તથા પોરટુગાલની મદદે આવયુ
અને નેપોલીઅન પોતે આવીને લડયો. સપેનનુ પાએ
તખત માદરીડ તા૦ ૪ થી ડીસેમબરે નેપોલીઅનને તાબે
થયું, પણ તેને હીઆં રોકાયલો જોઇને, તેના જુનાં હરીફ
આસટરીયાએ ફરીથી માથું ઉંચકવાથી તેને તુરત ૧૮૦૯
માં ફરાનસની પશચમે જવું પડયું. આસટરીઅનોને ઘ
ણીક લડાઈઓમા શખત હાર ખવાડવા પછે નેપોલીઅને
તે રાજને નવા કોલકરાર કરવાની ફરજ પાડી, જેથી આ
સટરીયાને વળી કેટલાંક પરાંતો છોડી દેવાં પડયાં તથા તે
ના સાનશાહની બેટી મરાયા લુઈસા સાથે નેપોલીઅન પ
રણયો. તેની આગલી માનીતી અને ખબરદાર રાંણી જો
સેફીનને ફરજંદ નહી થવાથી તેણીથી નેપોલીઅન છુટા છે
ડા કરી ચુકેલો હતો. મરાયા લુઈસા સાથ તે ૧૮૧૦ માં
પરણયો અને ૧૮૧૧ માં તેણીએ એક બેટાને જનમ આ
પયો, કે જેને નેપોલીઅને રોમના રાજાનો એલકાબ બ
ખશયો.

પણ આ સઘલો વખત નેપોલીઅનની સાંમે ઈંગલં
ડે લડાઈ જારી રાખી હતી. એ અરસામા નેપોલીઅને
હાલંડ દેશ તથા જરમનીના ઘણાક પરાંતોને ફરાનસ સા
થ જોડી નાખયાં. એજ અરસામાં રૂશીયાવાલાએ પાછું
માથું ઉંચકવા માડયું, માટે ૧૮૧૨ માં તેને શખત સ
જા આપવાનો ઠરાવ કરી નેપોલીઅને પોતાના સઘલા ખં
ડયા રાજાઓને ભેગા કરી તેમનું લશકર બોલાવયું. ૬|૦લા
ખ માણસની મોટી ફોજ લઈને તે રૂશીયામાં કુચકરી ગ
યો. તા૦ ૧૭ મી આગસટ અને ૭ મી સપટેમબરને દી
ને રૂશીયાની સરજમીન ઉપર ભયંકાર લડાઈઓ થઈ અ
ને તેમાં ભારી ખુનરેજી કરીને તથા ફતેહથી ફુલીને નેપો
લીઅન માસકોના નામીચાં શેહેર ઉપર ધસયો. રૂશીઅ
નો તે શેહેરને ખાલી કરી ગયા પણ તેને બાલી નાખીને
ગયા અને જારે નેપોલીઅન તાંહાં આવી પુગો તારે તેને
શેહેરને બદલે ખાલી મેદાનમાં ઉતારો કરવો પડયો. એ વ
ખતે એ ઉતર મુલકનો શીયાલો ઘણી જબરદશત શખતાઈ
થી ચાલતો હતો, માટે નેપોલીઅનનાં લશકરનો ઘણો મો
ટો ભાગ શીઆલાથી હીકરાઈ તથા સીજાઈ ગયો. એ ઉપ
રથી નેપોલીઅને થાકીને સુલેહની માગણી મોકલાવી, પણ
રૂશીઅનોએ તે માંગણી રદ કીધી અને તા૦ ૧૫ મી અક
ટોબરને દીને નેપોલીઅનને પોતાના બાકી રહેલાં લશકર
સાથ નાહાસવાની ફરજ પડી. આ નાહાસભાગમાં નેપો
લીઅનની ફોજનો એટલોનો નાશ થયો કે આખી તવારી
ખમાં એના જેવી બીજી એકબી નાહાસાનાહસ ગણાતી
નથી. તેણે નાહાસતાં રૂશીઅનો તેનાં ઉપર તુટી પડયા
તથા ઠંડી તથા ભુખમરામાંથી જેઓ બાકી રહયા હતા તે
ઓ હવે લડાઈમાં કપાઈ ગયા અને નેપોલીઅન હારમાર

થતો તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૧૨ ને દીને પારીસમાં દાખલ થયો.

યુરોપના આ મોટા લુટારાની હાર થવાથી તેના શત્રુઓને હવે હીમત આવી અને ઈંગલંડ એક તરફ તથા પરૂશીયા અને રૂશીયા બીજી તરફ સંપ કરીને નેપોલીઅન સામે મેદાન પડયા. અજાએબ જેવી જહડપથી નવું લશકર ઉભું કરી એ સુરા ફરેંચે રૂશીયા તથા પરૂશીયાને લડાઈમાં માર મારયો. આસટરીયા અલગ હતું, તેણે ફરાંસને ફરમાસ કીધી કે રાહીન નદીની પોતાની અસલ સરહદ સુધી રેહવું, પણ નેપોલીઅને એ વાત નાં પાડવાથી આસટરીયા પણ એકસંપી થયું અને ૧૮૧૩ ના અકટોબર મહીનામાં લીપસીકની મોટી લડાઈમાં નેપોલીઅન પેહેલી જવાર એકસંપી ફોજથી સીકસત પામયો. હીઆંથી તેનો સેતારો અસત પાંમયો અને તે ફરાંસ તરફ ફરયો. હજીબી તેણે ફરાંસની હદ આગળનાં જેટલી રાખવાને ના પાડવાથી એકસંપી લશકર ફરાંસમાં તેની પુઠે આવયું અને જોકે નેપોલીઅને બાહાદુરી તથા ચાલાકીમાં કસુર રાખી નહી, તોપણ ફરાંસ પોતે હવે તેનાંથી થાકી ગયું જેથી એકસંપી લશકરે પારીસ ઉપર ઘેરો નાખી તા૦ ૩૧ મી મારચ ૧૮૧૪ ને દીને એ શેહેરને જીહીતી લીધું.

એ પછે ૧૧ દાહાડામાં ફોનટાબલુ કે જાંહાં નેપોલીઅન નાહાસી ભરાયો હતો, તાંહાં તેને તાજ છોડવાની ફરજ પડી અને એકસંપી રાજાઓએ તેને એલબાનાં નાહાનાં ટાપુનું રાજ સોંપી ફરાંસની ગાદીએ ૧૮ માં લુઈ રાજાને બેસાડયો. અને હવે આ ફતેહમંદ લુટારાથી નચીંત થઈ એકસંપી રાજવાલાઓ તેનાં લુટી લીધેલાં દેશોને પાછાં સરખે ભાગે વેંહેંચી લેવાસારૂં વાએનાં ખાતે ભેગાં મળયાં. તાંહાંથી તેઓએ ઢંઢેરો કાહાડયો કે નેપોલીઅન દેશનીકાલ થયોછે, પણ તેઓ મસલત ઉપર મસલત કરેછે તેવામાં તેઓનાં સાંભળવામાં આવયું કે નેપોલીઅન પાછો જાગયો. એલબા ખાતે સમાંધાંનીથી રાજ ચલાવાનુ દોલ ઘાલીને સરવેને ભુલાવામાં નાખવા પછે એક નાહનું લશકર લઈને તે પાછો આવયો અને વાએનાં ખાતે ભેગા મલેલા રાજ વાલાઓને ખબર પોંહોંચવા આગમચતો તેનું જુનું લશકર અને તેનાં સરદારો સઘલા તેને પાછા મળી ગયા. તા૦ ૧૯ મી મારચ ૧૮૧૫ ને દીને પારીસ ખાતેથી ૧૮ માં લુઈ રાજાને નાહાસવાની ફરજ પડી અને બીજે દીને નેપોલીઅન વાજતે ગાજતે પારીસ શેહેરમાં સાનશાહ તરીકે દાખલ થયો. તેણે પરજાને રાજી રાખનારા હુકમો કાહાડી નવેસરથી રાજ ચલાવા માંડયું જે રાજ "૧૦૦ દીવસની પાદસાહી" ને નામે બોલાયછે.

રાજ પાછું લેતાં વાર એકસંપી રાજયો ફરાનસમાં ધસી આવે તેની આગમચ નેપોલીઅને પોતે ઈંગરેજો અને પરૂશીઅનો સાથ જુદી જુદી લડાઈમાં ચલાવા લશકરો મોકલયાં. તા૦ ૧૫ મી જુન ૧૮૧૫ ને દીને તેણે બે ઠેકાંણે લડાઈ મારી. લીનગીમાં પરૂશીઅન જેનરલ બલુચરને તેનાં ૮૦ માણસો સુધાં હરાવયો તથા કુવાટરે બરાસ આગળ ઈંગરેજ સરદાર વેલીંગટનને હાથ પોતે હારયો. પણ આ લડાઈ નેપોલીઅનને મનસે કાંઈજ નહી હતી. સઉથી છેલી અને ખરી મોટી લડાઈતો બે દીવસ પછે વાટરલુ આગળ થઈ. એ લડાઈમાં વેલીંગટનનાં લશકરમાં અરધા ઈંગરેજ અને અરધા પરૂશીઅનો હતા. એ લડાઈ આખો દાહાડો ચાલુ રહી અને બેહુ લશકરો હટયાં નહી, પણ તેવામાં સાંજે પરૂશીઅનોની મોટી ફોજ મદદે આવી અને ૪૦ હજાર માણસોની ખુવારી સાથે હારીને નેપોલીઅન તા૦ ૨૦ મીને દીને પારીસ ખાતે નાહાસી ગયો.

પારીસમાં દરબારીઓ તેની સાંમે થયા. તેણે પોતાના દીકરાને તાજ આપી પોતે નીકલી જવા માંગયું, પણ દરબારીઓએ એ વાત બાહાલ રાખી નહી. પરૂશીઅનો ફરાનસમાં દાખલ થઈ પારીસની નજદીક આવયા અને નેપોલીઅને માતર એક સીપાઈ તરીકે પોતાની મદદ આપવા માંગી, મગર એ માંગણીને પણ હસી કાહાડવામાં આવી. તેને પારીસની નજદીક માલમેસોં ખાતે નાહાસવાની ફરજ પડી, જાંહાંથી તે રોકફોરટ ગયો અને તાંહાંથી અમેરીકા ખાતે નાહાસી જવા સારૂં ઈંગરેજી મનવારવાલાની મદદ માંગી. તેમાં નીશફલ થવાથી તેણે ઈંગલંડની સરકાર ઉપર કાગલ લખયો, તેમાં પોતાની પાદસાહીનો અંત કબુલ કીધો તથા ઈંગરેજી ધારાનો આસરો માંગયો. એ પછે તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૧૫ ને દીને તે ઈંગલંડ ગયો, જાંહાં તેને કીનારે ઉતરતાં અટકાવામાં આવયો તથા તેને કેદી તરીકે પકડીને પરહેજ કીધો. તા૦ ૩૦ મીને દીને તેને ખબર મલી કે સેંટ હેલીનાના ટાપુ ખાતે જનમ સુધી કેદ રાખવાની તેને સજા થઈછે. તાંહાં તેને તેનાં થોડાક દોસતો સાથ મોકલવામાં આવયો અને ૬ વરસ પછે તા૦ ૫ મી મે ૧૮૨૧ ને દીને હોજરીના દરદથી તે મરણ પાંમયો.

નેપોલીઅનને તેનાં બંદીખાનાની આસપાસ ૧૨ માઈલ સુધી ફરવા હરવાની છુટ આપી હતી તથા તેની બાકીની જીંદગીમાં તેને એક સાધારણ અમલદાર તરીકે ગણવામાં આવયો હતો અને તેને સાનશાહ નહી પણ "જેનરલ બોનાપારટ" તરીકે કેહેવામાં આવતું હતું. સાનશાહનો ખેતાબ તેની પાસેથી છીનવી લેવા બાબે તે મુવો તાંહાં સુધી ફરીઆદ કરતો હતો અને તેટલા સારૂં તેને સેંટ હેલીનાના ગવરનર સાથ કજીઓ વટીક થયો હતો. તેણે પાછલા વખતમાં કશરતને તદન છોડી દીધી હતી, તથા વાતચીતમાં અને વાંચવામાં તથા અગતં કરીને પોતાના જનમારાના હેવાલો તથા તે ઉપરની સરેહ લખાવામાં તેણે પોતાનો વખત ગુજારયો હતો. મરણની ચાર વરસ આગમચથી તેને હોજરીનું દરદ થયું હતું, કે જે દરદથીજ તેનો બાપ પણ મરણ પાંમેલો હતો. ૧૮૨૧ ના સપટેમબર મહીનામાં તેણે પોતાનું વશીએતનામું કીધું, જેમાં એક હુકમ એવો ફરમાવયો હતો કે તેના મરણ પછે, તેનાં બદનમાંથી તેનું દીલ કાહાડીને તેની રાંણી મરાયા લુઈસા ઉપર મોકલવું. તે મરતી વેળા પોતાને એક ચુસત ખરીસટી સમજવા લાગો તથા રૂશીયાના સાનશાહ સાથ તેની કીરતીના વખતમાં જારે તેને મુલાકાત થઈ હતી તારે ખરીસટી ધરમમાંથી તડાંઓ કાહાડી નાખી આખાં યુરોપમાં સઘલા ખરીસટીઓનો એકજ પંથ કરવા ઉપર તેણે જે ખા

એશ બતાવી હતી, તે ખાએશ તેને મોત સુધી યાદ આવતી. હતી. મરવાની. એક દાહાડો આગમચ તેણે પોતાનાં સરદારોને છેલી સલામ કીધી અને તેનાં છેલા બોલ આ હતા કે "દુનીઆમાં મને કોઈ સાથ દુશમની નથી."

એ રીતે પર વરસની ભરજવાંન વએ આ ફતેહમંદ. ફરેંચની હઈઆતીનો અંત આવયો. તેની હીમત, હોશીઆરી અને બાહાદુરી થોડી નહીં હોવી જોઈએ કે એક સાધારણ સીપાહની પદવી ઉપરથી આખાં યુરોપનો સાનશાહ.થઈ શકયો. ખરેખર.સીજર અને સીકંદર સીવાએ બીજો કોઈ દાખલો નેપોલીઅનની બરોબરનો યુરોપની તવારીખમાંથી.મળનાર નથી. ફરાનસ દેશની કીરતી વધારનાર અને આખી દુનીઆમાં પેહેલાં રાજની પદવી ઉપર એ દેશને મેળનાર નેપોલીઅન હતો અને તેથી ફરેંચ લોકોનું લોહી આજેબી નેપોલીઅન તરફ દોડેછે. પણ એ.સરવે વખાણ છતાં આ વાત યાદ રાખવી જોઈએ કે નેપોલીઅન ગમે.એવો બાહાદુર અને હોશીયાર હતો, તોપણ તે માતર એક લુટારોજ હતો અને યુરોપના મુલુકોને લુટી લેવા સીવાએ બીજાં કોઈ સારાં કાંમમાં એ સુરા સરદારે બાહાદુરી અને હોશીયારી બતાવી હોતતો તેની ખરી નામદારી થાત. "ચોરને પોતલે ધુલની ધુલ" એવી જે કેહેવત છે તે ખરીજ.છે, અને નેપોલીઅન લુટ ચલાવામાં ગમે એવો ફાવયો તોપણ અંતે હારીને, હારમાર થઈને તથા સધલો માલમતા ખોહીને એક સાધારણ કેદીની હાલતમાં તે અજલને આધીન થઈ ચાલયો ગયોછે.



## જરીને જોવા જનારાં જાઈજી.

પહોસણ—ઓવાએ જાઈ ફુઈ, તમારી વેહેવાંણની માંસીની વહુને સુનો સનેપાત થયોછ, ને દરબરીપર દરખરી પડેછ, ઘેરમાં ભીરાં ભાગેછ ને ઘેર બાર આસેપાસેના સગાં વાહાલાંથી ભરાઈ જાયછ, ને તમે જરા તેને જોવાતો જાવો.

જાઈજી—સાચે ! રાખોરે માંએ ! તમે કારની વાત કરોછ !

પહોસણ—અરે આજે સહવારે હું જઈ આવી ને સાંજે પાછી જવાની છઉં.

જાઈજી—મુઈરે હું વેહેવાણની થતી. મરેરે ! જીહું શું કામ બોલું માંએ ! પણ મનેતો ખબરજ વધતી હુતી. વણ વેહેવાંણનું પાસું ને માએ જવા વગર કાંઈ ચાલે ?

પહોસણ—પણ તમારી વેહેવાંણની સુધ કેમ જતી રહી કે કાંઈ કેહેવાડયુંજ નહી ! ઓવાએ, એતે કાંઈ વણ વેહેવાઈનાં ટંગ હોય ?

જાઈજી—તમે જોતાં જાવો માંએ ! એ બધાં ઉંચે ઉપારેતાં ને અમે એવાં હીનાં છીનાં કેની તે અમુને કેમ કેહેવાડે ! રખે જો કેહેશે મારી વેહેવાણ મારાં સગાં વાહાલાંઓમાં વધારે સમાઈ જાય, તેની એ વેહેવાંણ થતીને અભીતરી હોશે. પણ જાણેરે મારી મલા ! મુવાં નાગાં નફફરાંની ઉપર આડી નજરે થુંકુંબી નહી.

પહોસણ—નહી જાઈ ફુઈ એમ નહી બોલીએ. તમે જાવો, જોવા જાવો, પાંચ લોકમાં સારૂં લાગશે. આપણે કાંહાં લગન વેહા છે કે જઈને ફસરડો મારીને જમવાતો નથી બેસવાનું. આપણે માંદાંને ખાતર જઈએછ. આપણે આંખણા મારગસર બે ઘડી ખરેરો ગોઠવી ઉઠી આયાં. કોઈ એમં તો નહી કેહેશે કે તમે મગરૂર થઈ ગીયાંછ ને વણ વેહેવાઈને જોતાં પુછતાં નથી. જાઈ ફુઈ મારૂં કહયું માંનોતો તમે બે ઘડી જઈ આવો. તમે તમારે કોઈ સાથે વાત નાં કરતાં. વાતની ને ચીતની આપુણે શું ગરજ ?

જાઈજી—પેટ તાહારાં, જરા મારી સાથે આવશો ! વંખત છે, વેહેવાંણ થતી કાંઈ બોલી મરશે તો તે સાત પાંચની અંદર હું એકલી કેમ પુરી પડશ.

પહોસણ—નહીરે માંએ નહી એમ કાંઈ થવાંનું નથી. તમે અમથાં બીહોછ. વાએ, વાએ ! એશી વાત ! કાંઈ રસતે સેરીએ પડીયાંછ ? તે કરતાં લેવોની હું તમારી સાથે આંઉંછ. પણ જવુંતો જોઈએ જો માએ. લોકો કેમ જાણે કે વેહેવાંણ આવેલાં છે ? જરા મોહોડું દેખાડીને પાછાં આવયાં એટલે થયું.

જાઈજી—ચાલો તારે હું સારી પેહેરીને આંઉંછ.

જાઈજી ઓટલાની ઉપર હતાં, પહોસણ સાંમેના ઘરમાં બારીએ ઉભી હતી અને મોટે મોટે તેઓ આમન સામન ઉપલી વાત કરતાં હતાં. બેહુના દીલમાં સારી નહી હતી અને જુનો સદરો પેહેરીને જાણે પોતાનું દીલ દેખાડવાનું હોય તેમ તેઓ ઉભેલાં હતાં. પણ જાઈજીના મનમા પહોસણની વાત ઉતરી ખરી. વેહેવાંણની માસીની વહુ જરી આજારી પડી તેને જોવા જવા વગર કાંઈ ચાલે ? ગમે એવું કાંમ મુકીનેબી જવું જોઈએ. ગમે એવો અનબનાવ હોય તોબી જવું જોઈએ. વાસતે જાઈજી જટ સારી પેહેરીને ફલલી વાલતાં વાલતાં બાહાર આવયાં અને પહોસણ પણ સોર વાલીને તેવણ સાથ જવા નીકલયાં.

જાઈજીને જરી સાથ સગાઈ જેવું નહી હતું. વેહેવાંણ પોતેબી નહી, વેહેવાણની માસીબી નહી, પણ તેની વહુને જોવા જવાનું હતું, એટલે જાઈજીનું દીલ કાંઈ ખરેખર તાંહાં દોડતું નહી હતું, પણ જરા લોકોને દેખાડવા સારૂં તેવણ જતાં હતાં. જરી મરો કે જીવો તેની જાઈજીને દરકાર નહી હતી, પણ સારૂં લાગવા સારૂં અથવા જરા ચેહેરો દેખાડવા સારૂં તેવણ ગીયાં હતાં. તેવણ જઈને આ જારીને કાંઈ કામ લાગવાના નહી હતાં, પણ અમસથા બેસવા સારૂં ગયાં હતાં. આખે રસને જાઈજી વેહેવાંણની રાવ લઈ બેઠાં હતાં, તેમાં કાંઈજ નહી પણ રીતનાં રોદરા અને એવોજ બીજો હાવરફુટો હતો અને પહોસણને લડવાનો જો રોખરો સારો હતો, એટલે તેણે જાઈજીને છાપરે ચહડાવા તથા ફજીઓ વધારી આપવા કાંઈ બાકી રાખયું નહીં.

એમ કરતાં જાઈજી તથા પહોસણ જરીને ઘેર પોહોતાં. જરીનુ દરદ ઘણું વધી ગયલું હતું, ડાકટર સહવારનો આવીને ધાસતી આપી ગયો હતો, માટે આજારીના ઓરડામાંથી સરવેને બાહાર કાહાડવા ફરમાવી ગયો કે તેથી આ જારીની આગલ ગીચ ભીડ નહી થાય અને વળી ગરબડ પણ ઓછી થાય. વાસતે જાઈજી દાદરપર ચહડયાં એટલેજ ચાલમાં બધાં બઈરાંને બેઠેલાં દીઠાં અને જરીનો કાકો ધનજીશાહ ચાલમાંજ ઉભો હતો, તેણે જાઈજીને મા

લમાંજ અટકાવયાં તથા કહયું કે "ડોસાં, હું ઇજ બે સો, અંદર જવા ડાકટર ના કેહેછે."

જાઈ ફુઇને હીઆંથીજ પેહેલો ચટકો લાગો. પ ડોસણ બોલી કે "એવાએ માએ બાહાર બરવાસનાં કોઇ અનજાનાં હોય તેને બાહાર બેસાડાય, પણ વેહેવાઇ સમદી નાતું પરીઉં, તારે અમસાં પોતીકાંનેબી અંદર નહી જવા દેવાય !"

જાઇજીની વેહેવાણ ઘણી અસીલ અને રાંક હતી. જાઈજીના દાઘાબરયા સવભાવથી તથા છીટાં છબતરાં સોધ વાના ગુણથી વેહેવાંણ વાકેફ હતી. વળી તે જાઇજીનો આ ગુણ પણ જાણતી હતી કે "હું મોટાંમાંએ છઉં તથા બ યાં કચાંનાં સાહાર વાલી છઉં" એવું દેખાડવા સારૂં અ મસથા અનફાટા ઉભા કરવા અને મોટાં કામમાં રોકાઈ હોય તેમ કજીયામાં રોકાવાને જાઇજીને ઘણોજ હાવરો હતો. માટે પોતાની દીકરીની માસીની સાસુના ઘરમા જાઇજી આ વયાં તારે તેવણની વેહેવાંણ હાજર હતી અને તેવણને ચાલમાજ અટકાવાથી તેવણનો ચેહેરો લાલ પીલો થયો તે પરથી ચેતી ગઈ. તે તરતજ જાઇજીની આગલ આવી, "આવો માએ આવો" કરી તેવણને બોલાવયાં અને તેવ ણને જરીના ઓરડામાં લઈ જવા માગયાં.

પણ ધનજીશાહ ફટાઉં થઇને બેઠેલો હતો. તેણે ના થી હા નહી કહયું, તોબી જાઇજીની વેહેવાણની ફુસલવણી આગલ તેનું ચાલયું નહી. "જોની બાવા, અમે અમસાં પોતીકાંને ના કેમ કહીએ ?" વેહેવાંણની મુખીઅ દલીલ એ હતી કે "ચાલી ચલાવીને લોકો આસમાસ આજારીને જો વા આવેને જોયા વગર પાછાં કેમ જાય ? જોવા આવેછ કે કોઇ દુશમનને તાંહાં અમથાં બેસવા આવેછે. એમ પાછાં જવાનાં હોય તારે વળી જોવા આવેલાંજ શા ખપનાં ?"

ધનજીશાહ—પણ એ ગાડાં ભરીને બઇરાંઓને કોણ કેહેછ કે તમે જોવા આવો. આજારીને જોવા આવવાનું કેવું હોય. એબી કાંઇ રમકડું છે કે તમાસો જોવાનો છે ?

વેહેવાંણ—એવાએ ધનજીશાહા વેહેવાઇ સમદીની વાત તમે નહી સમજો.

જાઇજી—પણ બાવા હું એમ પુછું કે આજારીને જો વા નહી જશે તેથી કાંઇ તે સાજું થવાનું છે.

પડોસણ—(ટણકો કરીને) ધકેલાને પછાડા. હોંજીયા આજ કાલના ડાકટરો ઢોંગ લઈ નીકલયા. કોલીનીજાત કુ લે ને ગણે ગણેને લુલે, તેમ પોતાને સાજું કરતાં આવડે નહી તારે કે જો આદમીઓને બાહાર કાહાડો.

અંતે જાઇજીની વેહેવાંણ જાઇજીને અંદર લઇ ગઈ અને જાઇજી વળી પડોસણનેબી સાથે અંદર લઈ ગયાં. ડાકટરે મના કરવા છતાં તથા ઘણાં બઇરાંને બાહાર બેસાડ વા છતાં હજી "જરીના બીછાના આગળ અરધી ડજન "અમસાં પોતીકાં", બઇરાં બેઠેલાં હતાં. જરીના માથાંની આગળ તેની મા બેઠેલી હતી અને લાએકીને ખાતર તે એએ જાઇજીને "આવો, આવો" કીધું. એકાદ બે ખુર સીઓ નવી ઘસડાઈ, એકાદ બે પગ નવા ઘસડાયા ને દર દીના દરદમાં થોડો વધારો થયો.

અંદર કાંઇ વાત નહી કરવાની કબુલાત આપી જાઇ જી અંદર ગયાં હતાં, પણ "બરીઉં મોહોડું સીવીને કેમ બેસી રેહેવાય ને કોઇ શું સમજે?" માંટે જાઇજીએ વા ત છેડી. પેહેલાંતો ખબર પુછી કે "એની દુશમેનને એકા એક શું થયું !"

જાઇજીની વેહેવાંન—વાની કસર થઇછ માંએ.

જરીની માં—આજે સાત સાત દાહાડા થયા મોહનાં પર અન કે પાંણી કોણે મેળયુંછ ? સારા સપરમાં દાહાડા કોઈ લુડાંના ઘેરમાં અવર બેઠી હોય તેમ આંખ પાંણી ભરી ને દાહાડા કાહાડીએછ.

જાઇજી—અરે વાએ ! બચાંની માંએને ખોદાએ સા રૂં રૂરૂં કરે ને બચાંને માંથે જલદી ઉઠીને ઉલી થાય.

જરીની માં—એ હારે મરૂં, મરૂરે બોલતાં પરથી.

વેહેવાંણ—ખોદાએ કરે તે ખરૂં. દુસમેનને આએ પરમાંણે લઇને બેઠાં બેઠાં જોયા કરીએછ. (ઉપલી બધી વા ત જાંણે દરદી જાંણતો કાંઇ નહી તેમ મોટે સાદે કરીને હવે કાનમાં) ડાકટર ના કહી ગીઓછ માએ.

જરીની માં—(બીછાનાં આગળજ બેઠી બેઠી મોટે મો ટે હાએ મારીને) ઓ ! કોઇ એમ નાં બોલો જો માંએ ! ઓ હું જીવ કાહાડી આપું જો ! ઓ મારી બચાંની માંએ જો મરૂં ! ઓ તુંને બધા મારા જી આપુંજો ! (જરીના દીલપર પડીને હાય અફસોસ કરવા લાગી).

આ સઘલી કલાપીટથી જરીની આંખમાં આંજું આ વી ગયાં અને તે પોતાની આશા મેળી રડવા લાગી. તારે વળી જરીની માંએ વધારે રડવા લાગી.

હીઆં જાઇજી દાહયાં થઈ નીકલયાં. પેહેલાં જરીને તેની હાલત જાહેર થવા દીધી અને હવે તેમ થઈ ચુકા પછે શીખામણ દેવા બેઠાં. "માએ જરી તું સાવાસતે બીહેછ ને રડેછ, ખોદાએ કાલે સંધુ પખોરી નાખશે ને તું પાછી ઉઠીને ઉલી થશે." જાઇજીને મનસે દરદીને ધમકાવાથી તે નાપર અસર થશે વાસતે તેવણ દાહયાં થઈ ધમકાવા લા ગાં. "હેં !—વળી ચેરાં કાહાડયાં કે ! બસ ! તુંને ના ક હયુંની કે આંખ પાંણી નહી ભરીએ. ચાલ વારૂં; જાંણ યું હવે, અમોલી એસ !"

જાઇજી આમ બોલેછે તેવામાં તેવણને ઘોઘારી સાદ સાંભળીને જરીના ભાઇએ ઓરડામાં આવીને જાઇજીને ઠઠ રાવી નાખયાં. "ડોસાં, તમે કેહે જે હું એક બોલ નહી બોલસ ને એ શું ! આજારીના ઓરડામાં એ શું ગડબડ લ ઈ બેઠાંછ ? ફરીથી તમારો સાદ આવશેતો હું તમોને ઉઠા ડી મેળસ."

ધનજીશાહ પીથ ફેરવીને ગીયો કે જાઇજીએ પાછું બો લવા માંડયું. થોડાવારતો ચુપ બેઠાં પણ પેલી પડોસણે તે વણને સમજાવયું કે "તમે સાવાસતે અંદેસો કરોછ ? તમે જાણતાં નથી કે માંટીડાતો હેવાન તરકરા હોયછ ?"

જાઇજી—પણ જોવોરે માએ મારો શું વાંક ? આવ બલા, પકડ ગલા, તેમાની વાત જોઇ ? હું મકુંજે વારૂં જરા બીચારાં દરદીને દીલાસો આપી શીખાંમણ દઇએ કે તેને સખીઆરો આવે, તારે માએ આએ ઢુકતાએ આવીને મ નેજ કરદી ખાધી.

પડોસણ—હા, માએ હા, એતો દયાની માએને દાક ણ ખાએ, ને ધરમ કરતાં કરમ નડે.

જાઈજીની વેહેવાંણની હવે ખાતરી થઈ કે જાઈજીના સરેસતા પરમાંણે વાત વધી પડવાની, માટે સમાધાની કરવા સારૂં વેહેવાંણ એટલુંજ બોલી કે—"ચાલો માઍ હવે વાત માંડી વાળો. નકામી પંચાત શા ખપની ?"

આ વીચારથી જાઈજીને નહી લાગું તેટલું તેની કોકટ પહોસણને લાગું અને તે બોલી કે "પંચાત ! વાઍ વાએ—સાબાસરે વેહેવાંણ, પંચાત કોણ કરેછ, અમે કે તમારો ધનજીશાહ ? વણુવેહેવાઇને એવીજ આબરૂ આપતાં રેહજો માંઍ."

પહોસણના આ ટેકાથી જાઈજી હવે ફુલી ગયાં. "તમો લોકોને કાંઈ શરમ લાજ છે ? અમે તે શું કાંઈ એવાં છેકજ હીનાં છીનાં છઈઍ કે આટલો સરખો ફુકતો હમોને ગાંગરી જાય. મુઈરે હું હીઆં આવતી ને જતી."

પહોસણ—પણ માંઍ એવું જાણતેતો હું તમોને લાવતેજ નહી. કાંહાંને કાંહાં મેં બલતું ઘર ભાડે લીધું.

જાઈજી—વળી વણુવેહેવાઇ તેડાવી કરાવીનેતો ટુટી પડયાં. જુઠાઈઍ જરા એમબી નહી કેહેવાડયું કે જરીના જીવને સારૂં નથી, ને તમે આવજો કે જજો. એતો મુઈ મને ને મનેજ પછારા લાગેલા તે ધકેલા ખાઈને પુરા કરૂંછ.

પહોસણ—પેટ તાહારાં બીચારાં જરા કોઈને કાંઈ કસું હોયતો સોર વારીને નીકલી પડે, પણ લેવોની આઠ દાહાડાની વાત પર તમુને શું હતું ? દુસમેનનાં પેટ છુટી ગયાં પણ કોઈઍ જાંખીને જોયુંબી નહી.

હવે જરીની માઍનો પીતો તપી આવયો, તે દરદીનાં માથાં આગળ હતી એ વાત ભુલી ગઈ અને બીછાના ઉપરથી એકદમ કજીયો કરવા લાગી.

જરીની માં—ઓવાઍ બઈરાં, તમે કાંઍ એટલાં ઉંચકાઈ ઉફનાઈ જાવોછ ? બે વણુવેહેવાઈની વાતમાં તમુને કોણ બોલાવેછ કે વચમાં તાપસી પુરવા નીકલોછ ?

જાઈજી—અલબત, અલબત, ખરૂ હોશે તે બોલાશે. જેને લાગે તેને વાગે. પારકાંને લાગે તેટલું અમસાં પોંતીકાંને નથી લાગતું. મુવાં વણુવેહેવાઇ કરતાં બીચારાં પારપહોશીને સો ભલાઈ.

જરીની માં—એ તું ભસતે ભરાયરે અમુને મુવાંનો કેહેતી. મરેની વણુવેહેવાઇ તારાં કોઈ બીજાં હોય તે. મરેરે તું કાંહાં સમીસાંજને ઘધરતે વખતે ઘડો પખોડી લેવા ગાલ દેનારી.

પહોસણ—ઓવાઍ, મરેની તારા દીકરા દીકરી, મરેની તારાં ભાઈ બેહેન.

જાઈજીની વેહેવાંણ—તારાં મરે—લેતી જા—જે કેહે તેને થાય.

જાઈજી—મુવાં નસુગાંને નીચાંઍો, એનાને પાડાં નીકવે તે જારે જોયું કે પોતાનીથી તો બોલાસે નહી તારે આએ ફુકતા સાથ સંપ કરીને જાંણે ગાંદો હાથી છેડાય તેમ તેને છેડી મેલયો.

હવે કજીઍો વધી પડયો. દરદી દરદીને ઠેકાંણે, ચાકરી ચાકરીને ઠેકાંણે અને જરીની માં તથા જાઈજી વચે મોટું રમખાંણ જાગયું, અગત કરીને જાઈજીની પહોસણે કજીઆને ઘણો વધારો આપયો. બીમારી દરદીના દરદમાં વધારો થયો અને તે બુમો પાડવા લાગી. ધનજીશાહા દોડી આવયો અને તેણે મોટો શોહોર ઉઠાવી મેલયો. ભરભાકુતો વચે પડયાં અને કલબલાટ કરી મેલયો. પણ કોઈનું કાંઈ ચાલયું નહી. એકેક જણ શું કેહછે તે સાંભલવું એ તો નહી બને એવું હતું. સઘલાં જણ સાથે બોલતાં હતાં, અને દરએક જણ કાંઈને કાંઈ બોલવા પડયાં હતાં.

સારાં ભાઍગે તેવામાં ડાકટર આવી લાગો. તે આ ઘોંઘાટ જોઈને ઘભરાઈ ગયો, તેણે સઘલાંઓને એકદમ ઠકરાવી નાખયાં અને જાઈજી તથા તેની પહોસણ બંનેને ફરજાત કરીને બાહાર કાહાડયાં તથા પછે દરદીની તપાસ કીધી. જાઈજી અને તેની પહોસણ ઓરડામાંથી નીકલયાં તેવાં મુગાં મુગાં દાદરપરથી ઉતરીજ ગયાં અને સરવે કોઈઍ વીચારયું કે તેવણ જરીને જોવા આવયાં, પણ તેવણુની ખરેખરી મતલબતો કજીઍો કરવાની હતી.

---

# રાઈ.



રાઇ એક તીખાં તમતમતાં જાહાડનાં બીઆંની પેદાસ છે. તેના જાહાડનું ચીતર ઉપર આપયુંછે અને એક ટુક બેઆન હેઠલ ઉતારીઍ છઈઍ. રાઈનું જાહાડ છેક અસલી જમાનાથી જણાયલું નથી. હીપોકરેટસ નામના માતર એક પાછલા વખતના યુનાની હકીમે એ જીણસનો દવામાં ઉપયોગ કીધો હતો એવું માલમ પડેછે. રાઈનું જાહાડ ઉજાડ જગાઓમાં પોતાની મેળે ઉગેછે, તથા બાગોમાં

અને ખેતરોમાં તેની ખેતી થઈ શકેછે. રાઈ બે જાતની આવેછે—કાલી અને સફેદ. કાલી રાઈનું જાહાડ આસરે તરણ ફીટની ઉંચાઇ સુધી વધેછે. તેનાં ફુલ પીલા રંગનાં હોયછે તથા બીઆં નાહાનાં અને જરા ગોળ હોયછે. બાહારથી તે બીઆં સેજ રતાસ ઉપર અને અંદરથી પીલાસ ઉપર હોયછે. તે વાસ વગરનાં છે, પણ તેમનો આગીઓ તીખો સવાદ હોયછે. સફેદ રાઈનું જાહાડ માતર ૧ થી ૧॥ ફીટ સુધી ઉગેછે. તેનાં ફુલ વધારે મોટાં અને પીલાં હોયછે. તેનાં બીઆં વધારે મોટાં પણ તીખાસમાં ઓછાં હોયછે. તે ઇડારોકા દાંણાં જેવાં હોયછે તથા તેમાં એક પીલા રંગનો ગર, અને તેની આસપાસ કાચની મીશાળે આરપાર દેખાય એવી એક ખોપરી હોયછે.

આ બીઆં મધેથી રાઈ બનાવામાં આવેછે. સાધારણ વપરાસમાં આવતી રાઈ ઉપલાં બીઆંને દલીને તેનો કરેલો આટો છે. કાલી અને સફેદ બેહુ રાઈના બીઆંને પેહેલાં રોલરોની વચે ભચડવામાં આવેછે તથા વળી ઉખડીની અંદર નાખીને છુંદવામાં આવેછે. એ છુંદેલાં બીઆંને ચારણી મધે ચારવાથી ભુકો નીચે પડેછે અને બાકીનો ભાગ ઉપર રહી જાયછે. હેઠલનાં ભુકાને ફરીથી ચારવામાં આવેછે અને બીજી વખત ગલાયલો ભુકો રાઈનો ચોખો આટો કેહેવાયછે. પણ રાઈના આટાને નામે બજારમાં ઘણી ઠગાઈ ચાલેછે. તેમાં ઘહુનો આટો ભેલીને પછે હલદથી કરીને પીલો રંગ આપવામાં આવેછે તથા મરીથી તેનો તીખાસ વધારવામાં આવેછે. આ વાત સાધારણ જણાયલી છે કે રાઈના જેવી ભેલસેલ અને દગો બીજી કોઈ જીણસમાં ચાલતો નથી. રાઈનાં બીઆંને ચારણીમાં ચારવા પછે બાકીનાં ભાગમાંથી તેલ કાહાડવામાં આવેછે કે જે તેલ સરસીનાં તથા બીજાં તેલો સાથ ભેલું ઉપયોગમાં લેવાયછે. રાઈનાં બીઆંનું રસાએણ સંજોગથી પરથકરણ કરવાથી તેની બનાવટ ઉંઘાડી પડીછે અને એ બીઆંમાં એક જાતનું તેલ, એક જાતની મોતીના જેવી ચરબી, ગુંદ, ખાંડ, ખાર તથા બીજાં કેટલાંક સાધારણ તતવો ભેલાયલાંછે.

રાઈ ગરમ ખવાશ રાખેછે અને ગરમી આપવા તથા ઉસકેરવાના કામ મધે વાપરવામાં આવેછે. તીખાસમા તે સેકટા અને મરીની વચેની પદવી ધરાવેછે. રાઈને પાંણી લાગવાથી તેમાંનું ખુદરતી તેલ વધારે ઉસકેરાયછે અને તેથી રાઈની ગરમી મળેછે. ચામડીની ઉપર રાઈ રતાસ લાવેછે તથા અતીશય આગ બાલેછે, જે આગ ચોકસ હદ સુધી અટકતી નથી પણ જેમ વધારે વખત તેને મુકી રાખી હોય તેમ હદ વગરની ગરમી તે આપેછે, જે શેવટે નહી ખમાય એવી થઈ પડેછે. તેને જારી રાખવાથી ચામડી ઉપર ફોફઈઆ ઉઠેછે, ચાંદાં પડેછે અને શેવટે અતીશય થાયતો હાડકાંને સડો વટીક લાગેછે. પણ વળી બીજાં બલીસટરો કરતાં રાઈમાં તફાવત એ છે કે બીજાં બલીસટરોની આગ ચામડી ઉપરથી તેમને કાહાડવા છતાં જારે જારી રેહછે, તારે રાઈની આગ તેને ચામડીથી જુદી પડવા પછે જલદી નરમ પડેછે. રાઈ પેટમાં જવા પછે તાંહાં પણ એજ પરમાંણે ગરમી અને ઉસકેરણી પેદા કરેછે. સુમાર રાખીને મધીઅમ ખાવાથી રાઈ ભુખ પેદા કરેછે તથા હજમ નહી થાય એવી વસતુઓને હજમ થવામાં મદદ આપેછે. વધારે જથો, જેમકે એક ઇઆ બે ચમચા ભરી ખાવાથી તે ઓકારી, જાહાડો, ઈતીઆદી પેદા કરેછે. શરીરની અંદર રાઈ નાડીને જલદી દોડતી કરેછે, તથા પરસેવ અને અગત કરીને પીસાબને વધારેછે,

ઉપલા સઘલા અગતના ખવાશોને લીધે રાઈ ઘણાં સાધારણ ખપની તથા દરરોજનાં વપરાસની જીણસ થઈ પડી છે. જેઓને "સરદીની દેહ" હોય, ખાનું હજમ કરવાનાં સાંચા જેઓમાં સુસત હોય તેઓને રાઈ ઘણી માફક આવેછે. ભારી તથા ચરબદાર ખોરાક સાથ રાઈ ઘણો ઉપયોગી મસાલો છે. વઈદો રાઈને તરેહવાર દરદો ઉપર વાપરેછે. જેહેર, કોલારા, ઈતીઆદી રોગોમાં કોઈવાર ઓકારી લાવવા સારૂં રાઈ કામ લાગેછે. બાદી, બદહજમીં ઈતીઆદી હોજરાંના દરદ ઉપર રાઈ ફરમાવામાં આવેછે. બદનમાં પરવાહી પદારથો વેહેતી કરવાનાં તેનાં ખવાશ ઉપરથી જલંદર સરખા મરજો ઉપર રાઈ વાપરવામાં આવેછે. ટુકમાં રાઈ માણસ જાત ઉપર ગોયા એક બખશેશ અને નવાજેશ છે.

—oooo—

## બચાંનો પોશાક.



શેકસપીઅર કેહેતો હતો કે "બચાં ગોલાબ છે," અને આપણે કહીશું કે બચાંનો સારો પોશાક તે ગોલાબની ઉપર ગોયા સોભાઈતી છાંયાં છે. આપણા લોકોનાં પોશાક મધે થોડા વખતમાં ઘણો ફેરફાર થઈ ગયોછે, પણ અગત કરીને બચાંનાં પોશાકમાં થયલો સુધારો ઘણોજ શંતોશકારક અને મનમાંનતો છે. એક સાદીની મીજલશમાં પારસી બાલકોનો દેખાવ જોવાજોગ અને નવાઈ જેવો થઈ પડેછે. તે પોશાકોના "કટ" અને "શેપ" ઢપ અને ફાશીન, તેમાં રંગોની મેળવણી અને ભરતની તરેહ એ સંધાંમાં ફેરફાર થયોછે: પણ થોડા વખતમાં એ ફેરફાર કેટલો બધો થયોછે તે દેખાડવા માટે માતર ૧૦ ઈઆ ૧૫ વરસ ઉપર પારસી બાલકો કેવો પોશાક પેહેરતાં હતાં તેનું એક શુંદર ચીતર પાસેના સફા ઉપર આપયુંછે. હાલનાં વખતનો બચાંનો પોશાક આપણ સરવેની નજરમાં છે, પણ પાસેના ચીતર માહેલી નોંધ એ જુના પોશાકની યાદ આપેછે.



બચ્ચાંનો પોશાક.

આ ચીતર જોવાથી આપણને એવું લાગેછે કે કેટલીક જાતના વાંણીયા, ખોજા વગેરે લોકોએ પારસીઓ સાથના વધતા વેહેવાર પછે પોતાના બચાંના પોશાકમાં સુધારો કરી તેમને જે ઢપનો પેહેરાવસ હાલ પેહેરાવા માંડયોછે તેજ પારસી બચાંઓનો દસ પંદર વરસ ઉપરનો પોશાક હતો. આજે તે ગનેઆત વાળાઓની નજરમાં એ પોશાક આગળ કરતાં સુધારાનો છે, પણ પારસી બાલકોના દીલમાં એ ઢપનો પોશાક હવે બેદોલ દીસેછે. દારીયાની તરાંહના જાડાં જભલાં, કાન ધંકાઈ જાય તેવી ઉંડી તોપી, હાથની હથેલી સુધીની લાંબી બાંહેના બદીઆન, ચાંચ અને બોરીયાં વાળા જોડા બુટ, એ સઘળું હવે ઓછું થયુછે અને તેને બદલે ભાંત ભાંતની તરાંહના જભલાં, છાલકી પણ સોભઈતી ટોપીઓ, અને મરોરદાર કટના "પોલકા" તથા પેટીઓનો ખપ જાગયો છે. બચાંનું આખું માંથું બોરાવી નાખી છોલેલા ઉંદર જેવાં તાલક ઉપર ભારી પાઘડી બંધાવાને બદલે સફાઈથી બાલને હોરી તથા સણગારીને તે ઉપર સોભીતી ટોપીઓ તથા ભાઆજી જેવી ઢીલી અને લાંબી દગલીઓને બદલે સારી ઢપના ફરાગાત દગલા બચાંને વધારે સોભા આપેછે.

બચાંના પોશાકમાં આ ફેરફાર મર્ધીઅમ અને ખુશાલી ઉપજાવનારો થયોછે. પણ હજી બચાંને લાએક પોશાકમાં સુધારો ચાલુ રેહવાની આશા છે, હજી તેમાં કાંઈક ખુટ અને ખામી દીસેછે અને તેથી બચાંનો પોશાક કેવો જોઈએ તે બાબે થોડીક સુચનાઓ કરવા માંગીએ છઈએ. પોશાકની મતલબ તરણ છે, પેહેલી મતલબ બદનને ધાંકવાની છે, બીજી મતલબ બદનને જાલવવાની છે અને તરીજી મતલબ બદનને સણગારવાની છે. બદનને ધાંકવા માટે પોશાકના માપ અથવા ભરત સાથ કાંમ છે, બદનને જાલવવા માટે પોશાકની જાત અથવા ગુણ સાથ કામ છે, તથા બદનને સણગારવા માટે પોશાકના રૂપ તથા આકાર સાથ કામ છે. પેહેલી ઈઆને બદન ધાંકવાની મતલબ પોશાક પેહેરયો એટલે પોતાની મેળે સરેછે. પણ પોશાકના બીજા અને તરીજાં વધારે અગતના કાંમો ઉપર સારી પદે ધેઆન આપવું પડેછે.

માતર ગલીચી, ધુલ ઈઆ મેલનીજ સાંમે બદનને જાલવવું પડતું નથી. હવામાં થતા ફેરફારો, હવાની ગરમી ઈઆ સરદીની સાંમે પણ બદનને માફકસર રીતે સંભાલી રાખવા, તેને માંજાન સર ગરમી આપવા માટે પોશાક અગતનો છે. આપણા બદનમાં ૯૮ અંસની ગરમી હોયછે, પણ હવાના કોઈ પણ ફેરફારને લીધે બદનને તેથી વધુ ઈઆ ઓછી ગરમી પોંહોંચેતો પછે બદનના સાંચામાં જુદા જુદા ફેરફારો થાયછે. પોશાકથી આ હાજત પુરી પડે ઈઆ-નહી તે કપડાંની જાત અને રંગ ઉપર આધાર રાખેછે. ઉનના અને સુતરાઉ કપડાં વચેનો તફાવત દરએક મા બાપ સમજેછે. તેમજ આ વાત પણ જાણવાજોગ છે કે કાળો રંગ વધારે ગરમ થઈ આવેછે અને સફેદ રંગ ગરમીને બદનમાં દાખલ થતી અટકાવેછે. આ સેહેલ કાયદો જાણવા પછે દરએક મા બાપે પોતાના બચાંની દેહ પરમાંણે તેના કપંડાંની જાત મુકરર કરવી જોઈએ. પણ આ સાધારણ કાયદો ધેઆનમાં રાખવો કે બચાં રમતીઆલ હોયછે, તેમને નાચવા કુદવાથી પરસેવ ઈતીઆદી વધારે પડેછે, તેઓ હવા ઈઆ ગરમીમાં વગર વીચારે દોડેછે અને એટલા માટે ઉનના કપડાં બચાંને વધારે ગુણગારાં છે.

પોશાકથી બદનને સોભા આપવાનો સઘળો આધાર તે પોશાકના "કટ" ની ઢપ ઉપર છે અને સારા નરસા "કટ" ને ચાલુ રાખનાર ઈઆ બંધ પાડનાર એક દેવ છે, જે "ફાશીન" ને નામે ઓળખાયછે. સારો ફાશીનના પોશાક બનાવા માટે મગજની સારી વલાંણ અને સારા શોખ જોઈએછે તેમજ વળી આપણા કરતાં વધારે સુધરેલા, શોખીલા તથા શીખેલાંઓ વચે વેહેવાર રાખવાથી ઘણીવાર આપણા શોખને સારી વલાંણ મળેછે. એક સીધી લીટીના કરતાં ગોળ લીટી હંમેસાં વધારે સોભેછે અને એવું પણ કેહેવાયછે કે ખુદરતની પેદાસમાં સીધી લીટી મુંદલજ નથી, પણ દરેક ચીજને ગોલ લીટીની રોણક તથા વલાંણ આપેલી છે. ઘોડાની દોકી મરોર આપેછે ઈઆ વરસાદની કમાન સોભેછે તે તેનાં ગોળાકારને લીધે અને આપણી હાજતોમાં એ કાયદાની નકલ કરવાથી સોભા તથા સણગારના કાયદા આપણ ઘણીવાર શીખીએ છઈએ. સાધારણ બદીઆન કરતાં "પોલકા" નો "કટ" વધારે સોભેછે તે એવાંજ કારણથી છે.

પણ આ વાત ખુબ ધેઆનમાં રાખવી જોઈએ કે સોભા સાચવતાં પોશાકને કઢોઢો તથા અગવડ ભરેલો થવા દેવો નહી. ઈંગરેજ બચાંઓના પોશાકના ચીતર આ બાબતને મથાલે મેળયાંછે અને આપણા બચાંના પોશાક કરતાં એ ઈંગરેજ બચાંનો પોશાક વધારે માફક આવતો છે એમ કબુલ કરવું ઘટેછે. ઈંગરેજ બચાંનો પોશાક સોભીતો છે અને વળી સગવડ ભરેલો છે. અગત કરીને આપણા બાલકોના જભલાં તથા લેંઘા ઈઆ લેંઘીના ઘીલા પાએજા બચાંની રમત, ગમત અને કસરતમાં ઘણા નડેછે તથા અડચણ કરેછે. તેમને બદલે ટુકાં જાકીટ તથા ઢીલાં પણ તલીએથી તંગ કરેલા પાએજા વધારે સગવડ કરેછે એમ કોણ ના પાડી શકશે ?

---

# કુવામાંની પરી.

## એક લડાઈને લગતી વારતા.

લડાઈનો વખત કાંહાંનીઓથી પુર હોયછે. કોઈ બાપ, કોઈ બેટો, કોઈ ભાઈ, કોઈ દીલદાર, તેમજ કોઈ મા, કોઈ મોહોરદાર, કોઈ માશુકને લડાઈના અરાબામાં જે કાંઈ ખમવું પડેછે તે જોડી કાહાડેલી કાંહાંનીને વીસરાવેછે. ફરાનસની હાલની લડાઈમાં તરેહવાર દુખની કાંહાંનીઓ આપણી જાંણમાં આવેછે, પણ કેવેલીઅર અને પયુરીટન લોકો વચે ચાલેલી આગલી એક લડાઈના સંબંધમાં જાણાવલી એક વારતા હેઠલ ઉતારીએ છઈએ, કે જે હાલની લડાઈના હીગામમાં ખાશ ધેઆંન ખેંચી સકશે.

લાંડલેગના કીલલા આગળ એક જુનો કુવો હતો, જેમાં પરીઓ વસેછે એવો લોકોને ખેઆલ હતો. ડેનજીલ નામના એક જવાન નારમન ઉમરાવને પોતાની મનમોવન પણ મુફલેશ માશુક આલીસ બરૂક સાથે તે કુવા ઉપર ઘ

ણીક ઈનતેજારી ભરેલી મોબતની મુલાકાતો થઈ હતી, પણ હવે ડેનજીલને તેની પલટણમાં જોડાઈ જવાનો હુકમ થયો હતો અને લગનથી પોતાનો ગાંઠ પવીતર કીધા આગમચ એકાએક રણમાં ઉતરવાની નાઉમેદીમાં તે એજ કુવા ઉપર એકલો અને અટુલો આવીને અફસોસ કરતો ઉભો હતો. તેવામાં કુવાની અંદરથી અચબુમ આવાજ નીકલયો. કે "ડેનજીલ નારમન, સાંભળ અને સંભાળ, દુશમનો નજ દીક આવી પુગાછે વાસતે તું હીઆં ઉભો નાં રેહ."

આ છુપા આવાજથી ડેનજીલની અચરતીનો પાર રહયો નહી. પણ તે ભેદ ભરયો અવાજ બંધ પડયો કે તરતજ દુરથી આવતાં એક લશકરના પરગામ અને પગલાંનો ચોકસ આવાજ તેના કાંને પડયો. હવે તેને નાહાસવાની અને પોતાની પલટણને જઈ મળવાની ફરજ હતી, પણ પોતાની દીલદાર આલીસની એક છેલી મુલાકાત વનાં તેને છુટો પડવાનું કેમ બને? આલીસનો બાપ ડાકટર બરૂક એક હકીમ હતો, તે થોડેક્જ તફાવત ઉપર એક જુપડાંમાં રેહતો હતો અને આ સુરા નારમને તરતજ તે જુપડાંનો રસતો પકડયો.

પણ દુકાલમા અદીક માસ! વખત થોડો હતો અને તેમાં વળી આલીસતો બાહાર તે કુવાપર પાંણીજ ભરવા ગઈ હતી. આ વાત ડેનજીલને બમનો નાઉમેદ કરનારી હતી, કેમકે તે તેજ કુવા ઉપરથી આવયો હતો, પણ આલીસ તેને મળી નહીં હતી અને સેજ વખતમાં એકેકની નજર ચુકી ગયલી તેણે ધારી. ડાકટર બરૂક ઘરમાજ હતો, તે ડેનજીલને થપકો આપવા લાગો કે "નાદાંન, શું તુંને કોઈએ કહયું નહી કે હીઆં રેહવામાં ધાસતીછે અને તારે નાહાસવું જોઈએ?" ડેનજીલે આલીસની છેલી મુલાકાત વગર જવા ના પાડયું. ડાકટર બરૂકે ધાસતી આપી કે "એ છેલી મુલાકાત કદાચ તારા જીવને જોખમમાં નાખશે." ડેનજીલે તેની દરકાર કીધી નહી. "હું એક સીપાહ છઉં, સમશેહેર રમી જાંણું છઉં અને બલવંત બાજુ તથા મજબુત દીલ તેને ટેકો આપેછે."

આ વાત ચાલેછે તેવામાં પછવાડેથી ડેનજીલનાં ખભાં ઉપર કોઈનો હાથ આવી પડયો. તે ચોંકીને જુવેછેતો પછવાડે તેની વાહાલી આલીસ આવેલી હતી. તેણીએ તેને આ ધાસતીને વખતે થોભવા માટે થપકો આપયો, પણ ડેનજીલે હીમતથી જવાબ દીધો કે "હું તારે ખાતર થોભયો છઉં અને તે એટલુંજ પુછવા માટે કે મારા જવા પછે જેમ હું તુને ચાહાવશ તેમ તું મને ચાહાવાનું જારી રાખશે કે નહી?" આલીસે ઘણીજ મમતાથી પોતાનો પેઆર કબુલ રાખયો પણ એક નીસોસ મેળીને ધાસતી બતાવી કે "ડેનજીલ તું એક ઉમરાવછે માટે તારો હાથ મેળવવાની મજ ગીશકોનને ઉમેદ નથી. અફસોસ! કે તારૂં દીલ એક બીજી દીલદારસે જોડાવાની વાત મારા કાંન ઉપર આવી છે." ડેનજીલ આ વાતથી અચરત થયો તેણે પુછયું કે "મારી દીલદાર બીજી કોણ હોય!" આલીસે ઓળખ આપી કે "તારા બાપનો દોસત અને સાંમાં કીલલાનો સાહેબ લારડ યુસરટેસની છોકરી સાથ તારો બાપ તને પરણાવનારછે." પણ ડેનજીલના મનમાં એ વાત કેમ ઉતરે! "લારડ યુસરટેસતો વરસેસટરના લડાઈમાં મારયો ગયોછે, તેની બેટી ગુમ થઈછે અને મારૂં દીલ તથા મારા હાથ મારી ગરીબ પણ પરીજાદ આલીસ સાથ જોડવાને હું ખુશ છઉં."

આ વાત લંબાંણ થઈ પડી. લારડ યુસરટેસની છોકરી ડેનજીલની બચપણની રમતમાં સોબતન હતી, પણ તે છોકરીનું હવે નામ નીશાણબી રહયું નહી હતું. આ વાતમાં વખત નીકલી ગયો તે માલમ નહી પડયો, પણ તેવામાં એક નોકરે આવીને દુશમનોની ખબર કરવાથી તેમને ભાંન આવી. પયુરીટન દુશમનો ડેનજીલની શોધમાંજ નીકલયા હતા અને આ જુપડાંની આસપાસ તેઓએ ઘેરો નાખયો. આલીસે ડેનજીલને એક છુપાં ભાંએરાંમાં સંતાડયો અને પોતાના બાપ સાથ દુશમનોને દાખલ થવાની રાહા જોતી બેઠી, સેહેજવારમાં દુશમનો ભાંજફોડ કરતા જુપડાંમાં આવયા. ડાકટર બરૂકે કહયું કે ડેનજીલતો નાહાસી ગયોછે. આ ખબરથી તેમના સરદારને ઘણો ગુસો લાગો અને તેણે આ બાપ બેટી બંનેને કેદ કરવાનો હુકમ આપયો.

ડેનજીલે આ હુકમ સાંભળયો અને તેને ખાતર આ ગરીબો દુખ ખમે એ ઠીક નહી લાગાથી તે તુરત સંતાયલો બાહાર આવયો. પયુરીટનો આ સુરા કવેલીઅરને કેદ કરી લઈ ચાલયા. તેને તેઓએ જાસુસ ઠેરાવી બેસાડયો તથા બીજે દીને ગોલીથી મારી નાખવાનો હુકમ કીધો. તેટલાં રાત કાહાડવા સારૂં લાંડલેગના કીલલાનાં દેવલ મધે તેને એકલો કેદ કીધો અને ડેનજીલ ઉંધે મસતકે રડતો પડયો. રાત અંધારી હતી અને માતર એકજ જાંખો દીવો બલતો હતો. તે જાંહાં પડેલો હતો તેને મથાલે એક ભાંગેલી ગાલેરી અને તેની ઉપર એક બારી હતી. મધરાતનો વખત થયો એટલામાં પેલીજ કુવામાંની પરીનો છુપો આવાજ ડેનજીલને કાંને પડયો.

ડેનજીલ બતી લઈને જોવા ગયો પણ પવણના જપાટામાં બતી બુજાઈ ગઈ, તોપણ ચંદ્રનીના પરકાશમાં માથાથી પગ સુધી સફેદ બુરખો હોડીને ઉભેલો કોઈ આકાર તેને અંધારાંમાં દીસવા લાગો. તેમાથી આવાજ નીકલયો કે "ડેનજીલ તું બીહી ના, પાદશાહ ચારલસ મોટાં લશકર સાથ આ ગાંમમાં આવી લાગોછે અને તું જલદી તેને જઈ મળશે. હું મણુંતો તારી પાસેનાં આ પુતલાંનો પગ દાબ, તેથી તેની હેઠલના થાંભલાનું છુપું બારણું ઉઘડશે, તે બારણામાંથી એક છુપો મારગ તારે હાથ આવશે અને તેમાથી તું છેક કીલાની બાહાર ખીણમાં નાહાસશે. તાંહાં જોગીઓનું મઠ છે, તે ઠેકાંણે તારી આલીસ બરૂકને હાંક મારજે અને તુરતજ તુંને મદદ મળી આવશે." આમ તે પરી બોલી રહી તેવામાં વાદળનો ઓથો આવવાથી ચંદરણું કાળું થયું, પણ તે વાદળ જવા પછે ચંદરણામાંથી તે પરી ગુમ થયલી દેખાઈ.

પરીના હુકમ મુજબ ડેનજીલ પુતલાંનાં મીનારાનું છુપું બારણું ઉઘાડી, તાંહાંથી ખોદેલાં ભાંએરને રસતે કીલલાની બાહાર નાહાસી જોગીઓના મઠમાં જઈ શકયો અને ઘણીજ અચરતી સાથ જોયું કે કીલલાનો માલેક અને તેના બાપનો દોસત લારડ યુસરટેસ જેને તે મુવેલો વીચારતો હતો તે આ મઠમાં જીવતો હતો. તેઓ તરતજ

એકેકને ભેટયા અને અરસપરસ ખોલાસો થયો. લારડ પુસટેસ લડાઈમાં મારયો ગયો નહી હતો, પણ નાહાસી ગયો હતો, મગર દુશમનોની ચહડતી હોવાથી તથા પાદશાહ ચારલસ હારી જવાથી આ ઉમરાવને છુપો રેહવાની ફરજ પડી હતી. લારડ પુસટેસે કહેલી એક ખબર વધારે અગતની હતી. તે બોલયો કે "પેઆરા ડેનઝીલ મારો બચાવ આ કુવામાંની પરીથી થયોછે, કે જે આ કીલલાના છુપા મારગો અને ભોંયરાંઓ સારી પઠે જાંણેછે અને તેમની મારફતે તેણે મને ઘણાં શંકટોમાંથી બચાવી લીધોછે."

હવે આ મઙમાં વધારેવાર ખોબવાની જરૂર નહી હતી. દુશમનો હારવાથી, લારડ પુસટેસની ટોળીની પાછી ચહડતી થવાથી અને પાદશાહ ચારલસ પોતે આવી પુગવાથી આ બંને ઉમરાવો તેને મળવા સારૂ જવા નીકલયા. ડાકટર બરૂકનું જુપડું તેજ રસતામાં હતું અને તેમાં જઈને પોતાની આલીસને નવેસરથી મળવા વગર ડેનઝીલથી એક દગલુંબી આગળ કેમ ચલાય ! લારડ પુસટેસની સાથે તે જુપડાંમાં ગયો અને આલીસ વીશે પુછવા લાગો. તેના ઉમરાવ સોબતીએ પુછયું કે "એ આલીસ કોણ ?" ડેનઝીલે સઘળો ખોલાસો કરી આલીસ વીશેની પોતાની મોબત લારડ પુસટેસને જાહેર કીધી. આ વાત સાંભળી એ ઉમરાવ ઘણો ખફા થયો. તેણે પોતાની બેટીનો દાવો રજુ કરયો, તથા ડેનઝીલને યાદ આપી કે આગળ જારે તું નાહનો હતો તારથી તારા બાપે મારી બેટી સાથ તને પરણાવાનું સારૂં કીધું હતું. પણ ડેનઝીલે ઘણી ઓજરખાહીથી એ માગણી નાપાડી તથા આલીસને જોવા માંગી.

લારડ પુસટેસે પણ પોતાની હટ છોડી નહી. તે બોલયો કે "મારી બેટી પોતે રજુ થઈ પોતાની માંગણી કરશે તો તારાં મન ઉપર કદાચ અસર થશે." ડેનઝીલે વીચારયું કે તે ઉમરાવજાદી છે કાંહાં તે હાજર થશે ! પણ જારે તે બેટીને હાજર કરવાનો લારડ પુસટેસે ડાક્ટર બરૂકનેજ હુકમ કીધો તારે તે ઘણો તાજુબ થયો. ડાકટર બરૂક અંદર જઈને એક બાંનુને લઈ આવયો, જેણે માંથાથી તે પંગ સુધી બુરખો હોરેલો હતો. ડેનઝીલે હેરન થઈ પોકારયું કે "એતો મને બચાવનારી કુવામાંની પરી છે." લારડ પુસટેસે જવાબ દીધો કે "કુવામાંની પરી એજ અને મારી બેટીબી એજ અને એવી જે બેટીએ તારો જાંન બચાવયો તેનો હાથ શું તું નાકબુલ કરશે ?"

ડેનઝીલ ઘબરાટમાં પડયો. પણ વળી જારે તેની આલીસનો બાપ ડાક્ટર બરૂક વટીક બલકે તે પરી પોતે આ અરજમાં સાંમેલ થઈ તારે પોતાની વાહાલી આલીસના પેઆર અને નીમખહલાલીને ખાતર પોતાનો જીવ બચાવનારની આ અરજ રદ કરવાને તેને ઘણીજ ગુચવણ પેદા થઈ પણ તેણે ગરીબ આલીસને કોલ આપેલો હતો અને એક ઉમરાવજાદીને ખાતર શું ને પોતાનો કોલ તોડે ! તેણે આંખમાં આંજુ લાવીને આ અરજ નાપાડી. પણ તેવામાં તે પરીએ પોતાનો બુરખો કાહાડી નાખયો અને ડેનઝીલ ચઅચરતીમાં ગરક જઈ જુવેછે તો તે તેની વાહાલી આલીસજ હતી. તે તેને ગળે વલગી બોલી ઉઠયો કે "આલીસ, ડાકટર બરૂકની છોકરી." લારડ પુસટેસ બોલી ઉઠયો કે "નહી એતો મારી બેટી કેટ છે."

આ ગુચવાડાનો તરતજ ખોલાસો થયો. આલીસ લારડ પુસટેસની છોકરી હતી, પણ જેમ દુશમનોથી બચવા સારૂં એ ઉમરાવ પોતે મથમાં છુપેળો હતો, તેમજ પોતાની બેટીને ડાકટર બરૂકનાં જુપડાંમાં છુપાવી હતી. તેણે આલીસનું ખોટું નામ રાખયું હતું તથા ડાકટર બરૂકની દીકરી તરીકે રાખી હતી. લેંડલેગના કીલલાનાં છુપાં ભાંએરાંઓની વાકેફગારીથી તે કુવામાં ઉતરતી તથા દરએક ઠેકાંણે જઈ આ દુખીઓને કામ લાગી હતી. હવે દુશમનો હારવાથી તેનો બાપ જાહેર થયો તેમજ તે પોતેબી જાહેર થઈ અને ડેનઝીલ મોટા હરખથી આ કુવામાની પરી સાથ પરણયો.

## આદમીના બદનમાં તારનો સંધેસો.



આદમીની મુખીઅ ઈંદરીઓ વીશે તેમનાં ચીતરો સુધાં આગલા અંકોમાં આપણે થોડીક સમજન મેલવી છે. એ દરએક ઈંદરીને ભેજાં સાથ આપણે સંબંધ જોયોછે અને તે ઈંદરી તથા ભેજાં વચ્ચે સંબંધ રાખનારી તંતુઓ અથવા નેસો છે એવું આપણે તપાસયું છે. ભેજું સઘલી ઈંદરીઓને માંથે ગોયા સરદાર છે. આંખ ઉપર તસવીર પડેછે, કાંણમાં આવાજ આવીને અફડેછે ઈઆ ચાંમડીને હરએક ચીજ લાગેછે, તે સઘલાંની ખબર પેહેલી ભેજાંને પોંહોંચેછે અને તારેજ આપણને ઈંદરીના તે કામની જાંણ થાયછે. એ ખબર પોંહોંચાડનાર નેસો અથવા તંતુઓ એક જાલની મીશાલે ભેજાંથી ઈંદરીઓ સુધી પંથરાયલી છે અને તેમ જોતાં એક લેખે બદનમાં સંધેસો ચલાવા ગોયા તારનો સાંચો ગોઠવવામાં આવયોછે. આ તારનો સાંચો કીઆ ખુદરતી ભેદ ઈઆ શકતીથી કામ ચલાવેછે તે હજી શોધી કાહાડી શકાયું નથી પણ એવું કેહેનારા વીદવાંનો આજે મલી આવેછે કે નેસો અથવા તંતુઓની મારફતે એ સંધેસો વીજલીથી ચાલેછે અને જેમ માણસજાત દુનીઆંમાં વેહેવાર ચલાવા માટે વીજલીને કામે લગાડીછે તેમજ ભેજાં તથા ઈંદરીઓ વચેનો વેહેવાર વીજલી ચલાવેછે ! જો આ વાત ખરી હોયતો બદનમાં તારનો

સાંચો છે એટલુંજ નહી પણ વીજલીના તારનો સાંચો ચાલેછે.

આ સંધેસો બે જાતનો છે. એક ભેજાંમાં ખબર પોંહોંચાડવાનો અને બીજો ભેજાંમાંથી ઉભા થતા હુકમો પોંહોંચાડવાનો છે. ઈંદરીઓપર થતી અસર ભેજાંને પોંહોંચાડવાનું કામ જુદી તંતુઓથી ચાલેછે, પણ વળી ભેજાંમાં જે ખાએશ, મરજી, ઈચ્છા શોખ પેદા થાય તે પરમાંણે બદનના જુદા જુદા ભાગોને કામ બજાવાનો ભેજાંનો હુકમ તે ભાગ ઉપર પોંહોંચાડવાની નેસ જુદું કામ કરેછે. એ તંતુઓ એકલી જડેલી નથી, પણ દરએકની જોડ કરીને ગોઠવેલી છે અને સઘલી મળીને એ નેસોની ૩૭ મુખીઅ જોડ આપણાં બદનમાં ઠરાવેલીછે. એ દરએક જોડમાંની બે દોરીઓ એકજ ભાગને લગતી હોયછે તોપણ જુદાં જુદાં કામ ચલાવેછે. જેમ કે જીભ સાથ જોડેલી તાંતમાં સવાદની તાંત જુદી અને જીભને લાગતાં સુખ દુખની ખબર પોંહોંચાડનારી તંતુ જુદી હોયછે. બરડાની ગુડની અંદરની જે નેસો એક જાહાડની દાહાલીઓની મીશાલે ફેલાયલી છે, તેમની પણ એજ રીતે જોડ કરેલીછે પણ તે જોડમાં બંનેના કાંમ જુદાં જુદાં છે. પાછલા ભાગમાં કુહલાં તરફની ચોકસ તંતુઓને કાપવા છતાં કસું દુખ લાગતું નથી, પણ આગલા ભાગ ઉપરની કેટલીક તંતુઓને જરા હાથ લાગેતો તાંણતાર થઈ આવેછે. એનું કારણ એવું સમજાવામાં આવેછે કે છેલી નેસો જ્ઞાન તથા ગતી જેને લગતી છે, પણ પેહેલી દમ ચલાવા, લોહી ફેરવવા, ઈતીઆદી કાંમો સાથ તાલુકો રાખેછે.

ગનાન તંતુઓમાં દરએકની જડ આગલ નેસના વાસણની એક નાહાની જેવી કોઠલી રેહછે, અને તે ઉપરથી જે નેસોની જડમાં તેની ગેરહાજરી હોય તે તંતુઓને બદનનાં ભાગો ચલાવનારી ગતી તંતુ તરીકે પીછાંણી શકાયછે. આગલ એવું માનવામાં આવતું કે એ નેસોમાં આગલ અને પાછલ એક પરવાહી રસ ભેજાંની ફરમાબરદારીમાં દોહેછે, પણ એ વાત ખોટી પડીછે. ગોટલાંઓને ચલાવનારી તંતુઓ માતર અનભાસથી કાંમ કરતાં શીખેછે. જે નરમ મલાહી સરખી વસતનું ભેજું બનેલુંછે, તેજ વસતુની આ સઘલી નેસો પણ બનેલીછે અને તેઓ નરમ, સફેદ રંગની તથા કમાનીએત ખાશીએત વગરની દોરીની મીશાલની છે તથા આગલ પાછલ હુકમ પોંહોંચાડતાં જેવું કાંમ હોય તે મુજબ એ તંતુઓ ઉપસેછે. ગોટલાંઓને હીલવવા સારૂં અથવા ઈંદરીઓની અસર જાહેર કરવા સારૂં આ સંધેસો પોંહોંચાડનારા તારો પોતે હીલતા નથી. પોતે હીલવા વગર તેઓ ગોટલાંઓને તથા ઈંદરીઓને હલાવી શકેછે. બચાંઓની ગનાન તંતુ તેમને ઘણીવાર ઠગેછે. દુરની ચીજ આગલ દીસેછે, મીઠી ચીજ કવડી લાગેછે, આતસને પકડવા જાય છે, એ સઘલા હેરફેર ઉપરથી માલમ પડેછે કે જેમ અનભાસ વધતી જાય તેમ આ તંતુઓ પોતાનુ કાંમ બરાબર બજાવતાં શીખેછે.

આ બાબતને મથાલે મેલેલાં ચીતરમાં ભેજું અને તેની સાથ જોડેલી તંતુઓ દેખાડીછે. એ ઘસલી તંતુઓ ભેજાંના પાછલા ભાગમાં ઓચી આગલથી તેને જઈ મલેછે જાંહાંનો દેખાવ આબેહુબ એક જાહાડની દાહાલીઓને મલતો આવેછે. ખુદ ભેજાંની અંદરથી નેસની ૧૨ જોડ નીકલેછે, તેમાંની એક જોડ આંખમાં, ૨ જી જોડ નાખમાં તથા ૩ જી જોડ હાથ પગમાં જાયછે. ચેહેરા, કાંન, ઈતીઆદી ભાગોમાં ચાર જોડ જડેલીછે. તંતુઓની બીજી ૨૫ જોડ બરડાની ગુડ જે ભેજાં સાથ જોડેલો છે, તેની અંદરથી નીકલેછે. તે લાગવાની ઈંદરીની તથા બદનના ભાગોને ચલાવાની ગનાંન અને ગતી તંતુઓ છે અને તેમનો પેગામ બરડાની ગુડને પોંહોંચેછે તથા તે ગુડની મારફતે ભેજાંને ખબર મલેછે. એમા 1 સુંગવાની તંતુ છે, 2 આંખની તંતુ છે, 3 કાંનની તંતુ છે, અને 8 જીભની તંતુ છે.

# ઉડતી માછલી.



માછલીની બાંધણી, બનાવટ અને ખવાશનો જે હેવાલ અમે ગયાજ અંકમાં આપયોછે તે એટલો અજાએબ જેવો છે કે જો એ પાંણીની પેદાસ સઘલી ફકત એકજ જાતની હોત, તોપણ તેમાં એટલી બધી અપરમપાર કારીગરી વાપરીછે કે માણસની અકલને રદ કરવા તથા અચરતીથી દંગ કરવાને તે બસ હતું. પણ આ બોહોલી જગતનો સાહેબ માછલીની માતર પેદાસ કરીને રહયો નથી. માછલીની તેણે મોટી દુનીઆં બનાવીછે અને શંખીયામાંજ ખુસકીના પરાંણીઓને એ પેદાસ વીસરાવેછે એટલુંજ નહી પણ તરેહવાર જાતની, તરેહવાર રૂપની, તરેહવાર કદની, તથા તરેહવાર શકતીની માછલીઓની બેહદ વસતી તેણે પેદા કીધીછે. તેમાંની એકજ જાતની માછલીની સેજ નોધ હીઆં ઉતારી લઈએ છઈએ.

એ માછલી "ઉડતી માછલી" ને નામે ઓળખાય છે. ઉડનારાં પરાંણીઓને પખશી કહીએ છઈએ અને માહી તે દરીયામાં તરનારાં પરાંણીને કહીએ છઈએ. પણ પખશી ઉપરાંત બીજા પરાંણીઓને ઉડવાની શકતી આપેલીછે. પખશીને ઉડવા માટે પીછાં વાલી પાંખ છે. પતંગીયાં ઈતીઆદી જીનાં જીવજંતોને ઉડવા માટે જાલીઓનો પંખો આપેલોછે. વાઘલાંની જાતનાં જાનવરો ચાંમડીનાં પડની મદદથી ઉડેછે અને તેમજ આ ઉડતી માછલીને હવામાં ઉડતી શકતીવાન કરવા સારૂં તેની સુંઈને પંખાના આકારમાં વધારે મોટી કરી આપીછે.

ઉડતી માછલીની બે કે તરણ જાત જણાયલીછે. તે

ગરમ દેશોનાં દરીઆવની રેહેવાસણ છે. પરૂથવાના ગોળાની મર્યાદ રેસાવાળા મુલુકોમાં તે જથાબંધ મળી આવેછે. હીંદુ માહાસાગરમાં, અરબી સમુદરમાં, આફરીકાના કોસટા તરફ એ માછલી જોવામાં આવેછે. તેમજ યુરોપ તરફ લુમધીય સમુદરમાં અથવા સપેન દેશના કીનારા તરફ એ માછલીની નવાઇ નથી. ઘણીવાર તેઓ જથાબંધ એક ખડકની મીશાળે એકઠી થઇને મુસાફરી કરેછે અને તેવામાં ઘણીવાર બીજાં મોટાં માછલાં સાથ તેમને લડાઈ થાયછે. પેહેલાંતો ઉડતી માછલીઓ છુટી પડીને દરીયામાંજ નાહાસવા માંડેછે, પણ જો તેમનો હરીફ દોડમાં સરસ હોયછે તો તરતજ તેઓ પોતાની પંખા રોકી પાંખની મદદ લીએછે. તે કોઇવાર ટોલાંબંધ હવામાં રૂપેરી ચલકાટ સાથ ઉડેછે અને પોતાના શતરૂને અચરતીથી દંગ કરેછે.

ઉડતી માછલીનો આકાર બોઇના જેવો છે અને તેનું કદ પણ નાહનુંછે. તે આસાનીથી ઉડેછે, પણ તેની હવાઇ સફર જાજેવાર ટકી શકતી નથી. તેની નાજુક પાંખો પાંણીની બાહેર તડકાંની ગરમીથી જલદી સુકાઈ જાયછે, તથા બાહારની હવા તેને ગુંગલાવી નાખેછે. જે ટોલું પોતાનાં શેકારીને હરાવા માટે હવામાં ઉડેછે, તે ગોયા થાકી જતું હોય તેમ થોડુંક ઉડીને પછે પાંણીમાં પાછું પડે છે અને પાંખ ભીણવીને તે પાછું ઉડેછે. એ પરમાંણે થાકીને લુસ થઈ જાય તાંહાંસુધી તેઓ કરેછે. પણ હવામાં પખશીઓથી એ પરાંણીને ઓછી ધાસતી રેહતી નથી. કોઇવાર ઉડીને મોટાં માછલાંથી બચેછે તો પખશીઓ તેમને ચાંચમાં પકડેછે. આ માછલીનો ઉડવાનો ખવાશ જાંણીને તેઓ પાંણીમાં હોય તેટલાંજ તેમના શેકારી પખશીઓ તેમની ઉપરને ઉપર ઉડયા કરેછે અને જેવી તે માછલી હવામાં આવે કે તરત તેના ઉપર હોમલો કરેછે. આ માછલી હમેશાં પોતાના બચાવનેજ માટે ઉડતી નથી. ઘણીવાર તે પોતાની મોજને માટે ઉડેછે અને એકેક સાથ હવામાં ગમત કરેછે.



## ઘરઘતુ નુસકાઓ.

**૧. બદામનું કસટર**—બદાંમ ૦ાા રતલ, મલાહી ૧ સેરભર, ઇદાંની દાળ ૧૨, ખાંડ જોઇએ એટલી, અને થોડોક ગોલાબ.

બદામને છોલીને થોડાક ગોલાબની અંદર વાટવી, તેમાં મલાહી તથા ઇદાંની દાલને સારી પઠે કાળવીને હુમેરવી, પછે ખાંડ નાખીને ઘાટ્ટ થાય તાંહાંસુધી એ આખી મેળવણીને ધીમા આતસ ઉપર કાલવયા કરવી, પણ તેને કકડા આવવા દેવા નહી.

**૨. ચોખાના કવાબ**—૦ા રતલ ચોખામાં ૧ાા પેંટ દુધ નાખવું અને થોડીક તજ, ખાંડ અને લીબુની છાલ નાંખીને તે નરમ તથા પેંચું થઈ જાય તાંહાંસુધી ઉકાલવું. તારબાદ ચુલાપરથી ઉતારીને તેને છેક ઠંડું પડવા દેવું અને પછે તેનાં ગોળ કવાબ બનાવવા. એક ઇદાંને કાલવીને તેમાં તે કવાબને ગગડાવવા તથા તે પછે પાંઉના પોપરાનાં ભુકામાં એજ પરમાંણે તેમને ગગડાવવા. એ પછે તેમને ચરબીમાં તરીને કાગળમાં નાંખી તેમાંની ચરબીને ગાલી કાહાડવી અને પછે ચાલેલી ખાંડ ભભરાવીને તેમને ખાવામાં લેવા.

**૩. દુધનો સરકો**—૨ પેંટ દુધમાં ૬ અમસા બરાંડી નાંમીને તેને બાટલીમાં ભરવું તથા તે બાટલીને મજબુત બંધ કરી ગરમ જગામાં મુકવી તથા તેમાં જોસ ચઢવા માટે વખતે વખત તેને થોડી હવા લાગવા દેવી. એક મહીનામા આ મેળવણીનો સારો સરકો બની જશે. એ સરકાને ગાલીને બંધીઆર બાટલીમાં ભરી રાખવા પછે વાપરવો.



## પરચુટણ બાબતો.

**ભાંશા વીશે ઈંગરેજી કેહેવતો**— "ભાશા આપણા ગનેઆનને સણગારવા અને અગનેઆનપણાને ધાંકવાનો સોનેરી વરખછે."

"ભાશા ભેજાંનો એશકી નોકર છે."

"ભાશા ચલણી નોટોનો મોટો ફેલાવો છે, જેની થાપણનું બંહોલ ઘણીવાર નાહાનું હોયછે."

"ભાશા માણસોને જોડવા અને તેજ વખતે છુટા રાખવાની શાંકલ છે"

---

**ખુસાંમતીઆ**—"દીકરા ખુસામતીઆઓને કદી સાંભલતોજના."

"પણ માં તેમને સાંભલવા વગર તેઓ ખુસામતી આછે કે નહી તે હું પીછાનશ કેમ!"

"તારે તેઓને સાંભલવા જોઇએ, પણ તેઓનું કહેલું માનતો ના."

---

**જેહેરી જાહાડ**—જાવાના ટાપુ ખાતે અમાસ મામનું એક જેહેરી જાહાડ ૮૦ ફીટની ઉંચાઇ તથા ૧૦ ફીટની પોહોલાઈ સુધી ઉગેછે. તેમાંથી નીકલતો જેહેરી ગુંદ તીરોની અનીને જેહેર પાવાના કામમા આવેછે. એ જાહાડનો વાસ એટલો જેહેરી છે કે તેમાંનો ગુંદ કાહાડવા માંટે માતર મોતની શીખસા પામેલા અપરાધીઓને મોકલવામાં આવેછે. ચાંમડાંની ટોપી, ચામડાંનું મોહોડું તથા ચામડાંનાં મોજાં પેહેરી તેઓ તે જાહાડ આગળ જાયછે અને વીસમાંથી બે તરણ અપરાધીઓ ગુંદ કાહાડીને તે જાહાડ આગળથી સલામત પાછા ફરેછે.

---

**ઘોડામાં શુંઘવાની શકતી**—આ અસરાફ અને ઉદીઓગી જાંનવરની એક ખુબી ઉપર ઘણું થોડું ધેઆન આપવામાં આવયુંછે, તે તેની સુંઘવાની શકતી છે. કેટલાક ઘોડાઓમાં એ શકતી કુતરાની મીશાળ ઘણી તીખશણ અને તેજી હોયછે અને અગત કરીને જેઓને રાતનાં એ જાંનવર હાંકવું પડેછે તેઓને એ શકતીથી વધારે વાકેફ થવાની ભલામણ કરવામાં આવેછે. ટેટ નામનો વીદવાન કેહેછે કે તેણે અંધારી રાતે સેંકડો માઇલની મુસા

પાપનો પસતાવો કરાવવો, તેઓ પોતાનીમેલે પોતાની ભુલ જુવે તથા ચાલ સુધારે એવી રીતે કામ ગોઠવવું. જુઉની છેલી મતલબ પોતાની બેટી ગુલનારને કોબાદના બેટા તેહેમતન સાથ પરણાવાની હતી.

આ સઘલી ઉમેદોને મારે જુઉએ દરીઆવમાં તોફાન મચાવયું તથા પાદશાહી બારકસને પોતાના ટાપુ તરફ ધસડાવી મંગાવયું તથા સઘલાઓને દરીઆવમાં નાંખી ટાપુને કીનારે ઉતરાવયા, તથા તેમાથી શાહજાદા તેહેમતનને છુટો પાડી પોતાના ગોફા તરફ બેંચી મંગાવયો તથા તાંહાં તેને મારે પોતાની બેટી ગુલનારના દીલમાં મોહોબતની આગ અને માયાનો જહરો જારી કરયો. એ સઘલાં એક પછે એક કાંમોમાં કોબાદ તથા તેના રસાલા આગલ પોતાના પરીયાંઓને મોકલી જે ચમતકાર દેખાડયો તે પણ ઉપલી મતલબોમાં ફાવવાનું એક નવું કામ હતું.

એ કામ બજાવવાથી જુઉને ઘણી ધીરજ પેદા થઈ. જારે પરી પીરોજ ગરુડ પખશીના આકારમાં આ શાહજાદાઓ અને સરદારો આગલ પોતાનું ફરેબ ભરેલું ભાશણ ચલાવતી હતી, તારે જાદુગર જુઉ બેમાલુમ રીતે તે જગા ઉપર હાજર થયો હતો અને તેની માનીતી પીરોજ તેનો હુકમ કેવી ચોકસાઈથી અને ચાલાકીથી બજા લાવેછે, તે જોઈ ઘણો શંતોશ પામયો.

તે કામ પુરૂં થવા પછે અને સઘલાઓ બીહીને આ જગો છોડી જવા પછે જુઉ પોતાની પીરોજને શાબાસી આપતો પોતાના ગોફા ભણી લઈ ચાલયો. તે ખુશી થયો કે તેની ઉમેદો હાંસલ થવાનો અંત હવે નજદીક આવયોછે અને તેની ધારણા સફળ થવા પછે પીરોજને છુટી તથા સવતંતર કરવાની કબુલાત પાર પાડવાનો પણ વખત આવયોછે.

હવે એટલુજ રહયું કે કોબાદ, અરજાસપ ઈતીઆદીને જુઉના ગોફા તરફ લાવવા તથા પોતે અને પોતાની બેટીએ જાહેર થઈ પછે તેહેમતનને તેઓ આગલ હાજર કરી તેઓની ખુશાલી ભરી સાદી કરવી.

પેઆરાં વાંચનારાઓ જાંણેછે કે તે સાદીનો ગાંડતો જુઉ કબુલી ચુકયોછે. તેહેમતન અને ગુલનાર વચેની આ ચાગ મોહોબતનું શેવટ છેલી જારે તેમની આપણે મુલાકાત લીધી તારે આમ આવયું હતું કે તેઓ બંનેના હાથ જુઉએ જોડી આપયા હતા અને તે બંને એ એકમેકને કબુલ કરેલાં હતાં. સાદીનાં ગાંઠ ઉપર લગનની કીરીયાની મોહોર મારવાની બાકી હતી.

પણ કોબાદ, અરજાસપ ઈતીઆદીને આ ગોફા તરફ તેડી લાવવામાં આવે તથા તેઓની સાદીની કીરીયા નકી થાય તેટલાં જે થોડોક વખત જવો જોઈએ તે અરસામાં આ ઉમેદવાર જોડાંને વખત કંટાલા ભરેલો નહી લાગે એટલા મારે તેઓની ગમતને સારૂં જુઉએ તેઓની નજદીક પરીયાંઓનો એક ખેલ કરવાનો હુકમ આપયો.

આ સુભ હુકમ બજા લાવતાં પરી પીરોજને કાંઈ પણ વીલમ લાગો નહી. આંખનાં પલકારામાં જુઉના ગોફાનાં મોહોડાં આગળ ફરેસતાઓનાં આકાશી ગાએણના મધુર અને દીલપસંદ સુરો નીકલવા લાગા અને તેહેમતન તથા ગુલનાર તે આવાજપર મોહીત થઈ તાંહાં આવી તમાસો જોવા લાગાં.

ગોફા આગળનો નાહાનો પણ ગુલનારના બરફ સરખા સફેદ અને ચોખા હાથે ઉગાડેલો બાગ આ વખતે એક જીનતની મીશાળે દીપી નીકલયો હતો અને તે તલેસમાતી દેખાવ ચીતારાની કલમને તદન પાછળ હટાડનારો હતો. તે બાગની વચે ધીમી ઠંડી લેહેકીની પીઠ ઉપર ઉડતી રંગ બેરંગી ફુલોની મધુર લંપટની વચે એક પુરાના પાટલા ઉપર તેહેમતન અને ગુલનારનું મનમોવન જોડું ગેલ અને પેઆર કરતું બેઠું, તે ગોયા સીતારાઓનાં સંગરહની વચે માહાતાબપેરે પરકાશતું હતું અને તેઓની આસપાસ ગોલાબી ચેહેરાના તથા આફતાબ સરખાં નુરનાં નાહાનાં મોટાં પરીયાંઓ જે તરેહવાર ઢબનો વીચીતર નાચ કરી રહયાં હતાં તે આદમીની સુધ બુધને ગુમ કરે એવાં હતાં.

પણ આ સઘલો ચમતકારીક ખેલ થોડીક ઘડી ચાલયો નહી એટલાંમાં તેમાં ખતરો પડયો. માહાબળ અને સરવગનેઆની જાદુગર જુઉ જે પોતાના ફરજંદો સાથ બેસીને આ સઘલો તમાસો જોતો હતો તેના ચેહેરા ઉપર એકાએક લોહીનો જોસો થઈ આવયો. તેનો ચેહેરો તમામ લાલ થઈ ગયો, તેના કમાનદાર ભવાં ઉપર ચઢી ગયાં અને તેની આંખોમાં ગોયા આતશ પરકાશવા લાગો તથા જાંણે ખુન ચઢી આવયું.

જુઉના સવભાવમાં આ અચબુચ ફેરફાર શું થયો તે નહી તેની બેટી ઇચ્છા નહી તેનો દામાદ સમજી શકયા. જુઉની ખફગી તેની સીકલ ઉપરથી એટલી ખોલી થઈ હતી કે તેઓએ તેને પુછવાની વટીક હીમત ચલાવી નહી.

જુઉએ પરીયાંઓનો નાચ અધુરો મેળાવયો તથા તે પરીયાંઓને વીખરી નાખવાનો હુકમ આપયો. તેણે ગુલનાર તથા તેહેમતનને ગોફાની અંદર જતાં રેહેવાનો હુકમ કીધો, પણ તેમ કરતાં તેણે આ અચબુચ ફેરફાર બાબે તેઓ સોહે માફ માંગી, એટલુંજ નહી પણ તેઓને ધીરજ આપવા સારૂં તેણે ખોલાસો કીધો કે "આ અચબુચ ફેરફાર ઉપરથી તમો કાંઈ ચીંતા કરશો નાં. મને અચબુચ એક બીના યાદ આવીછે અને હું જોઉં છઉં કે આ ખુશાલીની વચે હું એક અગતનું કાંમ ચુકી ગયોછે. તે શુંછે તે તમોને હું પછવાડેથી સમજાવશ, પણ હાલ તે બજાવાનો વખત થઈ ગયોછે મારે તમે અંદર પધારો."

એ પરમાંણે ખુશાલીનો ખાશ ખેલ અધવચમાં બંધ કરવાનો જુઉને શું સબબ પડયો ? તેને કેઈ વાત યાદ આવી ?

તરત વેળા એટલુંજ કેહેવું બસ છે કે એ નાઈફ જાદુગરના પેલા નીમખહરામ દેવ જંદલનો સંપ તેને યાદ આવયો. તે દેવજાદાએ તોફાનમાંથી બચેલા કોબાદશાહના બે છાકટા નોકરો તુર અને સલીમ સાથ મળી જાઈ જુઉની જાદુઈ લાકડી ચોરી લઈ તેની શકતીનો નાશ કરવા તથા એ પાદશાહી જાદુગરનું ખુન કરી તેનો અમલ લુટી લેવાનો જે સંપ કરયો હતો તે સંપ તેને અચબુચ યાદ આવવાથી જુઉએ પોતાની વલાણમાં આ ફેરફાર કરી નાંખયો.

## વરતમાન.



વરતમાનદેવ ઈઆને પરૂથવીની ખબરો પોહોંચાડવાના કામનો દેવ આ ચીતરમાં બેસાડયોછે. જેમ વીદીઆ ઈઆ હોનર ઉપર અલંકારરૂપે એક ફરેસતા ઈઆ પરીયાંને મવક્કલ કરેલોછે, તેમ આ વરતમાન ઈઆને ખબર. અંતરને પણ દેવનું રૂપ આપી આ વરતમાનદેવ બનાવયોછે, જે ગોયા દુનીઆંમાં ખબર પોહોંચાડવા અને ફેલાવાના કામ ઉપર સરદારી ચલાવેછે. વરતમાનદેવ પોતે પરૂથવીના ગોળા ઉપર સવારી કરેછે, અને અરધીઅરધ પરૂથવી સુધી તેના પગ આવયાછે. તેના બેહુ હાથમાં ભેંપુરીઓ પકડેલીછે અને પોતાના ગાલ ફુગી આવે તેવાં જોસથી બેહુ બાજુએ તે પોતાની ભેંપુરીઓ વગાડતો પોતાની મજબુત પાંખોથી ચોમેર ઉડેછે, જે વેલા તેની આસપાસ રોશન અજવાલું થઈ રેહછે અને તે અજવાલાંનાં નુરાની કીરણો ચોમેર પંથરાઈને પરૂથવીના ગોળાની આસપાસ ફરી વળેલાં શીહા વાદળાંઓને હાંકી કાહાડેછે.

આ સઘલા શુંદર અલંકારની સમજ શું છે ! વરતમાન દેવ પોતાની નેજ આખી પરૂથવીનાં ભલાં તરફ રાખેછે અને તેટલાજ માટે દેશ ઈઆ મુલુક, રાજ ઈઆ પરજા તરફ નજર કીધા વગર આ ફરતી દુનીઆંનાં કોઈબી ભલતા ભાગ ઉપર બેસીને પોતાની ભેંપુરીઓ વગાડેછે. બીજાંવાજીંતરોમાં ભેંપુરીનો આવાજ બુલંદ અને ખોલસો છે અને વરતમાનદેવના હાથમાં એ બાંગેબુલંદ વજંતર છે, તેથી તે કસી ખબર છુપી રાખતો નથી, પણ જેબી મળી આવયું તે એકદમ ફુકી દીએછે, અને હમજાત કે પરજાત ઈઆ મોટાં કે નાહાનાંની તે પરવા કરવા વગર સઘલું આશકારા કરી દીએછે. હવે એક ચીજ આશકારા નહી થાય તાંહાંસુધી તે અંધારાંમાં રેહછે અને એ અંધારૂ અગનાનપણાં તથા ગુમરાહીનું અંધારૂં છે. વરતમાનદેવે જેવી ભેંપુરી ફુકીને ખબર આશકારા કીધી કે તે ગુમરાહીનું શીહા અંધારૂં નાહાસેછે અને અંધારૂં નાહાસે એટલે અજવાલું પડેછે. વરતમાન દેવની આસપાસનાં કીરણો તે નુરમંદ અજવાળાંનાંછે અને તે કીરણો જે વાદલાંમાં પેવસ થાયછે, તે વાદલાં ગુમરાહી તથા અનજાનપણાનાં છે.

આ રીતે જોતાં વરતમાનદેવનું કામ ઘણું સુભ અને નેક છે. એક વાત ઈઆ બનાવની ખબર પોંહોંચાડવી એટલે વાકેફગારી વધેછે અને વાકેફગારી વધારવી તે ગનેઆન વધારવા બરાબર છે. ખબર અંતર જાંણવી તે માતર જાંણવાને ખાતરજ હોય અથવા એક મોહોડેથી બીજે મોહોડે પોપટની મીશાળે ફેલાવા ખાતરજ હોયતો વરતમાનનો ફાયદો કસો ગણાયજ નહી. પોપટ એકના શીખાહેલી વાત બીજાને કેહેછે પણ તે પોતે કસું સમજતો નથી અને તેથી તેને પોતાને કસો લાભ હાંસલ થતો નથી. પણ ખબર જાણવા તથા ફેલાવાનો મુખીઅ ફાયદો ગનાંન અને માહેતગારી વધારવામાં, દુનીયાંને તેટલી વધારે દાહી બનાવામાં છે; તવારીખે નોંધેલી અજમાસમાં અને માણુસજાતના દુનીઆઈ અનુભવમાં તેટલો વધારો કરવાની મતલબ હોયછે. વરતમાનદેવનાં એ સઘલા લાભ બેમાલમ હોયછે. જારે આપણને ખબર પોહોંચેછે, તારે તરત વેળાના વરતમાન જાણવા જેટલોજ આપણને શંતોશ રેહછે, પણ તે વખતે આપણાં ધેઆનપર રેહતું નથી કે (બીશપ હરનના બોલોમાં) “વરતમાન દુનીઆંની રોજીંદી તવારીખ છે.”

હવે વરતમાન પતર ગોયા વરતમાનદેવનું મુખીઅ હથીઆર છે. તેનાં સઉથી સરસ કાસદ અને હલકારા તે વરતમાન પતર છે. એક સાધારણ કાસદ આવીને જેટલી ખબર મોહોડેથી કેહ તે કરતાં હજાર ઘણી વધારે ખબર એક વરતમાન પતર પોંહોંચાડેછે. સાધારણ કાસદને મોહોડેથી પોંહોંચાડવાનાં જેટલા પેગામ યાદ નહી રેહ, તેટલા હજારો કાસદોનું કામ એક વરતમાન પતર બજાવેછે. દેશેદેશના, દુનીઆનાં સઉથી દુરના ખુણાનાં સમાચાર સાધારણ કાસદથી નહી મળે પણ વરતમાન પતરથી મળેછે. વળી મોહોડેના સમાચાર કેહેનાર ઈઆ સાંભલનાર ભુલી જાયછે પણ આ કાગદી કાસદ સઘલી ખબર લખેલી અથવા છાપેલી પોંહોંચાડેછે એટલે તે વધારે ચોકસ, ભરૂસેદાર અને સાચવી શકાય એવા આકારમાં મળેછે. એક કાસદ ઘણુંતો આપણા ઓરડા વેર આવે, પણ આ વરતમાન પતર નામનો કાસદ આપણી ટેબલો ઉપર, આપણા બીછાંના ઉપર, આપણી મુસાફરીમાં, આપણી ગાડીમાં, આપણા ગજવામાં, ગમે તે ઠેકાંણે હાજર રહી સકેછે. દરરોજ સહવારના પોહોરમાં અથવા બીજા ઠરાવેલા વખતે ઘડીઆલની ટકોરીની મીશાલે તે બરાબર વખતે હાજર થાયછે અને ગુપચુપ, કસો કનટાલો આપવા વગર અથવા કશું માંથું દુખવવા વગર એ કાસદ પોતાના સઘલા સંધેસા પોંહોંચાડેછે.

વરતમાન પતરના ઉપલા સઘલા ફાયદા જોતાં તે કેળવણી અને સુધારાનું એક સઉથી સરસ હથીઆર ખપેછે. વરતમાન પતર આપણો વાંચવાનો શોખ વધારેછે, અભીઆસ અને માહાવેરો વધારેછે, ભાશાનું ભંડોલ વધારેછે, લખવાની એબારત સુધારેછે, ટુકમાં એક માણસને કદાચ કાબેલ અને વીદવાંન નહી તોપણ કેળવણી પાંમેલો અને ખબરદાર બનાવાને વરતમાન પતર અતીશય કામ લાગેછે. આપણે એવા ઘણા દાખલા જાંણીએ છઈએ કે કેટલાંક માંણસો નીસાળોમાં જાજું ભણેલા નથી, પણ ફક્ત વધારે અભીઆસથી વરતમાન પતરો જાયુક વાંચયા કીધાથી થોડાં વરસમાં તેઓ એટલા બાહોશ તથા ખબરદાર બનેછે કે નીશાળોના ભણેલા જવાંનોને તેઓ કોઈવાર એકકોરે બેસાડેછે. એક વરતમાન પતરની ખરી ખુબી એવા તેનાં હંમેશના વાંચનારાઓજ પુરેપુરી સમજેછે. એક દાહાડો જો પતર આવતાં વાર લાગેતો તેઓને અકરવકર થાયછે. એ

ક દાહાડો જો પતર બંધ પડેતો તેઓને સોહોવાતું નથી તથા જીવને ચેન પડતું નથી અને તેઓજ કહી શકશે કે જો ઘડીભર દુનીયાંમાં વરતમાન પતરો બંધ પડી જાયતો સુધરેલી દુનીયાંનાં કેવા હાલ થાય. જેમ દુકાળ, ઇઆ બીજી આફત ખમાય નહી એવી છે, તેમજ હંમેશના વાંચનારાઓને મનશે વરતમાન પતરનું બંધ કરવું એક મોટા દુકાળ સરીખું છે. બીશપ હારન હીઆં સુધી બતાવેછે કે જો વરતમાન પતરનો બરાબર અભીઆસ થતો હોયતો ધરમ ગુરૂની વાચ્આજ અથવા નીતીની તાલીમ કરતાં વરતમાન પતર માણસને વધારે નીતીમાન કરેછે.

વરતમાન પતરમાં એટલી ખુબી હોયછે, પણ યાદ રાખવું કે તે ખુબી સારાં પતરોથી પસરેછે. સારાં તથા લાએક માણસોથીજ વરતમાંન પતરો સારી હાલતમાં હોયછે, પણ જે ફરીઆદ નામાકીત ડાકટર જાનસને પોતાના વખતમાં કીધી હતી તે ફરીઆદ આજશુધી જારી રહીછે કે ઘણીવાર આપણા વરતમાંન પતરો નાલાએક આદમીઓના હાથમાં હોયછે અને તેવાં પતરો ગમે એટલાં વધેછે, વોપણ પરજાના ગનાંનમાં તેઓથી વધારો થતો નથી.

---

## નજલો.

નજલાનો મરજ ગોયા "પઈસાનો ખેલ" છે. દોલત ઉપર ગોયા તે એક કર છે, અને દરવીયથી નીપજતી મોજ જોખ અને એસ આરામને ગોયા એ મરજથી દંડ ભરવો પડેછે. વઇદક શાસતરનો આ અનુભવ છે કે જેઓ સાદું ખાંતું ખાયછે, જેઓ અંગને કશરત આપેછે, જેઓને રખડ તથા રગડ પડેછે, તેવા ઉદ્દીઓગી મજુર તથા સીપાહી લોકોમાં નજલાનો મરજ કદાચજ લાગુ પડેછે; પણ સુખીઆકરીને એ મરજ તે પઈસાદારોને થાયછે કે જેઓ આલસાઈ ઇઆ મોજમાં વખત ગુજારેછે, જેઓ ઘણું અને તરેહવાર ખાંતું ખાયછે, જેઓ વાઇન તથા બીર, પોરટર વગેરે જવનો દારૂ પીએછે, જેઓ ખાઇ પીને આંગ વધારી મેલેછે, પણ ચાલવા હાલવાની કે બીજી જાજી કશરત રાખતા નથી, તેવાં માંણસ ઉપર નજલો પેહેલો ગલઓ કરેછે. પણ વળી જેમ એ મરજ માતબરોને વધારે થાયછે તેમજ માતબરના ફરજંદોને પણ એ મરજ વારસા તરીકે મળેછે. એ મરજનો એવો ખવાશ છે કે તે હોયે ઉતરેછે, અને જેના બાપને થયો હોય તેના બેટાને પણ થાયછે. ઘણા કુટુંબોમાં દોલતનો વારસો અને નજલાનો વારસો સાથે મળેછે અને ડાકટર ગારોડ નામનો તબીબ એક ઇંગરેજ કુટુંબનો દાખલો આપેછે કે જેમાં આજ ૪૦૦ વરસ થયાં જેમ વડા દીકરાને દોલતનો તેમજ નજલાનો વારસો મળતો જાયછે.

હવે એ મરજ આવી અજાએબ જેવી અસર સી રીતે કરી શકેછે, તેની તપાસ કરતાં આપણ એ મરજના કારણો ઉપર આવીએ છઇએ. દુખ, દરદોના કારણના બે ભાગ કીધાછે. પેહેલાં બદનને દરદને લાએક બનાવનારાં કારણો છે અને બીજાં દરદને ઉસકેરનાર અથવા પેદા કરનારાં કારણો છે. ઉપર જણાવેલી હાલત માણસના બદનને નજલાને લાએકનું બનાવેછે ઇઆને તાર પછે એ મરજને પેદા કરનારાં કારણો અથવા તેના મુલ બીઆં તે બદન ઉપર લાગુ પડી શકેછે. સંધીવાના દુખદાએક મરજના જે કારણો આપણે આગળ તપાસયાંછે, તેજ કારણોથી ઘણું કરીને નજલો જનમ પાંમેછે. તે કારણોમાં સરદી ઇઆ ઠંડીની અયબુચ અસર, પરસેવની ઉપર લાગેલો ઠંડો પવણ, ફીણવાળો દારૂ, સાંધાની અંદર જાનવરના ચટકા અને કોઈવારતો ઠોકર ઇઆ જોડાનો ઘસારો પણ એ મરજના કારણમાં ખપે છે. એ કારણોથી લોહીમાં બગાડો થાયછે, અને યુરીયા તામનું રોગ પેદા કરનારૂં બીજ લોહીમાં દાખલ થઈ સોદા સાથ મળી જવાથી "યુરેટ આફ સોડા" નામનો ખાર બનેછે. એ ખાર લોહીમાં બનવા પછે બદનનો ખુદરતી સાંચો તેને લોહીમાંથી કાહાડી નાખવાની કોશેશ કરેછે, જેમ કરતાં તે ખાર છેક બદનના છેડાઓમાં ઇઆને આંગલાંના સાંધાઓમાં જઈ અટકેછે અને તેથી તે સાંધા સુજીને મોટા થઈ આવેછે તથા તેમાં ઘણું દુખ થાયછે.

લોહીમાં બનેલો આ ખાર ચાકના જેવો સફેદ હોયછે અને જારે આંગલાંની ચામડી ફાટેછે તારે તે ખોલલો નજરે આવેછે. એક નજલાના દરદીને વીશે કેહેછે કે તે પોતાના આંગલાંએ કરીને ચાકની માફક લખી શકતો હતો. ઉપલા ખોલાસા ઉપરથી નજલાને "ગંઠીયો વા" કેહેવાતું કારણ જણાઇ આવશે. એ "ગંઠીયો વા" સંધીવાથી જુદો છે, પણ ઘણીવાર એ બેહુ મરજોને ભેલી નાખવામાં આવેછે. જોકે તેમના કારણ એકજ છે તથા જોકે એ બંને સાંધાના દરદો છે, તો પણ સંધીવા અને "ગંઠીયો વા" વચ્ચે તફાવત કેટલો છે, તે જાંણવું ઘટેછે. નજલો ઘણુંકરીને આંગલાં, અંગોઠા ઈતીઆદી નાહના સાંધાઓ પર હોમલો કરેછે, પણ સંધીવા ગુઠણ, ઘુંટી, થાપો, કમર, ખભાં ઈતીઆદી મોટા સાંધાઓને પકડેછે. નજલો ઘણુંકરીને એકજ સાંધાને પકડેછે, પણ સંધીવા ઘણા સાંધાઓ ઉપર એકઠો હોમલો કરેછે. નજલાનું દરદ ૨૪ કલાકમાં નરમ પડેછે અને પછે પાછું થાયછે, પણ સંધીવાનું દુખ દાહાડાઓ અને કોઈવાર મહીનાઓ શુધી જારી રેહેછે. સંધીવામાં તાવ જોસથી ચઢેછે, પણ નજલામાં તાવ એટલો શખત નથી તેમજ વળી સંધીવામાં ઘણો અને ખાટો પરસેવો નીકલેછે તેમ નજલામાં થતું નથી. બીજા હાથ ઉપર નજલાથી સાંધામાં ગાંઠ બંધાયછે, તેમાંથી ચાક નીકલેછે તથા દુખ નરમ પડવા પછે તેમાં ઘણી કીડ લાગેછે, પણ સંધીવામાં તેમ થતું નથી.

આ તફાવતને લીધે નજલો સંધીવા કરતાં પીડાકારી અને હેરાણગતીમાં જાજો ઉતરતો નથી. જોકે તે માતર એકજ સાંધો પકડેછે તથા ઘણુંકરીને માતર ૨૪ કલાકમાં તે દુખ નરમ પડેછે, તોપણ તે દુખ ઘણુંજ જોરાવર અને કદી નહી ખમાય એવું હોયછે. પગનો અંગુઠો જાંણે કોઈ સેંકડામાં દાબીને કચડી નાખતું હોય અથવા જાંણે અંગોઠો કોઈ જોરથી મરડતું હોય ઇઆ ફાડી નાખતું હોય તેવાં ભારી દરદ તથા કલતર સાથે વળી જાંણે કોઈ દાહામ દેતું હોય એવી જખરી આગ પણ અંગોઠાના સાંધામાં બળેછે. ઘણું કરીને મધરાતે આ દુખ થઈ આવેછે અને બીજી મધ રાતે નરમ

પડેછે. પણ કોઈવાર તેજ મધ રાતે બીજા પગના અંગોઠાને પકડેછે અને કોઈવાર એ રીતે કેટલીક રાત સુધી થયા કરેછે. તાર બાદ દરદ નરમ પડેછે અને તદન દફે થાયછે તથા તે અરસામાં દરદીની સુખાકારી એવી સુધરી જાયછે કે કદી તેવી સુખાકારી તેણે ભોગવી નહી હોય. પણ એવી હાલતમાં થોડીક મુદત જવા બાદ આ ભેદ ભરેલું દુખ પાછો હોમલો કરેછે. તાર પછેના હોમલા થોડા થોડા અંતરે આવેછે, અને જેમ તે ફરી ફરીથી થાયછે, તેમ તે દરદ વધારે દાહાડા સુધી ટકેછે. એમ કરતાં પછે તે રોજનું થઈ પડેછે, તારબાદ અંગોઠા ઉપરથી આંગલાંને પણ પકડે છે. દુખારાની શરૂઆતમાં અંગુઠો લાલ થઈ આવેછે, ગરમ થાયછે, સુજી આવેછે તથા તે ઉપરની ચામડી ચલકેછે અને નેસો ફુલેલી દેખાયછે. વળી દરદની શરૂઆતમાં તાહાડ વાગીને દીલ ગરમ થઈ આવેછે, પાંણીની તરસ ઘણી લાગેછે તથા પીસાબમાં લાલ થરો ભેલાયલો રેહછે. શરૂઆતમાં એ દરદ એકજ અંગુઠો પકડેછે, પણ તારપછે તે બેહુ અંગોઠાંમાંથી અને કોઈવાર પગની એડીમાંથી દરદ શરૂ થાયછે.

દરદની શરૂઆતમાં સુજેલા સાંધાઓ ઓસરી જાયછે, પણ ફરી ફરીના હોમલા થવા પછે તેઓ સુજેલાજ રેહછે તથા ગંઠાઈ જાયછે. આ હાલત અટકાવા સારૂં ઈઆને ફરીથી થતો હોમલો દુર કરવા સારૂં માતર દવા જારી રાખવી જોઈએ એટલુંજ નહી, પણ બીજી કેટલીક જતન પણ કરવી જરૂરની છે. સારો ખોરાક ખાવો, દારૂ પીવો નહી, ઉજાગરો કરવો નહી, કસરત કરવી, બદનને ગરમ રાખવું, ઈતીઆદી જતનથી નજલો અટકેછે, એટલુંજ નહી પણ ખચાંમાં હોથે ઉતરી શકતો નથી.

—oooo—

## કનતાન શેહેર.



ચીન દેશના કોસટા ઉપરનું આ મોટું અને વખનાયલું બંદર, જેની બરોબર મુંબઈ સીવાએ આખાં એશીયાખંડમાં બીજું કોઈ વેપારી બંદર ગણાતું નથી, તે શેહેર ચીનાઈ સમુદરમાં ચીન દેશના દખણ કોસટા ઉપર કનતાનની નદી ઉપર આવેલું છે. એ શેહેર એ નદીના મુખથી ૯૦ માઈલ દુર છે, પીકીનના ચીનાઈ પાએતખતથી ૧૨૦૦ માઈલ દુર છે, અને કુઆંગટોંગ નામનાં પરગણાનું તે મુખીઅ શેહેર ગણાયછે. એ શેહેર નજદીક ચોરસ બાંધેલું છે, તેનો ઘેરાવો આસરે ૬ માઈલનો છે, તે સપાટ જમીન ઉપર આવેલું છે, પણ તેની માતર ઉતર દસા તરફ જગા જરા ઉંચી નીચી છે. એ શેહેરનાં બે ભાગ કીધાછે, જેના બાહેરના ભાગને ચીનાઈ કસબો તથા અંદરના ભાગને ટારટાર કસબો કેહેવામાં આવેછે. એ બેહુ ભાગોની આસપાસ દેવાલ બાંધેલીછે, તે મજબુત ઈટરડીની છે તથા ૨૨ ફીટ જાડી અને ૨૫ થી ૪૦ ફીટ ઉંચી છે. તેની ઉતર તરફની ઉંચાંણના કીલલા ઉપર તથા નદીની વચેના ટાપુઓ ઉપર કેટલીક તોપો પણ ગોઠવેલી દીઠામાં આવેછે.

કનતાનનાં શેહેર સાથ જુદાં જુદાં પરાંઓ છે જે શેહેરનાં જેટલાંજ મોટાં છે, તે સઘલાં પરાં દખણે નદીની ઉપર આવેલાંછે અને તેમના દખણ છેડા તરફ "હાંગ" અથવા યુરોપીઅનોની ફાકટરીઓ એટલે કારખાનાં અને વેપાર ધંધાનાં ઠેકાણા આવેલાંછે. તે ૧॥ ફરલાંગ લાંબી બાંધી લીધેલી ચેલીની ચેલી છે, જેના આગળો ભાગ ઉપર ૧૦૦ વારની પોહોલાઈનો પુસતો બાંધેલોછે. ઉપલી ઈમારતોમાં સઘલા પરદેશી વેપારીઓ વસેછે, જેમાં પારસીઓનાં મકાન પણ તાંહાંજ છે. પુસતાની પડોસમાં આસરે પચાસ સાહાઠ ચોરસવારનો એક બાગ બનાવેલોછે અને પરદેશીઓને એટલીજ સાંકડી જગા રેહવા સારૂં આપેલીછે. ઉપલા "હાંગ" ની પડોસમાં બે સારા મોહોલા બાંધેલાછે તથા હાગલેન નામની એક સાંકડી તથા ગલીચ ગલી આવેલી છે, જે પરદેશી ખલાસીઓ તથા ચીનાઓ વચેની આગલી ઘણીક મારામારીઓને માટે વખનાયલીછે. એ રીતે પરદેશીઓનો લતો શેહેરમાં લેતાં કનતાન શેહેરની કુલે વસતી ૭ સાત લાખ માણસની ધારવામાં આવેછે.

કનતાન શેહેરની બાંધણી સઘલી ગમ એકસરખી અને વળી લગાર નવાઈ સરખી છે. તેના મોહોલા સાંકડા તથા વાંકાટીકા છે, જેમની પોહોલાઈ કોઈવાર બે થીતે કોઈવાર ૧૬ ફીટ સુધીની પણ ઘણાખરા મોહોલા ૭ થી ૮ ફીટ પોહોલા છે. દરએક મોહોલામાં લાદી જડેલી છે તથા દરએક મોહોલાની ભાગળ હોયછે અને તે દરએક લતાનો એકજ વેપાર ઈઆ ધંધો મુકરર કરેલોછે, જેનાં દરવાજા ઉપર રાતના તે ધંધાને લગતા ચોકી પેહેરા રેહછે. શેહેરમાં કેટલીક નેહેરો કાપી કાહાડીછે, જેમની ઉપર ફતરના પુલો બાંધેલાછે. ઘરો ઘણાંખરાં ઈતરડીનાં બાંધેલાંછે અને તેમનાં છાપરાં સપટાં તથા અગાસી વાળાં હોયછે. કોઈજ ઘર એક મજલાથી વધારે ઉંચાં છે. બારીની અંદર કાચને બદલે કાગળ, અબરક અને પતલી સીપ જડી લીધેલી હોયછે. માતબર લોકોનાં ઘરો કુસાદે હોયછે તથા તેમનાં ચોકો હોયછે, પણ વસતીનો ૩ જો ભાગ વચલે વાધેનાં લોકોનો છે, તેઓનાં ઘરને એવા ચોક નથી તથા બેસુમાર ગરીબો તો નેહેરોના કીનારા ઉપર તથા પરાંઓમાં કાદવનાં જુપડાંઓમાં ખીચોખીચ વસેછે. પણ વળી કનતાનની વસતીનો મોટો ભાગ નદીમાં વસેછે, જેઓ રાત અને દાહાડો બારકોમાંજ ખાયછે, પીએછે તથા સઘલો ધંધો ચલાવેછે. એ તરતાં ઘરોમાંનાં કેટલાંક મોટાં અને શુંદર છે, તેમના બબે મજલા બાંધેલા હોયછે તથા અગાસીઓ, ફુલો અને કેઆરાઓથી તેમને સણગારવામાં આવેછે.

કનતાન શેહેરમાં ૧૨૦ મંદીર અથવા દેહડાં બાંધેલાં છે, જેમાંનું મુખીય હેહાંન નામનું ઉંચું અને જેવા લાએક મોટું દેહડું છે. પારીસના "નાટરડામ" ના દેવલની મીશાળે આ બુધીસટ દેહડું શેહેરમાં નદી મધેના એક ટાપુ ઉપર બાંધેલું છે. શેહેરમાં મુસલમાંનોની એક મસજીદ છે, તેનો મીનારો ૧૬૦ ફીટ ઉંચો છે અને કોટની બાહાર એક ઉંચું દેહડું છે તે સઘળાં ઘરોથી ઉપર દેખાઈ આવેછે. એ ઉપરાંત કનતાનમાં ચીનાઈ સરકાર તરફની કેટલીક ઈસપીટાલો છે, પદવીના ઉમેદવાર વીદીઆરથીઓની પરીખશાને માટે એક મોટું દીવાનખાંનું બાંધેલુંછે, ૧૪ ચીનાઈ હાઈ સકુલો તથા ૩૦ કાલેજો છે, જેમાંની ૩ મધે ૨૦૦ વીદીઆરથીઓ શીખેછે. કનતાનમાં પરચુટણ ઉદયોગ અને વેપાર ચાલેછે. રેસમ વણવાના કામમાં ૨૦૦૦૦ માણસની રોજી ચાલેછે, કાપડ વણવાનો ધંધો ૫૦૦૦૦ માણસના હાથમાં છે અને ચીનાઈ બુટ બનાવનારા ૪૦૦૦ મોચીની દુકાંનો છે. એ ઉપરાંત સુથાર, ઢોંડફોરા, લુહાર ઇતીઆદી ધંધા પણ ધુમ ચાલેછે અને વળી ચોપડી વેચવાના ધંધામાં બી તાંહાં રોજી મળેછે. બજારોમાં કુતરા, બીલાડા, ઘુવડ, ઉંદર અને સાંપ વગેરે પરાંણીઓનું ગોસત વેચાવા આવેછે જે ચીનાઓ ખાયછે તથા કનતાંનમાં કુવાઓ અને જહરાઓમાંથી પીવાનું પાંણી સારૂં મળેછે. શેહેરમાં આ જાહોજલાલી છતાં આગ અને રેલથી તે ઘણું ફના થયુંછે. સને ૧૮૨૨ ની આગમાં તાંહાંના ૧૦૦૦૦ ઘરો બલી ગયાં હતાં.

સને ૧૮૪૧ માં કનતાન ખાતે પેહેલી લડાઈ થઈ તે આગમચ ચીન દેશનો રૂશીયા સીવાએ બીજા સઘળા બાહાર ગામનો સઘળો વેપાર માતર કનતાન બંદરેથી ચાલતો હતો, જે દર વરસ ૮ કરોર ડાલરની કીમતનો હતો. મુખીઅ વેપાર ચાહેનો હતો, તેથી ઉતરતો રેસમનો વેપાર ચાલતો હતો અને તે ઉપરાંત ધાતુ, કરીઆંણું, કોરી ઇતીમાદીનો વેપાર સારો હતો. ૧૮૪૪ માં ચીનથી યુરોપ અને અમેરીકા ખાતે પા૫ કરોર રૂપીઆનો માલ ચીનથી ગઓ હતો. રૂશીયાવાળાને કનતાનમાં ઇઆ ચીનમાં કેથે "ફાકટરી" સથાપવાનો હુકમ નહી હતો, પણ ચીનાઈ તથા રૂશીઆન સાનશાહાતોની સરહદ વચે કીઆચટો ખાતે તેઓની લેવડ દેવડ ચાલેછે. ૧૮૪૧ ની લડાઈમાં ઈંગરેજ સરકારે કનતાનના કીલલાઓ પકડયા હતા, પણ ચીનાઓએ તુરત સુલેહ કરવાથી તેઓ શેહેરમાં ગયા નહી હતા. ૧૮૪૭ માં તાંહાંના દેશીઓએ પરદેશીઓ ઉપર પાછી જાસતી ચલાવાથી ઈંગરેજ સરકારે લડાઈ ચલાવી એકવાર ફરી તે કીલલા હાથ કરી લીધા. એ વખતે તથા પાછલી લડાઈઓને વખતે થયલા કોલકરારોથી કનતાન પરદેશીઓને માટે હાલ વધારે ખોલલું થયુંછે અને તેનો વેપાર ઘણો વધયોછે.

---

# કોંસી ની.

## ફરાનસની તવારીખમાંનો એક સફો.

પારીસ ખાતેના લુવરના મેહેલમાં સરવેકોઈ ઉંઘાયલાં હતાં. એકજ દીવાનખાંનું જેની ઉંચી બારીઓમાંથી નદી દેખાતી હતી તેમાં રોશની હતી અને જવાન રાજા લુઈ ૧૩ મો પોતાના પાલેલાં પખશાઓ સાથ રમતમાં બેઠેલો હતો. પણ તેનું ધેઆન સઘળું બાહાર હતું, તે બારીએથી વારેઘડીએ ડોકાવતો હતો અને થોડા વખતમાં તેને પગલાંનો આવાજ સંભળાયો, તેણે પોતાના બારણા આગળનો કસબી કીનખાબનો પદદો ખસેડીયો અને બે જવાંન આદમીઓ પોતાના ભપકાદાર અને દીપતા પોશાક ઉપર કાળા જબા હોઢીને દીવાનખાંનામાં દાખલ થયા.

તે આલબરટ અને વીટરી નામના બે ઉમરાવો હતા. પાદશાહ લુઈના તેઓ માનીતા હતા તથા પાદશાહની છુપી મસલતોમાં સાંમેલ થતા હતા. તેઓ આ મધરાતને વખતે ઉંઘ ખોહીને મેહેલમાં આવયા એટલે કાંઈ છુપા સંપને માટેજ આવવા જોઈએ, પણ તેઓ મોડે આવવાથી પાદશાહના સવાલના જવાબમાં તેઓમાંનો એક આલબરટ બોલયો કે "તમો નામવર પાદશાહના હુકમો કદી ભુલી જવાતા નથી. હીઆં આવતાં ઢીલ એટલાજ માટે થઈ કે મેં. શીઉ વીટરી પોતાની સઘળી ગોઠવણો પુરી કરે તાંહાંસુધી થોભવાની જરૂર હતી."

એ ઉપરથી તે ગોઠવણો શું હતી તે જણાવવાનું કામ વીટરીનું હતું. તે બોલયો કે "પાદશાહા બાહાદુરી અને હીમતવાલા બાર સરદારો હેલીઅર અને બીજે જેવા બે સપેશાલારોનાં હાથ હેઠલ કાલે બામદાદે લુવરના દેવલના ઓટલા ઉપર ભેગા મલશે અને મારી સલાહ પરમાણે જુદે જુદે રસતે મેહેલમાં દાખલ થઈ પુલ ઉપર મારી મરજીને અમલમાં લાવવા સારૂ છુપી રીતે તઈઆર રેહશે." આ ગોઠવણ પાદશાહના માગવા ઉપરથી વીટરીએ કીધી હતી અને તેનુ કારણ લુઈએ સમજાવયું કે "કોંસીનીને હું કેદ પકડવા ચાહું છઉં, પણ જો તેને પકડતી વેલા તે ગડબડ કરે તો "—વીટરીએ વચમાં પડી જવાબ દીધો કે "તેજ ઘડી તાંહાંનો તાંહાં તેનો જીવ લેવો."

પાદશાહ લુઈએ ડોકું હલાવી આ ઠરાવ પસંદ કરયો. વીટરીએ ખોલાસો કીધો કે "જાંહાંપનાહ હું તમારીથી આ વાત છુપાવતો નથી કે આ કામ હું માંથે લેઉં છઉં તેમાં મારી ગરદન જવાનો જોખમ હું મારા તન ઉપર ખેંચી લેઉં છઉં. અગર મારી સઘલી સાહુચેતી છતાં કોંસીની મારા હાથમાંથી છુટો અને નાહાઠો તો પછે તેનું દામ અને ઘણું મોઘું ભરવું પડશે." પાદસાહએ ધીરજ આપી કે "શું હું સઉથી વડો નથી." વીટરીએ તરત જવાબ વાલયો કે "તમો નામવર સરવેમાં વડા છો તેમાં કાંઈ શક નથી, પણ તમો નામવરની માતા રાંણી સાહેબ કોંસીનીની બાંનુ લીઓનોર ગાલગેઈ ઉપર ઘણી માયા અને મેહેરબાંની રાખેછે અને કદાચ તે સ્ત્રીની આંખમાંનાં આંસુઓ એ પાદશાહી બાનુનું દીલ પીગલાવશે તથા એક માતા તરીકેનાં માનથી તમારી આ સેવા બજાવનારાઓને માટે ફાંસીની રેપ તેવણ તમારીજ સોહેથી મેળવશે."

પણ પાદશાહએ ધીરજ આપી કે તેમ હું થવા દઈશ નહી, તેમજ વળી આ વાત કરતાં વીટરી જે ઉસકેરાયલી તથા ઘભરાયલી હાલતમાં હતો તેને ઉમેદ આપીને પાછો ઉલટમંડ કરવા સારૂં જવાંન લુઈએ ભરૂસો આપેલો કે "વીટરી, ફરાનસના મારશલ (વડા સેનાપતી) નું માન શું

ઓછુંછે. એ માન આવો જોખમ માંથે ખેંચી લેવા જોગ છે. કોંસીની પકડાય ઈઆ મારયો જાય એ તાજની મોટી ફતેહ છે અને જે ધણી એ ફતેહ મેલવે તે લશકરમાં સઉથી મોટી પદવીને લાએકનો થાય. તારી કોશેશથી કોંસીનીના હાથમાંથી મારશલની સમશેહેર નીચે પડે તેવી તું ઉંચકી લેજે. તારી એ સનદ તુને પારલામેંટ સોહે અપાવશ અને તારી કીરતીનો હેવાલ મારે મોહોડે હું જાહેર કરશ."

આ લાલચ થોડી નહી હતી. વીટરીએ કહયું કે "જાંહાંપનાહ આવું માન મેળવવા સારૂં એક હજાર વખત મરવા જવાને કોઈ દરશે નહી." આમ કહી તેણે પોતાના માનનાં કસમ ખાધા કે કોંસીનીનો જીવ લેવો. આલબરટ તેમાં ખુશીથી સાંમેલ થયો અને એ રીતે લુઈ પોતાના એક બુરામા બુરા દુશમનને કતલ કરવાનો સંપ પુરો કરી રહયો. તે બોલયો કે "કોંસીની મારા તાજનાં એક કાંટા જેવો છે. હું સારીપટે જાંણું છઉં કે મારા બાપના ખુનમા પોતાના પાપી હાથ બોરનારો એજ ગુનેહગાર છે અને તેના ઉપર વેર લેવામાં હું જીવતાંનીજ નહી પણ મુવાંનીબી શેવા બજાઉં છઉં." મરનાર મોટા હેનરીનું ખુન કરનાર હોવા છતાં કોંસીની દરબારમાં મોટો વગ ધરાવતો હતો. પોતાના ભરતારનો આ નાસ કરનારને વીધવા રાંણી પોતે અનજાનપણે માન આપતી હતી, પણ એ ફફોડા બનાવને અટકાવા માટે લુઈએ આ પાપી સંપ કરયો હતો.

કોંસીની ફલાંનડરસ ખાતેના એક ગરીબ ગામડીયા વકીલનો છોકરો હતો. તે એક જુગારી, ખરચાલુ, ઉડાઉ અને મોજીલો હતો. તેના મા બાપે તેને કાહાડી મેળેલો હતો. જારે લુઈ પાદશાહનો બાપ હેનરી ૪ થો મેરી ડી મેડસી નામની શાહાજાદી સાથ પરણયો તારે કોંસીની તે શાહાજાદીના ઘોડાવાળા તરીકે નોકરીમાં રહયો હતો અને તે શાહાજાદી પોતાની સાથે જે ખોદમતગારોને ફરાનસ લાવી તેઓમાં કોંસીની પણ સાથે આવયો હતો. રાંણી મેરીની લીઓનોર નામની સાવકી બેહેન હતી અને કોંસીની ઘોડાવાળાની પદવી ઉપરથી જાજો ચહડયો નહી હતો તેટલામાંજ એ શાહાજાદીની સાથે તેનો પેઆર બાઝી ગયો. થોડા વખતમાં તેને પદવીએ વધારમાં આવયો અને પછે તે શાહજાદી લીઓનોર સાથ પરણુયો જેથી તે એકદમ દોલતમંદ ઉમરાવ થઈ ગયો અને તેની બરોબરીઓ ભાએગસાલી નર આખાં ફરાનસમાં કોઈ નહી ગણાયો.

દુનીઆંનું ચકર કેવું બેઢંગું છે અને તે કેવા નરોને યારી આપેછે, તેનો આ કોંસીની સઉથી અજાએબ જેવો દાખલો હતો. જે ધણી થોડાંક વરસ અગાઉ રાંણીની ગાડીની આગળ આગળ દોડતો હતો, તે હવે રાંણીની બેહેનનો માટી થયો, જે ધણી તબેલામાં ઘોડાઓની ચાકરી કરતો હતો તે ધણીની ચાકરીમાં મેહેલ મધે મોટા મોટા ઉમરાવો હાજર થવા લાગા, અને જે ધણી એક મીસકીન કંગાલ ગણાતો હતો તે પાદશાહી કુટુંબનો એક મોટો બેશી ગણાવા લાગો. રાંણી મેરી પોતાનાં આ બનેવી ઉપર અપાર બખશેશ અને નજરાનાં વરસાવા લાગી. તેને ચાંનો અને બેતાબો ~~અમા~~. તેને સરદારી તથા પદવીઓ મળી. એટલુંજ નહી પણ પરધાંનોની કાઉનસીલનું વડાપણું તેને મળયું, અને દરએક રીતે રાજવહીવટમાં તે વડો કારભારી થઈ પડયો.

પણ જે બુનીઆદે નીચાં મા બાપનો જનમેલો હોય તે ઘણીકવાર હાલતમાં વધવા છતાં નીચપણુંજ બતાવેછે. કોંસીનીએ ગમે એટલી આબરૂ હાંસલ કીધી, પણ તે આબરૂને લાએકનાં ખવાસ દેખાડી શકયો નહી. લુવરનાં મેહેલમાં તે રાંણી ઉપરનાં વગને લીધે આપખુદી ચલાવા લાગો. ભલા ભલા ઉમરાવોને તે અપમાનો આપવા લાગો. પરધાનોનાં મતને ગણકાવાને બદલે પોતાના મત પરમાણે ચાલવા લાગો. પારલામેંટની સમજાવટ તથા પતાવટને ધીકારવા લાગો, તથા દરબારીઓ સાથ એવા મીજાજ અને ગરૂરીથી વેહેવાર રાખવા લાગો કે એક સેનશાહબી તેથી વધારે નરમાસ ધરાવી શકે. તેનેજ મળતા હલકા ખવાશ તેની ઓરત શાહાજાદી લીઓનોરે પણ એખતીઆર કરયા. તેણીએ પોતાની રુંડાઈ તથા તકોબરીથી મેહેલમાંની સઘલી બાનુંઓને દાબમાં રાખવા તથા ધમકાવા માંડી અને એ રીતે ગોયાએ માંટી બઈએરનું જોડું સવા પોહોરનો જુવાકી દોર ચલાવા લાગું.

કોંસીનીને પોતાને માટે પોતાનો રસાલો જુદો રાખવાનો હક હતો, અને તે ઉપરથી તેણે એવો મોટો રસાલો રાખયો કે જે તેનાં બચાવનાં એક લશકરની મીશાલે હતું અને જેની સંખયા રાજાનાં પોતાનાં સવારો કરતાં વધારે હતી. તે પાદશાહ લુઈને પણ પોતાથી ઉતરતો સમજતો હતો અને ભર મીજલશમાં તેને રુંડાઈથી જવાબ આપીને ઉભો રેહતો હતો. નારમનડીનાં પરાંતનો તે હાકમ ઠરેલો હતો અને તે પરાંતમાં કુએલેબોફ નામના શેહેરને તેણે મજબુત કરવા માંડયું હતું. વળી મોંટ બેલીઅરડનો અરલ થવાનો પણ તેણે પારલામેંટમાં દાવો ઉઠાવયો હતો અને જો એ દાવો કબુલ રાખવામાં નહી આવેતો લડાઈ ઉઠાવાની તેની ધારણા હતી. તેણે સઘલી તઈઆરી એવાજ ઈરાદાથી કરી રાખેલી હતી. બીજા બોલોમાં બોલીએતો ખોલી રીતે તે તખત લેવાને ટાંપેલો હતો અને તેનો અંત લાવવા સીવા બીજો રસતો નહી હતો.

પાદશાહા લુઈ કોઈવાર હીઆં શુધી ચાહાતો હતો કે આ મુંજીનો અંત લાવનારને મારા બાપે બાસટીલનાં કોલલામાં એકઠો કરેલો અરધો અરધ ખજાનો આપી દેઉં. કેહેવત છે કે ઘણું થાય તે થોડાંને વાસતે. જે ધણી ઘણો ઉંચે જાય તે નીચે પડવા વગર રેહેજ નહી, માટે હવે કોંસીનીનો નીકાલ લાવવાને સઘલો મામલો પાકી રહયો હતો. રાજા લુઈને પારલામેંટની મદદ હતી. સઘલા ઉમરાવો અને દરબારીઓ કોંસીની ઉપર ખીટી રહેલા હતા, બલકે લોકોમાં પણ તેના વીશે મોટો ધીકાર ફેલાઈ રહયો હતો. માતર એટલુંજ કે જાંહાંશુધી તેનો ચહડતો પાસો હતો તાંહાંશુધી તેની સાંમે થવાની કોઈને હીમત નહી હતી, પણ એકવાર તેને તોડી પાડવાનું મંડાંણ થયું તો તેમાં સાંમેલ થવાને સઘલાઓ તઈઆર હતા.

ઠરાવેલો વખત નજદીક આવયો. તા૦ ૨૪ મી એપરેલની બામદાદે રાંણી સુતેલી હતી તેવામાં તે નહી

જાંણે એવી રીતે, અમસથી શેકારને માટે તઈઆરી થતી હોય તેમ ગારડસનુ લશકર મેહેલ આગલ લડાઈના ઈરાદાથી તઈઆર થયું તથા લાકડાંનાં પુલની દાંએબાંએ બાર અમલદારો છુપીઆ ઉભા. સરેસતાને વખતે મેહેલમા જવા સારૂં કોંસીની તાંહાં પોતાના રસાલા સાથ આવી લાગો. પેહેલાં વીટરી તેની પાસે ગયો અને તેને પકડીને કહ્યું કે "પાદશાહના હુકમથી તને કેદ પકડું છઉં." કોંસીનીએ પોતાના રસાલા ગમ ફરીને વીટરીને પકડવાનો હુકમ આપયો, પણ તે હુકમ ગોયા કોંસીનીનાજ મોતનો હુકમ હતો. તરત કોંસીની ઉપર ગોલીનો વરસાદ વરસયો, તે જમીનદોસત મુદ્દું થઈ પડયો, લશકરે આવી તેના રસાલાને હાંકી કાહાડયો અને ચોકમાં ગડબડ ઉઠી. પાદશાહ પોતાની બારી ઉંઘાડી બાહેર દેખાયો અને તરત પાદશાહ સલામતનો પોકાર ઉઠયો. પાદશાહે સજા કરવા પછે પારીસના લોકો કોંસીનીને સજા કરવા નીકલયા. સીપાહીઓએ તેની લાસને એક કબરમાં મેળી, પણ લોકો તે કબર ઉપર ચઢી ગયા, તેના બદનને બાહાર કાઢીને જે સુલી કોંસીનીએ પોતાના દુશમનોને માટે ઉભી કીધી હતી, તેજ સુલી ઉપર તેઓએ કોંસીનીની લાસને ચઢાવી અને તેને થોડોવાર લટકાવી રાખવા પછે હેઠલ ઉતારી તેના કકડા બુકલા કરી નાંખી લોકો મધે વેંહેંચી નાખયા.

---

## ચંદર વીશે ચરચા.



તેનો સાદો નજરનો દેખાવ.

સુરજની થોડીક સમજ આપણા ધેઆનમાં ઉતારવા પછે હવે આપણને રોશની બખશનાર બીજા ગોળા ચંદર વીશે થોડીક ચરચા ચલાવીએ. આફતાબી ગોળાથી ઉતરતું માહાતાબી ગોળો આપણું ધેઆન ખેંચેછે અને એ બે શુંદર ગોળાઓના જુદા જુદા ખવાશ, એકની દીપતી રોશની તથા બળતી ગરમી અને બીજાનું નરમ અજવાલું અને ઠંડી તાહાડક વ[illegible] એટલો તફાવત છે કે છેક અસલ જમાંનાથી જેમ સુરજ[illegible]ગસ જાતની નજરને અજાએબીથી પોતા[illegible]ના મેહેલમાં સર[illegible] દેશાગાં નાખે [illegible]ંચી બારોઓન

તેની નવાઈ નથી. ચંદર કદમાં જોકે સુરજ કરતાં નાહનો છે, તેમજ વળી બીજી ઇલમી તપાસમાં આપણને એ ઉતરતો ગોળો લાગેછે, પણ ચંદરના સાદી નજરના દેખાવમાં એ તફાવત જાજો દીસતો નથી અને સાદી નજરે જોનાર આદમી જાંહાંસુધી એલમના ઉંડાંણમાં ઉતરે નહી તાંહાંસુધી ચંદર તેમને ઓછો અગતનો લાગતો નથી.

સુરજના કરતાં ચંદર આદમીને વધારે પેઆરો, મીઠો અને માંનીતો છે. સુરજ જારે તાતેછે અને ગરમી આપેછે, તારે ચંદર ગોયા તાહાડક પાડેછે અને તાજગી બખશેછે. સુરજ, તાપ, રોબ અને દબદબો મારેછે, તારે ચંદર નરમાસ, ધીરજ અને એવોજ બીજો અમીરી માવો ધરાવતો હોય એમ લાગેછે. સુરજ ઝલકાટ મારેછે અને ચંદરમાં પણ ઝલકાટ છે, મગર એક લાલ લશકરી લેબાશવાળા અમલદારના પોશાકમાં અને એક સુંદર નાજનીનના રંગબેરંગી પોશાકમાં ચલકાટનો જેટલો તફાવત છે, એક સરદારની ચકચકીત તલવારમાં અને એક બાંનુની વીતીનાં લીલાં પાંણાંમાં જેટલો ચલકાટનો તફાવત છે, એક આતશના ભભુકમાં અને એક વરસાદની કમાનમાં ચલકાટનો જેટલો તફાવત છે, તેટલો તફાવત આફતાબ અને માહાતાબના ચલકાટ વચે છે. સુરજ સોનેરી છે, પણ ચંદર રૂપેરી છે. સુરજ દબદબાવાળો છે, પણ ચંદર ખુબસુરત છે, અને તેની એ ખુબસુરતી ઉપરથી સાએરોની સહરાગાતને તે જનમ આપતો આવયોછે તથા જારેબી ખુબસુરતીનું બેઆન કરવું હોય તારે નરમ ખવાશના ચંદરની સાથ તેનો મુકાબલો કરવામાં આવેછે.

ચંદરની ચંદરણી ઉપર વીદીઆ પોતાનો પરકાશ પાડે તેની આગમચ ચંદરનું કેટલુંક કામ સાધારણ નજરે દેખાઈ આવેછે અને તેથી તે આપણું ધેઆન વધારે ખેંચેછે. ઘડીઆલો અને બીજા હીસાબોથી વખતના માપયંતરોની શોધ થવા આગમચથી, ચંદર સાદાં ઈઆ જંગલી માણસનો વખત માપનારૂં ઘડીઆલ છે. તે બરાબર ઠરાવેલી મુદતે આવેછે, ઠરાવેલી મુદતે ચહડેછે, ઠરાવેલી મુદતે પાછો ઉતરેછે અને ઠરાવેલી મુદતે પાછો નજર આગળથી જાયછે. એકમને દાહાડે જેટલો ચંદર એક હજાર વરસ ઉપર હતો તેટલોજ આજેબી દેખાયછે, અમાસ પર કોઈ દાહાડે દેખાયો હોય અને આજે નહી દેખાય એવું કાંઈ નથી ઈઆ પુનમને દાહાડે કદી અરધો ઈઆ પાઆ ચંદર દેખાયો નથી. તેના એ મુકરર વખત ઉપરથી માણસ જાતના મહીનાની ગણતરી ઉભી થઈછે.

ચંદરની અસર દરીઆવના પાંણી ઉપર જોવામાં આવેછે અને તેથી વીદીયા ભરતી ઓટનું કારણ શોધી કાહાડે તેની આગમચ સાદી નજરનો ખલાસી ઈઆ દરીઓ ખેડનાર મુસાફર ચંદરને ગોયા એક હોકાયંતર સમજેછે. તે જુવેછે કે ચંદરની ચાલ પરમાણે દરીયાના પાંણી ભરાયછે અથવા ઓસરેછે અને તેથી તથી પરમાંણે ખલાસી પોતાનો "સમો" ગણેછે. વળી જેમ ચંદરની અસર આપણી આસપાસનાં પાણી ઉપર છે, તેમજ આસપાસની હવા ઉપરબી ચંદરની અસર કાંએ નહીં હોય એ સવાલ ઘણો અગતનો છે. એથી કોઈ અરુ,

ર ચંદર હવા ઉપર ચલાવતો હોય એવું વીદીઆથી સાબે
ત થતું નથી, પણ માણુસ જાતની ભેગી અજમાશ એ વા
તને ખરા એતેકાદથી માંનેછે અને શાધારણ તપાસ કરતાં
આપણને એવું લાગેછે કે હવા અને રૂત ઉપર ચંદરની ક
દાચ ચોકસ ઈઆ પુરતી નહી તોપણ થોડીઘણી અસર થ
તી હોય ખરી.

હુધાનનાં દીવસો ઉપર જેમ ભરતીનું તેમજ વરસાદ
નું વધારે જોસ થવાની વકી રખાયછે. ઘણીવાર એવું બનેછે
કે વરસાદ ઘણા દીવસ સુધી આવયો નહી હોય તોપણ ચાંદ
રાતને દાહાડે પેહેલ વેહેલો ઈઆ થોહો ઘણોબી વરસેછે. તે
મજ લોકોનો આ સાધારણ વીચાર છે કે ચંદરણીનાં દીવસો
ઉપર વરસાદ કમ હોયછે અને ઘણીવાર તેમ ખરેખર બનેછે.
ખેડુતો પોતાની પાક અથવા પેદાસની મોસમ પરમાણે ચં
દરને પીછાંણેછે, જેમકે કાપનીનો ચાંન, વાવણીનો ચાંન
ઈતીઆદી નાંમો તેને જુદા જુદા વખતો ઉપર આપવામાં આ
વેછે. જાહાડોમાં રસનું ફેલાવું, અનાજનું ઉગવું, દરાખ
નું ખીલવું, લાકડાંનું કાપવું, પાકને ઉતારવો એ સઘલા
માં ચંદરનો વગ એટલો માનવામાં આવેછે કે જે ધંધામાં
સફલ થવું હોયતો ચંદરનાં ચોકસ નેમેલા વખત ઉપરજ
તેમ કરવાનો વેહેમ ખેડુતોમાં ચાલેછે.

એજ પરમાણે વળી ચંદરની અસર માંણુસના બદ
ન ઉપર પણ ધારવામાં આવેછે અને જોકે વીદવાંનો તેનું
કોઈ ભરૂસેદાર કારણ શોધી કાહાડવાને અશકત છે અને
તેથી આ.સઘલા ખેઆલો તેઓનાં ધેઆનમાં ઉતરી શકતા
નથી, તોપણ સઘલાં દેશોમાં, અને સઘલા જમાનામા એ
ખેઆલ એવાતો એકસાં ચાલતા આવયાછે કે તેમાં કાંઈ પ
ણ પાયો હોવો જોઈએ એવું સાધારણ રીતે માંની શકાયછે.
મગજ ઉપર ચંદરનો એટલો વગ ધારવામાં આવેછે કે યુ
રોપીઅન ભાશાઓમાં દેવાંનાંનો જે બોલ ("લયુનાટીક")
છે, તે ચંદર ઉપરથી નીકલયોછે અને હુધાંન ઉપર દેવાનપ
ણાંનું જોર વધારે હોયછે એમ પુરતી રીતે સઘલા
ઓ માનેછે. એજ પરમાંણે બીજા કેટલાક મરજો હુધાન, ઉ
પર જોસ પકડવાની વાત માનવામાં આવેછે અને ઘણીવા
ર તેવો બનાવ બનતો આપણ જાણીએ પણ છઈએ. ટુકમાં
ચંદર માતર પોતાનાં દેખાવમાંજ નહી પણ દુનીયાંની અ
સરોમાં માણુસ જાતનું ધેઆન ખેંચતો આવયોછે.

કેટલીક અસલી ભટકતી કોમો વીશે આપણે વાંચી
એ છઈએ કે તેઓ કેટલી મુસાફરી કરી આવયાં તે ચંદર
ની ચાલ ઉપરથી તેઓ ગણતા હતા. તેમજ અસલી યાહુ
દીઓ કેટલીક કીરીયાઓનો આધાર ચંદર ઉપર રાખતા
હતા. તેઓ પેહેલા ચંદરને જોવા માટે પાહાડો ઉપર મા
ણુસોને મોકલતા હતા, જેઓ ચંદર નજરે પડતાં પાહાડ
ઉપર મોટા આતશ સલગાવી ગોયા સીગનલ કરતા હતા
અને તે સીગનલ થતાંજ હેઠલ તે યાહુદીઓની કીરીયા થ
તી હતી. આજે પણ મુસલમાંનો ચંદરને જોવા વના પો
તાનાં તાબુતની કોહાડી મારતા નથી, તેમજ પારસીઓ અ
ને બીજાઓ ચંદરને જોઈ પોતાનાં મોહો મીઠાં કરેછે તથા
રૂપાંને આંખમાં ચાંપેછે, એ સઘલું ગોયા આ શુંદર ગોળા
નાં પેહેલા દેખાવની મુબારકબાદી તથા વધાઈની ખુશાલી
ઓમાં થતું હોય એમ લાગેછે.

આવો એક ખુશનોમાં અને રલીઆમણો ગોળો સેતા
એસ અને તારીફને ખરેખર લાએકનો છે. તે કીરતારના
બળ અને હુનરનો એ પણ ગોયા એક નમુનોછે. અને તેની
એટલી ખુબીતો માણસને માતર સાદી આંખેજ સીધ થાય
છે. પણ વળી વીદીઆએ ચંદર ઉપર નવો પ્રકાશ નાખયો
છે, તેની તપાસ આપણ હવે પછે કરીશું. તેટલાં વીદીઆ
ની મદદથી દુરબીનની શોધ થવા પછે ચંદરની સપાટી દુર
બીનમાં કેવી દેખાયછે તેનું માતર એક સાધારણ ચીતર આ
બાબતને મથાલે મેળી હાલ ખતમ કરીએ છઈએ.

---

# અફીણ.



અશલી જમાનાથી જણાયલા રોપાઓમાંનો એક અ
ફીણનો રોપો છે. યુનાની સાએરોનો સાએર હોમર ખસ
ખસ અથવા અફીણનાં જાહાડને બાગોમં ઉગવાની ખબર
લખી ગયોછે, હીપોક્રેટસ નામના જાણીતા યુનાની હકીમે
અફીણને દવામાં વાપરવાની નોધ રહેલીછે અને પલીની,
ડાયોસરાઈડસ તથા બીજા નામાકીત અસલી વીદવાંનો એ
રોપાનું બેઆન કરી ગયાછે. હીપોક્રેટસ સફેદ અને કાલી
બેહુ જાતની ખસખસનાં જાહાડ વીશે લખેછે અને પેહેલાં
થી જાહાડાની કબજીઆત થવાની અસર જણાવેછે. તે વ
ખતથી આજસુધી દવામાં એક સઉથી અગતની તથા ખપ
ની જીણસ અફીણ ગણાતી આવીછે, તેમજ કેફીઓને લેહે
જત તથા લેહેરમાં ઉતારવા માટે પણ તે અસલી જમાનાથી
એ જીણસ જણાયલી દીસેછે.

અફીણનું જાહાડ હીંદુસતાંન, ચીન, ઈરાંન, એશીયા
માઈનર, ટરકી, તથા મીસર દેશોનો રેહેવાસી છે. ઈંગલંડનાં
કેટલાક ભાગોમાં તે જંગલી હાલતમાં ઉગેછે, પણ બાગાએ
તની ખેતીમાં અફીણ જણાયલું નથી. યુરોપખંડમાં ખસ

ખસનાં પોસને દવામાં વાપરવાને લીધે, તેમજ ખસખસનાં બીઆમાંથી રંગ મધે ભેળવાનું તેલ નીકલેછે તેને લીધે ખસખસનાં જાહાડની થોડીઘણી ખેતી તાંહાં ચાલેછે. ખસખસનાં લીલા પોસ મરઘીનાં ઇડાંથી એક મુકીનાં જેવડાં કદનાં આવેછે અને તેમને મથાલે સીધા રેસા ઉગેછે. તાજા પોસ માંથી અફીણનાં જેવો સેજ વાસનીકલેછે, પણ સુકાયા પછે તે વાસ નીકલી જાયછે. હીંદુસતાંનના જેવો અફીણનો પાક દુનીઆમાં બીજા કોઈ દેશ મધે થતો નથી. હીંદુસતાંનનું અફીણ ચીનમાં સઉથી ઉંચું ગણાયછે અને તેનો જથો પણ બીજા કુલે દેશોની પેદાસને એકકોરે બેસાડેછે.

હીંદુસતાનમાં ગોરકપોર, હજારીબાગ, દીનજેપોર અને આગરાની વચે ૬૦૦ માઈલ લાંબી જમીનનાં કકડાં ઉપર અફીણની સઘલી ખેતીવાડી ચાલેછે. એ આખી જમીનનાં બે ભાગ કરયાછે, જેમાનાં એકને બીહારની આડત તથા બીજાને બીનારસની આડત કેહેછે. બીહારનાં અફીણનું મુખીઅ સદર અથવા કારખાનું પટનાં ખાતે તથા બીનારસનાં અફીણનું સદર ગાજીપોર ખાતે છે. સઘલું મલીને આસરે તરણ લાખ વીંઘાં જમીન ઉપર એ અફીણ પાકે છે. તેને માટે ઘણુંકરીને ગામડાંઓની નજદીકની જમીન પસંદ કરવામાં આવેછે, કેમકે ખાતર ઈતીઆદી જોગવાઇઓ તાંહાં વધારે સવલ પડેછે. આવી જમીનો ઉપર જારે માટી વધારે માતબર હોયછે તારે ચોમાસાંમાં તેના ઉપર પેહેલાં ચોખા, મખાઇબુઠા, ઇઆ એવોજ બીજો પાક કરવામાં આવેછે અને સપટેમબર મહીનામાં તે પાક કાહાડવા પછે જમીનને ખસખસની વાવણીને મારે તઇઆર કરવામાં આવેછે.

અકટોબર મહીના સુધી અફીણને મારે જમીન ખેડમાં આવેછે તથા તરગરાઓને ભાંજીને તેમાંથી અલફાતુ પાઓને તુપી કાહાડવામાં આવેછે. નવેમબર મહીનામાં જમીન ઉપર એક લાકડાંનો ભારી રોલર ચલાવી માટીનો તન ભુકો કરવામાં આવેછે અને તે મધે બીઆંનું વાવતર ચાલેછે. પરથમ બીઆંને ખેડેલી જમીનમાં વીખરાતાં નાખવામાં આવેછે. એ કામ નવેમબર માસની અધવચમાં શરૂ થઈ રેહેછે. તારબાદ તરણ ચાર દાહાડામાં બીઆં જમીનમાં દાટવા સારૂં ફરી હોળ ચલાવા બાદ લાકડાંનો રોલર પાછો ફેરવીને સઘળી જમીનને સપાટ કરવામાં આવેછે. એ પછે જમીનમાં દસથી બાર ફીટના ચોરસ વીભાગો કરવામાં આવેછે તથા તે દરએક વીભાગની વચે પાંણીની આવજાવની નાહાની જેવી નેહેર કરવામાં આવેછે. મોસમ પરમાંણે સીપનીનું કામ ચાલેછે. જો ડીસેમબર, જાંનેવારી ઇઆ ફેબરવારીમાં સારો વરસાદ પડેતો આતર બેત્રવાર પાંણી પોંહોંચાડવું બસ થાયછે, પણ જો વરસાદ નહી પડેતો છ સાત વાર પાંણી પોંહોંચાડવું પડેછે.

બીઆંને ઉગતાં દસ ઇઆ બાર દાહાડા ઘણા છે, જે પછે આસરે બે કે તરણ ઈંચ સુધી રોપો ઉગવા પછે તેમને વધારે ઉગાડવા મારે સંભાલીને કાપવામાં આવેછે. જુદી જુદી જમીન ઉપરથી પાકનો જથો જુદો જુદો ઉતરેછે. સારી જમીન અથવા સારી મોસમમાં દર વીંઘે ૧૨ થી ૧૩ સેર અફીણ નીકલેછે, પણ તેથી ઉલટી હાલતમાં પાકની હદ ૩ થી ૪ સેરની હોયછે. બીહાર અને બનારસની આડતો સફેદ ખસખસના જાહાડની ખેતી ચલાવેછે. સારી જમીન ઇઆ મોસમમાં એ જાહાડ પુર બાહારથી ખીલેછે અને ૩ થી ૪ ફીટની ઉંચાઈ સુધી ઉગેછે. તેની દાહાલીઓને મથાલે ફુલ અથવા ખસખસનો પોસ ઉગેછે જેનું સધારણ કદ બટકના ઇડાં જેવડું હોયછે. પુરતી રીતે ખીલતાં એ રોપાને આસરે ૩ાા મહીના લાગેછે અને તે શીઅલાનીજ રૂતુમાં ઇઆને નવેમબરથી મારચ મહીનાં સુધીમ જ ઉગેછે. ફેબરવારી પછે કાપણીનું અથવા બરાબર બોલએતો અફીણ બનાવાનું કામ શરૂ થાયછે અને તેની દુ હકીકત હેઠલ આપીએ છઇએ.

પેહેલાંતો ફુલને લગતાં તથા બીજાં પાતરાં ખરી જવનો વખત આવે એટલે તેમને સંભાલથી એકઠાં કરવામ આવેછે. એક કાદવનાં હાંલાંને આતસ ઉપર અબરૂ વલીને તેને ચોકસ હદ સુધી ગરમ કરવા પછે તેના ઉપર થેડાંક તે પાતરાં પાંથરવામાં આવેછે અને તેમાંથી ગુંદનાં જેવો ચીક નીકલતો દેખાય કે તરત તેના ઉપર બીજાં પાતરાંઓનું પડ કરવામાં આવેછે, તે બીજાં પડ મધેથી ચીકનો રસ નીકલવા પછે તે ઉપર તરીજું પાતરાંનું પડ વાલેછે તથા કપડાંએ કરીને દાબેછે અને એ રીતે દરએક આસરે ૧૧ ફીટની પોહોલાઈનાં પાતરાનાં ચપટાં બનાવામાં આવેછે. એ પાતરાંને એ રીતે વલગાવીને કારખાનામાં રાખી મેલેછે તથા પછે અફીણની ગોટીઓ લપેટવાનાં અને એવાજ બીજા કાંમમાં તે વાપરી શકાયછે. પાતરાં ખરવા પછે પોસ આખા ખીલી રેહેછે અને ૨૦ મી ફેબરવારીથી ૧૫ મી મારચ સુધી તે પોસમાંનો રસ કાહાડવાનું કામ ચાલેછે.

ચાર પાનાનાં વેહેતાં હથીઆર જેને નસતર કેહેછે તે લઇને પાછલા પોહોરને વખતે મજુરો ખેતરમાં જાયછે અને ફુલની અંદર આડા તથા ઉભા કાપાઓ પાડેછે. એક વખતે એકજ કાપો પાડવામાં આવેછે અને એ રીતે પાંચ છ કાપા પાંચ છ દાહાડે દરએક ફુલ ઉપર પાડવામાં આવેછે. કાપો પાડવા પછે તેમાંથી દુધના જેવો ચીક બાહાર નીકલેછે, જેને દરએક ચીરો પાડવા પછે બીજે દાહાડે છાલકાં વાસણમાં ઓખવી કાહાડવામાં આવેછે અને તે વાસણ ભરાયા પછે તેને એક બીજાં કાદવના હાંલાંમાં ખાલી કરેછે. સઘળો રસ નીકલી રેહવા પછે અફીણનું જાહાડ નકામું નથી. તેના પોશ એકઠા કરવામાં આવેછે અને તેના બીઆંમાંથી તેલ નીકલેછે, જે બીજાં કાંમો ઉપરાંત બાળવાના કામમાં પણ આવેછે. બીઆંમાંથી તેલ કાહાડવા પછે જે કુચો બાકી વધેછે તેની રોટી બનાવી ઢોરોને ખાવા આપેછે, અથવા પોલટીસ અને એવાંજ બીજાં કામમાં તે આવેછે. વળી ખસખસના બીઆં કાહાડી લેવા પછે સુકાયલા પોસ કાવો કરીને પીવામાં તથા સેક પોતમાં કામ લાગેછે. જાહાડ સુકાઈ જવા પછે તેમને ભાંજીને ભુકો કરવામાં આવેછે અને અફીણની ગોટીઓ પેક કરવા મારે ભુકો કામ લાગેછે.

પોસમાંથી કાહાડેલો ચીક તાજો હોયછે તારે વાસણને તલીએ ઉકાલેલી કાફીની મીશાળે કાલા રંગનો એક ઠરો બંધાયછે, જેને તાંહાંના દેશીઓ "પસેવા"—કેહેછે. તે ચી

કને ઘેર લઇ જવા પછે તેને એક વાસણમાં એવી રીતે વાંકો વાલી મેલેછે કે તેમાંથી સઘલો "પસેવો" બાહાર જુદાં વાસણમાં નીકલી જાયછે, જે પછે બાકીના અફીણને ઢાંકીને ઉંચું રાખી મેળવામાં આવેછે. તારબાદ અફીણનાં તે જઠાને દરરોજ હવામાં સુકવવો અને ઉપર તલે કરવો પડેછે, જે કામ તરણ અઠવાડયાંથી એક મહીનો સુધી ચાલેછે. તારબાદ તે અફીણને સરકારી કારખાને લઇ જવામાં આવેછે અને ગુમાસતાનાં દેખતાં કલઇનાં વાસણ મધે તેને તોલવા તથા તેનો કસ કાહાડવામાં આવેછે. એ કામ ઘણાક હાથે ફરી ફરીથી થાયછે અને જેઓ "પરખીયા" ને નામે ઓલખાયછે તેઓ વાસથી, હાથથી તથા આંખથી એવી બારીક તપાસ કરેછે કે સઘલી આલુદગી પકડાઇ આવેછે તથા તેણે તપાસેલો કસ બીજાઓની તપાસથી કદાચજ જુદો નીકલેછે. દરરોજ આસરે ૨૦૦૦ એવા નમુના તપાસવામાં આવેછે.

તપાસવા પછે સઘલાં અફીણને લાકડાનાં પેટારાઓમાં ભરેછે, જે દરએક પેટારો ૧૪ મણ અફીણ સમાય એટલો મોટો હોયછે. તેમાં તેને ભરીને ઘણા દીવસ સુધી રાખી મેલેછે તથા હીલવયા કરેછે, જે અરસામાં તેનાં ઉપર એક કાળા રંગની છારી બંધાયછે. તાંહાંથી પછે દરરોજ ૨૫૦ મણ અફીણ ગોટી બનાવાનાં કારખાનાં મધે મોકલવામાં આવેછે. તાંહાં બરાબર કસોટીથી તપાસવા પછે મોટા લાકડાનાં પેટારામાં સઘલાં અફીણને રેડીને હાથે હાથે એકરસ કરવામાં આવેછે. એ પછે ગોટી બનાવાનાં ઓરડામાં ૨૦ ફીટ લાંબી, ૩ા ફીટ પોહોલી તથા ૧ા ફીટ ઉંડી લાકડાની ટાંકીની અંદર સઘલું અફીણ હોમાવી દીએછે અને માણસો તેની અંદર ઉતરીને પોતાને પગે પગે તથા હાથની મદદથી સઘલું વધારે એકરસ કરેછે.

આ ટાંકીઓ વાળા ઓરડામાં બે છેડે ગોટી બનાવનારાઓ હારેકટાર કામ કરવા બેસેછે. દરએક છેડે એવા ૧૧૦ મજુરો હોયછે, દરએક જણ એકક સટાંડપર બેસેછે તથા દરએકના હાથમાં ગોટીના કદ જેટલા કાંસાંના વાટકા અથવા કાંસીઆ તથા તેમાં અફીણ નામવાની કરછી હોયછે. ઓરડાની વચમાં દરએક ગોટીના વજણનું અફીણ તોલવાના નાહાના નાહાના કાંટાઓ હોયછે. દરએક મજુર પેહેલાં પોતાના કાંસીયામાં પાતરાંનું પડ કરેછે તથા તેમાં અફીણ સારીપઠે ભરવા પછે પાતરાંના છેડા તેના ઉપર વાળી દેયછે. એ રીતે એક નાહાના તોપના ગોળા જેવી ગોટી બનવા પછે તેને ખસખસના જાહાડના ભુકામાં ગગડાવામાં આવેછે અને તારબાદ તે ગોટીને માટીના એક વાટકામાં મેળીને સુરજના તાપમાં તરણ દાહાડા સુધી સુકાવા દેયછે. અકટોબર મહીના સુધીમાં ગોટીઓ સુકાઇને તદન કઠણ થઇ જાયછે, જે પછે લાકડાંની પેટીઓમાં બે ભાગ તથા દરએક ભાગમાં ૨૦ ખાંના કરી તે દરએક ખાંના મધે એકેકી ગોટી ભરેછે.

એ રીતે અફીણ વેપારને માટે તઇઆર થાયછે. એક સાધારણ મજુર રોજની ૭૦ ગોટી બનાવેછે, પણ કેટલાક જડફી મજુરો સહવારના ૯ વાગાથી પાછલા પોહોરના ૩ સુધીમાં ૯૦ થી ૧૦૦ ગોટીઓ બનાવી શકેછે. મોસમ ઉપરં દરરોજ ૬૫૦૦ થી ૭૦૦૦ ગોટીઓ બનાવામાં આવેછે અને આખી મોસમની ગોટીની શખયા ૫૦૦૦૦૦ ની થવા જાયછે. ચીન મોકલવાના અફીણની ગોટી બનાવામાં આવેછે, પણ દેશની અંદરના ખપને માટે તડકાંમાં સુકવીને નાહાની નાહાની લાદી બનાવામાં આવેછે. આ વાત અજાએબ જેવીછે કે અફીણના કારખાંનામાં હજારો માંણસો કામ કરેછે પણ તેઓ ઉપર અફીણની કસી અસર માલમ પડતી નથી. કારખાંનું જોવા આવનાર નવુંસવું માણસ માથું દુખવાની ફરીઆદ કરેછે, પણ પરખીઆઓ સહવારના ૬ કલાકથી અફીણ સુંઘીને પારખવા માંડેછે તથા અફીણની ટાંકીઓની અંદર માણસો ઉતરીને કામ કરેછે, તથા અફીણના ભુસાં અને વેહેરની ઉપર બચાંઓ રમેછે, પણ તેઓને કાંઇ કેફ ચહડતી હોય એમ લાગતું નથી. અફીણ પરાંણી માતરને જેહેર લગાડેછે, પણ સંભાળથી વાપરવાથી તે ઘણાક દરદો ઉપર એક અકસીર ઇલાજ થઇ પડેછે અને દવા દારૂમાં અફીણના જેવી ઉપયોગી વસતુ બીજી થોડીજ ગણાય છે.

## "ઉભું વરસ."

"વાએ વાએ પીરોજશા, વળી તમે દાધાબરયા થયા ? ઉભું વરસ જેમ તેમ ખેંચી કાહાડવાનુંછે, પછે તમોને કોઇ પુછવાનુંછે ? તમારે ગમેતો ખરચ કરજો, ગમેતો ના કરતા, પણ પેહેલે વરસતો તમારીથી બોલાય નહી. અરે જોવોરે એતો જેનું રચે તેનું પચે. કાંહાં કોઇની કાંએની અખઇ રહયા દસ બાર દીકરા દીકરી પરણાવાંછે, કે રૂપીઆ સાચવવાની ને રોજી કમાઇની લાંબી લાંબી વાતો કરોછ ? તમારી રોજીને ખોદા જી આપે ને તમારી કમાઇની બરકત થાય. એકજપુરો દીકરો પરણાવવો તેમાં મદઇને એમ ધસકો કેવો હોય ! જોવો વારૂં, તમારે પગે પડી બે હાથ જોડીને કેહુંછ. ભલાઇ લેવાનો આએજ વખતછે જો. ખાવા પીવાનો ઘણો ખરચ તમોને કોણ કેહેછે ! જેટલાં જણને તાંહાં તમે ખાઇ જમી આયાછ, તેટલાં જણનેબી જમાડશો કે નહી ? તમારે જોઇએતો ગામની નાત ના કરતા. તમારે જોઇએતો મુદલજ ખાવા પીવાનું ના કરતા, પણ ઉભાં વરસનો તીરથે તીરથ તમારી ગુંજાસ માફક ખરચ આપજો, એટલે બસ. હું વધારે નથી માગવાની. કાંહાં ઘણાં વરસની જંજાલછે. એકજ વરસ જેમ તેમ ખેંચી કાહાડવાનું છે. બસ એક હજાર રૂપીયા કાહાડી રાખો, વધારે હું માંગતી નથી."

આ પરમાંણેની બોહોસ કરીને, કાલાવાલા કરીને, હાથે પગે લાગીને, આંખ પાંણી ભરીને, રડી ટવલીને અને, અગત પડેતો થોડા કલાક રૂસાઇને, અંતે જીવણાઇએ પોતાના ધણી પીરોજશાહ પાસે પોતાના દીકરા લવજીનાં લગનનો ખરચ હા ભણાવયો. બસ એકજ વરસની બીસાદ હતી અને પાંચસો, હજારને ખાતર પીરોજશાહએબી ઘરમાં કંકાસ ચાહાયો નહી. પીરોજશાહના જાની દોસત સાવ

ખશાહની ૮ વરસની બાલક છોકરીને વહુ કરવાની વાત હતી. પીરોજશાહ અને સાવખશાહ બંનેની દોસતી અતલગની અને ઘણાં વરસની જુની હતી. પોતાનાં બચાંનું અપસ અપસમાં જોડું બાંધવાનો તેઓએ તે બચાંનાં જનમથી વીચાર કરી રાખેલો હતો, માટે હવે જારે તે બેહુની બાયડીઓ બોહોસ કરવા લાગી તારે એ બેહુ દોસતો વેહેવાઈ થવાને રાજી થયા અને જરાં ધુમસર હાથ કાહાડીને ખરચ કરવાનો તેઓએ ઠરાવ કરયો. પીરોજશાહ તથા સાવખશાહ જાજા જીવવાલ નહી હતા, તોપણ સકમાઈની મેહેનતે બંનેએ પાંચ પાંચ હજાર એકઠા કીધા હતા. તે સઘલા ખરચી નાખવાની તેઓની મરજી નહી હતી, તોપણ બખીલમાં ખપવાબી તેઓ ખુસી નહી હતી. વાસતે અંધી અમ રીતે ખરચ કરવો એવું તેઓ ધારતા હતા અને ઉલું વરસ બેંચી કાહાડવાનું તેઓને કસું મુશકેલ દીસતું નહી હતું.

પણ જેમ જેમ વખત ચાલતો ગયો, જેમ ઉલું વરસ ગુજરતું ગયું, જેમ તીરથ ઉપર તીરથ આવતી ગઈ, તેમ તેમ આપણાં બઈરાંની રીત પરમાંણે લગન કરવાં એટલે શું તે તેઓને માલમ પડતું ગયું. ખરચ કરવાની તીરથ તેઓએ ધારવા કરતાં વધારે નીકલી આવી. વળી ખરચની રકમો જેટલી માંગવામાં આવી તેટલી તેઓને પેહેલે ખબર નહી હતી. કેટલાં બધાં જણનાં કપડાં કરવાનાં ને પેહેરામણીઓ આપવાની તે તેઓએ કેથું જાંણેલુંજ નહી. પણ વળી તીરથોના ખરચને લગનના આંકડાએ વીસરાવયો. બેહુ બાજુનાં બઈરાંઓએ બોહોસ કરીને જાંહાં પાંચ દાહાડાનો માદવસેરો કરવાનો હતો તાંહાં બાર દાહાડાનો કરાવયો, તે બારે દાહાડા જાંહાં અમસાં પોતીકાં અતલગીઓનેજ બોલાવાનાં હતાં તાંહાં જમવા આવનારાઓનું પુછડું ઘણું વધી ગયું. ૫૦૦ માંણસનું જાંહાં ખાવાનું કરવાનું હતું તાંહાં એકેક બબે વધારતાં વધારતાં બીજા સેંકડો વધી ગયાં. એકજ દાહાડો આગમચથી જાંહાં જમન કરવાનું હતું, તાંહાં ચાર પાંચ દીવસ સુધી મોટાં ખાંનાં થયાં. આમાં બઈરાંનીજ સઘલી કસુર નહી હતી. પીરોજશાહ તથા સાવખશાહ વેહેવાઈઓનોબી વાંક હતો, તેમને પણ આ ખરચ લંબાવાની ખુશી થતી હતી. તેમને ટેકો આપનારા, તેમને ચહડાવી આપનારા ઘણાં જણ નીકલયા અને જેમ જેમ તેઓ પીરોજશાહ તથા શાવખશાહની સલામતીનાં ગલાસો અડડાવતા હતા તેમ તેમ તેઓ ફુલી જઈને એકેકની દેખાદેખીથી ખરચને વધારયા જતા હતા.

અંતે "આંજે વીવાંહ ને કાલે જવાંનો તેવા" થયા. "ઉલું વરસ" પસાર થયું. ઘણોખરો ખરચ પુરો થયો અને શેવટે બેહુ જણાંઓએ જોયું કે તેમની સકમાઈનો સઘલો પઈસો ઘસડાઈ જવા ઉપરાંત તેઓને આંસું થોડુંક કરજ થયું હતું. સઘલા ખરચનો વીગતથી તેઓએ હીસાબ રાખયો હતો, તે હીસાબના આંકડા અમોને મળી આવયાં છે, તે હેઠલ ઉતારી લઈએ છઈએ.

## અદરાવયા તારથી પરણાવયા તાર સુધીનો હીસાબ

### સાકર દપકાનાં કપડાં.

| છોકરાને તાંહાં. | | છોકરીને તાંહાં. | |
|---|---|---|---|
| રૂપીઆ. | | રૂપીઆ. | |
| ૫૭ | વહુને સારૂં પગના તોરા રૂપાંના. | ૨૦ | સાકર દપકાના કપડાંલાવનારીઓને મીઠાઈ સાથનું ખાંનું. |
| ૭૫ | સાડી સાથના કપડાં. | ૨૦ | પેહેરામણી. |
| | | ૨૫ | જમાઈને માટે વીંટી સોનાની. |
| | | ૧૫ | છેડે બાંધવાંનો. |

### દીવાનાં કપડાં.

| | | | |
|---|---|---|---|
| ૫૦ | દીવો કરવાના કપડાં, વહુને માટે, સાડી સાથે. | ૬૦ | દીવો કરવાને દાહાડે સાસુને માટે કપડાં. |

### ઘેર તેડયાનાં કપડાં.

| | | | |
|---|---|---|---|
| ૧૦૦ | ઘેર તેડયાના કપડાં, વહુને માટે, સાડી સાથે. | ૭૫ | ઘેર તેડવાને દાહાડે જમાઈને માટે વીંટી વાગો. |

### વરસ ઉગયાનાં કપડાં.

| | | | |
|---|---|---|---|
| ૫૦ | અદરાવેયો પછે વરને પેહેલું વરસ ઊગવાના વહુને કપડાં. | ૪૦ | જમાઈને માટે વરસ ઉગયાનો વીંટી વાગો. |

### સધરાંનાનું લોણું.

| | | | |
|---|---|---|---|
| ૧૦ | સધરાંણું લાવનાર મજુર જણ ૫) તથા ગાડાંઓ નાખીને લાવયા તે ગાડાંવાળાને આપયા. | ૪૦ | સેવ, દહી, ખાંડ, કેળાં, માછલી તથા ચોખા ફેરા ૧) નું લોણું. |

### પરચુરણ ખરચ.

| | | | |
|---|---|---|---|
| ૪ | કેરી લાવનારા મજુર જણ ૪) ને આપયા. | ૩૦ | પાકી કેરીનો દીવસ ઊપર સેવ, ઘી, ખાંડ તથા કેરી મોકલી તોપલા ૨) ભરીને. |
| | દહી માછલી આવી તે થાલીમાં ખાંડ તથા સાકર ભરી મોકલી. | ૮ | દહી માછલી મોકલાવી, પેહેલીવાર માંગનની થાલી ૨) |
| ૨ | પેહેલીવાર. | ૬ | દહી માછલી બીજીવાર છમનાંની થાલી ૪) |
| ૫ | બીજીવાર. | ૫ | દહી માછલી તરીજીવાર પોઈની થાલી ૩). |
| ૩ | તરીજીવાર. | ૨૦ | જલેબી ફુરમાસું છોકરીને તાંહાં મોકલી. |
| ૪ | જલેબી વાલી થાલીમાં સાકર અને ખાંડ. | ૧૫ | આવાંનાં પરબ ઊપર માનની પોરી મોકલી. |
| | | ૧૫ | ખોરદેહનો પરબ ઊપર મલીદો મોકલયો ૮ પાયલી ધઉનો. |
| | | ૫૦ | મુકતાદ ઊપર આઊંદ, કેરવાઈ, સમુંસા તથા રોસ્ટ કીધેલી મરઘી અને ગોસતનાં લોણાં મોકલયાં. |

### તીરથોનો ખરચ.

| | | | |
|---|---|---|---|
| ૭૫ | વહુને માટે પેહેલી ચાંદરાતનાં કપડાં. | ૧૫ | જમાઈને માટે ચાંદરાતનાં વીંટી તથા રૂપીઆ. |

રૂપીઆ.
૫૦ આવાંના પરભનાં કપડાં.
૬૦ આતસના પરભનાં કપડાં.
૫૦ બલેવની લાકડી તથા કપડાં.
૧૦૦ પતેતીનાં કપડાં.
૧૨૫ દીવાલીનાં કપડાં, રમકડાં તથા મીઠાંઈ સાથે.
૫૦ હોલીનાં કપડાં, હારડા તથા મીઠાંઈ સાથે.
૪૦ મેહેરના આરસનાં કપડાં.

રૂપીઆ.
૭ આવાંના પરભપર વીટી વગર
૫ આતસનાં પરભપર રૂપીઆ.
૧૦ બલેવપર વીટી તથા રૂપીઆ.
૫૦ નોરોજનો વાગો.
૧૦ દીવાલીની વીટી તથા રૂપીઆ.
૫ હોલીનાં રૂપીઆ.
૭ આરસના તેરોંબાનાં રમકડાં તથા રૂપીઆ.

## આદરણીનો ખરચ.

૨૦૦ બઈરાંનું જમન બપોરનું નાહાનાં મોટાં મળીને ૧૫૦ માંણસનું.
૧૦૦ વહુને કપડાંની સેસ વગેરે.
૫૦૦ બાંગડી સોનાંની ૪)
૨૦૦ સાંકલાં સોનાંનાં ૨)
૧૦૦ લાકીટ સોનાંની ૧)
૩૫૦ આરીંગ વલંદી ૧)
૧૫૦ વેહેવાંણને કપડાંની સેસ.

૧૫૦ પોતીકે તાંહાંનાં બઈરાંનું જમન બપોરનું નાહાનાં મોટાં મળી ૧૦૦ માંણસનું.
૩૦૦ પોતીકાંનું તથા વેહેવાઈને તાંહાંથી આદરંસી લાવનારાંઓનું જમન મીઠાઈ સાથનું, નાહાનાં મોટાં જણ ૨૫૦ નું.
૧૦૦ કનેઆની સાસુનાં કપડાં.
૭૫ મમઈ સાસુનાં કપડાં.
૭૫ બપઈ સાસુનાં કપડાં.
૫૦ કાકી સાસુનાં કપડાં.
૫૦ માસી સાસુનાં કપડાં.
૪૦ મામી સાસુનાં કપડાં.
૪૦ ફુવને સાસુનાં કપડાં.
૪૦૦ જમાઈનો વાગો, શેઆલ, વીટી, ઘડીઆલ તથા સાંકલી સાથે.
૧૦ કનેઆની માએ વેહેવાંણને તાંહાંથી સેસ પેહેરી આવયાં તે બીજે દાહાડે પાછી મોકલતી વેળા તેમાં ૧ ધારયા.

## આદરણીથી લગન શુધીનો ખરચ.

૧ "હલદ મુહુરત" ની કીરીયાને માટે હલદ તથા નવાં સુપરાં ૪)
૨ માદવસરો રોપવા માટે આંબાની દાંખલી તથા સમરીની લાકડી તથા રૂપાંની કરચ તથા ૭નાં મોતી.
૫ "ખીચડીની રીત" ને માટે ઘી, ગોલ, "એલાતેલા" ને માટે પીથી તથા ખીલા વગરનો પાટલો, "ગલસુતર" ને માટે રેસ્માલ, "પાટલા પોલી" ને માટે બતાસા તથા પોલીની ચોર, તથા "ખીચડી પાપટ" જમાડવા માટે કોમ્બીજી, છોણું, પાપટ ઈતી આદી પરસુરણ ખરચ.
૨ વરધ બંધાને માટે કાદવની હાંલલાં ૭).

૧ "હલદ મુહુરત" નો ખરચ.
૩ "માદવસરા" નો ખરચ.
૦॥ "ખીચડીની રીત" નો ખરચ
૦। "એલાટેલા" નો ખરચ.
૨ "ગળસુતર" નો ખરચ.
૧॥ "પાટલાપોળી" નો ખરચ.
૦॥ "ખીચડી પાપટ" નો ખરચ.
૬૦ "વરધવડાં" નો ખરચ.
૧૦ વડાંને વેહેંચવાનો ખરચ તેમાં ફુર વેહેંચવા માટે ગાડાં ભાડે રાખયાં તે સુધાં.
૩૦૦ ૧૨ દીવસ ઘર બધે જમાડવાનો ખરચ.
૧૦૦૦ જમન છ દીવસ કીધું તેનો ખરચ, દરરોજ ૧૦૦ માંણસ જમાડવાનો.

"રસો" ને માટે.

૫૦ ૪ તપીલાં મોટાં ૨રા ૪ નાં

રૂપીઆ.
૨૫ સારીયા, પાપટ તથા વડાં.
૨૫ ધાધરની ઊપર ધરવાની નવી સાડી.
૪૦૦ બાર દીવસનાં માદવસરામાં દરરોજ નાહાનાં મોટાં મળી જણ ૫૦ ને ધરમા જમાડવાનો ખરચ.
૧૫૦૦ ચાર દાહાડા જમનનાં દર રોજ ૨૦૦ માંણસને જમાડવાનાં. "આઈસ" વેલાતી દારૂ તથા પુડીંગ અને પેસટરી સાથે.

રૂપીઆ.
૧૨ એમાંના એ ટપીલામાં ઘંઉ, બધે ૪રા.
૬ એક તપીલાંમાં ચોખા ૪રો ૧
૭ એક તપીલાંમાં દાલ ૪રો ૧
૪ બધાંનું ૧ તરાંબાનું,
૫ તેમાં પાપડ, કોળાં તથા સુકા ખુમલા.
૨ વાટું ૧ તરાંબાનું મોટું,
૫ તેમાં ઘી તથા ગોળ.
૦॥ કાંસીઓ ૧ તરાંબાનો.
૧ ઓહીઊ ૧ તરાંબાનું.

## લગનનાં દાહાડાનો ખરચ.

૨૦ નવજોતની કીરીયાનો ખરચ આસોદાદ સુધાં.
વહુને બાકી રહેલી જણસ.
૨૦૦ નથ મોતીની.
૨૦૦ ઘુંઘલી સોનાની.
૧૦૦ સાંકલી સોનાંની.
૧૦૦ વીટો લીલાં પાંણાની.
૧૫૦ "ગોર રૂપીઆ" ના કપડાં (વહુને માટે) તીલીની કાંચલી તથા કસબી કોરની ઇજાર સાથે.
૪૦૦ "વરણી" નાં કપડાં, વહુને માટે તીલીની સારી તથા કસબી "પોલકા" સુધાં.
૧૦૦ "ફુલેસરી" નાં કપડાં પાછલી રાતનાં વહુને પેહેરાવા.
૧૦૦૦ બબરચીનો આંકડો તેમાં ફુલ, તોરા, પાંનનાં બીડાં અને નાલીએર સુધાં.
૪૦ આસીરવાદ સારનાર તથા બીજા માંણસોને આસોદાદ

રૂ૬૭૭૩) કુલે ખરચ છોકરા તરફનો.

૧૫ નવજોતનો ખરચ.
૪૦૦ "સોપારા" ની સેસમાં જમાઈનો વાગો, હીરાની વીટી તથા કસબી શેઆલ સુધાં.
૧૫ "સોપારા" ને માટે કોપર ખરાસની તરાભરીઓ.
૧૦ રૂપાંની પીગાંણી તથા કાંસકી
૦)= "આડા અંતર" ને માટે સુતર.
૦॥ "ઘીઓપીઓ" ને માટે ઘી, ગોલનો કાંસીઓ.
૦। "દહીકુમરૂ" તથા "એકી બેકી" નો ખરચ.
૧૦ સસરાને પાઘડી તથા પેરાંમની.
૫૦ દેર અને જેઠ જણ ૬) તેમને પાઘડી તથા પેહેરામણી.
૩૦ કાકા સસરા જણ ૪) તેમને પાઘડી તથા પેહેરામણી.
૧૫ ફુવા સસરા જણ ૨) તેમને પાઘડી તથા પેહેરામણી.
૧૨ માસા સસરા જણ ૨) તેમને પાઘડી તથા પેહેરામણી.
૫ મામા સસરાને પાઘડી તથા પેહેરામણી.

"પદ" નો ખરચ—

૭૦ તરાંબાના વાસણ મણ ૪)
૫૦ ટેબલ તથા ખુરસી.
૫૦ હાંડી તથા આરસી.
૨૦૦ ઢોલીયો.
૪૦ સાટીનના ટકીયા વગેરે.
૮૦૦ બબરચીનો આંકડો.

રૂ૫૦૮૭) કુલે ખરચ છોકરી તરફનો.

---

## નેપોલીઅન ૩ જો.

ફરાનસના ફતેહમંદ મોટા નેપોલીઅન બોનાપારટનાં જનમારાનો હેવાલ પુરો કીધા પછે હવે તેના ભતરીજો લુઈ

નેપોલીઅન જે ફરાનસના તખત ઉપરથી હમણાજ પદભ્રષ્ટ થયોછે અને જે જરમના સાથની હાલની લડાઈમાં દુશમનને તાબે થઇ કેદ જઇ પડયોછે, તેનું એક ચીતર પાસેના સફા ઉપર આપયુંછે તથા તેના ટુક હેવાલની હીઆં જગા કરીએ છઈએ. માતર એક વરસ ઉપર આ પાદશાહ યુરોપમાં સઉથી મોટો, સઉથી બળવાન અને સરવેને દબરાવનારો હતો. પણ બે મહીનાના અરસામાં તે પોતાના બુલંદ દરજા ઉપરથી એકદમ ગગડી ગયોછે અને નાતવાન, બીહીકના તથા નબલા લેખે ઉંઘાડો પડયોછે. બોનાપારટના ખાનદાનની હકુમત તેણે સજીવન કીધી, પણ તેણેજ તેનો અંત આણયોછે અને સાનશાહની ગાદી ઉપરથી બંદીખાંને વખત ગુજારતો બેઠોછે. આ જેવી કાંહાંનીથી તેની પાદશાહીનું શેવટ આવયુંછે, તેવીંજ કાંહાંનીથી તેનો આખો જનમારો ગુજરયોછે, જેનો હેવાલ રસીલો અને જાણવા જોગ છે.

લુઇ નેપોલીઅન બોનાપારટ તારીખ ૨૦ મી એપરેલ ૧૮૦૮ ને દીને જનમયો હતો. જે વખતે મોટો નેપોલીઅન બોનાપારટ આખાં યુરોપને જીતી ચુકયો હતો, તથા પોતાની પુર જાહોજલાલીમાં હતો, તોપણ જે વખતે પોતાના કોઈ વારસની ગેરહાજરીમાં તે અંદેશો કરતો હતો, તેવા વખતમાં પોતાના ભાઈ હાલંડ દેશના રાજા લુઇ અને તેની રાંણી હોરટાંસને પેટે આ બાલક જનમવાથી મોટા બોનાપારટને ભારે ખુશાલી થઇ હતી તથા નાહાના લુઇનો જનમ છેક પારીસથી રોમ સુધી તોપોના આવાજ સાથે જાહેર કરવામાં આવયો હતો. એ બાલકનો એક વડો ભાઈ હતો, પણ બોનાપારટને તે ગમતો નહી હતો, માટે લુઇને તે પોતાનો વારસ સમજતો હતો અને જારે તે માતર ૭ વરસનો હતો તારે નેપોલીઅન સાથ વાટરલુની તેની છેલી લડાઈમાં આ શાહાજાદાએ સાથે જવા માગયું તારથીજ એ છોકરો કોઈ દાહાડે નામ રાખશે એવો બોનાપારટને ભરુસો હતો. વાટરલુની લડાઈમાં બોનાપારટનો વારસ પોતાની મા સાથ નાહાસીને સુવીટ્ઝરલાંડ ગયો, જાંહાં પોતાની બમગીનો વખત તેણે કેળવણીમાં, લશકરી કવાએદમાં અને આલપસના પરવત ઉપર મોટી અને દીકટ મંજલો કરવામાં ગુજારયો.

૧૮૩૦ માં ફરાનસ ખાતે ફરી બલવો થયો અને પાદશાહ લુઇ ફીલીપ તેની ગાદીએ આવયો એટલે નેપોલીઅને પોતાની મા સાથ મળીને ફરાનસ મધે ફરી દાખલ થવાને અરજી કીધી. પણ તેથીતો ઓર પાદશાહે તેને દેશનીકાલ કરવાનું હુકમનામું કાહાડયું, એટલુંજ નહી પણ તેને સુવીટ્ઝરલાંડમાંથી હાંકી કહડાવાને કોશેશો ચલાવી. એ ઉપરથી રાંણી હોરટાંસ પોતાના દીકરાઓને લઇ ઇટલી ખાતે ગઇ. ઇટલીમાં તે વખતે આસટરીયાનો જુલમ ચાલતો હતો, માટે નેપોલીઅને એકદમ રઈઅતની તરફ થઈ જઈને એ રાજ સાંમે બલવો કરવાને જાહેર રીતે તેઓને ઉસકેરયાં. ઇટાલીઅનો નેપોલીઅન સાથ મળી ગયા અને રોમ તથા બીજાં ઘણા પરાંતોમાં મોટો બલવો ચાલયો. નેપોલીઅને પરથમ ફલારનસ અને બોલોગના ખાતે બલવો ઉઠાવી, બલવાખોરોની સરદારી પોતે લીધી. તેઓએ પરજાસતાક રાજ સથાપયું અને નેપોલીઅન નવી કાઉનસીલમાં દાખલ થયો. થોડા વખતમાં આસટરીયાનું મોટું લશકર તેમની સાંમે લડવા આવયું, એટલે બલવાખોરો સઘળા દબાઇ ગયા અને લુઇ નેપોલીઅનને પોતાના વડા ભાઇ તથા માતાની સાથે એક ગામડાંમાં છુપાઈ રેહેવું પડયું.

એ અરસામાં નેપોલીઅનનો ભાઈ ચારલસ મરણ પાંમયો અને નેપોલીઅનને પકડવા માટે આસટરીઅન સરકારે મોટું ઇનામ કાહાડયું. એ ઉપરથી રાંણી હોરટાંસ તેને લઇને આનકોના ખાતે નાહાઠી, કે જાંહાં નેપોલીઅનને ગોવરૂ આવયું અને તેથી વધારે આગળ નાહાસતાં તે અટકી પડી. આ વખતે જે ધરમશાળામાં રાંણી હોરટાંસ પોતાના આજારી દીકરા સાથ રહેલી હતી, તેની પાસેનાજ ઓરડામાં એક રાતે આસટરીઅન સરદારો તેઓની શોધમાં નીકલેલા આવીને ઉતરયા હતા, પણ એ વખતે રાંણીએ એટલી ચોકસ સંભાલ રાખી કે તે સરદારોને ખબર પડી નહી. તાંહાંથી નેપોલીઅન પોતાની મા સાથ ઈંગલંડ ગયો, જાંહાં તે પાછો કમલાથી હેરાંન થયો. ઈંગલંડમાં તેઓએ ફરાનસનું તખત લેવાને ઘણો સંપ મલાવયો, પણ કાંઈ નહી વળવાથી થોડાક મહીનામાં તેઓ પાછાં સુવીટ્ઝરલાંડ ગયાં અને તાંહાં તેઓએ પોતાની કોશેશને જારી રાખી. અંતે સને ૧૮૩૬ માં લુઇ નેપોલીઅન ફરાનસની પુરવ સરહદ ઉપર સટરાસબરગના શેહેરમાં આવયો અને પેહેલા નેપોલીઅનના જે કેટલાક વીસવાસુ અમલદારો તાંહાં લશકરમાં નોકરીએ હતા, તેઓને પોતાની તરફેણ ખેંચી લીધા. તેઓ સાથ સંપ કરીને તે પોતાની તરફ લશકરને ઉસકેરવા ગયો, પણ તેવામાં એક ફરેંચ સરદાર તેની સાંમે થવાથી લુઇ નેપોલીઅન દબી ગયો અને તેને કેદ કરી પારીસ ખાતે મોકલવામાં આવયો.

રાજ લેવાની લુઇ નેપોલીઅનની આ કોશેશ બચાંના ચેડાં સરખી હતી, માટે પારીસ ખાતે એ મસતીખોર અને ઘેલા છોકરાને હસી કાહાડવામાં આવયો અને તેને સજામાં સજા એટલી કીધી કે તે પાછો યુરોપ નહી આવે એવી કબુલાત લઇ તેને અમેરીકા ખાતે મોકલાવીને છુટો મેળી દીધો. થોડા મહીનામાં તેની આતુર માની મરતતોલ માદગીના સમાચાર આવવાથી લુઇ પાછો સુવીટ્ઝરલાંડ આવયો. હીઆં તેની મા મરણ પાંમવા બાદ ફરેંચ સરકારને આ મેહેનત આપનારા જવાનને પાછો ફરવાની ખબર પડતાંજ તેને સુવીટ્ઝરલાંડમાંથી કાહાડી મેળવાને તેઓએ તાંહાંની સરકાર ઉપર દાવો મોકલયો, એટલુંજ નહી પણ જો તેમ નહી થાયતો તે દેશ સાથ લડાઈ ચલાવાને સરહદ ઉપર લશકર પણ મોકલયું. એ ઉપરથી લુઇ પોતેજ સુવીટ્ઝરલાંડમાંથી નીકલેલો પાછો ઈંગલંડ જઈ વીસ મહીના સુધી તાંહાં રહયો. તાંહાં તેણે એક હાથ ઉપર ફરાનસનું રાજ મેળવવાની કોશેશ જારી રાખી અને બીજા હાથ ઉપર નઠારી સંગતમાં પડવાથી ઘણો કરજદાર થયો એવું તેને માટે કેહેવાયછે.

અંતે કેટલુંક નાણું મેળવવા પછે તથા દોસતોને સંગરવા પછે લુઇ નેપોલીઅને એકવાર ફરી ફરાનસ ઉપર હોમલો કરવાનો ઠરાવ કીધો, માટે એક આગબોટ ભાડે રાખી, પોતાના દોસતોને લઇ, થોડાંક છાપેલાં જાહેર નામાંઓતે સાથે રાખી તથા ફરાનસની ઈધાંણી તરીકે એક ગરુડ પખશી લઇને તે ફરાનસ સાંમે લડવા નીકલયો. [illegible] સુકીલરમાં

ણસોએ ખોલાંગમાં કીનારે ઉતરવા બાદ નેપોલીઅને બલવા
નો પોકાર ઉઠાવયો, પણ ફરેંચ લશકર તેની સાંમે થયું, તે
ને ફરી કેદ પકડયો અને હવે પારીસ ખાતે તેની તપાસ ક
રી તેને હાંમ નામના કીલલા મધે કેદ કરવામાં આવયો. એ
અરસામાં આ શાહજાદાનો બાપ ફલારનસ ખાતે મરણ પાં
મયો, તથા પાંચ વરસ આ કેદખાંનામાં ગુજારી એક દાહાડે
મજુરના લેબાશમાં લુઈ નેપોલીઅન પાછો આ કેદખાંના
માંથી નાહાસી ગયો. તે નાહાહો તેવો તરીજીવાર ઈંગલંડ
ગયો. આ વખતે ફરાનસનો પછવાડેથી થયલો સાનશાહ
ઘણી માઠી હાલતમાં હતો. કેહેછે કે તે લંડનનાં મોહોલા
ઓમાં પગે રખડતો હતો અને પોલીસની ફોજમાં કાનસટે
બલ તરીકે રહયો હતો. (સાંધનછે.)

## ભેજું.



ભેજું, આપણા બદનનો સરદાર, અકલ અને વીચા
ર શકતીની બેઠક, આપણી મરજીનો ધણી અને સઘલી હી
લચાલોને ફરમાવનાર ભેજું, તે સાહેબની બેહદ કરામત અ
ને શકતીનો જેવોતેવો નમુનો નથી. ભેજું માંથાંની તુ
મરીની અંદર ગોઠવેલું છે. તેના ચાર ભાગ કરેલાછે, જે
માના બે મુખીઅ છે. પેહેલો "સીરેબરમ" ઇઆને આ
ગલું ભેજું નામનો ભાગ કપાલથી તુમરીના મથાલાં સુધી
પોહોંચેછે અને માંથાંનો સઘલો ઉપલો ભાગ તેનાથી રોકા
ઈ રહયોછે. બીજો ભાગ "સેરેબેલમ" નામનો છે, તે "પા
છલું ભેજું" છે, જે તુમરીને તલીએ તથા તુમરીના પાછ
લાં હાડકાંનાં ખાડામાં મુકેલું છે. ભેજાંનો તરીજો ભાગ
"મેડયુલા ઓબલોંગેટા" નામનો છે, તે બરડાના કાંઠા તથા
ગુડની શરૂઆતનો છેડો છે જે ભેજાંની વચોવચમાંથી હેઠલ
ખોચી તરફ ઉતરેછે. ઉપલાં ચીતરમાં a, a આગલું અ
થવા મોટું ભેજું છે, b, b પાછલું અથવા નાહનું ભેજું છે
અને c થી e સુધીનાં ભાગો તે વચોવચમાંનો તલીએનો
ભાગ છે.

"સીરેબરમ" અથવા મોટું અને ઉપલું ભેજું તરણ
ગોળાઓમાં વેંહેંચાયલું છે, પણ તેના મુખીઅ ભાગ બે છે
જે અરધગોળાને નામે ઓલખાયછે. એ ભેજું ઉપરથી
ગોલ તથા ખડબચડું છે અને તેના ઉપર કરચલી વલી ગય
લીછે. તેની ઉંડાણમાં તરણ પોલાંણ જગાછે, જેની હેઠેથી
નવ ટટ્ટુઓ નીકલેછે. એ ભેજું બે વસતુનું બનેલું છે, તે
ની આસપાસની વસતુ રતાસવાલા ભુરા રંગની તથા વચ
લી વસતુ સેજ બલુ રંગવાળા સફેદ રંગની છે તથા વધારે
નરમ છે. "સેરેબેલમ" અથવા નીચલાં અને નાહાનાં ભે
જાંનાં બે ગોળા છે, તથા તે જે વસતુનું બનેલું છે તે વસતુ
પેહેલાં ભેજાં કરતાં જરા વધારે ધારી છે. ભેજાંનાં ઉપલા ત
રણે ભાગોને જોડનારો એક બીજો ભેજાંનીજ વસતુનો બ
નેલો આડો ભાગ છે. એ સાંધો ઉપલાં ચીતરમાં d વાલોછે.

"સીરેબરમ" જારે ખડબચડું છે અને તેમાં ગુચલાં
તથા કરચલી વલી ગઈછે, તારે "સેરેબેલમ" ઇઆને નીચ
લાં ભેજાંમાં ચોપડીનાં પાંના જેવાં એકની ઉપર એક પડ
આવેછે અને તેથી તે ચીરાચીરાથી ભરેલું દેખાયછે. એ
ભેજું જમણીથી દાવી બાજુ સુધી ૪ ઈંચ પોહોલું છે, આ
ગળથી પાછળ સુધી ૨॥ ઈંચ લાંબુંછે તથા સઉથી જાડા ભા
ગમાં તે ૨ ઈંચ જાડું છે. "મેડયુલા ઓબળાંગેટા" નામનો
હેઠલનો તરીજો ભાગ ૧॥ ઈંચનો છે. પેહેલા ભાગમાંથી
ગ્નાનતંતુઓ નીકલેલીછે, અને ઈંદરીઓનું ગ્નાન એ ભેજાં
થી થાયછે. બીજું મરજીના હુકમો કાહાડવાનું કાંમ કરે
છે અને તરીજો હેઠલો ભાગ બરડાની ગુડની મારફતે હુકમો
ને લઈ જવાનું કાંમ બજાવેછે.

આ અગતનાં સાંચાની બનાવટમાં એક ખુબી ઘણી
અજાએબ જેવી છે. ભેજાંનાં જુદા જુદા વીભાગો જુદાં
જુદાં કાંમ બજાવેછે અને જોકે તે સઘલા એકજ ભાગના
વીભાગ છે તથા એકજ વસતુના બનેલા છે, તોપણ દરએક વી
ભાગ પોતપોતાનુંજ કાંમ જાંણેછે અને એક બીજાને હરકત
કરી શકતા નથી. જેમકે "સીરેબરમ" જોકે ઈંદરીઓ
ઉપર સરદાર છે, તોપણ તેના જુદા જુદા ભાગ જુદી ઈંદરી
ઓ સાથ સંબંધ રાખેછે. એ દરએક વીભાગના ભેજાંના
જુદા જુદા ટેકડા બનેલા છે. જોવાની ઈંદરીના એવા ૪
ટેકડા છે અને તે ટેકડાઓને હરકત થાયતો જોવાની શકતી
જતી રેહેછે, તોપણ બીજા ભાગોને તેથી અલવલ આવતી ન
થી અને તેથી બીજી ઈંદરીઓ ચાલુ રેહછે. "મેડયુલા આ
બલાંગેટા" ની મારફતે સવાસ લેવાનું કાંમ ચાલેછે અને
એ ભાગને ઈજા થવાથી ઉપલું કાંમ બંધ પડે તોપણ ભેજાં
નાં બીજા ભાગોની શકતી રેહછે.

ભેજાંની શકતીનો આધાર તેના વજન ઉપર છે, અ
ને માંણસની જેવી અકલ તેવું ભેજાંનું વજન હોયછે. મ
રદનું ભેજું આસરે ૩॥ રતલ તથા ઓરતનું ભેજું ૨॥
રતલના વજનનું હોયછે. માંણસની ઉમર સાથ ચોકસ હ
દ સુધી ભેજું વજનમા વધેછે. ૩૦ થી ૪૦ વરસની વચ્મે
સુધીમા તે પુખત થઈ રેહછે, પણ તારપછે ઘડપણ વધેછે ત
મ ભેજાંનો વજન ઘટતો જાયછે અને એ ઘટાડો દર વરસે
૨॥ તોલા સુધી રેહછે. કોઈવાર વીદવાનના ભેજાં છેક ૪
રતલના થાયછે, પણ મુરખનું ભેજું ૧॥ રતલથી વધારે આ

વતું નથી. વળી મોટાં ભેજાં ઉપરની ગુચલીવાલી કરચલી વધતી ઇચ્છા ઓછી હોય તેમ માંણસની વધતી ઇચ્છા ઓછી અકલ ધારવામાં આવેછે. બુધીવાન માણસોનાં ભેજાં જેમ મોટાં હોયછે તેમ તેઓની કરચલી વધારે હોયછે.

બદંન માહેલા લોહીના આખા જથાનો ૧૦ મો ભાગ હંમેશ ભેજાં ઉપર રેહછે. કાળી ચાંમડીના તેમજ સફેદ ચાંમડીના માંણસોનાં ભેજાંનો રંગ એકજ હોયછે. તેની બનાવટમાં બારીક ભુકી જેવી ચરબી, કમાનીએત ખાશીએતવાલી પીલા રંગની ચરબી, રાતા અને પીલા ભેગા રંગનું તેલ, તથા "આલબયુમન," "ફાસફરસ," ગંધક અને કેટલીક જાતના ખાર મળી આવેછે. આ સઘલી ભેજાંની બનાવટની શોધ માંણસ કરી શકયુંછે, પણ એ એમુલો અને અજાએબ જેવો તલેસમાંતી સાંચો કીઆ છુપા ભેદથી કાંમ કરી શકેછે, તેમાં એવી કેઈ છુપી ખુબી છે કે જેથી તે માંણસને કુલ દુનીયામાં સરવેનો સરદાર બનાવેછે તથા બુધી, અકલ, જુસાઓ અને સઘલી હીલચાલને જનમ આપેછે, તે ભેદ શોધી કાહાડવાને માંણસ અશકત છે. એ ભેદનીતો એકલા તે કીરતારનેજ ખબર છે.

---

# શેકસપીરીઅન જવાહેરો.

ઈંગરેજી ભાશાના સાએરોના સાએર શેકસપીઅરની આપણા લોકો બીજા ઈંગરેજ સાએરો કરતાં સહુથી વધારે પીછાંણ ધરાવેછે, તેના નાદર લખાંણોમાંથી થોડાક નીતીના નમુના અથવા જહવેરો પેઆરી વાંચનારી બાંનુઓને હવે પછે વખતે વખત ભેટ કરવા ધારીએ છઇએ. પરથમ નેકી વીશે એ નામાંકીત કવીના વચણો યાદ કરીએ.

### નેકી.

"નેકી હીમતવાન છે, અને ભલાઇ કદી હીચકારી નથી."

"વગર દાઘનું દીલ વગર હટવે આગળ ચાલેછે."

"આપણી જીંદગી ટુકી છે, પણ તેને હંમેશગી સુધી લંબાવવી એ કામ નેકીનું છે."

### બદી.

"ફરી ફરીથી થતી બદી ભટકતા પવણની મીશાળે છે. તે બીજાઓની આંખોમાં ધુલ છાંટેછે."

"આપણી મોજમજાહ ભરેલી બદીઓ ગોયા આપણને પોતાને માર મારવા ચાબકા બનાવેલાછે."

### લોભ.

"આ તેની ખાએશથી, ઇશવરી પ્રેરણા તેને ધરતી ઉપરથી ઉંચકીને ઉંચે લઈ જાયછે."

"અમસયો ફુલેલો લોભ આપણા હાથોને ચલાવી આપતો નથી."

"આસમાંનની ઉંચાઇએ પોંહોંચવાની ખાએશના લોભની પાંખ ગરૂડની પાંખોને મળતી છે."

"બુરો લોભ નેકીને ગુંગલાવી મારેછે."

"ખોટા ગુંહેલા લોભ, તું કેટલા ખરા હોનરને જુલાવેછે."

"કસર વગરનો લોભ, તારી પોતાની જીંદગીના સાંધણોનો ભખશ કરશે."

"કુદતો લોભ પોતાનીજ ઉપરથી કુદી જાયછે."

"લોભને કાહાડી મેળ. લોભથી ફરેસતાઓ પડી ભાગા હતા, તારે માંણસ જે ખોદાની સુરત છે તે જીતવાની કેમ આશા રાખે?"

"લોભ પાંણીની અંદર થતાં ચકરડાંની મીશાલે છે, જે પોતાને વધારે અને વધારે મોટાં કરતાં કદી અટકતાં નથી, અને જાંહાંસુધી પોહોલાં ફેલાઇને નહી જેવાં થઈ જાય તાંહાંસુધી અટકતાં નથી."

"નીચી હાલત જવાંન લોભની સીહીડી છે, જાંહાં ચહડનારો પોતાના ચેહેરાને સીહીડીની તરફ ઉંચો રાખે છે. પણ જારે તે છેક ઉપર ચહડી રેહછે, ત્યારે તે એજ સીહીડીથી પોતાની પીઠ ફેરવેછે અને વાદલાંઓ તરફ નજર કરી જે નીચા તબકાઓ ઉપરથી પોતે ચડી આવયો તે તબકાઓને હીનેછે."

### પરોપકારપણું.

"પરોપકારીના તખતની આસપાશ પરચુટણ આસીરવાદો ટંગાયલા રેહછે, જે તેને ભલાઇના ભંદાર તરીકે આશકારા કરેછે."

### શખાવત.

"ધીરજથી સાંભળવું, મેહેરબાનગીથી વીચારવું એ શખાવત છે."

### અંતકરણ.

"દાઘ વગરના દીલ કરતાં વધારે સરસ બખતર બીજું કીઉં? જેનો વાંધો વાજબી છે, તે બમનો હથીઆરબંધ છે, પણ જે ધણીનું દીલ ગેરઇનસાફથી ખરાબ થયું હોય, તેને અગર તમાંમ લોહાએ બંધ કરી લીધો હોય તો પણ તે નાંગો છે."

"પાપી મગજની પાછળ વેહેમ ભુતની મીશાળે પુઠે દોડેછે. દરએક જાહાડીમાં ચોર કોટવાલની ધાસતી રાખેછે."

"અંતકરણ અંદરખાંનેનો શીખસક છે, હું તેની સાથ ચેડાં કાહાડશ નહી. તે એક માણસને બીહીકન કરી મેળેછે. એકજણ જો ચોરી કરવા ધારેછે તો તરત તે તોહોમત મેળીને પકડેછે, એકજણ જો સોગંદ ખાવા જાયછે તો તરત તેને અટકાવેછે, એકજણ જો બદફેલી કરેછે તો તે તેને શોધી આપેછે. અંતકરણ તે એક મોહોડાંપર લોહીના ઉછાલાવાળી તથા શરમાઉ ચેહેરાની પરી છે કે જે માણસની છાતીમાં બલવો ચલાવેછે. હરકતોથી ભરેલાંને તે વધારે ભરેછે. સોનાની ડેલી મળી આવીતો તે પાછી અપાવી દીએછે. તે જે ધણી રાખેછે તેને ભીખારી બનાવેછે. તેને ગામો અને શેહેરોની બાહેર કાહાડી મેળવામાં આવેછે, અને દરએક જણ જે ચેનથી રેહેવા ચાહેછે તે પોતાનીજ ઉપર વીસવાસ રાખવા અને અંતકરણ વગર જીવવા ચાહેછે."

## અજાએબ જેવી માછલીઓ.



### કરવતીઆ માછલી.

ઉડતી અને બીજી માછલીઓ વીશે આગલ થોડીક તપાસ કીધા છતાં એ દરીઆઇ દુનીયાંની બાબતને આપણુ કસો ઈનસાફ કરી શકયા નથી. હજી બીજી ઘણી અજાએબ જેવી માછલીઓ જણાવવાનો રહીછે. હીંદુસતાન તરફના સમુદરોમાં એક માછલી વસેછે જે કદમાં માતર છ થી આઠ ઈંચ લાંબી હોયછે, પણ શેકાર કરવાની એક અજાએબ શકતી ધરાવેછે તે માંખીઓ ઉપર ગુજરાણ ચલાવેછે અને છાલકાં પાંણીમાં વસેછે. પાંણી માહેલા પાલાઓ તથા રોપાઓના પાતરાં ઉપર જારે તે દુરથી માંખીને બેહેલી જોયછે તારે તેનાથી પાંચ ઇઆ છ ફીટ શુધી નજદીક આવેછે અને પછે પોતાનાં-નલી જેવાં મોહોમાંથી પાંણીનું માતર એકજ ટીપું એવી તરક બાંધીને જોસથી ફેંકેછે, કે આબાદ જઇને તે ટીપું માંખીને વાગેછે તથા તે પાંણીમાં પડવા વગર રેહતી નથી, જે પછે આ શેકારી માછલીનો ભોગ થાયછે.

ગરમ દેશોના દરીઆવમાં બીજી એક માછલી વસેછે જે વલગતી માછલીને નામે ઓલખાયછે. તે પોતાના માંથાંને દરીયાવ માહેલી કોઈ પણ વસતુ સાથ વલગાવી દીએછે અને એ રીતે તે વસતુને એવાં જોસથી વલગી રેહછે કે તેને છોડવવી મુશકેલ પડેછે. આ રીતે મગરમછ ઈઆ "શારક" જેવી મોટી માછલીઓને પણ તેમનાથી ઇજા નહી થાય એવા ભાગોમાં વલગી જાયછે. એ માછલી માલમાં ઘણી ધીમી હોયછે, તે ઉપરથી ખોદાતાલાએ તેનામાં આ શકતી મેળીછે કે જેથી જારે તેને જહડફથી દોડવું હોય તારે તે બીજી દોડતી ચીજોને વલગી તેમના ઉપર સવાર થઇ જાયછે. આ રીતે વલગી રેહેવા માટે તેનાં માંથાંમાં એક કલા કીધીછે અને તે એ છે કે તેનાં માંથાં ઉપર એક ઇદાં રોકી, ગોલ અને મોટી તખતી આપેલીછે, તેના બે પોહોલા પાટ હોયછે તથા તે દરએક પાટની અંદર કુમરાં હાડકાંના જેવી પલેટો જહેલીછે, જેમને હરએક ચીજ ઉપર દાબવાથી તે વલગી શકેછે.

તરીજી એક અજાએબ જેવી માછલી "સવોરડ ફીશ" ઈઆને "તલવારવાલી માછલી" કરીને કેહેવાયછે. તેના ઉપલાં જડબાંમાં એક હાથીદાંતનાં જેવી લાંબી, મોટી, ચપટી અને અનીદાર તથા ધારદાર ચાંચ હોયછે કે જે તલવારનાં જેવી લાગેછે, પણ તલવાર કરતાં વધારે કડણ અને મજબુત હોયછે. આ પોતાની તલવાર વડે તે મગરમછ જેવાં રાખશી પરાંણી ઉપર હોમલો કરી શકેછે તથા વાંહાંણો ઉપર. પણ ધસારો લઇ આવેછે. વાંહાંણોની મરામત કરતાં, તેમનાં તલીયાંમાં આ માછલીની તલવાર કોઇવાર ખુટી બેહેલી કાહાડવામાં આવેછે. લંડનના બરીટીશ મીયુશીઅમમાં હાલ એક હીંદુસતાન તરફના વેપારના બારકસનું ખોખું રાખેલુંછે કે જેમાં છેક તલીએ આવી એક તલવાર આરપાર ભોકી દીધેલી અનામત રાખેલીછે. તે વાંહાંણના કપટાંને ખબર આપીછે કે આ વાંહાંણ સાથ લડતાં તે માછલીએ પોતાનો જીવ આપયો હતો.

એવીજ એક બીજી મોટી માછલીની ખબર આપીને આ ટુક બાબત ખતમ કરીશું. તે "કરવતીયા માછલી" છે, જેનું ચીતર ઉપર આપયુંછે. જેમ તલવારવાલી માછલીને તલવાર જેવી ચાંચ હોયછે તેમ આ અજાએબ જેવી માછલીને કરવતી જેવી ચાંચ છે. એ માછલી ઉતર તરફના તથા મધીઅમ ગરમીવાલા સમુદરોમાંથી મલી આવેછે. જેરેમંદ "શારક" અથવા બામ માછલીને તે મલતી આવેછે. તે કદમાં ઘણી મોટી હોયછે પણ વળી એક "શારક" જેટલાં કુવત સાથ તે આ ખાશ બલ ધરાવાથી મગરમછની ખુંધને વઢીક તે કાપી નાખેછે. તેની ચાંચને કરવતના જેવા દાંતા હોયછે, તે ઘણાં ભયંકાર કેહેવાયછે. એ ચાંચ કોઇવાર પાંચ ફુટ લાંબી અને માંથાં આગલ એક ફુટ પોહોલી હોયછે. એ કરવતીયા ચાંચ માછલીના આખાં બદનનાં તરીજા ભાગ જેટલી હોયછે.

---

## ઘરધનીઆણીનું કાંમ સેહેલું કરવાની રીત.

૬.

### ચાકરો.

ચાકરો એક ઘરધનીઆણીના કામને ઘણીવાર મુશકેલ કરી નાખેછે. બાઈ અથવા શેઠાંણીને એક મોટું દુખ, મોટી પીડા ચાકરોની હોયછે. તેઓ ચાકરોથી કંટાલી જાયછે. કોઈ શેઠાંણી દર મહીને એકેક ચાકર બદલેછે અને તોપણ-તેને મનગમતો ચાકર મળતો નથી. કેટલાક કબીલામાંતો ચાકરો મોટી આપદા અને મોટા અંદેશાનું મુળ ગણાયછે. ઘણી પંચાતી, ઘણા કજીયા, ઘણી ફરીઆદ અને ચુકાદા ચાકરને લીધે કરવા પડેછે. પચીસ અને તીસ વરસના જુના ચાકરોનો જમાંનો જાંણે વહી ગયોછે.

આ હાલતનું કારણ શું ? અમે ધારીએ છઈએ કે આ કંટાલામાં ચાકરોના કરતાં બાઈઓનો વધારે વાંક છે અને ઘર ચલાવામાં ઘરધનીઆણીના પોતાના અનજાંનપણાથી જેમ નહી દુખનાં બીજાં દુખ ઉભાં કરવામાં આવેછે, તેમ જ આ ચાકરોનું દુખ ઉભું થયુંછે. ચાકરોને રાખવા તથા વાપરવાની રીત હોયછે. કેટલીક સંભાલ અને ચોકાસીથી તેઓ સાથ ચાલવું જોઇએ છે, જેમ જો હોયતો ચાકરોના કંટાળામાં ઘણો ઘટાડો થઈ શકશે.

પેહેલાં તો દરએક શેઠાંણીએ દરએક ચાકરને રાખતાં તેની-"સરટીફીકેટ" ઈઆને તેની ચાલચલણ તથા કામને લાએકના ગુણો બાબે ભલાંમણ પતરો માગવાનો ચાલ રાખવો ઘટેછે. એ સીરસતો ઘણો ગુણગારો છે. ઈંગરેજ

લોકો "સરટીફીકેટ" જોવા વગર કદી ચાકર રાખતા નથી. તેથી કરીને દરએક ચાકરને નોકરી છોડતી વેલા "સરટીફીકેટ" લેવાની ફરજ પડેછે અને એ ફરજ તેને "સરટીફીકેટ" મલવાને લાએક ચાલ ચલાવાની પણ ફરજ પાડેછે. જો "સરટીફીકેટ" નહી હોયતો ચાકરોને એક ઘડી ઉભા રાખવા નહી એવો જો સરેસતો આપણી સઘલી શેઠાંણીઓ પાડેતો ઘણી ફરીઆદોનો પોતાનીમેલે અંત આવી જાય.

ચાકરને રાખવા પછે તેના ઉપર વીસવાસ મેળવો એ પણ ચાકર વાપરવામાં એક જરૂરની બીના છે. વીસવાસ સાંમો વીસવાસ વધારે છે. જેનાપર આપણને વીસવાસ નહી હોય, તે પોતે ખાટું દીલ રાખેછે અને તેથી મંન મુકીને કામ કરતો નથી. વળી વીસવાસથી માણસ પોતાનો જોખમ સમજેછે. તેને તમે ગમે એટલા જોખમ ભરેલું કામ સોંપો, પણ જો તેનાપર વીસવાસ નહી મેળો, તો તે પોતાને માંથે જોખમ પડેલો સમજતો નથી અને તેથી તે જોખમ અદા કરવાની કોશેશ કરતો નથી.

ચાકર ઉપર સઘલો ઈતબાર મેળીને નભરવસ બેસવું એમ આપણ કહીશું નહી. તેના ઉપર ચોકાસી અને સંભાલ રાખવો જોઈએ, પણ તે સંભાલના ઉપાયો છુપા કરી રાખવા જોઈએ, તેના ઉપર બાહારોબાહારથી ચોકાસી રાખવી જોઈએ. કેટલીક બાબતોમાં તેના તરફ બેવીસવાસતો રેહેવાનોજ, પણ તે બેવીસવાસ બાહેરથી તેને જણાવવો નહી જોઈએ અને જેટલો વીસવાસ ખરેખર નહી હોય તેથી વધારે વીસવાસ બાહેરથી દેખાડવો જોઈએ.

પણ જેટલો વીસવાસ મેળવો હોય તેટલાંનો તેને જોખમદાર કરવો જોઈએ. માલ, ઈઆ વાસણ, ઈઆ દાગીના, ઈઆ કુંચી તેને ગણીને આપી, તે ઉપર તેની સહી લેવાનો સરેસતો રાખવાની અમે દરએક શેઠાંણીને ભલાંમણ કરીએ છઈએ. તેના હવાલામાં જેટલો સામન આપયો હોય, તેના ઉપર તેની સહી લેવાથી તે ચાકરી છોડી જાય તારે તેની પાસેથી હીસાબ લેવાને બની આવેછે અને તેને પોતાને વધારે ચોંપ તથા તકેદારી રાખવાની ફરજ પડેછે. તેને ધીરવાજોગ ચીજો એકદમજ તેને હવાલે કરવી જોઈએ, પણ નહી ધીરવાજોગ ચીજો તેને ધીરવી અને વળી બેવીસવાસથી તેના તરફ અધીરાઈ ધરાવવી એ ચાલ તેના વીસવાસમાં વધારો કરનારી નથી.

ચાકરને રાખવા પછે તેના તરફ ચોકસ છુટ મેળવી જોઈએ. દરએક શેઠાંણીએ યાદ રાખવું જોઈએ કે જે ચાકર તે ચાકરજ, તે કાંઈ અસરાફ ગરહસ્થ ખચીત હોવો જોઈએ એમ કાંઈ નથી. જો ભલો, ઈઆ ઘણો સારો માણસ હોય તે ખામખા આવી હલકી ચાકરી કરવા આવે નહી અને જે આટલી હલકી ચાકરી કરવા આવે તે ઘણુંકરીને હલકાં લોકો હોયછે. પણ જારે ચહડતી કીસમના લોકોમાં ખંધાઈ, આલસ, બેપરવાઈ, ઈતીઆદી ખામીઓ હોયતો હલકા ચાકરોમાં તે નહી હોય એમ માનવુંજ નહી. ખાંમી વગરના ચાકરતો કદી મળવાના નથી. દરએક ચાકરમાં કાંઈને કાંઈ ખામી હોવી જોઈએ, માટે શેઠાંણીને ઘટારત એજ છે કે તેવી ખાંમીઓ બાબે લગાર નાખતી ઈઆ દરગુજર કરવી. પણ જો તે ખાંમીઓ બુરી ઈઆ નહી ચાલે એવી હોયતો તેવા ખામીવાળા શખસને નોકરીએ રાખી તે ખાંમીઓ બાબે પંચાત કરવા કરતાં તેને મુદલ નોકરીએ નહીજ રાખવો બેહેતર છે.

વળી ચાકર તરફ માયા રાખવી એ પણ શેઠાંણીની ફરજ છે. તેની શેઠાંણીથી ઉતરતી હાલત અને ગરીબાઈજ એ માયા ઉસકેરવાને બસ છે, પણ વળી તેવી માયાથી વધારે કામનો જે બદલો મળેછે તે માયા રાખવાનું એક ખાશ કારણ છે. જે આપણે ખાઈએ તેમાં બીજાં બચાંની મીશાળે બનેતો તેનો પણ ભાગ પાડવો, ઈઆ એવીજ બીજી રીતે તેના તરફ નરમાસ રાખવી એ એક શેઠાંણીના દરજાને છાજતી બીના છે. તેમજ તેને નરમાસથી તથા ધીમે અવાજે પટાવીને કામ લેવાથી પણ એજ ફાયદો હાંસલ થાયછે. કોઈબી આદમીને હંમેશ તુંદાઈથી બોલાવા ઈઆ વાત કરવાથી તે શોખ અને નાફરમાન થાયછે. ધમકાવાનો વખત આવે તારેજ તેને ધમકાવાથી તે ધમકીની વધારે અસર રેહેછે. હંમેશાં ધમકાવીને વાત કરવાથી જારે ખરેખર ધમકાવો પડે તારે માતર ધમકી ઉપરાંત મોટી બુમો ઈઆ ગાલોની ઘણી અગત પડેછે, પણ જો હંમેશ સમજાવીને વાત રાખી હોયતો અગતને વખતે સેજ ધમકી ગાલોની ગરજ સારેછે.

ચાકરો તરફ આ વરતણુંકની ભલામણ કરતાં તેઓને છકાવી મેળવાને અમે કેહેતા નથી. જેમ ચાકરોને છેક જ દાબમા રાખવાની એક ભુલ છે, તેમજ તેઓને છકાવી મેળવા એ બીજી મોટી ભુલ છે. કેટલીક બાઈઓ પોતાના ભરતાર સાથ અથવા દોસત સાથ જેટલી છુટથી વાતો નથી કરતીઓ, તેટલી છુટ તેઓ ચાકરો સાથ લીએછે. ભરતાર સાથ ફરવાને તેઓ શરમાયછે, પણ ચાકરો સાથ ફરવા જવા ઈઆ ઓટલા ઉપર તેમના સાથ હસબોલ કરતાં તેમને તેવી શરમ લાગતી નથી. પણ ચાકરો સાથ ઠઠામશખરી કરવાથી તથા તેમને બીજી છુટો આપવાથી તેઓ બેહેકી જાયછે, તેઓ તરકરા થઈ સાંમુ બોલેછે તથા કામ ખરાબ કરેછે, એટલુંજ નહી પણ શેઠાંણી અને ચાકર વચેનો દરજો તુટી જાયછે અને ચાકરો સાથની એવી છુટ કોઈવાર કબીલામાં ઘણી ખરાબી કરેછે.

---

## પરચુટણ બાબતો.

**ગમત એટલે શું?** "મજુરનો ગાંઠ જે બોજા ઉપાડનારાઓનાં બોજાને છોડીને ટીલા કરેછે પણ જે બોજા નહી ઉપાડનારને સામા બોજા જેવો થઈ પડેછે."

"કારખાનાની આસપાસ ફુલોનો બાગ."

"નાહાતી વેલા નબલાને માટે ગરમ પાંણી તથા કુવતમંદને માટે ઠંડું પાંણી."

"મજુરી કેમ ખીલી શકે તે શીખાડવાનુ રમકડું."

(ઈંગરેજી ઉપરથી.)

શેલોં—પારીસથી ૯૦ માઈલ ઉપર આ નામનું મોટું અને મજબુત શેહેર જરમન લોકોએ હાલની લડાઈમાં પોતાને હાથ કરી લીધું છે. છેક ૧૪૦૦ વરસ ઉપર જરમની ખાતેથી આટીલા નામનો ખુની સરદાર એ શેહેર ઉપર ચઢી આવયો હતો, પણ ફરેંચોએ તેને જબરી સીકસત આપી હતી. સને ૪૫૩ માં હીઆંજ આટીલા મરણ પામયો અને એક મોટાં મેદાનમાં તરણ ચુદદાંની પેટીઓ મધે તેને દાટવામાં આવયો, જેમાની પેહેલી સોનાની પેટી હતી, બીજી રૂપાંની હતી અને તરીજી લોટાંની હતી. તેની ઘણીક લુટને તેનીજ સાથે દાટવામાં આવી હતી અને પછે એ કામની દુશમેનોને કદી ખબર નહી પડે એટલા માટે એ કામ જાણનારા સઘલા જણાઓને મારી નાખવામાં આવયા હતા.

ચોપડી—કાલરીડજ કેહેછે કે "આગલા જમાનાંમાં કીતાબ લવીશ સંબંધી દેવની પરસાદીના જેટલી અગત ધરાવતી હતી. તારબાદ કેતાબે માન ભરેલા ગુરૂની જગા લીધી. તારબાદ તે કેળવણી આપનાર દોસતની પદવીએ ઉતરી. તે પછે તે ગમત આપનાર સોબતીની હાલતે આવી અને હવે કેતાબ ગુનેહગારના દરજા શુધી હલકી પડી છે, જેથી દરએક પોતાનીમેલે પોતાને ચુંટી કાહાડેલો ને આએધીસ જે શોખથી ઈચ્છા વગથી, દુશમનીથી ઈચ્છા અમીઆનીથી ટીકા કરે, તેની અદાલતમાં એ કેતાબને હાથે, ઉંચા કરવા પડેછે તથા જે કપટથી વાંચે ઈચ્છા દારૂના બહારમાં વાંચે તેવાઓના ચુકાદાને તેને આધીન થવું પડેછે."

લંડન શેહેરમાં યાહુદીઓની મોટી વસતી છે. એ હારમાર થયલાં લોકો ઉપર તરેહવાર વીધનો પડેલાંછે. પાદશાહ રીચરડ પેહેલાનાં રાજના પેહેલાં વરસમાં લંડનના યાહુદીઓને કતલ કીધા હતા. હેનરી ૩ જાના રાજમાં તેઓના ઘરના પર ચુટણ સામાન અથવા જંગમ મીલકત ઉપર કર નાખયા હતા. સને ૧૨૫૫ માં ૯૨ યાહુદીઓ ઉપર એક બાલકને ખીલા જડી (કરાઈસટની મીશાલે) મારી નાખવાનું તોહોમત મેલી ૧૮ જણાઓને એકદા ફાંસી દીધા હતા. સને ૧૨૬૩ માં તેઓના ઘરો લુટવામાં આવયાં અને ૫૦૦ યાહુદીઓના ખુન થયાં હતાં. ૧૨૭૮ માં ૨૯૩ યાહુદીઓને સીકકા કાપવાના વાંકસર ગરદન મારી હતી. સને ૧૨૮૯ માં લંડનથી સઘલા યાહુદીઓને દેશનીકાલ કીધા હતા, જે પછે ૪૦૦ વરસે ઓલીવર કરામવેલે તેઓને પાછા બોલાવયા હતા.

સાનશાહ માકસમીલીઅનની દરબારમાં બે ઉમરાવો પોતાની નોકરીને માટે તેનું ઘણું માન અને પેઆર મેલવી શકયા હતા. તેઓમાં એક જરમન અને બીજો સપાંનીઅરડ હતો, અને પાદશાહની કીમતી નોકરીના બદલામાં તેઓ બંનેએ સાનશાહની બેટી સાથ પરણવા માગયું. આ બેહુને રાજી કેમ રાખવા તે માકસમીલીઅનને સુજ પડયું નહી, તેણે આ બંને ઉમેદવારોને જવાબ દીધો કે "તમો બેહુને મારી દીકરી મળી શકવાની તાનથી અને બેહુ એકસરખી પદવીનાછો, એટલે બેમાંના એકપર મેહેરબાની કરવી એબી લાએક નથી. વાસતે તમો બેહુ જણ તે શાહાજાદી સાથ તમારી શકતી પરમાણે વગ મેલવો." પણ વળી આમાંથી કદાચ ટંટો ઉઠે માટે બે હરીફોને હથીઆરની મદદ વગર પોતાનો વાંધો ચુકવવાને સાંનશાહે એક રમુજી ઉપાય કીધો. તેણે એક મોટી ગુણપાટ મંગાવી અને પછે આ બંને હરીફોને હુકમ કીધો કે બેમાંથી જેબી ધણી પોતાના હરીફને આ કોથલામાં ઉતારવાને શકતીવાન થાય તેને શાહાજાદીનો હાથ મલે. આ રમુજી શરત માકસમીલીઅનની દરબારમાં એક કલાક શુધી ચાલી, અને છેલે સપાંનીઅરડ આજેજ થયો તથા કોથલીમાં બંધ થવાથી તે જરમનને શાહજાદીનું ઈનામ મળયું.

દરદોનુ એક નવાઈ જેવુ કારણ—ફરાનસમાં હાલની લડાઈની આગમચ વીદવાંન તબીબોએ એક મોટી ચરચા ઉઠાવી હતી અને તે એકે ભયંકાર ખુનો, ખટકરમો, અથવા એવાજ બીજા મોટા અપરાધોના દાખલા તેમની વીગત સાથે વરતમાન પતરોમાં છાપવાથી શેહેરની સુખાકારીમાં બગાડો થાયછે ! કેહેછે કે તેઓએ બારીક તપાસથી નોધ કીધીછે કે જારે કોઈ મોટો ગુનાહ થયો હોયછે અને જારે તેની કમકમાટ ભરેલી વીગતો છપાતી જાયછે તારે ડાકટરો આગલ હીસટીરીયા, ચમક, છાતીનો ધપકારો તથા એવાંજ બીજાં દરદો ઘણાં વધારે આવેછે. આ બાબતમાં ઈંગલંડના તબીબો શું મત આપેછે તે જોવાનું રહયુછે.

હું નહી સમજવાની—અમેરીકાના શેહેરમાં કેરી સવીટ નામની સ્ત્રીએ પોતાના ધણી ઉપર રાહાટવાટની ફરીઆદી માંડીછે. તેણીએ જણાવીયુંછે કે આ પરમાણે છુટું રેહવાથી તેણીને જે અફસોસ અને દલગીરી ઉપજશે તે ૧૫૦૦૦ ડાલર વગર મટવાની નથી !

## ઘરઘતુ નુસકાઓ.

**નવી જાતનાં પોચાં કરકરીઆં**—ઘઉનો આટો ૧ શેર, ઘી ०। શેર, દુધ ૧ શેર, ખાંડ ૧ શેર.

દુધને ઉકાલીને અને ખાંડનો શીરો બનાવીને બેહુને એકરશ કરીને રેહવા દેવું; પછી આટાને જુદો મશલીને એક થાલીમો વેલનથી કરીને મોહોટી રોટલીના આકારમો ગોલ પાંથરવો; અને તેના જીના બદાંમ જેટલા કટકા કરીને થોડોવાર ખોલી હવામો રાખવાબાદ ઘીહીમો તરીને દુધ અને ખાંડના શીરામો જરાવાર ઉકાલવા અને તે પર ગોલાબ છાંટીને વાપરવા.

**કબાબ મસાલેદાર**—ગોસત હરશો સેર; ઘીહી ०। શેર; કાંદા લવટાંક; ઈંડું એક; દહી લવટાંક; ચનાની દારનો આટો એક તોલો; લવંગ હરશો મશો; એલચી હરશો મશો; તજ એક તોલો; આદુ હરશો તોલો; ધાંના હરશો તોલો; મરી બે મશા; નીમખ એક તોલો; વહરીઆલી હરશો તોલો; ચરબી ૧ તોલો.

ગોસતનો પેહેલાં ખીમો કરવો. પછે જરા કાંદાને થોડા ઘીહીમો વહગાર આપવો, અને તેમો જરા પાંણી, નીમખ

અને દરેલા ખાંના નાંખીને પાંણી બલે તાંહાંવેર ચુહુલા ઉપર હીલવીઆ કરવું; પછી બાકીના બધા મશાલાની શાથે ગોસતનાં ખીમાંને ખુબ છુંદીને તેમો દહીને તથા ઇડાંની શાપેતીને હુમેરવી, અને તેના ગોલ કવાબ કરીને ધીહીમો તરવા.

**નારંગીનું કસતર**—પાંચ નારંગીનો રશ કાહાડીને શાકરીઆ ખાંનની શાથે ગરંમ થાએ તાંહાંવેર ચુહુલાપર હીલવવું, અને જે થરી બંધાએ તે કાહાડી નાંખીને જરા થંડુ પડવાબાદ પાંચ ઇડાંની દાર અને એક પેંટ દુધની મલાહી હુમેરવી; પછી જાંહાંવેર ઘાટૂ થાએ તાંહાંવેર ચુહુલાપર ધીમી આંચે રાખવું, પણ સંભાલ રાખવી કે કકરા આવીને મલહીં હુલાઈ નહી જાએ.

## રમુજે ફુરસત.

મનહર.

બે અક્ષરકેરો બોલ જેછે અતી ભયંકર,
એક રીતે જેનો અર્થ, વખત કેવાયછે.
બીજી રીતે જોતાં તે બીહામણમાં બીહામણું
તથા જેનો બળ લેખતાં નહી લેખાયછે.
મોટા મોટા બળવંત રાજા પણ તેની પાશે,
બનીને લાચાર અંતે તાબે થઈ જાયછે.
કદીએ નથી દેખાતો તથાપી જગમાં તેના
ત્રાસ વિશે કાળે કાળ અતી શંભળાયછે.

૨. હું એક જાતનુ હથીઆર છેઉં અને ચાર અક્ષરથી બનુછું, મારો તરીજો અને પેહેલો અક્ષર સાથે લેવો તો દરેક પારશી મરદના પોશાકનો એક અગતનો ભાગ છેઉં. મારા વચલા બે અક્ષરે એક વખતે મુંબાઈની અછી મુલાકાત લીધી હતી અને તે જ વાંચનારી બાંનુ ભુલી નહી ગેઈ હશેતો મારી ઓલખાન સેહેલથી કરશે. H.

૩. બેનો ! મારી પેહેલી લીટી, વાંચો જો બેવાર
તો નીકલે બચાંથી બોલાતો દવાનો ઉચ્ચાર.
બીજીમાં છે દયા ખવાની, ભારે નીશાંન;
તરીજી આપેછે બળવાની બે ચીજોની જાંન.
ચોથીમાં છે મગરૂબ બાદશાહાનું નામ;
પાંચમી તે વચલી, કેહેવાતું નહી કાંમ.
છઠથીમાં છે બે ઇરાંની ને તુરાંની પેહેલવાંન;
શાતમીમાં ગફલતી શાત વખતની હાંન.
આઠમીમાં જશને બદલે મલે ઉલટૂં પરમાન;
નવમીમાં નનામાંની, દીશે——નીશાંન.
કેશવાદી રોલાના તરન નરની મલશે પીછાંન;
જો આકાર આપી દાએમંનનો, મુકશો પોતા શાંન.
ફરામરોજ.

૪. મારો જનમ અંગરેજી ભાશામાં થયોછે, પણ મને ગુજરાતીમાં ચોરી લીધીછે. હું બધા ઘરમાં દરરોજના વપડાસમાં આવુંછું. મારો ખપ દાહાડે દાહાડે વધતો જાયછે અને દર વખતે ખપ પડેછે, ખાવામાં, પીવામાં, રમવામાં, લખવામાં, વાંચવામાં અને કોઈવાર સુવામાં પણ હું આવું છઉં. હું મોટી છઉં, નાહાની છઉં, લાંબી છઉં, ટુકી છઉં, પોહોલી છઉં, ચપટી છઉં, અને ગોલ છઉં. મારા એકથી ચાર પગ હોયછે. મારો બીજો અને તરીજો અખશર મલી હું કેટલાક મરદ તથા ઓરતમાં વસો કરૂંછું. જે મરદો માહારા વગર હોયછે તેઓ મુરદાલ અથવા હીચકારા ગણાયછે. મારો પેહેલો અને છેહેલો અખશર મળી હું રાતની ગોયા દીસ બનાઉં છઉં અને અંધારાને રોશન તથા દીપતું કરૂં છઉં. મારો ખપ લગનની વખતે બહુ થાએછે તેમજ વલી જ્યારે આપણો સેલર સાહાજાદો મુંબઈમાં આવયો હતો તયારે પણ મારો ખપ ઘણો થયો હતો. દીનીયાર.

## શુકન, મુહુરત શાચાં નથી.

("વનચર વીરા વધામણી, કહેન કયાં થકી આવ્યો")
એ રાગ ઉપર પદ.

શુકન મુહુરત સાચાં નથી, એતો ભ્રમણા છે ભાઈ;
જન્મોતરી પણ જાણજો; ઠાલી ઠગની ઠગાઈ. ટેક.
સારાં શુકન જોઈ સાંચરે, આવે જો ખત્તા ખાઈ;
તો પણ વેહેમ ટળે નહીં મોટી એ મુરખાઈ. શુકન. ૧
શોધિ મુહુરત રાજ શત્રુએ, બંડ કારમાં કીધાં;
વણ મુહુરતેજ વિજય કરી, રાયે ફરિ રાજ લીધાં. શુકન. ૨
શુકન જોતાં સમો જાય છે, જાય હાથથી બાજી;
કાંતો હિમત હઠી જાય છે, તતકાળની તાજી. શુકન. ૩
મુહુરત જોતાં મનુષ્યનાં, કઈનાં, વણશાં છે કામ;
માટે મુહુરત મેલો પડયાં, લોને દેવતું નામ. શુકન. ૪
અડચણો આડી હોય જે, એજ છે અવજોગ;
વાર કવાર ન વાંચશો, આપે કરતાં ઉદ્યોગ. શુકન. ૫
આ કહું છું અનુભવ થકી, નહિ મિથ્યા મમતથી;
વેહેમ તજો મારા વહાલાઓ, કરો કામ હિમતથી. શુકન. ૬
કઈક કહે ટાળ્યા નવ ટળે, લખ્યા છઠ્ઠીના લેખ;
તો પણ તે શોધે શુકનને, પુછેછે મીન મેખ. શુકન. ૭
શોધે શરોદો શીખીને, ચંદ્ર સૂરજ નાડી;
સત્ય અસત્ય શોધ્યા વિના, દંભૂ રાખે છે દહાડી. શુકન. ૮
રોગીનો રોગ મટાડવા, શોધો વૈદક સાચું;
જંત્ર ને મંત્ર જુઠાગણી, ડારો દંભીનું દાચું. શુકન. ૯
મૂર્ખ લોકો કરે માનતા, જાણે રોગ ઘટાડે;
દેવી દેવો નથી લાંચીયા, લાંચ લઈને મટાડે. શુકન. ૧૦
માનતાથી જો મરે નહી, જરવાળાજ જીવે;
પૂરી રચાવે પાંચસે, દીપમાળાઓ દીવે. શુકન. ૧૧
ભ્રમણા ભાગો બાઈ ભાઈયો, ઉરમાં સમજીને આમ;
ભાવે ભલે પ્રભુને ભજો, કરે પૂરણ કામ. શુકન. ૧૨
(વેન ચરીત્રમાંથી.)

મુંબઈ, દફતર આશકારા પરેશમાં બેહેરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠેકાણું —બેહેરામજી હોરમજજી સ્ત્રીટ, નાં૦ ૯ તથા ૧૧.

સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. નવેમબર ૧૮૭૦ આંક ૧૧ મો.

# તલેસમાતી તોફાંન

અથવા

## જાદુઈની જુદાઈ—મોહોબતનો મેલાપ.

એક વારતા.

---

### પરકરણ ૧૪ મું.

---

### ચોરને પોટલે ધુલની ધુલ.

મીજલશ બરખાસત થઈ, દેવોનો દમામ દુર થયો, પરીયાંઓનો નાચ બંધ પડી ગયો, જાદુઈનો તલેસમાતી ખેલ અધવચમાં અટક્યો અને એ સઘલી જાદુઈના ભેદનો જાણનાર જુઉ જાદુગર મોટા અંદેશામાં ગીરફતાર થયો.

સુરો તેહેમતન અને તેની દીલ બેહેલાવનારી મોહોરદાર તેમીનાંને એકદમ ગોફામાં જવાનો હુકમ થયો. તેઓ સાથ બંધાયલા પેઆરની તથા તેઓ સાથ જોડેલા હાથની ખુશાલીમાં આ પરીયાંઓનો નાચ, આ ફરેસતાઈ ગાએણ, આ જાદુઈ ખેલ થયો હતો અને ખુશાલી તથા અચરતીથી જારે એ ખોદાએ બનાવેલું જોડું ખેલ જોતું હતું તારે એકાએક તેઓને ગોફાની અંદર મોકલાવી દીધાં.

તેહેમતન આ અચબુચ ફેરફારનો ભેદ સમજી શક્યો નહી, કે નહી તેની દીલરૂબા દીલદાર તેનો ખોલાસો કરી શકી. તોફાનમાંથી બચીને જારથી આ ટાપુ ઉપર પગ મેળયો તારથી તેહેમતનની અજમાશ માતર પેદરપે વધતી જતી અજાએબીમાંજ આવી રહી હતી. તેની એક અચરતીને બીજી અચરતી વીસરાવતી હતી અને પેહેલે એક કેદીની હાલતમાંથી છેલે એક જીહાન વરનની બાંનુના ખાવીંદની હાલત સુધી અજાએબીઓ વચે તે પોંહોંચયો હતો. તે જુઉના આ અજાએબ જોસાનો ભેદ પીછાંણે એ બને એવું નહી હતું. જુઉએ તેના ઉપર જુલમાત ગુજારયો હતો, પણ તેમજ વળી તેથી હજાર ઘણું સુખ આપયું હતું અને આ ફરીથી કોઈ જીઆરે સુખ આપવા સારૂ જુલમાત ગુજારવાની તેની ધારણા હોય એટલીજ ઘણાંમાંઘણી અટકલ તેહેમતન કરી શક્યો.

તેમીનાને પોતાના બાપનાં અમલની અજમાશ હતી. તે જાણતી હતી કે મારો બાપ જાદુગર છે, અને દેવો તથા પરીઓને પોતાના હુકમ મુજબ ચલાવેછે. તે જાણતી હતી કે જુઉ ચાહેતો "પાણીમાંથી આતશ અને ફતરમાંથી પાણી કાહાડી શકેછે." પણ તેટલું જાણવા છતાં તે પોતાના બાપનાં ઇલમનાં ભેદોથી અનજાની હતી, તેમજ તેની મતલબ અને મકસદ પાંમી જવાને પણ અશક્ત હતી. તે પોતાના દીલદારને એટલોજ જવાબ દઈ શકી કે વળી કોઈ નવો તલેસમ જોવાનો વખત આવયો હશે.

તે વખત દુર નહી હતો. પોતાની બેટી અને પોતાનો દામાદ ગોફામાં જવા પછે જુઉએ એકવાર ફરી પોતાની માંનીતી અને તાબેદાર પરી પીરોજને બોલાવી અને તે આવી પોંહોંચતાંવાર તેણીનાં સવાધીનમાં સોંપેલા કેદીઓ પેલા છાકટા તુર અને સલીમ તથા દેવજાદા જંદલની ખબર પુછી. તુરે અને સલીમે તોફાનમાંથી બચવા પછે સરદી ઉતારવા સારૂં જે બેવરો ગલયો હતો તેની ખુમારીમાં, તથા જંદલે પોતાની હેરેમન ખસલતને લીધે જુઉ જાદુગરનાં પરીયાંઓને હાથે જે ખાસડાંનો માર ખાધો હતો તેનાં વેરમાં, જુઉનો આ ટાપુ ઉપરનો અમલ લુટી લેવા અને તેટલા માટે સઉથી પેહેલાં તેની જાદુઈ લાકડી છીનાવી લેવાને કરેલા સંપ ઉપરથી, એ તરણે જણાઓને પીરોજ પોતાના મધુર ગાએણ ઉપર લલચાવી એક ઉંડી ખાહીમાં ઘસડી લઈ ગઈ હતી.

"તેઓ લાલમલાલ શરાબ પીને તાતેલાં લોહોડાં જેવા લાલ થઈ રહયા હતા અને છાકટપણામાં તેઓને એટલી હીમત આવી ગઈ હતી કે તેઓ હવા સાથ લડતા હતા, કાંએકે તે હવા તેઓના ચેહેરાને લાગતી હતી તથા તેઓ જમીન સાથ લડતા હતા કાંએકે તે જમીન તેમનાં પાંઉં ચુમતી હતી." આવી તેઓની હાલતમાં પરી પીરોજનો મધુર રાગ હવામાં લપટાઈને ગોયા તેઓના કાનમાં પીગલી ગયો હતો અને "જાંણે રાગ આંખે દેખાતો હોય તેમ આંખો ચહડાવીને તથા જાંણે રાગ નાંકે સુંઘાતો હોય તેમ નસકોરાં ઉંચાં કરીને" તેઓ તે ગાએણ તરફ ખેંચાતા, કાંટાદાર જાહાડીયો તથા કવચની વારો કુદાવી જુઉના ગોફાની પછવાડેની ખાહીમાં કમરપુર કાદવ વચે હોમાવી પડયા.

તેઓને તેમના સંપની જે સજા કરવાને જુઉ પોતાની બેટી અને દામાદની કદખુદાઈની ખુશાલીમાં ભુલી ગ

યો હતો, તે તેને મજકુર ખુશાલી અમલ્લુચ બંધ કરવાનું કારણ હતું, માટે ઉપલી હકીકત સાંભલીને તેણે પીરોજને હુકમ કીધો કે તે મુરખોને બેમાલુમ રીતે ગોફા આગલ ઘસડી લાવવા.

પીરોજ એક પલમાં ઉડી ગઈ અને જુઉ પોતાના ગોફામાં જઈ કેટલાએક શુંદર પોશાકના જોડા લઈ આવયો, જેને ગોફાના દરવાજા ઉપર ખીલે ઓલવીને પોતે બેમાલમ થઈ ગયો. તે પોશાકો તમામ જરરીન જડત અને કીસબી વણતના હતા તથા જે જુંજી ગેલાંમોને માટે તે ધારેલા હતા, તેઓ લલચાય પણ તરત પકડાઈ આવે એવા તે પોશાક હતા.

તુર, સલીમ તથા જંદલને કીચલની ખાહીમાથી બાહેર કાહાડતાં પીરોજને વખત લાગો નહી. તેની એક ફુકમાં ખાહીમાંનો કીચલ બેસી ગયો તથા સુકાઈ ગયો, અને તેમા દટાયલા ઉપલા મુરખોના પગ બાહેર નીકલયા. પણ તેઓને બાહેર કાહાડીને ગોફા તરફ ઘસડવા માટે પીરોજને કોઈ નવા એલમ ઈયા હીકમતની જરૂર નહીં હતી. જુઉ જાદુગર ઉપર જીહીત મેળવવાની તેમની લોભી ખાએશ તેમને હીઆં ઘસડવાને બસ હતી, માટે જમીન ઉપર પગ મેળતાંજ તેઓ ગોફા તરફ ધસી આવયા હતા.

આ સઘલી ઉલટમાં સઉથી વધારે આગેવાંની જંદલની હતી. જુઉની જાદુઈ લાકડી જુંતી લીધા પછે તુર પાદશાહ થવાનો હતો અને જંદલ તેનો વજીર થવાનો હતો, માટે જંદલને ઘણી ઉતાવલ અને તલપ થતી હતી. તે જુઉની આદતો થોડી ઘણી જાણતો હતો એટલે ઉજડ ગામમાં એરંડો પરધાન થઈ નીકલયો હતો. તે મોટી લાપસી મારતો હતો કે "યારો જુઉને ઉંઘાવાનો વખત થઈ ગયો છે અને ઉંઘમાંથી બીદાર થવાનો તેનો વખત નજદીક આવયોછે. તેની લાકડી લેવા વનાં સંધું ફોકટ છે અને લાકડી લેવાનો હમણાજ વખત છે."

આગમથીજ સલીમ અને તુરનો વીસવાસ જંદલ ઉપરથી ઉડી ગયો હતો. તેના હુલકાવા ઉપરથી રાજ લેવા જતાં તેઓ કીચલમાં ફસયા હતા. હીઆં વળી ગોફા આગલ તેઓને નરખ અને ગલીચીની બદબો આવવા લાગી અને તુર તથા સલીમને ભય લાગો કે કીચલની ખાહીમાંથી નીકલીને રખે નરકની ખાહીમા પડવાનું હોય, તોપણ જુઉનું રાજ લેવાનો લોભ મોટો હતો. માટે એકવાર ફરી આ દેવજાદા ઉપર વીસવાસ રાખવાને તેઓ આનાકાનીથી રાજી થયા હતા.

એમ કરતાં ગોફાના દરવાજા ઉપરતો આવયા, પણ હીઆં વળી પેલા ખીલે ઓલવેલા ચકચકીત પોશાકોથી તુર અને સલીમનું દીલ લલચાયું. જંદલે ઘણીબી ઓહોસ કીધી કે તે પોશાકને પડતા મેળી ગોફામાં દાખલ થવું અને પેહેલાં જુઉનું ખુન કરવું કે પછે આવા પોશાકો હજારો મળશે. પણ નહી આ ઘર બેઠાં મળેલું કીમતી નજરાણું તેઓને હાથમાંથી મેળવા ગમયું નહી. તુરે એક પોશાક પેહેરયો, સલીમે બીજો પેહેરયો અને જંદલ જે પેહેરવાને ના પાડતો હતો તેને મારી કુટીને તરીજો પોશાક પેહેરાવયો.

આ પોશાકમાં તલેસમાત હતો. તે પેહેરતાંનવાર પેહેરનારાઓનાં દીલ ગોયા બંધાઇ ગયાં. તેમનાં સાંધા જકડાઈ ગયા. તેઓનાં હાથ પગમાં ગોયા બેડી થોકી હોય તેમ તે હાથ પગ ભારી થઈ ગયા. તેઓથી ચલાયુ નહી કે હીલાયું નહી.

પણ વળી તેવામાં એકાએક શેકારી કુતરાઓનું એક ટોલું નીકલી આવીં આ તરણકે જણાઓ ઉપર ઉતરી પડયું અને તેઓના માથાં ઉપર તથા બીજા જાગો ઉપર ચઢી બેસી તેઓને બેજાર કરવા લાગું. તેઓથી ચલાય નહી તાંહાં દોડાય કેમ ? તોપણ અકરવકરે તેઓ નાહાસવા લાગા, મગર શેકારી કુતરાઓ ભોંસતા ભોંસતા તેમની પછવાડે દોડયા, તેઓને જમીન ઉપર તોડી પાડયા, તેમની છાતીપર ચઢી બેઠા અને ગોયા હમણા તેઓને ભખી ખાવાના હોય તેમ જંગલી તથા જહનુતી થયા.

આ કુતરાંઓ જાદુગર જુઉનાં પરીયાં તથા દેવો હતા, જેઓને જુઉએ તુર, સલીમ તથા જંદલને સજા કરવા સારૂં કુતરાંના આકારમાં કામે લગાડયા હતા, પણ તેમનાં બદનને ઈજા નહી કરવી એવો હુકમ આપેલો હતો.

---

## પરકરણ ૧૫ મું અને છેલું.

## મોહોબતનો મેલાપ.

જુઉ જાદુગરની નોકરી કરતી કરતી પરી પીરોજ હવે થાકી ગઈ હતી. આ થોડા કલાકના અરસામાં જુઉએ તેને હજારો વરસના જેટલું કામ સોંપયું હતું અને તેથી પરી પીરોજ થાકી ગઈ હતી.

પણ એ બે દીવસ જુઉની ખરી ઈનતેજારીના, ખરી મેહેનતના હતા, તેમજ વળી મેહેનત સફળ થવાના, ભાગ્ય ઉઘડવાના અને ઘડપણની જીંદગી સુખથી ગુજારવા માટે સાંધનો સાચવવાના એ બે દીવસો હતા.

પીરોજની પરી માતનું આ ટાપુ ઉપર રાજ હતું, પણ જંદલની દાકણી માતાએ માજીનદરાનથી દેશનીકાળ થઈ હીઆં પીરોજની માંને મારી નાખી તથા પીરોજને જાહાડના ઠડમાં બંધ કીધી હતી. એ પછે જ્યારે જુઉ જાદુગર પોતાના ભાઈ અરજાસપના સંપથી અને જાબુલી પહોશી પાદશાહ કોબાદની સામેલગીરી હોવાથી આ ટાપુ ઉપર દેશનીકાલ થયો તારે તેણે તે દાકણીને ઠાર મારી જાહાડના ઠડમાંથી પીરોજને બાહાર કાહાડી પોતાની નોકરીમાં રાખી. પણ પોતાનું કામ પુરૂ થતાં તેને નોકરીથી છોડવવાની તેણે કબુલાત આપી હતી.

તે કબુલાતનો વખત હવે પાકોછે. પીરોજ આજીજીથી પોતાના મુરબીને તે કબુલાત યાદ દેવાડેછે અને જુઉનો જવાબ પણ એટલોજ છે કે "હવે ધારેલું એકજ કામ બાકી રહયુંછે, તે બજાવીને આપણ સરવે છુટીશું."

તે કામ એ કે જુઉની જાદુઈથી જેઓ વચ્ચે જુદાઈ થઈ હતી તેઓની મોબતનો પાછો મેલાપ કરવો. જુના ઘા વીસરવા સારૂં નવા ઘા જરૂરના હોયછે. જુદાઈને સુધારવા સારૂં વધારે જુદાઈનું કામ પડેછે, કે તાર પછે જે મેલાપ થાય તે વધારે મોહોબત ભરયો હોય.

જુઉએ પોતાના વતનથી અને રાજપાટથી ચઉદ વર

સ સુધી જુદાઇ ભોગવી, પણ હવે તેને માજીનદરાની મુલુક સાથ મેલાપ કરવો હતો.

અરજાસપે તથા કોબાદે જુઉથી જુદાઇ મેળવી, પણ આ ટાપુ ઉપર તેની સજા પણ મેળવી અને હવે તેઓની સાથ જુઉએ પાછો મેલાપ કરવો હતો.

કોબાદે પોતાના બેટા તેહેમતનથી આ ટાપુ ખાતે જ દુઇથી જુદાઇ ભોગવી, તે બાપ દીકરાનો હવે મેલાપ કર વાનો હતો.

તેહેમીના તેહેમતનથી લગનનો ગાંઠ બાંધવામાં ઘણી ખાએશમંદ હતી, જે ખાએશ પાર પાડવા વગર પડી રેહેલું તે જુદાઇ સરીખું હતું, માટે તેઓનો પણ લગનના કોલ થી મેલાપ કરવો હતો.

એ સઘલાઓ એકઠા થવાથી ઉપલી જુદાઇ પછે બ મનો પેઆર હાંસલ કરશે, માટે હવે તેઓને એકઠા કરવા ની ખોટી હતી.

જુઉના જાલમી ભાઇ અરજાસપને, કોબાદના કપટી ભા ઇ કાવેને તથા કોબાદને પોતાને પણ જુઉનાં ગોફાથી થોડેક દુર એક જાહાડીની વચે પરી પીરોજે લાવી રાખ્યા હતા. ગરૂડ પખશીના આકારમાં એ પરીએ તેઓના પાપોની ત મને જે યાદ દેવાડી હતી, તેથી તેઓનું મગજ તદન ચક ભમ થઇ ગયું હતું, તેઓનું ભેજું ફરી ગયું હતું અને અંતકરણના દંખથી તેઓ દેવાના સરખી હાલતમાં પડે લા હતા. એકલા કોબાદના નીમખ્હલાલ અને સાચા વજીર નોનરનું મગજ સાંત હતું, કેમકે તે જેમ પોતાના ધણી તરફ તેમજ જુઉ તરફ સાચો રહેલો હતો, માટે ઉ પલા બીજાઓ જારે બુમ, બરાડ, અને ચીચીઆરી પાડતા હતા, તારે નોનર નવધાર આંજુએ રડતો હતો.

આ હાલતની હકીકત પીરોજે દયા ભરેલાં દીલથી જાહેર કીધી અને જુઉએ જવાબ વાલયો કે "તું જોકે મા ણસજાત નથી તોપણ દયા લાવેછે તો હું આદમ અને વ ળી આ કેદીઓનો બેશી થઇ દયાના ગુણોથી ખાલી ન થી." એટલું કહી તેણે તેઓને છુટા કરી હીઆં ગોફા આગળ લાવવાનો પીરોજને હુકમ કીધો.

અને આ હુકમ મુજબ જુઉના ગોફા આગળ મોહો બતનો પેહેલ વેહેલો જે મેલાપ થયો તે તેના ભાઇ અરજા સપ તથા કોબાદ, કાવે અને નોનર સાથ હતો.

તેઓ લેવાયલા, લુટાયલા, લંગડાયલા હતા. તેઓ પવણ સાથ વાત કરતા અને એકેક સાથ લડતા હતા, પ ણ જારે તેવામાં જુઉ પોતે તેઓની સામે આવીને ઉભો તા રે તો તેઓની અચરતીનો દાગ લાગો નહી.

જુઉ બાહેર નીકલતાંને વારજ બોલી ઉઠયો કે "જુ વો યારો, માજીનદરાંનનો હારમાર થયલો પાદશાહ જુઉ હું ઉભો છઉં, હું જીવતો છઉં અને બોલું છઉં તેટલી શા હાદત જો પુરતી નહી હોયતો હું તમારાં દીલ સાથ ભેટું છઉં તથા તમો સરવેને હીઆં બાઇજતથી વધાવી લઉં છ ઉં, તે શાહાદત બસ થશે."

અલબતાં અરજાસપનું ઘેલાપણું ગુમ થયું અને તે અચરતીમાં.તેમજ પશેમાંનીમાં ગરક થઇ ગયો, તે પોતાની સેપ ઠેકાંણે રાખીને બોલયો કે "તું ખરો જુઉ હોય, ઈ આ મને સજા કરવાનો કોઇ તલેસમાત હોય તે હું જાંણુ તો નથી. પણ તારી નાડી ખરેખર ચાલેછે, અને તું મા રાં સરખું માશ અને લોહી ધરાવેછે. તુંને જોવાથી મારૂં દુખ હું ભુલી જાઉં છઉં, તુંને મળવાથી તારૂં રાજ હું તુ ને આપું છઉં, અને શરમીંદો થઇ તારી માફ માંગું છઉં."

એજ પરમાંણે જુઉએ કોબાદને તથા નોનરને મુબા રકબાદી આપી, તેમજ કાવેને મુબારકબાદી એવા શબદોમાં આપી કે તેણે પોતાના ભાઇ કોબાદ તરફ કરવા ધારેલો દ ગો જુઉ જાંણેછે એવું તેણે દેખાડયું અને તેથી તેને પણ અચરતીના વમલમાં નાખયો. એ પછે તેણે અરજાસપને કહયું કે "ઓ ઘાટકી ભાઇ, તુંને ભાઇ કેહેતાં મોહોડું ગં ધાઇ આવેછે, તોપણ તારી તકસીર માફ કરૂં છઉં અને માતર મારૂં રાજ તારી પાસેથી પાછું માગું છઉં."

એ રાજતો અરજાસપ પેહેલેથી આપી ચુકયો હતો, અને તે પસતાવાથી વાત કરવાને પણ અશકત હતો. મ ગર કોબાદે હીમત ચલાવીને પુછયું કે "જો તું જુઉ હોય તો, સલામત કેમ રહયોછે, તે અમોને જણાવ. આ ટાપુ ઉ પર અમે થોડોજ વખત થયો તોફાનથી બચી આવયા છઈ એ, તાંહાં એકાએક તું કેમ આવી લાગો ?"

જુઉએ એકદમ સઘલો ખોલાસો કીધો નહી. તેણે માતર એટલુંજ કહયું કે "દેશનીકાલ થયો તારનો હું આ ટાપુ ઉપર આવયો છઉં અને હીવાં મારૂં રાજ ચાલેછે."

આ રાજની વાત ઉપરથી કોબાદને પોતાનું જાબલુસ તાંની રાજ યાદ આવયું. રાજ ઉપરથી તે રાજનો વારસ યાદ આવયો, માટે કોબાદ પોતાના દલેર બેટા તેહેમતનને ખોહોવા સારૂં માહેતમ કરવા લાગો.

એ ઉપરથી તેઓને હજી વધારે અચરતીમાં નાખવા ની જુઉને તક મળી.

તેણે પેહેલાંતો કોબાદના ગમમાં ભાગ લીધો અને પો તાને પણ એવોજ જખમી ઠરાવા માંગયું. કારણ પુછાવાથી તેણે ખોલાસો કીધો કે "પાદશાહ કોબાદ, જેમ તુંએ તારા બેટાને આ તોફાનથી ખોહયોછે, તેમ હુંબી એજ તોફાન થી મારી ગુલફામ બેટી તેમીનાને ખોહોવાની માહેતમમાં ગીરફતાર છઉં."

આ શુખનો ઉપરથી તુરત કોબાદના મોહોમાંથી અ ફસોસના શુખનો નીકલયા. તે બોલયો કે "ઓ ખોદા ! એ બંને જવાંનો જાબુલુસતાનમાં જીવતાં હોત અને તાંહાં ની ગાદીએ રાજા અને રાંણી તરીકે બીરાજતતો જે દરીઆ વની સપાટીના કીચલમાં મારો તેહેમતન દટાયોછે, તેમાં હું કેવી ખુશીથી દટાઇ જાત."

કોબાદના મોહોમાંથી આ શબદો નીકલયા કે પછે ત રતજ જુઉનો જાદુઇ ગોફો અચાનુચ ઉઘડી ગયો અને અંદ ર તેહેમતન તથા તેમીનાનું શુંદર જોડું બેઠેલું જણાયું. તે ઓ બેસીને સેતરંજની નીરદોશ રમતમાં મશગુલ થયલાં હ તાં, અને તે દેખાવ તેઓના સાદા લેબાશે શુંદર હીરા મો તીઓ કરતાં વધારે ચકચકાટથી દીપતો હતો.

પણ આ વખતે કોબાદ અને તેના આખા રસાલાને ઉપજેલી અચરતીનું બેઆન કેમ થઇ શકશે ! કોબાદના મોહોમાંથી તુરત આ શબદો નીકલયા કે "જો આ ખરો ખા

બ હોયતો એક વાહાલા દીકરાને હું બે વાર ખોહોવાને તઈઆર છઉં."

તેહેમતન અને તેમીના ઉઠીને તેમની આગળ આવયાં તથા કુરનસ બજાવી ઉભાં. તેમીનાએ પોતાના બાપ તથા તેહેમતન સીવાએ બીજા કોઈ મરદને દીઠો નહી હતો, તે આટલા બધા મરદોને જોઈ હેરત થવા લાગી.

કોબાદે પોતાના બેટાને ભેટીને પુછયું કે "તેહેમતન, આ શુંદર નાર કોણ છે ? તારી સાથ તેની ઘણામાં ઘણી ઓળખાંણ થોડાજ કલાકની હોવી જોઈએ અને તો પણ એક જીંદગીના જેટલી પીછાણથી તું તેની સાથ પરોટાઈ ગયો છે તે સા સબબથી ? આપણને છુટાં કરનાર અને પાછાં જોડનાર એ શું કોઈ દેવી છે ?"

મોટા પેઆરથી તેહેમતને જવાબ દીધો કે "પરીપદર, એ કાંઈ અમરગ દેવી નથી, પણ મરગ માણુસ છે, પણ અમરગ કીરતારે તેને મારે હવાલે કીધીછે. બાપની સલાહ મળી નહી શકે એવે વખતે, બલકે બાપ જીવેછે એવું નહી ધારીને, મેં એ નાજનીનને મારે ખાતર પસંદ કીધીછે. એને જનમ આપનાર આ નામદાર પાદશાહ જીઉ છે, કે જેણે મને બીજો જનમ આપયોછે અને જે મારો બીજો બાપ છે."

કોબાદે તેમીનાને પોતાની વહુ અને બેટી તરીકે બાહાલ રાખી અને અચરતીથી પોકાર મારયો કે "મારા સરખા એક બાપે આ બચાં જોડે માફ માંગવી છે એ કેવો જમાંનો."

આગળાં કરતુકોની યાદને વળી જીઉએ વચે પડી અટકાવી અને બેજોરગ નોજરના આ શબદોએ સઘણું સમાધાન કીધું કે—"માજીનદરાંનીએ માજીનદરાંનીને શું એટલા કીને હાંકી કાહાડયો કે તેનું ફળ જાબુલના તખતે આવે ? એક સફરમાં તેહેમતનની બેહેને પોતાનો ભરતાર મેળવયો, બીજી સફરમાં તેના ભાઈ તેહેમતને જાંહાં પોતાને ખોહયો હતો તાંહાં પોતાની બાંનુને મેળવી."

આ ભાશણ આગળ ચાલતાં અટકયું કેમકે પરી પીરોજ તરતજ તોફાંનવાળાં પેલાં વાંહાંણ ઉપરના નાખોદા તથા ખલાસીઓને એકઠા કરીને હીઆં લઈ આવી.

તેઓએ આવીને ખબર કરી કે જોકે વાંહાંણે તોફાનમાં ઘણા જોંકા ખાધા હતા, તોપણ તે સલામત છે અને અમે પોતાને ડુબેલા સમજતા હતા, પણ વાંહાંણના એક ખાંચામાંથી માતર ઉંઘાયલા ઉઠયા છઈએ.

તેઓના આ મેલાપની ખુશાલી બંધ થઈ નહી, તેવામાં વળી પીરોજ પેલા ચંડાલ જંદલ દેવને તથા તુર અને સલીમ છાકટાઓને લઈ આવી. તેઓના દીલ મોહેલો પેલો ચકચકીત જરરીન પોશાક, જેની હેઠલ તેઓ અકરી ગયા હતા તેથી તેઓની ઘણી હસી થઈ અને એક માંણુસમાં જાતી ગુણ સારા નહી હોવા છતાં, બાહેરથી ખોટું દોળ ઘાલવા છતાં તે કેવો પકડાઈ આવેછે તે વીશે અછો ધડો મળયો.

જીઉએ પોતાનું છુપું મંતર ભણીને આ તરણડે બેવકુફોનો છુટકારો કીધો. તેઓએ પોતાના પોશાક કાહાડી, જાંહાંથી લીધા હતા તાંહાં પાછા મેળયા અને જંદલે પોતાની ચાલનો પસતાવો કરી કબુલાત આપી કે ફરી કોઈ આદમજાતને હેરાન કરવો નહી.

પીરોજને જીઉએ મોટા પેઆરથી બેમાલુમ બોસો દઈ મોટાં હેશાન સાથ તેને છુટી અને બોલવી મેળી તથા જીઉએ પોતાની જાદુઈ લાકડીને દરીયાવમાં વામ ને વાર ઉંડો દાટી દીધી, પોતાના ઈલમની કેતાબને પણ તાંહાંજ હોમાવી.દીધી અને પેહેલેથી છેલે સુધીની સઘળી બીના અચરતીથી દંગ થયલાં આ આદમીઓને જાહેર કીધી.

સરવે જણ જાદુઈની જીદાઈ પછે હવે મોબતથી મળીને જીઉના આરાસતે કરેલા ગોફામાં દાખલ થયાં અને તે વખતની અસર પરમાંણે તેહેમતન તથા તેમીનાની સાદી કરી તે દાહાહો અને રાત સરવે કોઈએ નામ રંગ અને ખુશી ખુશાલીમાં ગુજારી. બીજે દાહાડે પેલાંજ વાંહાંણમાં સરવે કોઈ સવાર થયાં, અને જીઉ માંજીનદરાન ખાતે મોટી ધુમધામથી પોતાની ગાદી ઉપર બેઠો તથા તેહેમતન અને તેહેમીના માન અને મીઠાસ સાથે જાબલુસતાનનું રાજ ચલાવા લાગાં.

—ooo—

## વખત.



વખત, કારલાઈલના બોલોમાં "હદ વગરનો, ચુપકીદો, આસાએસ વગરનો, થાક વગરનો, દોડતો, નાહાસતો, ધસતો, ઉતાવલો, સરવેને લપેટી લેનારી દરીયાવની ભરતી મોશાળનો, જે દરીઆવ ઉપર આપણ અને આખી જગત પીછાંની મોશાળે તરેછે, અને ઘડીમાં તે ઉપર છઈએ તથા ઘડીમાં નથી," તે બેમુલા વખતની અગત, કીમત તથા બીજી ખુબીઓથી કોણ અનજાતું હશે ? ઉપલાં ચીતરમાં આ પેલા અલંકાર રૂપે વખત નાંગો, નફકરો અને વસતર વગરનો છે. તેને ભુખ નથી, ઉંઘ નથી, પણ પોતાની મોટી પાંખ વરે તે હંમેશગીમાં ઉડયો જાયછે. પાછલી ગમથી તેના માથાંનું તાલક બોરકું છે, જેથી તે એકવાર નીકલી જવા પછે તેને પીથ પાછળથી ધરી શકાતો નથી. તેના હાથમાં એક મોટું દાતરડુંછે, જે વરે તે જમાંનાને ગોયા કાપીયો જાયછે અને તેના પાછલા ભાગ ઉપર એક કપડું જીહુલે છે, જે ઉપર Finis અથવા સમાપત એવા શબદો લખેલાછે અને જેતી મતલબ એવી થાયછે કે એકવાર વખત જાંહાંથી ગયો તાંહાં બસ થઈ ચુકું, પરં થયું, છેડો આવયો, ઢાંકણ વલયું, બનયું તે બનયું, તે નહી બનવાનું નથી, તે પાછું આવનાર નથી.

એ રીતે વખત એક લખનારના બોલોમાં બે હંમેશગીની વચેની સાંકડી સંઈઓગી ભુંમી છે. એક હંમેશગી જે ભુતકાલ તથા બીજી ભવીશ

છે. વખતની પાંખને કવી કાઉપર કબુતરની પાંખ સાથ સરખાવેછે. તે દાઘ વગરની અને જહડફી છે, તથા રેસ મના જેવી સુમારી અને સડકણી છે. પણ એક બીજા સા એરનાં બોલોમાં "જેમ સોનાનો દરએક સાંખો કીમતી છે, તેમજ વખતની દરએક માનીટ કીમતી છે." તેની એ કી મત તેના આગળ વધવાથીજ છે અને હીંયાં એક સ્ત્રી લખ નારની આ શીખામણ યાદ આવેછે કે "ખોહોવાયલી દો લત ઉદીયોગથી પાછી મળેછે, ભાગી પડેલી તનદરોસતી મ ધીઅમપણાથી પાછી આવેછે, ભુલી ગયલી વીદીઆ અલી આસથી પાછી હાંસલ થાયછે, છુટી પડેલી દોસતી પાછી મ્નાફ થઈ શકેછે, બલકે ગુમાવેલી આબરૂ વટીક સારી વર તણુકથી પાછી હાથ લાગેછે, પણ એવો કોણ છે કે જેણે ક દીબી પોતાનો ખોહોવાયલો વખત પાછો મેળવયો હોય, જે ણે પોતાનાં છટકી ગયલાં વરસોને પાછાં બોલાવયાં હોય, જે ણે તેમના ઉપર દાહાપણનો છાપ મારયો હોય અથવા આ સમાનની કેતાબ ઉપરથી, ગુમાવેલા વખતનો ભય ભરેલો દાઘ ધોઈ કાહાડયો હોય?"

વખતની આ કીમતને લીધે તેને જાલવવો એ માંણ સની મોટાંમાં મોટી ફરજ થઈ પડેછે. જેઓ દુખોની ફરી આદ કરેછે, જેઓ હાથમાંથી વેલા વહી જવાની ફરીઆદ કરેછે, જેઓ તક નહી મળવાનો પસતાવો કરેછે, તેઓ અ ગરજો વખતને શાચવવાની કોશેશ કરે, એટલે જે વખત હાથમાં છે તેટલાંજ તેને ઉપયોગમાં લેવાને ભુલી નહી જા યતો તેઓની ઉપલી ફરીઆદોમાં ઘણો ઘટાડો થાય. મી સીસ વેઢેરેલ નામની એક બીજી સ્ત્રી લખનાર કેહેછે કે "વખત ગેયા મોટો ચોર હોય તેમ તેની સામે પોકારો ઉ ઠાવામાં આવેછે, પણ તેને બરાબર વાપરો અને તે તમા રી પાસેથી જેટલું લેશે તે કરતાં વધારે આપશે." ઈંગરેજી માં એક કેહેવત છે કે "બરાબર વખતે એકજ સાંધો સાત સાંધાને બચાવેછે." કામ બગડતું અટકાવવું હોમતો જેવો પેહેલો વખત મળે તેવોજ તે અટકાવ કરી લેવો જોઈએ. વખત ગમે એવો દોડતો છે, તોપણ તે આપણને કેટલીક વખત ધીમો લાગેછે અને તે તેની ચોકાસીથી ચોકી કરવા નો વખત છે. એક ચોકીદારનો વખત જલદી જતો નથી, તો પછે વખત હાથમાં રેહેતો નથી, એમ કેમ ફરીઆદ થ ઈ શકે?

ગુતેહનું આ કહેલુંછે કે "વખત પસાર થઈ જવા પછે આપણે તેની પુઠે દોડી તેને પકડી શકતા નથી, તારે તે પસાર થાયછે તેવામાં તેના તરફ ખુશી ભરેલાં દીલથી ઉ લટ બતાવવી જોઈએ." ફેલડામ નામનો એક બીજો લખ નાર વખતને એક વાંહાણ સાથ સરખાવેછે. "તે વાંહાણ લંગડ નાખતું નથી, અને જાંહાંસુધી હું વાંહાંણ ઉપર છ ઉં તેટલાં એવી સંભાલ રાખું કે તેથી મારાથી સલામત કી નારે ઉતરી શકાય." એક તરીજો લખનાર કેહેછે કે "ખોદા તાલા દરએક બખશેશ આપવામાં સખી છે, પણ વખત આપવામાં ઘણો બખીલ છે. તે સાહેબ દર વખતે આપણ ને એકેક પલ આપેછે, કદી બે પલ સાથે આપતો નથી, તે મજ એક પલ પાછો લીધા વના બીજો આપતો નથી ઇઆ બીજો આપતી વેળા તરીજો પલ પોતાની પાસે રાખવાને તે દાદગર ભુલતો નથી, જેથી તે તરીજો પલ આપણને મ ળશે કે નહી, તે આપણ કહી પણ શકતા નથી. એટલા માટે આવતી છેલી ઘડીને સારૂં તઈઆર રેહેવાનો ઉપાય એ છે કે જેટલી ઘડીઓ મળે તે સરવેને બરાબર ખરચવી. હાલના વખતનો ગેયા છેહો નહી હોય તેમ તેના ઉપર આપ ણે ભરૂસો રાખીએ છઈએ તથા આવતા વખતનો જાંણે શ રૂઆતજ નહી હોય તેમ તેને આપણ ભુલી જઈએ છઈએ."

એ રીતે વખત હાથમાં હોય તેટલાં તેને સાચવવાની એક અવાજે આપણને નશીએત મળેછે અને એ રીતે વખ ત દરઘડી, દર પલે ચાલયો જાયછે. સારા કે માઠા વખત માં, આલસમાં કે આ ઉદયોગમાં, લાએકીમાં કે નાલાએકી માં, નેકીમાં કે બદીમાં તે એકસરખો ચાલયો જાયછે, અને દુનીયાંની શરૂઆતથી આજ સુધી તે ચાલતો રહયોછે. તે ની પીઠ ઉપર હજારો વરસના ચોરા ચહડયાછે, તે હજારો વરસનો જુનો છે, અને તેથી આગલા વખતની ગઈ ગુજ રી દોડ તે દુનીયાઈ અનજમાશની, પરજાઓના અનુભવની મોટ્ટા કેતાબ છે. જેમ દુનીયાં જુની થાયછે, તેમ દાહી થાયછે. ગયલા વખતની ભુલો વખતની તવારીખ ઉપર નો ધાઈ રેહેવાથી હાલના વખતનું માંણસ સુધરેછે અને એ રીતે ગણતાં વખત એક મોટો શીખશક છે. વળી વખત મોટામાં મોટો સુધારાવાળો છે. જે સુધારાઓ સામે પેહેલાં દુશમની હતી, તે સુધારાઓ વખત જતાં પોતાની મેળે આ લુ થાયછે અને એકેક માંણસમા તેમજ પરજાઓમાં વખત જ સઘલો સુધારો કરાવેછે. પણ વળી વખત મોટા ફેરફા રો પણ કરેછે. કાંસાંના કીલલાઓને વખત તોડી પાડેછે, અને કોઈ ચીજ વખતથી ફના નહી થાય એવી નથી.

નામાંકીત સીસરો કેહેતો હતો તેમ "વખત માંણસ ની ધારણાને ખોટી પાડેછે, પણ ખુદરતની ધારણાને ખરી પાડેછે." વખત દુખ ભુલાવેછે, સુખ અપાવેછે, કજીઓ વીસ રાવેછે, લડાઈ બંધ પાડેછે, સુલેહ કરાવેછે. જે ઈનસાફ તર ત નહી મળી શકેતો, તે વખત જતાં મળેછે. એ સઘલું જોતાં વખત કીમતી અને બેમુલો છે તથા તેને હાથમાંથી ખોહોવો એ મોટી ભુલ છે. પણ વળી તેને હાથમાં રાખીને આડે મારગે વાપરવો એ વધારે મોટી ભુલ છે. વખત સા રાં કાંમોને માટે આપેલો છે, પણ બુરાં કાંમો કરવાં એ વખ ત હાથમાં નહીજ હોવા અથવા તેને ખોહોવા બરાબર થાયછે.

## માથાંના દરદો.

આદમીને થતાં દુખ દરદોમાં માથાંનું દરદ સઉથી સાધારણ છે. કોઈને ચાલતાં ચાલતાં માથું દુખી આવેછે, કોઈને બોલ બોલતાં માથું દુખેછે, કોઈને સહવારનાં માથું દુખેછે અને બપોરનાં ઉતરી જાયછે, કોઈને આખો દાહાડો માથું દુખેછે, કોઈને રોજ માથું દુખેછે, ટુકમાં આપણ સ રવેને માથાંના દુખારાની થોડીઘણી અજમાશ છે. કોઈવા ર એ દરદ માથાંના એક આગળ જેટલા નાહાના ભાગમાં થાયછે, કોઈવાર તે અરધું માથું પકડેછે અને કોઈવાર આ ખાં માથાંમાં દરદ થઈ આવેછે; કોઈવાર અમસયું સેજ દ

ખોયા કરેછે, પણું કોઈવાર ભાલા ભોકાય એવા ધોંકા મારે છે અને કોઈવાર માથું ફતર જેવું ભારી થઈ જાયછે; એટલી જુદી જુદી હાલત માથાંનાં દરદોની છે.

હીઆં દરદો કરી લખયાંછે, કારણ કે જોકે સઘલું દરદતો માથાંમાંજ થાયછે અને જોકે દુખારો ઘણોખરો એકજ સરખો લાગેછે, તે છતાં માથાંનું દરદ એક નથી પણ ઘણી તરાંહના છે. જુદી જુદી જાતના તાવમાં, ભેજાં ઉપર થતાં દરદોમાં, અને બીજા કેટલાક રોગોમાં માથું દુખેછે, પણ તે કાંઈ ખરેખર માથાંનું દરદ નથી. તેતો તેવા ખાશ રોગ ઈઆ મરજને લીધે થઈ આવતો માથાંનો દુખારો છે, જે તેવા રોગની ખાતર નીશાંણુ તરીકે છે. તે રોગ સાજો થાય એટલે તેવો માથાંનો દુખારો નરમ પડેછે. પણ જે ખરેખર માથાંનાં દરદ છે, તે એવા રોગોથી વેગલાં છે. એવા રોગો થાય ઈઆ નહી થાય તોપણ તે માથાંમાં થઈ આવેછે અને તેવાં દરદો વીશે હાલ "વઈદક ગનાન" ની મદદથી આપણ કાંઈક બોલવા બેઠા છઈએ.

એક જાતનું માથાંનું દરદ જેને ઈંગરેજીમાં "બીલીઅસ હેડએક" અથવા પીતવીકારનો માથાંનો દુખારો કેહેછે, તે પીતના ઉછાલાથી કરીને પેદા થાયછે. પીતનો ઉછાળો ઘણું કરીને અજીરણ અથવા બદહજમીથી થાયછે અને તે વેળા પેટમાં પેદા થતો પીત પોતાનું કાંમ બજાવાને બદલે ઓકારીથી બાહેર નીકલવાનો ઉછાળો કરેછે. એ ઉછાલાથી જે "દરદે સીર" થાયછે તે ઘણુંકરીને સહવારનાં દુખવાનું શરૂ થાયછે અને આખાં માથાંને બદલે ભવાં આગળ અથવા કાનપટી આગળ દુખારાનું જોર વધારે રેહછે. આ દરદીના આંખોનાં ડોળા સુધી માંથાંમાં ધોંકા મારેછે અને ભુખનું જતું રેહવું તથા એવીજ બીજી બદહજમીની નીશાંણો એ દરદમાં માલમ પડેછે. પણ પીતનાં માથાંના દરદમાં જાહાડો કબજ થઈ જાયછે અને ઓકારીથી ખાટું પીત બાહેર નીકલવા પછેજ તેને કરાર વળેછે. આવા માથાંનાં દુખારાનો મુખીઅ એલાજ જાહાડાની કબજીઆતને મટાડવા તથા અજીરણના બીજા ઉપાયો કરવામાં છે અને એ કારણ દુર કીધાથી તેનું પરીનામ એ માથાંનો દુખારો પણ પોતાની મેળે દુર થાયછે.

બીજું માથાંનું દરદ "નરવસ હેડએક" ના નામથી ઓળખાયછે, જે નબલાઈનું દરદ છે. નબલા ઈઆ પોચા બાંધાના માંણસોને એ દરદ વધારે થાયછે. એવા નાંજુક આદમીઓને અને અગત કરીને ઓરતોને થંડી લાગવાથી, તેમજ અચણુચ ધાસતી, ફીકર ઈઆ અંદેશાથી, અથવા મગજને ઘણી થાક આપવાથી, ખરાબ હવસોથી, દસતાંન ઈઆ ધાત જવાથી, નબલી ઓરતોએ ઘણું ધવાડવાથી, ઘણા ઉજાગરાથી અથવા બાજે વખત દાંતના દરદથી એ દુખ ઉતપન થાયછે. એ વેળા આખું માથું જોર પકડેછે અને એ દરદ અચણુચ વધી જાયછે, પણ જેમ તે અચણુચ વધેછે, તેમજ તે અચણુચ ઘટી પણ જાયછે. માથાંમાં જોસથી ખીલા મારયા હોય અથવા ભાલા વાગતા હોય એવી કીસમનું દુખ આ દરદ મધે થાયછે. ચેહેરો ફીકો, માથું ઠંડું, તથા મગજે ફેર ચકર અને આંખે અંધારાં એ પણ આ દરદની સાધારણ નીશાંણો છે.

કેટલીકવાર એ દરદ સાંજનાં થાયછે અને રાતનાં ઉંઘમાં નરમ પડેછે, પણ બીજી કેટલીકવાર એ દરદના જોરને લીધે ઉંઘ આવતી નથી અને આખી રાત દરદના કંટાળામાં ગુજરેછે. આ દરદમાં દવા દારૂના જે ઈલાજ છે તે ફરમાવાનું કાંમ ડાકટરનું છે પણ તે ઉપરાંત સાધારણ ઈલાજ એટલોજ છે કે દરદીને પુશટીકારક અને કુવતમંદ ખોરાક આપવો. આ માથાંનું દરદ મુખીઅ કરીને નબલાઈથી પેદા થાયછે અને નબલાઈ દુર કરવી એ તેનો સઉથી સરસ એલાજ છે. સરદીમાં ફરવું નહી, હાથ પગને ઠંડા રાખવા નહી, પણ મોજાં પેહેરી રાખવાં, શરીરમાં ગરમ કપડાં પેહેરી રાખવાં તથા માથાંને ઉજાગરાથી, ઘણું વાંચવા લખવાથી, ઈઆ ઘણી ફીકરથી મેહેનત આપવી નહી. આ સાધારણ સંભાલ ઉપર જો ધેઆન આપવામાં આવેતો આપણી બાંનુઓમાં નબલાઈને લીધે માથાંના દુખારાની હંમેશ જે ફરીઆદ સાંભળવી પડેછે, તેઓને કપાલે હમેશાં જે પાટો બાંધવો પડેછે તેમાં ઘણો ઘટાડો થાય.

તરીજી જાતનું માથાંનું દરદ અરધાં માથામાં થાયછે અને તેને આપણા લોકો "આધાસીસી" કેહેછે. એ વખતે જેમ કોઈવાર અરધાં માથાંમાં ઈઆ અરધાં કપાલમાં તેમજ કોઈ બીજીવાર માથાં અથવા કપાલનાં કોઈ ભાગમાં એકસરખું દરદ થયા કરેછે. તે દરદ ઘણું જોરમાં થાયછે અને તેની એક ખાશ ઓલખ એ છે કે જાંહાં તે દુખારો થતો હોય તાંહાં હાથ લાગાથી દરદમાં વધારો લાગેછે. આધાસીસીના દરદીના માથાંમાં જે ભાગ આગળ દરદ થયું હોય તે ભાગ આગળની આંખ લાલ થઈ આવેછે તથા તેમાં ખેંચાંણુ અને ભાર લાગેછે. કોઈવાર જેમ તડકું પડતું જાય તેમ આ દુખ વધતું જાયછે અને જેમ સુરજ નમતો જાય તેમ એ દરદ ઓછું થતું જાયછે. કોઈવાર એ દરદ થોડો વખત જોસમાં ચાલી પછે નરમ પડી જાયછે, કોઈવાર તે લાંબો વખત સુધી જારી રેહછે અને કોઈવાર દરરોજ ઈઆ આંતરે આંતરે તે એકજ વખતે થઈ આવેછે. આ દરદ પણ ઘણીવાર નબલાઈથી તથા ચમક અને એવાજ બીજા નબલાઈવાળા મરજોથી પેદા થાયછે અને "મેલેરીયા" નામનો જેહેરી તાવ જે ખરાબ હવાથી પેદા થાયછે તે હવા પણ આ માથાંનાં દરદને પેદા કરનારૂં એક ખાશ કારણ છે.

એક બીજું માથાંનું દરદ "રહયુમેટીક હેડએક" કેહેવાયછે. "રૂમેટીક દરદો" તે સંધીવાનાં દરદો છે, અને સંધીવાથી જેમ બદનનાં સાંધાઓમાં તેમજ માથાં ઉપરનાં ચાંમડાંમાં પણ વાસો કરેછે. સંધીવાના મરજના કારણો તથા તેને લગતો બીજો ખોલાસો અમારાં પેઆરાં વાંચનારાંઓને માટે અમારા ગયા જુન મહીનાના અંકમાં આપયેછે અને જેહેરી વસતુથી લોહીમાં જે બગાડ થવાથી સંધીવાની ઉતપંતી તેમાં જણાવીછે તેજ કારણ આ માથાંનાં દુખારાનું પણ છે. બીજા ભાગનાં સંધીવાની મીશાળે ઠંડી હવા અથવા હવાના અચણુચ ફેરફાર માથાંના આ સંધીવાને કારણ આપેછે, જેથી એ દરદ શરૂ થવા પેહેલાં માથું તથા ચેહેરો ઠંડો લાગેછે, અને પછે કપાલથી તે બોચી સુધી માથાનાં ચાંમડાં અને માસમાં એટલું દરદ થઈ આવેછે કે ફકત માથું હીલવવાથી અથવા ખાતર તેપર હાથ લ

ગાડવાથી દરદ ઘણું વધારે લાગેછે. એ દરદ માથામાં એક બાજુથી બીજી બાજુએ દોડતું ફરેછે. જુના સંધીવાની મીશાળે એ દરદ લાંબો વખત સુધી જારી રેહેછે અને કોઈવારતો સંધીવાનાં દરદીને તે હંમેશનું અથવા ઘણું સાધારણ થઈ પડેછે, પણ તેની સાધારણ હાલતમાં દરદનું જોર લગાર નબલું રેહેછે.

હજી એક જાતનાં માથાંનાં દરદનું ટુક બેઆન આપવાનું રહયુંછે. તે લોહીના જોસાથી પેદા થતું દરદ છે. માથાંની અંદરની નેસોમાં ઘણું લોહી ધસી જવાથી અથવા ભેજાં ઉપર તેનો વધારે જમાવ થવાથી આ દુખારાને કારણ મળેછે. એ દરદની વેળા માથું ઘણું ગરમ થઈ આવેછે, ચેહેરો તથા આંખો લાલ થાયછે, નાડી ઉતાવલી અને ભરેલી ચાલેછે, કાંનમાં આવાજ તથા ધપકારો થયા કરેછે, હાથ પગ ઠંડા રેહેછે અને પુશકલ બેચેનીને લીધે ઉંઘ આવતી નથી. આ સઘલી નીશાંણો લોહીનાં જોસથી જારે માથું જોરાવર દુખેછે તે વખતની છે, પણ કેટલીકવાર એ દરદ નરમ હાલતમાં માલમ પડેછે અને તે વખતની કેટલીક નીશાંણો ઉપલાંથી ઉલટીજ હોયછે. એ વખતે માથાંમાં દુખના કરતાં ભાર વધારે લાગેછે, સુસતી અને કેફ જેવી આંખમાં એટલી ઘેણ રેહેછે કે ઉંઘ બહુ આવેછે. નાડી ધીમી ચાલેછે, ચેહેરો ફીકો દેખાયછે તથા આંખે જાંખું દેખાયછે. આ બે પરકારનાં માથાંનાં દરદમાંથી પેહેલું ઈઆને જોરાવર દરદ ઘણું કરીને લોહીઆર માંણસોને વધારે થાયછે. જેઓને નાંકનાં નસકોરાં ફુટીને તેમાંથી લોહી જવાની આદત હોય અથવા જેઓને બીજી રીતે લોહી જતું હોય, તે લોહી જો એકાએક બંધ પડેતો તથા ખાધાપીધામાં બેઅંદાજ રેહેવાથી મગજે લોહીનો જોસ ચઢેછે અને તેથી જોરાવર માથું દુખેછે. પણ ઠંડી તથા સરદીથી, તંગ પોશાકથી, વાંકા વળીને ઘણીવાર કાંમ કીધાથી, કેફથી તથા બીજાં કારણોથી મગજે લોહી ચટી જવાનું જે દરદ પેદા થાયછે તે ઉપલી નરમ જાતનુંછે. આ દરદમાં દવા ઉપરાંત જેલાબ અને કાંનની ઉપરથી જલો મેળવી એ ઘણું અકસીર એલાજ છે.

માથાંનાં દરદો ઉપર આપણા લોકો ભર ચોપડના અનેક ઉપાયો વાપરેછે. કોલાનવાટર, લવંડર વાટર, ઈતીઆદીને પાંણીમા ભેલીને માથાં ઉપર લગાડવાનો ઉપાય જારે માથું ગરમ હોય તારેજ કારગત લાગેછે. આવે વખતે કપડાંને તેનાં પાંણીમાં બોરીને માથાં ઉપર મેળવામાં આવેછે, પણ કપડાંની નાહની ચીપને કપાલ ઉપર લીણવીને મેળવામાં ભુલ છે, અને તેથી ઓર અવગુણ થાયછે, કેમકે આખાં માથાંને તે ઠંડાં કપડાંમાં લપેટવું જોઈએ. તેમજ વળી કપડું લીણવીને મેળવા પછે ઘણો વખત સુધી રાખી મેળીને તે કપડાંને સુકવવા દેવામાં પણ સાંસું નુકસાન થાયછે, તે કપડાંને ભીંજેલું ને ભીંજેલું રાખવામાં મોટો ફાયદો છે. માથાં ઉપર કીટલીમાંથી ઠંડાં પાંણીની ધાર નામવી અથવા "શાવર બાથ" ના નળની હેઠે માથું રાખવું એ પણ માથાંના દરદમાં અગતનો ઉપાય છે, પણ યાદ રાખવું કે એ સઘલા ઉપાયો માથું જારે ગરમ હોય તારેજ કાંમ લાગેછે. સંધીવાના તથા એવાંજ બીજાં માથાંનાં દરદો, જારે માથું ઠંડું હોય તારે માથાં ઉપર ગરમ વસતુઓ લગાડવા તથા સેક કરવાના ઉપાયો અગતનાછે.

## પામપીઆઈ શેહેર.



દુનીયાની અજાએબીઓમાં પામપીઆઈ શેહેર એક અતીઅંત નવાઈ જેવી અજાએબી છે. વખતના દોર આગળ કશું ટકતું નથી અને જાહોજલાલી ભરેલાં આબાદ તથા ભરપુર મુલુકોને એક લેહેજામાં ફના થતાં કસો વીલમ લાગતો નથી, તે બાબે મોજીલા અને ખોદાને ભુલી જનારાં આદમીઓને ખુદરત તરફથી મળતા ધડાઓમાં સઉથી અસરકારક ધડો પામપીઆઈ શેહેર છે. અરવાચીન કાળની ભુગોલના સફા ઉપરથી એ શેહેર ગુમ થયુંછે, દુનીયાંના શેહેરોની ગણતરીમાંથી તેનું નામ નીકલી ગયુંછે અને આગળા વખતની તવારીખની એક યાદદાસત સીવાએ તથા મુસાફરોને ખુદરતના ભેદોથી અચરત કરનારી એક નીશાન સીવાએ બીજી કોઈ રીતે એ શેહેર આપણી જાણમાં રહયું નથી. પણ વળી બીજા પુરાતન શેહેરોની મીશાળે ફકત જમાંનાના દોરે એ શેહેરનો અંત આણયો નથી. પરસીપોલીસ ઈઆને બાબીલોનની મીશાળે જાહોજલાલીમાં લાંબો જમાંનો કાહાડવા પછે માતર વખતના નાશકારક હાથે તેના મેહેલો અને એવાંનો, મોહોલાઓ અને ચોકોનો નાશ કરયો નથી. પામપીઆઈતો ઉપરતાંજ, ભર ઉલટમાં, ભર ઉમેદોમાં ખુદરતી કોપથી ખુવાર થયુંછે અને તેની અસરોમાં આજે તે આપણને અચરત કરેછે.

ઈટલી દેશના પશચીમ કોસટા ઉપર નેપલશ શેહેરથી ૧૦ માઈલ દુર પામપીઆઈ આવેલુંછે. વીસુવીઅસનો મોટો બલતો પાહાડ જે લાંબી મુદત સુધી સુસત રેહેવા પછે ફરીથી પેહેલવેહેલો સને ૧૭૬૭ માં ફાટો હતો અને જેના બલતાં સીખરમાંથી બલતી પદારથો અને રાખના વાદળો છેક નેપલસ સુધી પોહોંચેછે, તે પાહાડના તલીઆંથી પામપીઆઈ શેહેર દુર નથી. રૂમી શાનશાહાતની જાહોજલાલીના વખતમાં એ શેહેર ભરપુર હતું અને ઈમારતોથી તથા બીજા હોનરના સણગારથી તે ઘણું દીપી નીકલયું હતું. તેની આગમનના વખતથી તેની દેવાલો દરીઆવના મોજાથી ધોવાતી હતી, પણ હમણા તે દરીઆવ પાછળ હટીને ઘણેક દુર ગયેછે. એવી જાહોજલાલીના વ

ખતમાં ઇસવી સને ૭૯ માં ઇઆને આજ ૧૮૦૦ વરસ
ની વાત ઉપર, જાર ફતેહમંદ રોમન શાનશાહ જુલીઅસ
સીઝર પશ્ચીમ યુરોપને જીતી રહયો હતો, જારે
હાલ લડાઇથી ધ્રુજતું ફરાનસ તેની લડાઇઓથી ધ્રુ
જી રહયું હતું તથા જારે બરીટન દેશમાં તેનું રૂમી રાજ
સથાપવામાં આવયું હતું, તે સને ૭૯ ના સાળમાં આ
ગસટ મહીનાની ૨૨ મી તારીખે એ શેહેર ગરક થયું હતું.

એ તારીખની રાતે પામપીઆઇનાં રેહેવાસીઓ સરે
સતાની મોજ જોખમાં પડેલા હતા, કોઇ ઠેકાંણે નાચરંગ,
કોઈ ઠેકાંણે ખાના પીના, કોઈ ઠેકાંણે એશ અશરત અને
કોઈ ઠેકાંણે છંદ અને ખરાબખાજી ચાલતી હતી, તેવામાં
અચબુમ એક મોટો ધડાકો સંભળાયો, તેના ભયંકાર આ
વાજે સરવેને ઘભરાવી નાખ્યાં અને થોડા વખતમાં રાખ
તથા ધુમાડાનો આખાં શેહેર ઉપર ગોયા વરસાદ વરસવા
લાગાથી શેહેર તેની હેઠલ દટાઇ ગયું.

આવી હાલતમાં અને લોકોના અનજાનપણા વચે
૧૫ સદી ગુજરી ગઈ. પામપીઆઇ કાંહાં દટાઇ ગયું તે
ની કશી નીશાણ પણ રહી નહી અને તેને લગતાં સરવે ગ
નાન ઉપર ગોયા ટાંકણ વલયું. પણ ઉપલી પંદર સદી જ
વા પછે એક ગામડીયા રેહેવાસીને કેટલીક જમીન ખોડતાં
કાંસાંનું એક પુતલું હાથ લાયું, જે લઈને અચરતી તથા
ખુશાલીથી બુમ મારતો તે નેપલસ ગયો. આ વાત જાહે
ર થતાંજ ઇટલીના વીદવાન લોકોમાં વધારે ખોલ કરવાનો
શોખ પેદા થયો અને પહરાઇ તથા કોહાડીને ઉદીઓગ ત
થા ઇનતેજારીથી કામે લગાડવાથી વધારે વસતુઓ હાથ આ
વવા લાગી. દરએક નવી શોધે શોધને આગળ વધારવાનું
કારણ આપયું અને એમ કરતાં સદીઓ સુધી એકઠું થય
લું મરોડું તથા રાખ ખસેડીને એક લગભગ આખું શેહેર
ગોયા નવે જનમે જનમયું છે તથા રોહોડ હજાર વરસે તેણે
દુનીયાંની રોશની પાછી જોઈછે.

ખણી કાહાડવા પછે આ શેહેરની જે હાલત માલમ
પડીછે તે ઉપરથી મુસાફરો હીઆં સુધી કેહેછે કે એની બ
રોબરનું શેહેર હજી દુનીઆંમાં એકે નથી. તેના ઘરોનાં
છાપરાં બલીને તથા બલતા ફતરોથી ભાગીને પડી ગયાં, અ
ને તે ઉપર મરોડું ફરી વલયું, તે સીવાએ ઘરોના સઘ
લા નીચલા ભાગો આખા રહયાછે અને તે ઇમારતો જેમ
નીતેમ સલામત ટકીછે. ઘણાખરાં ઘરો બે મજલાના જોવા
માં આવેછે. અને એ પરમાંણે અમસથાં ઘરો ઇઆ છુ
ટી છવાઈ ઇમારતો નહી પણ મોટા મોટા રસતાઓ અને
મોહોલાના મોહોલાઓ પાછા હાથ આવયાછે. આમન
સામન ઘરોની વચે પુરાઇ ગયલું મરોડું સાફ કરવાથી પા
કી બાંધણીના, મોટા, ધોરી રસતાઓ જોવામાં આવયાછે,
જેમની આમન સામન ઘરોની હાર, તથા બાગબગીચા,
જાહાડપાંન, દરવાજા, દેવાલો, પુતલાંઓ અને ફુંવારાઓ
નો સઘલો સીણગાર જોવામાં આવેછે. આ શેહેર એકજ
વખતે સઘલું દટાઈ ગયલું દીસતું નથી. તેના ઉપર ખા
ખના આઠ જુદાં જુદાં પડ જોવામા આવયાંછે અને એ દ
રએક નવા હોમલાની વચે રેહેવાસીઓ પોતાનો કીમતી માલ
લઇ જવાને પાછા આવેલા તથા તેવામાં નવા હોમલાથી દ
ટાઇ ગયલા એવા દાખલા મળી આવેછે. એક જણ માતર
૬૦ સીકા તથા એક રૂપાંની રકાબીને ખાતર પછવાડે રહી
જવા પછે બારીએથી નાહાસી જતાં મરણ પામેલો જણાય
છે. રૂમી સંતરીઓ પોતાના પેહેરા ઉપરજ મરણ પાંમયા
છે, એક મંદીરની અંદર એક પાદરી કીરીયા કરતાં અચબુ
ચ ગુંગલાઇ જવાથી એક પહરાઇ વરે બારણું ફોડતાં મુવે
લો જણાયોછે.

આ સરવે આદમીઓના તો માતર કાલબુદજ મળી
આવયાંછે. પણ બાકીની સઘલી વસતુઓ અસલ હાલત
માં જેમની તેમ અનાંમત અને સલામત રહીછે. ઘરો
છાપરાં વગર આખાંને આખાં ઉભાંછે, તેમની ઉપરની નક
સી, રંગ તથા સણગાર જેમનોતેમ અનામત રહયોછે ત
થા તેમની અંદરનો સઘલો સામાન પણ જેવો દટાઈ ગયો
હતો, તેવોજ, તેજ હાલતમાં અને તેજ જગોએ મળી આવ
યોછે. એક જાહેર ઇમારત આગળ એક દેવાલ અરધી બાં
ધેલી મળી આવીછે, જે ઉપર શેહેર દટાયું તે વેળા કાંમ
ચાલતું હતું, તે દેવાલ ઉપરનો ખરચી ચુનો ગોયા આજે
લગાડયો હોય એવો તાજો લાગેછે. ઘરોની અંદરથી લોકો
નાહાસતી વખતે જેવા ઘભરાટમાં પોતાનો સામાન મેળી
ગયા હતા, તેવાજ ઘભરાટમાં તે સરવેની શોધ થઇછે. ઘં
ટીઓ, ચકીઓ, તથા ખેતીવાડીનાં હથીઆરો જેવાં આજે
આપણ વાપરીએ છઇએ તેવાંજ પાંમપીઆઇ ખાતેથી મળી
આવયાંછે. દુકાંનની અંદર વેચવા મેળેલો સામાન જેમનો
તેમ દટાઇ ગયલો બાહેર આવયોછે. કોઇમા સોના રૂપાના
દાગીના, કોઇમાં વાહાડકાપના હથીઆર, ઇતીઆદી જોઈ
એ છઇએ. એક ઠેકાંણેથી ખાવાની રોટીયો મળી આવી
તે ૧૫ સદી પછે તાજીને તાજી દીસતી હતી અને એવી કે
તેની શોધ કરનારાઓ તેને ખાઇ જવા તઇઆર થયા હતા.

પામપીઆઇની આ શોધ ઉપરથી એ શેહેર ઘણું શું
દર અને સુધરેલું માલમ પડેછે. અગત કરીને તેના ઘરો
તથા મેહેલોના દીવાનખાનાં વધારે રોણક આપેછે. દરએક
ઘરના દીવાનખાંનાંની જમીન તરાંહદાર ફતરોને ગોઠવીને
ગાલીચારોકી બનાવીછે. દરએક દીવાનખાંનાંની વચે થાંભ
લાઓની હાર તથા તેની વચે પાંણીની એકેક ટાંકી બાંધેલી
છે. બારણાંઓને મથાલે તેમજ થાંભલાઓ ઉપર તથા બી
જી જગોએ પુતલાંઓ, ફુલો, તથા બીજાં તરેહવાર ચીતરો
ઘણીજ અચ્છી રીતે દેવાલો ઉપર સણગારેલાંછે. એ રીતે
પામપીઆઇની શોધથી એક દબદબાવાલું અને જાહોજલાલી
ભરેલું શેહેર આજે ઉંઘાડું પડયુંછે અને તેની રચનાં વી
શે વાંચનારાંઓને કાંઇક ખેઆલ મનમાં ઉતારવા માટે એ
શેહેરનાં એક ઘરનાં દીવાનખાંનાંનું એક ચીતર આપી આ
હેવાલ સમાપત કરીએ છઇએ. કેહેવાની કાંઇ જરૂર નથી
કે આ દીવાનખાંનું જેમ આપયું ચીતારયુંછે, તેમનું તેમ
અને તેટલું બધું આખું તે આજે રહયું નથી, પણ તેના
રહી ગયલા ઘણાક ભાગો ઉપરથી કલપનાથી તેના પડેલા ભા
ગોને વધારી તે દીવાંનખાંનું કેવું હશે તેનો આ ભરોસા
ભરેલો આકાર ઉભો કરયોછે.



પામ્પીઆઈ શેહેરના એક ઘર મધેનું દીવાનખાનું.

# નેપોલીઅન ૩ જો.



(ગયા અંકથી બાકીનું સાંધણ.)

હવે લુઇ નેપોલીઅનના ચહડતા વખત તરફ આપણુ આવીએ છઇએ. તેની પડતી દસા, તેની ગરીબાઇ, તેની નાહાસ ભાગ, તેની ધરપકડ, અને તેને કેદખાને પડવાનાં દાહાડાનો સઘળો હેવાલ ગયા અંકમા પુરો થયોછે અને હવે તેનું ભાગ્યેગ ઉંઘડવાના અને તેનો સેતારો બુલંદ થવાનો, તેને દોલતમંદ થવાનો, તખ્તે ચહડવાનો અને ઉપલા ચીતરમા બતાવયુંછે તેમ તાજદાર રાજવંઉસીઓની બરોબરની પદવીએ બેસવાનો, તેની કીરતીવાન જીંદગીનો બીજો ભાગ શરૂ થાયછે. પીકરડીના પરગણામા સોમ નદી ઉપર હામના કીલલામા લુઇ નેપોલીઅન કેદ પડયો તાંહાંસુધીનો હેવાલ આપણે તપાસી ચુકયા છઇએ. તે કીલલાનું કેદખાનું લુઇ નેપોલીઅનની જવાનીમા છેલું હતું. તે કેદખાનામાથી છુટા પછે ફરાનસની ગાદીએ બેઠો અને હવે ગાદી ઉપરથી ઉઠીને પાછો કેદખાને ગયો તે નજદીક ૩૦ વરસના અરસામા લુઇની જીંદગીમા નાહના બનાવો બનયા નથી.

હામના કીલલામા કેદ હતો તે અરસામા લુઇ નેપોલીઅને ઘણાક ચોપાનીયાં છપાવયાં હતાં. "તોપ ખાતાંની તવારીખ તથા તલવ" નો તેણે એક ગરંથ લખયો, તે સાથે ઈંગલંડના વરતમાન પતરોને મળતાં છુટાપણા સાથ ફરાનસના વરતમાન પતરો ઉપર રાખેલી બંદીના મુકાબલાની ઘણીક બાબતો તેણે છુપે નામે લખી હતી. આટલાનીક અને માહાશાગરોને એક નેહેરની મારફતે જોડી નાખવાની ગોઠવણ પણ એક વાર તેના ધેઆનમા આવવાથી તેણે છપાવી હતી. આ કેદખાનામાં પાંચ વરસ નીકલી ગયાં. એ મુદતની આખરીએ તેનો બાપ ઇટલી દેશમાં મોતને બીછાંને પડયો અને લુઇએ તેને મલવા જવાની ફરેંચ સરકાર પાસે રજા માંગી તથા પાછો ફરવાનો કોળ આપવા માંગયો. પાદશાહા લુઇ ફીલીપે તેને છોડવા આગમચ એવો હુકમ કરયો કે તેણે પેહેલાં માંફ માગવી તથા સોગંદ ખાવા કે ફરાનસમા ચાલતા રાજમા કદી તેણે ખલલ કરવી નહી. આ પરમાંણેનો વચન આપી ભવીશની સઘલી ઉમેદોનો ભંગ કરવા કરતાં પોતાના બાપની છેલી મુલાકાત ખોહોવાનું તેણે પસંદ કીધું તથા કહયું કે "મારાં ખાનદાનના નામને આવા વચણથી હીનું લગાડવા કરતાં બંદીખાને મરવું ભલુંછે. હું તેને આવી મળી શકતો નથી, તેના આ કારણને મારો પીતા પોતે પસંદ કરશે." સરકારની આ ચાલથી તેને એટલુંતો લાગું કે તેણે ઠરાવ કીધો કે "જારે આ જગા છોડી જાઉં તારે યાતો કબરસતાન અથવા તખ્તને મારે છોડી જવશ."

આ વચન તેણે ખરો પાડયો. પોતાના બાપની વધતી માદગીની ખબર પોંહોંચતાં તેણે નાહાસવાનો ઠરાવ કરયો. તે વખત ઉપર કીલલામા મરામત ચાલતી હતી અને બેગારીઓની આવજાવ ઘણી થતી હતી. માટે એક બેગારીના લેબાશમા ખાંધ ઉપર પાટીયું મારીને નાહાસી જતાં લુઇને કાંઇ મુશકેલ લાગી નહી. તેના વીસવાસુ ચાકર ઠેલીને તેને ઘણી મદદ આપી, તેણે ચોકીદારોને દારૂની લાલચમા નાખયા તથા પાટીયાંથી કરીને લુઇ પોતાના મોહોડાંને તેઓથી છુપાવી શકયો. ચાકરે આગમચથી ગાડી તઇઆર રાખેલી હતી, જાંહાં જતાં એક માઇલ સુધી ખાંધ ઉપર પાટીયું રાખીને લુઇને ચાલવું પડયું. તરત વેળા તેની શોધ થતી અટકાવા માટે તેના સોબતીઓએ ચોકીદારોને ઠગયા કે શાહજાદો આજારી છે અને સુતેલો છે. એમ કહી તેઓએ ચોકીદારોને તેના ઓરડામા જવા દીધા નહી, પણ છેક સાંજે જારે ઘણી વાટ જોઇ તેઓ ઓરડામા ગયા, તારેતો લુઇ રેલવેની મારફતે છેક બેલજીઅમ દેશમા બરૂસેલસ જઇ પુગો. બરૂસેલસથી લુઇ તરીજીવાર પાધરો ઈંગલંડ ગયો અને ફરાંસના ફેરવાતા રાજમામલામા પોતાને માટે તક શોધતો બેઠો. તેના બાપને મલવા જવાની રજા આપવાને ફરેંચોના દરને લીધે ઇટલીની સરકારે ના પાડયું.

૧૮૪૮ ના ડીસેમબર મહીનામાં ફરાંસ ખાતે લુઇને માંટે સઘલું રંધાઇને પાકુ થઇ રહયું હતું. પારીસના લોકો જેઓએ પોતાના ઘણા પાદશાહને સખે રાજ કરવા દીધું નથી, તેઓએ બલવો કરી લુઇ ફીલીપને નાહાસવાની ફરજ પાડી અને પરજાસતાક રાજ સથાપયું. આ તક લઇને લુઇ નેપોલીઅન પારીસ આવયો અને મરનાર નેપોલીઅન બોનાપારટના નામથી કરીને તે અગત કરીને ઘણો ચાહા મેળવી શકયો. અંતે રાજમંડલીના વડા તરીકે પરજામતથી તેને ચુટી કાહાડવામાં આવયો અને એ રીતે ફરાંસની રાજસભામા પગ દાખલ કીધાપછે લુઇ પોતાનો વગ વધારતો ગયો. ૧૮૫૧ માં પરજાને ઘણાક રાજદુવારી હકો આપવાના તેના ભરૂસાથી લોકોએ તેને દસ વરસ સુધી રાજમંડળીના વડા તરીકે ચુટી કાહાડયો અને એ પદ

વી મેલવતાં નેપોલીઅને એક હાથ ઉપર પોતાનો વગ અ
ને બીજા હાથ ઉપર પોતાનો કાર્યુ મજબુત કરી વધારવા
માંડયો. લશકર સઘલું નેપોલીઅન બોનાપારટના ખાનદા
નને ચાહાતું હતું, માટે લશકરને પોતાની તરફેણ કરી લે
વા ઉપર નેપોલીઅને પેહેલું લખશ લગાડયું, તેમજ વળી
સુલેહ તથા આબાદાંનીના કામો અને ભપકાદાર કીરીયાઓ
સથાપીને લોકોમાં તેણે ઘણી નામદારી મેળવી. આવું થ
વાથી લુઈ પોતાના દુશમનો ઉપર સેહેલથી ફાવી શકયો. રા
જમંડળીમાં તેના દુશમનો ઘણા હતા, પણ તા૦ ૨૫ મી
નવેમબર ૧૮૫૨ ને દીને સહુવારના પોહોરના સઘળા દુ
શમન ઉમરાવોને એકજ વખતે નેપોલીઅને કેદ કરાવયા.
આ વખતે પારીસમાં મોટો બલવો ઉઠયો, પણ મોહોલાઓ
માં લશકરે ઘણી કતલ ચલાવી તે બલવો બેસાડી દીધો.

તારપછે બીજે વરસે ઇસ્વીને તા૦ ૨ જી ડીસેમબર
૧૮૫૨ ને દીને લુઈ નેપોલીઅને પોતાના લશકર તથા માં
નીતા લોકોની અરજ ઉપરથી સાનશાહનો ખેતાબ નેપોલી
અન ૩ જા લેખે બાહાલ રાખયો અને પરજાસતાક રાજનો
અંત આંણી બોનાપારટના ખાનદાનનું રાજ પાછું આવું કે
રયું. તેણે એ રાજ લેવા પછેના બનાવો સરવેને જાણીતા
છે. ૧૮૫૩ માં તે સપેનવાલી ઉમરાવજાદી યુજીની સાથ
પરણયો અને તારપછે ઈંગલંડમાં સાનશાહ તરીકે મુસાફરી
એ નીકલયો. જે દેશમાં તે ગરીબ હાલતમા ભટકતો હતો,
તે દેશે હવે તેની પાદશાહી દબદબાથી મુલાકાત લીધી અને
ઈંગલંડ સાથની તેની મીતરાચારી તથા ઈંગલંડ તરફનુ
તેનુ માન દેખાડવા, મથાલે મેલેલાં ચીતર મુજબ નેપોલીઅ
ન ૩ જાને ઈંગલંડની બખતાવર રાંણીની સોડમાં બેસાડી
ચીતરો ચીતારવામા આવયાં, જેમા ફરાંસના વાવટા તલે
ઈંગલંડની રાંણીને તથા ઈંગલંડના વાવટા તલે ફરાંનસ
ના શાનશાહને બેસાડયો. તારપછે રૂશીઆનની અને ચી
નની લડાઈમાં નેપોલીઅને ઈંગલંડની સાથ મળીને ભાગ
લીધો હતો. ૧૮૫૮ ની ઇટલીની લડાઈમાં આસટરીયાના
રાજને જબરી સીકસત આપી નેપોલીઅને આખાં યુરોપમાં
સઉથી બલવંત શાનશાહ તરીકે નામ મેળવયું, પણ ૧૮૬૬
થી પરશીયાના રાજનો સેતારો ચહડતો આવયો, જેણે આ
લતાં વરસમા ફરાંસ ઉપર લડાઈ લઈ જઈ નેપોલીઅન ૩
જાને જરમની ખાતે કેદ કરયોછે અને પારીસની રઈએતે બ
લવો કરવાથી એ એકવારના બલવંત શાનશાહની રાંણી
પોતાના શાહજાદા સાથે ઈંગલંડ નાહાઠીછે. જમાનાનું ફર
તું ચકર કોઈને યારી આપતું નથી, તેનો નેપોલીઅન ૩
જા કરતાં વધારે સરસ દાખલો કાંહાં મલશે?

—ooooo—

## ધરમ બોલે નહી પણ તોલે.

લંડનથી કુઇબેક જતી એક આગબોટની કેબીનમાં લો
કોને ખાવા પીવાની ભારી મજાહ પડતી હતી.

પણ તુટકના ઉતારૂઓ—તે બીચારાંઓની કાંહાંની
કોણ કેહે!

પણ મીલીસેંટ મેએ કેબીનમાં ઉતાર હતી. એ
સ્ત્રી જેટલી પઈસાદાર તેટલી સખી હતી. જેટલી જવાન
તેટલી દયાલુ હતી. તેને તુટક ઉપરના ઉતારૂઓના શંકટ
ની ભારે દયા લાગતી હતી.

તે બીચારાઓ રોજી અને રોટીની શોધમાં પરદેશ જ
તા હતા. લાકડાંની બાંએ ઉપર તડકાં અને તાહાડમાં ઉં
ઘાડા પડેલા હતા. તેઓને દરીઓ લાગાથી તેઓ લોથ
પોથ મુડદાં જેવા હતા. તેઓ ભુખે તવાઈને દાંહાંસ જેવા
બનેલા હતા. તેઓની દવા દારૂ ઇઆ માવજત કરનાર કો
ઈ નહી હતા. તેઓ માતર ખોદાના સતે જીવતા હતા.

મીલીસેંટ મેએનું જો ચાલતે તો તુટક એક મેહેલ બની
જાય, તાંહાં ખાંનાની તોફે ટેબલો બીછાવામાં આવે, તાંહાં
તરેહવાર પકવાંનોથી આ દલીદર ઉતારૂઓના મોહો પખાડ
વામાં આવે, પણ મીલીસેંટ મેએ જેવી એક ઓરતનું
શું ચાલે.

તો પણ તેણીએ બનયો તેટલો ધરમ કીધો. તેણે પો
તાને ઘરથી ભાતીઉં બાંધી લીધેલું હતું. તેમાં બીસકીટ
અને મીઠાઈ, મુરગ અને ગોસત, મીઠા દારૂ અને તાજું
દુધ ઈતીઆદી ભરેલું હતું. પણ કેબીનમાંજ એટલું ખા
વાનું મળતું હતું કે મીલીસેંટ મેએને આ ભાતીયાંનો ખપ
નહી હતો.

તુટકના ઉતારૂઓમાં અગત કરીને એક મુફલેસ ઇટા
લીઅન સ્ત્રી અને તેના બચાંકચાંના નાહાના ભુકા ઉપર
મીલીસેંટ મેએને અતી ઘણી દયા લાગી હતી.

તેણીના દોસતો તેણીને ઘેલી ગણવા લાગા. તુટકના
હલકા વરગના ઉતારૂઓ વચે આ જવાન સ્ત્રી ફરતી ફરે એ
વાત કપટાનને મુદલ ગમી નહી. તોબી મીલીસેંટ મેએ
નો ધરમ સઉપર ફાવયો. પોતાના મખમલના બીછાંના અ
ને નરમ ગાલીચા છોડીને તુટકની ખાલી બાંએ ઉપર દર
રોજ એક વખતબી જઇને બેઠા વગર મીલીસેંટ મેએને
ચાલયું નહી.

તે પોતાના મીઠાં પકવાનો પોતાને હાથે પેલી મુફલેશ
ઇટાલીઅન સ્ત્રીના કંગાલ બાલકોને જમાંડતી હતી અને
તેણીનું સઉથી નાહાનું બાલક જારે મરવા સુતું હતું તારે
તેણીની પહોશમાં બેસીને તેણીને ખોદા ઉપર સબુરી રાખવા
ને દીલાસો દેનારી એકલી મીલીસેંટ મેએ હતી.

તે બાલક જીવયું. સફરનું શેવટ આવયું અને કી
નારો નજદીક આવતાં જારે મીલીસેંટ મેએ પોતાની ડેલી
પેલી ગરીબ ઇટાલીઅન સ્ત્રીના ખાલી હાથમાં મેળી તારે તે
ના તથા સઘળાં બાલકોના મોહોમાંથી આશીરવાદના શબ
દો નીકલયા.

તેઓ છુટાં પડયાં. થોડાક દીવસ સુધી પેલી
ગરીબ સ્ત્રી અને તેના ભુખે મરતાં બાલકોનું દુખ મીલીસેં
ટ મેએને યાદ આવયા કીધું, પણ આસતે આસતે તે ભુ
લી જવા લાગી. તે આદમીઓની સુરત તેની યાદદાસત
માથી ખોસવા લાગી, કેમકે એક બીજાજ આદમીની સુરતે
તેનું દીલ ખેંચવા માંડયું હતું.

કુઇબેકનીજ આગબોટમાં મીલીસેંટ મેએને જાન બલે
ર સાથ દોસતી થઈ હતી. તે જવાં મરદે પેહેલીજ નજરે
મીલીસેંટ મેએના દીલને જીતી લીધું હતું. આગબોટમાં

જ તેઓ વચ્ચે મોહોબત વધી હતી અને આ સફર પછે ૭ મહીનાંમાં મીલીસેંટ મેએ જાંન બલેરની ધણીઆંની થઈ.

તેઓ ઘણા એખલાસ અને પેઆરથી રહયાં. તેઓ બંનેનાં દીલ તથા મન હમેશ એકજ હતાં.

એકજ વાતમાં આ સુખી જોડું એકમત નહી હતું અને તે સફરની બીનાં હતી. જાંન બલેર ઈંગલંડનો રેહેવાસી હતો. તે મીલીસેંટ મેએ સાથ અમેરીકા ખંડમાં કાનેડા ખાતે પરણીઓ હતો. તેણે પોતાને વતન એકવાર સફર કરવાની ઘણી ખાએશ હતી, પણ મીલીસેંટ મેએને દરીઆઈ સફર ગમતા નહી હતી. તે કેહેતી કે "તુટક ઉપરના મુસાફરોના શંકટ વીશે અતીઆરથી હું બીહું છું. તે દેખાવનો કમકમાટ મારાથી દેખી શકાશે નહી."

પોતાની મેએને નારાજી કરવા બલેરને ગમતું નહી હતું, તેણે મુસાફરીનો ખેઆલ છોડી દીધો. વરસ ઉપર વરસ વહી જવા લાગાં અને થોડા વખતમા મીલીસેંટ મેએ નાચતાં કુદતાં બાલકોની મા થઈ.

પોતાના ધણી અને બચાંની જતન કરવાની થાકથી મેએ લગાર કાએલી અને નબલી થઇ પડી. અંતે ડાકટરે હવા ફેરફાર કરવાં ફરમાવયું અને તેટલા માટે દરીઆઈ સફરની ભલામણ કીધી. હવે જાન બલેરને પોતાના વતનની વાત છેડવા એકવાર ફરી તક મળી અને હવે મીલીસેંટ મેએને તે માગણી પણ કબુલ રાખવાની ફરજ પડી.

તેણીએ પોતાનાં જાન કરતાં વાહાલાં ફરજંદોની છેલી મુલાકાત લીધી. તેઓને એક સંભાલ તલે સોપી આંજુભરી આખે છેલો બોસો લેતી વેળા તે બોલી કે "જો દરીઆવ કરૂર થાયતો આપણ ફરી મલવાના નથી."

પણ દરીઆવ દયાલુ હતો. થાલીની મીશાલે આગબોટે સફર કીધી અને આટલાનટીક માહાશાગર રમત ગમતમાં પસાર કરીને અંતે જાન બલેરે પોતાના વતનમાં ઘણે વરસે પગ મેળયો.

મીલીસેંટ મેએની ખીજમત અને મદારત કરનારા લંડન શેહેરમાં ઘણાં સગાં વાહાલાં નીકલી આવયાં, પણ તેણીની તનદરોસતીમાં જાજો સુધારો થયો નહી અને હજી યુરોપમાં ફરવા જવાની તેને મજબુત ભલામણ કરવામાં આવી.

જાન બલેર પોતાની બાંનુને લઈને પેહેલાં ફરાંસ ગયો. તાંહાંની રચનાથી મીલીસેંટની તનદરોસતીમાં ઘણો સુધારો થયો. તે ઉપરથી આગળ જવાની હીમત આવી. તેઓ ઈટલીને કીનારે નેપલસ શેહેરમાં આવી પુગાં, અને નેપલસમાં ગયલો કીઓ મુસાફર તાંહાંનો બલતો પાહાડ વીસુવીઅસ જોવા વગર પાછો ફરેછે!

બલેર અને મેએ ખાશ ખુશીથી એક ભોમીઆને સાથે લઈ આ પાહાડનું શીખર જોવા ચહડયાં. પાહાડ ઉપર ચોકસ ઉતારાની જગા સુધીતો ઘોડા ઉપર સવાર થવાયું, પણ તે ઉતારાની જગા આગલ ચહડાંણ વધારે દીકટ આવવાથી ઘોડા તાંહાંજ મેલી પગ ઉપર ચહડવું પડયું.

અંતે તેઓ પાહાડને મથાલે પોંહોંતાં. જે સીખરમાંથી બલતાં અને આતસ નીકલતો હતો તે આ વખતે ગોયા ઉંઘાનો હોય તેમ સાંત અને ઠંડો પડેલો હતો. મીલીસેંટ મેએ તેના પોલમાં ઉતરી તપાસ કીધી, ફતરના નમુના એકઠા કીધા અને પછે પોતાના ભરતાર સાથ ઉભી રહી હેઠલનો ખુશનોમા દેખાવ જોવા લાગી.

હવે થોડા વખતમા સુરજ અસત પામવા તક આવયો અને ભોમીયાએ યાદ આપી કે રાત પડવા આગમચ પાહાડની હેટે જવું જોઈએ. તેઓએ તરતજ ઉતરવા માંડયું અને તે હસમુખાઓની વાતચીતથી તેઓ ગમત પામવા લાગા.

પણ થોડુંક ઉતરવા પછે એક મોટાં દરખતની હેઠલ ભોમીઓ એકાએક ઉભો રહી ગયો. તેણે મોટી ચીસ પાડી અને બલેર તથા મેએને જોયુંતો ઘણાક માણસોનું ટોલું તેઓની આસપાસ ફરી વલયું તથા આ મુસાફરોના ઘોડાઓની લગામ ધરીને તેમના ભોમીયા સુધાં પકડી ચાલયા.

તે સઘલાઓના હાથમા ભરેલી બંદુકો હતી. તેઓ ઘણા ખુની અને ઘાટકી દીસતા હતા અને મેએની ખાતરી થઈ કે તેઓ ઈટલીના વખનાયલા "બરાઈગેંડ" ઈઆને પીંઢારા હતા, જેઓ જંગલોમા લોકોને લુટવાનો ધંધો કરેછે.

જાન બલેર કાંઈ હીચકારો નહી હતો, પણ આટલાં બધાં માણસોની સાંમે થવામા હેમકાત હતી. મીલીસેંટ મેએ આ ભયથી ધ્રુજવા પડી હતી અને ભોંમીયાના હાંજા ગગડી ગયા હતા. આ લુટારાઓ જાંહાં લઈ જાય તાંહાં મુગાં મુગાં જવા સીવાએ બીજો કસો ઉપાય નહી હતો.

કેટલુંક ચાલવા પછે એક નાશ પામેલા કીલલામા તેઓ આવી પુગાં. એક જુનો મોટો ઓરડો, જેમા ઠંડીને લીધે સગદી સલગાવેલી હતી, તેમા તરણે કેદીઓને મેલીને તથા બારણું બાહારથી બંધ કરીને લુટારાઓ જતા રહયા.

હવે પેલો ભોમીઓ જે આ લુટારાઓથી વાકેફ હતો તે મોટી હાય અને અફસોસ કરવા લાગો. તે આ મુસાફરોના કાલાવાલા કરવા લાગો કે "તમોને છોડવાનું જેબી દામ માગે તે આપજો." ઈંગરેજો પાસેથી એ લોકો હમેશ વધારે દામ માગેછે, પણ તમો નહી આપશોતો તમારા કાન તથા નાક કાપી નાખશે અને શેવટે તમારૂં ખુન પણ કરશે.

મીલીસેંટે આ વખતે જીવવાની આશા મેલી. તે પોતાના ભરતારની છાતી ઉપર માથું નાખી જારબેજાર રડવા લાગી. તેનું વતન, મા બાપ અને બચાંઓ યાદ આવયાં અને બલેરની પણ છાતી એટલી પીગલી ગઈ કે તે પણ રડવા લાગો.

આ હાલતમા તેઓ પડેલાં હતાં તેવામા બારણું જોસથી ઉંઘડયું. અંધારામાં એક આદમી દાખલ થયું. તેની ધાંધલ ઉપરથી તે લુટારા સરખું લાગતું હતું. તેણે આવીને સગડીમાં થોડાંક લાકડાં ફેંકયાં, જેથી મોટું બલતું લઈ ઉઠયું અને તેમાંથી બે મસાલો સલગાવીને મેળી.

આ મસાલના ઉજરડાંથી કેદીઓએ જોયું કે આ દાખલ થયલું આદમી આ લુટારાઓની નોકરીમાની એક ઓરત હતી, જે આ કેદીઓને માટે કાંઈ ખાણું લાવી હતી. તેણે વાંકી વલીને ખાંણાની રકાબી આ કેદીઓ આગલ મોટા મીજાજથી જમીન ઉપર મેલી.

પણ તેવામાં તે ખાણું લાવનાર સ્ત્રી ચોંકી ઉડી. તે ઘણી ઘભરાટમાં પડી. તેની આંખમા આંજુ આવી ગ

યાં. તે મીલીસેંટ મેએનું નામ પોકારી ગુઠણ ઉપર પડી.
હા ! એ તેજ મુફલેશ ઇટાલીઅન સ્ત્રી હતી કે જે
ણીને વુટક ઉપર મેએ મદદ આપી હતી. તેણીએ મીલી
સેંટને ઓલખી, તે મોટા હેશાનથી તેને ગલે વલગી અને
મીલીસેંટ મેએને ધીરજ તથા દીલાસો આપી કહયું કે "બા
ઈ તું બીહીનાં, તું જીવતી અને સલામત છે."

તે પોતાની સાથના લુટારાઓને તેડી લાવી. તેઓ
મીલીસેંટ મેએને જોઈ સાચાં ખુશી થયાં. તેણીના ભલાં
તથા ધરમી દીલની સતુતી કરી તેઓ પોતાની આડી ચાલ
ને માટે માફ માગવા લાગા. મીલીસેંટ મેએ, તેના ભરતા
ર અને ભોમીઓ હવે આ લુટારાઓના કેદીને બદલે પહ
રાણા તરીકે રહયાં અને તેઓની માવજત કીધા પછે, મોટા
માનથી તેઓને તેઓના મકાન તરફ વદેઆ કીધાં.

# ચંદર વીશે ચરચા.



## ચંદરનું વધઘટ થવું.

ચંદરના સાદી નજરના દેખાવનું ટુક વરણન ગયા
અંકમાં કીધા છતાં તેની એ તપાસ હજી પુરી થઈ નથી.
સાદી નજરે તેનો એક બીજો દેખાવ ખાશ રીતે તપાસવો
જોઇએ કેમકે તે ખાશ રીતે આપણું ધેઆન ખેંચે એવો છે.
દરરોજ તે દેખાવ આપણી નજરે પડવાથી તે દેખાવની ન
વાઈ જતી રહીછે, પણ ખરેખર જોતાં તે ઘણો નવાઈ સર
ખો અને અજાએબ જેવો અને જો તે દરરોજ જોવામાં ન
હી આવેતો અતીઘણી અચરતી પેદા કરે એવો દેખાવ છે.
આપણે જોઇએ છઇએ કે એક દાહાડે સુરજ અસત પામવા
પછે ચંદરની એક થાલીની કોરના જેટલી નાહાની કીનારી
દીસેછે, જે સુરજ અસત પામેલી દસા તરફ ઉપસેલી હોયછે.
રફતે રફતે તે કીનારીની પોહોલાઈ વધતી જાયછે તથા અર
ધા ગોળાનો આકાર પકડેછે, જે પછે તે ગોળાઆકાર વધ
વા લાગેછે અને થોડા દીવસમાં પોણો તથા તાર પછે આ
ખો ગોળો દેખાયછે. કીનારી અને આખો ગોળો દેખાવા
વચે ચઉદ દીવસ ગુજરેછે, જે પછે તે ગોલ આકાર પાછો
ઘટવા માંડેછે અને બીજા ચઉદ દીવસમાં સુરજ ઉગવા આ
ગમચ તે પાછો કીનારી જેટલો દેખાયછે, અને તે વખતેબી
તેનો ઉપસેલો ભાગ સુરજની તરફજ હોયછે. પંદરમે દાહા
ડે તે મુદલ દેખાતો નથી, પણ તાર પછે પાછો કીનારી જે
ટલો દીસીને પછે વધવા માંડેછે.

ચંદરની આ વધઘટ ઉપરથી પેહેલાંતો એટલું ધારી
શકાયછે કે ચંદર પોતે કાંઈ કદમાં નાહનો મોટો થતો નથી.
કદમાતો તે એક ગોળા જેટલો છે, અને જારે તે કીનારી જે
ટલો દેખાયછે તે વખતે વટીક તેનું એ આખું કદ બાકી
ના ભાગના કાલાસથી દેખાઇ આવેછે. તારે એ વધઘટ
જે થાયછે તે ચંદરનું કદ નહી પણ તેનો ચલકાટ વધયા
તથા ઘટયા કરેછે. આ વધઘટ ઉપરથી બીજું જે અનુમા
ન નીકલી શકેછે તે એ છે કે ચંદરનો ગોળો જે વસતુનો
બનેલોછે, તે વસતુ પોતે કાંઇ તેજસવી અને રોશન નથી પ
ણ ઠીકરાંના જેવી કાલી અને ઝલકાટ વગરની છે, અને તે
ની જે સપાટી ઝલકેછે તે કોઈ જુદીજ રોશનીથી ઝલકેછે.
જો ચંદર પોતેજ ઝલકાટ વાલો હોતતો હમેશ અને આખો
જ તે પુરમંદ દીસત. પણ તેના થોડા ભાગ ઉપરથી રોશ
ની આવેછે અને થોડા ભાગ ઉપર અંધારૂં પડેછે તથા તા
રપછે અંધારા ભાગો પણ પરકાશવા માંડેછે તે ઉપરથી ખો
લલું સાબેત થાયછે કે ચંદરનો પરકાશ પોતાનો નહી પણ
પારકો છે.

હવે એ પરકાશ કાંહાંથી આવેછે ? અને તેમાં વધઘટ
થાયછે તેનો સબબ શું ? આપણે જોઇએ છઇએ કે જે બા
જુએ સુરજ ઉગવાનો અથવા અસત પામેલો હોયછે તેજ
બાજુનો ચંદરનો ભાગ રોશન થયલો હોયછે. એની સમ



જ પાસેની આકરૂતીમાં બ
રાબર આપેલીછે. E ની
શાંન વાલો પરૂથવીનો ગો
લોછે અને તેની આસપાસ
a, b, c થી h સુધી ચંદર
ના ગોલાને ફરતો પાડયોછે.
પરૂથવી અને a આગલ
ના ચંદર વચે એક લીટી
ઘેરીને કુદાલાંની બાહેર લઈ
જતાં તે દસાએ સુરજ ગણીને તે બાજુ તરફના પરૂથવીના
તથા ચંદરના અરધા ભાગમા રોશની પાડેલીછે અને પછે
ચંદર જેમ ફરતો જાયછે તેમ દરએક જગાએ તેનો સુ
રજ ગમનો ભાગ સફેદ અને બાકીનો ભાગ કાલો
ચીતારયોછે. એ ઉપરથી દીસતુંછે કે ચંદર જે પરકાશેછે તે
શુરજની રોશનીથી પરકાશેછે. પાંણી અથવા કાચ ઉપર
સુરજની રોશની પડેછે તો તે પરકાશેછે. હવા સુરજની
રોશનીને લીધે સુરજ અસત પામવા પછે એક કલાક સુધી
અજવાલું આપેછે. એક દેવાલ ઉપર સુરજનો તાપ પડેછે
તો તે પણ ચલકાટ આપેછે અને તેજ પરમાણે ધાતુ, ઈઆ
લાકડામાં પણ આપણે ઘણીવાર જોઇએ છઇએ. "પરૂથવી
ની બેહેનો" ના મથાલાં તલે જેટલા ગરેહો ગોળાઓની આ
પણે તપાસ લીધી તેટલા સરવે ગોલા સુરજની રોશનીને લી
ધેજ ઝલકેછે એવી આપણે ખાતરી કીધીછે. એવીજ કીસ
મની રોશની ચંદરની છે.

હવે ચંદરની એ રોશની વધઘટ કેમ થાયછે તેની સ
મજ મનમા ઉતારવી મુશકેલ નથી. જારે આપણી ખાતરી
થઈ કે ચંદર સુરીયની ઉછીની રોશનીથી પરકાશેછે, તથા સુ
રજ તરફનીજ તેની બાજુમા અજવાલું રેહેછે તારે જેમ તે
ફરતો જાય તેમ તેની રોશની આપણને ઓછી વધતી દેખા
વી જોઇએ. જારે ચંદર ધરતી અને સુરજની વચે આવે

છે તારે તેનો ધોલો અરધ ગોળો સઘલો સુરજની તરફ તથા કાળો અરધ ગોલો આપણી તરફ રેહેછે અને તેથી ચંદર આપણુને મુદ્દલ દેખાતો નથી. એ અમાસ છે, પણ તારપછે જારે તે ખીસેછે તારે પેહેલાં તેનો રોશનીવાલો ભાગ માતર જરા દેખાયછે અને તેને આપણ ચાંદરાત કહીએ છઈએ. તારબાદ ચંદરના ફરવાથી જેમ જેમ રોશન ભાગ આપણી તરફ આવતો જાય તેમ તેમ તે વધારે દેખાતો જાયછે. એમ કરતાં પુનમને દાહાડે ચંદર એક છેડે, સુરજ બીજે છેડે અને ધરતી વચમાં આવેછે તારે ચંદરનો રોશન ભાગ આખો આપણી તરફ હોવાથી આખો ચંદર દીસે છે. એ પછે રોશનીવાળો ભાગ આપણી આગળથી પાછો ખીસતો જાયછે અને કાલો ભાગ આપણી તરફ દીસતો જાયછે તેમ તેમ ચંદર નાહાનો લાગેછે. એ ખુદરતી દેખાવની પુરતી સમજ આ બાબતને મથાલે મેલેલાં ચીતર ઉપરથી મલી આવશે. તેમાં સુરજને એક છેડે મેળપો; કુંદાળાંની વચે ધરતીછે અને તેની આસપાસનાં બે ચકરમાં ચંદરની જુદી જુદી આકરૂતી પાડીછે. અંદરના ચકરમાં ચંદર ગમે તાંહાં ફરે, તોપણ સુરજ ગમની બાજુજ પરકાશેછે તે દેખાડયુંછે અને બાહારનાં કુંદાલાંમાં એ દરએક ઠેકાણે ફરવાથી ધરતી ઉપર ઉભેલો માંણસને ચંદર કેવો દેખાવો જોઇએ તે ચીતારયુંછે.

---

# મતલબનાં વેહેમ અને છીટ.

આસીબાઇ—ઓ વાઐ, આલી! એ શા ઢોંગ! આંખમાં કાંઈ શરમ લાજ છે કે નહી? ઘરની કે બારની શરમ નહી હોય, સાસુની કે સસરાંની શરમ નહી હોયતો પોતાના મા બાપનીતો શરમ રાખ, ભર બાકુત ને પાર પડોશીનીતો શરમ રાખ ને એવા છંદ મેળી દે.

આલી—શું કીધું? મોટાંમાઐ, મેં શું ગુનાહ કીધો? મેં શું કોઇની ચોરી કીધી કે મારા સાસુના આ રોતનાં શુખનો સાંભળવા પડેછે?

આસીબાઇ—ચોરી કીધી હોયેતો તેબી આ તારી ચાલ કરતાં ઓછું કેહેવાતે. હજી ચોરી કરે તે ભલું, પણ બઇરીની જાતને એ ચાલ નહી છાજે.

આલી—પણ કેઇ ચાલ? તમે મોહોડેથી કેહો કે એવી ખરાબ મેં શું ચાલ ચલાવી? એકદમ મારો વાંક મને કેહેવા વગર ઠપકો સાંનો આપવા બેઠાં?

આસીબાઇ—ઓ વાઐ! જોવોરે કોઈ, આઐ તરકરાની જની તરકરી તણાઇને મોહોપર આવેછ, તે જોવોરે કોઈ. જો, મેણુ ધરીને પીખશ જો. મારા ઘરમા એવા ઢોંગ નહી ચાલશે. નાપાક ગુઠણ જેટલી દુકતી ને રોગ કેટલો કરેછ? હજીતો ઓઐમાંથી ફુટેછ તેટલાં જબાનો આવો મોટો પાલવો. એ જ જબાં ખેંચીને કાપી નાખશ તે યાદ રાખજે.

આલી—જબાંઐ કરીને ઘણું કોણ બોલેછ તેતો તમે જ વીચારો. હું માતર બે બોલ બોલુંછ, તો તમે બારસો બોલીને ધરાતાં નથી. અને તોબી તમારો એટલો બધો ગુસો કાહાડવાનો મારો વાંક શું થયો તે તમે કેહેતાં નથી.

આસીબાઇ—અમોલી બેસેછ કે નહી! મારે મોહોડે વલી બોલાવેછ સાંની! તારી મેલેજ વીચાર કરની. તમે હરવાયાં વહુ દીકરાંના થતાં, એ વહુ દીકરાં નહી, એતો પેલે ભવના વેરી. પાંચ લોકમાં નીચેથી ઉંચે નથી જોવાતું ને આખુ ગામ થુ થુ કરેછ.

આલી—તમારીથી બોલાસો મેલવવાનીતો આશાજ ખોટી. માઐ ધનબાઈજી તમે જાંણુતા હોવોતો કેહોની, મારા કીઆ વાંક ઉપર મારા સાસુની એટલો તાંનાજની સાંભળવી પડેછ?

ધનબાઈજી—(એક પાસેના ગાલામા રેહનારો પડોસણ) ઓવાઐ વળી તું નથી જાણુતી! લેની હું કેહુંછ. આઐ તું રોજ રાતનાં બેસીને રાગરા કાહાડીને રાંડોનાં ખરાબ ગીત ગાયછ, તે ખરાબ લાગેછ ને તેથી તારાં સાસુને શરમાવું પડેછ.

આસીબાઇ—મરૂંરે પેટ તાહાડાં બોલતાં પરથી.

આલી—રાંડોનાં ગીત! તમે એ શું બોલોછ માઐ? તમુને કોઇએ ભમાવીયાંછ.

ધનબાઈજી—ઓવાઐ નહી તારે! મેં મારી નજરે જોયાં ને કાંને સાંભળયાં ને તું ના કેહેછ? તે પરતો કેહે જે હું શીખેલી ને સાચી દીવરી.

આસીબાઇ—જોઇ માંઐ જોઈ ચોરીની ઉપર સરજોરી. તમે ના કેહેતાંતાંની કે એ તેવી નથી. જોવો હવે તમે કેહીને શું મેળવયું?

ધનબાઈજી—હોરીઆવ આલી. તારે મનથે હું શું કાંઇ જુઠું જોડી કાહાડુંછ? મરેરે—હું કાંહાંને કાંહાં બોલી! જુઠું સાચું બોલીયા વગર જીવજ નહી માનતો તે. મને નહી ખબર કે તું મને બોલાવીને પછી પતરી જયે.

આલી—પણ જરા ધીરજ રાખો. મને કહો કે રાંડોનાં ગીત મેં કીઆં ગાયાં, કેઆરે ગાયાં ને કેઈ રાંડોના જોડેલાં ઇઆ ગાયલાં ગાયાં?

આસીબાઇ—અરે ફીટ! મોટાં બાઈ આપણી પરીખશા લેવા બેઠાંછ. (ખીચ પાડીને) કેઈ રાંડોનાં ગીત ગાયાં, ને કાંહાં ગાયાં ને કારે ગાયાં? અભાગીયા નીશાળીયા ને કલમ કરતા ઘણા, ભલાકાજે તુંને ધનજીશાહ ધણી મલયાછ નહીતો કોણુ જાણે કાંહાં હાંદા ઘસડતી ઘસડતી વાજ વરતે.

આલી—તેનીબી વાત પછી થઈ રેહશે, પણ પેહેલાં તમે આ મારીપર બોહોતાન મેળયુંછ તે સાબેત કરોની. મેં કેઈ રાંડોનાં, કીઆં ગીત, કેઆરે ગાયાં?

આસીબાઇ—તે રાંડો હોય તેને પુછ. અમે રાંડોના ગીત શું સંમજીએ કે હમુને પુછવા આવીછ! જાની, જઇને વરની બગલમા હાથઘાલી નાચતી કાંઐ નહી, મારૂં ખાસડુબી તુંને નહી કેહે.

આલી—(ફગલાઇને) અરે પણ તમે મને કાંઐ એટલી સતાવોછ? તમે ધીરજથી મારી સાથે વાત કાંઐ નથી કરતાં?

આસીબાઇ—આઐ ધીરજવાલીની દીકરી બોલી.

ધનબાઈજી—પણ સબુર, અમે કાંઈ રાંડોનાં ગીત ગાઇએછ કે હમે તુંને બતાવીએ. તે કરતાં કાલે રાતે વરની સાથે બેસીને લાંબા ટુકા રાગ કાહાડીને શું ગાયુતું તે ગાઇ બતાવ ને પછે હું કેહુ કે આઐ નાયણોતું ગીત.

આલી—પેહેલાંતો તમારૂં ખોટારૂં તમેજ બતાવોછો.

તમે પોતે કહોછો કે રાંડોના ગીત તમે જાણતાં નથી અને હું જે ગાઉંછ તે તમે સમજતાં નથી અને તે છતાં તે ગીતોને તમે નાંચણોનાં તથા રાંડોનાં ગીતનું નામ આપોછો. વારૂં ચાલો તેમાંનું એક ગીત હું ગાઈ સંભલાઉંછ, રાતે તો મેં આજે ગીત પેહેલાં ગાયું'તું. (ગાયછે.)

"ચાલો સજની ચંદની રજની ગમતાં ગીતડાં ગાવેજી,
મધુર વાણી મોહુ લલકારી, તાલી વગાડી ચાલી;
ગીતડાં ગાવેજી."

આસીબાઇ—હા, એજ એજ, જોવો માએ એવાં ગીત આપણુ સારાં માણસોને છાજે ?

આલી—અરે તમે શું સમજીયાં ? એતો પેલા "જમશેદ" પાદશાહનો નાટક વીકટોરીયા નાટક મંડલીની નાટકશાલામાં થાયછે, તેમાંનુ ગીત છે. સાસુજી, તમે કાંએ એટલી ભુલ કરોછ ? તમે પોતે ધનજીશાહની સાથે તે નાટક જોવા આયાંતાં. તમોને તે નાટક એટલો ગમીઓ કે તમોને તાંહાંથી ઉઠવાની આનાકાની લાગી. તમે એ ગીત સાંભલીને મગન થઈ ગયાં અને તે ગીત મેં ગાયુ તેમાં ખોટું શું થયું ?

ધનબાઇજી—નહી થયું વાએ ? તું કેહની કે એ નાચમાંનુજ ગીત કેની ? રાંડોનાખો નાચ ને નાટક તેબી નાચ, ને તેવાં નાચનાં ગીત આપણે આબરૂવાલાં બઈરાંથી કેમ ગવાય ?

આસીબાઇ—ને વલી બીજું એકે એ ગીતજ રાંડો કોઈની આટલી આટલી છોકરીઓએ કુડતાં કુડતાં ગેરીયા રમીને ગાયું, તારે એવા ગેરીયાનાં નાચ તે કાંઈ આપુણે ગાવાનાં !

આલી—હવે હું સમજી. વીકટોરીયા નાટકની અંદર એક આબરૂદાર ગેરહસથના જોહેલાં ને આબરૂદાર લોકોની તમો ધારોછ તેમ છોકરીઓ નહી છોકરાઓએ ગાયલાં, સારાં નીતીના તથા મધુર ગીતો મેં રાતના મારા ધણીની સાથે ગાયાં તે ઉપરથી મારાં સાસુજી એટલાં તીખાં ને તમતમતાં થયાંછે.

આસીબાઇ—શું બોલી ? તીખાં ને તમતમતાં. તું રીજારડી ને પીજારડી, તું કોણ તારી માએ મમઈને એટલું બોલનારી ? તારી માએ તમતમતી, તારી મમઈ તમતમતી, તારી બેહેનો તમતમતી, તારી માસીઓ તમતમતી. તું મરે, સાંજી વખતે મને ગાલની દેતી. મારી દીકરીઓપરથી તુંને ઓવારીનાખું. રાંડ માંછણને છેડીને હેને છેડી બરાબર—

આલી—ચોકું બોલો ને તમારા સેહેતા જીવને એટલો રધો ના કુહુરવો.

ધનબાઇજી—ઓવાએ પણ તું કુહુરવેછ તે. વડાંડીએલને નમીને ચાલીએતો તમારાં ખર્યા તમુને નમીને ચાલશે. એવુ માં બાપને નમે તે પેટ ભરીને જમે, સમજી.

આલી—પણ હું મારાં સાસુને કુહુરવતીજ નથી. હું તાતર તેવણને સમજ પાડવા બોલી કે નાટકનાં ગાએણો જે હું ગાઉંછું તેમાં ખોટું કે ખરાબ કાંઈ નથી. નાટકો અને રાંડોના નાચોને તમે નાચના એકજ નામમાં ગણો છો તેમાંજ તમારી ભુલ છે. રાંડોના નાચનું નામ વટીક લેવું આપણુ આબરૂવાલાંઓને નારવા છે, અને રાંડોનાં જે અનીતીના ગીત હોય તે ગાવામાં ગુનાહ છે. પણ નાટક જુદીજ તરેહની ગમત છે, તેમાંતો નીતી અને શીખામણુ આપણે સાંભલી આવીએ છઈએ. તેમાંતો સારાં સારાં માણસો સામેલ હોયછે.

ધનબાઇજી—ધુલને પાએ ટેકાં. છાપાવાલાઓ નાટકોની સાંમએ કેવું કેવું છાપેછ તે વાંચની. કેજે નીશાલનાં છોકરાઓ શીખવા ભણવાનું છોડી દઈને એ ચેટક લઈ બેઠાછ.

આલી—તમોને મારી તકરારના જવાબ મલતા નથી તારે એમ આડું નાં બોલો. હું કાંઈ તેવા નાદાન છોકરાઓના નાટક વીશે બોલતી નથી. અલબતાં એક ચીજમાં જે કમાણી હોયતો ઘણાજણ તેમાં કમાવા નીકલે અને તેમાં સારાં માણસોબી હોય ને હલકા, અણસમજુ કે લુચાઓબી હોય. કોઈ નહારા માણસોને આપણે જાણીએ કે નહારા, લાલચુ ઇઆ ઠગારાછે, અને ભોલાં લોકોમાં મોટાં મોટાં ઢોલ કરીને ઇઆ બીજી યુકતીઓ કરીને તેઓને ઠગેછે, તો તેવા લુચાઓના કોઈ કામને આપણે ગાંલેખી નહી જવું જોઈએ. પણ હું તેવાઓને વાસતે બોલતી નથી. હુંતો એમ કહુંછ કે જે સારાં માણસોના સારા નાટકો થાયછ ને જેમાં મોટાંમાંએ જોવા જવાને ખુશી હોયછ તેમાનાં સારાં સારાં ગાએણો આપણે ગાઈએ તો આપણે ખોટુ શું કીધું ?

આસીબાઇ—ઓવાએ ધનબાઇજી. તમે કોણની સાથે માંથું દુખવોછ ? એતો ધણીના સુખથી ઉડી ઉડી જાયછ ને એનુંતો માથું સબદીઆરૂ છે, તે તમે એને કાંહાં પુરાં પડશો. મરવા દેવોની, એ છે ને એનો ધણી છે. જાંહાંનમમાં કાંએ નહી જાઈને પડે ?

ધનબાઇજી—અરે નહી રે માએ એના ધણીને જી આજે વખત કેવો છે. કોઈને વાસતે કાંઈ બોલાતું નથી. જેના ધણી વેબ્બાર હોય તે જીવતા રેહ ને આપણુ ઘરડાં માબાપ તેઓની આગલ થઈએ એટલે બસ.

આસીબાઇ—પણ માએ કોઈ સમજુ હોય તેની સાથ વાત કરોતો તે સમજે કેની ? તેજીને ટુકારો બસ છે, પણ આજ કાલની દુકતીઓ ઉંચકાઈ ઉંફનાઈ જાય તેનાને કહેલું ને કુતરને કહેલું બરાબર. પોતાના મા બાપ, કે વડવાઓની આબરૂનો એનાને કાંઈ દર છે ?

આલી—પણ એટલું બધું બોલીયા પછે મેં જે કહયું તેને તમે ખોટું શું પાડયું ? આટલું બધુ મેં સમજાવયું તેનો તમે કાંઈતો જવાબ આપો. એમ જો બેસીને ઠપકા આપીયા કરીએ ને ગાળો દેઆ કરીએતો દાહાડાને દાહાડા નીકી જાય. ને જેનાંની પાસે જવાબ નહી હોય તેનાઓ હમેશ એમજ સામબા ધણીપર ઉતરી પડેછ. પણ જવાબ અને ઠપકા તથા હોમલા એ જુદી જુદી ચીજ છે.

આસીબાઇ—જો આલી હું તુંને કેહુંછ સાફ, તું વધારે માથું ના દુખવ. મારે તારી સાથ વાત નથી કરવી. હુંઈ હું મારી જંજાલમા ચરી રહીછ તાંહાં સવાલ-જવાબ સાના કરવા આવીછ ? બસ બે બોલ કેહેવાના હુતા તે કહયા, કાંએકે તેં ગીત ગાયાં તે રાંડોના હોય કે નાટકના હોય, પણ તું ગાયછ તારે નકરાં રાંડોના ગીત જેવાં લાગેછ.

ને દુરથી કોઈ સાંભળે તો કેહેશે કે રાંડ ગાયછ એમ લાગેછ.

ધનબાઈજી—હારે, જીભરાયાં. એ ગીતો નાટકના હોય કે ફાટકના હોય, પણ તેના રાગજ રાંડોના ગીત જેવા છે ને મરે ગાય તારે બધો તે અવાજ લાગેછ.

આલી—સાસુજી—

આસીબાઈ—ઓવાએ, બસની. મોહોડું સીવની મારે નથી પંચાત કરવી. તું કેહેછ શું!

આલી—પણ તમે પંચાત કરોછ. તમે વાત છેડીને હવે તમેજ વાત બંધ પાડવા માંગોછ. જારે તમારી ખાતરી થઈ ને તમારીથી જવાબ અપાતા નથી, તારે તમારૂં માથું (સાસુએ નેણ ચહડાવેલા જોઈને પાછું સુધારીને બોલેછ) તમારા કોઈ દુશમનનું દુખવાની વાત કરોછ.

ધનબાઈજી—લેવો ચાલો હવે. આલી બસ કર. વડાનું જરા કહયું માંન, ને એમ છેક સોરનો છેડો ખાંધેના નાખ.

આસીબાઈ—(રડી પડીને) જોવો મારી આઈબાઈ, જોવો પેટ તાહારાં. આએ જુલમ તે કેમ ખમાય! આએ દુકતી ઘેરનો ધણી હું ને બાહાર નીકલ તું તેમાની વાત લઈ બેઠીછ. પણ પેટનો દીકરો પાધરો હોયતો એમ થાય! તેજ બઈએરનો ગોલામ થયોછ ને માએને લોંડીનો અવતાર આપીને ફરેછ. હું માએ સાસુ જેવી માએ સાસુ તે વહુ છતી છકી બેહેકી જાય તેની ચકુનમનો એક બોલ નહી કેહું! કે તેને વાસતે એ દુકતી મને આટલી બધી શીખામણ દેવા નીકલીછ.

ધનબાઈજી—પણ માએ તમે વચમાં બોલોછ શું કામે? જેમ ગમે તેમ માથું હાંનસે.

આસીબાઈ—હું નહી બોલુંરે. પણ મને કાંઈ આગળ પાછલનું બીજું તપાસવાનું છે કેની? આએ મારી પીરોજ પોતાની નણંદને જોઈને સાથે સાથે છકી જવા લાગીછ ને સાંમણુ બોલતાં શીખીછ. તારે તેબી ફેસતો હું બેસીને જોયા કરૂં. એતો દેખણ દેખે ને લેખણ શીખે:

ધનબાઈજી—ઓ વહીરે માએ! આસીબાઈ, તપાસજો જો. કાચુ કુમારૂ બચું, ને માંથે વાસે બાપ હોતતો તેમબી કહીએ.

આસીબાઈ—(રડીને) બાપ! બાપ હોતતો આએ દુકતો વળી એટલો છકી જતે! પણ તેતો બેહેસતમાં સુખી થયો ને મને આએ જંજાલમાં મેલી ગયો.

ધનબાઈજી—નહી માએ નહી. આજે છોકરીઓ ધણી વધી પડીછ ને ઉકાવ થવો ભારી પડેછ, તેવા વખતમાં પીરોજને સારે ઠેકાણે પાડવાના હોવેતો જતનથી રાખજો હો માંએ.

આસીબાઈ—હારે મરૂં! આએ આંખનાં રોપાં વી માએ તાંહાંસુધીતો આ હાડકાંથી બનશે એટલી જતન કરશ. પણ (આલી તરફ આંગલી કરીને) આએ દુખ આવીને બાહાજ ખાધું. જો પીરોજને અંબોરો નાહાનો કરવા કેહુછ તો કેહેજે આલી કાંએ કરેછ! જો નીંદારવેર માંથુબાનુ બાંધવા કેહુછ, તો કેહેજે આલી કાંએ બાલ દેખાતા રાખેછ!

ધનબાઈજી—એમ કોણ, આટલી સરખી પીરોજ કેહેછ કે? અરે મરેરે, શું જમાનો આયોછ!

આસીબાઈ—બધાં ઈસકોલનાં ગીત સીખી આવીને રોજ રાત પડે ને દીવો મુકીને ગાવા બેસતીતી. સારૂં થયું કે મેં અટકાવી.

ધનબાઈજી—જોવો, મારૂં ગરીબનું કહયું માનોતો પીરોજને ઈસકોલેથી ઉઠાડી મેળો. હજી હવે તેને કાંહાં સુધી શીખવવાના છેઓ? ચાલો માએ બેસો. દાહાડો ટુંકોછે, તે સાંજ પડતાં કાંઈ વાર નહી લાગતો. અસતો દીવા લોબાન કરવાના છે, ને છોકરાં નીસારેથી આવીને રડતાં હોશે.

ધનબાઈજી ઘેર ગીઆં અને મનથી સમજીયાં કે આલીનો મરડાટ આજે ઘણો ભાગો તથા આસીબાઈનેબી પીરોજ વીશે સારી શીખામણ દીધી.

પણ આસીબાઈએ કાંઈ પોતાની દીકરીને તરત નીશાલેથી ઉઠાડી નહી. છોકરીઓને શીખાડવા બાબે તેવણુને ધીક્કાર હતો ખરો, પણ પીરોજતો સકુલમાંથી સાંમો પગાર લાવતી હતી એટલે જો કે આસીબાઈને ગમતું નહી હતું તોપણ તેણીની પાસે નીશાળ છોડવવાની તેવણુની મરજી નહી હતી. ધનબાઈજીની શીખામણ કરતાં આસીબાઈને પોતાની મતલબ વધારે વાહાલી હતી અને તેથી પહોસણુની સુચનાંથી કાંઈ વલયું નહી હતું.

જેમ છોકરીઓની કેળવણી વીશે તેમજ સારા સારા રાગોનાં ગાએણો વીશે પણ આસીબાઈને કરોધ હતો. પણ તે ઉપલીજ કીસમનો કરોધ હતો. આતસના તથા સવેનાના ઈઆ સોપારાના અને હઘરણીનાં ગીતો તેવણુને ઘણા ગમતાં હતાં, પણ સારાં, નીતીનાં, ગજલો રેખતાઓ ઈઆ થુમરી, દાદરા કે પદ અને ગરબીઓ પોતાની વહુ ગાય તે તેવણુને મુદલ ગમતું નહી હતું.

જેમ વહુ સાથ તેમજ પોતાના દીકરા સાથ એ બાબે તેવણુને બોલચાલ થતી હતી. તેવણુના દીકરાએ તેવણુને ઘણું સમજાવયું કે આપણાં બઈરાંઓ કાંહાંનનાં અને બીજા જે ગરબાઓ ગાયછે તે ખરેખરા અનીતી ભરેલાછે અને નહી ગાવા લાએક તો તે છે, પણ નીતીનાં અને સંસારના બીજાં સારાં ગાએણો જેમ વધારે માનાફ આપનારાં તેમજ વધારે મધુર અને દીલપસંદ હોયછે. પણ આસીબાઈ આ વાત કાંઈ માનતાં નહી હતાં.

આસીબાઈનો દીકરો ફેરાવણુ મગજનો અને મકમ હતો. તેણે પોતાની માંની છીટની દરકાર ન કરતાં પોતાની ઓરતની સંગત વધારે પસંદ કીધી તથા બાહાર વખત ગુજારવાને બદલે ફુરસતનો વખત ઘરમાજ કાહાડવાનું અને સારા સારા રાગો ગાવા બજાવાનું જારી રાખયું. આસીબાઈ જેમ ના કેહેતાં તેમ તે વધારે હટીલો થયો અને વાજુ વટીક ઘરમા લઈ આવયો તથા તે વાજાંમાં સારાં ગીતો વજાડવા લાગો અને આલી બેસીને ગાવા લાગી.

પણ આ વાતને પાંચ છ વરસ નીકલી ગયાં.

નાહાની પીરોજ ઉમરે મોટી થઈ અને અંતે તેનેંઈસકુલેથી ઉઠાડી મેલવાની ફરજ પડી. આસીબાઈની ઘણી ખાએશ થઈ કે હજી તેને ઈસકુલે મોકલવી, કાંએકે પીરોજથી ઘરમા પગાર આવતો બંધ પાડવાનું તેવણુને ગમીઉં નહી. પણ તે કેહેતી હતી તેમ "ગામના લોક ટુપી ખાવા લાગાં." એટલે પીરોજને ઉઠાડી મેલવા પડી.

હવે પીરોજને માટે સારૂં-માંઠું જોતાં થોડાક મહીના ગયા એટલે તેનું કારજ થયું. આસીબાઈ પોતાના વ

ખતમાં "સુધરેલા" છોકરાઓનાં શતરૂ જેવાં હતાં. અંગરેજી શીખેલાઓ જે "સુધારા" કરવા નીકલયાછે તે તેવણુને જરા ગમતું નહીં હતું અને તેઓને આસીબાઈ ગાલો દેતી હતી. અને તે છતાં હવે તેણે ખામખા એવાજ એક "સુધારાવાલા" માસટરને પોતાનો જમાઈ કીધો.

માસટરે પોતાની નવી બાયડીને બુટ મોજાં પેહેરાવયાં તથા તેની સાથે ફરવા હરવા લાગો. આસીબાઈને એ વાત જરા પેહેલાં ગમી નહીં, પણ પોતાની દીકરીને તેમાં સુખી જોઇ કશુ પણ બોલવાનાં તેવણ અખાડા કરી ગયાં અને જેમ જેમ પીરોજ સાથ તેના માટીનો એખલાસ વધયો તેમ તેમ તેવણનું હઈયું હરખાઈ જવા લાગું.

છેલે સરવાલે માસટરેતો પીરોજ સાથ ગાવા વગાડવા ચાહાયું, તે સારાં સારાં ગીતોની ચોપડીઓ પીરોજને વાસતે લઈ આવયો, પણ તેને માલમ પડયું કે પીરોજનાં શીખવા ભણુવા ઉપર પાંણી ફરયું હતું.

એ બાબે પોતાના જમાઈને નાસીપાસ થયલો જોઈ આસીબાઈ તરત પોતાના દીકરાના ઓરડામાં ગયાં અને પોતાની વહુને અરજ કીધી કે "તું જે શારાં સારાં ગાએણો ગાયછે તે મારી પીરોજને શીખવ." આલીના વરને પોતાની માને તાંણો મારવાનો વખત હતો કે "તમારી વહુ સારા રાગો ગાતી તારે તમે તેને ગાલો દેતાં હતાં અને હવે દીકરીની વખતે પોતે આગલ રહીને તમે ગવાડવા આવયાં છો."

રૂ.



હીંદુસતાનનો રૂનો વેપાર અતીઘણો વધી ગયોછે અને રૂએ મુંબઈના રેહેવાસીઓને એકવાર લખપતીઓ અને કરોરપતીઓ બનાવયાછે. ૧૮૫૭ માં હીંદુસતાનથી ૧ કરોર ૪૩ લાખ રૂપીઆની કીમતનો રૂ દેસાવરો ખાતે ગયો હતો. પણ દસ વરસ પછે ૧૮૬૬ માં ૩૫ કરોર ૫૮ લાખ રૂપીઆનો રૂ હીંદુસતાને મોકલયો હતો. કાંહાં ૧ કરોર અને કાંહાં ૩૫ કરોર! ૧૮૫૯ માં ઈંગલંડ ખાતે કુલે દેસાવરો ખાતેથી ૨૦૧ કરોર રૂપીઆની કીમતનો ૮૦ લાખ હંડરવેટ રૂ ગયો હતો, પણ ૧૪ વરસ રહીને ૧૮૬૭ ના સાલમાં ૧ કરોર ૧૨ લાખ હંડરવેટ રૂઉ ૫૨ કરોર રૂપીઆની કીમતે ઈંગલંડ ગયો હતો. આ મોટા રોજગારથી ઈંગલંડ દેશ દર વરસ ૧૭ કરોર રતલ સુતર તથા

૩ અખજવાર કાપડ દેસાવરે ખાતે પોંહોંચતું કરેછે, જેમ કરતાં ૧૪ કરોર રૂપીઆનું સુતર તથા ૫૫) કરોર રૂપીઆનું કાપડ ખપેછે. આ સઘલો હીસાબ તો ફક્ત હીંદુસતાંન તથા ઈંગલંડનાં રૂના રોજગારનો છે, પણ તારે અમેરીકા જે આખી દુનીઆંને એકવાર રૂ પોંહોંચાડતું હતું તે તથા બીજા દેશોનો એકઠો રૂનો વેપાર ગણીએતો કેવડો મોટો આંકડો થઈ પડે!

તોપણ આ જબરો અને રાખશી રોજગાર માતર એક જાહાડના બીઆંને સંભાલવા માટે ખુદરતે ઉગાડેલાં સાધારણ દીડવાંથી થાયછે એ વાત શું થોડી અજાએબ જેવી છે! રૂ માતર કપાસીઆના બીઆંને સંભાલી રાખવા માટે તે બીઆંની આસપાસ એક કોઠલી તરીકે ઉગેછે અને તેથી જાહાડ તથા બીઆના ઉધરભાવમાં રૂ પાછળથી નકામો છે, તથા બીઉં જારે જાહાડને કામ લાગેછે તારે તેની આસપાસના રૂને તે જાહડ રદ કરેછે. એવી ખુદરતની એક રદી ચીજમાંથી આદમી જાત અબજે રૂપીઆનો વેપાર ચલાવી શકેછે અને ખુદરતની એવી એક રદી વસતુ માણસનું બદન ઢાંકવા માટે જાડી ખાદીથી ઉંચામા ઉંચા સેના તથા મલમલ જેવાં તરેહવાર કુમાસનું કાપડ પુરૂ પાડે છે એ ખુદરતના ભેદોની થોડી ખુબી નથી. કપાસનાં બીઆંની આસપાસનું આ પડ સફેદ, પોચું, અને સુમારૂ, બાફ જેવું અથવા બરફ જેવું અથવા "પફ" જેવું દીલપસંદ છે. પણ તેના જાહાડની જાતી પરમાણે એ વસતુના શાખા લાંબાઃ ઇઆ ટુકા હોયછે. તેને આદમી જાતે વણતમા કામે લગાડી તેમાથી નાદર કારીગરોએ પોતાને જોઈતું કાપડ મેલવેછે.

રૂનું જાહાડ હીંદુસતાન, ચીન, અરબસતાન, ઈરાન, એશીયા માઈનર, તથા આફ્રીકાના થોડાક ભાગોમા અને અમેરીકા ખાતે ઉગેછે. પીરૂ દેશની અસલી કબરોમાં રૂના જાહાડની હાજરી માલમ પડવાથી તાંહાં પણ એ જાહાડ અસલ ખુદરતી છે એવું ધારવામા આવેછે. હીંદુસતાનમાં આજ તરણ હજાર વરસ થયાં રૂની ખેતી ચાલેછે અને એવું કેહેવાયછે કે તેની ખેતીવાડીની જે રીતીઓ તરણ હજાર વરસ ઉપર હતી, તેજ રીતીઓ મુજબ આજેબી તેને ઉગાડવામા આવેછે. હીંદુસતાનમા રૂ તરેહવાર જાતનો થાયછે અને તેને તરેહવાર જગાઓ માફક આવેછે. સઉથી ગરમ ભાગો જેમ પોતાનો રૂ ઉગાડેછે, તેમજ વળી એ દેશના સઉથી હવાપલા તથા સરદીના ભાગોમાં પણ તેનો રૂ જુદો હોયછે. ડાકટર ફારબસ વાટસન જેણે હીંદુસતાનની પેદાસો બાબે મોટી અજમાશ મેળવીછે. તે કેહેછે કે આબોહવા તથા જમીનની બાબતમા રૂના પાકને માટે હીંદુસતાન જેટલું લાએક છે, તેવું માફક આવતું દેશ આખી દુનીયામાં બીજું એક નથી. રૂ ઉગાડી શકે એવી જુદી જુદી માટીના ૭૦ થી વધારે નમુના તેણે પોતે એકઠા કરેલા છે, જે ઉપરથી આપણું દેશ રૂ બાબે કેટલું શકતીવાન છે, તે માલમ પરેછે.

રૂના જાહાડને હલકી, રેતાલ જમીન જોઈએછે અને બીજા ઘણાખરાં જાહાડોથી ઉલટો ગુણ તેનામાં એછે કે દરીઆની નજદીકમાં એ જાહાડ ઉગી શકેછે. અમેરીકાનાં કેટલાક ટાપુઓ (સીઆઈલંડ) ના રૂનો સાખો લાંબો, મજબુત તથા રેસમના જેવો હોયછે. રૂની ખેતી ચોમાંસાં પછે શરૂ થાયછે અને શીયાલો આવતામાં તે આસરે ચાર ફીટની ઉંચાઈ સુધી ઉગી નીકલેછે. તેનાં બીઆં દીડવાઓમાં રેહછે, જે દીડવાંને બાહેરથી કાંટા તથા જાડી છાલ હોયછે, તેની અંદર ગરમ ગરમ ને નરમ નરમ રૂની વચે બીઆં ગોઠવાયલાં હોયછે. દીડવામાં ઘણો રૂ ભરાવા પછે, તે દીડવું ફાટેછે જેથી દીડવાંને બદલે સફેદ- દડાઓ જાહાડ ઉપર જુહુલાતા રેહછે. તે દીડવાં કદ અને આકારમાં મોટી દરાખ જેવાં હોયછે, તે પાકીને ફાટા પછે છલતાં વગર પણ કપાસ સુધાં રૂને તોડીને એકઠો કરવામાં આવેછે. જો આખુ દીડવું તોડયું હોયતો પછે તેની છાલ ભાગીને ભુકો થાયછે તથા છલતાં રૂ સાથ ભેલાઈ જવાથી તેમને છુટાં પાડતાં ઘણી મેહેનત પડેછે.

જાહાડ ઉપરથી તોડવા પછે પેહેલું કાંમ રૂને કપાસથી છુટો પાડવાનું તથા તેને સાફ કરવાનું હોયછે. એ કાંમોને માટે પેહેલાં ઘણાં સાદા ઉપાયો કરેલા હતા, પણ પાછલથી નવી "જીનો" અથવા ચરકાઓની શોધ થવાથી એ કામ ઘણું સવલ થયુંછે. એવી રીતે રૂને સાફ કરવાની જીનના કારખાનાં હવે રૂની ખેતીવાલાં પરાંતો મધેજ સથાપવામાં આવયાંછે, જેથી ભરૂચ, ધારવાડ, ખામગામ ઈતીઆદી ઠેકાંણાઓમાં લાંબાં ધુમાડીયાં અને સાંચાઓ જોવામાં આવેછે. રૂને સાફ કીધા પછે તેની ગાંસડીઓ બાંધવામાં આવેછે, જે કાંમ પણ થોડેક દરજે હવે માહેલાં પરાંતો મધે થાયછે, જાંહાં ટીલી ઈઆ અરધી મજબુત ગાંસડીમાં બાંધવા પછે ફોસટા ઉપર બંદર ખાતે લાવી ઈસકોરૂમાં દાબી તેની મજબુત તથા હકબંધ ગાંસડીઓ બાંધવામાં તથા પછે વાંહાણે ચહડાવામાં આવેછે. આપણો દેશી રૂ આગલ ઘણો ઉતરતી કીસમનો હતો, પણ તેને સુધારવા પાછલ ઘણી મેહેનત લેવાથી આજે હીંદુસતાંન રૂના જથામાંજ નહી પણ ગુણમાં વટીક અમેરીકન રૂની લગભગ બરોબરી કરી શકેછે.

---

## વીજલીવાળો લેવટો.



થોડીક અજાએબ જેવી માછલીઓની તપાસ આપણે ગયા અંકમા કીધી હતી, પણ સઉથી અજાએબ જેવી માછલી એકછે અને તે વીજલીવાળી માછલીને નામે ઓળખાયછે. આજના એલમે વીજલીની વીદીયામા મોટી શોધ કીધીછે. ઘણી ચીજોમા વીજલી માલમ પડીછે. આપણા બ

દનમા પણ વીજલીછે અને કેટલાક વીદવાંનોતો હીઆં સુધી કેહેછે કે આપણી જીંદગી નીભેછે અને જીવ ચાલેછે તે વીજલીથી છે. પણ આ બોહોલી ખુદરતમાં કોઇ પણ ચીજમા બલકે માણુસમા પોતામા એવી શકતી નથી કે પોતાના બદન માહેલી વીજલીને પોતાની મેળે બાહાર કાહાડી શકે. તે શકતી વીજલીવાળી માછલી ધરાવેછે અને તે ખરેખર નાદર શકતી છે. દરએક પરાંણીને પોતાના બચાવના હથીઆર આપેલાં છે અને આપણે જોયુંછે કે માતર સીંગડાં, દાંત ઇઆ પુછડીજ નહી પણ કેટલાંક પરાંણીઓનેતો તલવાર અને કરવત જેવાં હથીઆર વટીક કુદતરતે બખશેલાં છે. પણ વીજલી જેવું બચાવનું હથીઆર બીજું કીયુંછે ? તેની આગળ બીજાં પરાંણીઓના હથીઆરો ગોયારદ છે.

પોતાના હમનબરદને એકજ જટકો એવો લગાડવો કે જેથી તે તદન મરણ પાંમે ઇઆતો બેસુધ થઈ જાય અને તેની સઘલી શકતીઓ સુહુન મારી જાય, એ થોડી જોરેમંદ શકતી નથી. વલી પોતાના હાથમાં કે મોહોમાં કે માથામાં કોઇ દેખીતું હથીઆર ધરાવા વગર ઇઆ કોઈ હથીઆરનો કસો પણ ઉપયોગ કરતું હોય એવું દેખાડવા વગર બેમાલમ રીતે દુશમનને જટકો લગાડવાને આ માછલી શકતીવાન થાયછે. વીજલીથી કરીને પરાંણીઓની હીલચાલ કરનારાં ગોટલાંમાં તાંણ થઇ આવીને તે કઠણ થઈ જાયછે તેને વીજલીનો આચકો લાગેલો કહીએ છઇએ અને વીજલી પેદા કરનારી માછલીઓ તેવીજ કીસમનો આચકો આપી શકેછે. કેહેછે કે આ ઝટકાથી કોઈવાર ઘોડેસવાર માણુસ પોતાના ઘોડા સુધાં તુટી પડેછે અને કોઇવાર જો ધાતુને તે માછલી લાગેછે તો વીજલીની ચીંગારી વટીક કાહાડેછે. આ અજાએબ જેવી શકતી તેને બે ફાયદા કરેછે. એકતો તે પોતાના દુશમનને જેર કરી શકેછે અને બીજુંતો તે એ શકતીથી પોતાનો ખોરાક મેલવી શકેછે. એવું કેહેછે કે જે દરીયાવમાં આ માછલી હોયછે, તાંહાં તે સરવે માછલાં ઉપર સરદારી ચલાવી શકેછે.

વીજલીવાળી માછલી મુખીઅ કરીને બે જાતની છે. એક ટોરપેડોને નામે ઓળખાયછે, અને તેનો આકાર આપણા લોકો જે માછલીને ચાંન કેહેછે, તેને કાંઇક મળતો આવેછે. એ માછલી લગભગ ગોળ હોયછે અને તેનું પુછડું ટુંકું અને ચરબદાર હોયછે એ માછલી ઘણુંકરીને ૧૪ ઈંચ લાંબી અને ૧૦ ઈંચ પોહોલી હોયછે પણ એમાની એક માંછલી ૪॥ ફીટ લાંબી નોધાયલીછે. એ માછલીને જારે ખીજવી હોય તારેજ તે વીજલીના જટકા મારેછે, અને તેના જટકા ઘણા નરમ હોયછે કેમકે હાથના આંગલાંથી ઉપર તે ઝટકો કદાચજ લાગેછે અને કોણી અથવા કોપરીયાંની ઉપરતો કદી જતોજ નથી. પણ આ માછલી કેટલા બધા ઝટકા મારેછે, તે સઉથી અજાએબ જેવું છે. તે એક મીનીટમાં ૨૦ આચકા આપેછે. સપાલાનજાંની નામના વીદવાંને એ માછલીના ૭ મીનીટમાં ૩૧૬ આચકા ગણ્યા હતા !

પણ વીજલીવાળી માછલીઓમાં ખરેખરી જોરાવર અને ભય ભરેલી માછલીતો "વીજલીના લેવટા" ને નામે ઓળખાયછે, જેનું ચીતર આ બાબતને મથાલે આપયુંછે. જો કે એ માછલી દેખાવમાં લેવટા જેવી છે, તોપણ કદમાં તે એક સરપ જેવડી મોટી છે અને તેનાં વીજલીના ઝટકા ભય ભરેલા છે. તેનું સાધારણ કદ ચારથી પાંચ ફીટનું છે, પણ કોઇવાર એ લેવટો ૧૫ ઇઆ ૨૦ ફીટની લંબાઇ સુધીનો માલમ પડેછે. તેની ઉમર પરમાંણે અને જે પાંણીમાં તેને વસવું હોય તે પાંણીના રંગ પરમાંણે આ લેવટાનો રંગ બદલાયછે. તે ઘણું કરીને લીલારંગનો હોયછે, પણ તેનાં માથાંનો નીચલો ભાગ પીલી અને રાતી ટીપકીનો છે, તથા માથાંથી પુછડી સુધી બારીક છીદરોની બેવડી હાર તેના બદન ઉપરે આવેછે, જે છીદરોમાંથી એક ચીકાસ નીકલેછે તે વરે તેની ચામડી ચીકણી તથા સડકણી થાયછે. એ છીદરોનો રંગ પણ ટીપકીઓના જેવોજ પીલો અને લાલ હોયછે. એ માછલીનું મોહડું મોટું અને પોહોલું હોયછે તથા છેક ગલાં સુધી દાંતો ઠીંસીને બાંધેલા હોયછે. તેની જીભ ચરબદાર અને ચીકણી હોયછે.

આ લેવટો પોતાના શેકારને વીજલીથી મારી નાખેછે તથા ધાતુ ઉપર વીજલીની ચીંગારી પણ એજ લેવટો કાહાડેછે. તેની તેજી વીજલીનો ઝટકો નામાકીત વીદવાન "હમબોલટે" એકવાર ખમયો હતો અને તેથી તેના બદન ઉપર કેવી અસર થઈ હતી તે તેને પોતાનેજ આપણે બોલવા દઇએ. તે લખેછે કે—"પાંણીમાંથી તરતની કાહાડેલી આવી એક માંછલી ઉપર મારા બે પગ રાખવાથી મને જે ભયંકાર આચકો લાગો હતો, તેથી ભયંકાર આચકો એક મોટાં કદની 'લીડનજાર' (વીજલી પેદા કરનારાં વાસણ) માથી પણ મને કોઈ દાહાડે લાગેલો યાદ નથી. તે આખો દાહાડો મારાં ગુડણ ઘણાં દુખયા કીધાં અને મારા બદનના લગભગ દરએક સાંધામા મને દુખ લાગયા કીધું. પેટની ઉપર એક મુકી મારી હોય, માથાંની ઉપર એક ફતર વાગો હોય, વીજલીનો એક મોટો ધડાકો થયો હોય, તો એક પલમાંજ આવી અસર પેદા કરેછે. આખાં બદનની નેસો એ રીતે એકજ વખતે સુહુન મારી જાયછે, એટલે કસું સુજતું ઇઆ ઓળખાતું નથી."

હવે સવાલ એ રહયોછે કે આ માછલીઓમા વીજલી કાંહાંથી પેદા થાયછે ? તપાસ કરતાં તેમના બદનમા એક આખો અને નાદર વીજલીનો સાંચો ગોઠવેલો માલમ પડેછે. જેમ એક "ગાલવાંનીકટરફ" નામના વીજલી બનાવાના વાસણમા ખાંચાઓ કીધેલા હોયછે, તેવીજ યુકતી આ માછલીઓ મધે જોવામા આવેછે. "ટોરપેડો" માં વીજલીનો સાંચો માથાંની ખોપરી આગળથી સુંઇ સુધી બેહુ બાજુએ ગોઠવેલો છે. અને તેમાં ઉભી પોકલ નલીઓ હોયછે, જે દરએક નલીમા એક સુમારી જીલીથી પડ અથવા ફરેકાર કરી લીધેલીછે અને એક ઈંચની નલીમાં એવી ૧૫૦ ફરેકાર ભરી જીના જીના ઓરડા કરી લીધેલાછે તથા તે દરએક ઓરડામા કાંઇં પરવાહી પદારથ હોયછે. "ટારપેડો" માછલીનો એ આખો સાંચો ૧૫ ઇઆ ૧૬ ચોરસ ફીટ જગા રોકે એટલો મોટો છે, તે માતર તેના માથાંમા સમાવેલોછે. આ નલીઓની શંખયા "ટોરપેડો" ના કદ પરમાણે હેરફેર હોયછે. ફકત એક માછલીના સાંચામા ૧૧૮૨ નલીઓ ગણવામા આવીછે અને દરએક નલીમા ૧૫૦ ફરેકાર ગણતાં આ એક માછલીના આખા સાંચામા ૧૭૭૩૦૦

નાહાની ઓરડીઓ હોવી જોઇએ. આ કેવી અજાએબ કરાંમત !

વીજલીવાળા લેવટામા તેનો સાંચો માથાંમા નહી પણ પુછડાંમા મળી આવેછે. તે પુછડાંની હેઠાંણમા ગોઠવેલોછે, તેના ચાર મોટા લાંબાને લાંબા ભાગ કરેલાછે, અને દરએક માંથી બારીક ચામડાંની ગોયા પલેટો હીસોર્ડીસ પાસે પાસે સીંચીને ગોઠવેલી હોય તેમ સરખાં પડ કીધેલાંછે અને તે દરએક પડની અંદર જેલી જેવી પદારથ ભરેલીછે. સઘળી જાતની માછલીના વીજલીના સાંચાઓ ઉપર પુશકલ નેસો જોડેલી છે, અને સો વીજલીને લાવવા લઈ જંવાનાં વીજલીના તાર પેરે કામ લાગેછે. માછલીઓના સાંચાંમાં એ નસો ઉપર વીજલીનો આધાર છે, પણ તે વીજલી શી રીત અને સાથી પેદા થાયછે તે કશું માલમ પડતું નથી. એ ગનેઆંનનો ભેદતો જે માહાબલ કીરતારે આ અજાએબ જેવી માછલી પેદા કીધીકે તેજ કીરતારના હાથમાં રહયોછે.

---

## હાડકું—બદનનું ઘેર.



આ કેવો બદસુરત દેખાવ ! અને તોપણ દરએક આદમીના બદનનો તે ખરો ચીતારછે અને જેઓ છેલબટાઉ ઇઆ મોએનારાંણી પોતાની ખુબસુરતી ઉપર મગરૂર હોય તેને કેહેવાનું એટલુંજ છે કે "ઓ ખાકી આદમ એટલો મગરૂર નો રેહ કેમકે કદાચ આવતી કાલે, કદાચ આવતા પલમાં તારી તમામ ખુબસુરતીનો નાશ થશે અને ઉપલો ,બીહામનો આકાર તારાં ખુબસુરત તનથી થશે." એ આકાર ગોયા આપણા બદનનું ઘર છે. માંસ, નેસ અને ગોટલાં, પેટ અને તેમાંનો કીમતી સાંચો, છાતી અને તેનો બેમુલો ખજાંણો, ભેજું અને તેની હીકમતી બનાવટ એ સઘણું આ બદનના ઘરમા વસેછે. જેમ સાધારણ ઘર બાંધવા આગમચ લાકડાંનો તેનો આકાર પેહેલે ઉભો કરવામા આવેછે, તેમ આદમીની આ માસ અને ચામડીની છેક હેઠે બદનના બીજા સઘળા ભાગોને ટેકવનારૂં આ પાંજરૂં બાંધવામા આવયુંછે. માણુસ તરો ઉભો રેહછે અને બેસે છે તથા હીલચાલ કરેછે, એ સઘણું તેનું ટકાઉપણું બદનના આધારથીછે.

જીવનું આ ઘર અથવા પાંજરૂં હાડકાંનું બનેલું છે અને તેને હાડમાળો કેહેછે. માણુસનો સાધારણ વજન ૧૩૦ થી ૧૪૦ રતલનો ગણાયછે અને તેમા આ હાડપાંજરાંનો વજન ૧૨ થી ૧૬ રતલનો છે. આટલાબધા વજન છતાં, બદનને બાલવા પછે માતર ૮ અંઉસ પદારથ રેહછે અને બાકીનું સઘણું હવાઈ આકારમા ઉડી જાયછે. આટલું, છતાં માણુસને ટેકવવા તથા મજબુતી આપવાનો સઘળો આધાર હાડકાં ઉપર છે. બંધાયલું હાડકું સફેદ પણ કુમલું હાડકું જરા આસમાની રંગનું હોયછે. તે બાહેરથી કઠણ પણ અંદરથી પોકલ અને નરમ હોયછે, જેની અંદરના પોલાંણમાં માવા જેવો એક ગર ભરેલોછે અને તેને આપણ ગુડ કહીએ છઇએ. તેને જો આખું બટ રાખયું હોતતો તે વજનમા ભારે થત અને વધારે બોજો આપણને ઉંચકવો પડત. ફાસફરસને લગતા તેજાબ અને બીજા ખાર તથા ચુંનાની મેળવણીથી હાડકું બનેલુંછે અને ધરતીના ભીતરમા જાંહાંસુધી ચુનાનું પડ આવેછે તાંહાંસુધીજ હાડકાં તથા કોરલાં મળેછે, તે પછે વધારે ઉંડાણમાં તે મળતાં નથી. તેમાં મુખીઅ ખારાસ તથા ચીકાસ હોયછે. ચીકાસથી તે ચીવટ અને ખારાસથી તે કઠણ છે. ખોલલી હવામા બાલવાથી તેનો ચીકાસવાળો ભાગ ઉડી જાયછે અને ખારાસવાળો ભાગ બાકી રેહછે, જેનો મસલવાથી ભુકો થાયછે. બીજી રીતે બાલવાથી તેનો ખાર તેજાબમા ખવાઈ જાયછે અને ચીકાસવાળો ભાગ બાકી રેહેછે, તારે હાડકું નરમ થાયછે તથા મરડાઈ જાયછે. બચાંના હાડકાં નરમ અને મરડાઈ જાય એવાં તેમાના વધતા ચીકાસને લીધે હોયછે. ઘરડાં માણુસના હાડકાં કકરાં અને ભાગી જાય એવાં તેમાના વધતા ખારાસને લીધે હોયછે.

આપણા હાડપાંજરાં માહેલાં હાડકાં તરેહવાર કદ અને આકારવાલાં હોયછે. હાથ, પગ, આંગલાં, ઇતીઆદી ભાગોના હાડકાં લાંબા દાંડા જેવાં હોયછે, જેને એક છેડે ગોલ માથું અને બીજે છેડે મીજાગરૂં જડેલું હોયછે તથા વચમાથી તે પતલું હોયછે. બીજાં હાડકાં વલી પોહોલાં હોયછે, તે કપાલ, ઘુમરી, તાલક ઇતીઆદી હાડકાં છે. ઘુમરીના હાડકાં ગોલ લાગેછે, પણ તે ખરેખર એકજ ગોલ હાંડકું નથી, ઘણાંક પોહોલાં હાડકાંઓને જોડીને તેનો ગોલાકાર બનાવેલોછે. ગોલ હાડકાં વલી જુદાંજ છે. જે પગની ઘુંટી, હાથની પોંહોંચી, એવા એવા ભાગોની હેડલ આવેછે. બીજાં થોડાંક હાડકાં આડાં અવલાં અને બીહામણાં છે, જેના દાખલા તરીકે કોહાના હાડકાં દેખાડી શકાશે. એ હાડકાંઓ ઉપર ચીરા, ખાડા તથા સુરાખો પાડેલાં છે,

જેની અંદરથી નેસો પસાર થઈ હાડકાંના સઘલા ભાગોને બાહેરથી પુશતી આપેછે તથા હાડકાંનુ અંદરથી પોશણ કરવા માટે તેમાં કાંણું હોયછે, જે વાટે નેસ છેક અંદરવેર લોહીને પોંહોંચાડેછે.

દાંત, કાંન, ઈતીઆદી અવીઅયોમાંનાં બારીક હાડકાંઓને ગણતરીમાં લેતાં આખા હાડમાલામાં પોણીતરણ સો હાડકાં ગણાયછે, પણ તે બારીક હાડકાંને બાદ કરતાં ૧૯૭ મોટાં અને જાણીતાં હાડકાં બદન મધે ગોઠવેલાંછે. આ બાબતને મથાલેની આકરૂતીમાં એ સઘલાં હાડકાંની ગોઠવણ દેખાડીછે. તેમાં a થી a ની નીશાંણ કીધીછે તાંહાંવેર બરડાનો કાંહો છે, b બાજુનું હાડકું છે, c કોપરીયાંનો સાંધો છેં, d કામરીનું બાહેરનું તથા e અંદરનું હાડકું છે, f પોંહોંચી છે જેમાં ૮ હાડકાં ચચારની હારમાં ગોઠવેલાં છે, g નીશાણવાલાં હાડકાં આંગલાંનાં છે, h અને i જાંગનું હાડકું છે, k ગુઠણનો સાંધો છે, m અને n નલાના બે હાડકાં છે, o ઘુંટી, p પગ, r પાંસલી, x શીનું, તથા s કુલાંનાં હાડકાં છે. આ સઘલાં જુદાં જુદાં હાડકાંઓની ગોઠવણ બાબે હજી બીજું જાણવાનું છે, તેની આવતા અંકમાં વાંચનારી બાનુઓને સમજ પાડીશું.

—oooo—

# શેકસપીરીઅન જવાહેરો.

## સંપ.

"એક ભયંકાર કામ કરી બતાવવા અને તેનો પેહેલો ખેઆલ પેદા થવાની વચેનો વખત સઘલો એક દરામનો ખાબ એક નજરની બીહામણી ઠગાઈ છે. તે અરસામા મનશકતી અને નીતીના ખવાશો ભેગી દરબારે મસલત કરેછે અને એક રાજની મીશાળે એક માણસ પોતાનાં અમલ તલે બલવાનું શંકટ વેઠેછે."

"ઓ! એકસંપ! રાતને વખતે જારે બુરાઓને છુટાપણું મલેછે, તારે તારૂં ભય ભરેલુ કપાલ દેખાડવાને તુંને શરમ લાગેછે? અરે તારે દીવસને વખતે તારી રાખશી સુરત ઢંકાય એટલો અંધારો ગોફો તુંને છુપાઈ રેહેવા માટે કાંહાં મલશે? એવા ગોફા શોધવાને ઓ એકસંપ તુંનો મેહેનત કર પણ હસતા ચેહરા અને મીઠા ખવાશની અંદર જ તારો પાપી સીકલને સાંતી રાખ!"

## વાતચીત.

"વાતચીત બેલગામ બોલવા વગર મજા આપનારી જોઈએ, દીલ ધાલવા વગર ઠહાબાજ જોઈએ, નીરલાજરાપણા વગર છુટી જોઈએ, અભીમાની વગર વીદીઆવંત જોઈએ, તથા જોડી કાહાડવા વગર નવી જોઈએ."

## બુરાઈ.

"મેં બુરાઈને એટલેવેર ઉકલતી અને ઉભાતી જોઈછે કે શેવટે પકવાંનની ઉપરથી બાહેર ધોલાઇ ગઈ હતી."

## સીકલ.

"જબાંનના કરતાં ગાલો એક મકસદ કહી આપવાને વધારે લાએક છે."

"હા! એક ગંભીર દાસતાંનના ગંભીર સફાની મીશાલે આ માણસનું કપાલ ગંભીર પુસતકનો ખવાશ કહી આપેછે."

## સામાસામી અસરો.

"એક આતસ બીજા આતસના બલવાને બાલી નાખેછે. એક દુખ બીજાના દુખથી ઘટેછે. ચકરી આવેછે તો બીજી બોરકુની ચકરાથી પાછું થંભ થવાયછે. એક નીરાસી ભરેલો ગમ બીજાની માહેતમ જોઈ સાજો થાયછે."

## દેશ ઊપર પેઆર.

"અગર જો મારા એક દજણ દીકરા હોય અને દર એક જણપર મારો સરખો પેઆર હોય, તો મારો એક દીકરો દેશને ખાતર લડતાં લડતાં ધરાઈને પાછો આવે તેના કરતાં મારા અગીઆર દીકરા બાહાદુરીથી મરણ પાંમે તે જોવાને હું વધારે રાજી થવશ."

## હીંમત.

"હીંમત સમો ઉપર ઘોડે ચહડેછે."

"વીચારમાં જેમ તું મોટોછે, તેમ કામમાંબી મોટો થજે; વખત આવતાંજ ઉસકેરાજે; આતસ સાથ આતસ થજે; બીહીવાડનારને બીહીવાડજે અને પતરાજીખોર વડાઈસાથ ટકર લડજે; કે તેથી ઉતરતી આંખો મોટાઓ પાસેથી પોતાની વરતણુક ઉછીની લીએછે તેઓ તારા દાખલાથી મોટી થશે તથા પકા ઠરાવની નહી હટે એવી ખાએશ પોતાનાં દીલપર ઓલવશે."

"ખરો હીમતવાન તેજ છે કે જે માણસનાં દમમાંથી નીકલતું બુરામાં બુરૂં શંકટ દાહાપણથી ખમે અને પોતાના નુકસાનને માતર બાહારનું વીચારે; તેમને પોતાના પોશાકની મીશાળે જેમતેમ બદનપર પેહેરી લીએ; અને પોતાને થતી ખરાબીને પોતાનુ અંતકરણ ખરાબ કરવા તેની આગળ લાવવાજ નહી દીએ."

"મરદને જેટલું છાજે તેટલું બજાવવાની હું હીમત કરૂં છઉં. જે તેથી વધારે કરવા જાય તે મરદ નથી."

## દરબારીઓ.

"ઓ હસતા, સુમારા, પણ ધીકારાયલા ટુકરખોરો, નમીના ભાંજફોડુઓ, મીલનસાર વરૂઓ, મીઠા રીંછો, દોલતના ઘધેડાઓ, ખાવાના દોસતો, વખતની મખીઓ, ગોલાંમો, હવાઈ બાફો, તમો લાંબી જીંદગીતક ધીકારસાથ જીવજો."

"તમો રાંક અને બોલવે નમાનાછે, અને રાંકપણું તથા નમનતાઈ પુરતું દેખાય તેમ તમે તમારી પદવી અને દરજા ઉપર નામ ધરાવોછો, પણ તમારૂં અંતકરણ તુંડમીજાજ, ગરૂરી અને અદેખાઈથી ચીકાર ભરેલુંછે; તમે નસીબથી અને રાજાની મેહેરબાંનીથી નીચી પગતીઓ ઉપરથી આસાનીથી ચહડયાછો, અને હવે એવી ઉંચાઈએ આવયા છો કે જાંહાં કાબુ તમોને ટેકાવી રાખેછે અને સુખનો તમારા તાબેદાર નોકર થઈ તમે જે નોકરી મને ફરમાવો તેવી રીતે તમારી મરજીની સેવા બજાવેછે."

"જે ગોલાંમો પોતાના રાજાના ફાંટાને જીંદગીનાં ખુનીઘરમાં ઘુસવાનુ વારંટ સમજે તથા જે સતાવાળાના આંખનાં પલકારામાં ધારો સમજે તેવા ગોલાંમો પોતાની આસપાસ હોય એ રાજાઓ ઉપર મોટો સરાપછે."

# પરચુટણ બાબતો.

**સોનાના શુખનો**—"સુખ મેળવીને પછે ખોહોવા ના કરતાં તે નહીંજ મેળવવું બેહેતર છે."

**વીદીઆ**—તમારી વીદીઆને તમારા ઘડીઆલ મી સાલ એક છુપા ખીશામાં રાખો અને લોકોને દેખાડવા વા રંમવાર બાહર ખેંચી કાહડશો નાં.

**વડાઈ**—લોકો વડાઈ કરેચ તાહરે સાંભા ધણીને મા લમ પડેચ, પણ જેવારે શાંભે ધણી પોતે વડાઈ કરેચ તેવા રે તે પોતે આંધલો બનેચ.

**ભરત**—વેલાતમાં એક કુટંબ રેહછે, તેમાં એક માઇ લ નામની છોકરીછે અને તે કુટંબનુ નાંમ ફરલાંગ (અરધા કોશનો આઠમો હીશો) છે અને તાંહાં એવાં આઠ ફરલાં ગ વશેછે.

**માંનશની ઉમર**—ઘણાએક દાખલા મલી આવેચ કે ૧૦૦ થી ૧૮૫ વરશ શુધીની માણશની ઉમર કોઈવાર હો એછે. કેહછે કે "હનગેરી" દેશમાં એક ખેડુત નાંમે "પેટરક જાનસટન" શને ૧૫૮૭ માં જનમીઓ હતો અને શ ને ૧૭૭૨ માં મરણ પામીઓ હતો. આ વાત માનવા જોગ નથી.

**લોભ**—કોઈએક ખેડુતે પોતીકા છોકરાને કહઉં "જ વારે એને જવારે, દીકરા જેવારે એ સસલું કોઈ બીજાનાં ખરચથી ફરબે થશે તેવારે આપણ એને ફરીથી પકડી એ નો નાંસતો કરીશું. એ શબદો શાંભલી છોકરાએ પોતીકા બા પનાં હોકમને તાબેએ થઈ તેને છુટુ મેલી દીધું પણ તે સ સલું કોઈવાર પણ તેનાં હાતમાં પાછું આવીઉં નહી.

**ન શીખવાના અવગુણ**—કોઈએક શખશે એક સ્ત્રી ને પુછીઉં, બાઈ તારી ઉમર કેટલાં વરશનીછે. તેણીએ જવા બ દીધો, જેવારે હું પરણી તેવારે મારી ૧૬ વરશની ઉમર હતી અને મારાં ધણીની ઉમર ૩૦ વરશની હતી તેને આ જે બે ૩૦ વરશ થઆં તે કેટલાં? જવાબ વાલીઓ કે ૬૦, તારે મને હવે બે શોલ વરશ તે કેટલાં? જવાબ વાલીઓ ૩૨. સ્ત્રી બોલી હા અલબતાં મને એટલાં વરશ હોવા જોઈએ.

**બે ગરહસથો** એક ટેબલ ઉપર સાથે જમવા બેઠા હ તા. એકે બીજાને કહયું કે "સાહેબ પેલી નીમખદાંની જરા હોઆં પસાર કરજો." બીજાને આ સેહેલ તસદીથી ફફડાટ લાગો અને તે બોલયો કે "સાહેબ એ હોકમ કર વામાં તમારી ભુલ છે." પેહેલો—"કેમ સાહેબ! શું ભુ લ થઈ!" બીજે "તમારી ભુલ એકે તમે મને તમારો ચા કર સમજયાછો." પેહેલો—"નહા સાહેબ, મારી ખરી ભુલ તો એ થઈ કે હું તમોને એક ગરહસથ સમજયો."

**બચાં ઉપર માં બાપની અસર**—ઘણાં બચાં આ ડકાં મીજાજી, પાજી, તોછડાં અથવા તરકરાં હોયછે અને તે વીશે ઘણા માં બાપને ફરીઆદ કરતાં સાંભલીએ છઇ એ: પણ મા બાપોએ ભુલી નહી જવું કે તેમાં ઘણીવા ર તેમનોજ વાંક હોયછે. જેમ ફુલને સુરજની રોશની જોઈએછે તેમ બચાંને ખુશાલી જોઈએછે અને ખુશાલ માં બાપનાંજ બચાં પણ ખુશાલ હોયછે. બચાંને જે ચીજ ગ મે તે માગેછે, જે ચીજ નહી ગમે તેનાથી દુર જાયછે. કું જરા ચેહેરા અથવા કડવા શુખનો તેઓને ઘડીએ ઘડી માલમ પડે અને જરા જરામાં તેઓની ખણખોદ તથા વાંક કાંહાડવામાં આવેતો બચાં પોતે પણ કવડાં અને કુજરાં થા યછે. માટે માં બાપની ખાશ ફરજ છે કે બચાંની આગલ હંમેશે હસતાં તથા સુખી રેહવું અથવા કાંઈ નહીતો શુ ખી દેખાવું ઈઆને ગમે એવું દુખ હોય તોપણ બાહેરનો દેખાવ હસતો રાખવો.

**માતાનો પયાર**—ડાકટર હેસ નામનો એક લખના ર, જાનવરમાં માતાનો પોતાના બાલક ઉપરના પયારનો એક ઘણોજ અસરકારક દાખલો આપેછે. તે કેહેછે કે "નમુ ના માટે એક દરીઆઈ પક્ષી પકડવા માટે મારી બંદુક ખ ભે મારી હું દરીએ કીનારે ગયો અને ટોલાબંધ એક ખડક ઉપર બેઠાં હતાં તેમાંથી એક પસંદ કરી તે ઉપર ગોલી મા રી મારી નાખ્યું, સઘલા પક્ષીઓ એકદમ દરીઆમાં ના હાશી ગયાં પણ મુએલાં બાલકની માતા ઘણીજ આનાકા નીથી તાંહાંથી ઉડી ગઈ, થોડીક મીનીટમાં તે પાછી સપ ટી ઉપર આવી અને બચાંની પાસે બેશી સોહર કરવા લાગી. મેં જોયું કે તે મારા શેકારને ઉઠાવી જશે માટે હું આગલ વધવા લાગયો, પણ માતાએ તાંહાંથી પોતાની જગા છોડી નહી અને મારી સામે થવાના ચીનહ બતાવી બચાંને પો તાની પાંખમાં પકડી પાછલે પગે હઠવા માંડીયું. તેને ન શાડી મુકવાને અથવા બીહવડાવવાને ઘણીબી તજવીજ મેં કરી, એક ગોલી વટીક તેના ઉપર ફેંકી પણ કાંઈ વલીઉં ન હી, લોહીથી ગગરતી માતા પોતાના બાલકને પાંખ તલે ખુ બ સંટાડી મારા તરફ મોહોડું રાખી પાછલે પગે લાંબે સુ ધી ગઈ અને આખરે દરીઆમાં ડુબકી મારી માહરી નજ ર આગલથી ગુમ થાઈ ગઈ. માતાના પયારનો હાવો દા ખલો મેં કોઈવાર આગલ જોયો ન હતો અને તે આ નીર દોશ જાનવરમાં જોઈને માહારી અચરતીનો પાર રહયો નહી."

## ઘરઘતુ નુસકાઓ.

**રાસપબરી વીનીગર**—રાશપબરી રતલ ૪ એક કા દવનાં વાસણમાં નાખો સરકો પેંટ ૧ નાંખી તેનું મોહડું હવા ન જાઈ શખે તેમ મજબુત બાંધવું અને ધીમાં તડકાં માં કલાક ૧૨ રાખી રાતનાં ઘરમાં લેવું, ફરીને તેને બીજે દને કલાક ૧૨ તડકામાં રાખવું એને તારબાદ એક ફલાન લની ઠેલીમાં નાંખી તેને વગર દાબવે તેનો રસ નીચોરી લે વો અને દરએક રતલ રશે ૧ રતલ સાકર નાંખી કલાક પા શુધી ઉકાલી બાટલી ભરી મજબુત બુચ મારવો અને તાર બાદ પીવાના ઉપઓગમાં લેવું.

**બનકેક**—આટો રતલ ૪, માંખણ આઉંસ ૪, સાક ર આઉંસ ૬, થોડુ નીમખ, તટલીજ છુદેલી (કેરેવેશીડ) વેલાતી જીરૂ તથા ખમીર ચમચા ૪, એ સઘલાને એકરસ

કરી દુધ નાખી રોતલીનાં આટા મીશાલ નરમ કરી ભુનવાં, એ મધે કરનટ આંઉશ ૪ નાખીઆથી વધારે શારાં થાશે.

**જીનજર બીઅર કરીને પીવાની ભુકી**—છુદેલી શાકર ૨ દરાંમ, છુદેલી શુઠ ૫ ગરેન, કારબોનેટ આવ સોડા ૨૬ ગરેન, એટલું એકરસ કરી એક બલુ કાગજનું પડીકું બાંધો. તારતરીક એશીડ ૩૦ ગરેનનું એક શફેદ કાગજનું પડીકું બાંધો અને પીતી વેલાએ દરએક પડીકાંને દરએક જુદાં ગલાશમાં અરધું તમલર પાણી લઈ ડોવીને બેઉને એ કરશ કરી ઉભાઇ જવાની અગાઉ પીઈ જવું.

---

## રમુજે ફુરસત.

૧. તરણ અક્ષરથી થાયછે આખું મારૂ નામ,
ખરાબીમાં હમેશે રેહછે મારૂં ઠામ.
પેહેલા સંગ બીજો મલી થાઉં નારનો ધણી,
નામ, કદ, મીજાજ, ને મારી જાતો ઘણી.
ધડ તથા પુછડું મલી જીવજંતોમાં હોઉં,
બીજા તથા તરીજા વગર થોડાંજ ફલો જોઉં.
બેહેનો પારખો સુજને, ના કરશો ઉંડો વીચાર,
કહી દો હું કોણછું વીલંબ નહી લગાર.

૨. હું છું એક પાદસાહ સેહેરનો ઇરાન,
જાતે નેક, ભલો ને અતી કદરદાન.
પેહેલો અને ચોથા અક્ષર મળી છેઉં એક ફલનું નામ,
સચાઈ બતાવવાને પડસે મારા બીજા ને ચોથાનું કામ.
નથી હું (આખો) કોઈ સાધારણ જાતનો નર,
ચલાવીછે મેં હાકમઈ આખા ઇરાન ઉપર.

૩. હું ચાર અક્ષરનો બોલ છેઉં. મને બે શરખા ભાગમાં કાપી નાખો તો પેહેલા ભાગને લેવાને છાકટાઓ ઘણા ખુશી હોએછે અને તે ભાગને જો ઉલટાવી વાંચો તો તેનો અરથ ખુશાલી થાએછે. મારો તરીજો અને બીજો અક્ષર મલી એક જાતની રમત બનુછું અને તે આપવાથી તમો આહો તે કામ થઈ શકેછે. મારા ચોથા, પેહેલા અને બીજા અક્ષર મલી હીંદુસથાનના એક દેશી રાજાનું નામ થાઉંછું. કેહો હું કોણ છું.

૪. હું અજબ તરાંહનો છેઉં, જેમ જેમ મારા પેટમાથી તમે ઓછું કરતા જાવો તેમ તેમ હું મોટો થતો જાઉંછું!

૫. દરેક જણને મારી જરૂરછે, દરેક જણ મને આપવા નીકલેછે, દરેક જણ મને માંગેછે પણ ઘણા થોડા મારો ઉપયોગ કરેછે.

૬. એવી કેઈ ચીજછે કે જે કોઇ કોઇવાર ટેબલપર મુકીને કાપવામાં આવેછે પણ બીલકુલ ખવાતી નથી.

૭. હું ચાર અક્ષરની નારછું, હું લાંબી છેઉં, ટુકી છેઉં, હું જાડી છેઉં, પાતલી છેઉં, અને બે શરખા ભાગમાં કાપી નાખોતો મારો પેહેલો ભાગ મને જીવાડેછે અને મારો બીજો ભાગ મને મારી નાખેછે.

---

## ખોલાશો ગઈ વેલાનો.

૧—મોત.

૨—પીસટોલ—ટોપી—સટો.

૩—
ગો
ક દ ર
ઉ ન રે સ મ
બા દ સા જ'મ શે દ
ગો દ રે જ ગે વ બે જ ન
ક શ રે વ જ વુ સ
દી લ બે ફા મી
ક જ સ
ન

૪—ટેબલ—બલ—તેલ.

---

## મિત્રોના મેળાપ વિષે

૫૬.

"મારા રામ કાલે મળજો" એ રાગનુંછે.

મળિયા મળિયા મળિયારે,
ભલે આજ મિત્રો મળિયા;
હાંરે મારા મનના મનોરથ ફળિયારે, ભલે આજ—ટેક.

વિવિધ પ્રકારની વાત કરવાથી,
આનંદ ઓઘ ઉછળિયારે, ભલે આજ. ૧

મિત્ર મેળાપથી શાંત થયું મન,
તાપ ત્રિવિધના ટળિયારે, ભલે આજ. ૨

રગરગમાં આજ પ્રેમતણા રસ,
આવીને અઢળક ઢળિયારે, ભલે આજ. ૩

મિત્ર મળ્યાથી પવિત્ર થયું મન,
પાપના પુંજ* પ્રજળિયારે, ભલે આજ. ૪

એકબીજાના સરવ મન-સંશય,
નજર મળ્યાથી નિકળિયારે, ભલે આજ. ૫

સુખના સાગર સુજન મળ્યાથી,
દુખના ડુંગર ડળિયારે, ભલે આજ. ૬

સુજન સ્નેહ સંપાદન કીધો,
એજ રૂડી રિદ્ધિ રળિયારે, ભલે આજ. ૭

દલપતરામ કહે દીલ ખુશ થઈ,
વડા દિવસ આજ વળિયારે, ભલે આજ. ૮

* ઢગલા.

---

મુંબાઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ઠા૦ કોટ—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૯ તથા ૧૧.

# સ્ત્રીબોધ.

પુસતક ૧૪ મું. | ડીસેમબર ૧૮૭૦ | આંક ૧૨ મો.


## સુલી વચે સોપારી,

અથવા

## ઓરતના હાથમા છુપી વાત.

[1] એક વારતા.

### પરકરણ ૧ લું.

માઝનદરાનના મુલકમા મનીજેહ અને ફીરંગીજ નામની બે જવાન અને શુંદર ઉમરાવજાદીઓ વસતી હતી.

ખુબસુરતીમા તેઓ એકસરખી સરસ હતીઓ. તેઓના માહાતાબી મુખરા ઉપરના ગોલાબી રોખશારની લેહેજત બાગોમાના તાજા ગોલાબને કરમાવી નાખતી હતી અને પરીઓના સરખાં તેણીઓના નાજ અને નખરાંથી ચેહેરના જખમી થયલા ઘણાક નોજવાનો તેઓ ઉપર ફીદા થઇ તે નેક ખશલતની નાજનીનોનો હાથ મેળવવાની ઉમેદમા નાઉમેદ થઇ રહયા હતા.

આ બે કુવારી કનેઆઓ વચે સંપ અને પેઆંર મજબુતીથી ગંઠાયો હતો. એક મેકના દીલની ખાએશને તેઓ એકમેક આગળ ખોલલી મેળતી હતીઓ અને સુખ ઇઆ સંપજ, મોબત ઇઆ માયાની ઘણીક છુપી મસલતની ગુસપુજમાં તેઓ વીસવાંસ અને એખલાસથી મસગુલ રેહતી હતીઓ.

પણ આ બંને શુંદરીઓના સુખનો મારગ ગોલાબથી જ બીછાવેલો નહી હતો. તેઓના મારગમાં કાંટા પણ હતા. મનીજેહ તથા ફીરંગીજ બંનેને એકેક દુખ હતુ.

મનીજેહને તેના બુઢા બાપ કુલબાદે જોગણ બનાવા ધારી હતી, અને ફીરંગીજને તેના બુજરગ પીતા મેહેરાબે ચંપેશ નામના એક બેવકુફ ઉમરાવ સાથ પરણાવા ધારી હતી.

કુલબાદ વેહેમી હતો અને પોતાની નોજવાંન બેટીને સંસારના સુખથી બેનસીબ રાખી જનમ સુધી તેણીને વેરાગ એખતીઆર કરાવામાં દુનીઆંનાં પાપો તથા બદીઓથી તેણીને વેગલી રાખવાનું માનતો હતો. અને એ રીતે કુમલી અને ખીલતી મનીજેહ પોતાનો આખો ભવ કુમારી હાલતમાં બાલી નાખવાના અંદેશામાં હતી.

મેહેરાબ લોભી હતો અને તેથી પોતાની બેટીને જેની સાથ પરણાવા માંગતો હતો તેની અકલ ઇઆ બુધીને બદલે તેનાં પઇસા ઉપર તે લલચાયો હતો અને એ રીતે પોતાના બાપના લોભને ખાતર આખા જનમારા સુધી એક મુરખ આદમી સાથે લગનના ગાંઠથી જોડાઇ જવાની ફીરંગીજને ધાસતી હતી.

આવા જુલમાતમાંથી છુટી થવાને આ બેહુ જવાંન નારીઓ જો કોશેશ કરેતો તેમાં કોણ તેમનો વાંક કાહાડશે?

કુલબાદના વેહેમ પરમાંણે જોગણશાળાનો જંજીરમાંથી છુટવા સારૂં મનીજેહએ ઉપાય એમ કીધો કે ખુશરો નામના એક જવાન સાથ તેણીએ મોહોબત બાંધી અને તેનો બાપ કુલબાદ તેણીને જોગણોના મથમાં દુનીઆંથી દેશનીકાલ કરે તેની આગમચ તેણીએ પોતાના વાહાલા ખુશરો સાથ નેકાની પેવંદ બાંધવાનો કોલ આપયો.

મેહેરાબના ઘાટકી ઠરાવમાંથી બચવા સારૂં ફીરંગીજ પોતાના બાપને સમજાવાનો ઉપાય અજમાવા લાગી. તેણીએ તેના ઘણા કાલાવાલા કરયા તથા પોતાને અણગમતા શખસને ધણી તરીકે નાકબુલ રાખવાનો પોતાનો હક મોટી આજીજીથી તેણે રજુ કરયો.

પણ તેનું કાંઇ વલયું નહી. મેહેરાબે પેહેલાંતો તેને સમજ પાડી કે ચંપેશ પાસે ૫૦ હજાર દીરમની દોલત છે, એટલે તે કોઇબી ઓરતને સુખી કરવાને શકતીવાંન છે, પણ જારે ફીરંગીજે માતર પઇસામા સુખ વીચારવાને ના પાડયું તારે મેહેરાબે તેણીને ચંપેશ સાથે જબરદસતીથી પરણાવાની ધમકી આપી.

એ ધમકી પાર પાડવાનો વખત પણ આવયો. અંતે ચંપેશ પોતાની મીલકતોવાલાં મુલકોમાંથી માઝનદરાન ખાતે આવી પુગો અને મેહેરાબ તેને ફીરંગીજ સાથ પરણાવાની તઇઆરી કરવા લાગો. આવી હાલતમાં પોતાને નાપસંદ માટી સાથ પરણવાના છતી જીંદગીના મોત કરતાં ખુદરતી મોત ફીરંગીજે પસંદ કરયું અને તેથી આ પધાટ કરવાનો તેણીએ ઠરાવ કરયો.

મારે સાંજને વખતે જારે મોહોલામાં વસતીની આવજાવ બંધ પડેલી હતી, જારે તેનો બાપ ઘરની બાહાર હતો

[1] આ વારતા એક ઇંગરેજી નાટક ઊપરથી ઊપજાવી કાહાડીછે.

અને ઘરમાના માંણસો દાંએબાંએ થઈ ગયાં હતાં, તેવું એકાંત વખતનુ ટાંકણું સાંધીને તથા આંખોમાં ખુન અને દીલમાં હીમત પકડીને આ નાદાંન પણ જીવપર આવેલી ઓરતે એકદમ-પોતાના ઓરડાની બારીએથી મોહોલામાં નખાવી દીધું.

એકજ ભયંકાર ચીસ અને ફીરંગીજનો દમ ગોયા બંધ થઈ ગયો. એકજ આંખનો પલકારો અને તે ઘણીક ઉંચાઈથી મોહોલામાં જઈ પડી. હવામાં ઉતરતાંજ તેની સુધ બુધ ઉડી ગઈ અને મોત જે તે વખતે તેને છુટકારા સરીખું હતું તે તેણીએ નજદીક વીચારયું.

પણ નહી.

ફીરંગીજનું પડવું અને મોહોલામાંથી એક સુરા સીપાહનું પસાર થવું સાથેજ બનયું. જે વખતે આ શુંદરીએ બારી ઉપરથી ઝીપલું દીધું, તે વખતે તેજ બારીની હેઠલ આ સીપાહ બચો આવી લાગો, અને ફીરંગીજ આબાદ જઈ તેના હાથમાં પડી, જેને તેણે સંભાલથી ઝીહીલી લીધી.

તે સીપાહ દયાલુ દીસતો હતો. ફીરંગીજ ઉપર કાંઈબી મોટો જુલમાત ગુજરયો હશે એવું તે ચેતી ગયો અને જારે તેનો જીવ બચાવયો તારેતો પુરોજ બચાવવો અને જે ઘરથી આ નાજનીને દુર થવા માગયું તે ઘરમાં તેણીને નહીંજ લઈ જવી એવી તે દુખીઆરીએ પોતે અરધી બેશુધ હાલતમાં તેને અરજ કરી, તે પાછી બેશુધ થઈ ગઈ. એટલા માટે ફીરંગીજને તેની બેહોશ હાલતમાં ખાંધ ઉપર મારી કોઈ બીજા ઘરના છુપા આસરાની તે શોધ કરવા લાગો.

પોતાનો આ કીમતી બોજો ઉપાડીને એક મોહોલામાથી બીજા મોહોલામા ફાવો લેતાં તે સીપાહ બચ્ચો સારાં ભાએગે ફુલબાદનાજ ઘર આગળ આવી પુગો. વાંચનારી બાંનુઓને યાદ છે કે ફીરંગીજની પેલી માંનીતી સખી મનીજેહ તેજ ઘરમા વસતી હતી અને ફીરંગીજને બચાવી લેનારે તેજ ઘરનો આસરો લીધો.

એક બેગાંનો મરદ કોઈ મુએલી ઓરતને લઈ ધસયો આવેછે એવું દુરથી જેઈને મનીજેહ ઘભરાટમાં પડી તથા પોતે છુપી રહીને પોતાની સાએલી નામે શેહેરોને તે મરદ આગળ મોકલી.

આ બેગાનો સીપાહ ફીરંગીજને લઈને પાધરો દીવાનખાનામા દાખલ થયો તથા પોતાની બેઅદબીને માટે માફ માગીને બોલયો કે "આ બાંનુને ઉતાવલે અને હરૂસે કોઈ મકાનમાં લઈ જવાની અગતને સર મારાથી બેઅદબી થઈછે. હું એ બાંનુને મુદલ પીછાંણતો નથી, માટે એવણને તમારે સવાધીન આપું છઉં. હાલતો સાંજ પડી ગઈ છે, પણ જો ખોદાનું ચાહાવું હશેતો એકાદ બે કલાકમાં એ ચેહેરે નમુન બાંનુની ખબર પુછવા હું પાછો આવશ અને જો મારી વધારે મદદ જેઈતી હશેતો ખુશીથી આપશ."

આટલુંજ બોલીને તથા પોતાની ખાંધ ઉપરથી ફીરંગીજને ઉતારીને આ બાહાદુર જવાં મરદ ચાલતો થયો. જતાં જતાં જે ઘરમા ફીરંગીજને ઉતારી હતી તે ઘરવાળી બાંનુ મનીજેહનું નામ તે સાએલી શેહેરો પાસેથી લખી લઈ ગયો અને પોતાનું નામ કાગજ ઉપર લખીને શેહેરોને આપી ગયો.

આ પારકા મરદના જવા પછે મનીજેહ છુપાયલી હુતી તે બાહાર આવી. પોતાની પ્રીયા ફીરંગીજની આ બેસુધી ઉપરથી તેને મોટો ઘભરાટ ઉપજયો, પણ આવી હાલતમાં તેણીને પોતાના આસરા તલે જેઈ તે ખુશી થઈ અને ફીરંગીજને બેહોશીમાંથી હોશીયાર કરવા લાગી.

સેજ વખતમાં ફીરંગીજ પોતાની હોશીયારીમા આવી. તેણીએ પોતાની દોસત મનીજેહને કોટી કીધી તથા તેનો ઉપકાર માનયો અને પછે પોતાના બાપનો જુલમાત જે મનીજેહથી છુપોં નહી હતો, તેટલા માટે કેવી તેણીએ બારીએથી નખાવી દીધું તેનો દુખદાએક હેવાલ આંજુ ભરી આંખે તેણીએ કહી સંભળાવયો.

બારીએથી પડવા પછે જે સીપાહબચ્ચો તેને ઉંચકી લાવયો તે કોણ હતો તે જાંણવાની તથા તેને નજરે નજર મળવાની ફીરંગીજને ખાએશ થઈ.

તે સીપાહ પોતાનું નામ મેળી ગયો હતો જે ફીરંગીજે વાંચી જેયું. તેનું નામ શોહોરાબ જાબુલી કરીને હુતું અને તે જાબુલ દેશનો રેહેવાસી હતો. સાએલી શેહેરોએ બેઆંન કરયું અને ફીરંગીજને પોતાને પણ તેવુંજ ભાંન રહયું હતું કે એ સીપાહ સોહોરાબ કદમા અને દેખાવમાં ખરેખર એક જાબુલી હતો. તેનો બાંધો પીલતન પેહેલવાંનના સરખો હતો અને ચેહેરા તથા તાજીમતવાજેમાં તે એક ખરો ગરહસથ હતો.

પોતાનો જાંન બચાવનાર આવા એક ધણીને જેવાને ફીરંગીજની કુમલી છાતીમા જુસો પેદા થયો માટે તે ગરહશથ પાછો આવનારછે એવું જાંણી તે ખુશી થઈ. ફીરંગીજના દીલમાં લાગેલી આ આગ જાબુલી શોહોરાબ તરફ મીતરાચારી અને હેશાનમંદીનાં જુસાની આગ હતી અને આપણ જેઈશું કે પોતાના બાપનાં જેગણ બનાવાના જુલમાતમાથી બચવા સારૂં જેમ મનીજેહએ જવાંન ખુશરો સાથ પેઆર બાંધયો હતો, તેમ ફીરંગીજને પણ પોતાના બાપના જુલમાતમાંથી બચી જવા સારૂં જાબુલી શોહોરાબ એક તેવોજ દીલદાર હાથ લાગો હતો.

---

## પરકરણ ૨ જીું.

ફીરંગીજે મનીજેહની મદદથી પોતાની પરાંણઘાત બચાવી એટલુંજ નહી પણ હવે તેણીએ મનીજેહનાજ આસરા હેઠલ છુપી રેહેવા માંગયું. એક મુરખ મરદ સાથ જીંદગી તક જેડાઈ જવાની આફત અટકાવા માટે તેણીએ એજ ઉપાય વીચારયો કે મનીજેહનાં ઘરમાં છુપી રીતે વાસો કરવો અને જાબુલી સોહોરાબની પીછાંણ કરી તેની સાથ પરણવું.

આ માંગણી ફીરંગીજે મોટી ગંભીરાઈ અને ઓજરખાહી સાથ કીધી અને મનીજેહએ પોતાના આ દોસતને જરૂરને વખતે એક આફતનું વાદલ દુર કરવામાં ઉપલો આસરો આપવાને કબુલ કીધું.

આ બીના ઘણી છુપી હતી. જો કોઈને પણ ખબર પડે કે ફીરંગીજ ફુલબાદના ઘરમાં છુપાઈ છે, તો માંજીનદરાનના ધારા મુજબ એકલી ફીરંગીજ નહી પણ મનીજેહને બી પકડી કતલ કરવામાં આવે. ફીરંગીજને છુપી છુપા

વાની ખબર માતર ફીરંગીજના બાપ મેહેરાબથીજ નહી, વળી મનીજેહના બાપ કુલબાદથી નહી પણ ઘરમાના આ દમીઓ અને બીજા દરએક જણથી આ ભેદ છુપાવવાની જરૂર હતી.

પણ મનીજેહ શું આ છુપો ભેદ એટલો છુપો રાખી શકશે ? એક છુપી વાત ઓરતોના મોહોમાં રહી શકે કે ન હી ? મનીજેહ કદાચ આ ખબરને પોતાના બાપથી છુપા વશે, પોતાના સગાં વાહાલાંથી છુપાવશે, પણ પોતાનો દી લદાર ખુશરો જેનાથી તેણીએ કશું છુપાવવું નહો હતું તે ને પણ આ છુપી વાત શું મનીજેહ જાહેર નહી કરશે ?

ફીરંગીજને એ વીશે વધારે ધાસતી એટલા માટે હ તી કે એજ ખુશરો, મનીજેહનો દીલદાર તે ફીરંગીજનો પોતાનો ભાઈ હતો અને માઝીનદરાન મુલકમાં જેમ બાપ નો બેટી ઉપર તેમ ભાઈનો બેહેન ઉપર અખતીઆર ચા લતો હતો. પોતાની બેહેનની જરાખી આંડી ચાલ તે વખ તના ભાઈઓ દેખી શકતા નહી હતા, માટે ફરંગીજને પો તાના ભાઈ તે મનીજેહના દીલદાર ખુશરોનો ઘણો દર હતો.

પણ આટલી બધી હોનારત બની તારે ખુશરો કાંહાં હતો ? તે પડોશના આજરબીજાન દેશ નાહાસી ગયો હતો. જઈફ ઉમરાવ મેહેરાબે પોતાની બેટીને જેમ અણગમતા મ ઘેસ સાથ જુલમથી પરણાવા માગી હતી, તેમજ તેણે શીરીન નામની એક અણગમતી સ્ત્રી સાથ પોતાના બેટા ખુશરોને જુલ માતથી પરણાવા માગયો હતો. ખુશરોનું સઘળું દીલ મન મોવને મનીજેહ સાથ મલેલું હતું, અને તેઓએ સાદીના વચન આપેલા હતા, માટે પોતાના બાપની ઓહો સથી ખુશરો કંટાલી ગયો હતો અને તેવામા જે અકારી સ્ત્રી શીરીન સાથે તેનો બાપ તેની કદખુદાઈ કરવા માગતો હતો, તે સ્ત્રીના ભાઈ તુસ સાથે ખુશરોને એક લડાઈ થઈ, જે લડાઈમાં તેણે તે જવાન તુસને મરતતોલ જખમ કીધો અને તેની સજામાથી છુટી જવા સારૂં ખુશરો ને પોતાની માનીતી મનીજેહ તથા વાહાલું વતન છોડી નાહાસવું પડયું હતું.

માટે હમણા જારે તેની બેહેન પોતાના બાપની સાહે તા છોડીને મનીજેહના ઘરમા છુપી રહી તારે પોતાનો ભાઈ ખુશરો દુરદરાજ હતો એ વાતથી ફીરંગીજને ઘણો દીલા સો મળયો હતો. પણ તેની આ ધીરજ જાજેવાર જારી રહી નહી. તે હજીતો બેસીને પોતાની વીસવાસુ સહીએર સા થ પોતાની કંગાલ હાલત ઉપર મસલત કરેછે, તેવામાં સાએ લી શેહેરો દોડતી આવી લાગી અને અંધારી રાતનો લા ભ લઈ ખુશરો ઘોડેસવાર થઈ આવેછે એવી ખબર પોતાની શેઠાંણીને પોહોંચાડી.

આજરબીજાનમાં જાંહાં ખુશરો પોતાની મેળે દેશની કાલ થયો હતો તાંહાં પોતાની સજનીથી દુર રેહેતાં તે દીલ દારની જીદાઈથી તે ઘણો દુખી હતો, માટે હવે તેના દીદા જેવા સારૂં છુપી રીતે તેણે માઝીનદરાન આવવાનો આગ મચથી પેગામ કેહેવાડેલો હતો. તેણે કરેલા ગુનાહને માટે માઝીનદરાનમા તેને પકડવાના ઈનામ કાહાડેલાં હતાં, પણ પોતાની પ્રીયાની જીદાઈ કરતાં આવા જોખમ વચે જીપલું દેવાનું તેને પસંદ હતું.

ખુશરોને આવતો સાંભળી ફીરંગીજ ઘભરાટમાં પડી. તેણીએ મનીજેહ સોહે માંગી લીધું કે તેને છુપી જગોએ છુપાવવી અને જારે તેણે ફીરંગીજને પડોસના એક ઓરડા મા બંધ કીધી તારે તેણીએ ખુદ મનીજેહની મોબતના કસ મ આપયા કે આ ભરમ તેણીએ ખુશરોને વટીક જાહેર ક રવો નહી.

હવે આ છુપી વાત મનીજેહને હાથ કાંહાંસુધી જલ વાયછે તે આપણે તપાસીશું.

---

## પરકરણ ૭ જું.

ખુશરો અને મનીજેહની મુલાકાત કેવી પવીતર પે આર ભરી હતી, કેવાં અંદાજાસર જોસથી આ પવાતર કો લે જોડાયલું જોડું એકેકને ભેટયું હતું, કેવા હરખથી પુર છાતીએ અને આંજુથી પુર આંખોએ તેમના જુદાઈના જખમ ને રૂજવયા તે સઘલું બેઆન અતરે કરવાની જરૂર નથી.

ખુશરો અને શુંદર મનીજેહ મોહોબત ભરી શેફતે ગીંમાં બેઠાં હતાં, તેવામાં મનીજેહના ઓરડાની બારી કોઈ ઠોકતું હોય એવો આવાજ થયો. મનીજેહ અને ખુશરો બંને જણ ચોકયાં અને આવી રાતને વખતે બારી કોણ ઠોકેછે એવા ખુશરોનાં સવાલનો મનીજેહએ ખોલાસો કી ધો કે એતો પવણથી બારી અફડાતી હશે.

ખુશરોના મનમાં જરા શક લાગો, મગર આ ખોલા શાથી તેણે તે ખેઆલ કાહાડી નાખયો. પણ નહી. બા રીતો વધારે જોસથી ઠોકાવા લાગી. મનીજેહએ વળી ખો લાસો કીધો કે કોઈ રસતાનો રાહદારી અમસથો બારી સા થ ચેડાં કાહાડતો હશે.

એબી વાત ખરી હશે. પણ ખુશરો શું સાંભળેછે ? "મનીજેહ, નેકનામ મનીજેહ, શુંદર મનીજેહ" એવી રી તે કોઈ મનીજેહને હાંક મારવા લાગું. હવે મનીજેહ ઘ ભરાવા લાગી અને તેની વફાદારી બાબે ખુશરોનો શક વધ વા લાગો.

દાસી શેહેરોએ આવીને મનીજેહના કાનમાં ખબર કીધી કે પેલો જાબુલી શોહોરાબ જે ફીરંગીજને રસતામાંથી ઉંચકી લાવયો હતો અને જે તેણીની ખબર પુછવા ફરીથી આવવા કહી ગયો હતો, તે બારી ઠોકેછે.

ગરીબ બીચારી મનીજેહ શંકટમાં આવી પડી. ન હી તેનાથી બારીએ જઈ જાબુલી શોહોરાબને જવાબ દેવાઈ શકાયો કે નહી ખરેખરી બીના ખુશરોને તે કહી શકી.

સાએલીએ આવીને કાનમાં વાત કરવાથી ખુશરોનો શક હજી વધયો. તેણે ફરી સવાલ કીધો કે બારી કોણ ઠો કેછે ? અને મનીજેહએ ફીરંગીજને ખાતર પોતાનું અના જાનપણું બતાવાની ફરજ પડી.

બાહેરથી શોહોરાબ જાબુલી વધારે જોસથી બારી અં ફાડવા લાગો અને અંદરથી ખુશરો વધારે જોસપર ચહડ વા લાગો. તે બારી આગળ જોસમાં ધસયો, પણ મનીજે હએ તેને બાહેર જેવા દેતાં અટકાવયો. તે બારણા તરફ જવા ગયો, પણ તે પડોસનાં બારણામાંતો ફીરંગીજને છુપા વી હતી, માટે તાંહાં જતાં પણ મનીજેહએ તેને અટકાવયો.

ખુશરોને ખફા કરવાને આથી વધારે શું જોઈએ ?

તેણે તાંણો મારયો કે "બાઈ સાહેબ, બાહેરથી જે ધણી બા રી ઠોકેછે, તેને તમારે જવાબ આપવો જોઇએ. તે કવખ તે આવી લાગેછે એમાં તેનો કાંઇ વાંક નથી. મને જવા દેવો, કેમકે મારા રેહેવાથી તેની મુલાકાતમાં હરકત થઇછે."

હવેતો જાંબુલી સોહોરાબે ગુસે થઇ બારીને ઘણુંજ જો સથી ખખરાવા માંડી, પણ મનીજેહએ ખુશરોને જે મ બારી અને બારણા આગલ જતા અટકાવયો તેમ જ આ ખોટા ખતરા સાથ ઘરની બાહાર જતા પણ તેને અટકાવા લાગી. તે બોલી કે "ખુશરો, એ ધણીને મારી સાથ કસું કામ નથી."

પણ ખુશરો કેમ માંને ? તે જોસથી પોકારી ઉઠયો કે "તે તારૂં નામ દીએછે, તારે શું મનીજેહ નામની કોઈ બીજી ઓરત આ ઘરમાં વસેછે ? પણ જો તારામાં સચાંઇ હોયતો બારી ઉંઘાડ અને તેના હાંક મારવાને રોકહો નાંખુ કેર જા."

મનીજેહ તેમ કરવાને ખુશી હતી, પણ તેને અંદેશો માતર ફીરંગીજ વીશે હતો, કે રખે તેની સાથ વાત કરતાં તે ફીરંગીજનું નામ જાહેર કરે. પણ મનીજેહની આ આનાંકાંનીનો ખુશરોએ ઉલટો અરથ કરયો અને તેથી બારી ઉંઘાડી જાંબુલી સોહોરાબને પાછો વાલવાની તેને ફ રજ પડી. આ વખતની વાતચીત ઘભરાટમાં ઘભરાટ વ ધારનારી હતી.

મનીજેહ—(બોલી કે) આ પરમાંણે મારૂ ના મ દઈ મને બોલાવાની હીમત કોણ કરેછે કે જેથી પાર પહોશમા મને ખરાબ લાગેછે. હું તેને હુકમ કરૂં છઉં કે એકદમ હીઆંથી જતો રેહ.

સોહોરાબ—(બાહારથી) બાંનુ, કાંઇ બેઅદબી થતી હોયતો હું માફ માગું છું અને પાછો ફરવાને તઇઆર છ ઉં. પણ જારે સાંજનાં હું હીઆં આવીયો હતો—

ખુશરો—(ગોસાથી વચે પડીને) ઠીકછે, ઠીકછે.

સોહોરાબ—(બાહારથી) તારે રાતના પાછો આવવાને હું કહી ગયો હતો.

ખુશરો—(મંનસે) એ હેરેમંદી !

મનીજેહ—સાહેબ, તમો ભુલ કરોછો. તમો આવયા તે ઘર એ નહી હશે. તમે હીઆંથી રસતો લેઓ. મારે તમારી સાથ કસું કામ નથી.

સોહોરાબ—(બાહારથી) તમારેથી આવો બદલો મળ વાંની મને વકી નહીં હતી. પણ જારે મારો જીવ આ ઘ રમા ભરાયોછે, તારે હું બાહાર કાંહાં જાઉં ?

ખુસરો—(ગુસાથી) જોતાં જાવો, બાંનુ મનીજેહ જો તાં જાવો.

મનીજેહ—ભાઇ હું તમોને ફરીથી કહું છઉં કે ત મારી ભુલ છે.

સોહોરાબ—(બાહારથી) ખરો પેઆર ભુલ કરતો નથી. મારી મોબત મને કેહેછે કે આ ઘર તેજછે કે જેમાં મારો જીવ લાગી રહયોછે.

મનીજેહ—નહી, નહી, અગરજો તમને કાંઇ કામ હોયતો કાલે આવજો, જાવો.

સોહોરાબ—(બાહારથી) આવતી કાલસુધી એક નેક બાંનુના દીદા જોવા વના હું કેમ રેહેવશ ? એક દાહાડો તે એક જમાના જેવો છે, માટે બારણું ઉંઘાડી હમણાંજ મને દાખલ કરો.

ખુશરો—(ટકોરમાં) અલબતાં, બાઇ એ ગરહસથને તમે મારે ખાતર નાસીપાસ નહી કરવો જોઇએ.

મનીજેહ—(ચીરડાઇને) અરે ભાઇ, હું માંગી લઉં છઉં કે જો તમો ગરહસથ હોવોતો હીઆંથી નીકલો.

સોહોરાબ—(બાહારથી) હમણાતો હું જાઉં છઉં, પ ણ યાદ રાખજો કે મારો જીવ તમારા સંભાલ હેઠલ મેં આ પયોછે.

ખુશરોના વેહેમને પુરતો વધારી આપવાને આ વાત ચીત બસ હતી. સોહોરાબના જવા પછે તેના ગુસાનો પા ર રહયો નહી. તે મનીજેહ ઉપર મોટો ફીતકાર નાખવા લાગો, અને તેને બેવફા તથા દગલબાજ કહી તેનાંથી પોતે ઠગાયલો સમજી મોટો અફસોસ કરવા લાગો. તે બોલ કે "મનીજેહ તરફના ખરા તથા દીલસોજ પેઆરને ખ ર મેં પોતાનાં જીવને જોખમમાં નાખવાને દર કીધો ન પણ તું એ દગલબાજ તુંએ નીમખહરામીથી તેનો લો વાલી આપયો."

મનીજેહ શું જવાબ આપી શકે ? માતર એકજ પો બોલ તે જાહેર કરેતો આ સઘલી અણઘટતી બદના માંથી તે છુટી થાય. ફીરંગીજ તે ઘરમાંછે અને આ બે નો મરદ તેણીનો જાન બચાવી તેના ઉપર મોહીત થયે એટલુંજ જો મનીજેહ પોતાનું મોહોડું હીલવેતો બસ. ણ એ વાત છુપી રાખવાનો તેણે કોલ લીધો હતો અને તેથી છુપી રાખી આ સઘલી બદનામી તેણે માંથે હોરી લીધી.

તેણે ઘણીબી સમજ પાડી કે "વાહાલા ખુશરો, એટલો ખફા નો થા. તું મારા ઉપર વીસવાસ રાખ, નથી મારી પાક દામાનને દાઘ લગાડયો કે નથી તુને મેં સાન કીધું. આ સઘલા બનાવનું એક કારણછે, જે તુંને હાલ જાહેર કરી શકતી નથી, પણ જારે તે તું જાણ તારે મને નીરદોશ ગણશે."

આ ગડબડનો અવાજ મનીજેહના બાપ કુલબાદ કાંને પડવાથી તેની ઉંઘમા ખલલ થઈ અને દાર શેહેરો દોડતા આવા કેહેવા લાગી કે "સાહેબ, શેક ઉં માંથી જાગેછે, વાસતે આંસતે બોલો, મોટા સાદે બોલ વગર શું તમારીથી વાત થઇ નહી શકે ?"

આ બીનાંથી ખુશરોને વધારે ગુસો ઉપજયો, તે બો યો કે "આ સઘલી મને હીઆંથી કાહાડવાની વાતછે મ ને હું જવાને ના પાડતો નથી."

મનીજેહ તેને ધરી રહી અને તેની ખાતરી કરવ માંગી, તે બોલી કે "જો હું ચાહુંતો તુને છુપો ભેદ કહું શકું." ખુશરોએ જવાબ દીધો કે "જો બોલાસો કરવે હોયતો આજ વખત છે અને નહીતો પછે કદી નહી." ણ હજી મનીજેહ ફીરંગીજને આપેલા કોલને વલગી હી અને પોતાના જીગર કરતાં વાહાલા દીલદારને તેણીએ નામુરાદ જવાં દીધો.

---

## પરકરણ ચોથું.

ગમખાર દીલે, દુખથી ભાગી જતા હાથ પગે અને કાએલી તથા બેજાર મંને ખુશરો મનીજેહનું મકાન છોડી ગયો તેવો બેહેરામ નામના પોતાના દોસતના ઘરમા ગયો. માંજીનદરાનમાં મનીજેહથી ઉતરતું એકલું તેજ ઘર હતું કે જેમાં ખુશરો પોતાની સલામતી બાબે વીસવાસ રાખી શકે. તેનું પોતાનું ઘર જેમાં તેનો બાપ મેહેરાબ અને બેહેન ફીરંગીજ રેહેતાં હતાં, તે ઘરતો હમણા તેને અકારું હતું.

બેહેરામના ઘરમાં ખુશરોએ પગ મેળવા આગમચ એક જુદોજ બનાવ બનતો હતો. ખુશરોનો પીલસુમ નામનો એક જુનો અને વીસવાસુ પણ દેહેકાંતી જેવો અને ઢોંગી ચાકર હતો. અને બેહેરામના ઘરમાં તે એક નાહના જેવા કજીયામાં મશગુલ થયો હતો. મનીજેહની સાએલી શેહેરો અને ફીરંગીજની સાએલી હોમાએ બંનેને આજ સુધી પીલસુમ પોતાના પેઆરની વાતોથી ઠગતો હતો, પણ હીયાં તે બેહુ ઓરતો એકઠી થઈ ગઈ અને બંને જણીઓ પીલસુમનો દાવો કરવા લાગી, જેથી તે બેહુ કોકટો વચે મોટો કજીઓ થઇ પડયો અને પીલસુમ તે કજીઓ પતાવામાં રોકાયો હતો.

આ ગડબડ ચાલતી હતી તેવામાં ખુશરોના પગલાં અને આવાજ સંભળાયો અને પીલસુમ જેને એક ગમથી શેહેરો ખેંચી જવા માગતી તથા બીજી ગમથી હોમાએ ખેંચી જવા માગતી હતી, તે આવી હાલતમાં પોતાના શેઠના આવવાથી ધબરાટમાં પડયો. શેહેરો અને હોમાએ પણ ઓછી બીહીવા લાગી નહી અને પોતાનો કજીઓ ભુલી જઇ તાંહાંથી નાહાસવાના વીચારમા પડી. તે ઓરડા મધે કપડાંની એક કબટ હતી, તેમાં પીલસુમે શેહેરોને સંતાડી, અને હોમાએ તેજ કબટમાં ભરાવાને ના પાડી તાંહાંથી છુપી રીતે નાહાસી ગઈ.

આ બે બાંદીઓને દુર કરતાં વીલમ લાગો નહી તેવામાં ખુશરો પોતાના દુખની નાસુરાદીમાં પોતાના દોસત બેહેરામની ખાંધ ઉપર હાથ ટેકવી દાખલ થયો અને પીલસુમને હુકમ કીધો કે મારે આજનનીજ રાત પાછું આજર બીજાન જવું છે, માટે ઘોડા તઇઆર કરે.

પીલસુમ અચરત થઈ ખુશરોનો આ અચબુચો હુકમ બજાવા ગયો, તેટલાં બેહેરાંમ તેને ઘણો સમજાવીને નરમ પાડવા લાગો. તે બોલયો કે "મારા જાંની બીરાદર જરા ધીરજ રાખ. મનીજેહની તું પર મોબત એટલી મજબુત છે કે તેમા કસો દાઘ હોય નહી."

પણ ખુશરોનીતો ખાતરી થઈ ચુકી હતી. તે બોલયો કે "મેં મારી નજરે જોયું કે એક બેગાના મરદે મનીજેહનું બારણું આવી રાતને વખતે ઠોકયું, તેણે ઘરમા આવવા માંગયું, તેણે આગલી મુલાકાતની યાદ આપી, મનીજેહએ મારા દેખતાં તેને બીજે દાહાડે બોલાવયો અને તે કોણ હતો તે કેહેવાને મને સાફ ના પાડયું. દોસત બેહેરામ મનીજેહ બેવફા થઈતો હવે બાકી શું રહયું. અરે હું કે શું. ચાહું.છઉં કે તે નાપાક મરદ મને જાહેર થાય તો તેના દીલમા આ સમશેહેર ચલાવી દઈ મુજી મનીજેહને તેના પાપની સજા કરૂં. પણ હવે આ નાપાક શેહેરમા મારૂં કામ નથી, માટે કુચ કરી જવું ભલું છે."

આ પરમાણે વાત ચાલેછે તેવામાં બેહેરામનો એક ખીદમતગાર નામે જંદલ એક ઓચંબા ભરેલી ખબર લાવયો. તે બોલયો કે "પેલો જવાંન તુસ જેની સાથે ખુશરો આગળ લડયો હતો અને જેને જખમી કરવાથી ખુશરો દેશનીકાલ થયો હતો, તે ઉમરાવજાદો પોતાના જખમથી સાજો થયોછે અને ખુશરોને પકડવાના હુકમની માફી બખશવામા આવીછે."

આ નવાઈ જેવી ખબરનો લાભ લઈ બેહેરાંમે ખુશરોને થોભવાને સમજાવયું. તે બોલયો કે "તુને આ શેહેર છોડવાનું મુખીઅ કારણ હવે નીકલી ગયું છે, તારે બેહેતર છે કે હવે તું હીઆંજ રેહ અને તારી દીલદાર મનીજેહ વીશે વધારે તપાસ અને ખાતરી કર."

અંતે ખુશરો ઉપર અસર થઈ. તેણે આજરબીજાન કુચ કરી જવાનો વીચાર ફેરવયો, પણ તેની આગમચ જંદલે જે ઉપલી ખબર પોહોંચાડી તેની સચાઈ બાબે ખાતરી કરવાની જરૂર હતી, માટે ખુશરોની અરજ ઉપરથી એ વીશે વધારે ખબર કાહાડવાને બેહેરામ રવાંને થયો.

પણ વાંચનારને ઇનતેજારી લાગતી હશે કે મનીજેહની પેલી સાએલી શેહેરો જેને હીઆં ખુશરોના આવવા આગમચ પીલસુમે કબટમા સંતાડી હતી તેનું શું થયું? તે બાંડીતો આ સઘળો વખત કબટમાંજ ગુંગલાયા કરતી હતી. જો ખુશરો જરાબી દુર જાયતો શેહેરો કબટમાથી નીકલીને નાહાસી જવાને તઇઆર હતી, પણ ખુશરોતો બાહાર ગયો નહી, મગર ઓર હીઆંજ કપડાં ઉતારી બેઠો.

થોડા વખતમા એ દુખી જવાંન ચોંકી ઉઠયો અને જોયુંતો તેની પછવાડે એક સ્ત્રી આવીને ઉભેલી દીઠી.

તે સ્ત્રી તેની માનીતી મનીજેહ હતી, અને ખુશરોને હજી એકવાર સમજાવીને ઠંડો પાડવા આવી હતી.

તે કોઇ બેગાંની સ્ત્રી હોય તેમ ખુશરો તેની સાથ ચાલવા લાગો. મનીજેહએ આંખમાં આંજુ લાવી પોતાનું નીરદોસપણું જાહેર કરવા માંડયું. પણ ખુશરો સમજયો નહી. તે બોલયો કે "મારી આંખો, મારા કાંન અને મારી અકલે દગો દીધો હોય, તોજ તારી આ તકરાર ખરી કેહેવાય, પણ એ આંખો મારી અકલને ઠગે અને મારાં સુખને હરકત કરે તે કરતાં તેમને ફોડી નાખવાને હું ખુશી થવશ."

આ વાત ચાલેછે તેવામાં વલી કોઇના પગલાં સંભલાયાં. તે બેહેરામનો પેલો ખીદમતગાર જંદલ હતો. તે બોલયો કે "બેઅદબી માફ છે, પણ મારે આ કબટમાંથી એક દગલો કાહાડવાની જરૂર છે."

જંદલે જઇને કબટ ઉઘાડી, પણ ઉઘાડતાંનેવાર તે બે વાર સુધી કુદી પડયો. અને "બાપરે, બાપરે, ભુત આવયોરે" એવી બુમો મારતો તથા થરથર ધ્રુજતો નાહાસવા લાગો. ખુશરો અને મનીજેહ બંને જણ ચોકયાં અને જોયુંતો કબટની અંદરથી એક ઓરત નીકલીને જોસથી દોડી ગઈ.

આ શું અજાએબ બનાવ! આ સ્ત્રી કોણ હતી, તે હીઆં કેમ આવી અને સા સારૂ આવી તે બાબે ખુશરોની અચરતીનો પાર નહી હતો.

તેમજ મનીજેહ પણ હવે શકમંદ થઈ પડી. ખુશરોના વેહેમ છતાં તે પોતે વફાદાર હતી, પણ ખુશરોની વફાદારી વીશે હવે તેણીને વેહેમ પેદા થયો, અને તોપણ ખુશરો કાંઈ પણ ખોલાસો કરી શકયો નહી.

તે મોટા ગુસાથી બોલી કે "ખુશરો, તારા પોતાના ગુનાહને લીધે તું મારા સરખી નીરદોશને ગુનેહગાર ગણેછે, પણ તું પારકી ઓરતોના છંદમાં પડેલો છે અને મને જોઈને તેણીઓને કબટમાં બંધ કરેછે ખરો ગુનાહ કોણનો છે તે આજે માલમ પડી આવયુંછે. હવે આજથી તારી સાથની મોબતને હું છેલી સલામ કરૂં છઉં, અને પરણવાનો જે આપણે કોળ લીધો હતો, તે રદ કરીને હું કહું છઉં કે મારો પીતા મને જોગણ બનાવા માંગેછે, તે તેની ખાએશ મારી નાખુશી છતાં હું હવે કબુલ કરૂં છઉં."

આવા પકા ઠરાવના શુખનો બોલી મનીજેહ ગુસામા જતી રહી, અને ખુશરો વેહેમી તથા શકમંદ દીલે એકલો વીચારમાં પડી ગયો.

થોડાવારમાં તેનો ચાકર પીલસુમ આવીને ખબર કરવા લાગો કે તમારા હુકમ મુજબ ઘોડા તઇઆર કીધાછે. પણ ખુશરોએ તેને તરતજ બોચીમાંથી પકડયો અને કબટની અંદર ઓરત કેમ આવી તે પુછવા લાગો.

પીલસુમે અચકી અચકીને તથા માંફીની કબુલાત લઈને સઘલી હકીકત જાહેર કીધી અને જારે ખુશરોએ જોયું કે કબટમાં ભરાયલી સ્ત્રીતો શેહેરો હતી, તારે મનીજેહના દીલમાં પોતા વીશે ખતરો નહી રહી જાય એટલા માટે એકવાર તેને ઘર જઈ તેને ખરો ખોલાસો કરવાનો હવે ખુશરોએ ઠરાવ કીધો.

પણ તેમ જવા આગમચ તેણે પેહેલાં પીલસુમને મનીજેહની પુઠે દોડાવયો કે તે ઘરમાંછે કે નહી તે જોઈ આવે અને જો તે ઘરમાંજ હોયતો ખુશરોને તરત જવાને બની આવે.

---

## પરકરણ ૫ મું.

મનીજેહ જેવાં દુખી દીલે ખુશરોના ઘરમા આવી હતી તે કરતાં વધારે દુખી દીલે તે ખુશરોને છોડી ગઈ, કેમ કે પેહેલાં તેને પોતાના વાંક વગર બેવફાઈની બદનામી લાગી હતી, પણ હવેતો પોતાના વાહાલા ખુશરોની બેવફાઇ તેને ચોકસ માલમ પડી હતી.

આ દુખના ખેઆલમા પોતાના ઘર મધે દાખલ થતાંજ મનીજેહને ઓટલા ઉપર એક છાકટો ગામડીઓ મળયો. મનીજેહ તેને ઓળખતી નહી હતી, પણ તે મનીજેહને ઓળખતો હોય તેમ તેની પુઠે આવયો અને મનીજેહ તેનાથી બીહીને ઘરમા ઉતાવલે દાખલ થઈ.

આ છાકટો ગામડીઓ મનીજેહનું નામ અને નીશાંણ પુછવા માંગતો હતો. તે પેલા જાબુલી સોહોરાબનો ઘોડાવાળો હતો, જેને તે જવાંન જાબુલી માતર બે દીવસ અગાઉ પોતાના વતનથી લઈ આવેલો હતો.

આ જવાંન જાબુલીએ ફીરંગીજનો જાંન બચાવયા પછે ફીરંગીજના દીલમાં તેને થકી મીતરાચારી ઉસકેરાઇ હતી તે વાંચનાર જાંણેછે. તે અનજાના મરદને જોવાની ફીરંગીજની ઘણી ખાએશ હતી અને તેટલા માટે જારે મનીજેહ ખુશરોની ઉપલી મુલાકાતે ગઈ હતી, તારે ફીરંગીજ છુપા લેબાશમાં ઘરની બાહેર નીકલી, આ જાબુલી સીપાહબચો જે રસતે આવતો જતો હતો તે રસતા ઉપર તેને જોઇ આવી, બલકે પોતાના ચેહેરા ઉપર બુરખો રાખી એક અનજાંની સ્ત્રીની મીશાલ તેની સાથે શેહેરના ગામગપાટાંની થોડીક વાત પણ કરી આવી હતી.

જાબુલી શોહોરાબે ફીરંગીજને ઓલખી નહી હતી, પણ તેની ચાલચલણ તથા અદાથી તે એટલો ખુશ થયો કે ફીરંગીજ તેની પાસેથી જવા પછે તે કાંહાં જાયછે અને તે કોણ છે તે તપાસવા સારૂં તેણે પોતાના આ ઘોડાવાલાને તેની પુઠે મોકલયો. તે ગામડીપાનું મારગમાં આવતાં નાક સુકાવાથી ફીરંગીજની પુઠ છોડીને એક પીઠામાં ભરાઈ તે સારીપઠે ભીંઆયો, અને તાર પછે મારગમા મનીજેહ મળી તેને ફીરંગીજ સમજી તેની પછવાડે ચાલયા કીધો.

અંતે મનીજેહ પોતાના ઘરમાં ગઇ તારે આ ઘોડાવાલો સમજીઓ કે તેના શેઠને મળી આવેલી બાંનુંનું ઘર તેને જડયું. પણ જારે તે બાંનુનું નામ નીશાંણ તેણીએ પોતે જાહેર નહી કીધું તારે ખુશરોનો નોકર પીલસુમ જે મનીજેહની પછવાડે આવયો હતો તેની સોડેથી નાંમ જાંણી લીધું.

પીલસુમે કહયું કે "એ બાઈનુ નામ મનીજેહ છે અને કુલબાદ નામના ઉમરાવની તે બેટી થાયછે." છાકટા ઘોડાવાલાને એટલુંજ જોઈતું હતું, અને પીલસુમે તે કહયું મારે ખુશી થઇ એકેક કોપટું ચહડાવા સારૂં તે પોતાને ખરચે પીલસુમને પીઠાંમાં લઈ ગયો.

આંનીમેરથી પોતાને મલી ગયલી સ્ત્રી વીશે સોહોરાબે વાટ જોયાજ કીધી અને મનીજેહની ખબર લાવવા બાબે ખુશરો પીલસુમની વાટ જોતો બેસી રહયો.

પેલીમેરથી ફીરંગીજ પોતાની ખાએશ મુજબ જાબુલી સોહોરાબ બાબે પોતાની ખાતરી કરી આવવા પછે તેના ઉપર ખરાં દીલથી મોહીત થઈ અને એક હાથ ઉપર જારે મેહેરાબ, ફીરંગીજનો બાપ, તેણીની શોધ કરી તેણીને પેલા બેવકુફ ચંઘેશ સાથ પરણાવાને હજી ખંતીછે એવી તેને ખબર મલી કે બીજા હાથ ઉપર તે દુખ અટકાવા સારૂ સુરા શોહોરાબ સાથ સાદીનું સાટુ કરવાની તેને ઘણી ઉતાવલ પેદા થઈ.

માટે જારે મનીજેહને બેહેરામના ઘરમાં ખુશરોને મલી આવતાં વાર લાગો, તારે વધારે વાર ઢીલ કરવાને બદલે ફીરંગીજે સાએલી શેહેરોને અરજ કીધી કે પાછલે રસતે શોહોરાબને ઘરમાં તેડી લાવે. તે આવયા પછે સાટું નકી કરવાનું તેણે મનીજેહની મરજી ઉપર રાખયું.

એ પછે મનીજેહ આવતાંનેવાર ફીરંગીજે તેને સઘલી હકીકત જાહેર કીધી અને મનીજેહ તે સાંભલીને લગાર બીહીને અચંબો પાંમી. તે બોલી કે "વાહાલી ફીરંગીજ તુને છુપાવાની ખબર છુપી રાખવાને ખાતર મેં મારા દીલદારના ખોટાં તોહોમતો ખમયાંછે, અને તોપણ હજી તું ગુચવાડો વધારતી જાયછે."

ફીરંગીજે પોતાનો બચાવ કીધો કે "શીયાંની સખી, મારે ખાતર તુંએ ઘણું ખમયુંછે, પણ તું જુવેછે કે હું જે ઉપાય કરવા ધારૂં છઉં તેની કેટલી જરૂરછે. પેલા બેવ

કુફ ચંઘેશ સાથના મારાં લગન અટકાવા મારે મેં બીજા કોઈ લાએક ધણી સાથ જલદીથી પરણી લેવું જોઈએ અને હું ખરૂં કહું છઉં કે જાબુલી સોહોરાબ મારે લાએક ધણી છે તથા તેનાથી હું સુખી થવશ એવી મેં આજે ખાતરી કરી લીધીછે. તેને આપણા ઘરમાં તેડી લાવવા મેં શેહેરોને મોકલીછે અને હું માગી લઉં છઉં ઓ શુંદર સખી કે તે આવે તારે તેની સાથ તું મારૂં કારજ નકી કરે."

પોતાના ખુશરોના ઘરમાં મનીજેહ જે અચંબા ભરેલો બનાવ જોયો હતો તેથી તેનુ દીલ એટલું ઉદાસ હતું કે આ નવો ગુચવાડો માંથે લેવાને મનીજેહએ ના પાડયું. પણ ફીરંગીજે ફગલાઇને તેને યાદ આપી કે "તારો બાપ તને જોગણ બનાવા માંગેછે, તે જુલમથી કંટાલી તું દીલબર જે લગન કરવા ધારતી હતી, તેમાં જો કોઈ હરકત નાખતે તો તને કેવું લાગતે!"

અંતે મનીજેહએ જાબુલી સોહોરાબ સાથ ફીરંગીજનું કારજ કરવાની કબુલાત આપી અને તેથી જારે તે જવાંન સીપાહ બચાને શેહેરો પાછલે બારણે તેડી લાવી, તારે મનીજેહ પોતાના ચેહેરા ઉપર બુરખો નાખી ઘટતા અંદાજાથી તેના આગળ વાત કરવા ગઈ.

ખેરઆફીએત કેહેવા પછે પેહેલાંતો મનીજેહએ ફીરંગીજ વીશે શોહોરાબનું મત પુછયું, તેણીએ ફીરંગીજનું નામ નહી કહયું, પણ તે બોલી કે "આજે બજારના ચોકમાં તમો સાહેબ જે જવાંન બાંનુને મળયાછો, તે બાંનું વીશે તમારૂં શું મત છે?"

શોહોરાબે તે "બાંનું" વીશે ઘણું ઉંચું મત આપવાથી મનીજેહએ તેના નેકાની વાત છેડી અને શોહોરાબે શરોયસમથી તે વાત કબુલ રાખી. શોહોરાબ મનીજેહનેજ તે બાંનું સમજવા લાગો, પણ મનીજેહ તેનો ખોલાસો કરતી હતી, તેટલાંમાં વળી એક નવું દુખ આવી નડયું.

સાએલી શેહેરોએ ઘભરાટમાં આવીને હરૂસેથી ખુશરોના આવી પોંહોંચ્વાની ખબર કીધી અને તે સાંભળતાંજ મનીજેહ ઘભરાટમાં પડી. અલબતાં તે બેગુનાહ હતી, તોપણ ખુશરો શંકાશીલ થવા પછે વળી આ બેગાના મરદ સાથ તેણીને બેઠેલી જોવાથી શું વીચારે!

તેમજ વળી તેણીનો દીલદાર આવેછે એવું પણ તે આ બેગાના શોહોરાબને કહી શકી નહી. મારે તેણીએ ઘભરાટમાં એવું અડાવયું કે "મારો બાપ આ તરફ આવેછે અને તમે તેવણ આગળ જાહેર થવું નહી જોઈએ."

શોહોરાબે કેથેબી છુપાવા માંગયું અને સંતાવા મારે પડોશમાં મનીજેહના સુવાના ઓરડા સીવાએ બીજું કાંઇ નહી હતું, મારે શોહોરાબને તે ઓરડામાં મોકલી બારણું બંધ કરી લીધું.

તરતજ ખુશરો આવી પુગો. પીલસુમ મનીજેહને વીશે ખબર આપવા આવનાર હતો, પણ તેની રાહ જોતાં થાકીને ખુશરો પોતેજ હવે મનીજેહ પાસે આવયો. આ વખતે તેમો આગલો ગુસો ઘણોજ નરમ પડી ગયો હતો. બેહેરામના ઘરમા ખુશરોના ઓરડા મધે કબટ મધેથી એક સ્ત્રીને સંતાહેલી જોવાથી જેમ તેની માનીતી મનીજેહ ખુશરો ઉપર ખોટો શક લાવી હતી, તે ઉપરથી ખુશરોને સુઝ આવી કે મનીજેહના ઓરડાની પેલી બારી હોકાવાથી મને જે શક ઉપજયો હતો તે પણ એવોજ ખોટો હશે.

એ ઉપરથી ખુશરો ઘણો ઠંડો અને ધીરો પડી ગયો તથા પેલી કબટમાની સ્ત્રી વીશે ખોલાસો કરી અને પોતાના આગલા ગુસાની માફી ચાહી મનીજેહ સાથ સુલેહ કરવા અને તેણીનો જોગણ થવાનો ઠરાવ પાછો ફેરવવા સારૂં ખુશરો હીઆં આવયો હતો.

તે આવતાંને વાર મનીજેહને ખોલાસો કરવા મંડી ગયો અને સાએલી શેહેરોની રૂહુબરૂ મનીજેહની ખાતરી થઈ કે કબટમાં જે સ્ત્રી ભરાયલી હતી તેતો એ સાએલી હતી. અંતે મનીજેહ તથા ખુશરો વચે અરસપરસ ખોલાસો થયો અને તેઓ એકેકની ઉતાવલને મારે ઠપકો આપવા લાગાં.

પણ હજીતો બરાબર સુલેહ થઇ નથી તેટલાં વળી નવું દુખ સાંમું નડયું. આ બે દીલદારો સુલેહ કરવામા રોકાયાં હતાં, તેવામાં મનીજેહના બાપ કુલબાદને આવવાનો આવાજ સંભળાયો.

હવે શું કરવું! મનીજેહએ ખુશરો સાથનો પોતાનો પેઆર પોતાના બાપથી છુપાવયો હતો, કેમકે જો તે જાંણે તો તેણીને જોગણ કરવાની પોતાની ધારણામાં તે વધારે ઉતાવલ કરે. પણ હવે જારે તે આવેછે તારે ખુશરોનું શું કરવું તે મોટા અંદેશાની વાત થઇ પડી.

ખુશરો ધસીને મનીજેહનાં સુવાના ઓરડા તરફ ગયો, પણ તેમાંતો પેલા જાબુલી શોહોરાબને છુપાવેલો હતો. મનીજેહએ તરતજ ખુશરોને તેમાં જતો અટકાવયો, તોપણ ખુશરોની નજર શોહોરાબ ઉપર અછડતી પડી ખરી અને તેમા કોઈ મરદને સંતાહેલો હોય એવું તેને જણાયું.

વળી પાછો ખુશરોના મનમા શક પેદા થયો, પણ ધાંધલ કે ગડબડ કરવાનો આ વખત નહી હતો. શેહેરોએ સલાહ આપી કે એક બુઢીયા ઓરતના લેબાશમાં ખુશરોને ઘરની બાહેર લઈ જવો અને તરત વેળાતો ખુશરોને તે સલાહને આધીન થઈ ઓરતનો પોશાક પેહેરવો પડયો, જે પેહેરી રેહેવા બાદ જઈફ કુલબાદ આવી પોંહોંચતાં શેહેરોએ તેને પોતાની મા દાખલ અરાવી અને એ રીતે તેને દાદર આગળ મેળી આવી.

પણ ખુશરો ઘરની બાહેર ગયો નહી. પેલા ઓરડામાં એક છુપા મરદ જેવું જે કાંઈ દીઠું હતું, તે ઉપરથી ખુશરો અતીઘણો જહનુનમા આવેલો હતો, મારે તરત વેળા ગુસો તાંમોસ કરી તે દાદરની હેઠલ ભરાઈ બેઠો.

બુઢો કુલબાદ મનીજેહને ખબર આપવા આવયો હતો કે તેણીને જોગણોના મઠમાં રાખવાની સઘળી તઇઆરીઓ નકી થઇછે અને હવે માતર ચાર દીવસ બાકી રહયા છે. તે ચાર દીવસમાં કુલબાદની ધારણા ધંધાનેસર બાહેરગામ જવાની હતી અને તેટલા મારે તેને વરાવા સારૂં ઘટતી ગોઠવણો કરવાની તેણે મનીજેહને અરજ કીધી.

એ ઉપરથી મનીજેહ પોતાના બાપ સાથ વાત કરતી ખબરચીખાના તરફ ગઈ. તેટલામા શેહેરોએ આવીને પેલા ઓરડાનું બારણું ઉંઘાડી તેમાંથી શોહોરાબને બાહાર કાહાડયો તથા પાછલે રસતે બાગની દેવાલ કુદાવી તેને મોકલીદેવા સારૂં તેને જુદેજ રસતે બાહાર લઈ ગઈ.

ગરીબ બીચારી મનીજેહ પોતાના પીતા સાથ કામે ગઇ ખરી, પણ તેનું સઘલું ધેઆન પોતાના ઓરડા તરફ હતું. તેને ધીરજ હતી કે જાબુલી શોહોરાબને ખુશરોએ જોયો નથી, તોપણ તેને શેહેરેમ્યે નહસાડી મેળવાની બીના થી પણ તે અનજાંની હતી. માટે પોતાના પીતાને જરા ફરતાંવારજ તે પાછી પોતાના દીવાનખાના ભણી આવી.

તેને દાદર ઉપરથી ચહડતી જોઇ, ખુશરો જે તે દાદર તલે બરાયલો હતો, તે પણ હલુસે તેની પછવાડે ચહડીને ઉપર ગયો અને મનીજેહને ઉપલા એગાના મરદ સુધાં પકડીને ફજેત કરવા ધારયું.

મનીજેહ પોતાને એકલી સમજી પેલા ઓરડાના બારણા આગળ ગઈ અને જાબુલી શોહોરાબને હાંક મારવા લાગી કે—"આવો સાહેબ, હવે હીઆં કોઇ નથી, માટે તમે બાહાર નીકલો."

પણ પછવાડેથી ખુશરો બોલી ઉઠયો કે "કેમ બાહેર નીકલે? એ નાપાક ઓરત હવે તારો ગુનાહ સાબેત થશે."

એટલું બોલીને તે મરદને ઓરડામાંથી પકડી લાવવા સારૂં ખુશરો ઘણાં જોસથી હાથ અને પગ અફાડતો ઓરડામાં ધસયો.

મનીજેહ અતીશય ઘભરાવા લાગી. તેણે વીચારયું કે "ફીરંગીજની છુપી વાત હવે જાહેર કરવાની ફરજ પડશે, નહીતો કે ખુશરો એટલો ઉસકેરાયલો છે કે એક કરતાં બખે ખુન કરશે."

પણ શેહેરેમ્યે આવીને ખબર કીધી કે શોહોરાબ તો દેવાલ કુદાવી સલામત મેહેલની બાહેર ગયોછે, એટલે મનીજેહને ધીરજ આવી અને ફીરંગીજના છુપા ભેદને ખાતર વળી એક વાદલ વીટી જવા ઉપર ખુશી થઈ.

ખુશરોએ પેલા ઓરડામાં જઈ ઘણીબી શોધ કીધી, તે ખુણે ખુણે ફરી વલયો પણ કોઇબી મરદ તેને હાથ લાગો નહી.

તે નાસીપાસ અને ઝાંઇ થઇને બાહેર આવતાંવાર મનીજેહ મોટે મોટે તેને હસવા પડી ગઇ તથા એવું દેખાડયું કે જાંણે ખુશરોને ભમાવા સારૂજ તેણે ઓરડામાંથી ઉપલો હાંક મારયો હતો.

ખુશરો એકવાર ફરી ફજીએત થયો, તેણે એકવાર ફરીથી માંફ માગી અને મનીજેહ સાથ એકવાર ફરી સલાહ કીધી.

મનીજેહને પણ તેમ જોઈતું હતું. તેને જોગણ બનાવાનો વખત નજદીક આવતો હતો, માટે તે માઠો બનાવ અટકાવા સારૂં હવે પોતાના દીલદાર સાથ સુલેહ થવાથી તથા પોતાના બાપની ગેરહાજરીથી જલદી પરણવાની તેના હાથમાં તક હતી. આવતી કાલે ખુશરો તથા મનીજેહએ સાથે પરણવાનો ઠરાવ કીધો અને આવતી કાલને માટે ઇનતેજારીથી રાહ જોતો ખુશરો પોતાના દોસત બેહેરામને ઘર ગયો.

---

### પરકરણ ૧ રૂં.

પણ સુખ નસીબમાંજ કાંહાંથી હોય?

પેઆરી વાંચનારી બાનુઓને યાદ હશે કે જાબુલી શોહોરાબને ફીરંગીજ બજારના ચોકમા મળી જવા પછે, તેની પુઠે ખબર કાહાડવા તેણે પોતાના છાકટા ઘોડાવાળાને મોકલયો, પણ તે ફીરંગીજની પુઠ ચુકી જઇને મનીજેહની પુઠે ગયો તથા પીલસુમ જેને ખુશરોએ મનીજેહને ઘરમા જોવા મોકલયો તેને તેણીનાં ઘર આગળ મળયો તથા તેની સોડેથી ફીરંગીજને બદલે મનીજેહનું નામ તે છાકટાએ મેળવયું હતું.

તાંહાંથી પોતપોતાના શેઠોને ખબર કેહેવા જવાને બદલે આ બંને ચાકરો પીઠાંમા ગયા હતા. પણ તાંહાં તેઓ અથડીને મરાઈ પડયા.

એકેક કોપટું ચહડાવયા પછે તે છાકરો ઘોડાવાલો મનીજેહની ખબર કાહાડવા કેમ આવયો હતો તેનું કારણ પીલસુમે પુછયું અને છાકટાએ જવાબ દીધો કે "એ ઓરત મારા શેઠ જાબુલી શોહોરાબને બજારના ચોકમા મળી ગઈ હતી, માટે એ કોણ છે, તેની ખબર કાહાડવા મારા શેઠે મને મોકલયો હતો."

તે બીચારાને થોડીજ ખબર હતી કે તેના શેઠનેતો ફીરંગીજ મળી ગઇ હતી અને તેણે દારૂના બાહારમાં ફીરંગીજની પુઠ છોડી દેવાની ભુલ કીધી હતી.

પોતાની શેઠાંણીને એક જાબુલી સવાર સાથ છુપો વેહેવાર હતો એવું જાંણીને પીલસુમ ખફા થયો અને તેથી પોતાના શેઠોની આગમમ આ બે ચાકરો મારામારી કરવા લાગા.

તાંહાંથી તેઓ છુટા પડતાંવાર પીલસુમ દોડતો પોતાનાં શેઠ ખુશરોની શોધમાં નીકલયો.

ખુશરો પોતાના દોસત બેહેરામના ઘરમાં ખુશાલીમાં બેઠેલો હતો. પોતાની માશુક સાથ સુલેહ થવા અને આવતી કાલે પરણવા બાબે તે હરખથી વાતો કરતો હતો, તે વાખા મનીજેહ ઘરમાં હતી કે નહી તે જોવા સારૂં પીલસુમને મોકલેલો હતો. તે આવે તેની આગમમ ખુશરો પોતે મનીજેહને મળી આવયો હતો, પણ પીલસુમે આવીને ખુશરોના કાનમાં હરૂસેથી કહયું કે "આજે મનીજેહતો બજારના ચોકમાં એક જાબુલી શોહોરાબ નામના સવારને મળવા ગઈ હતી, એવી તેના ઘોડાવાલાથી મને ખબર મળીછે."

ખુસરો આ ખબરથી લાલ અને પીલો થવા લાગો. તોપણ ગુસો ખાઈ જઇને પોતાના દોસત બેહેરામને પુછવા લાગો કે જાબુલી શોહોરાબ કોણ છે?

બેહેરામે ખોલાસો કીધો કે "તેતો માતર બેજ દીવસ થયા જાબુલથી આવયોછે, તે મારો દોસત થાયછે અને મારાજ ઘરમાં તેણે ઉતારો કરયોછે."

આ વાત થતાંવારમાં જાબુલી શોહોરાબ પોતે આવી લાગો. તે થાકી ગયો હોય એમ માલમ પડયો અને બેહેરામે તેનું કારણ પુછવાથી તે બોલયો કે "યાર હું તો બેજ દાહાડામાં તમારાં શેહેરથી કંટાલી ગયો. તમારાં શેહેરની ઓરતો શું મરદોને હંમેશ એટલી મેહેનત આપેછે?"

વધુ ખોલાસો પુછવાથી તે બોલયો કે "આજે બજારના ચોકમાં એક ખુબસુરત સ્ત્રી સાથ અને દોસતી થઇછે, તેના નામની હું ઘણી ખોલ કરૂં છઉં પણ તે મળતું નથી. તે નામ પુછવા મેં મારા ઘોડાવાલાને મોક[illegible] પાછો ફરયો નથી."

આ વાત સાંભળી પીલસુમે પોતાના શેઠને અસારત કીધી અને તેણે કહેલી વાત ખરી છે એવું ખુશરોના મન માં લાગું.

પણ હજી વધારે વાત સાંભળવાનો તેનો એરાદો હતો, માટે જાબુલી સોહોરાબની વાતમાં તે પોતે વચે પડી પુછવા લાગો કે "જાબુલી બીરાદર, અમારાં શેહેરની જે ઓરત તમોને મળી તેને વીશે તમોએ શું ધારયું ?"

સોહોરાબ—અરે યાર તે ઓરતને ખાતર હું તો આ જે સપડાઈ જતો બચયો.

ખુશરો—અં હં ! એવી તે કોણ માંજીનદરાંની માછણ છે વારૂં ?

શોહોરાબ—નહી દોસત માછણ નહી. તેતો આત સીઆ મખમલની તલાઈ ઉપર અને પીલી સાટીનના ટકીયા ઉપર લોટનારી નાજનીન છે.

ખુશરો પોતાના મનથી જરા ચોંકીઓ, કેમકે આત સીઆ મખમલની તલાઈ અને પીલી સાટીનનાં ટકીયા તો મનીજેહના બીછાના ઉપર છે. પણ એટલો પુરાવો બસ નહી હતો, માટે હજી અનજાંનો થઈ પુછવા લાગો કે "શોહોરાબ, તે ઓરતને તમો ઓળખતા નથી અને તોપણ તેનાં બીછાંણાંની એટલી ખબર કેમ જાંણોછો" ?

શોહોરાબ—તેની તરફથી તેની સાએલી મને બોલાવા આવી અને ઘરની પાછળ બાગ છે, તે બાગમાં મને લઈ ગઈ.

ખુશરો—(મનશે) બાગ ! એતો મનીજેહનોજ બાગ દીસેછે. એજ બાગમાં અમે ઘણીવાર મળયાં હતાં.

શોહોરાબ—તે દાસીનું નામ શેહેરો કરીને હતું.

ખુશરો—(મનશે) અરે ! એતો મનીજેહની સાએલી.

શોહોરાબ—તે બાંગની અંદરથી મને પાછલે રસતે મેહેલમાં લઈ ગઈ, જાંહાં તેની શેઠાંણી મારી પાસે આવી બીરાજી અને મારાં કારજની વાતો કરવા લાગી.

હવે ખુશરો ઘણો ઉસકેરાયો, પણ હજી ગુસો નરમ પાડી ફરીથી પુછયું કે "પણ તમે તેનું બીછાંણ કેમ જોયું ?"

શોહોરાબ—તેની ચાકરડીએ આવીને ખબર કીધી કે તમારા બાવા આવેછે, તે ઉપરથી તેણે મને પોતાના સુવાના ઓરડામાં બંધ કરયો. પણ બારણાની કુંચીનાં બાંખરાંપરે કાંન રાખતાં મને જણાયું કે તે કાંઈ તેણીનો બાપ નહી પણ બીજો દીલદાર હતો.

ખુશરો—(મનશે) ઓ નાપાક નારી.

શોહોરાબ—તેઓની વાતચીત ઉપરથી મને લાગું કે તેઓ વચે આગળનો કજીઓ હતો, તેઓ પાછી સલાહ કરવા બેઠાં તેવામાં તેણીનો બાપ આવી લાગો અને કાંઈ યુકતી કરીને તેણીએ તે દીલદારને દુર કીધો. બાપના જવા પછે સાએલી શેહેરોએ મને છુટો કરી બાગની દેવાલ કુદાવી મને જવા દીધો.

પોતાની મનીજેહ ઉપર બદગુમાન લઈ જવા આથી વધારે સાબેતી શું જોઈએ ?

પણ હજી એક સાબેતી બાકી હતી.

તે શોહોરાબનો પેલો ઘોડાવાલો હતો, જે આ વખતે આવી લાગો અને સરવે જણ સાંભળે તેમ પોતાના શેઠને બોલવા લાગો કે "સાહેબ બજારના ચોકમાં જે ઓરત તમને મળી હતી, તેના નામની મેં ખબર કાહાડીછે, તેનું નામ મનીજેહ છે અને તે કુલબાદ નામના ઉમરાવની બેટી થાયછે.

હવે બસ થઈ ચુકું. ખુશરોની પુર ખાતરી થઈ કે અંતે મનીજેહને હાથે તે અછો હગાયો. તે ખુનપર ચઢયો એકદમ ખફા થઈ શોહોરાબનાં ઘોડાવાલાને મારવા લાગો તથા મેઆનમાંથી તલવાર ખેંચી કાહાડી શોહોરાબની પોતાની સાથે લડાઈ માગવા લાગો.

તેનો દોસત બેહેરામ વચે પડયો અને કહયું કે "કાંઈબી ભુલથી આ ગોંદલ થયુંછે." એ ઉપરથી ખુશરો મારામારી માંડી વાલી તરત વેળા જોસમાંને જોસમાં મનીજેહ સોડે જવાબ માંગવા તેને ઘર દોડયો.

શોહોરાબ ખુશરોની આ ચાલ ઉપર અચરત થઈ બેહેરામને પુછવા લાગો, અને જે ઓરત વીશે તેણે વાત કીધી તે ઓરત એની દીલદાર થાયછે એવું જાંણી જાબુલી પોતાના ભોલાપણાંથી સઘલું કહી દેવાથી દલગીર થયો.

પણ વળી જાબુલીએ બેહેરામથી સાંભળયું કે એ ખુશરોની એક બેહેન નામે ફીરંગીજ બારીએથી પડી ગઈ અને તારપછે તેને કોણ ઉંચકી ગયું અને તે કાંહાં ગઈ તે જણાતું નથી. તારે શોહોરાબને ગઈ કાલની સઘલી વાત માલમ પડી, તેણે જે ઓરતને બચાવી હતી અને જેની મોબતથી તે મુંજાતો હતો તેનું ખરૂં નામ હવે તેને મળયું, એટલુંજ નહી પણ ફીરંગીજની એ નીશાંણ ઉપરથી તેને એક અગતનું કામ યાદ આવયું, માટે શોહોરાબ પણ ઉતાવલે આ જગો છોડી જતો રહયો.

---

## પરકરણ ૭ મું.

ફીરંગીજ સાથ સોહોરાબનું કારજ કરવામાં ઉપલી જે હરકતો નડી હતી, તે પુરી થવા પછે ફીરંગીજ અને મનીજેહનું સઘલું ધેઆન પાછું તેમા રોકાયું હતું.

માટે બેહેરામના ઘરમાં ખુશરો જારે મારફાર કરતો હતો, તારે આ બે જણીઓએ બજારના ચોકમાં તે દીને સાંજના સોહોરાબને મળવાની અને તાંહાંથી ફીરંગીજના છુપાં લગન કરવા જવાની ગોઠવણ કરી રાખી હતી.

હમણા બેહેરામના ઘરમાંથી શોહોરાબ જતો રહયો, તેનું કારણ એજ કે ઉપલી ગોઠવણ પાર પાડવાનો વખત નજદીક આવયો હતો અને શોહોરાબને પોતાના લગનની તઈઆરી કરવાની હતી.

મનીજેહ અને ફીરંગીજ પોતાના ઘરમા બેસી તે ઠરાવેલા વખતની રાહ જોતી હતીઓ. છુપી રીતે આ લગન કરવામા ફીરંગીજ શરમાતી તથા બીહીતી હતી ખરી, પણ પોતાના બાપના જુલમાતને ખાતર તેણે બીજી સઘલી આફત ખમવાનો ઠરાવ કરેલો હતો.

પણ તેઓ જવાની તઈઆરી કરતાં હતાં તેવામાં વળી ખુશરોને આવવાની ખબર મલી. વળી પાછી ફીરંગીજ એક ઓરડામાં ભરાઈ ગઈ અને ખુશરો ગુસાથી તાતેલો આવીને મનીજેહની ખુરસી ઉપર ફસડાઈ પડી રડવા લાગો.

મનીજેહ વળી પાછી અચરતીમા પડી. તે બોલી કે "પીઆરા ખુશરો, આવતી કાલે આપણે નેક નેકાથી જે

ડાવાના છઈએ અને તેવામા તારી તબીએતમા પાછો બી
ગાડ કેમ થયો.?"

ખુશરોએ જાબુલી શોહોરાબની કહેલી સઘલી વાત
જાહેર કીધી અને પુછ્યું કે તે ખરૂં છે કે ખોટું ?

મનીજેહ પોતાના મનથી વીચારવા લાગી કે ફીરંગી
જની છુપી વાતને ખાતર કેટલા બધા જોખમમા હું આ
વી પડી છઉં. પણ હવે આટલી અંત સુધી તેના ઉપર
ઉપકાર કરવા પછે શેવટની ઘડીએ તેનો ભેદ ફોડવાને ના
દરૂસત વીચારીને તે એકવાર ફરી પોતાના દીલદારને શું જ
વાબ દેવો તેનો અંદેશો કરવા લાગી.

તેણે સાફ ના પાડયું કે "હું કાંઈ જાબુલી શોહોરાબ
ને મળવા સારૂં બજારના ચોકમાં ગઈ નથી" તેને પોતા
ના ઘરમા બોલાવાની વાત મનીજેહએ કબુલ રાખી, પણ
તેનું કારણ જણાવવાને ના પાડયું. તે બોલી કે "તે કાર
ણ છુપું હતું, પણ એક કલાક પછે તે હું તુંને જાહેર ક
રી શકશ."

હવેતો ખુશરોના મનમા હજારો વેહેમ ગયા અને તે
પોકેપોક રડવા લાગો. પણ વળી તેવામાં શેહેરોએ આવી
ને મનીજેહને ખબર કીધી કે "તમારા બાવા કુલબાદ જે
બાહેર ગામ જવા નીકલયા હતા, તેવણને રસતામા હરખત
થવાથી તેવણ પાછા આવયાછે અને અતર ઘડી તમારી
આગળ આવશે."

એ ઉપરથી ખુશરો પોતાની તકરાર પડતી મુકીને ના
હાસ ભાગ કરવા લાગો, એટલુંજ નહી પણ જે ઓરડા
મા ફીરંગીજને સંતાડી હતી તે ઓરડા તરફ જવા લાગો.
મનીજેહ તેને તે ઓરડામાં જતો અટકાવા લાગી અને
ખુશરોને તેથી વધારે શક પડવા લાગો અને તે તેજ ઓરડા
મા જવાને ખેંચતાંણ કરવા લાગો.

આ ખેંચ તાંણની વચ્ચે બુઢો કુલબાદ આવી લાગો.
તે ખુશરોને જોઈને ભારી ગુસે થયો અને આ ખેંચ તાંણ
ની મતલબ પુછવા લાગો.

આ વખતે જો મનીજેહ ફીરંગીજનો પેલો છુપો ભેદ
કહી દીએતો સઘળા દાઘમાથી મોકલી થાય, પણ હવે શેવ
ટ નજદીક આવયું તારે તેણીને ભર દરીએ તેરવીને કીનારે
ફસાવા કરતાં હજી તેણીએ મકમ રેહેવાનો ઠરાવ કીધો.

એટલા માટે તેણીએ એક એવો બુટો ઉભો કીધો કે
જેથી તેનો પોતાનો અને ખુશરોનોજ નહી પણ ફીરંગીજ
નો વટીક બચાવ થયો.

ફીરંગીજ અને ખુશરો સાંભળે તેમ મોટા સાદે તે
બોલી "શું કહું પીતાજી, આ નાપાક ખુશરો દારૂ પીધેલો
અને તદન છાકટો થઈ મોહોલામા કોઈએક કુલવંતી સ્ત્રી
ની પુઠે દોડતો હતો, તેવામા તે સ્ત્રીએ આપણા ઘરનો આ
સરો લીધો અને મારી મદદ માંગી. મેં તે બાઈને પાસેના
ઓરડામા સંતાડીછે અને આ લુચો ખુશરો તેની પાછળ
આપણા ઘરમાં પેસી તે ઓરડામા જવા માંગેછે અને હું
તેને અટકાઉં છઉં."

મનીજેહની એસારત ઉપરથી ખુશરો સમજી ગયો કે
તેને બચાવા માટે આ હીકમત લગાવીછે, માટે તેણીને
ટેકો આપવા ખુશરો છાકટો હોય તેમ બોલવા તથા ચાલ
વામા લથરવા લાગો અને બોલયો કે "હા—હા—તે બાઈ
ને ઓરડામાથી બાહાર કાહાડ અને હું મારા મારગસર
ચાલયો જવશ."

ખુશરોએ આ માતર તાલ કીધી. તેને શક હતો કે
ઓરડામાં કોઈ છુપા દીલદારને મનીજેહએ સંતાડયોછે,
માટે હવે તેને બાહેર કાહાડવો પડશે.

બુઢા કુલબાદે પણ તે સ્ત્રીને મળવાની ખાએશ બતા
વી અને મનીજેહએ તેણીને રજુ કરવા કબુલ કીધું પણ
તેની આગમચ પોતાના બાપને તથા ખુશરોને કસમ આ
પયા કે "તે બાઈના મોહોડાં ઉપરનો બુરખો ઉંચકવો નહી,
ઈઆ તેને જરા હાથ લગાડવો નહી, ઈઆ તેની સાથે જરા
વાત કરવી નહી પણ તેને મુગી મુગી જવા દેવી."

કુલબાદે તથા ખુશરોએ આ કસમ લીધા પછે મની
જેહ ઓરડામાં જઈ તથા ફીરંગીજને મોહોડે બુરખો નાખી
તેણીને બાહેર લાવી અને બુઢો કુલબાદ પોતે તેણીને મા
ન આપીને પોતાના સંભાલ હેઠલ તેણીને છેક રસતાવેર
મેળી આવયો.

ખુશરોને હજી શક હતો કે એ કોઈ મરદજ ઓરતનાં
લેબાશમાંતો નહી હોય ?

પણ મનીજેહ પોતાના બાપની રજા લઈ તે સ્ત્રીની પુ
ઠે ગઈ અને ખુશરોને અસારત કરી ગઈ તથા કાનમા કહી
ગઈ કે મારી પછવાડે બજારના ચોકમા આવ, તાંહાં આ
પણા લગનની તઈઆરી કીધીછે, તાંહાં તે ઉલટભર દોડયો.

ખુશરો જતાં જતાં કુલબાદને કહી ગયો કે હું પરણ
વા જાઉં છઉં, પણ તેને છાકટો સમજી કુલબાદે તે વાત
હસી કાહાડી.

---

### પરકરણ ૮ મું અને છેલું.

ફીરંગીજે હીઆંથી પરણવા જતી વેળા પોતાના બાપને
પરભાડી ખબર કેહેવાડી કે તમારી બેટી કુલબાદના ઘરમાછે.

એ ઉપરથી બુઢો કુલબાદ પોતાના ઘરમા બેઠોછે તેવા
મા ફીરંગીજ તથા ખુશરોનો બાપ બુઢો મેહેરાબ તેની પા
સે આવયો અને પોતાની દીકરીનો દાવો કરવા લાગો.

કુલબાદે જવાબ દીધો કે તમારી દીકરીની વાત હું ન
થી જાંણતો પણ તમારો દીકરો ખુશરો છાકટપણામાં પરણ
વા ગયોછે.

એવામાં એક ચાકરે ખબર કીધી કે બાંનુ ફીરંગીજ,
તથા બાંનું મનીજેહ તથા ખુશરો વગેરે સઘલાં જણ માર
તી ગાડીએ બજારના ચોકમાં ગયાંછે.

એ ઉપરથી આ બંને બુઢા ઉમરાવોએ ઘણીક રકજક
અને અંદેશો કીધા પછે બજાર તરફનો રસતો ધરયો.

તેઓ તાંહાં જઈ પુગા પછે થોડાવારમાં મનીજેહને
ખુશરો સાથે તથા ફીરંગીજને જાબુલી શોહોરાબ સાથે આ
વતાં દીઠાં.

તેઓ કાંહાં ગયાં હતાં ? કાંહાંથી આવતાં હતાં ?

ઠરાવ પરમાંણે તેઓ સઘલાં એકઠાં મળવા પછે મની
જેહએ આગલી ભુલનું ગોંદલ સઘલું જાહેર કરયું, જે ઉપ
રથી ખુશરોએ ખુશાલ દીલથી મનીજેહની વફાદારીની વખાં
ણ કીધી અને પોતાની બેહેન ફીરંગીજના હાલ ઉપર દયા

કીધી. તારબાદ તરતજ એબાદતખાંનાંમાં જઈ આ બંને
જોડાં પરણી આવયાં.

કુલબાદ અને મેહેરાબ પોતાનાં ફરજંદોને જોઇ પેહે
લાંતો તેઓને પરણેલાં સમજ્યા નહી. મેહેરાબે પોતાની
બેટીને તાંણો મારયો કે "તું બારીએથી પડવા છતાં જીવ
તી રહીછે તારેતો હવે ચંપેશ સાથ પરણવા સારૂંજ ખોદા
એ તુને જીવાડી છે."

ફીરંગીજે જવાબ દીધો કે "ખોદાની મરજીથી સઘલું
થાયછે, તો હું આ નોજવાન સાથ પરણી ચુકી છઉં અને
હું બીજો વર કરૂં એમાં ખચીત તમે કે ખોદા કોઈ રાજી
નહી રેહશે."

મેહેરાબ પોતાની ઘાટકી ધારણામાં નીશફલ થવાથી
કુલબાદ તેને હસવા લાગો અને પોતાની બેટીને કેહેવા લા
ગો કે "બેટી મનીજેહ તું માતર તારી સખીનાં લગન ખા
વા તેની સાથે ગઈ હશે. પણ મારી તાબેદાર બેટી હવે તું
જોગણોના મડમાં જવાની તઈઆરી કર."

મનીજેહએ જવાબ દીધો કે "વાહાલા પદર હું જો
કનેઆ હોઉંતો જોગણશાળામાં ખુશીથી જાંઉં, પણ હુંતો
મારા ખાવીંદ સાથ જોડાઈ છઉં તારે બે જીવસે શી રીતે જો
ગણ બનું?"

હવે કુલબાદની મશખરી કરવાની મેહેરાબની વારી
આવી. એકેકની હસવા મશખરીમાં આ ઉમરાવો પોતા
નો ગુશો ભુલી ગયા. મેહેરાબ ખુશી થયો કે તેની બેટી
પાછી હાથ આવી એટલુંજ નહી પણ બેટો અને વહું પ
ણ સાથે હાથ લાગી. કુલબાદ ખુશી થયો કે તે મેહેરાબ
જેવા માતબર ઉમરાવનો દોસત હતો તાંહાં હવે વેહેવાઈ
થયો. એ બંને ઉમરાવોએ પોતાના ફરજંદોની તકસીર
માફ કીધી અને કબુલ કીધું કે બાપોએ કદીબી બચાંઓને તે
મને અણગમતી રીતે હેકાંણે પાડવાં નહી જોઈએ.

---

## રંદાપો.



દરએક અબલાની
જીંદગીમા ભરતારનું
સુખ સઉથી મોટું સુ
ખ છે, તારે તે સુખને
ખોહી દેવું સઉથી
મોટું દુખ છે. જેના
ગલાંની આસપાસ પો
તાના પેઆરના હાથ
નાખેલા, જેના બદનપર પોતાની મોબતની લડી વીટાલે
લી, જેના હાથમા પોતાના હાથ જીંદગી સુધી આપેલા,
જેના દીલ સાથ પોતાનું દીલ મોત સુધી જોડેલું, જેના આ
સરાપર પોતાનો તમામ આધાર બાંધેલો, જેના જોગથી ફર
જંદનો કીમતીમા કીમતી વારસો મળેલો, તેવા એક સઉથી
માનીતા અને સઉથી વાહાલા સાથીને ખોહાવો એના જે
વું બીજું દુખ એક સ્ત્રીની આખી હઈઆતીમાં એકે ન
થી. ફરજંદની ખોટ પુરાયછે; ભાઈ, બાપ કે માનું મરણ
વેઠાયછે પણ એક ખરા ભરતારની ખોટ નહી પુરાય, નહી
ખમાય એવી છે. ભરતારનું મરણ તે સ્ત્રીનું ગોયા મરણ
છે, દુનીઆંથી અને જીંદગીથી ગોયા બાતલ થવા બરાબર
છે, તમામ સુખ અને એશ આરામને છેલી સલામ કીધા
બરાબર છે. રંદાપો ગોયા છતી આંખે અંધાપો છે, છતાં
હાથ પગે લંગડાપણું છે, છતે ઉજરદે કાળાસ છે, છતી સ
ફેદાઈએ શીહાઈ છે અને સોવાસણનો વેશ તજી રાંડીરોડ
નો શીહા પોશાક વીધવાના છતાં જોબન અને જાન માલે
આગ અને મોત સરીખું છે.

પણ દુનીઆમાં દરએક ચીજની હદ છે, અને આદ
મીના સુધરેલા કાનુને રંદાપાની પણ હદ મેળીછે. જોકે
એક સ્ત્રીના ખરા ખેરખાહા ખાવીંદની ખુટ પુરાઈ શકાતી
નથી, તોપણ ખુદરત અને માણસનો કાયદો તેણીને કોઈ
બીજા મરદસે પોતાનું જોડું બાંધી, ખોહેલું સુખ પાછું મેળવ
વા નહીતો મેળવવાની કોશેશ કરવાને છુટ આપેછે અને તેવી
એક સ્ત્રીનું રંડાપાનું દુખ થોડું કે ઘણું ટળી શકેછે. પણ
ઉપર જે હાલત ચીતારી છે, અને જે ચીતર ગોઠવયુંછે તે
જનમકાળ સુધીના રંડાપાનું છે. જેને ભરતારનું સુખ
બીજીવાર પણ મળી શકતું નથી, જેને તે ભોગવવાની તાગા
દ ઈઆ છુટ નથી, જેનો તે સુખ ભોગવવાને વખત નથી,
જેને તેની ખાએશ નથી, તેવી કમ તાલેની નારીઓનો
રંદાપો ખરેખર દુખ ભરેલો, દલીદરી ભરેલો, બલકે માહેમ
ત ભરેલો છે. જવાનીના વેશે આવેલી અથવા ખાવીંદનો
આસરો ભોગવતી બાનુઓને વીધવાપણાના દુખનો થોહોજ
ખેઆલ હોયછે, અને તે છતાં પોતાના મરનાર સાથી તરફની
વફાદારી, ઈઆ પોતાના બચાંઓ તરફનો પેઆર ઘણી અબ
લાઓમા એવાં મજબુત હોયછે કે તે હીમતવાન નાજુક પં
ઠનીઓ ભરતારના સુખ કરતાં રંડાપાનું દુખ પસંદ કરેછે.

પણ એ દુખ જાંણી બુજીને પાડવું, તે નહી
ચાહાનારાને એ દુખ દેખાડવું, નહી ખમનારાઓ
ને તે ખમવાની ફરજ પાડવી એ વળી સઉથી કમકમાટ ભ
રેલુંછે અને ઉપલું ચીતર તેવા જાસતી ભરેલા રંદાપાને વ
ધારે લાગુ પડેછે. દુનીયાંનું સીરૂં અને તડકું જેણે સારી
પઠે ભોગવયું હોય, મોબતનું મધ જેણે પેટ ભરીને ચાખેલું
હોય તે તરૂપત થઈને કદાચ એ સુખની વધુ ઈરસા નહી રા
ખે. પણ જે જવાંન જોબનવંતી છાતીઓ બાપડી અને
માતા થવાની આશામા ધરકતી હોય, જેઓ દુનીયાં સંસા
રની લેહેજતના ઉમેદવાર હોય, તેઓને રંદાપાનું દુખ સેહે
વાની ફરજ પાડવી એ ખોલસો જુલમાત છે. પણ આ વા
ત કેવી અફસોસકારક છે કે આ બોહોલા હીંદુસતાન દેશ
મા વીધવાઓ ઉપર એ સઉથી ઘાતકી જુલમાત ગુજારવામા
આવેછે. તે વીધવા બાલક હોય, જવાંન હોય, ઈઆ બુઢી
હોય, મગર એકવાર પરણી કે ફરી પરણવાની તેને છુટ મ
થી જેથી તેની બાકીની જીંદગીનો આખો ભવ બલી જાયછે
અને તે શદાકાળ મોત માંગેછે. જારે તેને ખામખા બચપ
ણથી પરણાવામા આવેછે અને બચપણથી ભરતાર ખોહી
તે જનમ સુધી વીધવા રેહેછે તારે તેના હાલ વધારે દયા
આંણવા જોગ થઈ પડેછે તથા જારે મરદો એક બાપડીના મુ
વા પછે તરત બીજી બાપડી કરી લાવેછે તારે ઉપલી એકલ
પેટી રસમ વધારે ઘાટકી અને ધીકારવા જોગ ઠરેછે.

પેઆરી વાંચનારી બાંનુઓ, ઉપલું ચીતર આપણી હીંદુ વીધવા બેહેનીઓનું છે, તે જુવો અને તમારાં દીલમાં જે દયા વસેછે તે દયા આ હજારો કમનસીબ બેહેનીઓ તરફ બતાવો. જુવો તેની સીકલ, જુવો તેના અવતાર, જુવો તેના હાલ. જવાંની અને સુખનો સઘળો વેશ અને પેહેરવાસ તેણીએ તજયોછે. તેના સીધાં અને સોહાંમના બદન ઉપરથી કસબી સારી અને તંગ તતરબંધ ચોલી દુર થઇછે, તેના નખરાંદાર હાથ ઉપરથી સોનાની બાંગલીઓ અને પગ ઉપરથી છમછમતી જાંજરો ગુમ થઇછે, તેના ચેહેરા ઉપરના ગોલાબ કરમાઇ ગયાછે અને નુર ઉડી ગયુંછે. તે એક કુબડી, દુબલી, સુકાયલી, તવાયલી, નારી, કમરમાંથી વાંકી વલીને, માથા ઉપરના કરચલીઆ કેસ મુંડાવીને, બોરે માંથે અને બોરે હાથે, એક હાથે પોતાનો ગમખાર ચેહેરો છુપાવીને અને બીજો હાથ પોતાના પેઆરાં ફરજંદ ઉપર ટેકવીને જાર જાર આંજુએ રડતી, સુકી જમીન ઉપર ફસડાઇને બેઠીછે. પોતાના ધણીની શેવટની જગા આગળ હજારો આંજુનો વરસાદ વરસાવી તેણીએ ગાસ ઉગાડયું છે. દુનીયાંની ઠાલી ધાંધલ અને બે પલની મોજમજાહથી તેણીએ મોહો ફેરવયુંછે અને તેની પછવાડે પડતા ખાશ ખુશાલીના નગારાંઓના આવાજ સાંમે તેણીએ પોતાના કાન ધાંકયાછે. નહી—તેનું ધક ધેઆન એકજ જણમા ભરાયુંછે, જે તેને દુખમા મેળી ચાલી ગયલો તેનો ભરતાર છે. તેના ખેઆલમાં તેનું દીલ બલતું અને તવાતું જાયછે. તેના ખેઆલમાં તેણીએ ઘરમા ઘુવડ અને કુતરીની હાલત પકડીછે.

ઓ કમબખત, ઉંધાં ભાગ્યોગની અબલા ! આ તારાં ધલા દુખ વચેખી તુંને દીલાસો છે. ઉપર જો ! આકાશ ટું છે અને તાંહાં તારો ખાવંદ તારી રાહા જુવેછે. મા દુનીયાંતો બે પલની છે, પણ પેલી જીહાંનની જીંદગીની દ નથી. માટે આ ભવની જીંદગી જલદી ખતમ થશે ને એ ટુકી જીંદગીમા ઘાટકી રસમો તને ગમે એટલું દુ ન આપશે, પણ તે હમેશાગીની જીંદગીમાં તેઓની જાસતી ચાલનાર નથી. ઓ કમ તાલેની વીધવા ! નીચે જો. તારા પગ આગળ તારાં ગરભમા તારૂં લોહી ધાવેલું બાલક બેઠું છે. તે તારા ભરતારની સુરતી છે, તે તારી આ જીહાંનની જીંદગીનો ચેરાગ છે, તે તારા ભવીશની આશા છે. તે તારી દુખ ભરેલી મંજલના મારગ ઉપરથી કાંટા ખેંચી કાહાડશે અને તેને બદલે ગોલાબના ફુલો બીછાવશે.

---

## રાંણી યુજીની.

ફરાનસના હાલ પડી ભાગેલા અને કેદ પકડાયલા શાનશાહ નેપોલીઅનનાં ચીતર તથા જનમારાના હેવાલને વાંચનારી બાંનુંઓ આગળ રજુ કરવા પછે, હવે તેની એજ પરમાંણે નાહાસ ભાગમાં પડેલી રાંણી યુજીનીનું ચીતર તથા હેવાલ તેઓની જનાબમાં રજુ કરીએ છઇએ. તરણ મહીના ઉપર યુજીની કરોડો માંણુસો ઉપર રાજ ચલાવતી હતી, તે કરોડોની રાંણી હતી, રાજાઓ અને સરદારો તેને વાંકા વલીને નમતા હતા અને તે જાંહાં જતી તાંહાં લોકો તેના ઉપર ગોયા ફીદા હતા. તે આખાં યુરોપમાં સઉથી ખુબસુરત નારી ગણાતી હતી અને દોલત, જર, જેવરમાં તેની બરોબરનું કોઇ નહી કેહેવાતું હતું. પણ આ. જે તે ગરીબ હાલતમાં ઈંગલંડ નાહાઠીછે. મેહેલો અને બાગો તજીને તે ભાડેના મકાનમા રેહછે. જે લોકો તેને નમતા હતા તેઓ તેને મારી નાખવાને તઇઆર થયાછે. તે લખોની શખાવત કરતી હતી, તાંહાં હવે ઈંગલંડ નાહાસવાના ખરચના નાણાં તેને ઉછીના લેવાં પડયાંછે. આવા તેના માઠા વખતમાં તેનો થોડોક હેવાલ અગતનો થઇ પડશે.

યુજીની મેરી ડી ગજમાન તા૦ ૫ મી મે ૧૮૨૬ માં જનમી હતી જેથી તેની ઉમર હાલ ૪૫ વરસની ભરતીમાં આવીછે. જનમથી તે કાંઇ પાદસાહી તાજ માથે ધરાવતી નહી હતી અને પોતાના જનમની આખરી આગમચ તે પાછી તાજ વનાની બોરી થઇછે. તેનો બાપ સપાનીશ લશકરમાં એક અમલદાર હતો અને યુજીનોની માનો બાપ સપેન દેશના મલાગા નામના બંદરમાં ઈંગરેજ સરકારનો કાનસલ હતો. યુજીનીનો બાપ કાંઉટ ડી મોનટીજાસ લશકરી ચાકરીમા હોવા છતાં ખાનદાંને એક અમીરજાદો હતો અને આરેગનના અસલી રાજાઓની તોખમથી ઉતરેલાં તથા કાસટીલના અસલી આડમીરલોનાં મોટાં ખાનદાંનો સાથ સગપણમા હતો. તે મરણ પામયો તારે યુજીની અને તેની બીજી બેહેનને તેઓની માના સંભાલ હેઠલ મેળી ગયો તથા તેમના ગુજરાણને માટે પુરતી દોલત મેળી ગયો હતો. યુજીનીની મા કાંઉંટેસ ડોવાગર મોનટીજાસ પોતાની દીકરીઓની કેળવણીને માટે ઘણી ખંતી હતી. તે તેઓને સમપુરણ કેળવણી આપવા સારૂં ઈંગલંડ લઇ ગઇ હતી, જે પછે યુજીનીની વડી બેહેન ઈંગલંડના રાજા જેમસ રાજાંની ઓલાદથી ઉતરેલા એક ઉમરાવની સાથે પરણી ગઇ અને યુજીનીને લઇને તેની મા સને ૧૮૫૧ માં પારીસ ખાતે આવી.

એ વખતે લુઇ નેપોલીઅનની કીરતી પોતાની ભરતીમા હતી. તે જવાંન અને જોરેમંદ હતો, ફરાંનસની પરજાસતાક રાજગાદી ઉપર તરતનો આવેલો હતો અને રાજસભાને દાબીને એકલો મુખતીઆર સેનસાહ થવાને એક પછે એક ઉપાયો કરતો હતો. યુજીની પારીસમાં પગ મેળતાં પોતાની ખુબસુરતીથી અને તે કરતાં વધારે પોતાની કેળવણીથી દીપી નીકલી. તેની લઢણ અને ઢપછપ સપાંનીશને બદલે ઈંગરેજીને વધારે મળતી હતી અને તેથી ટુઇલરીના મેહેલની પાદસાહી મીજલશોમા થોડા વખતમા પોતાની અદબ અદા અને તાજીમ તવાજોથી તથા પોતાના નખરાં અને હોશીઆરીથી સરવે ગમ યુજીની, યુજીની થઇ રહી હતી. સપેન દેશની ઓરતો પોતાના દેશની બાહાર કદાચજ જાયછે, માટે કાંઉનટેસ યુજીનીને પોતાની જાતીલી સ્રીઓ કરતાં એ મોટો લાભ થયો હતો. થોડા વખતમા લુઇ નેપોલીઅનનું તેના તરફ દીલ ખેંચાયું. બોનાપારટના સાનસાહી ખાનદાનને યુજીનીથી જેબ મળવાની નેપોલીઅને ઉમેદ રાખી અને અરસપરસ પેઆર બાજવાથી સન ૧૮૫૩ ની આખરીએ તેઓના લગન નકી થયાં.



રાણી યુજની.

એ વખતની સેજ અગાઉ લુઈ નેપોલીઅનને સુવીડન દેશની શાહાજાદી સાથે પરણાવાનું સારું ચાલતું હતું, પણ તે કોસેશ થોડા વખતમા માંડી વલી અને નેપોલીઅને સપેન દેશવાલી આ ઉમરાજાદી યુજીની સાથ પરણવાની પોતાની ખાએશ પરધાંનોની કાઉનસીલને જણાવી. કાઉનસીલે આ દરખાસત પસંદ કીધી નહી, તેઆ વચે ઘણીક તકરાર થઈ અને તેઓએ આ સારું કરવાની વીરૂધ મત આપયું, પણ યુજીની સાથ પરણવાનો સાનશાહનો પકો ઠરાવ હતો, તે ઠરાવ તેણે પાર પાડયો, એટલે તરત પરધાનોએ પોતાનો હોધો છોડયો. એ રીતે રકજીકમાં થોડેક વખત ગુજરવા પછે પારીસમા સીન નદીની અંદરના નાટરડામનાં નામીચા દેવલમાં લગનની કીરીયા મોટા ભપકા અને ધામધુમ સાથે થઈ. ૧૮૫૬ માં તેણીએ એક સાહજાદાને જનમ આપયો અને લગનથી આજસુધી યુજીનીએ પોતાનો સઘલો વખત પોતાના ભરતારની બોરકુએ તેના રાજપાટનાં, સુલેહનાં, આબાદાનીનાં અને તેમજ લડાઇના તથા જઘડાના કામોમાં સાહાય થઈને ગુજારયોછે. ૧૮૫૫ માં તેણીએ ઈંગલંડની તથા બીજાં વરસોમાં આસપાસનાં બીજા નજદીકના મુલુકોની મુસાફરીઓ કીધીછે, પણ ગએ સાલ સુએજની નેહેર ઉંઘાડવા સારૂ તે આપણી તરફ છેક અરબી મુલુક સુધી આવી ગઈછે.

લુઇ નેપોલીઅને પોતાના લગનને ટાંકણે પોતાના લોકોને હસીને કહયું હતું કે “હું એક આજ કાલનો સાનશાહ છઉં અને મારાં પાસામાં બેસવા સારૂં એક આજ કાલની નાંનતીને મારી રાંણી બનાઉં છઉં.” પણ જે “આજ કાલનો” સાનશાહ થઈ નીકલયો, તે ચઉદ પંદર વરસમાં મુસતકીમ અને આબાદ રાજ સથાપી શકયો અને નવીસવી રાંણી યુજીની પણ એજ પરમાણે રાજમાં પોતાનો કાબુ વધારી શકી. પરણતાં વારજ પોતાની શખાવત અને ધરમાતમાપણાનો તેણે પેહેલ વેહેલો સારો દાખલો આપયો. ફરાનસની મીયુનીસીપાલ કાઉનસીલે લગનની મુબારકબાદીમાં રાંણીને એક હીરાનો હાર ભેટ કરવા માટે ૨૪૦૦૦૦ રૂપીઆ કાહાડયા, યુજીનીએ તે રકમ પોતાને ગળે ઓલવવાને બદલે નાવારસ છોકરીઓને માટે તેમાંથી એક ધરમ ખાતું સથાપયું. એજ પરમાણે તેના શાહજાદાના જનમની વખતે તેણીને કાંઈ યાદગારીની નીશાન ભેટ કરવા આખાં પારીસમાં સરવે વરગના લોકો વચે ઉઘરાંણું થયું, જેમાં ઓછામાં ઓછું એક દોહોડયું અને વધતામાં વધતો એક આંનો ભરાવયો હતો. તોપણ ૬ લાખ નાણા ભરનારાઓએ દોહોડયું બે દોહોડીયાં કરીને ૩૨૦૦૦ રૂપીઆની રકમ કરી આપી અને તે રકમ પણ યુજીનીએ ધરમ ખાતે અપાવી.

રાંણી યુજીની ધરમ ખાતાંઓની મોટી મુરબી અને આસરો આપનાર હતી. હાસપીટલો અને ધરમશાળાઓમાં પોતે જાતે મુલાકાત લેવામાં તેનો ઘણો વખત રોકાતો હતો, તે હીઆં સુધી કે કોલારાના દરદીઓથી ખીચોખીચ ભરેલી હાસપીટાળોમાં પણ તે બેફીકર જતી હતી. આ માહ ધરમાતમાપણું તેની રૂડી અસરોથી ખાલી ગયું નહી હતું. મોસં માણસનો દાખલો બીજાઓ જલદી પકડી લીએછે અને તેની એક દલીલ આ છે કે ફરાનસનાં ધરમ ખાતાંઓમાં સઉથી વધારે મદદ તાંહાંની ઓરતોનીછે, તે એટલે સુધી કે ધરમ ધ્યાન ઉપર તે ઓરતોમાં ગોયા ઘેલાપણું ચાલેછે. હજારો ગરીબોની મુલાકાતે હજારો તવંગર બાંનુઓ આવેછે. તેઓ હજારો રૂપીઆનો સામાન બનાવીને ધરમ ખાતાંઓની મદદને માટે વેચેછે અથવા સોરતી કાહાડેછે. “સેંટ વીનસેંટ” નામની એકજ મંડળીમાં ઘણીક તવંગર સ્ત્રીઓ “દયાની બેહેન” તરીકે દર વરસે ૨૬૦૦૦ દરદીઓની મુલાકાત લેવા તથા માવજત કરવા જાયેછે.

આ સઘલાં ધરમાતમાપણામાં યુજીનાના સુભ દાખલાની અસર હતી, પણ તે ધરમાતમાપણું હોઆંજ અટકયું હતું. રાંણી યુજીની ધરમપર ઘણી મુસત હતી, પણ ધરમ ઉપરનો તેનો પેઆર વેહેમી હતો. યુજીની જહનુની ગણાયછે અને રોમના પોપની તે એટલીતો હીમાએતીછે કે રોમ ખાતે ઇટલીનું રાજ ચાલતાં આજસુધી અટકયું અને નેપોલીઅને તાંહાં ફરેંચ લશકરને રાખી મેળયું તે પોતાની ખુબસુરત અને નીમખહલાલ રાંણીના જહનુનને ખાતર માનવામાં આવેછે. પણ ધરમ ઉપરનો પેઆર એક ચીજ છે અને જહનુન તદન જુદુંજ છે. જહનુન આંધલુંછે અને ઘણીવાર નેકીને બદલે બદીના મારગ ઉપર લઈ જાયછે અને યુજીનીના બાબમાં પણ તેમ બનયુંછે. યુજીની ગમે એવી ધરમી હોવા છતાં પારીસની મંડળીમા પેવસ થયલી બદીને તે અટકાવી શકી નથી, પણ ઓર ઘણીક બદીને તેણે વધારી આપીછે. પારીસના મેહેલો દબદબાથી પુર હતા, પણ તેમા ઉડાઉપણું અને દીવાલીયાપણું હતું. ઉડાઉ ખરચના પોશાક તથા બીજા ભપકાનો, ટુકમાં “ફાશીન” ની ગાંડાઈનો મુખીઅ આસરો યુજીનીમાં હતો. ફકત ખુબસુરતી, સોભા અથવા બાહેરના દેખાવને ખાતર વાંધા ભરેલાં માણસો પારીસના મેહેલોમાં મોજ મારી શકયાં હતાં.

જેમ ઉપલી ભલાઈનો તેમજ આ બુરાઈનો દાખલો મેહેલમાંથી શેહેરમાં પેઠો હતો. પારીસની મંડળી જેટલી મોજીલી અને રલીઆમણી તેટલી પાપી તથા બદીમાં ડુબેલી હતી. તાંહાંની નાટકશાળાઓમાં ચાલતી બદીનો એક જ દાખલો હીઆં બસ થશે, તે એકે એક નાટકશાળામાં બદનના ઘણા ભાગોને ઉંઘાડા રાખીને નાચ કરનારી શોખ સ્ત્રીઓએ વટીક એક વખતે લજવાંઈને એક નાચમાં સાંમેલ થવાને ના પાડયું, તારે ૧૦૦ રાત સુધી તે નાચમાં સાંમેલ થાયતો છુટાપણું બખશવાની બોલીથી સરકાશીયા દેશની ૧૬ ગોલામડીઓને બોલાવી હતી. આવાં હલકાં પાપોનો રાંણી યુજીની ચાહાતતો અટકાવ કરી શકત. આપણી માયાલુ રાંણી વીકટોરીયા વીશે આપણ વાંચીએ છે કે “લા ટરાવીએટા” નામના આપેરામાં કાંઈ સેજ નીતીથી ઉલટી બાબત હતી, તે સુધારવા છતાં તે નામદારે તે આપેરાનો ખેલ જોવા જવાને ના પાડયું હતું, પણ રાંણી યુજીનીએતો પોતાના વતન સપેન દેશનાં ગોધા લડાવાની ઘાટકી અને જંગલી રમતને વટીક પારીસમાં દાખલ કરવા માંગી હતી અને એ રીતે એ પદભરાટ રાંણી ખામીઓને આધીન હતી.

ફરાનસની હાલની લડાઈમાં જારે શાનશાહ નેપોલીઅન જરમનીના રાજ સાંમે લશકર લઈ પોતે લડાઈના મેદાનમાં ગયો તારે ફરાનસના રાજની લગામ તે પોતાની આ

મજલા ઉપર ઘણી અછી કારીગરીની નકસી તથા સણગાર કરપોછે. દુરથી એ મેહેલ સુરજનાં તાપમાં સુદ સફેદ ઝલકાટથી ઘણો દીપેછે તથા તેનાં છાપરાંઓમાંથી ચંગો બાંધેલાછે, જે પવણુના દરએક ઝપાટા સાથે હીલીને વાગેછે તારે આસપાસ મીઠો ખણખણાટ થઈ રેહછે.

નાનકીન એક મોટું વેપારી બંદર છે. તેની યાંગસી કીઆંગ નદીમાં ૪૫૦ માઈલ સુધી દરીયાની ભરતી આવેછે, અને તે ઉપરાંત બીજા ૨૫૦ માઈલ સુધી તેમા બારકસો ફરી શકેછે. તાંહાંથી એક મોટી નેહેર બાંધેલીછે, જે પુરવ દસાએ આસરે ૫૦ માઈલ ઉપર નદીને ઓલંગી જાપછે અને જેની મારફતે પીકીન શુધી વેહેવાર તથા સંધેસો ચાલેછે. એ નેહેરમાંથી પીકીન ખાતે પુશકલ માછલીનો વેપાર ચાલેછે, પણ તે ઉપરાંત ઉંચામાં ઉંચી સાટીન, ચીનાઈ અલેચા, કાગલ, ખોટાં ફુલો, તથા નાનકીન નામનુ નરમ કુમાસનું કાપડ વણવાનો મોટો ઉદીઓગ એ શેહેર ખાતે ચાલેછે. કારખાના અને ઉદીઓગ બાબે આખાં ચીન દેશમાં નાનકીન સઉથી સરસ શેહેર છે. તેમજ વળી ચીનાઈ એલમો તથા શાસ્રોની કેળવણી પણ નાનકીનના જેવી બીજા કોઈ શેહેરમાં નથી. હીઆં ચોપડીઓનો બોહોલો ખપ ચાલેછે, તથા આખાં ચીનને શીખેલા વઈદો પણ હીઆંથીજ પુરા પડેછે.

~~~

# ચંદર વીશે ચરચા.



ચંદરની સપાટી.

બીજ ઈઆ તીજનો ચંદર દુરબીનથી જેવો દેખાયછે, તેવું એક ચીતર ઉપર આપયુંછે. અલબતાં ગયા અંકમા તપાસવા મુજબ ચંદર પોતે એક આખો ગોળો છે, તેની આ માતર એક કીનારી ચલકતી દેખાયછે અને બાકીનો ભાગ ઓથામા આવેલોછે. એ કીનારીની અંદરની સપાટી સુમારી અને એકસરખી નથી, પણ ખભરાયલી અને વાંકી ટીકી છે. તેમાના કેટલાક ભાગો કાળા છે અને કેટલાક સફેદછે, કોઈ ઉપસેલા અને કોઈ બેડા છે, અને વળી એક સીહા સમુદરમા સફેદ ટાપુની મીશાળે આ સપાટીથી છુટા કોઈ ભાગોતો અંધારાંમા પરકાસેછે, જે પછે જેમ જેમ ચંદર મોટો થતો જાયછે તેમ તેમ એ છુટા ભાગોની વચેનું અંધારૂં નીકલી જવાથી તેઓ સપાટી સાથ મળી જાયછે.

આ દેખાવ ઉપરથી ખોલવું છે કે ચંદરનો ગોળો ખભરાપેલો, ઢેકાંઢરીપાં વાળો અને ટેકડીઓ તથા પાહાડો વાળો છે. તેનો જે ભાગ ઓથામા આવવાથી કાળો દીસેછે તે ભાગમાંની રોશન ટીપકીઓ તે પાહાડોના સીખર છે જે ઉંચાણમા હોવાથી તે કાળા ભાગની સપાટી કરતાં વેંલા અને આગમચથી રોશની મેળવેછે અને તાર બાદ જેમ ચંદર ફરતો જાયછે તેમ તેના હેઠાંણના રોશન ભાગો પાવાડેથી દેખાવા માંડેછે. મોટાં પાહાડી મુલુકોમાં જારે હેઠા અંધારૂં તારે પાહાડને મથાલે અજવાલું પડેછે, તેમજ ચંદરમાં પણ બનેછે. જે મીશાળે તેના અંધારા ભાગ મ કોઈ કોઈ ઠેકાંણે અજવાલું દેખાયછે તે ઉંચા પાહાડો છે તેમજ તેના ઉજલા ભાગ મધે કાલાસ દેખાયછે, તે ચંદર સપાટીમાંના નીચા અને ઉંદા ખોહો હોવા જોઈએ, કે ખોહોમા અજવાલું દાખલ થઈ શકતું નથી અને તેથી રીને સદાકાળ તેમા "અંધારૂં દેખાયા" કરેછે.

ચંદરની સપાટી સંબંધી આ અટકળને વીદવાનો તપાસે પુરતો ટેકો આપયોછે. ઉંદા ખાડાઓ, ઉંચા પાહાડો, લાંબી ખીણો અને તેમની વચે સપાટ જગાઓ ચંદરની આખી સપાટી ભરેલી માલમ પડેછે. સાદી આંખે ચંદરની સપાટી ઉપર આપણને ધાબાં દેખાયછે, જે ધાબાંના ચોકસ આકાર ઉપરથી તેને આગલા જમાનામાં ચંદરની મુરતી સમજવામા આવતી હતી અને એકવાર ઘોડો તથા તેના ઉપર સવારતો બીજીવાર કોઈ જુદીજ મુરત ચંદરમાં બીરાજેલી માનવામા આવતી હતી. વળી કેટલા કોતો ચંદર ઉપર એથીબી વધારે જોઈ વલેલા સમજતા હતા. સકરોટર નામના વીદવાને એ ગોળાની પુરવ દસા ઉપર એક મોટાં શેહેરની, તથા તેના બીજા ભાગ ઉપર એક મોટી નેહેરની અને તરીજા ભાગ ઉપર ખેતીવાડીના મોટાં ખેતરોની અટકલ કીધી હતી. ફરાનહોફર નામના વીદવાંને એક કીલલા સરખી ગંજાવર ઈમારત તથા કેટલાક રસતાઓ ચંદરની સપાટી ઉપર શોધી કાહાડવાનો દાવો કરયો હતો. એ ઉપરાંત ચંદર મધેના રેહેવાસીઓ તથા તેમના ઘરબાર શોધી કાહાડવાનો દેવાનો ખેઆલ પણ કેટલાક વીદવાંનોના મગજમા પેવસ થયો હતો.

પાછલા જમાનાની શોધે આ સઘળા ખેઆલોને ખોટા પાડયાછે. ચંદર ઉપરની એટલી બારીક શોધ કરનારી દુરબીનો હજી માણસ જાતને હાથ લાગી નથી. એક જરમન વીદવાનની ગણતરી મુજબ ચંદરની એટલી બારીક તપાસ કરવા માટે તેને ૫૧૦૦૦ ઘણો મોટો કરી બતાવનારી દુરબીન જોઈએ, પણ આજ સુધી માતર ૩૦૦ ઘણું દેખાડનારા કાચોજ એ માહાતાબી ગોળા તરફ ફેરવી શકાયાછે. પણ એટલી તપાસથી ચંદરની સપાટી મનમાનતી રીતે પારખવાને બની આવયુંછે તથા તેના ચોકસ અને બારીક નકસા વટીક બનાવામા આવયાછે અને ચંદરના જુદા જુદા પાહાડો તથા ગોફાઓના નામો વટીક આપવામાં આવયાંછે. તે સઘલી તપાસનો સાર ઉપર કહયો તેજ છે અને તે એકે ચંદરની સપાટી ઉંદા ખોહો, ખીણ, ડુંગરો અને ખોલાં મેદાંનોથી બનેલી છે.

તેના અંધારા ભાગમાં ચોકસ જગાએ ઉજરડું દીસવાથી જેમ ચંદરના પાહાડોની સાબેતી મળેછે, તેમજ વળી એક બીજી સાબેતી એ છે કે ચંદરમાં જે પાહાડો દેખાયછે તેમના ઉપર સરજનો પરકાશ પડવાથી તેમનો ઓળો બરાબ
~~~

ર સુરજથી ઉલટી બાજુએ પહેછે, પણ જે ખોહો તરીકે મા
નવામાં આવેછે, તેમાં ઓળા જેવું કાંઈ નથી. પાહાડોવા
ળા ભાગની સુરજ તરફની બાજુએ અજવાલું અને સુરજ
થી ઉલટી બાજુએ અંધારૂં છે. ખોહોમાં સુરજની તરફવા
ળી બાજુએ અંધારૂં અને સુરજની સાંમી બાજુએ ઉજાર
હુંછે. વળી જેમ સુરજના કીરણો ચંદરને માંથે આવતા
જાયછે તેમ ઉપલા ઓળા નાહાના થતા જાયછે તથા જેમ
આડાં કીરણ પડેછે તેમ ઓળા મોટા થતા જાયછે. એ સ
ઘલો દેખાવ આપણી પરૂથવી ઉપરના પાહાડો અને ગોફા
ઓ આગળના દેખાવને એટલોતો મળતો આવેછે કે ચંદર
ની સપાટી સંબંધી આ અટકલ બાબે આપણને કસો શક
રેહતો નથી.

ચંદરની મુસાફરીમાં પછવાડેના સેતારાઓ તેનાથી ઢં
કાઈ જાયછે. પણ કોઈવાર તેવા સેતારાઓ ઢંકાવા આગમ
ચ ગોયા ચંદરની નજદીક આવવા બાદ તેની કીનારીની ઉ
પર આવતા દેખાયછે અને ઢંકાઈ જવા આગમચ થોડો
વખત સુધી તેમ દેખાયા કરેછે. આ પરમાંણે ચંદરની કી
નારી ઉપરથી સેતારાઓને જુદે જુદે ઠેકાંણેથી એકજ વખતે
જોતીશીએ જોયાછે. એની સમજ પણ ચંદરની સપાટી ખ
ભરાયલી હોવામાં છે. જાહાડોથી ભરેલા એક પાહાડ અથ
વા ઉંચા નીચાં છાપરાંઓવાળાં એક શેહેરની પછવાડે જારે
સુરજ, ચાંદ ઇઆ સેતારા હોયછે, તારે ઉંચી નીચી સપા
ટી વચેના ખાંચાઓને લીધે ઘડીમાં તે ઢંકાઈ જાયછે અને
ઘડીમા પાછા દેખાયછે. એજ પરમાંણે ચંદરની કીનારીની
અંદરથી જે પછવાડેના સેતારાઓ દેખાયછે, તે પણ તે કી
નારીની ખબરાયલી તથા સપાટીને લીધે તથા તેની વચમા
ના ખાંચાઓને લીધે દેખાયછે.

ચંદરની સપાટી ઉપરના પાહાડોના જુદા જુદા વરગો
કરવામાં આવયાછે, તેમની ઉંચાઈ માપવામાં આવીછે તથા
તેમની ખાશીએત વટીક અટકલી શકાયછે. ઘણાખરા પા
હાડો પડાના આકારનાં અને ઉંચા છે. તેમનો ઢોલાવ ઘ
ણો નાહનો હોવાથી તે લગભગ ઉભા જેવા દેખાયછે. એ
વો એક પલેટો નામનો પાહાડ ૭૦૦૦ ફીટ ઉંચોછે. વ
ળી કેટલેક ઠેકાંણે પાહાડોની એક અલગાહાર માહાતાબી
ગોળા મધે દીઠામા આવેછે, જેવી એક હાર તેના મધીઅ
ભાગમાં ઉતર પુરવથી દખણ પશચીમ સુધી લંબાયલીછે અ
ને તેમાના પાહાડો ૨૦૦૦૦ ફીટ ઉંચા છે. કેટલાક પાહા
ડો મધાલેથી ગોળ અને પોકલછે, જેની અંદર હજારો ફીટ
ના ઉંદા ખોહઓ પડેલાછે. એવા એક પાહાડનું પોલું મો
હોડું બાહારથી ૨૫૦૦ ફીટનું તથા અંદરથી ૭૦૦૦ ફીટનું
ગણવામા આવયુંછે. આ પાહાડો ચંદરની સપાટી ઉપર
ના બલતા પાહાડો સમજવામા આવેછે, અને કેટલીકવાર
કાળા ભાગોની વચે એટલો જલકાટ માલમ પડેછે કે તે ચં
દરના જવાલામુખી પરવતોમાથી નીકલતું બલતું છે એવું
હરશચલ અને બીજા કાબેલ જોતીશીઓ આગ સરખા તેના
આતસી દેખાવ ઉપરથી લખી ગયાછે.

ચંદરની સપાટીની અંદરના ઉંદા ખોહ પણ એમજ
અજાએબ જેવાછે. પેહેલાં એવું ધારવામા આવતું હતું
કે એ ખોહ મધે પાંણી ભરેલું હોવાથી તે કાળાસ મારેછે.
પણ એ ધારણા પાછલી શોધોથી ખોટી પડીછે અને તે ઘણા
ઉંદા હોવાથી તેમાં અંધારૂં રેહછે એવું સઘળા વીદવાનો
માંનેછે. એ એકેક ખોહની ઉંદાઈ પણ સઘળા ભાગોમાં
સરખી નથી. એકજ ખોહ કોઈ ઠેકાંણેથી થોડાક
વાંમ ઉંડો તો બીજે ઠેકાંણે માઈલને માઈલ ઉંડો હો
યછે અને એ રીતે દરએક ખોહ અંદરથી આરકતરો તથા
ઉંચો નીચો છે. જે મીસાળે આપણી નદીઓ અને દરી
આવનાં તલીયાં સરવે ઠેકાંણેથી એક સરખાં નથી, પણ કો
ઈ ઠેકાંણે ઉંચા અને કોઈ ઠેકાંણે ઘણાં ઉંદાંછે, તેવાજ આ
ચંદરના ખોહના તલીઆં પણ છે અને ગોયા દરીયાવ કર
વા માટે એ ગંજાવર ખોહ ખોદાયા હોય તેમ લાગેછે. આ
દરીયાવ તેમાં થઈ ગયાછે કે હવે પછે થવાનાછે, તે ચોકસ
માલમ પડતું નથી, પણ તેમાં આજ સુધી પાંણી ભરાયું ન
હી હોય એ મતને વીદવાંનો વધારે મળતા થાયછે. એ
ખોહના તલીઆંમા જાંહાં ઉજરડું પડેછે તાંહાંથી લાલ, લી
લા વગેરે ખુશનોમા રંગો દેખાયછે, જે તેમાંની જુદી જુદી
જાતની માટી ઇઆ એવીજ બીજી પદારથોને લીધે દેખાય
છે. ટુકમા કહીએતો ચંદરની સપાટી કાંઈ ઓરજ તલેસ
માત બતાવેછે અને તેમાં તે જગતપાલ કીરતારની બેહદ શ
કતી અને દાહાપણનો વીચાર કરતાં આદમીની અકલ ગુ
મ થાયછે.

---

# ઉભું વરશ.

(બીજીવાર.)

“ અરે ! પણ મારા ઉપર કાંએ જુલમ ગુજારો છ ? બે
હેસતી બાવાએ બે વરસ લગી ખાટલો સેહેવયો તે વખતે
આપણે ઓછો ખરચ કીધો કે હવે તેવણના ગુજરવા પછે
બી તમે એટલો બધો ખરચ કરાવોછ ? માણસના મુવા પા
છલ ખરચ શાવાસતે જોઈએ ? લગનનાં ટાંકણાંસર ખરચ
વધારે થાયતો વારૂં ધુલ નાંખી સમજીયા, કેમકે તે ખુશા
લીનો અવસર છે, પણ મરણના ગમગીનીના વખતે જીવ
નો જીવ જાય ને વળી ખાવા પીવાનો ને બીજો ખરચ થાય
તે કેમ ખમાય ? મુવા પછે આપણા લોકો ખરચ કરવાની
કસેછ તેટલો ખરચ તેની હઈઆતીમાં કરેતો કારગત લા
ગે. પણ ઘણી વખત લોકો હઈઆતીમાં ઘટતા ખરચની
આનાકાંની કરેછ, દવાદારૂ ઇઆ ખાધા પીધાનાં ખરચની
વાંણ કરેછ, હવા ફેરફાર કરવા જવાને ડાકટરે કહયું હોય
તો ખરચનું બાંહાંનું લાવેછ, ને તેનાં મુવા પછે હાથ કા
હાડીને ખરચ કરવા નીકલેછ. ઘણા ગરીબો જીવતાં પ
ણ દુખી હોયછ તારે તે બીચારાંની દાદ લાગતી નથી, પણ
તેના મુવા પછે સવાબ મેલવવાની એકલપેટી મતલબથી
એકેક જણ તેના રવાંન પાછલ સેંકડો રૂપીઆ ખરચવા જી
કસેછ. પણ એ કાંઈ આપણી ફરજ નથી. બેહેસતી બા
વા પાછલ મેં મારી ફરજ તેવણની હઈઆતીમાં બજાવી,
તેવણના ગુજરવા પછેબી જે ઘટતો ખરચ કરવો હતો તે મેં
કીધો, તારે હવે વધારે શું માંગોછ અને જુલમ કાંએ ગુજ
રોછ ? એતો મોબેદો પોતાનું પેટ ભરવા માટે સઘલો ખો
ટો ખરચ કરાવેછે, પણ તમે તેને કાંએ કબુલ રાખોછ . ”

આ પરમાંણેની ફરીઆદ શુધરેલા વીચારના અને સમજુ સાવખશાહએ ઉઠાવી, પણ તેનું કાંઇ વલીઉં નહી. અરદીબેહેસત મહીનાના ગાહામબાર માંથે આવેલા હતા અને તે વેલા સાંધરાં તથા હરીસો સુધાંની બાજ કરવાને સાવખશાહની બેહેનો ખરચ માગવા આવી હતી, તેઓની આગલ સાવખશાહએ પોતાનો ઉપસો બલાપો કાહાડયો હતો. હજીતો છમસી, વરસી તથા ડોસલાંનો બીજો ઘણો ખરચ કરવાનો હતો, તેટલાંજ સાવખશાહ પાસે સેંકડો રૂપીઆનો ખરચ કરાવયો, તોબી તેની બેહનો ધરાતી નહી હતી. તેઓએ જેમ સઘલી તીરથોની વખતે કીધું તેમ આ વખતેબી તે બીચારાને ખુબ પટાવયો. "બાપલા વગરની" પોતાની હાલત બાએ રડી બલીને ગોધપારૂ કરી મેલયું. "હમે મરી જઇએ પછે તું તારે ગમે તેમ ચાલજે, પણ હમે છઇએ તેટલાં જો ભાઈ દીન ધરમનું કામ હમોને કરવા દે. હમારી હઈઆતી છે તેટલાં હમારી લાજ રાખ નહીતો ગામનાં લોક હમોને ટુપી ખાશે." એવી એવી ઘણીક પટાવટથી તેઓએ તેને પીગલાવયો અને જોઈતા ખરચના નાંણાં વલી પાછાં કહડાવયાં.

એ પરમાંણે અરદીબેહેસત મહીનાના ગાહામબારજ નહી પણ બીજી સઘલી તીરથો પસાર થઇ અને આમ કરતાં સાવખશાહની બેહેનો કેહેતી હતી તેમ "ઉભું વરસ જેમ તેમ ખેંચી કાહાડયું." વરસની આખરીએ શાવખશાહએ સઘલો હીસાબ તપાસયો અને તેને જણાયું કે એક વરસમાં કરકસર કરવા જતાંબી ઘરની વેહેમી ઓરતોએ તથા મોબેદોએ વેહેમાવી તથા વાહીને તેબીચારાને ૧ાા હજાર રૂપીયાના ખરચના ખાડામા નાખયો. સાવખશાહ કાંઈ પુજીવાલો નહી હતો. તેનો બેહેસતી બાપ પણ ગરીબ હતો, જેના તરફથી તેને માતર ૫૦૦ રૂપીયા મલયા હતા. પણ ઘરમાં કંકાસ નહી થાય અને આબરૂદાર લોકોના મનમાં ઓછું નહી આવે એટલા સારે પોતાની નાખુશી છતાં તેણે દેખાદેખીને આ ખરચ ચલાવતાં કરજ વટીક કરયું. આવી રીતે કરજ કરીને તેણે કેટલો ખરચ કીધો તે, ઘટતા કે અણઘટતા સઘલા ફીરકુલ ખરચનો હીસાબ હેઠલ ઉતારી લઇએ છઇએ અને આશા રાખીએ છઇએ કે અમારા ગયા અકટોબર મહીનાના અંકમાં જેમ લગનનો ઉભાં વરસનો ખરચ વાંચનારી બાંનુઓએ ધેઆન નથી તપાસયો હશે, તેમ આ ગમીના વખતના ઉભાં વરસના હીસાબ ઉપર પણ તેઓ ઘટતું ધેઆન પોંહોંચાડશે.

## રવાંનના ગુજરવાથી તે વરસી સુધીનો હીસાબ.

### પેહેલા તરણ દાહાડાનો ખરચ.

રૂપીઆ.
૫) નસીસાલાર, ખાંધીયા તથા સચકનારને મલી.
.૪) ધેહેસારનાર ગોમેદની જોડ ૧) ને આપયા.
૪) પાએદસતમાં બંદગી કરી ચાલનાર મોબેદની જોડ ૧)
૧૨ાા મોબેદની જોડ ૨૫ ને રવાંન અવલ મંજલ લઇ જતી વખતે નેઆશ ભણવા માટે આપયા, દરએકને રૂ૦ા લેખે.
૫૦) મોબેદની જોડ ૨૫) ને પાયા સુજીના આપયા, દરએકને રૂ૧) લેખે.
૨) સગડીવાલાનો, કુતરાંનાં પાંઊનો વગેરે ખરચ.
૩) તરણ દાહાડા સરોશની ઇજશને કરનારા મોબેદોને.
૩) તરણ દાહાડા સરોશના આફરીનગાંન કરનારા મોબેદોને.
૧૨) તરણ ધેહની નેઆએશ, છ વખત એટલા ઊપર ભણનારા મોબેદોની જોડ ૪, દરએક જણને દર વેલા રૂ૦ા લેખે.
૩) પાંચમું પંચક હતું માટે પાંચ પંચકના ટીંગલાં ઘેણ સાથ મોકલવાનો ખરચ.
૦ાા વસુરી એટલે જે સગનું ભાણું તરણ દાહાડા.
૧૫) ઊઠમણું સાંજનું, તરણ દસતુરો, (બે સેનશાહી તથા એક કદમીને આશોદાદ, દરએકને રૂ૫) લેખે.
૧) "ફરજ આપવા" ને દસતુરને આપયો.
૫૦) મોબેદ, જોડ ૨૫, દરએકને રૂ૨) લેખે.
૧૦૦) તનદરોસતી ભણાવી.
૨) ગઊદાંન.
૫) ગરીબોમાં આસોદાદના વેંહેંચયા.
૨૦) ઊઠમણું પાછલી રાતનું મોબેદો જોડ ૫) દરએક જણને રૂ૨) લેખે.
૧) ફુલ, ગોલાબ, એટલાની રજા, વગેરે પરચુરણ.
૮) સલામ કરનાર મોબેદો જોડ ૨) દરએક જણને રૂ૨) લેખે.
૫) ફતરની તથા બાકની હેલ.
૫૦) ભાતીનું ખાંણું બે દાહાડા સુધી સગાંવાહાલાને ઘર મધે જમાડવાના, બબરચીઓની મજુરી શુધાં.

### ચેહારમનો ખરચ.

૧૦) ચેહારમનો શીયાવ.
૩) તરાંબાંના વાસણ ઇંજવયાં.
૩) મીઅજદ તથા દરૂન વગેરે.
૧) આફરીનગાન કરનાર મોબેદો.
૨) ચેહારમની બામદાદે ચાર બાજ ધરી, તેનાં શીયાવની ઇંબાઇ શુધાં.
૨) ફરવશી તથા સતુમ.
૧૨ાા નાહાનીયાં જણ ૨૫, ને આસોદાદ, દરએકને રૂ૦ા લેખે.
૭૫) જમન ૧૦૦ માણસનું, દારૂ તથા બબરચીની મજુરી શુધાં.

### દસમાનો ખરચ.

૩૦) મીઠાઇ, દસમાંનીનો આખા ઘેંહું, ચના, નાલીએર, ઘી, ખાંડ, વગેરે સાંમણ.
૮) મીઠાઇ, કરવાવાલા બે મોબેદોની મજુરી બે દાહાડાની.
૫) મીઠાઇના ભાગલા ઘરેઘર વેંહેંચવાની વેંહેંચાઇ.
૧૦) મીઅજદ સઘલી જાતની સુકા મેવા સુધાં.
૭) નાહાનીઆ મોબેદો જણ ૧૦ ને મારે જમત.
૨ાા આસોદાદ, દરએકને રૂ૦ા લેખે.
૨) આફરીનગાન, સતુમ તથા ફરૂઅશી ભણનારા મોબેદો જણ ૪

### માસીસાનો ખરચ.

૮) શીઆવનાં કપડાં જોડાંના જોડ ૨), તેમાંની ૧) ઘરમાં રાખવાની ને બીજી પંથકીને આપવાની.
૪૦) સીરોજના ચપટાં જોડાંનાં, ૨ ફરાનાં, તેના ઘઉં, ઘી વગરે.
૭) ચપટાંની સાથ ઇંડાં અને કેળાં.
૨૦) જલેબી તથા લાડવા વગર ખાજાં, સીંગર, ઝરેહેસુર અને કોપરાંપાકની મીઠાઇનો સામાન.
૬) મીઠાઈ તથા ચપટાં બનાવનારા મોબેદોની મજુરી બે દાહાડાની
૧૦) મીઅજદ, સઘલી જાતની.
૫) મેજના ખુમચા તથા ચપટાંની વેંહેંચાઇ.
૪) નાહાનીયા મોબેદો જણ ચારને જમાડવાનો ખરચ.
૧) આસોદાદ.
૪) આફરીનગાન, સતુમ, ફરૂઅસી વગેરે ભણનારા મોબેદો ૪)

## બંમસીનો ખરચ.

- ૮) શીઆવ જોડાંનો જોડ ૨).
- ૨૫) મીઠાઇ સાથના ખુમચા અને બાજ.
- ૫) મીઅજદ.
- ૭) મીઠાઇવાલા મોબેદને.
- ૨) આફરીનગાન, સતુમ વગેરેના મોબેદોને.
- ૨) મીઠાઇની વેંહેંચાઇ.

## છમસીનો ખરચ.

- ૮) શીયાવ જોડ ૨)
- ૧૫) છમસીનાં ચપટાં ૦ાા ફરાનાં, તેનો સામન.
- ૭) ઇંડાં અને કેળાં.
- ૫) મીજઅદ વગેરે.
- ૨) ચપટાં બનાવનારા મોબેદોની મજુરી.
- ૫૦) છમસીનું જમન, તેમાં ૧૫ નાહાનીયા મોબેદો તથા ૭૫ સગાં વાહાલાં મળી જણ ૫૦ નું.
- ૪) આસોદાદ નાહાનીયાની.
- ૫) વેંહેંચાઇ, ભાણા તથા ચપટાંની.
- ૫) આફરીનગાન વગેરે ભણુવાનો મોબેદોનો ખરચ.

## વરસીનો ખરચ.

- ૮) શીયાવ જોડ ૨)
- ૭૫) વરસીનાં ચપટાં, જોડાંનાં, બે ફરાનાં, તેનો સામન.
- ૧૦) ઇંડાં, કેળાં.
- ૧૦) મીઅજદ.
- ૧૦) મીઠાઇ હલકી જાતની.
- ૬) મીઠાઇ તથા ચપટાં બનાવનારની મજુરી.
- ૧૦૦) જમન આસાંમી ૧૦૦ નું, તેમાં ૩૦ નાહનીયા.
- ૮) આસોદાદ નાહનીયાની.
- ૭) આફરીનગાન, સતુમ, ૨૬અશી વગેરે ભણનાર મોબેદોને.

## તીરથોનો ખરચ.

### તીર મહીનાનું ગાહામબારીઉં.

- ૧૦) મોટી બાજ.
- ૭) નાહાનીયા જણ ૨) આસોદાદ શુધાં.

### મેહેરીઆનનું ગાહામબારીઉં.

- ૧૫) મીઠાઇ સાથની બાજ.

### અરદીબેહેસત મહીનાના ગાહામબાર.

- ૫) શીયાવ.
- ૭૫) સાંધરાં તથા હરીસો ૨) ફરાનાં સાથની બાજ મીઅજદ શુધાં.
- ૭) મજુરી.
- ૬) નાહાનીયા મોબેદ જણ ૮ નું જમન તથા આસોદાદ.
- ૫) વેંહેંચાઇ.

### બહમન મહીનામાં.

- ૧૦) ખીચરી ૧ ફરાની, તેનો સામાન.
- ૫) બારેનાં, રાબેતું, તથા પરહેજી ખાંનું.
- ૫) ભાણાં સગાંવાહાલાંમાં વેંહેંચવાં.

## ડોસલાંનો ખરચ.

- ૨૦) બેહેડું કોપરબરાસનું.
- ૨૦) માંડનારીને સાડી સાથના કપડાં શુધાં.
- ૧) વચલીમાંચી, નોરોજ તથા વરાવાને દીને કુકુલાં ભરવાના સામાનનો ખરચ.
- ૫) ઉપમાજ દીવસો ઊપર પાપરાં, દમોરી, વાંલ, વરેનાં વગેરેના સામાંનનો ખરચ.
- ૫૦) વચલીમાંચી, તરીજો ગાહામબાર, નોરોજ, રપીથવન, તથા ખોરદાદશાલને દીને ચાપટ, આઊર અને કેરવાઇ કરીને સગાં વાહાલાંઓને તાંહાં વેંહેંચયાં તેના સામનનો ખરચ.
- ૩૦) પેહેલા ગાહામબારને દાહાડે મીઠાઇ સાથની બાજ કરાવી તેના સામણનો ખરચ
- ૨૦) માંડણાને દીને તથા તરીજે દીને તથા વચલીમાંચી, નોરોજ, રપીથવન, અને ખોરદાદશાલ એટલા દીવસો ઊપર બેહેડાં ભરયાં, તથા બારીમાંની મીઅજદ બદલી તેનાં ફુલ તથા મેજનો ખરચ.
- ૮) નોરોજને દીને નવાં કપડાંનું સોખાંન મુકયું તેનો ખરચ.
- ૧) વરાવાની બાજનો ખરચ.
- ૫) ખોરદાદશાલને દાહાડે ભાતીઊં બાંધયું અને વરાવાની બામદારે ભણાવયું તેનો ખરચ.
- ૧૦) વરાવાનાં સાંધરાં અને હરીસો.
- ૫) બાકીના દીવસો ઊપર ચાલુ દરૂનબાજ.
- ૨૦) પંચકીનો આંકડો, તેમાં પાછલી રાતના સતુમ તથા ૨૬અશી ભણવાની મેહેનત સુધાં
- ૧૦૦) બખરચીનો આંકડો, તેમાં વચલીમાંચી તથા નોરોજને દીને વધારે માણસોનું જમન કીધું તે શુધાં.
- ,, ૫) પરચુરણ હેલ મજુરી વગેરે.

## વરસનો ચાલું ખરચ.

- ૨૦) વરસના ચાલું દરૂનને માટે ઘઉં ફરા ૭)
- ૨૦) ઊપમાંજ કારણસર ઘી મણ ૧ાા
- ૨૫) ખાંડ, ગોલ, બદામ, દરાખ, વગેરે.
- ૧૦૦) મીઅજદ, ફુલ, દુધ, વગેરે.
- ૨૦) આફરીગાન અને સતુમ ભણનારા મોબેદોને.
- ૧૦) દરરોજ રવાંનની પતેત ભણનારા મોબેદને.
- ૧૦) દરાંણુ કરનારી ગોરાંણીને.
- ૧૦) દલનારી વગેરેને.

---

જુમલે ૧૫૭૨ાા

# દરીઆઈ ઘોડો.



દરીઆવમા વસનારી અજાએબ જેવી માછલીઓના જે હેવાલો આપણે છેલા અંકોમા આપયાછે, તેવી માછલીઓમા આ મથાલે મેલેલી માહી સઉથી અજાએબ જેવી છે. એ માછલીનું ચીતર અથવા બાહેરનો આકાર જોવાથી કદામજ કોઈ માંનશે કે તે માછલી છે. તેની સુરત ઘોડાની સુરતને અતીઘણી મળતી આવેછે અને તેટલા ઉપરથી ઈંગરેજીમાં તેને "સી હારસ" અથવા દરીઆઇ ઘોડો કેહેછે. બદનનો આકાર પણ માછલીના કરતાં સોસવાટને મળતો વધારે છે અને પેહેલાં એવું લાગેછે કે જાંણે તે ખુદ જીવ

તી માછલીના કરતાં કોઈ આગલા જમાનાનાં જાનવરનાં હાડકાંનું કાલબુદ હોય. પણ વાંચનારી બાંનુઓએ ખાત રી રાખવી કે વીદવાનોએ માછલીઓની જે જુદી જુદી જા તો નોધીછે, તેઓમાં લોફોબરાંનકીએટ નામની જાતની એ એક ખરેખરી જીવતી માછલી છે.

લીનીઅસ તથા કયુવીઅર નામના વીદવાંનોએ આ માછલીની સારીપરે તપાસ કરીછે. એ માછલીનું કદ ના હાનું છે. તે ઘણું કરીને છ થી દસ ઈંચ લાંબાં હોયછે. તેનું બદન લંબુસું અને પતલુંછે તથા આખાં બદન અને પુછડી ઉપર સોસવાટની મીશાલે કોટલાં જેવું કાંટાનું પડ કરી લીધેલું છે. આ માછલીની ગરદન માંથાની પછવાડેથી ચપટાયલીછે અને પુછડી લાંબી તથા અ નીદાર છે. આ માછલી જારે તરેછે તારે ઉભી તરે છે, પણ પાંણીમાં જેબી ચીજ મળે તેની આસપાસ તેનુ પુછડું વીટલાઈ જાયછે અને એ રીતે તે ચીજ ઉપર મકમ વલ લીધા પછે પોતાનાં શેકાર ઉપર તે ચાલાકીથી હોમલો કરેછે. જીવતીના કરતાં તે મરણ પામવા પછે થોડાનાં સં રખો વધારે આકાર તેનો દેખાયછે. એ અજાએબ જેવી માછલી લુમધ્ય સમુદરમાં તથા આટલાંનટીકને લગતા દ રીઆવોમાં વસેછે.

---

## શેકસપીરીઅન જવાહેરો.

### હીચકારો.

"એક હીચકારો, ઘણો સુસત હીચકારો, હીચકારા પણામાં ઘણો જહનુની હીચકારો."

"હું જાણું છઉં કે તે એક હરરતો જુહો છે, હું વી ચારૂ છઉં કે તે ઘણે દરજે બેવકુફ છે. તે કાંઈજ નહી પ ણ હીચકારો છે, પણ આ મુકરર બુરાઈ તેનાં દીલમાં એ વી બંધબેસતી માફક આવેછે કે જારે નેકીના લોખંડી હા ડકાં શીયાલાના પવણથી ઠંડાંગાર થાયછે તારે આ બુરાઈ એ તે હીચકારાના તનમાં સોભેછે."

"એ દુધીયાં કલેજાંનાં આદમી તારા ગાલ તમાચા મારવા માટે આપેલાછે અને તારૂં સીર બુરાઈને માટે સ રજેલુંછે, પણ તારાં શંકરોમાંથી તારૂં માંન જોઈ શકે એ વી તારાં ભવાંની હેઠલ એકબી આંખ નથી."

"હીચકારાઓ પોતાનાં મોતની આગમચ ઘણી વ ખત મરણ પાંમેછે અને ઘણી વખત પાછા જીવેછે; બાહા દુરો મોતનો સવાદ એકજ વખત પાંમેછે. મેં જેબી અ જાએબીઓ સાંભળેલીછે, તેમાં સઉથી અજાએબ જેવું મને એ દીસેછે કે માણસે શામાટે બીહવું જોઇએ. કાંએકે મોત, જે એક જરૂરનો છેહો છે, તે જારે આવશે તારે આવશેજ."

### ચાલતો રેલો.

"ચાલતો રેલો, કે જે ધીમી બડબડ કરતો ચાલયો જાયછે, તેને જો અતકાવયો હોયતો તે અધીરાઈથી તપી આવેછે; પણ જારે તેના સીધા મારગમાં અટકાવ હોતો ન થી, તારે સુમારા ફતરો સાથ તે મધુર ગાએણ ગાતો, પો તાની જાતરાના મારગમાં મલતા દરએક છોડવાને સુમો લે છે અને એ પરમાંણે ઘણાક વલણદાર ખુણાઓમાં ફરીને પોતાની ખુશી મુજબ ગમત કરતો જંગલી દરીયાવમાં ખા લી થાયછે."

### સરાપ.

"તારા સરાપ નથી તેને નુકસાન કરતા કે નથી તુને રતીભારખી લાભ દેતા; વાસતે ખાંમોશ કર અને તારી ફ રીઆદ ખોદાને સોંપ."

### બામદાદ.

"પીઆરી, એ કાંઈ બુલબુલનો આવાજ નથી, પણ એતો બામદાદનો કાસદ ચકાવક છે. જો, સાંમો ઉગમણ દસાએ એકેકથી જુદાઈ પકડતાં વાદલાંઓને કેવાં અદેખાં કીરણો વચે પડીને કાપેછે. રાતની બતીઓ બુજવાઇછે, અને હસમુખો દીવસ ધુમસથી ભરેલા પાહાડને મથાલે ઉ મેદ ભર આવી ઉભોછે."

---

## પરચુટણ બાબતો.

"ઓરત જાતને મરદના માંથામાંથી બનાવી નથી, કેમકે તેને મરદને માંથેની બનાવા ધારી નથી; તેમજ ઓર ત જાતને મરદના પગમાંથીબી બનાવી નથી કેમકે તેને મ રદની ગોલામડી બનાવા ધારી નથી; પણ તેને મરદના પા સાંમાંથી બનાવીછે, કેમકે તેને મરદનુ સુખ તથા સાથી બ નાવા ધારીછે."

---

**કાફીથી નજલો થાય !**—એક ફરેંચ તબીબ એવ શોધ કરેછે કે કાફી પીધાથી નજલો થાયછે. [illegible] થોડો વખત કાફી પીધી અને થોડો વ[illegible] હયો, વલી થોડો વખત પીવા માંડી અને વલી થોડા [illegible] ડા બંધ કીધી. આ પરમાંણે એક વરસવેર એક સરખી તપાસ કીધાથી તથા દર આંતરે આંતરે કાફી પીધાથી તેણે જોયું કે જારે કાફી પીતો તારે નજલો થઈ આવતો અને જારે નહી પીતો તારે તે નહી થતો હતો. અલબતાં આ તબીબનો એકજ દાખલો સઘલાં ઉપર લાગુ પડી શકશે ન હી અને તેમજ કાફીને એ મરજ શું સંબંધ છે, તે [illegible] તે જણાવી શકયો નહી. વલી આ વાત પણ ધેઆનમાં રાખવી કે પારીસ ખાતે જેવી સરસ કાફી પીવામાં આવે છે તેવી કેથે નહી હશે, ઈઆને તે ઘણી જલદ હોયછે. મા ટે ઉપલા એક ફરેંચ તબીબને જલદ કાફીથી નજલો લાગ તો હોયતો તેથી કાફી પીનારા બીજા લોકોને ઘભરાવાનુ કાં ઈ કારણ નથી.

---

**બીર દારૂની ઈસકુલો**—જરમનીના બવેરીયા દેશમાં બીર દારૂ ઘણો સરસ બનેછે અને તેનુ કારણ એ છે કે તાં હાં એ દારૂ બનાવાનુ કામ લોકોની કેળવણીનો એક ભાગ કરી મેલયોછે. મીયુનીચ અને આગસબરગ ખાતે નીશા લોમાં બીર બનાવાનો હોનર સમપુરણ રીતે શીખાડવામાં આવેછે.

---

**ચીનાઈ કેહેવતો**—જીંદગી એક મુસાફરી છે, મોહો ત આપણને ઘર પોહોંચાડેછે.

## રમુજે ફુરસત.

૧. તમો મને વાંચોછો, પણ હુંબી તમારા ચેહેરા ઉપરથી તમોને વાંચુ છઉં. તમો મને હુધારોછો, પણ હું બી તમોને હુધારૂં છઉં તથા સુખ આપું છઉં. હું દફતરમાં છઉં, હું આશકારા છઉં અને વળી દફતર આશકારામાં બી છઉં! મારા વગર તમારી પાસે ગમે એવી દોલત રદ છે, પણ ગરીબ પાસે હું હોઉંતો દોલતની તેને જરૂર ન થી. મારા છ અખશરો પેહેલા બે અખશરોને સુખકારક છે, પણ છેલા બે અખશરો છએ અખશરોને નાશકારકછે. દાવા હાથપરના મારા બે અખસરો આગળ મીંડું મુકો તો જમના હાથ પરના બે અખશરોનો આંક થાયછે. હવે કહો હું કોણ છઉં?

૨. ઉલટાવેલા શબદો.
ગરી બાવન.
બેહેસત આરામ.
બરડી લીંજા.
વીયાટો કરી.
શેઠીયા ગાવ.
રામ નાચ મર.
ઉપલા શબદોને ઉકલાવો.

૩. મને વાંચનારી બાઈઓ બદન ઉપર લઈ ફરેછે અને ઘરેણા તથા લુગડાં પણ મારીજ અંદર ભરેછે. મા રો પેહેલો અક્ષર તમોને ઈંડાંની સપેતીમાં મલસે પણ ઈં ડાંની દાલમાંતો કદી દેખાસે નહી, અને જે કે મને એક કબટની માફક વાપરવામાં આવેછે, તોપણ મારો બીજો અ ક્ષર તમોને કબટમાં મલસે નહી પણ તીજોરીમાં જોવોતો હું તરત તમોને હાથ આવસ.

૪. દુન્યામાં વસનારી એક જાતનું હું છું ત્રણ અક્ષરનું નાંમ,
એસીઆખંડની પસચીમ દસાએ છે મારૂં અસલ ઠામ.
તોપણ મલી આવુંછું ઘણાખરા સુધરેલા દેસ અંદર,
થોડાજ ગામો રહયા હસે કમ નસીબ મારા વગર.
જો મુકો મારો પેહેલો અને બીજો અક્ષર હાથોહાથ,
તો ગલી આવસ હું કુવા અને દરીઆવની સાથ.
મારૂં પેટ, પુછડું મલી બનું હું હેવી એક ચીજ,
જે મરવે કોઇ દીલમાંથી કાહડી નાખવાને કરેછે તજવીજ.
તોપણ જયારે બચાંઓને ખાતર પડેછે મારૂં કામ,
ત્યારે માબાપો તેમને લઇને ફરેછે ઠામેઠામ.
બેહેનો બોલો હવે આપું મારૂં નામ,
ને સમજાવો ખોલાસેથી મારી વિગત તમામ.

---

### ખોલાસો ગઈ વેલાનો.

૧—નરસ; નર; નસ રસ.
૨—કેખશરૂ; કેરૂ; ખરૂ.
૩—જામદાની.
૪—ખાહો.
૫—સલાહા.
૬—પાણીનો કારડ.
૭—મીનબતી.

## ધણીવાળી ધણીયાની.

૫૯.

ધણિની માનેલી, ધારેલો અર્થ સુધારે;
ધીના ગાડુ ઘરમાં ફોડે, કોઈ ન પૂછે ક્યારેરે. ધણિની.

લોકો સર્વે ધણિયાનીનો, પક્ષ કરીને બોલે;
જેને માથે ધણી નહી, તે નારી તરણા તોલેરે. ધણિની. ૧
જે નારીને ધણિએ માની, લોકો તેને માને;
એજ ગણાયે ડહાપણવાળી, એજ વડી ગુણવાનેરે. ધણિની. ૨
ઘરમાં બહુ બીગાડ કરે કે, ખવરાવી દે ખેત;
તોપણ તેને કોઈ ન કહેજો, હોય ધણીનુ હેતરે. ધણિની. ૩
પીયરિયાંનિ પધરાવે કે, છત દઈ દે કાંઈ છાની;
તોપણ તેને કોઈ ન પૂછે, મરદે જેને માનીરે. ધણિની. ૪
આળસ આવે તો ધન આપી કરાવે ઘરનુ કાજ;
ધણી તણી ધણિયાણિને તો, સ્વતંત્ર રૂડું રાજરે. ધણિની. ૫
પૈસાને ઠેકાણે જો તે, ખરો રૂપૈયો ખરચે;
તોપણ વળિ તે તકમાં તેની, ચરચા કોઈ ન ચરચેરે. ધણિની.
પ્રથમ પતિનાં વચનો પાળી, વિનય કરી વશ કીધો;
પછિ તો જાણે તેણે પતિને, વેચાતો કરિ લીધોરે. ધણિની. ૭
ધણિની માલ મતાની પોતે, માલેક થઇને બેસે;
ધણિ વશ તેને ઘરનું બીજુ, કોણ ઠુંગારો કહેશેરે. ધણિની.
રૂપ નહીં કે રંગ નહી વળિ, વિશેષ નહિ ગુણવાળી;
પણ જે પામી માન પતિનુ, એજ રૂડી રૂપાળીરે. ધણિની. ૯
ધણિ જેનો ધિક્કાર કરે તો, સઉ લોકો ધિક્કારે;
વાટે ઘાટે જાતાં એના, અવગુણ સઉ ઉચ્ચારેરે. ધણિની. ૧
નિર્ધન હોય પણ પતિની પ્રીતે, દિસે સુહાગણ દેહ;
પતિની પ્રીત વિના રાણી પણ, ભમે ભિખારણ જેહરે. ધણિની.
ધન્ય જનમ તો ધરણી ઉપર, પતિવાળીજ પ્રિયાનો;
પતી થકી જે જૂદી પડી, ધિક જન્મ એવી અબળાનોરે. ધણિની. ૧

(દલપતરામ)

---

## પોંહોંચ.

"હીંદુસતાંનનો ઇતીહાસ", તેના બનાવનાર મ ખરશેદજી નસરવાનજી પેસતનજી તરફથી મળયોછે. એ એક અતીશય શુંદર પુઠાંનું પોણીબસો સફાનું કીમતી પુ તક છે અને તેમાં હીંદુસતાનમા થઈ ગયલી મુસલમીન દશાહતની તવારીખ છેક તેમના હોમલાની શરૂઆતથી હાઆલમ અને મરાઠાઓના વખત સુધીની દાખલ કરીં આ પુસતકમા શાનશાહ અકબરનું એક શુંદર ચીતર પણ દીઠામા આવેછે. એ પુસતક જુદાં જુદી કેતાબો વાંચી તે ઉપરથી રચયુંછે અને તેમાં તેના ચંચલ બનાવનારને ઘ ણી મેહેનત પડીછે. એ જવાન ગરહસથે આગળ "હેકાય તે દીલપસંદ" તથા "નકલીઆત નામુ" નામનાં વારતાના બે કીમતી ગરંથો રચયાછે અને આ તરીજવાર તવારીખ મા તેણે પોતાની કલમ અજમાવીછે, માટે એ ભાઇને શા બાસી ઘટેછે અને ઉમેદ છે કે વાંચનારી બાઈઓ એ પુસત કનો અભીઆસ કરી હીંદુસતાનમાં જે મુસલમીન દોર થ ઈ ગયોછે તેને લગતું ગનાન મેળવવાને ભુલશે નહી.

---

મુંબઈ, દફતર આશકારા પરેસમાં બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીયું તથા પરગટ કીધુંછે. ફોટ કોટ—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, નં૦ ૬ તથા ૧૧.